શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનવાળો ઇનામનો રેસાલો.

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઈકલોપીડિયા.

## પુસ્તક ૩ જું.

રચનાર
રતનજી ફરામજી શેઠના,
તે હકદારનો હક, ચાઇનીજ ટેલ્સ, એશિયાની સદગુણી બાનુઓ, સુંદર હેલન, ગુલખુશરો.
રંગમાં ભંગ, લૉનટેનીસ, બિઝીક વગેરેનો કર્તા.



મુંબઈ:
ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપતન પ્રિંતીંગ વર્કસ.
લાલબાગ-પરેલ.

કિંમત રૂ. ૩-૦
(પોસ્ટેજ આના ચાર.)

MR. MUNCHERSHAW NUSSERWANJEE RUSTOM-FRAMNA.



શેઠ મનચેરશાહ નશરવાંનજી ડોસાભાઈ રૂસ્તમ-ફરામનાં

# અર્પણ પત્રિકા.

શેઠ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફરામના,

"જ્ઞાન પ્રસારક મંડળી"ના એક લાઈફ-મેમ્બર.

તમો સાહેબે વિદ્યાજ્ઞાન તરફની કદરસનાશીથી સખી રકમ

લખાવી આ વિદ્યાજ્ઞાનના ગ્રંથને પ્રગટ કરવામાં ઉદાર

દિલથી જે કિંમતી મદદ અને ઉત્તેજન આપ્યાંછે

તેના હેશાનની માનપૂર્વક ઈંધાણી દાખલ

આ ગ્રંથ તમો સાહેબને અર્પણ

કરવાની રજા લઉંછું.

લાં૦ સેવક,

રતનજી ફરામજી શેઠના

(જ્ઞાનચક્ર પુસ્તક ૩ જાનો રચનાર.)

# પ્રસ્તાવના.

• ગુજરાતી સાહિત્યમાં સર્વ વિદ્યા જ્ઞાનનો આ કોશ રચાવવા માટે જ્યારે પ્રથમ મરહુમ શેઠ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીનજીએ 'જ્ઞાનપ્રસારક મંડળી' મારફતે ઇનામ જાહેર કર્યું તે વેળા આ ગ્રંથ કોઇ ચાલુ લખીને દલદાર દફતર આકારે પ્રગટ કરશે એ માટે શક રાખવામાં આવતો હતો; પણ તે પછી પેહેલો ભાગ પ્રગટ થતાં આ ગ્રંથમાળાને ચાલુ ઇનામની હરીફાઇથી લખાવી બહાર પાડવા માટે શેઠ **બેજનજી અરદેશર દસ્તુર કામદીનજીએ** ઉત્તેજન આપવાથી હાલમાં આ ત્રીજું પુસ્તક ખુદાની માયાળુ મેહેરબાનીથી માહરે હાથે લખાઇ છપાયું છે; ને ચોથું પુસ્તક પણ થોડાજ માસમાં બહાર પાડવાની હું આશા રાખું છું.

ત્રીજા ભાગનો રેસાલો આ વેળા એટલો તો વિસ્તારીને લખવામાં આવ્યો છે કે, તેનાં ખાસા ચાલુ કદનાં બે દફતરો છપાવવાં પડયાં છે. આ ત્રીજા દફતરમાં કુ થી કે સુધીની બારાખડી ઉપરનાંજ વિષયો આપવામાં આવ્યાં છે; પણ ૪ થા દફતરમાં કૈ થી **ખ ગ અને ઘ** મૂળાક્ષર ઉપરનાં સર્વે અક્ષરોનો સમાવેશ કરવામાં આવશે. અને તે પછીનાં દફતરોમાં વધારે મૂળાક્ષરોનાં વિષયો સમાવી આ ગ્રંથમાળા હવે પછી જલ્દીજ પુરી કરવાની હું ઉમેદ રાખું છું.

આ ગ્રંથ ઇનામની હરિફાઇથી લખાવવા માટે **શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનજીએ** જે રીતે ચાલુ ઉદાર મદદ કરતા રહ્યા છે તે ઉપરથી વાંચક પ્રજા જોઇ શકશે કે આ શેઠ પણ પોતાના બેહેસ્તનશીન પિતાજી જેવાજ ખરા વિદ્યા ઉત્તેજ આશ્રીત છે, અને તેમણે આ કામ પોતાની મદદથી પુરું કરાવવાની જે હામ ભીડી છે તેને લાયક નિવડવા હું માહરી અદના કોશેસ ચાલુ રાખુ છું. તેમાં મહને આજ સુધી જેમ મેહેરબાન શોખીન વાંચક બાનુઓ તથા ગ્રહસ્થોએ મદદ આપીછે તે માટે હું તેમનો અહેસાનમંદ રહી ઉમેદ રાખુછું કે તેવીજ મદદ જો તેઓ ચાલુ રાખશે તો જરૂર આ ગ્રંથમાળા પૂર્ણ કરવાની મ્હને શકિત બક્ષેલી કેહવાશે.

આગળ આ ગ્રંથનાં બેઉ ભાગો છપાવવાની મદદમાં મરહૂમ શેઠ નવરોજી નશરવાનજી. એન. વાહાડિયા સી. આઇ. ઈ. એ અતિ ઉદારતાથી છપામણીમાં મદદ તરીકે રકમો આપી હતી તેવીજ આ વેળા છપામણીમાં મદદ તરીકેનો હિસ્સો **શેઠ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફરામના** નામના વિદ્યા ઉત્તેજક ગ્રહસ્થે આપી મહને આભારી કર્યો છે. શેઠ મનચેરશાહ આ ગ્રંથનાં અવ્વલથીજ વખાણનાર મદદગાર હતા, પણ જ્યારે તેવણે વાહાડીયાજી તરફની મદદ મળતી બંધ થએલી જાણી ત્યારે પોતાના ઉદાર દીલથી આ વિદ્યા ઉત્તેજક યોગ્ય કામમાં મદદ કરવાની ખાહેશ બતલાવી હમેશ મુજબની બક્ષેસ કરી, તે માટે હું એમનો પણ ઉપકાર માનવાની માહારી ફરજ સમજું છું.

આ ત્રીજો ભાગ તપાસવા માટે આપણી નગરીના જાણીતા કાબેલ ગ્રહસ્થો—**ખાન બહાદુર દારાશાહ રતનજી ચીચગર, ખાનબહાદુર બમનજી બેહેરામજી પટેલ, એરવદ શેહરિયારજી દાદાભાઈ ભરૂચા, અને શેઠ રૂસ્તમજી પેસ્તનજી મસાની, એમ. એ.** એ જે જુદા જુદા વિષયો વેહેંચી લઇ તેને પૂર્ણપણે વાંચી તપાસી નુકેતચીની કરી આ ગ્રંથ સુધારી છપાવવા લાયકની હાલતમાં મેળી આપ્યો છે, તે માટે હું તેમનો અહેસાનમંદ છું.

બીજું જ્ઞાન પ્રસારક મંડળીના સરનશીન શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીની યોગ્ય સુચનાઓ માટે આભાર માની આ મંડળીના ધુંધી ઑ૦ સેક્રેટરી શેઠ નશરવાનજી હીરજીભાઇ પટેલની આ ગ્રંથ તરફની અથાગ કાળજી અને મેહેરબાની ભરી સલ્લાહ અને યોગ્ય સુચનાથી આ ગ્રંથને મળેલા સ્વરૂપ માટે હું તેમનો અત્યંત આભારી છું. તેમજ **શેઠ અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પ આશાએ** ચોકસ જન્મ ચરિત્રો લખવામાં કરેલી મદદ માટે હું તેમનો આભારી છું.

બીજો અગત્યનો ખુલાસો કરવાનું હું વાજબી ધારૂંછ કે, આ વેળા માહરા મેહેરબાન પરિક્ષકોએ પોતાનાં 'રિપોર્ટમાં' જણાવ્યા મુજબ હૈયાત ધણીઓનાં યોગ્ય જન્મ ચરિત્રો આ ગ્રંથમાં દાખલ કરવાનું પોતાની મુનસફી ઉપર રાખેલું હોવાથી, હવે પછી હું પોતાને આ જોખમદારીમાંથી (તેમની સુચનાં પછી) મુકત થએલો સમજું છું.

**તા૦ ૨૫ સપટેંબર ૧૯૦૨.**

લા૦ આજ્ઞાંકિત સેવક

**રતનજી ફરામજી શેઠના**

# આ ગ્રંથ વિષે "જ્ઞાન પ્રસારક મંડળી" તરફનો ખુલાસો.

"જ્ઞાન પ્રસારક મંડળી" હસ્તક શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીને આ ત્રીજા ભાગ માટે રૂ ૪૦૦)નાં ઈનામનો રેસાલો લખાવવા માટે ઈ. સ. ૧૯૦૦ માં નીચલો પત્ર લખી માંગણી કીધી હતી.

બજારગેટ—મુંબઈ, તા૦ ૩૦-૫-૧૯૦૦.

શેઠ નશરવાનજી હીરજીભાઈ પટેલ.

જ્ઞાન પ્રસારક મંડળીના ઑ૦ સેક્રેટરી જોગ,

સાહેબ—

જત તમારા તરફથી તા૦ ૧૪ મી મેનો પત્ર મને મળ્યો છે. 'જ્ઞાનચક્ર'ના બીજા ભાગો માટે ઈનામો આપવાની મારી ખુશી છે. તે મુજબ પુસ્તક ત્રીજા માટે તમારા તરફથી નીચલા બોલો માટે રૂ ૪૦૦)નું ઈનામ છપાવજો. આ ત્રીજા ભાગ માટે ક, ખ, ગ, ઘ—એ ચાર અક્ષરો માટે ઈનામ મારે નામે છપાવજોજી, અને તેની મુદત માસ નવની રાખી આગલીજ શરતોએ છપાવશોજી.

લા૦ સેવક,

બેજનજી અરદેશર કામદીન.

ઉપલી માંગણી મંડળીએ ઉપકાર સાથે સ્વીકારી નીચલી જાહેર ખબર ગુજરાતી વર્તમાનપત્રોમાં છપાવવામાં આવી હતી:—

## જ્ઞાન પ્રસારક મંડળી.

## શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનના તરફનો રૂ ૪૦૦નાં ઈનામનો રેસાલો.

## જ્ઞાનચક્ર ભાગ ૩ જો.

નીચલી શરતે લખી માંગવામાં આવેછે.

૧—બારાખડીના પેહેલા ચાર વ્યંજન ક, ખ, ગ, અને ઘ વાળા શબ્દો અનુક્રમે ઇંગ્રેજી સાઈકલોપીડિયાને ધોરણે ઉતારી લઇ તે વિષેનું જ્ઞાન આપવું, પણ જરથોસ્તી ધર્મ અને ઇતિહાસ તથા હુન્નરવાળા વિષયો ઉપર વિશેષ ધ્યાન આપવું.

૨—બનતાં સુધી બાબતોની ઘણી લંબાણ વિગત આપવા કરતાં તેની વધુ સંખ્યાપર ધ્યાન આપવું.

૩—એ ત્રીજો ભાગ તા૦ ૩૦ મી જુન ૧૯૦૧ સુધીમાં નીચે સહી કરનાર ઉપર મોકલવો, લખનારે પોતાનું નામ એક પરબિડામાં બંધ કરી તે ઉપર પોતાનો તખલ્લુસ (Motto) લખવો અને જે તખલ્લુસવાળો રેસાલો તપાસનારને લાયક જણાશે તેનેજ લગતું પરબિડું ઉખેડી તે લખનારને ઇનામ આપવામાં આવશે.

૪—ઇનામ મેળવનાર ધણીએ પોતાને હિસાબે તથા ખર્ચે એ ભાગ છપાવી બહાર પાડવો.

મુંબઈ તા૦ ૧ લી અકટોબર ૧૯૦૦.

નશરવાનજી હીરજીભાઈ પટેલ,

ઑનરરી સેક્રેટરી.

(છોટાની બિલ્ડિંગ્સ, ગ્રાંટરોડ.)

ઉપલી ઠરાવેલી મુદત સુધીમાં કારોબાર મંડળીને મ્હોટાં કદનાં ત્રણ દફતરોમાં એક રેસાલો મળ્યો હતો, એ રેસાલો તપાસી તે સંબંધી રિપૉર્ટ કરવાનું કામ ખાન બહાદુર દારાશાહ રતનજી ચીચગર, ખાન બહાદુર બમનજી બેહેરામજી પટેલ, એરવદ શેહેરિઆરજી દાદાભાઇ ભરૂચા અને શેઠ રૂસ્તમજી પેસ્તનજી મસાની એમ. એ. ને સોંપવામાં આવ્યું હતું. તે મુજબ એ ચારે કાબેલ ગ્રહસ્થોએ રેસાલા તપાસી તે વિષે નીચે પ્રમાણે પોતાનો રિપૉર્ટ લખી મોકલ્યો હતો.

મુંબઇ, તા૦ ૧૫ મી માર્ચ ૧૯૦૨.

**શેઠજી સાહેબ,**

**શેઠ નસરવાનજી હીરજીભાઈ પટેલ**

તે જ્ઞાન પ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી જોગ.

**સાહેબ,**

ગુજરાતી સાઇક્લોપિડિયાના ભાગ ત્રીજા માટે "આપ સમાન બળ નહિ ને ખંત વિના જય નહિ" વાળા તખલ્લુસ સાથે લખાઇ આવેલો એક રેસાલો તપાસી રિપોર્ટ કરવા માટે જ્ઞાન પ્રસારક મંડળીની કારોબાર મંડળીએ નેમેલી અમો નિચે સહી કરનારાઓની કમિટિ જણાવવાની રજા લે છે કે એ દળદાર રેસાલો દરેક પરિક્ષકે છૂટો છૂટો તપાસ્યા બાદ તા૦ ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૦૨ ને દિવસે સઘળા પરિક્ષકોની એક બેઠક અમો માહેલા ખાનબહાદુર દારાશાહ રતનજી ચીચગરના મકાનમાં મળી હતી, જ્યાં એ રેસાલો સર્વાનુમતે ઇનામને લાયક ઠરાવવામાં આવ્યોછે.

જ્ઞાનચક્રની રચનાને લગતું લખનારે બહુ સારૂં જ્ઞાન બતાવી આપ્યુંછે, અને જોકે ઇનામની શરતોની રૂએ બાબદોની સંખ્યા બહુ મોટી રાખવામાં આવીછે છતાં તેમને લખનારે બહુ અચ્છો ઇનસાફ આપ્યોછે. "અને જે કેટલીકે અગત્યની બાબદો લખવાની રહી ગઈછે તે રેસાલો છપાવતી વખતે ઉમેરવાની કબુલાત પોતાના રેસાલાની શરૂઆતના બોલોમાં આપીછે." આ તકે અમારી કમિટિ જણાવવાની રજા લેછે કે બાબદોની સંખ્યા તરફજ નહિ જોતાં તેનાં ઉપયોગીપણા તરફ નેગાહ પોંહોંચાડીને અગત્યની બાબદોજ પસંદ કરી જો તે વિષે લંબાણથી વિવેચન કરવાની લખનારને છૂટ આપવામાં આવે તો કેટલીક ઉપયોગી બાબતો, જેવી કે ખડી યા કિન્ડરગાર્ટન લખનારના હાથે અચ્છો ઇન્સાફ મેળવી વાંચનારને કાંઇક નવું અને સંપૂર્ણ વાંચન પુરૂં પાડી શકે.

વળી આ જ્ઞાનચક્રના રેસાલાઓ માગનાર અને તે માટે અવલ ઇનામ આપનાર, ગ્રહસ્થ મરહુમ શેઠ અરદેશર સોરાબજી કામદીનની ખાહેશને અનુસરીને એ પુસ્તકના પેહેલા તેમજ બીજા ભાગમાં કેટલાક જન્મચરિત્રો આપવામાં આવ્યાં હતાં અને તેજ ધોરણને અનુસરીને અમોપર મોકલવામાં આવેલા ભાગ ત્રીજામાં પણ કેટલાંક જન્મચરિત્રો આપવામાં આવ્યાંછે. અમારી કમિટિનાં મત મુજબ આ જ્ઞાનચક્રનાં પુસ્તકમાં જન્મ ચરિત્રો નહિ આમેજ કીધાં હતે તો બેહેતર થતે. મુખ્ય કરી હાલમાં હયાતી ભોગવનાર આસામીઓની જીંદગીનાં વૃતાંત આપવાનું કામ હવે પછીના જમાનાના લેખકોને માટે રહેવા દેવામાં આવે તો ધોરણની રૂએ તે વાસ્તવીક થઇ પડતે, મગર જ્યારે ઇનામ આપનાર ગ્રહસ્થની ખાહેશને અનુસરીને એક પુસ્તકના પેહેલા બે ભાગમાં જન્મચરિત્રો આપવામાં આવ્યાંછે, ત્યારે ત્રીજા ભાગમાંથી તેમને સદનતર બાતલ કરવાનું અમારી કમિટિએ દુરસ્ત વિચાર્યું નથી, તે છતાં અમારૂં આધીન મત એ છે કે જે જન્મચરિત્રો જરૂરનાં છે તેજ એ ભાગમાં રહેવા દેવાં અને બાકીનાં કહાડી નાખવાં, એટલામાટે જો એ રેસાલાના લેખકને અમારી મુલાકાતે મોકલવામાં આવશે તો એ વિષે અમો તેમને ઘટતી સુચના કરીશું.

સામટી રીતે લેતાં, મજકુર રેસાલો ફત્તેહમંદ રીતે લખાયલોછે અને તેની પાછળ ભારે શ્રમ ખેંચવામાં આવ્યો છે એમાં સંદેહ નથી અને તેથી ગુજરાતી સાહિત્યમાં એક ઉપયોગી પુસ્તકનો ઉમેરો થયલો લેખાશે. અમારી કમિટિના મત પ્રમાણે એવો રેસાલો તમારી મંડળી તરફથી આપવામાં આવનાર ઇનામ ઉપરાંત પ્રજા તરફનાં તેમજ મુખ્ય કરીને કેળવણીખાતાંઓ તરફનાં ઉત્તેજનને ખચિત લાયક છે.

લા૦ સેવકો,

**દારાશાહ રતનજી ચીચગર**
**શેહરીઆરજી દાદાભાઈ ભરૂચા**
**બહમનજી બેહરામજી પટેલ**
**રૂસ્તમજી પેસ્તનજી મસાની.**

ઉપલા રિપોર્ટ પ્રમાણે "આપ સમાન બળ નહિ ને ખંત વિના જય નહિ—" એ તખલ્લુસનાં પરબિડાં સાથનો આ રેસાલો ઇનામને તથા છપાવવાને લાયકનો ઠર્યાથી કારોબાર મંડળીએ તા૦ ૧૭ મી એપ્રિલ ૧૯૦૨ ને દિને પોતાની બેઠકમાં આ રેસાલા સાથે આવેલું ઉપલા તખલ્લુસવાળું પરબિડું ઉખેડવાથી તેના લખનાર તરીકે મી૦ **રતનજી ફ્રામજી શેઠનાનું** નામ જાહેર થયું હતું.

ઉપલી વિગતો ઉપરથી જોવામાં આવશે કે આ મંડળીના એક લાઈફ-મેમ્બર શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીનની ઉદારતાથી ગુજરાતી ભાષામાં વિદ્યાજ્ઞાનનો આ ઉપયોગી ગ્રંથ રચાઇ શકાયોછે. અને તે છપાવી બહાર પાડવામાં આ મંડળીના એક બીજા લાઇફ-મેમ્બર શેઠ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફ્રામનાની કિમતી મદદ મળીછે, જે માટે એ બન્ને ગ્રહસ્થોનો મંડળી આ પ્રસંગે ઉપકાર માનેછે.

મરહુમ શેઠ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીન ગુજરાતી સાહિત્ય ખીલવવા માટે જેમ પોતાનો સખી દીલગુર્દો વાપરતા હતા, તે ધોરણે પોતાના ભલા પિતાને શુભ પગલે ચાલી શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન પણ વિદ્યાજ્ઞાનનાં કામોમાં પોતાનો હિસ્સો આપતા રહેછે એ એમને ઘણું શોભાભર્યું છે.—

આ ગ્રંથની છપામણીમાં મદદ તરીકે રૂ ૪૦૦) ઇનામ જીતનારને મંડળી મારફતે આપવાની માગણી કરનારો નીચલો પત્ર શેઠ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફ્રામના તરફથી મળેલો હોવાથી તેમની તે માગણી ઉપકાર સાથે સ્વીકારવામાં આવીછે.

ના૦ ૮–૧૦.

* મરીન લાઇન્સ–ધોબી તળાવ મુંબઈ તા૦ ૭ મી માર્ચ ૧૯૦૨.

જ્ઞાન પ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી,

**શેઠ નશરવાનજી હીરજીભાઇ પટેલ**

પ્યારા સાહેબ,

તમારી મંડળીની તપાસ તળે પ્રગટ થતાં "જ્ઞાનચક્ર" યાને "ગુજરાતી સાઇકલોપીડિયા" નાં ગ્રંથનો વર્ષો થયાં હું વખાણનાર હતો—અને ગુજરાતી સાહિત્યમાં એવું ઉપયોગી પુસ્તક વિદ્યાઉત્તેજક નરોનાં આશ્રયથી પ્રગટ થાય તે ખુશી થવા જોગ બિના છે.

હાલમાં આ ગ્રંથના ત્રીજા ભાગનું ઇનામ જીતનારને છપાઇ માટે મદદમાં આગલા ધોરણે હું આ ગ્રંથની યોગ્યતા અને ગુજરાતી ભાષામાં આવશ્યતા જોઇ રૂ ૪૦૦) અંકે ચારસોની મદદ આપવા ખુશી છું. માટે આ મારી માગણી તમો સ્વીકારશો એવી ઉમેદ છે.

લા૦ દુવાગીર સેવક,

**મનચેરશાહ નશરવાનજી ડોસાભાઈ રૂસ્તમફ્રામના.**

શેઠ બેજનજી કામદીને આપવા કબુલેલા ઇનામના રૂ ૪૦૦ તેમજ શેઠ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફ્રામનાએ છપાવવાની મદદમાં આપવા કબુલેલા રૂ ૪૦૦) ઉદાર દિલે મંડળીને સપુર્દ કરી દીધાછે જે બન્ને રકમ હવે પછીના કોઇ જાહેર મેળાવડામાં ઇનામ જીતનારને આપવામાં આવશે.

**સરનશીન.**

**ખ. કે. કામા.**

ર. ફ. શેઠના કૃત.

# જ્ઞાન ચક્ર

યાને

# ગુજરાતી સાઈકલોપીડિયા.

## પુસ્તક ૩ જું.

## ક.

ક—'મૂળાક્ષરનો બારમો અક્ષર. ૩૪ માંનો પેહેલો વ્યંજન. ૨–વાળું; નું. જેમકે—આ જગત પંચમહાભૂતાત્મક છે, એટલે પંચ તત્વનું બનેલું છે. ૩–પ્રથમ મુખ્ય હોય તેવું; સાથે ઇચ્છા પૂર્વક એટલે ઇચ્છા પ્રથમછે જેને તેવું; ઇચ્છા સાથે. આ 'ક' સંસ્કૃત 'કુ'નો અપભ્રંશછે. (૪) પ્રાચેતસ દક્ષનું નામાંતર.

કઈઓજી કાઉશજી મિર્ઝા.—આ હુન્નરમંદ કારીગરનો જન્મ 'ઉદવાડા' ગામમાં ઈ૦ સ૦ ૧૭૫૯ માં થયો હતો. એમના પિતા દસ્તુર કાઉશજી રૂસ્તમજી મિર્ઝા ખુશરૂબેગ એક ભણેલા મોબેદ હતા. તેવણે કઇઓજીને ધર્મજ્ઞાન ઉપરાંત ગુજરાતી, ફાર્સી વગેરે ભાષાની યોગ્ય તાલીમ આપી હતી, પણ બચપણથી હુન્નર તરફ શોખ હોવાથી, તે વખતે ઘડિઆળ દરૂસ્ત કરવાનો તથા બનાવવાનો હુન્નર જે અસાધારણ બાહોશીનું કામ ગણાતું હતું તે હુન્નર કઇઓજીએ સૂરત જઈ એવી તો ચંચળાઇથી શીખી લીધો કે પુનામાં બાજીરાવ પેશવાની દરબારમાં ખાસ વડા ઘડિઆળીની જગા મળી. બાજીરાવનાં અમલ દરમ્યાન પુનામાં કેટલાંક નાહના મ્હોટાં સુંદર ઘડિયાલો બનાવ્યાં હતાં, પણ પેશવાઈની આખેરી આવવાથી એમને સૂરત પાછું ફરવું પડયું હતું. ઈ૦ સ૦ ૧૮૧૯ માં બે મોટાં ઘડિયાળોનું લીલાંઉ થયું તેમાંનું એક ઘડિયાળ એવણે ભાવનગરના રાજા શ્રી વજેસિંહજીના દરબારમાં લઇ જઈ ત્યાં ઘડિયાળી તરીકે પોતાનું કામ આરંભ્યું. ત્યાં કઇઓજીએ દેશી હથિઆરોની મદદથી એક મોટું મિનારાનું ઘડિયાળ ટુંક ખરચમાં બનાવી ત્યાંના દરબારના મોહલ્લામાં ઉભું કર્યું અને તેને લગતા ઘંટો તથા ઢાલ કામ પણ પોતેજ બનાવ્યાં હતાં. આથી રાજા તરફથી એમને માન સાથે મોટી બક્ષેસો મળી હતી. મરણ ઈ૦ સ૦ ૧૮૩૭ માં ૨૮ મી અકટોબરે નિપજયું.

કઓઇરિસ—( જૂઓ કોનદ્રાસ. ) પ્રાચીન ઇરાનવેજમાં પ્રસિદ્ધતા પામેલો એક પર્વત. આ પર્વતને જરથોસ્તીઓના ધર્મગ્રંથમાં યાદ કર્યોછે.

કઓષ—જરથોસ્તીઓના અવસ્તાઇ ગ્રંથમાં આ પુરૂષને 'કઓરઓરૂ' નામના જાણીતા શખસનો પિતા લેખે જણાવેલો છે.

**કંક**—સોમવંશી યદુકુલોત્પન્ન 'શૂર' રાજાને મરિષા નામે સ્ત્રીથી થએલા ૨૦ પુત્રોમાંનો સાતમો. એ વસુદેવનો ભાઇ હતો. એની સ્ત્રીનું નામ કર્ણિકા હતું અને તેથી એને બે પુત્રો થયાં, જે 'ઋતધામા' અને 'જય' નામે જાણીતા થયાં છે.

(૨) ભારતશાંતી પર્વનાં ૬૫ માં અધ્યાયમાં આ એક માહાદેશ જણાવવામાં આવ્યો છે, પણ હજી તેની શોધ થઇ નથી.

(૩) સોમવંશી ઉગ્રસેનના ૯ પુત્રોમાંનો ૪ થો. એ કંસનો ભાઇ હતો.

**કંકણ**—(જુઓ ઘરેણાં.)

**કકહ્યુ**—જરથોસ્તીઓના અવસ્તાઇ ગ્રંથોમાં કોકેસનું દર્શાવેલું નામ. (જુઓ કોકેસસ.)

**કંકુ**—એક જાતનો શુભ ચિન્હક પદાર્થ. હળદ ટંકણખાર વગેરેની મેળવણીથી આ લાલ ભૂકો (કંકુ) બનાવવામાં આવે છે. આ પદાર્થ કપાળે ચાંલ્લો, તિલક વગેરે કરવાના કામમાં વપરાય છે. મુખ્યકરી કંકુ સારા શકુનમાં વપરાય છે. હિંદુ સોહાસન યા કુમારી સ્ત્રી સ્નાન કર્યા પછી કંકુની તિલી કરે છે પણ પુરૂષો સરઅવસરે યા પુંજા વેળા તિલક કરે છે. પારસીઓની સ્ત્રીઓમાં આ રેવાજ હિંદુઓમાંથી દાખલ થયો છે; પણ તેઓ લગ્ન, વર્ષગાંઠ યા બીજા સારા ટાકણાંપર તેનો ઉપયોગ કરે છે. 'કંકુના કરવા'= એટલે વિવાહ, વેસવાળ, સારા શકુન કરવાં. 'કંકુને પગલે પધારો' યાને 'ભારમાં જતા રહો' એવી કેહેતીછે.

**કંકોડી**—એના વેલા પાહાડી જગામાં જ્યાં ત્યાં વર્ષાઋતુમાં ઉગી નિકળે છે. એનો વેલો વાડને આસરે ૧૦ થી ૨૦ ફીટ લાંબો વધે છે. એના કાંદા જમીનમાં થાય છે. તે પર વર્સાદ પડતાં અંકૂર ફુટી તેના વેલા બને છે. આ કંદને આષાઢ માસમાં વેલા આવે છે. આ વેલા લીલા રંગના હોઇ તે પર ઝીણા કાંટા આવે છે. એના પાંદડાંની ભાજી અતિ સ્વાદિષ્ટ બને છે. જે કંકોડીના વેલાપર ફુલો આવે છે તેપર ફળો આવતાં નથી, તેથી તેને વાંઝણી કંકોડી કહેછે. કંકોડીના વેલા મુખ્ય કરી પાહાડી જગામાં ઉગેછે.

**કંકોલ**—એને 'કબાબચીની' અથવા 'કપૂરચિની' કહે છે, કંકોલનનાં ફળ મરી જેવાં હોઇ તે સુગંધિત હોયછે. એનો ઔષધિ તથા સુગંધી પદાર્થમાં ઉપયોગ કરવામાં આવેછે.

કંકોલના વેલા પેહેલવેહેલાં ચીનમાં જણાયાં હતા, પણ હાલમાં એના વેલા હિમાલય પર્વતના પ્રદેશમાં જણાયાછે. આરબ હકીમો એના વેલા જાવાદ્વિપમાંથી લાવવામાં આવતા જણાવી ગયાછે. ૧૮૧૫ માં કંકોલ પરમો બંધ કરવા માટે અકસીર ગુણ ધરાવેછે એવી શોધ ઈંગ્રેજ તબીબોએ કરી, ડૉ૦ પાંડુરંગ ગોપાળના જણાવ્યા મુજબ પરમો બંધ કરવા માટે એના ફળની ભુકી બેમાસા સાકર સાથે દિવસમાં ત્રણ વેળા લેવાથી તે દર્દ દફે થાયછે. ભાવમિશ્રના સમયમાં એના ફળનો વેપાર ફરંગીઓએ હિંદ સાથે શરૂ કર્યો હતો. એની છાલમાંથી 'રેઝીન' જેવો પદાર્થ અને સુગંધી તેલ પણ નિકળે છે.

**કખ**—એક પ્રકારનો રોગ. આ દર્દમાં છાતી આગળ ઝીણીઝીણી ફોલ્લીઓ થઇ આવેછે. એ ઘણીખરી પોતાની મેળે મટી જાયછે. આ રોગ ગર્મીને લીધે ઉભરી આવેછે.

**કખરેષ**—જરથોસ્તીઓની અવસ્તા મુજબ લોકોની નિંદા કરનાર એક દુષ્ટ ટોળાનું નામ. જેમના કામો લોકોને નિંદી હલકા પાડવાનું હોયછે.

**કખુજી**—જરથોસ્તી ધર્મ ગ્રંથો મુજબ 'રોશનીને ઘટાડનાર એક અહરેમન''નું નામ. શમશુલઓલમાં મોદીના કહેવા મુજબ એ 'જહી' અને 'અપદ' નામની બુરી શક્તિઓનો સાથીછે, એનું બળ સૂર્ય ઉગવા સાથે ઘટેછે.

**કંગદુઝહૂખ્ત**—પાદશાહ જોહાકે (અજીદહાક) એ નામનો એક કિલ્લો બાબિલોન તરફ બગલાના આકારનો બાંધ્યો હતો. આ કિલ્લો તેની મજબુતાઇ અને મોટાઈ માટે તે વેળા જગપ્રસિદ્ધ હતો. આ કિલ્લામાં જોહાકે અર્દવિસૂર, રામયજદ અને વએયજદની આરાધના કરી માંગણી કરી હતી કે "તેને હાથ દુન્યા ઉજડ થાય." આવાં યશ્ટમાં આ બંદગીની જગ્યા બવરી (બાબિલોન) જણાવેછે અને રામ યશ્ટમાં કિવરિંત જણાવેછે. પણ કિવરિંત દુઝીત એ અવસ્તાનો બોલછે, ત્યારે કંગદુઝહુખ્ત એ ફારસી છે. પણ આ નામવાલો અજીદહાકનો કિલ્લો (અથવા જગ્યા) કયાંછે તે વિષે અભ્યાસીઓમાં મતફેર હોવાથી તેની નક્કી જગ્યા કોઈ બતાવી શક્યું નથી, કેમકે બુનદેહેશમાં આ જગ્યા આજરબીજાન માહેલી સફેદ નદીને કાંઠે દર્શાવેલી છે. વિદ્વાન યૂસ્ટી આ કવિરિન્તને 'હોલવન તથા કેરમાનશાહની વચ્ચે આવેલી 'ઝગ્રોસ' ની ખીણમાં આવેલી હાલની 'કેરેન્દ' સાથે સરખાવેછે. તેમજ પેહેલવી લખનારાઓ અજીદહાકને ઉપલી જગ્યાપર ઇજદોની નહિ પણ દેવની ભકિત કરતો ચિતારેછે. તે વિષે સમશુલઓલમાં જીવનજી મોદી ખુલાસો કરેછે કે "એક બુરો શખસ ભલા યજદોની બંદગી કેવી રીતે કરે અને તે યજદો પાસે બુરી દુવા કેમ માંગે? તેથી પેહેલવી લખનારાએ બુરાને બુરા દેવો પાસે દુવા માંગતો જણાવ્યોછે."

**કંગદેઝ**—આ નામનો એક ગુફા, કિલ્લો અને જગ્યા પ્રાચીન ઈરાની સાહિત્યમાં પ્રસિદ્ધતા પામેલાં છે. તે 'કંગદેઝ' ગુફા વિષે જરથોસ્તીઓના ધર્મ ગ્રંથોમાં જણાવવામાં આવેછે કે પૂર્વ દિશા તરફ 'શતવશ' સેતારાની પાસે ઇરાન સર જમીનની સિમમાંછે. આ ગુફાનો ઘેરાવો ૭૦૦ ફરસંગનો હોઈ ત્યાંનો અધિપતિ પાદશાહ ગુશતારપનો સેનાધિપતિ (બેટો) પેશુતન છે. આ પેશુતન દસ્તુર અમર કાયા ધરાવતો હોવાથી તે ત્યાં ૧૫૦ દસ્તુરોની સાથે અવસ્તાઇ જમાનામાં જઇ ગુપ્ત રહેલોછે અને તે ત્યાં દુનિયાંની આખેરીવેર ઇજશને કર્યાં કરશે અને દુનિયાંના અંત સમયે તે જાહેર થશે. આ ગુફામાં ૩ જાતની ખાણો છે અને ત્યાંના મેહેલો સુન્નાનાં હોઇ ત્યાં સુન્નાના 'પારસ' ઉત્પન્ન થાયછે. તે ગુફામાં ગર્મિ તથા સર્દી બીલકુલ હોતી નથી, તેમજ ત્યાંના વતનીઓ ખુદાઇ બંદગીમાં જીંદગી ગુજારેછે.

અવસ્તાના વિ૦ ના૦ ફરહંગમાં કંગદેઝ વિશે વર્ણન આપતાં જણાવવામાં આવે છે કે "એ એક જગ્યાનું નામ છે. જેની પડોશમાં વેસેના ખાનદાનના છોકરાંઓને તૂસ પેહેલવાને 'આવાંઅર્દવિસૂર' પાસે અર્જ ગુજારી જે બહાલ રહી, અને જેની પડોશમાં વેસેના ખાનદાનવાલાઓએ તૂસને મારવાને કરેલી અરજ નામંજૂર રહી. બુનદેહેશમાં એને 'કંધદેઝ' કહેલો છે. એ કેતાબ મુજબ (બા. ૩૨–ફ ૫, પા. ૯–૧૯) જરથોસ્તના છોકરાઓમાંનો એક ખોરશેદ ચેહેર જે પેહેલવાન હતો તે એ કંગદેઝમાં રહેતો હતો.

ફીરદોસી એને તુરાનમાં જણાવે છે ત્યારે બુનદેહેશ મુજબ 'કંગદેઝ ખોરાસાનની તરફ ફરાહંકત (વોઉરૂકશ) દર્યાના સરોવરથી થોડાક ફરસંગ દૂર આવેલો છે.' ફીરદોસીએ વર્ણેલો કંગદેઝનો કિલ્લો તે એજ છે. ફીરદોસીના કહેવા મુજબ આ કિલ્લો કયકાઉસના બેટા સ્યાવક્ષે જ્યારે તે પોતાની સાવકી મા સોદાબેના જુલમથી પોતાના બાપની દરબાર છોડી અફ્રાશિઆબની દરબારમાં જઈ રહ્યો ત્યારે અત્રે બાંધ્યો હતો. તથા 'ક્ષત્રોઈહાને ઇરાન' મુજબ તેણે અત્રે એક આતશકદેહ સ્થાપ્યું હતું. મસુદી નામનો જાણીતો ઇરાની લખનાર એ કંદેઝ 'શાહ કયખશરૂએ સ્થાપેલો' જણાવે છે.

'પ્રોફેસર એસલ મુજબ પાછળના ઇરાની લખનારાઓ આ જગ્યાથી પોતાની પેહેલી (Meridian) મધ્યાન્હ રેષા ગણતા.'

**કુંગરા**—વાયવ્ય પ્રાંતમાં ગોરખપૂરના બ્રિટીશ જીલ્લામાં આ નાનો સરોવર ૧/૨ મૈલ લાંબો ને ૨૦૦ યાર્ડ પોહળો છે. આ સરોવર ઉંડો હોવાથી ત્યાંના લોકો તેને અંત વિનાનો ઉંડો જણાવે છે પણ ગણત્રી કરતાં માત્ર ૬૨ ફીટ ઉંડો જણાયો છે.

**કચ**—ચાલુ મનવંતરમાં જે અંગિરાપુત્ર બૃહસ્પતિ તેનો પુત્ર. પણ એની માતાનું નામ ક્યે જણાતું નથી, કારણ બૃહસ્પતિની 'શુભા' અને 'તારા' નામે જણાવેલી બે સ્ત્રીઓથી થએલી સંત્તતિમાં એનું નામ જણાતું નથી. એને એક પ્રસંગે ઈંદ્રે, વૃષ પર્વ દાનવના સમયે થનારો જે તેમનો પુરોહિત શુક્રાચાર્ય તેની પાસે સજીવન વિદ્યા શિખવા મોકલ્યો હતો. શુક્રાચાર્યે એના સદગુણ ને ભલી ચાલ જોઇ પોતાની પાસે રાખ્યો. એ ગુરૂનો એવો તો આજ્ઞાંકિત હતો કે ઘેરનું કામકાજ કર્યા પછી જ્યારે ગુરૂ પાઠ શિખવે ત્યારેજ તે ભણતો. એ મુજબ તે ગુરૂ અને તેની બેટી દેવયાનીની સેવામાં સદા તતપર રહેતો. એ મુજબ ઉત્તમ બ્રહ્મચર્યવ્રતથી 'પંચશત સંવત્સરાત્મક' કાળ સુધી એણે તિવ્ર સેવા કરી. આથી એની પર ગુરૂની પ્રસન્નતા ઉતરી, અને દેવયાની તો તેને પોતાનો પ્રાણજ માનવા લાગી.

દૈત્યોએ જ્યારે જાણ્યું કે દેવગુરૂ બૃહસ્પતિનો પુત્ર 'કચ' આપણા આચાર્ય પાસે આવી રહ્યો છે, તે જરૂર મૃતસજીવન વિદ્યા શીખવા આવી રહ્યો હશે એમ વિચારી તેને ઠાર કરી નાખવાનો લાગ શોધવા લાગા. સેવટે એક દિવસે એને ગાય ચરાવવા જંગલમાં આવતો જોઇ તેને મારી નાખી પોતપોતાને ઘરે ગયા.

બીજી તરફ રાત થયા છતાં કચ ઘરે નહિ આવેલો જોઈ દેવયાનીએ કચનું શું થયું હશે તે વિષે પિતાને પુછ્યું, ત્યારે તેણે અંતર દૃષ્ટીએ જોઇ કહ્યું કે 'તેનો વધ રાક્ષસોએ કર્યો છે.' એ જાણતા શુક્રાચાર્યે મૃતસજીવન વિદ્યાથી કચને ફરી સજીવન કર્યો. ઘરે આવતાં કચ પાસે સર્વ બિના જાણી તેને હવે પછી સાહુચેત રહેવા કહ્યું. પણ તેટલાં કોઇ ચોકસ કારણથી અરણ્યમાં જવું પડતાં ત્યાં રાક્ષસોએ તેને ઘેરી લઇ તેના કટકા કરી તેનું માંસહિંસક પ્રાણીઓ પાસે ભક્ષ કરાવ્યું. આ બીના પણ દેવયાનીને જણાતાં તેણીએ પિતાને આગ્રહ કરી ફરી તેને સજીવન કરાવ્યો.

ઉપલા બનાવ પછી ફરી એક સમયે કચને અરણ્યમાં જવાનો પ્રસંગ આવતાં તે ત્યાં ગયો પણ રાત્ર પડતાં પેલા દૈત્યોને હાથે સપડાયો. તેઓએ એને ઘડી ઘડી સજીવન થતો જોઇ આ વેળા તેને મારી નાખી તેના શબને બાળી તેની રાખ બનાવી. તે સર્વ દારૂમાં મિશ્ર કરી. આચાર્ય મદ્ય કદી પિતા નહોતા પણ તેમને આ વેળા યૂક્તિથી પાઇ પોતપોતાને ઘરે ગયા. તે રાત્રે મધરાત સુધી કચ નહિ આવેલો જોઇ દેવયાનીએ તેના વિશે શુક્રાચાર્યને પુછ્યું. આથી આચાર્યે અંતર દૃષ્ટિથી જોઇ સર્વ બનેલી બીના જણાવી કહ્યું કે "જો હું એને જીવંત કરીશ તો હું પોતે મરણ પામીશ, કેમકે એ મારા પેટમાં છે માટે તેને જીવંત કરતાં તે મારૂં પેટ ચીરી બહાર નિકળશે, માટે આ હટ છોડી દે. જો તને કચ જોઇતો હોય તો હું મરણ પામીશ પણ જો તું મને ચાહાતી હોય તો કચને મરવા દે."

દેવયાનીએ પિતાથી આ રીતની હકીકત સાંભળી બોલી "મને તો તમો બેઉ પ્રિય છો, માટે કોઈ પણ રીતે તમો બેઉ જણા સજીવન રહો તેવું કરો." દેવયાની ચતૂર હતી તેથી તેણીએ એક યૂક્તિ સુચવી કહ્યું કે "પ્રથમ તમે સજીવન મંત્ર ભણી કચને ઉદરમાં જીવતો કરો, અને પછી તેને સજીવન મંત્રનો ઉપદેશ કરી તે તમારા ઉદરમાંથી બહાર નિકળતાં તમો મરણ પામશો કે તે તુરત તમોને તમારાજ મંત્રથી સજીવન કરશે. આ યૂક્તિ શુક્રાચાર્યને પસંદ પડતાં તેણે સજીવન મંત્ર જપી કચને ઉદરમાં જીવતો કર્યો અને કહ્યું કે "કચ–આજે મેં જારી

ગુપ્ત વિદ્યા તને શિખવીછે તો તે શિખી બહાર આવી મને ફરી સજીવન કરજે." આમ બોલી મૃતસજીવન વિદ્યાનો ઉપદેશ કર્યો. આથી તે અતી હર્ષિત થઇ આચાર્યનું પેટ ચીરી બહાર નિકળ્યો ને પોતે શિખેલું મંત્ર ભણી ગુરૂને જીવંત કર્યો.

પોતાના પિતા તથા કચને જીવતા થએલાં જોઇ દેવયાનીને ઘણી ખુશી થઇ પણ શુક્રાચાર્યે કચને તે પછી પોતાને દેશ જવાની રજા આપી. આથી ગુરૂના આશિશ મેળવી તે દેવયાની પાસે આવી રજા માંગવા લાગો ત્યારે તે બોલી "તું જાયછે એ યોગ્ય છે. પણ જવા આગમજ તારે મારી સાથે પરણવું એવી મારી ઇચ્છાછે, કેમકે મેં ત્રણ વેળા તને મારા પિતાના મંત્રબળે સજીવન કરાવ્યો છે ને તને વિદ્યા પણ શીખવવાનું સાધન કરી આપ્યું હતું, તું દેવગુરૂનો પુત્ર અને હું દૈત્યગુરૂની પુત્રી છું તેથી આપણું કુળ સરખું છે, માટે જ્યાં સુધી તું મારૂં પાણી ગ્રહણ નહિ કરશે ત્યાં સુધી હું તને દેશ જવાની આજ્ઞા આપીશ નહિ." દેવયાનીનાં આવાં વચન સાંભળી કચ બોલ્યો "તું સર્વ રીતે મારા લાયકની પત્નિ છે પણ જે પિતાથી તું પેદા થઇ તેનાજ ઉદરથી હું પણ ઉત્પન્ન થએલો હોવાથી હવે આપણો સંબંધ કેમ થઇ શકે? કારણ કે તું મારી હવેથી બેહેન છે."

કચે આવો જવાબ આપ્યાથી દેવયાનીની વર્ષોની ઉમેદ ભ્રષ્ટ થવાથી તેણીએ શ્રાપ આપ્યા કે "તું જે મૃતસજીવન વિદ્યા શિખ્યો છે તે તારે પછી કાયમ રહેશે નહિ." તે ઉપરથી કચ દુઃખી થઇ બોલ્યો "તેં મને વગર કારણે શ્રાપ આપ્યો છે માટે તારા લગ્ન કદી બ્રાહ્મણ પુત્ર સાથે થશે નહિ એવો મારો પણ તારીપર શ્રાપ છે." આ મુજબ કહી કચ સ્વર્ગલોકમાં જઇ ઇંદ્રથી મોટું માન પામ્યો.

**કચકરૂં**—કાચબાનું કોટલું. એ કાચબો ઘણું કરીને ઈંડીયન આર્ચિપેલેગોના ટાપુ તરફનાં દરિઆમાં મળે છે, જેનું કોટલું સર્વેથી ઉત્તમ ગણાય છે. એ દાબડી, નિપ્યા, અને એવાંજ બીજાં નાના પદાર્થો બનાવવામાં ખપે છે. હિંદી કચકરાં કરતાં વેસ્ત ઈંડીજના ઉત્તમ ગણાય છે. સિંગાપોર તરફ તેની આયાત તથા નિકાશ મોટી થાય છે. ઈંગલંડ ખાતે મુખ્ય કરી કચકરાં કેપ ઑફ ગુડ હોપ તરફથી જાય છે. સારૂં, નરસું કચકરૂં તેની જાડાઈ અને રંગની સફાઈ અને ઘાટ ઉપરથી પરખાય છે. (જુઓ કાચબો)

**કચ્છ**—એની વાયવ્ય અને ઉત્તરે સિંધ દેશ, પૂર્વે ગાયકવાડના રાજ્યના તાબેના મુલકો, દક્ષિણે કચ્છનો આખાત તથા કાઠીઆવાડ અને નૈઋત્યે હિંદી મહાસાગર છે. આ પ્રાંત ૨૨ અને ૨૪ ઉત્તર અંશાસ, ને ૬૮ થી ૭૧⅞ પૂર્વ રેખાંશમાં છે.

હાલમાં જે કચ્છનું રણ પૂર્વ તરફનું ગણાય છે તેનો વિસ્તાર ૧૬૦૦ ચોરસ મૈલનો છે. પ્રાચીનકાળમાં તે એક સમુદ્રનો ફાંટો હતો કે જેનું તળીયું એકાએક ઉંચું થઇ જવાથી ઉપરનું પાણી ખસી ગયું અને આજનું રણ હસ્તિમાં આવ્યું. ઈ૦ સ૦ પૂર્વે ૩૨૫ માં સીકંદર આ તરફ આવ્યો હતો, ત્યારે તેણે આ રણ મોટા સરોવરના આકારમાં દીઠું હતું. તે વેળા સિંધુ નદીનું પાણી ફરી વળયું હતું અને તેમાં વાહાણો ફરતાં હતાં, જેની નિશાનીઓ હાલમાં જડી છે. કાઠીઆવાડમાં ઓખા મંડળના પ્રાંતને બીજા પ્રાંતોથી જૂદો પાડનારી જે ૧૫ મૈલની ઉજડ ભૂમિ છે તે ઓખા મંડળનું રણ કહેવાય છે. કચ્છના આખાત આગળ તે ૫ મૈલને 'મઢી' આગળ ૧ મૈલ છે. કચ્છ પ્રાંત '૧૭૦' મૈલ લાંબો ને ૫૦ મૈલ પોહળો છે. કચ્છના રાજ્યનો વિસ્તાર ૬૫૦૦ ચોરસ મૈલ ને રણ સાથે ૯૦૦૦ ચોરસ મૈલ છે. તેમાં ૧૮૮૧ મુજબ ૫,૧૩,૦૦૦ ની ને ૧૮૯૧ ની ગણત્રી મુજબ ૫,૫૮,૪૧૫ ની ને ૧૯૦૧ માં ૪,૮૭,૩૭૪ ની લોકવસ્તી હતી. વાર્ષિક પેદાશ રૂ ૨૫૦૦૦૦૦ ની છે. કચ્છનો રાજ્યકર્તા જાડેજા રજપૂત ઈંગ્રેજ સરકારને તાબે છે.

આ દેશ પાહાડી અને ખરબચડો હોઇ તેની પશ્ચિમ તથા દક્ષિણ તરફનો ભાગ તથા એ દેશના વાયવ્ય કોણમાં આવેલી રણ ભણીની સાંકડી પટ્ટીનો ભાગ ખુલ્લો છે. તેમાં નાના નાળાંઓ વહે છે. માત્ર વર્સાદમાં નાગમતી રૂકમાવતી અને ખારી નામની નદીઓ વહે છે. દક્ષિણ ભૂમિ ફળદ્રૂપ છે તેમાં દરેક જાતનું હિંદી ધાન્ય, મીઠું, રૂ વગેરે પાકે છે. જંગલોમાં હિંસક પશુઓ અતીશય છે. કચ્છના ઘોડા ઉંચા ને ખડતળ આવે છે. લોક વસ્તી રજપૂત, વાણીઆ, બ્રાહ્મણ ને મુસલમાનોની છે. ભાષા ગુજરાતી બોલાય છે.

કચ્છનું મુખ્ય રાજ્યધાની શેહેર ભૂજ-કિલ્લે બંદીવાળું હોઇ તેમાં માહારાવનાં મેહેલો છે. આ શેહેરમાં સુતરાઉ, રેસમી કાપડ વણવાના કારખાના તથા કસબી હિરાનું ભરતકામ, સોના રૂપાપર નકસીકામ કરવાનો હૂન્નર સારો ખીલેલો છે. ભાતાઇમાં ફટકી, સુરોખાર વગેરેની ખાણો છે. કચ્છના રાજ્યકર્તા પાસે ૩૫૪૧ પાયદળ, ૩૭૫ સ્વાર, ૧૧૧ તોપો ને ૨૫ ગોલંદાજો છે. તેમાં બે તોપો લઢાઇ લાયકની છે.

**કચ્છાવતાર**—વિષ્ણુના ૧૦ અવતારમાંનો ૨ જો. પ્રલયથી પ્રજાની સુખ સામગ્રી જતી રહી તેથી તે આણવા એણે સમુદ્ર મથન કરાવી ૧૪ રત્ન કઢાવ્યાં. સમુદ્ર મથન કરાવવાનો મુખ્ય હેતુ અમૃત કાઢવાનો હતો. પણ બીજાં ૧૩ સેહેજમાં નિકળયાં. વિષ્ણુએ કાચબાનું રૂપ લઇ પોતાની પીઠપર મંદ્રાચળ પર્વત રવૈની પેઠે ઉભો રાખ્યો. પછી દેવ દાનવે વાસુકી નાગને નેતરાંની પેઠે વિંટાળયો. દેવ પુછડાં તરફ ને દાનવ મોઢાં તરફ ઉભા રહ્યા ને મથન કરવા માંડયું, તો સમુદ્રમાંથી એક પછી એક વસ્તુઓ નિકળવા માંડી. તે અમૂલ્ય હોવાથી ૧૪ રત્નો કહેવાયાં. ચંદ્ર, લક્ષ્મી, દારૂ, સાત મોઢાંનો ઘોડો, કૌસ્તુભમણી, પારિજાતનું ઝાડ, કામદુધા (ગાય), ધનવંતરી વૈદ્ય, ઐરાવત હાથી, પાંચ જન્ય શંખ, સારંગ ધનુષ્ય, વિષ, રંભા અને અમૃત એ ૧૪ નિકળયાં હતા. આ રત્નો મળતાં દેવ તથા દૈત્યોમાં મારામારી ચાલી, આથી વીષ્ણુએ મોહિની રૂપ લઇ દૈત્યોને ચિત્ત ભ્રમ કર્યા ને દેવતાઓને અમૃત પાયું. એક રાહુ નામે દૈત્ય ચેતી જઇ દેવોની પંકતીમાં ભરાઇ અમૃત પિવા લાગો, તેટલાં વિષ્ણુએ તેનું મસ્તક છેદી નાખ્યું. ( જુઓ રાહુ. ) પછી રત્નોની વ્યવસ્તા નિચે મુજબ કરી. વિષ્ણુએ પોતાને માટે કૌસ્તૂભ, શંખ ને ધનુષ્ય રાખ્યો; ઇંદ્રને પારિજાત, કામદુધા, સભા ને ઐરાવત આપ્યાં; ધનવંતરીને સ્વર્ગનો વૈધ બનાવ્યો; સૂર્યને ૭ મુખી ઘોડો આપ્યો; ચંદ્ર તથા વિષ મહાદેવને આપ્યાં; ને અમૃત પિતાં વધ્યું તે ઇંદ્રને સાચવી રાખવા આપ્યું, ને 'સૂરા' દૈત્યોને આપી.

**કચ્છીગઢ**—કચ્છ પ્રાંતમાં દ્વારકાપૂરીથી ૮ મૈલપર ઓખા મંડળીના વાયવ્ય તરફ આવેલો કિલ્લો. આ ગામ તથા કિલ્લો અઢારમી સદીમાં કચ્છના રાવ દેસલજીએ ચાંચીઆઓના ત્રાસથી વહાણોનું રક્ષણ કરવા બંધાવ્યો હતો અને ત્યાં લશકરનું થાણું રાખ્યું હતું.

**કંચન**—એના ઝાડ સાધારણ ઉંચાઇના હોઇ તેના પાંદડા બિડાયલાં હોય છે. એની ત્રણ જાતો મુખ્ય છે. એક લાલ, બીજી સફેદ અને ત્રીજી પીળા ફુલવાલી હોય છે. પેહેલા બે જાતના વૃક્ષો વચ્ચેનો તફાવત તેના ફુલ ઉપરથી જણાઇ આવે છે, પણ પીલા ફુલનું વૃક્ષ વેલા જેવું નાનું હોય છે, આ જાતના ઝાડના પાંદડાં પેહેલાં બે જાતના પાંદડાં કરતાં નાના અને ફુલો મોટાં હોય છે. લાલ અને સફેદ જાતનાં ઝાડપર થંડીમાં ફુલો આવે છે. પીલાં ફુલો વર્સાદની મોસમમાં આવે છે. નવાં ઝાડ બિયાં રોપ્યાથી આવે છે. આ ઝાડ સાધારણ જમીનમાં ઉગી શકે છે.

**કંચનગંગા**—હિમાલયને લગતો આ પર્વત સક્કીમના રાજ્ય પાસે દુનિયાં માહેલા ઉંચામાં

ઉંચા પર્વતોમાં બીજો ગણાય છે. એની સમુદ્ર સપાટીથી ઉંચાઈ ૨૮૧૭૬ ફીટની છે. એથી માત્ર થોડો ઉંચો એવેરેસ્ટ ૨૯૦૦૦ ફીટ છે.

**કંચનાર**—એના વૃક્ષ સપાટ જમીન ઉપર વિશાળ ઉગે છે. એની પીળી, સફેદ અને કાળી એવી ત્રણ જાતો છે. એના ફુલો થોડાં સુગંધિત હોય છે. એનીપર આવતી સિંગો ચપટી આવે છે. એનું લાકડું લાલ રંગનું હોવાથી તે રંગના કામમાં ઉપયોગી થઇ પડે છે. એનું લાકડું ચીવટ હોવાથી તેનાં કામઠાં બનાવવામાં આવે છે. કંચનાર ઔષધિ ઉપચારમાં અતિ ઉપયોગી છે.

**કચરો**—એના છોડ તલાવ આસપાસના કાદવમાં ઉગે છે. આ છોડ એકથી બે વેંહેત ઉંચા હોય છે. એના છોડના મૂળને જે કચરાં વળગેલાં હોય છે તે ખવાય છે. એના ફુલો પિત્ત અને કમળા જેવા દર્દપર અકસીર હોય છે. કચરો બાફી, છોલીને ખવાઇ શકાય છે.

**કચરોલી**—કામનથૂલમાં આ પર્વત હિમાલયની દક્ષિણ હારમાં સુબેથાની પૂર્વે ૧૨ મૈલપર છે. આ પર્વત સમુદ્ર સપાટીથી ૭૬૧૨ ફીટ ઉંચો છે. આ પર્વતમાંથી નિકળતી પથ્થરની લાદીઓ સીમલાખાતે ઇમારતો બાંધવાના ઉપયોગમાં લેવાય છે.

**કચૂરો**—એના વૃક્ષ ત્રણથી સાડાત્રણ ફીટ ઉંચા વધે છે. એના પાંદડાં ઝાંખા કાળા રંગના હોય છે ને તે ત્રણ ફીટ ઉંચા વધે છે. એના કંદ ભોંયમાં ઉગે છે. આ કંદને છોળી તેનું અથાણું બનાવી શકાય છે. આ વૃક્ષ મુખ્ય કરી કોકણ પ્રાંતમાં ઉગે છે. કચૂરો સુગંધિત હોવાથી તેને સુગંધી પદાર્થમાં મિશ્ર કરવામાં આવે છે. મુખ્ય ઉપયોગ—શરીરે ચોપડવાની સુગંધીમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. કચૂરો જૂદી જૂદી ઔષધિમાં વપરાય છે કારણ કે તે ઉષ્ણ, તિક્ષણ, સુગંધીત, રૂચિકર, મુખ સ્વચ્છ કરનાર અને રક્તપિત્તને કાપનાર છે. એને મુખ્ય કરી કોઢ, અર્શ, ઉધરસ, દમ, કફ, વાયુ, જવર, વગેરે ઉપર ઉપયોગમાં લેવામાં આવે છે.

**કંજપૂર**—સરહિંદમાં દક્ષિણ પૂર્વ સરહદપરનું ગામ. ફીરોજશાહની નેહેર અને જમનાની વચલાં પ્રદેશમાં છે. એ જમનાને જમણે કાંઠે બે મૈલપર છે. આ ગામ વળી એજ નામના જીલ્લાનું મુખ્ય ગામ છે અને તે બે ભાગીદારોના વહીવટ તળે છે. અત્રે ઇ. સ. ૧૭૩૯ માં નાદીરશાહ અને દિલ્લીપતિ મહમદશાહ વચ્ચે મોટું યૂદ્ધ થવાથી આ ગામ પડી ભાગું હતું.

**કજવા**--વાવ્યપ્રાંતનાં જીલ્લામાં ફતેહપૂરથી કાલ્પિના માર્ગમાં ને કાલપીની ઉત્તર પશ્ચિમે ૨૦ મૈલપર છે. અત્રે એક સદી આગમજ મોટું મેહેરાબવાળું ઈંટનું બાંધકામવાળું મકાન અતિ ઓહોળા બગીચા સાથે કાયમ હતું. આ મેહેલ તથા બગીચો મહાન ઔરંગજેબે પોતાના ભાઇ શૂજા ઉપર ફત્તેહ મેળવ્યા પછી બંધાવ્યો હતો અને ગામને ઔરંગાબાદ નામ આપ્યું હતું. પણ તે નામ ચાલુ પ્રચારમાં રહ્યું નથી. ઔરંગજેબે શૂજાપર અત્રે જીત મેળવી ૧૧૪ તોપો હાથ કરી હતી.

**કઝીલ ઈર્મક** (અથવા લાલ નદી.)—એશિઆ માઇનરની આ મોટી નદી સીવાસ શેહેરથી ૭૦ મૈલપર વહેતી દક્ષિણ પશ્ચિમમાં ૫૬૦ મૈલ વક્ર વલાણ લઇ ઉત્તરે ઉત્તર પૂર્વમાં કાળા સમુદ્રને મળે છે.

**કટક**--આ બ્રિટીશ પ્રાંત એજ નામના મુખ્ય શેહેરને નામે જાણીતું છે. આ પ્રાંત બંગાલ ઇલાકામાં છે અને તેના ઉત્તર, મધ્ય અને દક્ષિણ કટક એ ભાગો ગોઠવેલાંછે. એની ઉત્તરે મિદનાપૂર, પશ્ચિમે કટક મહાલનું દેશીરાજ્ય અને ગંજમ; પૂર્વે બંગાલનો ઉપસાગરનો દક્ષિણ પૂર્વ ભાગ. એનું ક્ષેત્રફળ ૭૬૩૫ ચોરસ મૈલ છે. એનો સમુદ્ર કાંઠો બંગાલના ઉપસાગરનો ઉત્તર પશ્ચિમ ભાગ બાંધે છે, અને તે દક્ષિણ પશ્ચિમથી ચિલ્કા સરોવરના દક્ષિણ ભાગથી ઉત્તર પૂર્વે વધે છે. એનો દક્ષિણ ભાગ તદન સપાટ હોઈ મધ્ય ભાગનાં દક્ષિણ તરફ ટેકડીઓની હારો લંબાયલી છે. આ પર્વતો અને રેતીના કિનારાની વચમાં ચિલ્કા

સરોવર આવેલો છે, અને તે સમુદ્ર સાથે નાની ખાડીઓથી જોડાય છે. નૌકાગમન માટે ઉત્તર પૂર્વ ભાગ વધારે પેશ પડતો છે. મહાનદીના છેક દક્ષિણ ભાગના મૂખપર જગનનાથના ત્રણ મંદીરો છે. અને ત્યાંથી મહાનદીનો ડેલ્ટા શરૂ થાય છે. જેનો કિનારો ઉત્તર પૂર્વ ૮ મૈલ વધે છે. અને તે ભાગ કાદવ કિચ્ચલથી સરદ રહે છે. તે તરફ આવેલી સર્વે ખાડીઓમાં મગરો ટોળાબંધ ફરે છે. તે તરફનો ભાગ કાદવવાળો, ઘાસ ઝાડીથી ભરપૂર ને નરમ રેતીવાળો હોવાથી તેમાંથી મુસાફરી કરવી અતિ ભયભરી થઇ પડે છે.

ત્યાંનુ કાળું મંદીર બ્રાહ્મણોના ધર્માંધપણાના મથક તરીકે જે જાણીતું છે તે જગનનાથની ઉત્તર પૂર્વે ૯ મૈલપર છે. ત્યાંથી આગળ 'ફૅાલ્સબે' છે, જેના બે છેડા માહેલો એક ભાગ 'ફૅાલ્સબે' અને બીજો 'પૅાઈંટ પૅલ્મા ઇરે' એક નીચી જમીનનો પાટ છે અને તેનીપર તાડમાડની ઝાડી છવાયલી છે. એની બેઉ બાજુપર નેહેર છે, જેમાં દક્ષિણ કિનારો નૌકાગમન લાયકનો છે.

કટકના મુખ્ય ભાગોમાં આંબા, બાંબુ અને કેળાંના વનો આવેલાં છે. મધ્ય ભાગ અને પશ્ચિમ ભાગમાં અને પર્વતોના હાર તરફનો થોડો ભાગ તથા પ્રાંતનો દક્ષિણ ભાગ ઉત્તર ભાગનો કિનારો ૧૬ થી ૧૮ મૈલ લાંબો હોઇ તે તરફ પર્વતોની સુંદર હાર લંબાયલી છે. આ લાંબી હારોને નિલગીરીની અથવા ગોપર્વતની હારની સંજ્ઞા આપી છે.

મુખ્ય નદી તરીકે મહાનદી, બ્રાહ્મણી અને વૈતરણી છે. તે શિવાય બીજાં અનેક નદી નાળાંઓ પર્વતોમાંથી વહે છે અને તે દક્ષિણ પૂર્વમાં વહી બંગાલના ઉપસાગરમાં ચિલકા સરોવર પાસે મળે છે. આ દક્ષિણ તરફનો પાણીવાળો ભાગ ૪૨ મૈલ ઉત્તર પૂર્વ લાંબો હોઇ દક્ષિણ પશ્ચિમ ૧૬ મૈલ પોહોળો છે. એ તરફના કેટલાક નાળાનાં પાણી ખારાં હોવાથી તેમાંથી નિમક બનાવી શકાય છે. આ તરફ વેહેતા પાણીની ઉંડાઇ ૪ થી ૫ ફીટની હોય છે.

તે તરફનો નીચપ્રદેશ સરદ હોવાથી ત્યાં ઝેરી તાપ અનારનવાર ઉભરી નિકળે છે; પણ દક્ષિણ ભાગ અને તે તરફના સમુદ્ર કાંઠેનો ભાગ સુકી રેતીવાળો હોવાથી થંડી તથા ઉનાળાની ઋતુમાં ત્યાંની આબો હવા તંદરોસ્તીને માફક આવે છે. પણ વર્ષા ઋતુમાં હવા બગડે છે.

ઇ૦ સ૦ ૧૮૩૧ માં કિનારાથી ઉપર વધી ગએલા પાણીની રેલથી ૨૦૦૦ માણુસો અને ૫૦૦૦૦ ઢોરોનો નાશ થયો હતો. કટકના પ્રદેશમાં તર્હેવાર જાતની ફળ ફળાદી અને વૃક્ષો જણાય છે. તેમજ મીણ, મધ અને જાત જાતનાં ગુંદર પણ મળે છે, તે તરફના વનોમાં દરેક જાતનાં હિંસક પ્રાણીઓ જણાય છે તેમાં સિંહ, વાઘ અને હાથી મુખ્ય છે. પાકની મુખ્ય પેદાશ બાજરી, જવાર, ચોખા, તેલના બિયાં, તમાકુ, ગળી, કપાસ વગેરેની છે. મુખ્ય લોક વસ્તી હિંદુઓની હોઇ દસમે હિસ્સે મુસલમાનોની વસ્તી છે. એનાં મુખ્ય શેહેરો કટક, બાલાસોરી, કુરધા, પોરી, કાર્નાકા એ મુખ્ય છે.

કટક ઇ૦ સ૦ ૧૫૨૪ વેર ઓરીસાના માહારાજા રુદ્રપ્રસાદને તાબે હતું પણ ૧૫૯૨ માં જ્યારે બંગાલના મુસલમાની રાજ્યના હાકમે દેશનો કબજો લીધો ત્યારે તે પડી ભાગ્યું હતું. ત્યારથી તે ૧૭૫૦ વેર બંગાલની સરકારને તાબે હતો. તે પછી મરાઠાઓએ કરેલી ચઢાઇથી નાગપૂરના રાજાની સત્તા તળે આવ્યું હતું અને રાજાએ રૂ. ૪૦૦૦૦૦ ની ચોથાઇ લેવા માંડી હતી; પણ તે પછી બનેલા અનેક બનાવો અને વાંધાઓ પડવાથી ચોથાઇ મળતી બંધ થઇ જવાથી ૧૭૫૬ માં નાગપૂરના રાજાએ કટક પ્રાંતને પોતાની સ્વતંત્ર સત્તા તળે આણ્યું, પણ ૧૮૦૩ માં મરાઠા સાથની લઢાઇ પછી આ ભાગ બ્રીટીશ સત્તા તળે આવ્યો હતો. કર્નલ હાર્કોટે ૧૮૦૩ ના અકટોબરમાં કટકપર ચઢાઇ કરી જગરનટ તાબે કીધું ને બારાબુતિનો કિલ્લો જીતી લઇ ૧૪ મી

અકટોબરે કટક પ્રદેશ લશકરી સત્તાથી કાબુમાં આણ્યો હતો. તે વેળા બીજા નાના નાના ૧૮ દેશી રાજ્યો પણ બ્રિટીશોને તાબે થયા હતાં. આ સર્વે દેશી રાજ્યો અને કટકના પ્રદેશનું ક્ષેત્રફળ ૧૬૫૨૯ ચોરસ મૈલ હતું. તેમાં લોક વસ્તી ૭,૬૧,૮૦૫ની હતી.

કટક—બંગાલમાં આ ઓરીસાને તાબેનું ગામ મહાનદી નજીક કલકત્તાની દક્ષિણ પશ્ચિમે ૨૨૦ મૈલપર છે. ત્યાં ચાંદી સુનાનું નક્ષીકામ અતી વખણાય છે. ૧૮૮૧ માં લોકવસ્તી ૪૨૬૫૦ ની ને ૧૮૯૧ માં ૪૬૯૬૫ ની હતી.

કટર—એક પ્રકારનું પવનવેગે ચાલતું વાહાણ. આ વાહાણ નાહાનું, છાલકું ને ૪ સઢથી ચાલેછે. આવાં નાહના 'કટરો' વડે કેટલીક વેળા લાંબી સફરો પણ કરવામાં આવેછે. ઈ. સ. ૧૮૫૭ માં 'ચારટર ઓક' નામની ૨૩ ટનની એક કટર એટલાંટીકમાં ન્યુયૉર્કથી લીવરપૂલ વેર સફર કરવામાં આવી હતી. તે પછી ૧૮૫૬ માં 'ઍલર્ટ' નામની ૫૬ ટનની એક કટરમાં ૧૮૦ દિવસમાં ઈંગલંડથી સીડની (આસ્ટ્રેલિયા) વેર સફર કરવામાં આવી હતી, કે જે મુદત દરમ્યાન પાંચ દિવસ તે કટર કેપ ઑફ ગુડ હોપમાં થોભી હતી. તે પછી લાંબી સફરો દરમ્યાન 'કટર' નો ઉપયોગ સાધારણ રીતે કરવામાં આવેછે.

કટવા—બંગાલમાં બર્દવાનના બ્રિટીશ જીલ્લાનું આ શેહેર બર્દવાનથી બ્રહ્મપૂરના માર્ગમાં ભાગીરથી નદીની એક શાખાપર વસાયલું છે. આ શેહેર વાયવ્ય પ્રાંતનું મુખ્ય મથક ગણાયછે; કારણ કે એના કાંઠે ભાગીરથી નદીદ્વારે ગંગામાર્ગે હુગલી નદીથી કલકત્તા તેમજ બીજા દેશો સાથે વેપાર ચાલેછે. કલકત્તાની ઉત્તરે ખુશકી માર્ગે ૮૦ અને જળ માર્ગે ૧૨૦ મૈલપર છે.

કટશરૈયા—(જુઓ કાંટા અશેલીઓ.)

કટાવ—એક પ્રકારનો છંદ. તેમાં સર્વ યતિઓ ૮ માત્રાની હોય તેવી એક બે યતિનું પાદ થાયછે; તેને અંતે પ્રાસ મળતો આવેછે, એમાં પાદોની સંખ્યાનો કાંઇ નેમ નથી.

કટ્ફલ્ગુ—(જુઓ અંજન-વૃક્ષ.)

કંટોલાં—એના વેલા જંગલ તથા બગીચામાં આપોઆપ ઉગે છે. એના પાંદડા ચીભડાંના પાંદડા જેવાં દેખાય છે, અને તેનો વેલો ૫ થી ૭ હાથ લાંબો પસરે છે. એના કંદ જમીનમાં રહે છે, તેપર વર્સાદનું પાણી પડતાં તેને ફણગા ફુટી વેલા ચઢે છે, એના વેલા બિયાં રોપ્યાથી ઉગતા નથી પણ કંદ દાટયાથીજ ઉગે છે. એના વેલાપર સ્ત્રી જાતી ફુલો આવતા હોવાથી તેટલાં ફલો થાયછે. આ લીલા રંગનું ફળ નાના લીંબુ જેવડું હોઈ તેનીપર કાંટા હોયછે. પાકેલા કંટોલાનો રંગ પીળો બની રંગ લાલ 'લાંબી' જેવો બને છે.

કટોસણ—ગુજરાતમાં મહિકાંઠા ઈલાકામાં કટોસણ નામે જીલ્લાનો તાલુકો. તેના તાબામાં ૧૨ ચોરસમૈલ જમીન, ૨૯ ગામો ને ૫૦૦૦ ની લોક વસ્તી છે. વાર્ષિક પેદાસ રૂ ૨૫૦૦૦ ની છે. તેમાંથી રૂ ૫૪૪.) ગા ગાયકવાડ સરકારને દેવા પડે છે. અત્રેનો ઠાકોર રાણા કરણસિંહજી મહિકાંઠા ઈલાકામાં ચોથા વર્ગના સરદારની પંક્તિનાં છે. ઠાકોરના પૂર્વજ હરપાળ પાટડીના ગાદીપતિ હતા. તેના વંશજ કેશર મકવાણના પુત્ર સાંતાજીએ સાંથળ તાબે કરી ત્યાં સત્તા જમાવી. ઇ. સ. ૧૪૫૯ થી ૧૫૧૩ સુધી મહમદ બેગડો ગુજરાતનો બાદશાહ હતો. તેના સમયમાં સાંતાજીના વંશજ ખાનજીએ બહાદુરી બતલાવી બાદશાહ પાસથી ૮૪ ગામો સાથે કટોશણ પ્રગણું મેળવ્યું. તેના વંશમાં ૧૩ માં પુરૂશ અજબાજીએ બીજા શાહુ મહારાજાની મરાઠા ફોજને સખત હાર આપી હતી, તેમજ ૧૮૧૩ ના મોટા દુકાળ સમયે પોતાની પ્રજાને મુફત અન્નદાન આપ્યું હતું.

કઠ—આ વનઓષધિ વનસ્પતિ કાશમિર તરફના જંગલોમાં થાયછે. એ સ્વાદે કડવી, ઉષ્ણ, વાંતિકારક હોવાથી તે કોઢ, ખરજ, રકતદોષ, ઉધરસ વગેરે દુઃખોપર ઉપયોગી છે.

**કંઠમાળ**—મનુષ્યની ઘાંટીના હાડકા પાસે એક નાની ગાંઠ થાયછે ત્યારે તેને 'કંઠનાળ' કહે છે, પણ તે મોટી થઇ ગરદનના આગલા ભાગ આસપાસ ફરી વળતાં તેને 'કંઠમાળ' કહે છે. કંઠમાળ કદમાં પેરથી નારીયળ જેવડી થાયછે. આ ગાંઠ મોટી થઈ અટકી જાયછે તો તેમાં જોખમ રહેતો નથી, પણ જો તે મોટી થતી રહી દમનાળ અને અન્નનાળ ઉપર દબાણ કરે છે ત્યારે સ્વાસ લેવામાં હરકત કરી જીંદગીને જોખમમાં નાખે છે. આ ગાંઠ મોટી થવા પછી તે પોચી જણાય છે ત્યારે તેને દાબ્યાથી તે ફુટી જાયછે.

**કઠવો**—કેટલીકવેળા કુવાની આસપાસ રેતીની જમીન હોવાથી તે ધસી પડે છે અને મટોડી પાણીમાં મિશ્ર થઇ જાયછે, તેથી કુવો પુરાઇ જવાની બીક રહેછે, તે અટકાવવા માટે લાકડાનાં પાટીયાનું માણસપુરૂં ઉંચૂ ગોળ ચક્ર કુવામાં ઉતારવામાં આવેછે. આ કઠવા લોઢાના બનાવવાથી તે લાંબો વખત સુધી ટકી શકે છે.

**કઠખાછંદ**—પીંગળશાસ્ત્ર મુજબ આ છંદને १०, १०, १० ને ७ માત્રાની ૪ યતિયો, જેના અંતે ગુરૂ; એવો બનેલો જે છંદ તે. આ છંદ સિંધુ રાગમાં પણ ગવાય છે.

**કડહુ**—( જુઓ કાલીકુટલી. )

**કડબીર**—સ્વિડન, સ્કૉટલંડ તથા ઈંગ્લંડનાં ઉત્તર ભાગ તરફ ઉગતા વૃક્ષના દીંડવામાંથી બનાવવામાં આવતી એક પ્રકારની ભૂકી. આ ભૂકી ' વાયોલેટ ' રંગના કામમાં આવે છે. આ ભૂકી બનાવવાની શોધ ડૉ० કડબરે કરવાથી તેને તેનું નામ આપવામાં આવ્યું છે. આ ભૂકી પાકા રંગના કામમાં અતી ઉપયોગી ગણાય છે.

**કડવંચી**—એના વેલા અનાજના ખેતરોમાં ઉગી નિકળે છે. એની ઉપર ઝીણા પાંદડાં ઉગેછે અને વેલાના મૂળમાં કાંદો બાઝેલો હોયછે. જ્યારે વેલો સુકાઇ જાયછે ત્યારે બીજે વર્ષે એના કાંદામાંથી અંકૂર ફુટી વેલો વધેછે. આ વેલાપર ઝીણી ખીસમીસ જેવાં ફળો ઉગેછે, જેનો આકાર કારેલાને મળતો હોયછે, ને રંગ લીલાસપર હોયછે. એના ફળમાં ઝીણા બિયાં હોયછે. કડવંચીની ભાજી બનાવવામાં આવેછે. તે સ્વાદદાર હોયછે પણ તેના કંદ અતી ઉષ્ણ હોયછે.

**કડવી કવચ**—એના વૃક્ષ દક્ષિણ કોકણ, મલબાર, ગોવા વગેરે દેશોમાં જ્યાં ત્યાં ઉત્પન્ન થાયછે. એના પાંદડાં મ્હોટાં હોઇ તે સીતાફળના પાંદડાં જેવાં હોયછે. એનાપર જે ફળો ઉગેછે તે રંગે રાતાં હોયછે. આ ફળમાંથી લંબોચાં બિયાં નિકળે છે, જે બિયાં બાફીયાથી તેમાંથી તેલ નિકળે છે. તે તેલ કડવું અને સરદ હોયછે, તેથી તે બાળવાના ઉપયોગમાં લેવાય છે. આ તેલ રક્ત શુદ્ધિ કરવાનો ગુણ ધરાવેછે; તે શિવાય ગર્મિ, ચાઠાં, ફોલ્લા વગેરે દુઃખ દર્દોપર અતિશય અકસીર હોયછે.

**કડવી કોળી**—એના લાંબા ને લાંબા વેલા ઉગેછે અને વેલાની વચમાં આ કોળાં આવે છે; તે સ્વાદે કડવાં હોવાથી ઔષધિ ઉપયોગમાં લેવાય છે. તેના કડવાસને લીધે આ કોળાની તુમડી તથા તંબુરા માટેનાં તુમડા બનાવવામાં આવેછે, પાકેલા કડવાં કોળામાં ७ દિવસ પાણી ભરી રાખી તે પિવામાં લીધાથી ગડ ગુમડાંનો નાશ થાય છે. રતાંધળા માટે એને બાળી તેની જે રાખ થાય તેને મધમાં ભેળી આંજેછે.

**કડવીગ્રોળી**—એના લાંબા વેલા વધે છે અને તેપર જે ફળો આવે છે તે સ્વાદે કડવાં હોય છે. તે ખાવામાં ઉપયોગી નથી પણ વિષનાશક હોવાથી એના મૂળ અથવા પાંદડાંનો કાવો બનાવી તે મધમાં પાવાથી ઉલટી થઇ વિષ ઉતરે છે. તે શિવાય એ અનેક દુઃખ દર્દોપર અકસીર ગણાય છે.

**કડાણા**—ગુજરાતમાં રેવાકાંઠા ઇલાકાના ઉત્તર ભાગમાં કડાણુ તાલુકો સુંથના રાજાના પિત્રાઈ પરમાર જાતના રજપૂર ઠાકોરની સત્તા તળે છે. તેની ઉત્તરે ડુંગરપૂર, દક્ષિણ પૂર્વે સુંથ અને પશ્ચિમે લુણાવાડનું રાજ્ય છે. તેને

તાબે ૧૩૦ ચોરસ મૈલ જમીન, તેમાં ૧૦૦ ગામડાં અને ૧૨૦૦ માણુસોની વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ. ૧૫૦૦૦ ની થાય છે. કડાણા તાલુકો ડુંગરી પ્રદેશવાલો છે. તેમાં ભીલ તથા રજપૂતોની મુખ્ય વસ્તી છે.

મુખ્ય શેહેર **કડાણા** મહિ નદીના ડાબા કાંઠાપર છે, જેમાં ૧૫૦૦ માણુસોની વસ્તી છે. ગામમાં ઉંચી ટેકડીપર ઠાકોરનો દરબાર છે, જેની પાછળ જુની રાજગાડી છે. અહિંના ઠાકોર ચોથા વર્ગના સરદારની પંક્તિના ગણાય છે. હાલના ઠાકોર પરબતસિંહજીના વડવા જાલમસિંહ નામે હતો. તેણે ચંદ્રાવતીથી આવી ઝાલોદમાં પોતાની રાજ્યગાદી સ્થાપન કરી હતી. તે પછી સાતમાં વંશજ બીજો જાલમસિંહ ૧૨૪૭ માં ઇસલામીઓ સાથની લઢાઇમાં માર્યો ગયો. આ જાલમસિંહના કુંવર સંત તથા ભીમદેવે ઝાલોદ મુસલમાનોનાં હાથમાં આપી સૂંથ પાસના જંગલમાં સંતાઇ રહી ૧૨૫૫ માં સૂંથ વસાવ્યું. એટલે વિલમદેવે કડાણા વસાવ્યું. વિલમદેવે પેહેલાં આ દેશમાં મહિ નદીની પાસેના ડુંગરની કઠણોમાં આવી રહ્યાથી ગામનું નામ 'કડાણા' પડયું.

**કડી**—આ ગાયકવાડ સરકારને તાબેનો પ્રાંત પાલનપૂર અને મહિકાંઠા ઇલાકા તથા અમદાવાદ અને ખેડા એ જીલ્લાઓની વચ્ચેછે, તેનું ક્ષેત્રફળ ૩૧૫૦ ચોરસ મૈલ હોઇ તેમાં ૧૦૮૭ ગામો ને તેની લોક વસ્તી ૧૦૦૦૦૦૦ માણુસોની છે.

મુખ્ય શેહેર કડીમાં ૧૭૦૦૦ ની લોક વસ્તી છે. કડી જવા કલોલ સ્ટેશનથી ૧૫ મૈલની મુસાફરી કરવી પડે છે. આ કસબામાં પીલાજીરાવ ગાયકવાડના બીજા બેટા ખંડેરાવના પુત્ર મલ્હારાવે બંડ કરવાથી કરનલ વાકરે તેને પકડી કેદ કર્યો હતો. તેનો બંધાવેલો મેહેલ હાલમાં દેખાય છે, અને તે વખતનો કિલ્લો પણ જોવાજોગ છે. કડીમાં પ્રાંતના સુબા તથા વહીવટદારોની કચેરી ઉપરાંત, દારૂખાનું, સરકારી કચેરી, સિવિલ ઇસ્પીતાલ તથા દેવમંદીરો સંખ્યાબંધ છે. મુખ્ય મંદીરો ભૂલેશ્વર મહાદેવ, ગોસાવી મહારાજનું, ભીમ તથા મહાદેવનું, અંબાજીનું ને બાલાજીનું છે.

કડી પ્રાંતના મુખ્ય પ્રગણા કડી, પાટણ, વડાવલી, સિદ્ધપૂર ખેરાલું, વિસાનગર, વિજાપૂર, મેહેસાણા, કલોલ અને દેહગામ છે. તે શિવાય હારીજ, માતરસૂંબા, અને વડનગર એ પેટા મહાલ છે, ને તે મહાલ કરીના તાબામાં છે. મુખ્ય નદીઓ સાબરમતી, સરસ્વતી, બનાસ, રૂપેણા, મેશ્વો, ખારી, લુંણી અને વાત્રક છે. દેશનો મુખ્ય ભાગ સપાટ હોવાથી રસાળ છે. તેમાં બાજરી, જૂવાર, ગહૂં, કપાસ, ડાંગર, શેરડી તમાકુ તલ વગેરે પાકે છે. મુખ્ય લોક વસ્તી પાટીદાર, કોળી, ભીલ, રજપૂત, આજણાક કણબી, વાણીંયા, બ્રાહ્મણ વગેરેની મોટી છે.

ગુજરાતમાં મરાઠાઓના અમલ આગમજ કડી રાધનપૂરનાં બાબીઓની સત્તા તળે હતું; પણ ૧૭૬૧ માં પાણીપતની લઢાઇ પુરી થતાં દામાજીએ બાબીઓને હાંકી મેળી પોતાના પુત્ર ખંડેરાવ ગાયકવાડ હિમ્મત બહાદુરને અમદાવાદના ઉત્તરના દેશની જાગીરી આપી, તેનું કડી મુખ્ય શેહેર બનાવ્યું. ૧૮૦૨ ના સુમારમાં મલ્હારાવ તથા આનંદરાવનો ટંટો ચાલતો હતો ત્યારે સર એલેકઝાન્ડર વાકરે કડી ઉપર ચઢાઇ કરી જીતી લઈ ગાયકવાડની સત્તાતળે સોંપ્યું. ત્યારથી આજલગી તે ગાયકવાડને તાબે છે. વાર્ષિક મેહેસુલ રૂ ૪૦૦,૩૫૪ ની ઉપજે છે.

**કડોદ**—ભરૂચ જીલ્લાને તાબે નર્મદા નદીને કાંઠે, ભરૂચ તથા શુકલ તિર્થની વચમાં છે. આ ગામમાં ૪૦૦ માણુસોની નહાની વસ્તિ છે. ત્યાં વિસ વર્ષે અધિક કોટેશ્વરની જાત્રા ભરાય છે. આ જાત્રા માટેની દેવ મંદીરની જગા અર્ધા એકરની છે.

**કડોરણા**—કાઠીઆવાડ ઇલાકામાં ધોરાજીની ઉત્તરે ૧૦ મૈલ પરતુ કિલ્લેબંદીવાલું ગામ, આ ગામના આસપાસની જમીન અતિ-

ફળદ્રુપછે. આમ નવાનગરના સંસ્થાનને તાબેછે. ૧૮૭૨ માં લોક વસ્તી ૨૨૧૧ ની હતી, પણ ૧૮૮૮-૭૯ માં પડેલા ભયંક દુકાળથી ભૂખમરાને લીધે સંખ્યાબંધ ખેડુતો મરણ પામવાથી ૧૮૮૧ માં લોક વસ્તી ૨૦૬૭ ની હતી. હાલમાં માત્ર ૨૨૦૦ નીછે

**કુડોરણા રાણાકા**—કાઠીઆવાડ ઇલાકામાં પોરબંદરની પૂર્વે ૧૯ મૈલપર મિનસાર નદીના પશ્ચિમ કાંઠા ઉપરનું ગામ. કાઠીયાવાડ સર્વસંગ્રહ મુજબ 'ઓગણીસમી સદીમાં મુરાદખાન તથા ફકીર મહમદ મકરાણીએ, જેમને પોરબંદરના રાણાનો સાથે અણબનાવ હતો તેમણે એક લાખ જામશાહી કોરી લઇ એ ગામ તથા તેનો કિલ્લો નવાનગરના જામ જસાજીને સ્વાધિન કરી દીધો. બ્રિટીશ તથા ગાયકવાડની સરકારોએ રાણાને કિલ્લો પાછો આપવા જામને સમજાવ્યો; પણ જામે સલાહ માની નહિ. તેથી કર્નલ વાકરે ગામ જીતી લીધું, ને મકરાણીઓને તથા નવાનગરની ફોજને હાંકી કાઢી. તા૦ ૫ મી ડીસેંબર ૧૮૦૭ માં ગામ રાણાને પાછું સ્વાધિન કરયું, તે હજી તેમનેજ તાબેછે. આ વેળા રાણાની પાસેથી ૨૦૦૦૦ નજરાણામાં લીધા હતા. પોરબંદર તથા ધોરાજી અને જેતપુર વચ્ચેના ધોરી રસ્તા ઉપર આ ગામ આવેલું હોઇ, તેમાં ઇંગ્રેજ મુસાફરો માટે બંગલો ને ધર્મશાળા છે. ૧૮૭૨ માં લોક વસ્તી ૨૦૭૩ ની હતી, પણ ૧૮૭૮-૭૯ ના ભયંકર દુકાળથી ઘણા લોકો મરણ પામવાથી ૧૮૮૧ માં ૧૯૮૭ ની હતી. હાલ ૨૧૦૦ ની છે.

**કણગર**—આ કંદ કર્નાટક તથા કોકણમાં મુખ્ય કરી પાકે છે. એની ઉપરની છાલ કઠણ અને તેનીપર કાંટા જેવા નાના મુળીયાં હોયછે, તેથી તેને કાંટે કણુગર કહેછે. કણગરનો વેલો ગોરાકીના જેવો વધેછે, પણ તેના પાંદડાં ગોળ ને નાનાં હોયછે. આ વેલાને વાંસપર ચઢાવવામાં આવેછે, દરેક વેલાને જમીનમાં પાંચથી પંદર કણુગર થાય છે, આ કંદ મુખ્ય કરી લાલ મટોડીની જમીનમાં પાકેછે. એને રોપતી વેળા અઢી ફીટ લાંબી ને દોઢ ફીટ પોહોળી ક્યારીમાં ઝાડની નાનીનાની ડાંખળીઓભરી તેની ઉપર મટોડી ઢાંકે છે, પછી તેમાં આસરે એક એક હાથ અંતરપર એક એક કણુગર રોપે છે. પેલી ડાંખળીની જમીન પોળી હોયછે તેથી કણુગરના વેલાના મૂળો આસપાસ પસરી જઇ તેને કણુગર બાઝેછે.

**કણહેર**—આ ફુલઝાડ એકવડા ફુલના અને બેવડા ફુલની જાતના ઉગે છે. એકવડા ફુલના ઝાડ વર્સાદમાં કલમોનાં કટકા વાવ્યાથી અને દબલ ફુલના ઝાડની વૃદ્ધિ દાબના કલમથી થાયછે. સારી જાતના ઝાડની આંખ સાધારણ જાતના ઝાડપર બાંધીયાથી થોડા વખતમાં 'ઉત્તમ પ્રતનું' ઝાડ બને છે. એના ફુલોનો રંગ સફેદ, કીરમજી, ગુલાબી અને સફેદ લાલ મિશ્રણવાલો પણ હોયછે.

**કણાદ**—વૈશેશિક ન્યાય શાસ્ત્રનો આ રચનાર ૬ આસ્તિકોમાંનો એક ગણાય છે. ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ નામે જૈન ગ્રંથમાં એના વિષે એવું લખેલું છે કે "અંતરજીકા નામે નગરનો રાજા જે બલશ્રી તેના અમલમાં એ હતો." મહાવિર નામે જે જૈન લોકોનો ૨૪ મો તિર્થંકર ઈ. સ. પૂર્વે ૫૦૦ પર થઇ ગયો તેના પૂર્વે ૫૫૦ વર્ષપર એ હતો. આ ઉપરથી કણાદની હસ્તિ આજથી ૨૯૫૩ વર્ષપર મુકાઇ શકાય.

(૨) ઋષિ. એણે પરમાણુ ને મુખ્ય કરી અતિ સૂક્ષ્મ તેજ ઇશ્વરે અવિચારનું 'વૈશેષિક ન્યાય શાસ્ત્ર' કર્યું છે. એ નીલ પર્વતપર યોગીને વેશે રેહેતો.

**કતલ ઘર**—વાયવ્ય પ્રાતમાં કયૂમોનના જીલ્લામાં આ પ્રાચીનકાળનો કિલ્લો પિતોરાઘરની છાવણીના માર્ગથી તે રામેશ્વરથી ચંપાવતનાં માર્ગમાં, અંપાવતની ઉત્તરે ૪ મૈલપર છે. આ કિલ્લો એક ટેકડીપર છે. એની ઉત્તર દક્ષિણ લંબાઇ ૫૦ યાર્ડ ને પોહળાઇ તેનાથી અર્ધે ભાગે છે, કિલ્લાની અતી જાડી દિવાલ ખરબચડા પથ્થરથી ચણેલી છે અને તેપર

ગીલાવો કરેલો છે. તેનો ગાળો ગોલાકાર ને દેવાલ બહારથી ૯ ફીટ ઉંચી છે, દેવાલની આસપાસ પંદર ફીટપર એક લાકડ કોટ ૧૦ ફીટ ઉંચો ઉઠાવેલો છે. આ કિલ્લાપર પૂર્વ તરફથી હલ્લો કરવાનો સેહેલો માર્ગ છે પણ તે ભાગ અતી ચઢાણવાલો છે, કિલ્લા આસપાસ બચાવ અર્થે મોટી ખાઇ આવેલી છે.

**કંતાન**—દક્ષિણ ચીનનું આ મોટું વેપારી બંદરશેહેર કવાંગટાંગ (એનું અપભ્રંપ કંતાન બનેલું છે) નું મુખ્ય શેહેર છે. આ શેહેર શૂકીંગની ઉત્તરે અથવા ડાબે કાંઠે ચંગા-કેંપની જમીનમાં છે. મકાઉની ઉત્તરે ૭૦ મૈલ પર ને હૉંગકૉંગની ઉત્તર પશ્ચિમે ૯૦ મૈલપર કંતાન નદીની એક શાખા ઉપર છે.

શેહેર આસપાસ ૨૫ થી ૪૦ ફીટ ઉંચી અને ૨૦ ફીટ જાડી દેવાલનો મોટો કોટ છે. કોટ વચ્ચેનું મેદાન ૬ મૈલ ઘેરાવાવાલું હોઇ તેની વચમાં પૂર્વથી પશ્ચિમમાં દેવાલ ભરી લીધેલી છે; તેથી ઉત્તર તરફનું તે જુનું મોટું શેહેર અને દક્ષિણ તરફનું નવું ગણાય છે. આ કોટને ૧૨ દરવાજા છે જેમાં બે પાણી બંધ કરવાનાં છે. આ પાણીના દરવાજા રાત્રે બંધ કરાવી ત્યાં સરકારી ચોકી રાખવામાં આવે છે. આ શેહેરનો તમામ ઘેરાવો ૧૦ મૈલનો ગણાય છે. શેહેરની દક્ષિણ પશ્ચિમ તરફ યૂરોપ્યન લોકોનું રેહેવાનું મથક 'રિસર્પોનડીન્ટા' નદીને કાંઠે છે. આ નદી તે ઠેકાણે ૧૦૦ યાર્ડ પોહોળી છે. શેહેરમાં ૬૦૦ ઉપર રસ્તા છે અને તે ૮ ફીટ પોહળા છે.

ઉત્તર ભાગ તરફનું જુનું ને દક્ષિણ ભણીનું નવું શેહેર કહેવાયછે. ઉત્તર ભાગમાં તારતરી પ્રજા વસે છે. દક્ષિણ તરફની નદી ખડકોથી ભરપૂર છે છતાં તેમા નાની હોડીઓ પુશકળ ફર હર કરી શકે છે. શેહેરમાં ઈમારતો ઈંટની હોઇ તેની બારીઓ અબરખ, સીપ અથવા કાગળની બનાવેલી છે. ઇમારતોના છાપરાં ચોખંડા ને છાલકાં હોયછે, સરકારી પાદશાહી દેવાનખાના'ં ચોકસ વખતે સૌ અમલદારો સામટામળી ત્યાં જો કે શેહેનશાહ હોતો નથી છતાં તેની સ્તુતિમાં ત્યાં નમન કરે છે. પ્રજાનો મુખ્ય ધર્મ બુદ્ધિસ્ત હોવાથી તેના મોટા મોટા મંદીરો છે, તેમાંનું એક મંદીર ૧૦ સદી આગમજનું બાંધેલું હોઇ તે ૧૬૦ ફીટ ઉંચુ છે. બીજું અષ્ટકોણાકાર ૯ માળનું જે છે તે ૧૭૫ ફીટ ઉંચુ છે ને તે '૧૩૦૦' વર્ષ ઉપર બાંધવામાં આવ્યું છે, 'હૉનમ'નું મંદીર ૭ એકર જમીન ધરાવે છે. તેમાં ૧૭૫ સાધુઓ સદા પડી રહે છે. એક પુત્ર-પુત્રિનું મંદીર છે તેના નિભાવ અર્થે ૩૫૦૦ એકર જમીન સરકાર તરફથી મળેલી છે, તેની ઉપજમાંથી ૨૦૦ સાધુઓનું ગુજરાન થાયછે. કંતાનમાં ધર્મગુરૂઓ તથા 'આરજા' ની સંખ્યા ૨૦૦૦ ઉપરની છે.

કંતાન માહેલું પરિક્ષાનું મોટું મકાન ૧૩૩૦ ફીટ લાંબુ નેં ૫૮૩ ફીટ પોહોળું છે ને તેમાં ૮૬૫૩ ઓરડા છે. આ ગંજાવર મકાન માટે ૧૬ એકર જમીન રોકવામાં આવીછે. બીજા એક ૫૦૦ મૂર્તિના મંદીરમાં અસંખ્ય રંગ બેરંગથી ચિતારેલી મૂર્તિઓ હોઈ તેની નિગેહબાની માટે મોટા કદના જીનોના પુતળાં ગોઠવેલાં છે. આ મંદીરમાં ચોકસ દેવતાની પૂજા કરવાથી સ્રીને બાળકની પ્રાપ્તિ થાયછે.

ઈ. સ. ૧૮૪૦ માં કંતાન શેહેરની લોક વસ્તી ૧૨૩૬૦૦૦ની હતી. તે વેળા તેમાં ૧૭૦૦૦ બાઇડી છોકરાંઓ રેસમી કાપડ વણનાર ધંદાદારી, ૫૦૦૦૦ કાપડ વણનાર, ૭૩૦૦ હજામો, ૪૨૦૦ મોચી ને ૨૦૦૦ હકીમો હતાં. તેમાં ૩૦૦૦૦ ઇસલામીઓની વસ્તી પણ સમાઇ હતી. હાલમાં લોક વસ્તી ૨૦૦૦૦૦૦ ના સુમારેની છે, જેમાં ૩૦૦૦૦૦ તો પાણીમાં વહાણો ઉપર ઘરો બાંધી વસે છે. કંતાનમાં ૪૦ થી ૯૦ વેર ઉષ્ણતા પામક યંત્રમાં પારો રહેછે, પણ ૧૮૬૧ માં બરફનો વર્સાદ વરસ્યો હતો. સરાસરી વર્સાદ દર મોસમમાં ૭૦ ઇચ પડે છે.

ઈતિહાસ ઉપરથી જણાય છે કે લગભગ બે હજાર વર્ષ ઉપર ચાંઉના વંશના રાજ્ય

અમલ વેળા પ્રસિદ્ધતા પામ્યું હતું અને તેજ વેળા એના આસપાસ મરોડીના કોટથી બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. કંતાનશેહેર જૂદી જૂદી વેળા જૂદે જૂદે નામે પ્રસિદ્ધતા પામ્યુંછે, એનું પ્રાચીન નામ 'ઇઆંગ ચીંગ' યાને મેંઢાઓનું શેહેર છે. (જુઓ ઇઆંગ ચીંગ). મીંગ વંશની શેહેનશાહાત આગમજ ૩૦૦ થી ૪૦૦ વર્ષ પેહેલાં હિંદના વેપારીઓ વેપાર અર્થે કનતાન આવતા હતા, પણ ઇ. સ. ૭૫૦ માં ચાંગકયુલીંગે કંતાન અને રાજ્યને ઉત્તર તરફના ભાગ વચ્ચે વેપાર વેહવાર વધારવાની સવળતા કરી આપી; પણ દક્ષિણ તરફથી જંગલી ટોલા આ શેહેરને ઘણો ત્રાસ આપતા, પણ તે પછી તે કનતાનને માલેક થઇ શેહેનશાહને ચોથાઇ આપવા લાગો. એ હાકમ એવો તો ક્રૂર હતો કે તે નાહના ગુન્હા સારૂ ગુન્હેગારને આતશમાં બાળવાની યા તો ખોળ ઉતારવાની શિક્ષા કરતો. આથી શ્રૂંગ વંશના પેહેલા પાદશાહે તે ક્રૂર હાકેમને હાંકી મેલી ૧૦૬૭ માં શેહેરને કોટથી મજબુતાઇ આપી, જેથી લુટફાટને મોટો અટકાવ થયો. તે પછી યૂએનના વંશની પાદશાહી વેળા અત્રે એક મોટી લડાઈ થવાથી વેપાર ઓહોળો વધ્યો હતો. ઇ. સ. ૧૫૧૭ માં યૂરોપથી પેહેલ વેહેલો પોર્તુગીજ મુસાફર 'પિરેસદી આજદેરદો' કેપ ઓફ ગુડહોપને માર્ગે આવ્યો હતો. જ્યારે માનચ્યૂરિયન પ્રજાએ મીંગના વંશજોના તાબામાંથી કંતાન મેળવ્યું ત્યારથી એ સ્વતંત્રતા પામ્યું, પણ તારતરોએ ૧૬૫૦ માં તોપોનાં મારાથી તાબે કીધું. આ વેળાની લડાઇમાં ૭૦૦૦૦૦ મનુષ્યના પ્રાણ ગયાં હતા. કંતાનમાં પેહેલ વેહેલા ફ્રેન્ચો ઇ. સ. ૧૫૨૦ માં આવ્યા. ડચ પ્રજા ૧૬૦૧માં આવી. યૂરોપ્યનો પેહેલાં તો માત્ર ચીનથી ચાહ ભરી યૂરોપભણી વાહાણો મોકલતા હતા પણ હાલમાં નિકાશ આયાત વેપાર બેહદ વધી ગયો છે. ઇગ્રેજો કનતાનમાં પેહેલાં ૧૬૩૫ માં દાખલ થયા અને થોડી મુદતમાં તેઓએ ફારમોસા, કોકીઇન અને ચીંકયાંગના ટાપુ ભણી વેપાર વધારી મેલ્યો. ઇસ્ટ ઇંડીયા કંપનિએ કંતાનમાં વેપારની શરૂઆત કરી ૧૮૩૪ નાં એપ્રેલમાં કરારબંદી કરી, ૧૮૪૨ માં અયામ, ફુચૂ, નિંગપો તથા શેંગાહીના બંદરો સઘળા દેશો માટે ખુલ્લાં મેલ્યા. ૧૮૫૭ નાં ડીસેંબરમાં ફ્રેન્ચ અને ઇગ્રેજ લશ્કરે શેહેરનો કબજો લીધો અને ત્યાં ૧૮૬૧ ના અકટોંબર વેર પોતાનું ઠાણું રાખ્યું. અમેરિકનોએ કંતાન સાથે ઇ. સ. ૧૭૮૫થી વેપાર શરૂ કર્યો હતો. કંતાનથી ચાહ, રેસમ, સાકર અને ગરમાળો પરદેશ મોકલવામાં આવેછે ને પરદેશથી ઉન, ધાતૂની ચીજો, અફીણ, વગેરે પદાર્થો આવેછે.

ચીનમાં કંતાન એક દેશપરદેશનું વેપારી મથક ગણાય છે. રૂશિયન વેપારી કાફલો જે ચીનની ઉત્તર ભણી જાયછે, તથા પોર્તુગીજ તથા સ્પાનિશ લોકોના વાહાણો મકાઉ ભણી જાયછે તે ઉપરાંત બીજા પશ્ચિમ તરફના વેપારી વાહાણો કંતાનના બંદરમાં લાંગરેછે. અત્રે જૂદા જૂદા દેશના સરકારી વેપારીઓની ગંજાવર કોઠીઓ બાંધેલી છે. આ કોઠીઓ ચીકયાંગના પરામાં છે. આ કોઠીઓ લગભગ ૧૦૦૦ ફીટ લાંબી ને ૬૬૦ ફીટ પોહળીજગામાં આવેલી છે.

**કતુ**—આ પુરૂષ જરથોસ્તીઓના ધર્મ ગ્રંથમાં જાણીતો થએલોછે. એના બે સપૂત પુત્રો વોહુને મંઘ તથા વોહુ વઝવંઘ નામના હતા.

**કંથકોટ**—વાગડ પ્રાંતમાં કચ્છની પૂર્વ દિશાએ આવેલો એક પાહડી કિલ્લો. આ કિલ્લો ઇતિહાસ પ્રસિદ્ધ છે. પ્રથમ કાઠીઓના હાથમાંથી ચાવડા વંશે જીતી લીધો હતો. ૧૧મી સદીમાં મહમદ ગજનીથી ભીમદેવ હારપામી આ કિલ્લામાં આશ્રો લઇ પડી રહેાે હતો. તે પછી ૧૬ મી સદીની સેવટમાં કંથકોટ અતિ મજબુતાઇ પામ્યો હતો. ૧૮૧૬ માં આ કિલ્લો બ્રિટીશોએ જીતી લઇ તેનો કોટ તોડી પાડયો છે. હાલમાં ત્યાં ૩ મંદિરોછે; તેમાં સૂર્યનું મંદીર પેહેલા કાઠીઓએ બંધાવ્યું

હતું અને મહાવીર સ્વામિનું મંદીર આત્માદેવનાથના પુત્રે ૧૨૮૩ માં બંધાવ્યું હતું.

**કંથારિઆ**—આ તાલુકો ઝાલાવાડા પ્રાંતમાં ભોઈકા થાણાની હદમાં લીમડીની દક્ષિણે ૧૦ મૈલપર ને નેરણપૂર રેલ્વે સ્ટેશનની ઈશાન્યે ૧૦ મૈલ પર છે, તેના તાબામાં ૧૪ ચૌરસમૈલ જમીન, ૨ ગામ અને ૨૩૫૦ માણસની વસ્તી છે, વાર્ષિક ઉપજ રૂ૧૦૦૦ ની છે. ખુદ કંથારિઆ ગામમાં લોક વસ્તી ૧૬૦૦ નીછે. તાલુકદારો ઝાલા રજપૂતો છે.

**કદંબ કવી**—આ કવિ પ્રતાપ રૂદ્રરાજાનો દિવાન હતો. એનું જન્મ વતન કલિંગ દેશ હતું. એની ઉત્તમ રાજ્ય નિતિથી એ પ્રજામાં ભારે માન પામ્યો હતો તથા એને બચપણથી જ્યોતિષ શાસ્ત્રનો અતિશય શોખ હોવાથી એણે તેનો અભ્યાસ કર્યો હતો. તેમજ 'જ્યોતિષાર્ણવ' નામે ગ્રંથ રચ્યો હતો. હાલમાં આ ગ્રંથ પંચાગ બનાવતી વેળા ઉપયોગમાં લેવો પડેછે. આ ગ્રંથની પ્રસ્તાવનામાં એણે પોતાનો જન્મ શકે ૧૩૮૪ ચિત્રભાનુ સંવત્સરમાં લખેલો છે.

**કદંબ**—આ ફુલના ઝુમખાવાલું વૃક્ષ ઉગેછે. આ ઝાડ ઝીણા બિયાં અથવા કલમથી ઉગી શકેછે. એને રોપ્યા પછી તેપર ફુલો ૪ વર્ષ રહીને આવવા માંડેછે. આ ઝાડ કોઇપણ જમીનમાં ઉગેછે. પેહેલાં બેત્રણ વર્ષ લગી તેનીપર ૮ દિવસ આંતરે પાણી સીપવું પડેછે. આ ઝાડપર શ્રી કૃષ્ણે બેસી વાંસળી વજાડી ગોપીઓને રીજવી હતી તેથી આ ઝાડ અતિ પવિત્ર ગણાયછે. એનું લાકડું ચીવટ અને મજબુત હોયછે.

**કદમી**—ઇરાનના વસતા જરથોસ્તીઓ હિંદુસ્થાનના જરથોસ્તીઓનાં કરતાં એક મહિનો વધુ ગણતા હોવાથી તેમના અને હિંદના જરથોસ્તીઓ વચ્ચે એક માસનો તફાવત ચાલતો આવ્યોછે.

ઈ. સ. ૧૭૨૧ માં સૂરતખાતે ઇરાનથી જામાસ્પ નામનો એક મોબેદ આવ્યો હતો, તેણેજ આ તફાવત બાબેનો પેહેલવેહેલો ખુલાસો ખાનગી રીતે કર્યો. તે વેળા તેણે સુરતના જરથોસ્તીઓને દિનઆઇનમાં ઘણા નાવાકેફ તથા અજ્ઞાન જોઇ તેમને છેડવામાં સાર જોયો નહિ; તથા તે વેળા રવાનના પગ વાળવાની તથા પદાન બાંધવાની તકરાર ચાલતી હતી, અને તેથી સુરતમાં બે તડાં પડી ઘણાકો ઉશકેરાઇ ગયાં હતા. આથી જામાસ્પે પોતાના દાખલા દલીલ સાથની બિના સુરતવાલા દસ્તૂર દારાબ (કુમાના દાદાદારૂ), માણેકજી એદલજી અરમાની, નવસારીના દસ્તૂર જામાસ્પ આશા તથા ભરૂચના દસ્તુર જમશેદજી દસ્તુર કામદીનજીને અને તેમના બેટા ફ્રેદુનજીને જણાવી ઇરાન જવાં માટે ઇ. સ. ૧૭૨૧ માં ૨૩ મી અકટોંબરે મુંબઈ આવી રહ્યો, અને ત્યાંથી નવેંબર માસમાં ઇરાન ઉપડી ગયો.

મોબેદ જામાસ્પે સૂરતમાં જાહેરમાં પોતાની તકરાર રજૂ કરવા જેટલી હિમ્મત બતાવી નહિ પણ તે તકરાર માણેકજી એદલજી અરમાનીએ સાંભળેલી હોવાથી તેના મનપર તેની ઉંડી અસર થવાથી તેવણે જામાસ્પનું ઇરાન વિદા થયા પછી જાહેર રીતે પોતાના ભણતરમાં કદીમ રોજ માહ પઢવા માંડી ગુજરેલાંની ક્રિયામાં છોકરીનું નામ બાપ સાથે દેવા માંડયું. આથી સૂરતમાં નવી જોશદાર તકરારે રૂપ લીધું. પણ હજી આ તકરારમાં વસવસો રહેવાથી તેનો અભ્યાસ કાઉશજી ફરદુનજી કુમાનાએ કરવા માંડી તકરારમાં આગેવાન ભાગ લીધો. તેટલાં ૧૭૩૬ નાં વર્ષમાં ઇરાનથી એક વિદ્વાન બેહેદીન જમશેદ નામનો સૂરત આવ્યો. તેની પાસે કાઉશજી ફરદુનજીએ નજૂમ વિદ્યા સંપાદન કરી સૂરતવાસીઓની ખાતરી કરવા માંડી. બેહેદીન જમશેદે લોકોની પક્કી ખાતરી કરવા માટે કાઉશજીને સારૂં જ્ઞાન આપી પોતાના વિચારો તેની મારફતે જાહેર કરવા માંડયા; છતાં તકરારનું રૂપ નરમ પડયું નહિ; કેમકે બીજા દસ્તુરો તેમની તકરાર વિરૂધ હોવાથી બે ટોળાં

વચ્ચે જુંબેસો જાગી. આથી ૧૭૪૦ માં જમશેદ ઇરાની સુરતથી મુંબઇ જઈ ઇરાન ગયો. તે પછી કાઉશ મુનજમ તથા એવેદ દારાબજી સોહરાબજી કુમાનાએ પાર્સીઓને કદમી એતેકાદ તરફ વળાવવા માટે આગેવાન ભાગ લઇ ઘણાકોને તેમાં દાખલ કર્યા. ઇ. સ. ૧૭૪૫ માં ૬ ઠી જુને સુરતના કેટલાક ગરીબ બેહેદીનો જેવાકે બહમન લીમનો, રાણુજીનો ખોરશેદ, બેહેરામદાદા, શાપુરજી એદલજી પોપટજીના, તલાઇનો શેરાબ વગેરેએ કાઉશજી તથા કુમાના દાદાદારૂની રહેબરીથી કદમી પંથ સ્વિકારી શેહેનશાહીઓના મુકતાદના એક માસ આગમજ મુકતાદ માંડવાની શરૂઆત કરી હતી. આથી કદમી શેહેનશાહી ટોળાની તકરારે સુરત તેમજ ભરૂચમાં અતી ગંભીર રૂપ પકડી સરકાર દરબાર વેર પોંહચી વળયા હતા. એ ઉપરથી કેટલાક ભરૂચના આગેવાનોને ભરૂચના નવાબે હેરાન કરવા માંડ્યા (જુઓ ૬૦ કામદીન), પણ પાછળથી ઠેડવ્યું કે જે નવસારી તથા સુરતનાં પંચાએત પાસે જાય તે બેઉ પંચાએત કહે તે માફક પારસીઓએ ચાલવું. આથી સુરતમાં આ તકરાર ૧૭૬૭ ના આગસ્ટ માસમાં સુરતની અંજુમન પાસે આવી, ત્યાં લાગટ ૪ માસવેર સવાલ જવાબો ચાલ્યા પછી ઈ. સ. ૧૭૬૮ ની ૫ મી જાનેવારીએ મોદી દાદાભાઇના મકાનમાં મળેલી પંચાએતે એક મહેહનજર લખી ભરૂચના દસ્તૂર ફરદુનજી જમશેદજી તથા કામદીનજી ફરદુનજી વગેરે સમસ્ત અંજુમન પર મોકલી કે "ભરૂચ મધે જે મહિનો અસલથી પઢવામાં આવેછે તેજ મુજબ ભણવું, ને તેમાં કશો નવો ફેરફાર કરવો નહિ. જેમ અસલ મહિના ઉપર અમો ચાલીએ છિયે તેમજ કુલ હિંદના પાર્સીઓ ચાલેછે, અને સુરત મધે ૨૫ થી ૩૦ કુટુંબો પંચની સામે થઇ મહિનાનો ફેર ચલાવેછે તે ગલત છે." આ મહેહનજર ઉપર ૨૮૦ સહીઓ હતી, - તે છતાં કદમી એતેકાદ વાલાઓનું મગજ શાંત પડયું નહિ. પણ તેઓએ તકરારને ગંભીર રૂપ આપવા માંડયું આથી ઇ. સ. ૧૬૬૮ માં ૨૮ મી એપ્રેલે સુરતના કદમીઓના આગેવાન શેઠ તથા અકાબર ધનજીશાહ મનજીશાહે તકરારનું નિર્ણય કરવા લાયક ચોકસ પાયદાર બિના મેળવી લાવવા માટે એરવદ કાઉશ રૂસ્તમ જલાલને ઇરાન મોકલ્યો.

તે પછી આ તકરારે પાર્સી ટોલામાં એટલું તો ગંભીર રૂપ પકડ્યુંકે તેથી ઇ. સ. ૧૭૮૨ માં ભરૂચના લોકોએ ઉશકેરાઈ જઈ અપસમાં મોટી મારામારી કરી. આ વઢવાઢમાં કંઇકોનાં માથાં ફાટાં હતા, વળી તેમાં પાદશાહ નામે મોબેદની બેહેન બાઇ નામની ઓરતના હમેલ હોમાજી જમશેદજી ના મારથી પડી ગયાથી તેનું મોત નિપજયું, અને તેનો કેસ છેક મુંબઈવર ચાલતાં મુંબઇ ની અદાલતે હોમાજીને ગુન્હેગાર ઠેરવી ઇ. સ. ૧૭૮૩ માં ૩૧ મી જુલૈએ ફાંસી દેવામાં આવ્યો. (જુઓ અસપંદીઆર દસ્તુર કામદીન.)

ઇ. સ. ૧૭૮૦ માં ૧૨ વર્ષ પછી કાઉશ રૂસ્તમ જલાલ ઇરાનથી સુરત ખાતે આવ્યા ને કદમી માહ રોજની તકરારી બાબત થોડી જણાવી મુંબઇ ખાતે જઇ ત્યાં ધનજીશાહ મનજીશાહ તથા બીજા શેઠીયાઓને માહ રોજની તકરાર સંભળાવી કદમી એત્તેકાદને મજબુતાઈ આપી, આથી દાદીશેઠે મુંબઇમાં ઇ. સ. ૧૭૮૩ માં ૨૯ મી સપટેંબરે એ૦ કાઉશના ઉપરીપણા હેઠળ કદમીઓના આતશબહેરામની પેહેલી સ્થાપના કરી. અને એ રીતે રોજમાહાના તફાવતની ગણત્રીથી પડેલા તડાંનો ખૂનખાર વઢવાઢ પછી ઇ. સ. ૧૭૮૪ માં અંત આવ્યો હતો, આ અર્ધી સદીની તકરાર દરમ્યાન જરથોસ્તીઓના નાના ટોળા વચ્ચે એવો તો કુસંપ જાગ્યો હતો કે જેથી ઘણાકોનાં લોહિ રેડાવા પછી જે તડાં પડવાનાં હતા તે પડી આખરે તેનો અંત ઉપલા દરગુજરસીક બનાવ પછી આવ્યો ને કદમી ટોળું સ્વતંત્ર રીતે જાહેર થયો.

હાલમાં કદમી અને શેહેનશાહીઓ વચ્ચે જેમ મહારાજનાં તફાવત વિશે કશી અદેખાઇ કે હસદ નથી, તેમ બેઉ ટોળા વચ્ચે સગપણ અને ભાઇબંધીનો એવો તો મજબુત ગાંઠ બંધાયલોછે કે જ્યાંવેર કોઇ પોતાને કદમી કે શેહેનશાહી તરીકે ઓળખાવે નહિ ત્યાંવેર તે તફાવત કોઇને જણાતો નથી. તેમ આગલા વખતની ધર્મસ્તાન તરફની હસદ તથા અદાવત એક સરખી રીતે મટી બેઉ ટોળા તફાવત વિનાનાં હોય તેમ મળી ગયા છે. માત્ર શેહેનશાહીઓ તથા કદમીઓનાં લગન વેળા એક તફાવત રહેલો છે, તે એ છે કે શેહેનશાહીઓ જ્યારે એ વેળા પરણતા જોડાના આશિરવાદ સારે છે, તેમ કદમીઓ એકજ વેળા સારેછે. તેમાં છોકરો જે પંથનો હોય તેજ મુજબ આશિરવાદ સારવામાં આવેછે પણ છોકરીના પંથપર લક્ષ આપવામાં આવતું નથી, યાને છોકરો શેહેનશાહી ને છોકરી કદમી પંથની હોય તો એ વેળા આશિરવાદ સરાય છે તેમ કદમી છોકરાનું પણ જાણવું.

**કદ્રવ અસ્પ**—તૂસ શેહેરની નજદીકનો એક પર્વત. એની સપાટીપર 'સ્વબર' સરોવર આવેલો છે. એને બુનદેશમાં તૂસના પહાડ તરીકે જણાવ્યો છે.

**કદ્રૂ**—હિંદુ કથાજ્ઞાન મુજબ એ પ્રાચેતસ દક્ષની કન્યા, કશ્યપ ઋષિની ૧૩ સ્ત્રીમાંની એક. એ સંપૂર્ણ સર્પોની માતા હતી. એને જે શતપુત્રો થયાં તેમાંના મુખ્ય નીચે મુજબ શેષ, વાસુદેવ, કર્કોટક, શંખ, ઐરાવત, કંબલ, ધનજ્ય, મહાનીલ, પદ્મ, અશ્વતર, તક્ષક, એલાપત્ર, મહાપદ્મ, ધૃતરાષ્ટ, બલાહક, શંખપાલ, મહાશંખ, પુષ્પદંત, શુભાનન, શંકુરોમા, બહુલ, વામન, પાણિન, કપિલ, દુર્મુખ પતંજ, કૃષ્ણુ વગેરે. એને મનસા નામે એક કન્યા થઈ હતી. કદ્રૂ સાથે વિનતાનો વાદ થયો હતો કે સૂર્યનો અશ્વ સફેદ છે કે કાળો. આ વાદમાં કદ્રૂ જીતવાથી વિનતા દાસી બની હતી.

**કંદહાર**—પંજાબની ઉત્તર તરફ સિંધુ નદીના પૂર્વ પશ્ચિમ ભાગને પ્રાચીન કાળમાં ગાંધાર દેશ કહેતા હતા, ગાંધારનો હાલમાં કેટલોક ભાગ અફઘાનિસ્થાનમાં આવેછે, તેનું કંદહાર એ અર્વાચીન નામ પડયું છે. ગાંધારનું કંદહાર એ અપભ્રંશ છે, કેમકે બેઉ શબ્દોનાં ઉચ્ચાર મળતા આવેછે, તેમજ બેઉ નામ એકજ ઠેકાણેના દેશને લાગુપાડવામાં આવેછે. અલેકઝાન્ડરના ઇતિહાસ કર્તાએ ગાંધાર પ્રાંતનો ઉલ્લેખ કર્યો છે, પણ સ્ટ્રેબો અને ટૉલમીએ આ દેશને 'ગૅંડેરિટીસ' (Gandaritis) એ નામ આપેલુંછે, તેમજ ચીનાઇ ગ્રંથકારોએ વટીક ત્યાંના પુરૂષપુર' શેહેરને (Pulushopolo) પુલુશપોલો એ નામ આપ્યું છે, તેમજ ગ્રીક ગ્રંથકારો મુજબ પેહેલા હિંદુઓ સિંધુનદીના પશ્ચિમ ભાગના દેશોને 'વીરદેશ' કહેતા હતા.

શૈલુ ગંધર્વના વંશજ આ દેશના રાજ્ય કર્તા હતા, તે ઉપરથી ગંધર્વ એનું ગાંધર્વ ગાંધાર એવાં રૂપ થયાં. 'ભારત સ્થલાદર્શ' મુજબ 'ધૃતરાષ્ટની સ્ત્રી ગાંધારી તે ગાંધાર દેશના રાજાની પુત્રી હતી. તે વેળા આ દેશનો 'તક્ષશિલા રાજધાની હતી, તેજ મુજબ પુરૂષપુર (પેશાવર) એ પણ રાજધાની શેહેર હતું' એવો લેખ મળેછે.

કંદહાર હાલમાં મધ્ય અથવા દક્ષિણ અફઘાનિસ્થાનનું મુખ્ય વેપારી શેહેર કાબુલની દક્ષિણ પશ્ચિમે ૨૦૦ મૈલપર છે. આ શેહેર સમુદ્ર સપાટીથી ૩૪૮૪ ફીટ ઉંચાઇપર છે.

લોકવસ્તી ૨૫૦૦૦ થી ૧,૦૦,૦૦૦ ની ગણાયછે. આ શેહેર તરફ બે નેહેરો આવેલી હોવાથી તે તરફ બાગબગીચા ને મેવાનાં પુશકળ ખેતરો છે. કંદહાર સાથે મુંબઇ, હેરાત, બોખારા અને સમરકંદનો સિધો વેપારી વેહવાર ચાલે છે. કંદહારની બે મૈલ ઉત્તરે અતિ ઉંચા ખડકોના શિખરો આવેલાંછે અને તે ખડકને કિલ્લાનું રૂપ આપેલુંછે. ૧૮૩૯–૪૧ ના દુઃખી પ્રસંગ વેળા બ્રિટીશ લશકરે રૉલીંસનની સરદારી તળે અત્રે આશ્રય લીધો હતો.

કેટલાક તવારીખ નવેશો જણાવે છે કે

'કંદહાર શેહેર અલેકઝાન્ડર ધી ગ્રેટે વસાવ્યું હતું, પણ ઈ. સ. ૯૯૭ થી ૧૦૩૦ વેરમાં મહમદ ગજનીએ એનો નાશ કર્યો હતો. તે પછી ૧૭૪૭ વેર તે અફઘાનોને તાબે રહ્યું હતું પણ તે આગમજ ઝંગીજખાન, તૈમુરલંગ અને બીજા ચઢાઇ લાવનાર યવન પાદશાહોએ અત્રે રાજ્ય અમલ ચલાવ્યો હતો. ૧૮૭૮–૮૦ની ચઢાઈ વેળા બ્રિટીશો કંદહારમાં દાખલ થયા હતા અને ૧૮૮૧ વેર તેનો કબજો રાખી પાછળથી અફઘાનોને સ્વાધિન કર્યું હતું.

**કંદહારી બેગમ**—શેહેનશાહ શાહાજહાનની પેહેલી બાનુ. આ બેગમ ઇરાનના પાદશાહીખાનદાનની એક નબીરી હતી. ૧ લા શાહ ઇસમાઇલિનો બેટો બેહેરામ મિર્ઝા, તેનો બેટો સૂલતાન હુસેન મિર્ઝા, તેનો બેટો મુઝફ્ફર હુસેન મિર્ઝા ને તેની બેટી કંદહારી બેગમ હતી. એના લગ્ન શાહાજહાન સાથે ઇ. સ. ૧૬૧૦ ના સપટેંબર (હિ. સ. ૧૦૧૯) માં થયાં. આ બેગમનો જન્મ કંદહારમાં થવાથી તેનું નામ કંદહારી બેગમ પડયું હતું. આ બાનુનો મરણકાળ જણાયો નથી, પણ તેની કબર આગ્રામાં કંદહારી બાગમાં જણાયછે. એણીની કબર ઉપરની ઇમારત અતી સુંદર હોઇ તે હાલ ભરતપૂરના રાજાના તાબામાંછે.

**કદાપા**—મદ્રાસ ઇલાકાનો આ એક મુખ્ય જીલ્લો. એ એના મુખ્ય શેહેર ઉપરથી એજ નામે ઓળખાયછે. એની ઉત્તરે કર્નૂલ અને ગંતૂરનો બ્રિટીશ પ્રદેશ, પૂર્વે નેલોર ને ગંતૂર, દક્ષિણ પૂર્વે આર્કાટનો ઉત્તર ભાગ, દક્ષિણ પશ્ચિમે માયસોરનું રાજ્ય અને પશ્ચિમે બેલારી. એનું ક્ષેત્રફળ, ૧૩૨૯૮ ચૌરસ મૈલ છે. આ જીલ્લામાંથી પર્વતની મુખ્ય હાર પસાર થએલીછે પણ પૂર્વ ભણીનો ભાગ સપાટ છે. બેલારી અને ગુટીનો પૂર્વ ભણીનો ભાગ સમુદ્ર સપાટીથી ૧૧૮૨ ફીટ ઉંચો છે. મુખ્ય શેહેર કદાપા માત્ર સમુદ્ર સપાટીથી ૫૦૭ ફીટની ઉંચાઇપર છે, પૂર્વ ભાગ ૪૫૦ જેટલી ઉંચાઇપર છે. પ્રદેશમાંથી અનેક ઝરા તથા નાળાંઓ વહી બંગાલના અખાતને જઇ મળે છે. મુખ્ય નદી ઉત્તરપિનાર છે.

કદાપાની હવા અતિ ઉષ્ણ હોવાથી તે ભાગમાં યૂરોપ્યનો ઝાઝાં વસતા નથી. એના જંગલોમાં સાગ, સીસમ, નારીયળી, ખજુરી, બાવળ, તાડ, માડ અને બાંબુના વૃક્ષોના વનો આવેલાં છે, તેમજ કેટલાક ભાગમાં ઉંચ પ્રતિનો રૂ પાકે છે. મુખ્ય ધાન્ય ચોખા, બાજરી, જુવાર, ચણા, ગહૂંનો પાક થાયછે, તેમજ શેરડીની પણ ખેતી થાયછે. કદાપામાં ગળી ને તમાકુનો પાક થતો હોવાથી તેનો બોહોળો વેપાર ચાલે છે.ફળફળાદીમાં કેરી, આમળી, કેળાં, તરબુજ વગેરે પુશકળ પાકે છે. ત્યાં પાકતા કપાસમાંથી બ્લેંકેટ, મસ્લીન બનાવાનાં અને તર્હેવાર ગરમ કાપડ ગળીથી રંગવાના કારખાનાઓ છે.

મુખ્ય નિકાશ માલ કપાસ, કાપડ, ઉન, રેસમ, સાકર અને તમાકુનો વેપાર બોહોળો ચાલેછે; અને આયાત માલ નાગરવેલ, લોઢું, તીખું લોઢું, અને ત્રાંબુ છે. લોક ભાષા કેનેરી છે.

કદાપાની લોકવસ્તી ૧૪,૫૧,૯૨૧ છે. મદ્રાસ રેલ્વે લાઇન કદાપામાં દાખલ થએલી છે અને દક્ષિણ પૂર્વથી, ઉત્તર પશ્ચિમે પાકી બાંધણીના પોહોળા માર્ગો બાંધેલાં છે. આ જીલ્લો ઈ. સ. ૧૮૦૦ માં નિજામ સાથે થયલા કોલકરારની રૂહે બ્રિટીશોને તાબે થયો હતો.

**કદાપા**—ઉપલા જીલ્લાનું મુખ્ય શેહેર. એની દક્ષિણ પશ્ચિમે પિનાર નદીના જમણા કાંઠાપર લશ્કરી છાવણીનું મથક છે. છાવણી તદન ઢોલાવવાલા ભાગ ઉપર છે અને ત્યાં યૂરોપ્યનો માટે મોટી બરાખો બાંધેલી છે. આ દરેક બરાખ ૯૦ ફીટ લાંબી ને ૧૬ ફીટ પોહળી છે. દેશી લશકર માટે યૂરોપ્યનોથી વેગળી બરાખ બાંધેલી છે. અત્રે લગભગ ૧૦૦૦ નું જાથુક લશકર પડી રહેછે. શેહેરમાં જેલ અને દિવાની કોર્ટ છે. આ જેલ કિલ્લાના

વચલાં ભાગમાં છે. કદાપા શેહેર નજદીક મદ્રાસ રેલવેની એક શાખા આવેલી છે. ગામ સમુદ્ર સપાટીથી ૫૦૭ ફીટપર છે. કદાપા બેલારીની દક્ષિણ પૂર્વે ૧૩૨ ને બેંગલોરની ઉત્તર પૂર્વે ૧૩૪, નેલોરની પશ્ચિમે ૭૨ તથા મદ્રાસની ઉત્તર પશ્ચિમે ૧૩૯ મૈલપર છે.

**કદાલૂર**—આ શેહેર મદ્રાસ ઈલાકામાં આર્કાટના દક્ષિણ ભાગમાં કારોમાંડલનાં કિનારાપર પીનાર નદીના એક ફાંટાપર વસાયલું છે, પોંડેચરીની દક્ષિણે ૧૬ મૈલપર છે. શેહેર સમુદ્રની સપાટીથી માત્ર પાંચ ફીટપર વસાયલું છે, ને ત્યાંની આબોહવા અતિ સુખાકારી ભરી છે. શેહેરમાં સારી બાંધણીના મકાનો ઉઠાવેલાં છે. અત્રે તેલનો મોટો વેપાર ચાલેછે તથા ખાંડ, અને ધાન્યનો વેપાર સમુદ્ર માર્ગે બોહોળો ચાલેછે. ૭૭ વર્ષ વેર એ બ્રિટીશોને તાબે હતું; ૧૭૫૮ માં ફ્રેન્ચોએ જીતી લીધું હતું પણ ૧૭૮૫ માં ફરી ઈંગ્રેજોએ જીતી લીધું. ૧૮૮૧ માં લોક વસ્તી ૪૩૫૪૫ ની હતી; ને ૧૮૯૧ માં ૪૭૩૫૫ ની હતી.

**કંધાછંદ**—આ છંદ ૪ યગણ ને એક લઘુનો બનેછે. તેમાં ઋષિ એટલે ૭ ને અંગ એટલે ૬ અક્ષરે વિસામો આવેછે.

**કંધાર**—પ્રાચીન નામ ગાંધાર. તે વખતે એની રાજધાની તક્ષશિલા હતી. તેને પશ્ચિમ ભણીના લોકો તક્ષિલા કહેછે. (જુઓ કંદહાર.)

**કનક**—એના વેલા મોટા હોઈ તેના મુળમાં કંદ બાઝેછે. એ રતાળુ જેવાં જાડા ને રંગે લાલ હોયછે. તે ખાવામાં મિઠાં હોવાથી બાફી ખવાયછે. એના વેલાપર નાગરવેલના જેવા પાંદડા આવેછે. એના કંદ અતિ પૌષ્ટીક હોવાથી તે ઘણાક દુઃખદર્દોપર ખવાયછે.

**કનક ચાંપો**—આ અતિ સુંદરતા ધરાવનાર વૃક્ષ હિંદુસ્થાનમાં સારી હવાવાલા પ્રદેશમાં ઉગેછે. એના વૃક્ષ બિયાં વાવવાથી ઉગેછે તેમજ દાબદાર કલમથી પણ ઉગેછે. એના માટે નરમ અને ફળદ્રૂપ જમીન જોઇએ ને તેને પાંદડાનું ખાતર ઘણી પુષ્ટી આપેછે. પેહેલાં એને ૮ દિવસે ને પછી ૧૦ થી ૧૫ દિવસે પાણી સીપવું પડેછે. એના પાંદડા ૧૦ થી ૧૫ ઈંચ લાંબા ને ૬ થી ૧૦ ઈંચ પોહલાં હોયછે. પાંદડાની ઉપરની બાજુનો રંગ કાળો, લીલો અને નિચલી બાજુ સફેદ હોયછે. ફુલની પાંખળીઓ ૪ થી ૫ ઈંચ લાંબી હોય છે. આ ફુલો નવેંબરથી માર્ચ માસ વેરમાં આવેછે.

**કનકાપુરી**—ભરૂચ જીલ્લામાં જંબુસર પ્રગણાનું ગામ. એને કાવી પણ કહેછે. એ મહી નદીને કાંઠે શ્રાવકોનું યાત્રાસ્થાન ગણાય છે. આ ગામમાં જુના ધેરો તથા સાસુવહુના મંદીરો જોવાજોગછે. સાસુવહુના દેહેરાં વિષે એવી કથા છે કે ખંભાતના એક વેપારીની વહુ પોતાની સાસુએ બંધાવેલું દેહેરું જોવા ગઇ, પણ તેણી કદે ઉંચી હોવાથી પેહેલા ઠીંગણા બારણા સાથે તેનું માથું અથડયું જેથી તે બોલી કે "આવો તે શો દરવાજો કીધો છે?" ત્યારે સાસુએ કહ્યું કે હવે તું સારો બંધાવજે. તે પછી વહુએ ખંભાત જઈ સસરા પાસે નાણું માંગ્યું ત્યારે તેણે આવતા સાત વાહાણોનો નફો તેણીને બક્ષેસ આપવાનું જણાવ્યું. નસીબ સંજોગે આ વાહાણોનો નફો રૂ ૧૧૦૦૦૦૦ નો થયો. તેનું વહુએ એક બીજું દેહેરૂં બંધાવ્યું. આ દેહેરાંને ફરતી દેવાલ છે. આ દેહેરાંનો સર્વ વહિવટ શ્રાવકો કરેછે. લોક વસ્તી ૪૬૦૦ નીછે.

**કનકાસ**—આ નદી દક્ષિણ પશ્ચિમ ઢોલાવ પર ગરોવાનાં પર્વતમાંથી દક્ષિણ પૂર્વ ભણી ૧૩૦ મૈલ વહેતી બરાખ નદીને મળેછે. એને કાંઠે માઇનસિંગનો બ્રિટીશ જીલ્લોછે.

**કનકૂન**—આ જાતની ધલોડી અતિ બદસુરત ને ઝેરી હોયછે. એ કદે પાંચથી ૬ ઇંચ લાંબી ને તેની પુછડી ૧½ ઇંચ લાંબી હોય છે. એના ડંખથી મનુષ્ય ઘણું હેરાન થાય છે, અને તે કદાચજ જીવેછે. આ ધલોડી ઝાડ ઉપર રહેછે અને તે દૂરવેર કુદકો મારી શકેછે. સિંધના લોકો માને છે કે જો એની પુછડી કાપી હોય તો તે વધુ દૂરવેર

કુદકો મારી શકે છે. એના ડંખ ઉપર ત્યાંના લોકો તર્હેવાર ઉપાયો અજમાવતાં જો તે ઉપાયોથી જીવવા પામ્યો તો તેને બે ત્રણ દિવસવેર અન્ન પાણી આપતાં નથી.

**કનખૂલ**—સહરાનપૂરના બ્રિટીશ જીલ્લાનું આ મોટું શેહેર સહરાનપૂરથી હરદ્વારના માર્ગમાં હરદ્વારની દક્ષિણ પશ્ચિમે ૩ મૈલપર છે. એની નજદીક ગંગા નદી વહે છે. આ ગામમાં વાંદરા ટોળેટોળાં વસે છે અને તેમને હિંદુઓ ખાવાનું પુરૂં પાડતા હોવાથી તેઓ જબરો ત્રાસ વર્તાવે છે. આ ગામ હરદ્વારની નજદીક હોવાથી અત્રે જાત્રાળુઓની મોટી સંખ્યાં ઉતરી પડે છે. જાત્રાળુઓને ઉતારા માટે મોટી મોટી ધર્મશાળાઓ બાંધેલી છે. કનખૂલ સમુદ્ર સપાટીથી ૧૦૩૨ ફીટપર હોઇ શેહેરની ઉત્તરે બે મૈલપર ગંગાની એક નેહેર છે.

**કનજીવરમ**—મદ્રાસ ઈલાકામાં ચીંગલપટ જીલ્લાનું આ શેહેર મદ્રાસથી આર્કોટના માર્ગમાં છે. શેહેર વિજ્યાવતી નામના એક પાણીના ધોધ પાસે છે. શેહેરના ઘણાખરા માર્ગપર હારેદોર નારીયળીનાં વૃક્ષો રોપેલાં છે. ગામમાં બ્રાહ્મણોના ૨૦૦ કુટુંબોની મુખ્ય વસ્તી છે, અને શિવને અર્પણ કરેલી મુરતીઓની મોટી સંખ્યા છે. બ્રાહ્મણોની મુખ્ય પેદાશ દેવમંદીરોપર છે. કનજીવરમ શેહેર આર્કોટની પૂર્વે ૨૭, બેંગલોરની પૂર્વે ૧૪૫ અને મદ્રાસની દક્ષિણ પશ્ચિમે ૪૨ મૈલપર છે.

**કનતાન**—(જુઓ કંતાન.)

**કનતાન**—સણનું બનાવેલું એક પ્રકારનું કાપડ. એ વહાણના સડ, તથા બીજા અનેક ઉપયોગમાં આવેછે. હિંદુસ્થાનમાં કંતાનનું કાપડ બનાવવાની મીલો કલકત્તામાં સંખ્યાબંધ આવેલીછે. (જુઓ સણ)

**કનતાનગર**--વાયવ્ય પ્રાંતમાં પૂરનિયાના જીલ્લાનું આ શેહેર દક્ષિણ સરહદ ઉપર આવેલું છે. પૂરનિઆની દક્ષિણે ૩૦ મૈલપર ગંગા નદીના એક ફાંટા કાંઠે વસાયલુંછે. આ ગામમાં જીમલે ૭૦૦ ઘરો અને તેમાં ૩૫૯૦ ની લોકવસ્તી છે.

**કન્યકાપુરાણ**--તિમય્યાસાતી નામે કવિએ તેલંગી ભાષામાં રચેલો ગ્રંથ. એમાં એવી કથા વર્ણન કરેલી છે કે 'રાજમંહેંદ્રી શેહેર પાસે વેનુગોંડા નામે ગામ હતું, ત્યાંના રાજપુત્ર વિષ્ણુવર્ધને એક વૈષ્ય કન્યાપર બળાત્કાર કરી તેના કોમારત્વનો ભંગ કર્યો; આથી તે કન્યાએ ભારે શોક કરી અગ્નિમાં પડી બળી મુઇ. આ બીના તેના ઘરનાં સગાં વાહાલાંઓને જણાતાં તેઓમાંના સુમારે ૧૦૦ માણસોએ તેણીના શોકમાં પોતે લીન બની અગ્નિ પ્રવેશ કર્યો. તે ઠેકાણે લોકોએ પેલી સતી સ્ત્રીનાં માનાર્થે એક મંદીર બાંધી તેમાં તેની મૂર્તિ બેસાડી, અને તેનું નામ કન્યાકાપરમેશ્વરી આપ્યું. એને વાણીયાઓ અતિ પૃજ્ય માનેછે.' કન્યાકાપુરાણમાં એનું અતિ કરૂણારસીક વૃત્તાંત ચિત્તવેધક આપેલુંછે.

**કન્યાકુમારી**—દક્ષિણ સમુદ્ર માહેલો એક ભૂશિર. એને હિંદુસ્થાનનાં દક્ષિણ તરફનો છેડો કહેછે. એનું ઉત્તર અક્ષાંસ ૮° અને પૂર્વ રેખા સુમારે ૭૯° છે.

**કન્યા**--આ રાશી ૬ ઠી હોઇ સિંહની પાછળ સુમારે ૨૦ અંશ પરછે. આ રાશી ખેડુતની પાંખવાલી કન્યા જેવી આકારની છે ને તેના હાથમાં ઝાડની ડાંખલી છે. એની વચમાં એક અતિ તેજસ્વિ તારો ચમકે છે અને હાથ ઉપરનો તારો પણ અતિ તેજસ્વિછે. બૃહદક્ષથી એક કર્ણ રેખા લાંબી ખેંચી હોય તો કન્યા રાશી તે નક્ષત્ર પૂંજમાં છે એમ જણાય છે.

**કનવલઝન**--(જુઓ આંચકી.)

**કનૂક**--ફ્રવરદીન યષ્ટમાં વખાણવામાં આવેલી યૂવતી. પોતાનાં ભલાં કામો માટે એ વખણાઇ હશે.

**કનેર**--આ તાલુકો સોરઠ પ્રાંતમાં લાખાપાદર થાણાની હદમાં છે. તેના તાબામાં બે ચૌરસ મૈલ જમીન અને ૨૫૦ માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ ૨૦૦૦ની થાયછે. આ ગામ લાખાપાદર થાણાથી વાયવ્યકોણમાં ૩ મૈલપર છે. વહિવટદારો વાળા કાઠીઓ છે.

**કનોજ**—પ્રાચીન નામ કાન્યકુબ્જ. આ ગામ ફરૂકાબાદના જીલ્લામાં લખનૌની ઉત્તર પશ્ચિમે ૬૫ મૈલપર ને ગંગા નદી કાંઠે ૪ મૈલપર છે. આ ગામ નજદીક કાળી નદી વહેતી ત્રણ મૈલપર ગંગાને મળેછે. આગળ ગંગા નદી ગામની પડોસમાં વહેતી હતી પણ હાલ તે પૂર્વ ભણી બે મૈલ ખસતી વહેછે. આગલા વખતની ઇમારતોનાં ખંડીયરો આ ગામની આસપાસ જ્યાં ત્યાં ફેલાયલા જણાયછે. આ ખંડીયરો ઉપરથી જણાયછે કે આગળ આ ઠેકાણે એક મોટું ગંજાવર શેહેર વસાયલું હશે, કેમકે તે ખંડીયરો અતિ લાંબા છેટાવેર ફેલાયલાં છે, હાલમાં જણાતા ભાગાતુટા ખંડીયરો અને માર્ગ ઉપરથી જણાયછે કે આ ગામ લગભગ ૧ મૈલ લાંબુ ને ½ મૈલ પોહલું હશે, તથા એક નાહનો કિલ્લો પશ્ચિમ ભણી રેતીના ટેકરા ઉપર ઉભેલો છે. તેમજ ત્યાં બે મોટી મસજીદોનાં ખંડીયરો તેની આગલી જાહોજલાલીભરી હાલતની યાદ આપે છે. હાલમાં કનોજ જો કે એક ગામડા જેવું છે પણ પુરાણા વખતમાં તે એક મોટું શેહેર હતું.

માહાભારત ઉપરથી જણાય છે કે આ શેહેર ઇ. સ. પૂર્વે ૧૪૦૦ના સુમારમાં મોટી જાહોજલાલીભરી હાલતમાં હતું, અને તે વખતે એના કોટનો ઘેરાવો ૩૦ મૈલનો હતો. અત્રેનો રાજા બળમાં મોટો ગણાતો હતો અને તેની પાસે ૮૦૦૦૦ હથિયારબંદ સીપાઇઓ, ૩૦૦૦૦ બખતરવાલા લઢવૈયા, ૩૦૦૦૦૦ સ્વારો, ૨૦૦૦૦૦ તીરંદાજ અને કુહાડી જેવા હથિયારબંદ સિપાહો હતાં.

વાલ્મિક રામાયણમાં આ સ્થળ સંબંધમાં એવું વર્ણન આપેલું છે કે આ ગામમાં 'કુશિક' નામે રાજા રાજ્ય કરતો હતો, તેને ઘરે ૧૦૦ દિકરીઓ હતી; પણ તે સર્વેનાં શરીર પવનથી વાંકા બનેલા હતા. આ છોકરીઓના લગ્ન કપિલ નગરીના રાજા બ્રહ્મદત્ત સાથે થતાં તેઓ પાછી સરખી બની હતી, આ છોકરીઓના વક્ર શરીર ઉપરથી કુશિકના રાજધાની શેહેરનું નામ 'કાન્યકુબ્જ' પડ્યું હતું.

કાન્યકુબ્જનું 'કનોગીઝા' અથવા 'કનાગીઝ' એ નામ હતું, તે ઉપરથી કનોજ એ નામ પડયું એમ કેટલાક ગ્રંથકારોનું મત છે.

ઇ૦ સ૦ ૧૪૦ માં કાન્યકુબ્જ શેહેર ચઢતી કળાએ પોંહચેલું હોવું જોઇએ, એમ જણાય છે; કેમકે તે શેહેરનાં બાંધકામ વિષે અને મોટાઇ તથા તવંગરી વિષે વિદ્વાન ટૉલમીએ પોતાના ગ્રંથમાં વર્ણન કરેલું છે.

તે પછી 'હ્યૂએનથસાંગ' નામના ચીનાઇ મુસાફરના ગ્રંથમાં કનોજનું વર્ણન મળી આવેછે. આ ચીનાઈ મુસાફરે ઇ૦ સ૦ ૬૩૪ માં આ શેહેર જોયું હતું અને તે વેળા તે ચઢતી કળાએ પોંહચેલું હતું, અને ત્યાં વૈષ્ય વંશનો હર્ષવર્ધન રાજા રાજ્યકરતો હતો. તેણે પૂર્વ અને પશ્ચિમ તરફ પુષ્કળ રાજ્યોમાં પોતાના જયના વાવટા શોભાવ્યા હતા. ભરતખંડના ૧૮ રાજાઓ તેને તાબે હતા. એ રાજા બૌદ્ધ ધર્મનો મદદગાર હતો. આવી મોટી જાહોજલાલીભરી હાલત કનોજની જે વખતે હતી, તેનો સમકાલીન ઈરાનનો પાદશાહ ખુશરો પરવીજ પણ તેવીજ જાહોજલાલીભરી હાલત ભોગવતો હતો, અને તે કાળ ઇ૦ સ૦ ૫૯૦ ના સુમારનો ગણાય છે. આ સમય પછી ઉત્તર પશ્ચિમ હિંદુસ્થાન ૪ ભાગમાં વેંહેંચાઇ ગયું અને તે નિચલે નામે પ્રસિદ્ધતા પામ્યા.—કનોજ, મિરત, મહાબન અને લાહોર.

તે પછી સુમારે ૨૫૦ વર્ષે 'આયબન બહાબએ' ભરતખંડમાં ફરતો હતો, તેણે આ શેહેર મુસાફરી દરમ્યાન જોયું હતું. અને તે વેળા આ શેહેર અતિ દ્રવ્યવાન હતું એમ તે જણાવે છે. આ 'આયબન' નું લખાણ ઈ૦ સ૦ ૯૦૦ માં લખેલું હોય એમ જણાય છે. 'આયબન' પછી ઈ૦ સ૦ ૯૧૫ માં આ શેહેર મસુદીએ જોયું હતું. "તે વેળા ત્યાં મોટો માહારાજા રાજ્ય કરતો હતો અને તેની પાસે બેશુમાર દ્રવ્ય હતું. મહમદ ગજનીએ તે પછી ૧૦૧૬-૧૮ માં કનોજપર સ્વારી કરી પણ માહારાજા

તાબે થવાથી તે ખંડણી લઇ પાછો ફર્યો. તે પછી અત્રેના રાજા જયચંદ સાથે શાહાબુદ્દીન ઘોરીની ઇટવાની નજદીક લઢાઇ થઇ તેમાં જયચંદ માર્યો ગયો અને શાહાબુદ્દીન ત્યાંનો અધિપતિ થયો. ૧૩૪૦ માં દિલ્લીના ક્રૂર મહમદ તઘલખે ચઢાઇ કરી કનોજ તથા તેની આસપાસના ગામોમાં એવી તો ખૂનખાર કતલ ચલાવી કે અસંખ્ય હિંદુ પુરૂપ સ્ત્રી અને બાળકો માર્યા ગયાં હતાં. ઇ૦ સ૦ ૧૫૨૮ માં બાબર અને પઠાનો વચ્ચે અત્રે ખૂનખાર લઢાઇ થઇ, તેમાં પઠાનો હારવાથી બાબર ગંગા નદી ઉતરી ઔદમાં દાખલ થયો પણ ૧૫૪૦ માં હુમાયુન અને શિરશાહની અત્રે લઢાઇ થઇ તેમાં હુમાયુનને નહાશી ઇરાન જવું પડયું હતું. ઇસલામી રાજ્ય અમલ દરમ્યાન કનોજ પડતી દશાએ પુગ્યું. ત્યાં હાલ માત્ર એક કિલ્લો ખંડોયર હાલતમાં છે, અને કંયે કંયે પ્રાચીનકાળના નાણા ખોદકામ કરતાં જડી આવે છે. આ નાણા કિલ્લા માહેલા 'બાલપીર' અને 'રૂગ મહાલ'માં મળી આવ્યા છે. કિલ્લાની બહાર 'મકરંદ' અને 'ભવાની' નામે ગામમાં પણ સીક્કાઓ મલે છે. ઇ. સ. ૧૮૯૦ માં કનોજની લોક વસ્તી ૧૬૦૦૦ ની ને ૧૮૯૧ માં ૧૬૬૪૬ ની હતી.

**કુપ**—દેવ વગેરે. એઓએ પેહેલાં સ્વર્ગમાં મોટી ઉથલપાથલ કરવા માંડયાથી બ્રાહ્મણોએ ઇંદ્રના પક્ષમાં રહી તેમનો નાશ કર્યો હતો.

**કપડવંજ**—(પ્રાચીન નામ કપટપુર) ખેડામાં સાબરમતીના પ્રદેશનું ગામ. ખેડાની ઉત્તર પૂર્વે ૩૬ મૈલપર મોહર નદીને પૂર્વ કાંઠે કિલ્લાબંદીવાલું શેહેર પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. એને કેટલાકો કપટપુર પણ કહેછે, ત્યારે કેટલાકો તેને ત્યાં આવેલી ચોકસ, પાંચ કબરો ઉપરથી 'કબરગંજ' કહેતા અને તેનુંજ અપભ્રંશ 'કપડવંજ' બનેલુંછે. છેલ્લી દસમી સદીની કેટલીક ઇમારતો કોટની દેવાલ પાસેના જૂના શેહેરની જગાપર ખંડીયર હાલતમાં નજરે પડેછે. આ શેહેરપર મરેઠાઓએ ૧૭૩૭ માં ચઢાઇ કરી હાથ કીધું અને ૧૮૧૬–૧૭ માં બ્રિટીશ સરકાર પાસેથી તેઓએ બીજાપુર લઈ કપડવંજ આપ્યું તે વેળા તેમાં ૧૦૦૦૦ ની લોક વસ્તી હતી. હાલમાં ૧૪૦૦૦ ની છે. કપડવંજ મધ્ય હિંદુસ્થાન ને સમુદ્રકાંઠા પાસે હોવાથી ત્યાં મ્હોટો વેપાર ચાલેછે. મુખ્ય કરી અકીક, સાબુ, કાચ, ઘી ભરવાનાં ચામડાના ઘડા વગેરે બનાવવાના કારખાનાઓ છે. કપડવંજનો માલ મુખ્ય કરી પંચમહાલ, વડાસિનોર ને મધ્યહિંદુસ્થાનમાં જાયછે.

કવિ નર્મદાકૃત ગુજરાત સર્વ સંગ્રહ મુજબ શેહેરમાં જોવાલાયક તલાવ ને એક મેહેરાબ ચાલુકય તર્હેનો છે (૧૦૦૦–૧૩૦૦). તળાવને માટે કહેવાય છે કે તે સિદ્ધરાજ જેસિંગે બંધાવ્યું હતું (૧૦૯૪–૧૧૪૩). એ રાજાનો એક વૃદ્ધ ભીમ નામનો ભાટ અતિ રોગનો ભર્યો મધુમતી–વાત્રકમાં નાહવા આવેલો ને કાંઠાપર અહીં તહીં ફરતો હતો, તેવામાં એક પાણીથી ભરેલા ખાડામાં તેનો પગ લપસી જવાથી તે ઉંડા પાણીમાં પડયો, પણ મેહેનત કરી તરીને જ્યારે કાંઠે આવ્યો ત્યારે તે જુવાન ને જબરો બનેલો દેખાયો. એ વાત જ્યારે રાજાએ જાણી ત્યારે તેણે ત્યાં એક દેહેરૂં બંધાવ્યું. 'એ કુંડની દક્ષિણે જમીનની અંદર મહાદેવનું દેહેરૂં છે પણ તેની હજી ખરેખરી શોધ થઇ નથી.'

કપડવંજ મ્યુનિસીપલ ઉપજનું શેહેર હોઇ વાર્ષિક ઉપજ રૂ ૭૦૦૦ ની થાય છે, લોક વસ્તી ૧૩૦૦૦ ની છે. ગામમાં મામલતદાર, પોલીસ, જડજ વીગેરેની કચેરીઓ છે.

**કપમાઈક્રોમિટર**—રોપો કેટલો વધે છે તેનું માપ લેવા માટે મી૦ એચ. ડારવીન નામે વિદ્વાને આ યંત્રની શોધ કરી હતી. રોપાના ઉપલા ભાગ ઉપર સૂતરનો તાંતણો લગાડવામાં આવેછે અને તે એક કપીની ઉપરથી લઈ જવામાં આવેછે. હેઠળનાં ભાગ આગળ એક વજન લગાડવામાં આવેછે અને રોપો જેમ ઉંચાઇમાં વધતો જાયછે તેમ તે નીચે ઉતરતું

જાયછે. આ યંત્ર વડે રોપાની વધતી ઉંચાઈ વખતો વખત માપી શકાયછે.

**કપર**—સિંધ તરફ આ જાતના સર્પની ૩ જાત જાણીતી છે. એક 'કપર કોરકંદ' બીજી 'કપર લીંબી' ને ત્રીજી 'કપર લોંડી'. કપર કોરકંદ ૮ થી ૯ ઈંચ લાંબો હોઇ તેની પુછડી ઘણી બારીક હોય છે. આ જાતનાં સર્પ ઘણા ભયંકર હોયછે. તેઓ પથ્થર તળે યા ખડકોમાં ગુચ્છડું થઇ બેસી લાગ મળતાં દંખ મારેછે. એનું ઝેર ચઢતાં માથામાં ફેર આવી, દમ ગુંગળાઇ છાતી દબાઇ જાયછે. આ ઝેર ચઢતાં બદનનો રંગ સીસાં જેવો બને છે, મોંહવાટે લોહી પડેછે અને મનુષ્ય બેફામીમાં પડી મરણ પામે છે. આ જાતનો સાપ અતિ બદસુરત હોવાથી તેને લોંડીનું નામ આપેલુંછે.

**કપરથલા**—હિંદનું એક જાણીતું દેશી રાજ્ય. એની ઉત્તરે હિમાલયનો પહાડી પ્રદેશ, પૂર્વે જાલંધર દુઆબનો મધ્ય ભાગ, દક્ષિણે સતલજ નદી, અને પશ્ચિમે અમરીતસર જીલ્લો છે. એનું ક્ષેત્રફળ ૮૦૦ ચોરસ મૈલ હોઇ તેમાં ૨૫૦૦૦૦ માણસોની વસ્તી છે. રાજ્યને વાર્ષિક પેદાશ રૂ ૧૭૦૦૦૦૦ ની થાયછે, તેમાંથી ૧૩૧૦૦૦ બ્રિટીશ સરકારને ખર્ચ માટે અને રૂ. ૬૦૦૦ માહારાજા રણજીતસિંહના ભાઈ સચેતસિંહ અને વિક્રમસિંહના વંશજોને આપવામાં આવે છે. અયોધ્યાની જાગીર પેટે રૂ. ૮૦૦૦૦ આ રાજ્યને મળેછે.

પ્રદેશનો મોટો ભાગ પહાડી ને બાકીનો સપાટ છે. જંગલ ગીચ્છ ઝાડીથી ભરપૂર હોઇ તેમાં ઇમારતી લાકડાનાં મોટાં વૃક્ષો છે. મુખ્ય નદી સતલજ ને બિયા છે. મુખ્ય પાક ગહૂં, બાજરી, ડાંગર, કપાસ, શેરડી અને તમાકુનો ઉપજે છે. દેશમાં ગાય ઢોર અને વનચર પ્રાણીઓ પુશકળ મળે છે. મુખ્ય લોક વસ્તી શીખ, રજપુત તથા હિંદુ મુસલમાનોની મુખ્ય છે ને તેમની બોલી પંજાબી છે.

ખુદ કપરથલા રાજ્યની રાજધાનીનું કિલ્લેબંદીવાલું શેહેર છે. તેમાં રાજાના સુંદર મેહેલો ઉપરાંત, સરકારી ઈમારતો જોવાજોગ છે. આ શેહેર આ રાજ્યના સ્થાપનાર જયસિંહે ઈ૦ સ૦ ૧૭૮૦ માં વસાવ્યું હતું. આ શેહેર 'કરતારપૂર'ના રેલવે સ્ટેશનથી ૭ મૈલને અંતરે છે.

દેશની આબોહવા માફકસરની છે. જમીન રસાળ અને ત્યાંની ઋતુ મધ્યમ છે. વર્સાદ નૈઋત્ય કોણથી પડે છે. દેશમાં આબાદાનો હોવાથી દેશ સારી હાલતમાં છે. રાજ્યના લશકરમાં ૧૮૬ સ્વાર, ૯૨૩ પ્યાદલ, ૩૦૩ પોલીસ સિપાહો ને ૧૩ તોપો છે.

અત્રેના રાજ્યકર્તા જાટ જાતના શીખ છે અને તે રાજાના એલકાબથી ઓળખાય છે. અહીંના રાજ્યકર્તાના વડવા મૂળ બિઆસના પ્યહલુ નામે ગામના રહેવાશી હતા, તે ઉપરથી તેમના કુટુંબી "અહલુવાલીઆ' કહેવાય છે. આ રાજ્યનો સ્થાપનાર મૂળ પુરૂપ જયસિંહ નામે જાટ જાતનો કલાલ હતો. તેણે શીખોના તોફાન વેળા દોઆબમાંની કેટલીક જાગીર પચાવી ત્યાં પટેલાઈ ચલાવવા માંડી. તેના પછી તેના એક વંશજ ફતેહસિંહે માહારાજા રણજીતસિંહની મેહરબાનીથી પોતાની જાગીરને રાજ્યનું રૂપ આપી તેમાં મોટો વધારો કીધો. ૧૮૦૯ માં સતલજ નદીના બીજે પારના મુલકો ઇંગ્રેજને તાબે થયાં, તેમાં કપરથલા પણ તાબે થયું હતું. તે પછી ૧૮૪૬ માં ઇંગ્રેજોના સામે થવાથી મેલવેલો મુલક અત્રેના રાજાએ ખોયો હતો; પણ બાકીનો મુલક સુલ્હે જાળવવાની શર્તે રહેવા દીધો હતો. ઈ. સ. ૧૮૪૭ માં ફતેહસિંહના મરણ બાદ કપરથલાના સરદાર નિહાલસિંહને રાજ્ય ગાદી મળી. આ વેળા નિહાલસિંહને દુઆબનો મુલક પણ બક્ષેસમાં મળ્યો હતો. આ રાજા ૧૭૫૨ માં મરણ પામતાં તેના કુંવર રણધીરસિંહ ગાદીનશીન થયા. એણે બળવા સમયે મદદ કરવાથી અયોધ્યાની બે

જાગીરોમાંથી અર્ધી ઉપજ બક્ષેસ કરી હતી. આ રાજા ૧૮૬૯ માં ઈંગ્લાંડની મુસાફરીએ જઈ પાછા ફરતાં ૧૮૭૦ ના એપ્રેલમાં અરબસ્થાનના એડન બંદરે મરણ પામ્યા. તે પછી કરકસિંહ ગાદીનશીન થયા તે ૧૮૭૭ માં મરણ પામ્યા. હાલ જગતસિંહ ગાદીપરછે.

**કપસ્તિ**—જરથોસ્તી દંતકથા મુજબ આ એક દુઃખ ખાશીયત ધરાવનાર દેવતા છે. એને બુસ્યાસ, મુઈધી વગેરે દેવોનો હમશરીક જણાવેલો છે.

## કપાસ-તેની ખેતી, વેપાર ઉદ્યોગ ને ઇતિહાસ.

**કપાસ**—કપાસનું મૂળ જન્મ વતન કહીએ તો તે એશિઆછે અને પ્રથમ કપાસનાં છોડની ખેતી હિંદુસ્થાનમાં છેક પુરાણા આર્ય જમાનાથી કરવામાં આવેછે. મુખ્ય કરી ઉષ્ણ કટીબંદના સઘળા પ્રદેશમાં કપાસની ખેતી થઈ શકે છે, પણ હાલમાં એની ઉત્પત્તિના મુખ્ય સ્થાન તરીકે હિંદુસ્થાન અને અમેરિકા છે. તે શિવાય ઇજીપ્ત, સીઆયલંડ, પીરૂ, લીવેંટ, આઇબિરિયા, નેતલ, સ્મીરના, બ્રાઝીલ, સાનસાલવાડોર, ફ્લોરીડા વગેરે તરફ કપાસની ખેતી કરવામાં આવેછે.

દુન્યામાં કપાસની ચઢ ઉતર ૬૦૦ જાત જાણીતી થએલી છે. તેમાંની ૪૦૦ જાતનો કપાસ એશિઆ અને આફ્રિકા ખંડમાં તથા ૨૦૦ જાતનો અમેરિકામાં પાકે છે. ઈંગ્લંડમાં કપાસ પેહેલ વેહેલાં ઇ. સ. ૧૩૯૦ માં દાખલ થયો હતો અને તે પછી ત્યાં તેનું સૂતર કાંતી કાપડ વણવાનો હુન્નર ચાલુ થયો હતો.

હિંદુસ્થાનમાં જ્યાંની જમીન ઘણી ફળદ્રુપ અને જ્યાં વર્ષાદ થોડો પડે છે તેજ ઠેકાણે કપાસ પાકે છે. વરાડ, મધ્યપ્રાંત, ગુજરાત, કાઠીઆવાડ, દક્ષિણ માહારાષ્ટ, ભરૂચ, કચ્છ, ખાનદેશ, બીરાર, બેંગલોર, હિંગનઘાટ, બારસી તથા નગર, વેસ્ટર્ન તથા મદ્રાસ, કોમટા તથા ધારવાડ, સિંધ વગેરે ઠેકાણે ઉત્તમ પ્રતિનો કપાસ પાકે છે. સરાસરી દર વર્ષે મુંબઇ ઇલાકામાં ૪૦૦૦૦૦૦, વરાડમાં ૨૧૦૦૦૦૦, મદ્રાસ ઇલાકામાં ૧૩૦૦૦૦૦, મધ્ય પ્રાંતમાં ૯૦૦૦૦૦, વાયવ્ય પ્રાંતોમાં ૧૦૦૦૦૦૦ અને બીજા દેશી રાજ્યોમાં ૨૦,૦૦૦૦૦ એકર જમીનપર ચાલુ ખેતી કરવામાં આવેછે.

વાર્ષિક એટલે દર વર્ષે થનાર, અને ત્રણ વર્ષેવેર ટકનારા કપાસના છોડ જમીન અને માવજતના પ્રમાણમાં બેથી ૭ ફીટ સુધી વધે છે. વધારે જીવનારા ઝાડ તેવાંજ મોટાં થાયછે.

**વેપાર** સંબંધમાં યૂરોપનાં બજારમાં મુખ્ય કરી બે જાતના કપાસ વખણાય છે. એક અમેરિકન ને બીજો હિંદી. કપાસની કિંમત તેમાંથી નિકળનાર સૂતરની લંબાઈ, બારીકપણું, મજબુતી, રંગ અને નિર્મળતા એ પાંચ ગુણ ઉપરથી થાયછે. અમેરિકન કપાસનું સૂતર યંત્રમાં ઘણું ઝીણું નિકળી શકે છે. પણ હિંદુસ્થાનના કપાસનું સૂતર મજબુતાઇ તથા ખુમાસમાટે પ્રસિદ્ધ છે.

જૂદા જૂદા દેશનાં કપાસમાંથી ચહડ ઉતર નંબરતું કેવું સૂતર નિકળે છે. તેની એક ટીપ મરહુમ શેઠ અરદેશર સો. દ. કામદીને પોતાના અનુભવ ઉપરથા શીખાઉ શખસોને વાસતે રૂની સમજની ચોપડીમાં નીચે મુજબ આપીછે.

| નામ. | કેટલાં નંબર સુધી. |
|---|---|
| સી આઇલેંડ ............ | ૫૦૦ |
| ફ્લોરીદા સી આઇલેંડ ... | ૩૦૦ |
| પીરૂવીયન સી આઇલેંડ... | ૨૦૦ |
| ગાલીની ઇજીપશીયન...... | ૨૦૦ |
| ભુરો ઇજીપશીયન......... | ૧૨૦ |
| સફેદ ઇજીપશીયન......... | ૭૫ |
| પરનામો ................ | ૭૦ |
| શીરા .................. | ૬૦ |
| માશીઓ ................ | ૬૦ |
| મારન હામ ............. | ૫૦ |
| રફ પીરૂ ............... | ૬૦ |
| સૉફ્ત પીરૂ ............ | ૬૦ |

| નામ. | કેટલા નંબર સુધી. |
|---|---|
| તેક્સાસ .............. | ૫૦ |
| અપલેંડ .............. | ૪૦ |
| ઓમાઇલ .............. | ૪૦ |
| હિંગનઘાટ .............. | ૪૦ |
| ભરૂચ .............. | ૪૦ |
| ધોલેરા .............. | ૩૫ |
| કોમતા .............. | ૩૫ |
| આફ્રીકન .............. | ૩૫ |
| પીરૂવિયન .............. | ૩૫ |
| ધારવાડ .............. | ૩૦ |
| ઉમરાવતી .............. | ૩૦ |
| હિંદુસ્થાનના કપાસની જૂદી જૂદી મીક્ષિંગો ...... | ૧૦ થી ૨૪ |
| બેંગાલ .............. | ૪ થી ૧૬ |
| વેસ્ટ તથા હલકા ૩ માંથી | ૧૦ |

હિંદી કપાસનો રંગ અમેરીકન કપાસ કરતાં સફાઇદાર હોયછે. અમેરીકન કપાસ હિંદી કરતાં વધારે નિર્મળ હોયછે. અમેરીકન કપાસનાં બિયાં અતિ કાળાં અને ઝીણાં હોઇ તેપર કપાસ ચોંટી રેહેતો નથી. હિંદી કપાસનાં બિયાં મોટાં હોઇ તેનો કપાસ નિકળતો નથી. અમેરીકન કપાસ કરતાં હિંદી કપાસ ઉપરા ઉપર તુટતો હોવાથી પીંજવામાં ભારી થાયછે. અમેરીકન કપાસનાં છોડપર હિંદી કપાસનાં છોડ કરતાં મોટાં દિંડવાં આવેછે. વર્સાદ પુરો થતાં હિંદી છોડ દિવસોવેર દમ પકડી તુરત સુકાવા માંડે છે.

વનસ્પતિ શાસ્ત્ર વેત્તાઓ કપાસની ૭ થી ૮ જાત જણાવે છે. ખેડુતો તેના ઉત્પત્તિ સ્થાન ઉપરથી યા તેના બીજા ગુણો ઉપરથી તેના ઘણાક વર્ગો કરેછે. જે કપાસના છોડ મોટાં થઇ ઘણાં વર્ષ ટકે છે અને જેનીપર જાંબુડા રંગના ફુલો આવેછે, તેને દેવકપાસ યા જંગલી કપાસ કહેછે. ગુજરાતમાં તેને 'જર્મો' કહેછે. એનાં છોડ ઘર આસપાસની વાડમાં યા દેવળ પાસે વાવેછે. આ કપાસ અતિ નરમ હોવાથી તેનું સૂતર ઝીણું ને મજબુત નિકળેછે. આ ઝાડ ૭ થી ૮ વર્ષ સુધી જીવેછે એની પેદાશ નાહાની છે પણ તેની કિંમત સારી ઉપજવા ઉપરાંત તે બીજા કપાસ કરતાં દરેક છોડપરથી વધારે નિકળે છે. ઘણું કરી એનો ઉપયોગ મંદીરમાંની બત્તી યા જનોઈ બનાવવામાં કરેછે. વળી એના છોડ પર પેહેલે વર્ષે કપાસ આવતો નથી, તેથી એની કોઇ ખેતી કરતું નથી. ભરૂચમાં કપાસ ઘણે ઠેકાણે પાકે છે; તે શિવાય દર વર્ષે પાકનારી અને ત્રીવર્ષક યા ત્રણ વર્ષે પાકનારી એવી કપાસની બે જાત છે.

વરાડમાં ઘણું કરી વાર્ષિક કપાસ પાકેછે, તેની ત્યાં ત્રણ જાત પ્રસિદ્ધ છે. ૧–બન્ની અથવા 'વની' આ જાત ઉત્તમ પ્રકારની ગણાય છે અને તે સઘળા ભાગમાં પાકેછે. ૨–'જડી' નામની જાત પેહેલીથી ઉતરતી ગણાય છે તેથી તેની કેથેકેથેજ ખેતી થાયછે. એનો પાક મુખ્ય કરી પૂર્ણા નદીને કાંઠે થાય છે. ૩–ખાનદેશી અથવા બેલાતી જાતના બીયાંનો રંગ લીલો હોયછે. તેનો પાક મોટો ઉતરે છે, પણ તે બન્નો કરતાં ઉતરતો છતાં તેનો પાક સઘળે થાયછે.

ગુજરાતમાં દેવ કપાસ શિવાય ત્રણ જાત જાણીતી છે. દર વર્ષે કાળી જમીનમાં થનાર કપાસને ભડોચ તથા સૂરત જીલ્લામાં 'લાલિઆ' અને વડોદરા તથા અમદાવાદમાં 'કાનગી' કહેછે. ત્રણ વર્ષ રહેનારા લાલ અને ગોરાડુ જમીનમાં થનારા કપાસને ભરૂચ જીલ્લામાં 'જૂરિઆ' અને વડોદરા તથા અમદાવાદ તરફ 'રોજી' કહેછે. જૂરીયા જાતનો કપાસ હલકી પ્રતિનો ગણાય છે અને તેનું ઉત્પન્ન પણ ઓછું છે. ૩–જી જાતને ઘોઘારીઆ કહે છે. આ ઉત્તમ પ્રતિનો કપાસ ગણાય છે. તેનાં બીયાં કાઠીઆવાડ તરફનાં છે. કાઠીઆવાડમાં એનો પાક મોટો થાયછે.

તે શિવાય ભરૂચી, હિંગનઘાટ, ધારવાડ, ધોલેરા, ઉમરાવતી, કોમટા, શીલી, બેંગલોરી, ટીનાવલી, વગેરે જાતના કપાસ જાણીતા છે. હિંગણઘાટનો કપાસ વર્હાડની જાતને મળતો છે પણ હિંગનઘાટ નજદીકની ઉત્તમ જમીનને લીધે તે ઉત્તમ પ્રતિનો ગણાયછે.

અમેરીકન કપાસ ધારવાડ શિવાય બીજે ઠેકાણે હજી પાકતો નથી. ગુજરાતના ભરૂચ જીલ્લામાં એની ખેતીના અખતરા કર્યા પણ તેમાં નિશફળતા મળી હતી. નવસારી પ્રાંતમાં કેટલાક પારસી ખેડુતોએ એના અખતરા કરી જોયા પણ તેનું ફળ હજી જાણવાજોગ મળ્યું નથી. કેમકે અમેરીકન બિયાંમાંથી ઉત્પન્ન કરેલો કપાસ આપણા દેશના કપાસ કરતાં હલકો ઉગ્યો હતો. પણ પાછળથી કાઠીયાવાડ તરફ એનાં અખતરા કરતાં ત્યાં સારો પાક ઉત્પન્ન કરી શકાયોછે.

ફકત મદ્રાસ ઇલાકાંમાંના 'સિદાપટ' નામના ગામમાં સરકારી ખેતી વાડીના કારખાનામાં રેતાળ જમીનમાં ઘણું ખાતર નાખી કપાસની ખેતી કરવામાં આવી, જેમાં મોટી ફતેહ મળી હતી. હલકી જમીનમાં ખાતર નાખ્યા શિવાય કપાસ થતો નથી, પણ ઝાડ મોટાં થાયછે તેમ કપાસ ઓછો નિકળેછે; પણ ઉપલી રેતાળ જમીનમાં ખાતર નાખ્યાથી ઝાડ સારાં ઉગે છે.

મધ્ય હિંદુસ્થાનમાં થતા કપાસને હિંગનઘાટનો કપાસ કહેછે. મુંબઇ ઇલાકામાં મુખ્ય કરી ભરૂચી, ધારવાડી, ધોલેરા વગેરે તરફનો કપાસ પ્રસિદ્ધ છે. ડાકા શેહેર પાસે થતો કપાસ અતિ સફાઇદાર હોઇ તેનું સૂતર હાથ વડે ગમે તેવું ઝીણું કાંતી શકાયછે. આ કપાસના સૂતરમાંથી બનતી ડાકાની મલમલ એટલા માટે જગપ્રસિદ્ધ છે કે તેનો આખો તાકો મુઠીમાં સમાઇ જાયછે. જો આ મલમલ ખેતરમાં બીછાવી હોય તો બકરાં તેને સેહેજ ઘાસ સાથે ચરી જઇ શકેછે. આ મલમલ હાથ વડેજ વણી શકાયછે પણ હાલ યંત્ર કળાથી કાપડ વણવાનો હૂન્નર નિકળતાં તે હૂન્નર પડી ભાગેછે.

ઈ. સ. ૧૮૮૧ થી ૧૮૮૮ વેર દુનિયાનાં પૃષ્ટ ભાગપર કપાસનો પાક કરવા માટે રોકવામાં આવેલી જમીન, તેમાંથી ઉતરેલો માલ, અને દર એકરે ઉતરતી સરેરાસ ગણત્રી નિચલા કોઠામાં દર્શાવીછે.

| મોસમ. | પાક કરવાની જમીનનું ક્ષેત્રફળ. | જુમલે વજન રતલમાં. | દર એકરે રતલ. |
|---|---|---|---|
| ૧૮૮૧-૮૨ | ૧,૬૭,૧૧,૦૦૦ | ૨,૪૨,૪૪,૫૬,૦૦૦ | ૧૪૫. ૦ |
| ૮૨-૮૩ | ૧,૬૨,૭૭,૦૦૦ | ૩,૨૧,૬૩,૨૦,૦૦૦ | ૧૯૭. ૫ |
| ૮૩-૮૪ | ૧,૬૭,૭૮,૦૦૦ | ૨,૫૮,૨૭,૨૮,૦૦૦ | ૧૫૩. ૯ |
| ૮૪-૮૫ | ૧,૭૪,૨૬,૦૦૦ | ૨,૫૫,૬૭,૧૯,૦૦૦ | ૧૪૬. ૬ |
| ૮૫-૮૬ | ૧,૮૩,૭૯,૦૦૦ | ૨,૯૮,૦૨,૫૦,૦૦૦ | ૧૬૨. ૧ |
| ૮૬-૮૭ | ૧,૮૬,૩૨,૦૦૦ | ૨,૯૭,૦૩,૮૪,૦૦૦ | ૧૫૯. ૪ |
| ૮૭-૮૮ | ૧,૮૭,૯૦,૦૦૦ | ૩,૧૯,૨૭,૩૫,૦૦૦ | ૧૬૯. ૯ |

દુનયાંમાં કપાસનો ખપ ૧૮૮૧ થી ૧૮૯૨ વેર જે થયો હતો તેનો કોઠો નીચે મુજબ છે.

| મોસમ. | ગાંસડીઓની સંખ્યા. |
|---|---|
| ૧૮૮૧-૮૨ | ૯૪,૨૪,૬૦૦ |
| ૮૬-૮૭ | ૧,૦૪,૬૮,૮૦૦ |
| ૮૭-૮૮ | ૧,૦૯,૩૮,૬૭૦ |
| ૮૮-૮૯ | ૧,૧૩,૯૪,૮૮૦ |
| ૮૯-૯૦ | ૧,૨૦,૧૫,૨૯૩ |
| ૯૦-૯૧ | ૧,૨૮,૮૧,૩૨૮ |
| ૯૧-૯૨ | ૧,૨૯,૩૩,૬૧૯. |

**દુનિયામાં કપાસનો ખપ માણસ દીઠ**—તમામ દુનિયામાં કપાસનાં ખપનો અંદાજ કાઢતાં જુમલે પાકનો અરધો ભાગ યુનાઇટેડ સ્ટેટસ—અમેરિકા; અને યુનાઇટેડ કીંગડમ—ઈંગ્લંડ સ્કૉટલંડ અને આયરલંડ

એ બે દેશોમાંજ ખપે છે. નીચે જાણીતા દેશોમાં દર માણસ દીઠ દર સાલ કેટલા રતલ કપાસ ખપે છે તેનો અજમાસ જણાવ્યો છે :—

| | રતલ. |
|---|---|
| યૂનાઇટેડ કીંગડમ (ઇંગ્લંડ વગેરે) | ૪૨ |
| યૂનાઇટેડ સ્ટેટસ (અમેરીકા)...... | ૧૯ |
| સ્વિત્ઝરલૅંડ ... ............... | ૧૮ |
| જર્મની ...................... | ૯ |
| બેલજયમ ...................... | ૮ |
| ફ્રાન્સ ...................... | ૭ |
| હૉલંડ ...................... | ૫ |
| રશિઆ ...................... | ૩ |
| **હિંદુસ્તાન** ................ | ૧ (એક). |

નીચે દર્શાવેલા કોઠામાં જૂદા જૂદા વર્ષોમાં કેટલી ગાંસડી તૈયાર થયો હતો તેની ટીપ આપેલી છે :—

| | ગાંસડી. |
|---|---|
| **ગ્રેટબ્રિટનમાં.** | |
| ૧૮૮૧-૮૨ | ૩૬,૪૦,૦૦૦ |
| ૮૬-૮૭ | ૩૬,૯૪,૦૦૦ |
| ૯૧-૯૨ | ૩૯,૭૭,૦૦૦ |
| **યૂરોપનાં બીજા દેશોમાં** | ,, |
| ૧૮૮૧-૮૨ | ૩૧,૯૮,૦૦૦ |
| ૮૬-૮૭ | ૩૬,૪૦,૦૦૦ |
| ૯૧-૯૨ | ૪૫,૨૪,૦૦૦ |
| **યૂનાઇટેડ સ્ટેટસમાં.** | |
| ૧૮૮૧-૮૨ | ૨૧,૯૭,૦૦૦ |
| ૮૬-૮૭ | ૨૪,૨૩,૦૦૦ |
| ૯૧-૯૨ | ૩૨,૯૦,૦૦૦ |
| **હિંદુસ્થાનમાં.** | |
| ૧૮૮૧-૮૨ | ૩,૮૯,૬૦૦ |
| ૮૬-૮૭ | ૭,૧૧,૮૦૦ |
| ૯૧-૯૨ | ૧૧,૪૨,૬૧૯ |

ઉપલા કોઠાઓપરથી જણાશે કે દુનિયામાં હિંદુસ્થાન ખાતે મુખ્ય પાક થાયછે. તેમાં મુંબઈના ગુજરાત તથા કાઠીયાવાડ તરફના પ્રાંતોમાં તેની તરેહવાર જાતો ઉગે છે. ઉત્તર અને પૂર્વ ઝાલાવાડમાં બે જાતના કપાસમાં 'વાગડીયા' અથવા 'ઠાંકણીઆ' પાકે છે. કાઠીયાવાડના બીજા પ્રાંતોમાં પુમડીઆ અથવા લાલિયું કપાસ પાકે છે. વાગડીયો કપાસ હલકો હોવા છતાં તેને સંભાળથી તૈઆર કરવાથી તે પુમડીઆ જેવો દેખાય છે. વાગડીયા કપાસમાં એ ફાયદો છે કે તેના છાલાં ચોપાસમાં ભરી રાખ્યાં હોય તોપણ તેથી કશું નુકસાન થતું નથી. એ રીતે ભરી રાખેલો કપાસ નવેંબરમાં પિળયા પછી તેને નવલોધ કહે છે. તે પુમડીઆ કરતાં વધારે સફેદ હોયછે, પણ બીજી બાબતમાં ઉતરતો હોયછે. પાલીતાણાનો કપાસ ઉત્તમ જાતનો હોયછે. આ કપાસ ઉતાવમાં સારો, રંગે કાંઇક પીળાસપર ચળકતો સફેદ અને તેના સતરનો તાર ઝીણો, મજબૂત અને લાંબો નિકળે છે. ભાવનગર સંસ્થાનમાં પાકતો કપાસ દેસાણને નામે ઓળખાય છે. ભાવનગરમાં દર વર્ષે ૨૮ થી ૨૯ હજાર ખાંડી કપાસ પાકે છે, જેનો મુખ્ય ભાગ મુંબઇ, યૂરોપ અને જેપાનમાં મોકલવામાં આવેછે. વઢવાણ, લીમડી, હળવદ, ચૂડા, અને ગુજરવેદીમાં થતા કપાસને વાગડીઆ, ઝાલાવાડા કહે છે. એજ કપાસ મુંબઇ અને યૂરોપમાં ધોલેરાને નામે ઓળખાય છે. વઢવાણ અને વીરમગામની વચ્ચે થતો 'જતવાડ' નામનો કપાસ કાઠીઆવાડમાં જાયછે. તે જાતે હલકો ગણાય છે. મહુઆ, લીલીઆ, અમરેલી, કુંડલા અને તળાજા તાલુકામાં થતો મહુઆ કપાસ ઘણો ખરો પાલીતાણાના કપાસને મળતો છે. આ કપાસ તદન ભેળ વિનાનો સફાઇદાર હોયછે. લીમડી, રાણપૂર, બોરસદ, ખંભાત અને ધોલકાના રૂમાં પાંદડાનો ભેગ હોયછે તેને 'સકલીયા' કપાસ કહે છે. એજ પ્રમાણમાંથી વળી એક જાતનો નબળો કપાસ 'માલ વિનાનું રૂ' કાઠીયાવાડમાં આવેછે જે મુંબઇમાં 'સગર'ને નામે ઓળખાય છે. તે ખડબચડો, દેખાવ અને સ્પર્શમાં ઉનના જેવો, સફેતાઇમાં મેલો તથા ખાર અને માટીના ભેળવાળો

હોયછે. એ એની ગંધથી તરત ઓળખાય છે.

હાલાર તથા સોરઠનો કપાસ પણ હલકી જાતનો ગણાયછે. આ કપાસ નરમ, માલ વિનાનો અને રંગે જરા આસમાની સફેદ હોયછે. કપાસની મોસમ ભાવનગર, મહુઆમાં ડીસેંબરથી જાનેવારી છે ને ખરી બહારગામ મોકલવાની મોસમ એપ્રેલમાં બેસેછે. વઢવાણમાં માર્ચ બેસતાં આવવા માંડેછે અને ખરી મોસમ મે માસમાં બેસેછે. ધોલેરા, વેરાવળ, જોડીઆ અને બીજા બંદરોમાં માર્ચમાં આવવા માંડેછે અને ખરી મોસમ એપ્રેલથી શરૂ થાયછે.

ઉતમ પ્રતિનાં કપાસનાં છોડ ફલોરિડા, જીયોર્જીયા, પોલીનેશિઆ, પીરૂનાકોસ્ટા, ઇજીપ્તમાં મીશીશીશ, ઝાગાઝીગ, મનસૂર, ઝીફ્ટામાં ઊગતા હોવાથી તેમાંથી નિકળતા રૂનું સૂતર ઝીણામાં ઝીણું બાલ જેવા તાર ઉત્પન્ન કરી શકે છે. દુનિયાનાં ઉપલા દેશો શિવાય બ્રાઝીલનો પૂર્વ કોસ્ટો, બ્રાઝીલ, લીવેંટ, સિરિયા, ઇરાન, એશિયાટીક ટર્કી, સેંટ્રલ એશિઆ, ચીન, જપાન, જાવા, સાઇપ્રસમાં કપાસની ખેતી ચાલે છે. આફ્રિકામાં ઝાઇબિરીયા તરફ ઉત્તમ પ્રતિનો પાક થાયછે. ઉપલા દેશોમાંથી ઉગતા કપાસના ઝાડના રૂના તાર ઉત્તમ પ્રતિના હોવાથી તેનું સૂતર સારૂં બને છે. પણ હિંદી કપાસના તાર ટુંકા પણ મજબુત ગણાય છે.

જૂદા જૂદા દેશોમાં ઉગતા કપાના તારની લંબાઇની વિગત મરહુમ શેઠ અ. સો. દ. કામદીન કૃત રૂની સમજના પુસ્તકમાં નીચે પ્રમાણે આપી છે :—

| નામ. | ઓછામા ઓછી લંબાઇ. | વધતામા વધતી લંબાઇ. | એવરેજ લંબાઇ. |
|---|---|---|---|
| ૧. સી આઇલેંડ... ... ... ... ... | ૧.૬૦ | ૧.૯૦ | ૧.૭૫ |
| ૨. ફ્લોરીડા સી આઇલેંડ ... ... ... | ૧.૪૦ | ૧.૮૦ | ૧.૬૦ |
| ૩. ફીજી સી આઇલેંડ... ... ... ... | ૧.૩૦ | ૨.૧૦ | ૧.૭૦ |
| ૪. તેહતાઇ સી આઈલેંડ ... ... ... | ૧.૩૦ | ૨.૦ | ૧.૬૫ |
| ૫. પીરૂવીયન સી આઇલેંડ ... ... ... | ૧.૪૫ | ૧ ૬૫ | ૧.૬૦ |
| ૬. ગાલીની ઇજીપશીયન ... ... ... | ૧.૪૦ | ૧.૬૦ | ૧.૫૦ |
| ૭. ભુરો ઇજીપશીયન ... ... ... ... | ૧.૧૫ | ૧.૩૫ | ૧.૨૫ |
| ૮. સફેદ ઇજીપશીયન ... ... ... ... | ૧.૧૦ | ૧.૩૦ | ૧.૨૦ |
| ૯. પરનામો. ... ... ... ... ... | ૧.૧૦ | ૧.૪૦ | ૧.૨૫ |
| ૧૦. મારનહામ ... ... ... ... ... | ૧.૧૦ | ૧.૨૫ | ૧.૧૨ |
| ૧૧. રફ પીરૂ ... ... ... ... ... | ૧.૧૦ | ૧.૪૦ | ૧.૨૫ |
| ૧૨. સોફ્ત પીરૂ ... ... ... ... ... | ૧.૨૦ | ૧.૫૦ | ૧.૩૫ |
| ૧૩. ઓરલીઓ ... ... ... ... ... | ૦.૯૫ | ૧.૨૫ | ૧.૧૦ |
| ૧૪. તેકસાસ ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૧૫ | ૧. ૦ |
| ૧૫. અપલેંડ ... ... ... ... ... | ૦.૯૦ | ૧.૧૦ | ૧. ૦ |
| ૧૬. હીનઘનઘાત ... ... ... ... ... | ૦.૯૦ | ૧.૨૦ | ૧ ૦૫ |
| ૧૭. ભરૂચ ... ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૨૦ | ૧. ૦ |
| ૧૮. ઉમરાવતી ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૦૫ | ૦.૯૫ |
| ૧૯. કોમતા ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૦૫ | ૦.૯૫ |
| ૨૦. બંગાલ ... ... ... ... ... | ૦.૭૫ | ૦.૯૫ | ૦.૮૫ |
| ૨૧. ધારવાડ ... ... ... .. ... | ૦.૮૦ | ૧.૦ | ૦.૯૦ |
| ૨૨. ધોલેરા ... ... ... ... ... | ૦.૮૦ | ૧.૦ | ૦.૯૦ |
| ૨૩. આફ્રીકન ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૦૫ | ૦.૯૫ |
| ૨૪. પરશીયન ... ... ... ... ... | ૦.૮૫ | ૧.૦૫ | ૦.૯૫ |

ચીનમાં 'ટેંગુ' નામનો કપાસ પાકેછે, તેનો રંગ ઝાંખો, પિળાસપર હોઇ નરમ, સૂંવાળો અને તે ચળકતો હોયછે.

સોનેરી રંગનો કપાસ ઇજીપ્તમાં મિશરીશમાં થતા કપાસનાં ઝાડમાંથી નિકળેછે. ભૂરા રંગનો કપાસ ઝાઝાઝીગમાં ઉગેછે.

લાલાસ રંગનો કપાસ ગુજરાત પ્રાંત અને વર્હાડમાં હિંગણ ઘાટપર પાકેછે. આ માલ યૂરોપ પુશકળ રવાના થાયછે. ૧૮૮૦-૮૧ માં ૪૧૫૩૯ હંડરવેટ ગાંસડીઓ મોકલવામાં આવી હતી, જેની કિંમત રૂ. ૧૩૦૦૦૦૦૦ તેર કરોડની ઉપજી હતી.

પાકા લાલ રંગનો કપાસ અમેરિકાના યૂનાઇટેડ સ્ટેટના જીર્યોર્જીયાના રાજ્યમાં પાકેછે.

**કપાસની ખેતી** દુનિયાંનો મુખ્ય ઉધોગ છે. કપાસ કાળી અને રાતી જમીનમાં ઉત્તમ પ્રકારનો થાયછે. દક્ષિણ માહારાષ્ટમાં કાળી ને ગુજરાતની જમીનમાં સારો પાક ઉતરેછે. ગુજરાતમાં કાળી જમીન શિવાય બીજી જમીનમાં પણ કપાસ પાકેછે, અને તેના છોડપર મોટાં દીંડવાં થાયછે, પણ તે બરાબર ફાટતાં નથી; તેથી બીજી કોઇ જમીનમાં કપાસની ખેતી કરવામાં આવતી નથી. વર્હાડની લાલ જમીનમાં તેનો સારો પાક ઉતરેછે. કપાસના મૂળીયાં જમીનમાં ઉંડા જાયછે, અને તેને આડાં અવળાં મૂળીયાં પણ ફુટેછે, તેથી એના થકી નરમ જમીન પસંદ કરવામાં આવેછે. ચીકણી અથવા સરદ જમીનમાં એના મૂળિયાં કોહી જતાં હોવાથી એના છોડ સારાં થતાં નથી, જે જમીન અતિ ફળદ્રુપ ગણાય છે યાને જેમાં ઉદભિજ અથવા પ્રાણીજ અંશ ઘણો રહેછે તે જમીનમાં વાવેલા કપાસનાં છોડનો વિસ્તાર અને પાંદડાં મોટાં થાયછે, પણ તેપર દીંડવાં થોડાં આવી કપાસ ઓછો ઉતરે છે.

દક્ષિણમાં જ્યાં કપાસ વાવવાનો હોય તે જમીનમાં ગરમિની મોસમ દરમ્યાન બકરાં મેંઢાનાં ટોળાં બેસાડેછે, યાતો તેમની લીંડી લાવી તેનું ખાતર નાખે છે. વરસાદ પડવા પેહેલાં તેઓ સારી રીતે હળ ફેરવી વરસાદ પડયા પછી 'પુષ્પ' નક્ષત્રમાં ટીપણી વતી કપાસનાં બિજ વાવેછે. છોડ મોટાં થયા એટલે ખેતરને ખેડી તેમાંનો ઘાસપાલો કાઢી નાખેછે. દક્ષિણમાં કપાસ વાવ્યા પછી પાંચથી છ મહિનામાં તે તૈઆર થાયછે. દિંડવાં જેમ જેમ મોટાં થાયછે તેમ તેમ તેને તોડીલેવામાં આવેછે.

ગુજરાત તરફ ચરોતરની ગોરાડુ જમીનમાં 'જારિયા' જાતનો કપાસ વાવેછે, તેને ચરોતરિયા કહેછે. જમીનમાં વર્સાદ પેહેલાં છાણનું ખાતર નાખી વર્સાદ પડયા બરાબર તેને બે ત્રણ વેળા ખેડેછે, અને એક વખત ખાચા પાડેછે. તે પછી ફરી પાંચ છ હાથનાં અંતરપર હલકા હળ વડે 'ચાસ' પાડી તેમાં ફીટ દોઢ ફીટ આંતરે બબે બિયાં નાખેછે, અને ઉપર ઓટોડી પાંથરે છે. આ વાવણી થયા પછી કપાસનાં છોડની બે હાર વચ્ચેથી બાજરી અથવા કોદ્રાની વાવણી કરેછે અને એકથી બે વખત ખેતર સાફ કરેછે. પછી માઘ, ફાલ્ગુનમાં તેજ રીતે બે ત્રણ વખત મળી કપાસ એકઠો કરેછે અને ઝાડને તેમજ ખેતરમાં રહેવા દેછે. જેષ્ટ માસમાં તે છોડ હાથ સવા હાથ રાખી બાકીનો ભાગ કાપી નાંખેછે તેનો ફરી વિસ્તાર વધતાં તેનીપર દીંડવાં આવેછે, તેને ફરી ઉપર મુજબ કાઢી લેવામાં આવેછે. અને બીજે વર્ષે પણ બાજરી, કોદ્રા, વગેરે વાવેછે. આ કપાસનાં છોડ ૩ વર્ષ ટકે છે. ચોથે વર્ષે ત્યાં બીજોજ પાક કરવામાં આવેછે.

ચરોતર અને બીજે ઠેકાણે એક વર્ષ રહેનારા છોડ વાવવામાં આવેછે. તેની સાથે જમીનમાં પાણી રહેતું હોવાથી તેમાં કોદ્રા યા બીજું ધાન્ય વાવવામાં આવેછે. જે જમીનમાં પાણી રહેછે તેમાં ભાત અને કપાસ એક જગે લગાડયાથી ભાત પાણી શોસી લઇ કપાસ સારો થવામાં મદદ કરેછે. આ કપાસની ગોરાડુ જમીનમાં ખેતી કરવી પડતી હોવાથી જમીન ખેડતા નથી. ઉન્હાળામાં છાણનું ખાતર નાખી

વરસાદ પડતાં તેને પાવડા વડે ફેલાવી નાંખેછે, અને ટીપણીવડે સરકી તથા ભાત યા કોદ્રાની વાવણી કરેછે. ત્રીજે દિવસે તેની ઉપરનો કચરો સાફ કરી નાખેછે, અને બિયાં આસપાસની જમીન થોડી પોકળ બનાવેછે. પછી છોડ પાંચથી છ આંગળ મોટાં થતાં જમીન ખોદી નાખેછે અને તે આગમજ પાક કાઢી લેવા સુધી તેને ત્રણ ચાર વખત ખેડેછે, છોડ વેહેંત દોઢ વેહેંત મોટા થતાં બે હાર વચ્ચેથી નાની ચરો પાડેછે અને તેમાંની મતોડી છોડના મૂળયાંપર એકઠી કરેછે. એ રીતે દર આંઠ દિવસે કામ કરવામાં આવેછે. પાક થવા આગમજ છોડને નમાવેછે, જેથી મૂળીયાં ઘણાં હીલવાથી જોરદાર બનેછે. આ છોડપરથી 'માઘ' માસ શરૂ થતાં કપાસ કાઢવામાં આવેછે.

ગુજરાતમાં કાળી જમીનમાં માત્ર કપાસની ખેતી કરવામાં આવેછે તેમાં ઘણું કરી ખાતર નાખવામાં આવતું નથી. ખાતરને લીધે જમીનમાં ઘાસ પુશકલ ઉગેછે અને ઝાડને કીડ લાગેછે. ખાતરને બદલે ત્યાં એક વર્ષ આંતરે જમીન પડત નાખેછે. જે વર્ષે જમીન ખાલી રેહવા દેછે તે વર્સાદમાં ૩ થી ૪ વખત હળ વડે ખેડેછે અને થંડી તથા ઉન્હાળામાં પણ તેમજ કરેછે, પછી વરસાદમાં બિયાં વાવેછે.

ગુજરાતના ભરૂચ જીલ્લામાં ઉત્તમ પાક થાયછે. ત્યાં લાલીયા અને જારીયા જાતનો કપાસ પાકેછે, પણ મુખ્ય કરી પેહેલી જાતનોજ પાક કરેછે. ખેતરમાં ત્યાંના ખાતર નાખતા નથી. ત્યાં કપાસ સાથે કોદ્રા યા ભાત વાવેછે.

ગુજરાતમાં કોઇપણ કપાસનાં બિયાં વાવવા આગમજ તેને સૂતરની દોરીથી વણેલી ખાટ ઉપર મસળેછે, તેથી ખાટની તળે જે બિયાં પડેછે તેનાં ઉપરનો કપાસ તદન નિકલી જાયછે. પછી તેને લાલ મટોડી યા રાખમાં મસળેછે જેથી બિયાં કોહતાં નથી.

ધારવાડ જીલ્લામાં કાળી અને લાલ જમીન હોઈ તેમાં દેશી તથા અમેરિકન કપાસનો સારો પાક થાયછે. ત્યાં વરસાદ આગમજ એક વખત જમીન ખેડેછે. પછી વરસાદ પડતાં જૂન જુલાઇમાં ખણી સાફ કરેછે. તે પછી બિયાંને કાદવ અને છાનમાં મસળી બીજે દીને વાવેછે. વાવણી મૃગાથી મઘા નક્ષત્રવેર કરેછે. વાવણી થયા પછી બે મહિને જમીન પાછી ખણેછે. પછી દર ૧૫ દહાડે તેમજ કરેછે, ને આસપાસ ઉગતું ઘાસ ખેંચી કાઢી લાંબા વધતા કપાસના છોડને છાંટી નાખેછે, જેથી તેના ડાંખળી આડી ફુટી તે જોરદાર બનેછે. વાવણી થયા પછી ૬ માસે કપાસ કાઢવા માંડેછે. આ કપાસમાં કચરાની ભેળ ન થાય તે થકી તેને સંભાળથી રાખેછે.

ધારવાડમાં એક વર્ષે કપાસ વાવ્યા પછી બીજે વર્ષે જુવારી અથવા ઘઉં વાવે છે. ત્રીજે વર્ષે કેથે કેથે કપાસ અને કેથે જુવારી વાવેછે. એ મુજબ એક બે વર્ષ પાકમાં હેર ફેર કરી પછી કપાસ વાવેછે.

કપાસનો પાક ઋતુમાન પ્રમાણે આગળ પાછળ થાયછે. થોડો વર્સાદ પડેછે તો પાક જલ્દી ઉતરે છે પણ ઘણો પડતાં પાકને વખત લાગેછે. પાક જલદી થતાં ડીસેમ્બરથી કપાસ એકઠો કરવા માંડેછે, અને ફેબ્રુવારી વેરમાં કામ પુરૂં થાયછે. લાંબે વખતે પાક ઉતારતાં ફેબ્રુવારી પર કામ શરૂ કરી એપ્રેલની આખેરીમાં પુરૂં કરવામાં આવે છે.

વહોડમાં બન્ની જાતના કપાસની વાવણી જુનમાં કરી તેનીપર સપટેમ્બરમાં ફુલ આવે છે, અને નવેમ્બર ડીસેમ્બરમાં કપાસ એકઠો કરી કામ પુરૂં કરે છે. જડી જાતનો કપાસ બન્ની કરતાં બેથી ત્રણ અઠવાડીયાં પછી પાકેછે.

ભરૂચ જીલ્લામાં જુન આખેરીમાં વાવણી કરી ડીસેંબર જાનેવારીમાં કપાસ કાઢી લીએ છે. ધોલેરામાં જુલાઇમાં વાવણી કરી ફેબ્રુવારી, માર્ચમાં કપાસ કાઢીલેછે.

કપાસનાં છોડના મુળીયાં જમીનમાં આડાં અવળાં ઉતરે છે. ઉભું મુળીયું જમીન પોકળ ને ઉંડી હોય તો હેઠે વધે છે. જે છોડનું મુળીયું ઉંડું ઉતરે છે તેને જમીનના

નીચલા ભાગમાં બીજા પાક માટે નાખેલા ખાતરનો અરક મળેછે, અને તેથી વરસાદ ઓછો થતાં તેને નિચેથી ભિનાંસ મળી તે ઝાડ જોરદાર બને છે. તે થકી કપાસને માટે જમીન ઉંડી ખણવીપડે છે.

અમેરિકા તથા ઇજીપ્તમાં મોટા બંદ બાંધી તેપર એનાં બિયાં વાવેછે. ઉત્તર હિંદુસ્થાનમાં પણ જગેજગ એજ રીતે ખેતી કરવામાં આવે છે. આવી રીતે ખેતી કરવાથી મોટો ફાયદો એ થાય છે કે કપાસના છોડને ઝાઝી સરદી લાગુ પડતીનથી ને તેથી સારો પાક નિકલેછે.

હિંદુસ્થાનમાં કચરો, છાણુ અને મૂતરના ખાતર વડે જમીન ખેડવામાં આવે છે. એક એકર જમીન દીઠ ૯ પૌંડ પોટાશ, ૯ પૌંડ ફૉસ્ફરીક આસિડ, ૧ પૌંડ સલ્ફ્યૂરીક આસિડ અને ૩½ પૌંડ મેંગેનિશિયા અને ૨ પૌંડ ચૂનો ખર્ચ થાયછે. તે માટે જે જમીનમાં કપાસ વાવવાનો હોય તે જમીનમાં ઉપલા ખારો જે ખાતરમાંથી મળી શકે તેવું ખાતર નાખવું ઘટેછે, હિંદદેશનાં ખેતરોની જમીનમાંથી ફૉસ્ફેરીક આસિડ ઓછું થએલું છે; ત્યારે કપાસ માટે હાડકાનાં ચૂનાનો અથવા સૂપર ફૉસ્ટેરનું ખાતર નાખવાથીજ ફાયદો થઇ શકશે.

અમેરીકન કપાસમાં ૦૭૯ ટકા અને હિંદી કપાસમાં ૦૨૭ ટકા એ પ્રમાણુમાં ફૉસ્ફેરીક આસિડ હોય છે. અમેરીકન ભૂમિ હિંદની જમીન જેવી હજી રસહિન બની નથી, તેથીજ ત્યાંનો કપાસ અત્રેના કરતાં ચઢીયાતો બનેછે. જે જમીનમાં ઉદ્દભિજ અને ખનીજ અંશ વધુ હોય છે તેમાં કપાસ સારો પાકતો નથી, તે માટે આવાં ખાતર કપાસ માટે નાખેલા નુકસાનકારક હોય છે. કપાસમાંની ખોળ અથવા તે ખોળ જાનવરોને ખવડાવી તેમનું છાણુ ખાતર તરીકે વાપર્યું હોય તો તે ઘણું સારૂં ગણાયછે. હિંદના ખેડુતો કપાસના સુકાયલા છોડ બળતણુ તરીકે વાપરેછે પણુ તેની રાખ ખાતર માટે ઘણી ફાયદાકારક હોવાથી તે ખાતરમાં ભેળેલી ફાયદો કરશે.

કપાસ પાકી તૈયાર થયા પછી તેની જતન ઘણી સારી રીતે કરવીપડેછે. હિંડવા જેમ જેમ તૈયાર થાયછે તેમ તેમ તેને એકઠાં કરવાં પણુ ઉતાવળ કરી જમીનપર પડેલો કપાસ એકઠો કરવાથી કપાસ બગડેછે અને તેથી તેનો ભાવ ઓછો ઉપજેછે. હિંદુસ્થાનનો કપાસ સ્વચ્છતામાં અમેરીકન રૂ કરતાં ઉતરતો ગણાયછે. તેનું કારણુ એ કે ખેડુતો તુરતા તુરત દીંડવાં એકઠાં કરતા નથી, અને જમીનપરનો પડેલો કપાસ એકઠો કરી તેને જૂદો રાખતાં નથી. તેમજ ચુંટેલો કપાસ પણુ સફાઈદાર જગામાં ભરતા નથી. વડોદરા પ્રાંતમાં કપાસ ચુંટીને તેના માટે ખણેલા ખાડામાં તે દાબી રાખેછે તેથી ત્યાંના કપાસ નો ભાવ ઓછો ઉપજેછે. આ રીતે ખેડુતો બેદરકારીથી કપાસ બગાડેછે. વળી તેમાં વેપારી લુચ્ચાઇથી કપાસ બગાડેછે, તે એમ કે તેઓ કપાસનું વજન વધારવા માટે તેમાં કચરો ભેળેછે, યા તો કપાસ તોલવા પેહેલાં તેને દારમાં રહેવા દે છે, જેથી તેનો રંગ બગડી જાયછે, અને તે પીળો રંગ પકડે છે. અસલી પીળા રંગનો કપાસ વધારે કિમતી ગણાય છે, પણુ દારના ભિનાસથી ચઢતો ઝાંખો રંગ તુરત જણાઇ આવેછે ને તેની કિંમત ઉપજતી નથી. કેટલેક ઠેકાણે કપાસના દિંડવાં તોડી લાવી ઘેરમાં તેમાંથી કપાસ કાઢેછે. કેટલેક ઠેકાણે દીંડવાં છોડપર રહેવા દઈ તેમાંથી કપાસ કાઢીલીએછે. આવી રીતે કાઢવાની રીત ભરૂચમાં ચાલુછે. ધોલેરાના કપાસમાં દિંડવાંની પાંકળી ઘણી ભેળાયલી રહેછે. કેટલાક કપાસના છોડના દિંડવાં ઘેર લઇ જઇ તેને ફોડયાવિના તેમાંથી કપાસ નિકળતો નથી.

**કપાસના છોડને રોગ** પણુ લાગુ પડેછે. દક્ષિણ મહારાષ્ટ તરફના દેશોમાં વરસાદ પડવા પછી કપાસનાં ફુલો અને દિંડવાં ગળી પડેછે. (ગુજરાતમાં અતીશે થંડી પડતાં કપાસના

ઝાડ કરમાઈ જાયછે.) ધોલેરામાં આવી વેળાએ જે દિશાથી પવન વાયછે તે તરફ મોટા બળતાં કરેછે અને તેની ગરમ હવા ખેતરપર જવા દીએછે. 'મોલો' નામનો રોગ જ્યારે એના છોડને લાગુ પડેછે ત્યારે એ છોડ કરમાઈ જાયછે અને પિળાસ રંગ પકડેછે, તેમજ ઝાડપર દિંડવાં સારા આવતાં નથી. 'ગરાડો તથા છાછિયો' નામે રોગ લાગુ પડતાં ઝાડ અને પાંદડાં લાલ અથવા ફિક્કા બની જઇ ખરી પડેછે ને દિંડવા કુમાઇ જાયછે.

કપાસમાંથી કપાશિયાં કાઢી નાખવાથી કપાસનું સરાસરી વજન ⅓ રહેછે. સારો કપાસ હોય તો વજન વધારે થાયછે. કપાસનો પાક જૂદી જૂદી જમીનમાં જૂદો જૂદો થાયછે. ગુજરાતમાં સામાન્ય રીતે ૧ એકર જમીનમાં ૧૦થી ૧૨ મણ કપાસ નિકળેછે. સારી કાળી જમીનમાંથી ૨૦ મણવેર નિકળેછે.

**ઔષધિમાં** કપાસનો છોડ ઘણો ઉપયોગી છે. સ્ત્રીના રક્તસ્ત્રાવ ઉપર કપાસના પાંદડાનો રસ કાઢી તે પાયછે. સર્પ દંશ ઉપર *નરમાના પાંદડાનો રસ કાઢી તે ૪થી ૫ તોલા પાઇ દંશ ઉપર ચોળવામાં યા પીચકારી વતી અંદર દાખલ કરવામાં આવે તો ઝેર ઉતરેછે. સ્ત્રીને દુધની વૃદ્ધિ માટે કપાસનાં મૂળ અને શેરડીના મૂળ એકત્ર કાંજીમાં વાટી આપેછે; તેમજ સ્તનરોગ ઉપર કપાસનાં મૂળ, દુધીયું કોળું, ગહૂંની કાંજીમાં વાટી લેપ કરવામાં આવેછે. જખમ પડ્યો હોય તેને રૂજ લાવવા સારૂ 'પાચાના' પાલાનો અંગરસ કાઢી તેમાં નરમાનાં મૂળીયાં ઘસી ચોપડવાથી યા નરમાનાં દિંડવાં અને પાચાનાં પાંદડા બારીક છુંદી તેનો લેપ કરવાથી જખમ રૂજાઇ જાયછે. વિંછુના દંશ ઉપર કપાસના પાંદડા અને મોરો એકત્ર છુંદી તેનો લેપ કરવાથી યા કપાસના મૂળ રવિવારે લાવીરાખી તે ચાવી ખાવાથી ઝેર ઉતરેછે. અફીણના ઝેર ઉપર કપાસનાં બિયાનું ચુર્ણ અને ફટકડી ખાવા આપીયાથી, ઝેર ઉતરી જાયછે.

**બનાવટી કપાસ.**—કપાસ કુદ્રતીરીતે જેમ ઉગે છે તેવોજ **કપાસ બનાવટી** પણ બનાવવાનો અમેરીકનોએ શોધ કરીછે. 'લાકડાનો બારીક ભૂકો કર્યા બાદ તેને ધોવાના વાસણમાં મુકી તેનાપર ૧૦ કલાક વેર સ્ટીમ છોડવામાં આવેછે. પછી તેને 'આકરીસોડીયમ લાઇમ' માં નાખી છત્રીસ કલાક સુધી મોટા દાબ સહીત ગરમ કરવામાં આવેછે. આ ક્રિયા પુરી થતાં લાકડાંનો એક ચોખો ચીકટ પદાર્થ બની જાયછે, જેને વધારે ચીકટ બનાવવા માટે તેમાં પાછળથી એરંડીયાનું તેલ, કેસીન અને સરસ ઉમેરવામાં આવેછે. ત્યાર પછી તે પદાર્થ જે એક ચાલણી જેવા યંત્રમાં મુકીને તેના બારીક તાર કરી વિંટી લેવામાં આવેછે. આ બનાવટી કપાસ સસતો અને કુદ્રતી કપાસ જેવોજ બનેછે ને તેનું સૂતર મજબુત હોયછે,

**કપાસ બંદુકનો**—કપાસને બંદુકની દારૂનું રૂપ આપવું હોય તો ૪૦ ભાગ સુરાખારનો ભૂકો, ૬૦ ભાગ ગંધકનો તેજાબ અને બે ભાગ પીંજેલો કપાસ લઇ, પ્રથમ ખાર તથા તેજાબને ખોલ્લી હવામાં એક કાચ યા કોડીના વાસણમાં નાખી થોડીક મીનીટ સુધી તેને સારી પેઠે મેળવવાં; પછી તે કપાસને તેમાં નાખી કાચની સળીથી બે પાંચ મીનીટ વેર હલાવવો. પછી પેલી સળીથી કપાસ દુર કરી તેને પાણીમાં નાખી ધોઇ નાખવો. એ મુજબ તેમાંથી ખાર અને ખટાશનો સ્વાદ તદન જતો રહે ત્યાંવેર તેને ફરી ફરીથી તાજા પાણીએ ધોયા કરવો ને પછી કપડામાં વિટાળી નિચોવી નાખી સુકવવું.

૨ જી રીત એ છે કે ૧ ઔંસ સુરાખારનો તેજાબ, ૧ ઔંસ ગંધકનો તેજાબ અને ૮૦ ગ્રેન કપાસ લઇ પ્રથમ પેહેલાં બે તેજાબોને લઇ ઉપર મુજબ મેળવી કપાસ સાથે મિશ્ર કરવાં. કપાસ ઉપલા તેજાબમાં ભિંજાઇ રહેતાં તરત કાઢી લેવો. તેને ધોતી વેળા તેની

* કપાસનો એક જાતનો છોડ. એ ૫ થી ૬ ફીટ ઉંચો વધેછે, એકના બિયાં કપાસીયાં જેવા તો બીજાનાં લંબોચાં ને કાળાં હોયછે.

સંભાળ રાખી તેમાંનો ખટાસ બીલકુલ કાઢી નાખવો. આ રીતે બનાવેલા કપાસમાં બંદુકના દારૂ જેવી ખાશીયત હોયછે, કેમકે તેને અગ્નિની આંચ આપતા મોટો ધડાકો કરી શકેછે.

**કપાસિયાં**—કપાસિયાં ખોરાક, તેલ અને બીજી ચીજો બનાવવાના ઉપયોગમાં આવેછે. હિંદુસ્થાનમાં કપાસિયાં માત્ર ઢોરોને ખવડાવવામાં આવેછે. પ્રથમ તેને નરમ બનાવવા પાણીમાં ભીનવી તેમા ભૂસો મેળવેછે; આ ખોરાક ગાય ભેંસો સ્વાદથી ખાયછે. સહવાર સાંહાજ મળી એક ગાયને શરીરમાન પ્રમાણે ૫ થી ૬ શેર કપાસિયાં ખવાડવાં જોઇએ. કપાસિયાંને ખોળ, ભૂસો અથવા તુવરના છાલામાં મેળવી ૩ થી ૪ શેર પ્રમાણમાં તે ખવાડવામાં આવેછે. ડૉ૰ રાઇસે કરેલા પૃથઃકરણ ઉપરથી તેના ખોળમાં પાણી, તેલ, મીઠાસ, આલ્યૂમીન હોઇ તેની રાખમાં ફૅાસફેટસ અને અમથું ફૅાસફેરિક આસિડ રહેછે. આ ઉપરથી કપાસિયાનાં ખોળમાં પૌષ્ટીક તત્વ વધારે હોયછે એ જણાયછે. કપાસિયામાંથી તેલ કાઢી તેનો ખોળ ખાવા આપ્યા કરતાં તેલવાલાંજ કપાસિયાં ઢોરોને ખવડાવવાથી તે ઘણી પુષ્ટી આપે છે. ડૉ૰ શૉર્ટના જણાવ્યા મુજબ કપાસિયાંની છાલ ઘણી મજબુત રહેતી હોવાથી તેને છુંદી બે કલાક પાણીમાં ભીજવી રાખ્યાથી તે ઘણો ફાયદો કરે છે.

**કપાસિયાંનું તેલ**—ખાવા, ચોપડવા તથા કેટલીક બનાવટો બનાવવામાં ઉપયોગી થઇ પડયું છે. અમેરિકામાં તેના ખાસ કારખાનાઓ ઉઘાડેલાં છે, ને તે તેલ દરેક તેલમાં ભેળ કરી ઓહોળા પ્રમાણમાં ઉપયોગમાં લેવાય છે. યૂરોપમાં તેનો ખપ બેલજીયમના એન્ટવર્પ, હૉલંડના રૉટરડેમમાં, ફ્રાન્સમાં મેન અને આર્સેલ્સમાં, આસ્ટ્રેલિયાના ટ્રીપેસ્તમાં, અમેરિકાના ચિકાગોસેન્ટલુઇ, કેનસાસ, ઓમાહા વગેરે શહેરો ખાતે તે મોટા જથ્થામાં વપરાય છે. લગભગ ૪૫ વર્ષની વાતપર અમેરિકામાં એના તેલનો ઉપયોગ કોઇ જાણતું નહોતું પણ શોધ થતાં ઓહાળા પ્રમાણમાં ત્યાંની પ્રજા તેનો ઉપયોગ કરવા લાગી છે અને પોતાના ખપ ઉપરાંત વધતું તેલ યૂરોપનાં બિજાં દેશોને પુરૂં પાડે છે. અને તે તેલ પરદેશ મોકલવા માટે ખાસ ટાંકીવાલી સ્ટીમરો 'ધી અમેરીકન કૉટન ઑાઇલ કંપનીએ બંધાવી છે.

આ તેલ ચોપડું, લેહેઝતદાર અને ચોખું હોઈ મીઠાસદાર બને છે. તેમજ તે ખાનારને અવગુણ કરતું નથી. નબળી પાચન શકિતવાલાને ચર્બીને બદલે આ તેલ ઘણું ગુણકારી ગણાય છે. આ તેલ ખાવા ઉપરાંત સાબુ, માખણ, સાર્ડીન માછલી 'પેક' કરવા તથા સૉલીદ તેલમાં ભેળ કરવામાં વપરાય છે.

કપાસિયાનું તેલ ખાવા ઉપરાંત તેનું રબર પણ બની શકેછે, એવી એક શોધ બોસ્ટનના કારીગરે અકસ્માતિક રીતે કરી તેમાં ફતેહ મેળવી છે, ને તે માટે બોસ્ટનમાં એક ખાસ કારખાનું કાઢી ત્યાં કપાસિયાનાં તેલમાંથી રબર બનાવવામાં આવેછે. આ રબર શી રીતે બનેછે તે માટે શોધ કરનારે કશું જણાવ્યું નથી અને તેણે આ બનાવટ છુપી રાખવા માટે તદન અનઘડ કામદારોને કામપર રોકી રાખેલાં છે. ( જુઓ તેલ.)

**કપાલદૃગ**—આ પાહાડી ઉંચો કિલ્લો અતિ ભયંકર જગામાં ચંદનના વૃક્ષોની ઘટા વચ્ચે છે. આ જગા ટીપુસુલતાને કમનસીબ કેદીઓનો અંત આણવા માટે ખાસ પસંદ કરી હતી. ત્યાંની હવા તથા પાણી રોગજનક હોવા ઉપરાંત ત્યાંની આબો હવા વટીક પ્રાણઘાતક કહેવાય છે. આ પહાડી ભાગમાં ક્રૂર તથા ઝેરી પ્રાણી વસતા હોવાથી ત્યાંના દેશીઓ વટીક ત્યાં જઈ શકતાં નથી. કપાલદૃગ શ્રીરંગાપટનથી ૩૦ મૈલ ઉત્તર પૂર્વના અતી ખરબચડા પાહાડી ભાગ ઉપર આવેલુંછે.

**કપિલ**—કૌશંબી નગરનો રાજા, જીન શત્રુના ઉપાધ્યાનો બેટો. એણે શ્રાવસ્તી નગરમાં કેલવણી લીધી હતી. જૈન લોકોના ઉત્તરાધ્યન સૂત્ર વૃત્તિનાં ૮ માં અધ્યાયમાં એનું ચરિત્ર આપેલું છે; પણ તેમાં સાંખ્યશાસ્ત્રનો એજ કર્તા હતો એમ જણાવવામાં આવ્યું

નથી. આ ઉપરથી એ કોઈ જૂદો કપિલ હોવો જોઇયે.

**કપિલર**—આવહેર નામની હિંદ પ્રસિદ્ધ કવિયણનો એ ભાઈ હતો. ચૌલ દેશમાં તેરૂ વેલ્લૂવર નામે એક ગામ છે ત્યાં એ જનમ્યો. એને એક બ્રહ્મણે ઉછેર્યો હતો, અને તામિલ ભાષા શિખવી, તેમાં એ અતિ પ્રવિણ થયો. એણે 'આગવર' નામે જાણીતો ગ્રંથ રચ્યો છે, તેમાં પોતાના તથા પોતાના ભાઈ બ્હેનોનાં જન્મ વૃત્તાંત કાવ્ય રૂપે આપ્યાં છે.

**કપિલા**—અથવા વસંતગંધા. એક પ્રકારની વન ઔષધિ કોકણ મદ્રાસ અને વાયવ્ય પ્રાંતમાં એના ફળ માહેલાં બિયાં ઉપરની ભૂકી ઔષધિ ઉપયોગમાં લેવામાં આવે છે. તેમજ ફળની ભૂકી વસ્ત્ર રંગવાનાં કામમાં આવે છે. આ ભૂકી ઔષધિમાં ૧ થી પોણો તોલો ઉપરના પ્રમાણમાં ખાવા આપવામાં આવેછે.

**કપિશા**—હાલનું કાબુલ. હ્યુએનથસાંગના જણાવ્યા મુજબ તેના વખતમાં કાબુલ (કપિશા) માં ક્ષત્રીય રાજા રાજ્ય કરતો હતો. ત્યાં ૧૦૦ મઠ હતા અને તેમાં ૬૦૦૦ શ્રમણો રહેતા હતા, તે શિવાય પુષ્કળ દેવ મંદીરો હતાં. કેટલાક સન્યાસીઓ નાગા રહેતા, કેટલાક આખા શરીરે રાખ ચોળતા અને કેટલાક કપાલ ઉપર અલંકારોની પેઠે કાંઇ ધારણ કરતા. તે વેળા પેશાવર કપિશા રાજ્યને તાબે હતું. આ ઠેકાણે માહારાજ અશોક તથા કનિષ્ટના બનાવેલા ઘણાક ભાગેલા મઠ જણાતા હતા. (જુઓ કાબુલ.)

**કપીલ**—એ નામથી ઓળખાતી હિંદુની એક જાત ગુજરાતમાં મુખ્ય કરી જંબુસર તાલુકામાં કાવિ તથા સરોદામાં ખેતીવાડીનો ધંધો કરે છે. તેઓ પોતાને મૂનિ કપિલના વંશજ જણાવેછે.

**કપૂર**—આ અતિ ઉપયોગી વસ્તુ મુખ્ય કરી જેપાન ચીન અને હિંદમાં પ્રસિદ્ધ છે; પણ હિંદુસ્થાનમાં કપૂર પ્રાચીનકાળમાં જણાયો નહોતો. એ ચરક અને સુશ્રૂત સંહિતા ઉપરથી જણાય છે. કારણ કે આવી ઉપયોગી ચીજ ઉપલા ગ્રંથોમાં વર્ણેલી નથી. પણ ૧૩ મી સદી આગમજ હિંદુસ્થાનનાં રાજાઓ ચીનાઇ શેહેનશાહાપર સલામતી તરીકે કપૂરની ભેટો મોકલતા હતા, તે વેળા નેપાલ તથા ટીપેરાહમાં કપૂરનાં પુષ્કળ ઝાડો ઉગતાં હતાં, અને ચાલુ સદીની શરૂઆતમાં પણ ચિતાગોંગ ખાતે કપૂર બનાવવાનો ઉદ્યોગ હસ્તી ધરાવતો હતો. તે ત્યાંના પાહાડી લોકો કપૂરના ઝાડના મૂળિયાંમાંથી અરક કાઢવાનો હુન્નર જાણતા હતા, પણ હાલમાં તે ઉદ્યોગ પડી ભાગો છે.

રાજનિઘંટ કર્તાએ કપૂરની ત્રણ જાતો વર્ણી છે. ૧ ભિમસેની (બરાસ કપૂર). ૨ પત્રી કપૂર ને ૩ જી ચીનાઇ કપૂર. આ ત્રણે જાતો આજે પણ ચાલુ વેહવારમાં છે.

**કપૂરનાં ઝાડ** તજના ઝાડનાં વર્ગમાંનુ હોઈ તેની ડાંખળીઓ ઉભી ઉગે છે, તેના લાકડાંની છાલ બાહારથી ખરબચડી હોયછે પણ માહેથી તદ્દન લીસી હોયછે. એના ઝાડપર ઘણા વર્ષો પછી મોર આવેછે ને તેપર આવતા ફળો ઝીણા વટાણા જેવાં હોયછે. તેની માહે જે ગર હોયછે તેને લવંતા તથા કપૂર મિશ્રણુ જેવોસુગંધ આવેછે. આ ઝાડ ઉપરની છાલ ઉપર કાપ પાડતાં તેમાંથી ચિકણો રસ નિકળે છે તેને કપૂર કહેછે. આવી રીતે જે ઝાડમાંથી કપૂર નિકળે છે તેવા ઝાડ દર વર્ષે ૩ રતલથી વધુ કપૂર આપતાં નથી, વળી બીજી રીતે પણ કપૂર ઝાડમાંથી કાઢવામાં આવેછે જેની સમજ હવે પછી આગળ મલશે.

**કપૂરનાં ઝાડની** પેહેલી શોધ આરબ હકીમ તથા મુસાફરોએ જગ આશકારા કરી હતી. નવમી સદીમાં ઇબ્ન ખુર્દાદે જે તબીબી ગ્રંથ રચ્યો તેમાં 'કપૂર મલાયાના ટાપુઓમાંથી ચીન તથા હિંદુસ્થાનમાં મોકલવામાં આવેછે એમ વર્ણન કર્યું છે. તેમાં કાનસુર અથવા કાનસુરના ટાપુમાં કપૂરના વૃક્ષો થાયછે એમ લખેલું હતું. મી૦ યૂલ મુજબ કાનસુર એ બરૌસ ગામ હશે, આ ગામ સુમાત્રાના

ટાપુના કિનારાપર આવેલું છે અને તેની ઉપરથીજ હાલમાં ભિમસેની કપૂરને બરાસ કપૂર કહે છે.

બરાસ કપૂર જે ઝાડમાંથી ઉત્પન્ન થાયછે તેની શોધ કોલબ્રૂકે કરી હતી, અને તેને Dryabalanops Comphora એ લૅટીન નામ આપવામાં આવ્યું છે. આ ઝાડ આંઠ વર્ષ સુધી વધ્યા પછી તેનાં કટકા કરી તેની છાલ નિચે તથા કટકાની ફાટોમાં જે ઝીણા કણ નિકળેછે તે એકઠા કરેછે. એક ઝાડમાંથી ૧૧૨ રતલ નિકળે છે; અને તે રૂપ્યે રતલે વેચાયછે.

**પત્રી કપૂર** એક જાતના નાના છોડના પાંદડામાંથી નિકળે છે. એના છોડ ચીનમાં, તેનાસરીમ પ્રાંત અને કુમૌન પર્વતપર મળેછે. તેને Blumea balsomifera નામ આપેલું છે. બરમામાં આ છોડને ઉકાળી તેમાંથી કપૂર કાઢેછે. આ કપૂર ભિમસેની કપૂર કરતાં થોડો ભારી હોયછે, પણ એ હવામાં જલ્દી ઉડી જાયછે અને તેનો વાસ દવણા જેવો આવેછે. ચીનમાં એ જાતને 'નાઇગ' કપૂર કહે છે.

ચીનાઇ કપૂર વધારે સસ્તું ને પુશકળ જથામાં મળી શકે છે. એને પાકો કપૂર કહે છે ને તેને cenaamomum canppora નામના ઝાડના થડનાં કટકા કરી ચંદનમાંથી જેમ વરાળરૂપે તેલ કાઢે છે તેજ મુજબ જેપાનમાં તેમાંથી કાઢે છે.

જેપાનના 'હિઓગો' નામના ગામમાં કપૂરનો મોટો ઉદ્યોગ ચાલે છે. ત્યાં કપૂરના ૭૫ થી ૧૦૦ વર્ષના ઝાડો હજી જીવતાં રહેલાં છે. આ દેશમાંથી દર વર્ષે રૂ. ૫૦,૦૦,૦૦૦ નો કપૂર બનાવી પરદેશ રવાના કરવામાં આવે છે. તેમાંનો ચોથો ભાગ અમેરિકન યૂનાઇટેડ સ્ટેટનાં રાજ્યો, હિંદ, અને બાકીનો યૂરોપ ખાતે નિકાશ કરવામાં આવે છે.

ફારમોસામાં કપૂરનાં ઝાડનાં મૂળીયામાંથી અરક કાઢી કપૂર બનાવે છે, અને તેથી ત્યાં કપૂરના ઝાડો ઓછાં થતાં જાય છે. બોર્નિયો તથા સુમાત્રામાં કપૂરનાં ઝાડને છેદી તેમાંથી ઝરપતા રસમાંથી બનાવવામાં આવે છે.

ઇ૦ સ૦ ૧૮૦૨ માં કલકત્તાના 'બોટેનિકલ ગાર્ડન'માં એના ઝાડનો એક સુંદર ઝુમખો ઉગાડવામાં આવેલો છે તે હજી કાયમ છે. તેમજ ઉતાકામંદ તથા નિલગીરીના બોટેનિકલ ગાર્ડનમાં એવાં ઝાડો છે.

ઝાન્સીમાં ૧૮૯૩ થી એવી જાતનાં ઝાડ ઉગાડવાનાં અખતરા ચાલુ છે. ઝાડને રોપી તે કપૂરનો રસ આપવા લાયકનો થતાં ૫૦ વર્ષની લાંબી મુદત વહી જતી હોવાથી એનો વેપાર છુટથી કરી શકાતો નથી. ફારમોસામાં ૫૦ વર્ષની અંદરના ઝાડ નકામાં ગણાય છે, અને જાપાનમાં જે ઝાડોએ ૧૦૦ ઉન્હાળા દીઠાં હોય તેઓનેજ કપૂર બનાવવા લાયક પસંદ કરવામાં આવે છે.

જાપાનમાં કપૂરના લાકડાનાં તુકડાઓને તથા ફારમોસામાં તેના લાકડા તથા મૂળીયાંને ઉકાળી કપૂર બનાવવામાં આવે છે.

સીલોન તથા હિંદુસ્થાનમાં ૫૦૦૦ ફીટની ઉંચાઇવાળી જગ્યાએ કપૂરનાં ઝાડ ઉગી શકે છે. સીલોનના કેટલાક ઉદ્યમંદ પલાંટરોએ કપૂરના ઝાડ રોપવાનું કામ શરૂ કર્યું છે.

હિંદુસ્થાનમાં ૧૮૯૪ માં કપૂરની આયાત રૂ. ૧૦,૦૦,૦૦૦ ની થઇ હતી. હિંદમાં આવતો કપૂર કાચી હાલતમાં હોય છે તેથી તેને પકવવા અને સાફ કરવા મુંબઇ, દિલ્લી વગેરે ઠેકાણેના કારખાનામાં મોકલી શુદ્ધ કરવો પડે છે. આગળ વેનિસમાં કપૂર સાફ કરવાનો મોટો ઉદ્યોગ ચાલતો હતો પણ હાલ જે દેશો કપૂરની આયાત કરે છે તેઓ પોતેજ સાફ કરે છે. ૧૮૯૧ માં ફ્લોરિડા ખાતે કપૂર બનાવવામાં આવ્યો હતો, અને 'કેલિફોર્નિયા' ખાતે પણ અમેરિકન બજારો માટે કપૂરનું તેલ કાઢવામાં આવે છે. તે શિવાય જાવા, જેમેકા, વેસ્ટ ઇન્ડીઝ, મોરિશિઅસ તથા મદીરા ખાતે કપુરનાં મોટાં વૃક્ષો ઉગે છે.

કેટલીક જાતના ઝાડમાંથી કપૂરના કણુ મળેછે પણ તેથી ઝાડોનો નાશ થાયછે. કેટલાકમાંથી રસ ઝરેછે પણ તે અશુદ્ધ રહેતો હોવાથી તેને સાફ કરવો પડેછે; ત્યારે કેટલાક ઝાડનાં લાકડામાં કપૂરનો અરક હોયછે તેથી તેને કાપી તેના કટકા કરી યંત્ર વડે તેમાંથી વરાળરૂપે કપૂર બનાવવામાં આવેછે. કપૂર બનાવવાની કૃતિ જૂદા દેશોની ભિન્ન છે, તેથી કપૂરના રંગ રૂપ અને સુગંધમાં ઓછો વધતો ફેર રહેછે.

ચીન તથા જેપાનમાં જે કપૂર બનેછે તે માટે ઝાડના કટકા કરી તેને વાસણમાં પાણી સાથે ઉકાળેછે એટલે કપૂરની વરાળ નિકળી તે પેલા વાસણ ઉપરનાં ઉંડા ઢાકણુની બાજુમાં એકઠી થાયછે. ચીનાઇ કપૂર કરતાં જેપાનીજ કપૂર શુદ્ધ હોયછે.

બોર્નિઓ અને સુમાત્રા એ બેટો માહેલા ઝાડમાં કપૂરના તૈયાર કટકા જડે છે. આ તૈયાર મળતો કપૂર ગર્મિ આપી બનાવેલા કપૂર કરતાં ઔષધિ ઉપચારમાં ઘણો અકસીર જણાયલો છે. બરાસ કપૂર મેળવવા માટે બોર્નિઓ તથા સુમાત્રા ટાપુ માહેલા કપૂરનાં વૃક્ષોની લોકો ભારે ખરાબી કરેછે. ખરૂં જોતાં આ કપૂર જૂના વૃક્ષોમાંથી જડેછે પણ ત્યાંના લોકો ગમે તેમ એક સરખો ઝાડોનો નાશકરેછે. ઝાડ ઘણું પુરાણું હોય તો તેમાંથી ૧૦ થી ૧૧ રતલ કપૂર નિકળેછે, આ કપૂર ઘણું કરી ઝાડની ગાંઠો તથા ડાંખળીમાં હોયછે. કદી કદી તે ઝાડના ગાભામાં યા છાલ તળેથી મળેછે, તેના કણુ ખાચામાં ભરાયલા હોયછે. આ ફાટો કોઇ વેળા દોઢ ફીટ લાંબી રહેછે, એ ઘણો મોઘો વેચાય છે. મુંબઇમાં દર રતલે ૮૦ થી ૯૦ રૂપ્યા પડેછે. સાદો કપૂર દરમણે ૪૦ થી ૬૫ રૂપ્યે વેચાયછે, બરાસ કપૂર સાદા કરતાં ભારી અને મજબુત હોવાથી તે ઉડી જતો નથી.

કપૂર શુધ્ધ કરવા માટે તેને ઉષ્ણુતા લગાડી તેની વરાળ એકઠી કરવી પડેછે. આ કપૂર શુદ્ધ કરવાનું કામ મુંબઇમાં પણ ચાલેછે; પણ ત્યાંના કારખાનામાં શુદ્ધ કરેલાં કપૂરમાં પાણી વિશેષ રહેછે. ચીનથી આવેલો અશુદ્ધ અને મતોડી જેવો દેખાયછે તે કપૂરને મોટા પીપ જેવા વાસણમાં નાખી, તેમાં અન્જમાસે પાણી રેડી તે વાસણને ભઠ્ઠી ઉપર મેળી તેનીપર મજબુત ઢાંકણું ઉંધું બેસાડવામાં આવેછે, અને ઘડી ઘડી તે ઢાખણપર થંડુ પાણી રેડવું પડેછે; જેથી કપૂરની અને પાણીની વરાળ તે ઢાંકણની અંદર એકઠી થઇ ત્યાં કપૂરનો સફેદ થર એખટો થાયછે. આ કપૂર પાણીથી ભરપૂર હોયછે, આથી તેને કેળનાં ભિના પાતરામાં લપેટી રાખતાં તેના કટકા કરેછે. પછી તેને પેટીમાં પેક કરી તાજા કપૂર તરીકે પરદેશ રવાના કરવામાં આવે છે, તેને જો તેવીજ સ્થિતિમાં થોડો વખત રાખ્યાથી તે માહેલું પાણી ઉડી જઇ હલકું બનેછે.

યૂરોપમાં કપૂર શુદ્ધ કરવાની બીજી રીતો ચાલુછે. બજારમાંથી અશુદ્ધ કપૂર લઈ પ્રથમ તેના કટકા કરેછે. પછી તેમાં સેંકડે ૩ થી ૫ ભાગ ભિનવેલો ચુનો અને સેંકડે ૧ થી ૨ ભાગ લોખંડનો અતિ ઝીણો ભૂકો મેળવીને તે મિશ્રણ મોટા બાટલાઓમાં ભરેછે. પછી તે બાટલાને ગરમ કરેછે. આ ગરમી આપવાની રીત જૂદા જૂદા પ્રકારની છે. તેમાં વિશેષ એ છે કે તે બાટલાને આતશની જરાએ જવાળા લાગવા દેવામાં આવતી નથી. અગ્નિની જવાળા બાટલાને નહિ લાગે તે માટે જે ભઠ્ઠી સલગાવવામાં આવે છે તેની પર એક વાસણ મેળી તેમાં 'ફ્યુજીબલ' મેટલ નામની જલ્દી પિગળનાર ધાતૂ નાખેલી હોય છે. આ ધાતુમાં ૮ ભાગ બિસ્મીથ નામની ધાતુ અને ૫ ભાગ શીસું હોયછે. આ ધાતુ પાણી ઉકળવા જેટલી ઉષ્ણુતા જોઇએ તેનાથી ઓછી ગર્મિથી પિગળેછે. આ ધાતુ જે વાસણમાં મેળેલી હોયછે તેમાં બીજું એક પાત્ર રાખી તેમાં રેતી ભરે છે અને એ રેતીમાં પેલા બાટલા ગળાંવેર દટાઇ

જાય તેમ સીંચે છે. ભઠ્ઠીની ઉષ્ણતાથી ધાતુ તપીને પિગળેછે અને તેથી રેતી ગરમ થઈ બાટલા માહેલા પદાર્થને ગર્મિ આપે છે. આ ભઠ્ઠીની ઉષ્ણતા સેંટીગ્રેટના ૧૨૦ માં અંશ સુધી કેટલેક વખત રાખી તે એકદમ ૧૯૦ માં અંશ સુધી વધારે છે, અને એજ રીતે તેને અર્ધો કલાક વેર રહેવા દે છે, એટલે તે બાટલા માહેલા કપૂર માહેલું પાણી ઉડી જાય છે, પછી ઉષ્ણતા ૨૦૪ અંશ સુધી ચઢાવવામાં આવે છે અને તેને લાગટ ૨૪ કલાક વેર રેહેવા દેવામાં આવેછે, એટલે તે બાટલા માહેલા કપૂરનું પાણી બનેછે. એ મુજબ કપૂરનો રસ થયા પછી બાટલાની આસપાસથી રેતી કાઢી નાખી થંડુ પાડેછે. આ ભાગ થંડો થતાં નીચલા ભાગમાં પિગળેલા કપૂરની વરાળ આવી ઠરે છે અને ત્યાંજ કપૂરનો થર એકઠો થાયછે. આ મુજબ થર એકઠો થતાં તે બાટલાઓ બાહાર કાઢી તેની પર પાણી છાંટવામાં આવે છે જેથી તે તૂરત ફુટી જાયછે ને તેથી એકઠો થએલો કપૂરનો ચોસલો બહાર પડેછે. આ ચોસલું ૩ ઈંચ જાડું ને ૧૦ થી ૧૨ ઈંચ લાંબું હોયછે. આ ચોસલાના તે પછી કટકાઓ બનાવી પતરાના ડાબડામાં પેક કરવામાં આવેછે.

ઉપર જણાવેલી યૂરોપની રીતથી બનતા કપૂરમાં જે લોઢાનો 'પાઉડર' મેળવવામાં આવેછે તે અશુદ્ધ કપૂરમાં ગંધકનો રહેલો અંશ શોષિ લેવા થકી નાખવામાં આવે છે અને ચુનો રાખ જેવો રહેલો પદાર્થ શોષિ લેવા થકી નાખેછે. કોઇ વેળા અશુદ્ધ કપૂરમાં કાંઇ રંગ હોય તો તે રંગીન તત્વોને શોષિ લેવા થકી તેમાં કોઇ વેળા કોલસાની ભૂકી નાખવામાં આવે છે.

કપૂર પાણીમાં પિગળતો નથી પણ જો સાથે થોડી સાકર નાખી હોય તો તે પિગળેછે. તે આલકોહલમાં એકદમ પિગળેછે. કપૂરનો અર્ક જે વેચવામાં આવે છે તેને આલકોહલમાં કપૂર મિશ્ર કરી બનાવવામાં આવે છે.

**કપૂરનો ઉપયોગ** ચીનાઓથી હિંદુઓ શિખ્યા હશે. કારણ કે સુશ્રુત, ચરક જેવા મુનીના પ્રાચીન ગ્રંથમાં એનું વર્ણન કરેલું નથી; પણ બૌદ્ધ ધર્મ ચીનમાં ફેલાતાં ત્યાંથી હિંદુસ્થાનમાં શ્રીમંતોએ મંગાવ્યો હોય એમ જણાય છે. અર્વાચીન ગ્રંથમાં જયસિંહના વખતમાં 'સુત્રાર્ણવ' નામનો જે ગ્રંથ રચાયો તેમાં કપૂરનો ઔષધિ તરીકેનો ઉપયોગ આપેલો છે. કપૂર થોડા જથામાં આપતાં અગન ઉત્પન્ન કરે છે ને રૂધયની ગતી ઓછી કરી માથું દુખવા માંડે છે, બકબકારો કરેછે, પસીનો છુટે છે ને કોઇ વેળા તેમાંથી મરણ નિપજે છે. એનું ઝેરી પ્રમાણ બે ગુંજ છે. કપૂરના પાણીમાં બિયાંને જાળવી રાખ્યાં હોય તો તેને ગમે ત્યારે દાટતાં તેનો છોડ ઉગી નિકળે છે.

કપૂર કડવો, તિખો, થંડો, કફવાતક, કૃમિનાશક છે, એમ રાજ નિઘંટમાં વર્ણેલું છે. ડૉ૦ પાંડુરંગ મંત્રીના જણાવવા મુજબ શાંતતા તથા હુશિયારી માટે ૧ થી '૫' ગુંજ આપવામાં આવેછે. તેમજ જુનો સંધિવા, હાફણ વગેરેપર ૨ થી ૩ ગુંજ અપાય છે. કપૂર ૧ તોલો, ૧ તોલો ધોળો કાથો, $\frac{1}{2}$ તોલો સિંદૂર એ ત્રણેને બારીક વાટી, તેમાં ૧૦ તોલા ઘી ભેળવું ને પછી ખૂબ મસળી તેને ૧૨૧ વખત પાણીએ ધોઇ નાખવું. આ જાતનો મલમ જખમ, ગર્મિના ચાઠાં, બળેલી જગા યા સડેલા જખમપર અતિ અકસીર ગણાયછે. ગર્મિના ચાઠાંપર બળેલા કપૂરને ઘીમાં ભેળી ચોપડવાથી ગર્મી સારી થઇ શકે છે. દુખતી દાઢ તળે એના કટકા મુકવાથી દાઢનું દર્દ નરમ પડે છે.

વસ્ત્ર યા કાગળ, ચોપડીઓમાં કપૂર રાખ્યાથી તેને ઉધાઇ લાગતી નથી. કપૂર સુગંધી તરીકે પણ વપરાય છે, તેમાં મુખ્ય કરી દુરગંધી દૂર કરવાનો પણ ગુણ છે.

**કપૂરની ભાષા**—મલાઇ દ્વિપકલ્પમાં કપૂરના ઝાડનો રસ એખટો કરતી વેળા ત્યાંના લોકો આ વિચિત્ર ભાષા બોલેછે. આ બોલી ઘણું કરી એ દ્વિપકલ્પના 'જોહાર' ના રાજ્યમાં

કપૂરનો રસ એખટો કરતી વેળાજ બોલવામાં આવે છે. તે તરફ આ ભાષાને 'પેનટંગ કપોર' કહે છે, અને તે માટે તેઓ એવો વેહેમ રાખે છે કે એ ભાષા નહિ વાપરતાં દ્વિપકલ્પમાં બોલાતી સાધારણ ભાષા રસ કાઢતી વેળા બોલીયાથી રસ મળતો નથી.

તે તરફ કપૂરના જૂદા જૂદા પ્રકારના વૃક્ષો જોવામાં આવેછે. આ દરેક ઝાડનું રક્ષણ 'બિસન' નામે દેવી કરે છે એમ ત્યાંના લોકો માને છે. તેઓમાં તે માટે એવી સમજ છે કે આ દેવી પોતાના રક્ષણ હેઠળના ઝાડ ઉપરના રસની બહુ સંભાળ રાખે છે. અને જો તેણીને પ્રસન્ન કરવામાં આવતી નથી, તો તેણી તે રસની શોધમાં નિકળેલાઓને તેનો પત્તો આપતી નથી. તેટલા માટે તેણીને ભૂલાવામાં નાખવા થકી તેઓ આ ગુચવણભરી ભાષા બોલેછે, તેને કપૂરની ભાષા કહે છે.

**કપૂર કાચરી**—એ કચૂરાની એક જાત છે. એને કચૂરા તરીકે કેટલાકો ઓળખાવે છે. કપૂર કાચરીમાં કચૂરા કરતાં વધારે સુગંધી હોય છે તેથી આ સુગંધી અંગરાજ વગેરેમાં વિશેષ વપરાય છે.

એનો રોપો હળદરના રોપા જેવો હોઇ તેના પાંદડાંપર જાંબુડા તથા લીલા રંગના રેષા હોય છે. સિંહલદ્વિપ, ચીન, દક્ષિણ માહારાષ્ટ, માથેરાન ઉપર તેમજ દક્ષિણ હિંદુસ્થાન માહેલા અનામલ્લીના ડુંગરોપર તથા મલબાર પ્રાંતમાં એના રોપા ઉત્પન્ન થાય છે. પોર્તુગીજ લોકોએ એના રોપા મુંબઇ, ઠાણા વગેરે ઠેકાણે પ્રથમ લાવી રોપ્યા હતા. એના મૂળીયાં કડવાં પણ કપૂરને મળતા વાસવાલાં હોય છે. એને છુંદીયાથી તેમાંથી વેલદોડા તથા કપૂર જેવી સુગંધી નિકળેછે. એનો મુખ્ય ઉપયોગ અબીર બનાવવામાં કરે છે.

કપૂર કાચરીના મૂળીયામાંથી રસ તથા સુગંધી તેલ અને રાળ જેવો દ્રવ નિકળે છે. એ ઔષધિ કાવો બનાવવાના ઉપયોગમાં લેવાય છે. સુશ્રુત મુજબ આ સુગંધી લેપ કરવા માટે ઉપયોગી છે.

**કપૂર ભેંડી**—એના વૃક્ષ હિંદુસ્થાનનાં પાહાડી પ્રદેશમાં જ્યાં ત્યાં ઉગી નિકળે છે. એના ઝાડ ૬ થી ૧૦ ફીટ ઉંચા વધેછે. એના ફુલ સફેદ હોયછે પણ એના મૂળમાંથી સુગંધી નિકળે છે. એના વૃક્ષો પાહાડી કઢણ યા ખડકપર ઝાઝાં જણાય છે. મૂળ જૂદા જૂદા દર્દોપર ઉપયોગી છે. ભગંદર જેવા બીકટ દર્દ ઉપર એના મૂળ ઘસી ચાર પાંચ વખત ચોપડી એક વખત પીવા આપ્યાથી તે દર્દ મટેછે. રકતપીત ઉપર ૧ તોલો કપૂર ભેંડીના મૂળ થંડા પાણીમાં રોજ બે વાર પીવાથી લગભગ ૬ થી ૭ માસમાં આ બીકટ દર્દ દફે થઇ શકે છે. ગોવાના ફરંગી તબીબો પિત્ત પાડવા માટે એના મૂળીયાંનો ઉપયોગ કરે છે તેથી એને પિત્તવેલ પણ કહે છે. એના મૂળીયાંની ભૂકી ૧ માસો આપ્યાથી પિત્ત પડે છે.

**કપૂરવેલ**—એના વૃક્ષ પાંચથી ૬ ફીટ ઉંચા વધે છે. એના પાંદડાં લંબોયાં હોઇ તે દેખાવમાં ખરબચડાં દિસે છે પણ હાથમાં લઇ ચોળી જોતાં અતિ સુવાળાં જણાય છે. એ પાંદડાંનો વાસ કપૂર જેવો આવે છે તેથી એનું નામ કપૂરવેલ પડેલું છે. એને કપૂર ચીનાઇના નામે પણ ઓળખવામાં આવે છે. એના વૃક્ષપર સફેદ રંગના ફુલનાં ઝુમખા આવે છે તેનો કપૂર જેવો સુગંધ આવે છે. એના ઝાડપર જે ફુલો આવે છે તેને પણ કપૂર જેવો વાસ આવતો હોવાથી તેના તોરા બનાવવામાં આવે છે.

**કપૂરહળદ**—(જુઓ કપૂર કાચરી)

**કપૂરી મધૂરી**—એને સંસ્કૃતમાં 'સ્પૃક્કા' કહે છે. ચરકમૂનિએ એને 'મોઘવિર્ય' કહી છે. તામીલ ભાષામાં એને 'કારિતુંબા' કહે છે. બંગાલમાં આ વનસ્પતિ ઔષધિ ઉપચારમાં વાપરેછે. એની બે જાતો હોય છે. તેમાં ખુદ કપૂરી મધૂરીના પાંદડાનો વાસ

કપૂર જેવો આવે છે, અને તેનો રસ પેટ દુખવાપર પાવામાં આવે છે.

એના છોડ બેથી અઢી ફીટ ઉંચા વધે છે. એના પાંદડાં સફેદ હોઇ તુળશી જેવાં હોય છે. એનીપર તુળશી જેવા તુરા આવે છે.

**કફ્ફઈલ**—ટયૂનિસનું આ કોટવાળું શેહેર, ટયૂનિસની દક્ષિણ પશ્ચિમે ૭૫ મૈલપર છે. અત્રે આગલા વખતના દેવળોનાં ઘણાક ખંડીયરો છે. લોક વસ્તી ૪૦૦૦ ની છે.

**કર્ફ્યૂ**—અમુક ઠેકાણેથી દીવો દેવતા હોલવી નાખવાનો રાત પડે થતા ઘંટને ઇંગ્રેજીમાં 'કર્ફ્યૂ' કહે છે. આ કર્ફ્યૂ બેલની શરૂઆત વિલ્યમ ધી કૉંકરરના સમયમાં થઇ હતી. તે વખતે ઉન્હાળામાં આ ઘંટ સૂર્ય અસ્ત પામતાં વગાડવામાં આવતો ને થંડીમાં રાત્રે ૮ વાગે વગાડવામાં આવતો. આ ઘંટ વાગતાંજ પ્રજાને બત્તી તથા અગ્નિ બુઝાવી સુઇ જવું પડતું. આ કાયદો રોમન રાજ્ય આગમજ યૂરોપના ઘણા ભાગોમાં ચાલુ હતો પણ ઈંગલાંડમાં વિલ્યમે શરૂ કર્યો. તેનું મુખ્ય કારણ એ હતું કે તે વખતના ઘણાંખરાં ઘેરો લાકડાનાં બંધાતાં હોવાથી તેમના રક્ષણ થકી આ કાયદો બંધાયલો હતો. આ કાયદો તે પછી ઘણા વર્ષો વેર ઈંગલાંડ તથા યૂરોપમાં ચાલુ હતો, અને હાલમાં પણ કેટલાક ગામોમાં રાત્રે ૮ થી ૯ વાગે ઘંટ વગાડવાનો ચાલ ચાલુ છે, પણ બત્તી બુજવી સુઇ જવાનો કાયદો સદીઓ થયાં બંદ પડયો છે.

**કબજીઆત**—કોઠાની કબજીયાતથી દર્દી તેમ તંદરોસ્ત મનુષ્ય પણ પીડાય છે, અને તેનું કારણ બગડી ગએલી પાચનશક્તિ હોય છે. પાચનક્રિયામાં ખલલ કરે એવાં કારણોને લીધે કોઠો કબજ થાય છે. નબળા મનુષ્યની પાચન ક્રિયા વધારે મંદ રહેતી હોવાથી તેનો ખાધેલો ખોરાક અરધો અરધ જરપત થયા વિના આતરડાંમાં પડી રહી કોહવા માંડે છે. તેમાં ઉત્પન્ન થતા વાયુને લીધે હોજરી તથા આતરડાં ફુલી આવે છે અને તેથી પડોસના અવયવોનાં જ્ઞાન તંતૂઓ ઉપર દબાણ થવાને લીધે સખત વેદના ખમવી પડેછે. તેવી વેળા જો એક બે ગલાસ ગરમ પાણી પીધું હોય તો વાયુ છુટો પડી સંકોચાયલા સ્નાયૂ ઢીલા પડે છે.

કબજીયાતનું મુખ્ય કારણ વગર કારણે અવાર નવાર કોઠો સાફ કરવા માટે જોલાબ લેવાનું છે. કારણકે ઘડી ઘડી જોલાબ લીધાથી આતરડાંને તેના જોર કરતાં વધારે કામ કરવું પડે છે અને જોલાબ લીધા પછી વધારે લાંબો વખત સુધી તે સુસ્ત થાય છે ને ઝાડો આવતો નથી; તેમજ હાજતને ખાંચવાથી યા આલસાઇમાં દિવસો ગુજારવાથી, ખુલ્લી હવામાં ફરહર નહિ કરીયાથી, બંધીયાર ઓરડામાં હમેશાં પડી રહેવાથી, તેમજ સ્વાદિષ્ટ પકવાનો ઝાઝાં ખાવાનું છે. નીમક તથા મરી મસાલાને લીધે હોજરી તથા આંતરડાં માહેલાં નાજુક પરદાઓ લીસા કરવાના કુદરતી પ્રવાહીઓ બળી જાય છે, અને તેથી આ પરદાઓ સુકા અને કઠણ બને છે. આથી થોડા સમય પછી આતરડાં વળ ખાઇ પોતાનું કુદરતી કામ બંધ કરેછે.

'કબજીયાતનો હુમલો જો લાંબા વખતનો થએલો હોય તો તેવા દર્દીને આરામ કરવા માટે તેના આતરડાં અને પેટના પરદાઓ મજબુત કરવાની અતિ જરૂર છે, તે માટે ખુદ પરદાઓ તેમજ આસપાસના સ્નાયુઓમાં માસના રેસા ઉગાડવાની અતિશય જરૂર રહે છે એમ એક વિદવાન ડૉકતરનું મત છે.

આતરડાં તેમજ બીજા અવયવોની સંકોચાવાની શક્તિ વધારવી જોઇએ છે, અને તે માટે તેમને કસરત આપીને અથવા હાથવતી ખુબ મસળવા જોઇએ. એ માટે સહવારે નાસ્તો લઇ ખુલ્લી હવામાં ફરવાથી ફાયદો થાયછે. પુરતી ઑક્સીજન નહિ લીધાથી હોજરીમાં જેમ તંદરોસ્તી ઉપર નઠારી અસર થાયછે તેમ રાત્રે પેટપુરતું ભોજન જમી તુરત બિછાને જવાથી પણ નૂકસાન છે. એવા

શખસે હલકો ખોરાક લઇ થોડા કલાક આરામ લઇ પછી સુવા જવું બેહેતર.

કબજીયાતપર અવારનવાર પાકાં સફરચન ખાવાથી કોઠો સાફ રહે છે. કેટલાકો આવી વેળા જુલાબ લીયેછે અને તેથી તેઓ જબરીથી આંતરડાં ખાલી કરી એક બે દિવસ પછી પાછું તેને તેજ સ્થિતિમાં લાવી મેલે છે. ઉપરા સાપરી જુલાબ લેવાથી નબળાઇ વધી તંદરોસ્તી બગડેછે.

**કબંધ**—દંડકારણ્યમાંનો એક અસુર, વિશ્વાવસુ ગંધર્વે સ્થૂલશિરા ઋષિનું અપમાન કર્યાથી એની આ દશા થઈ હતી. એનું માથું ઈંદ્રના વજ્ર પ્રહારથી છેદાઇ ગયેલું હોવાથી એ માથા વિનાનો બન્યો હતો; તે છતાં જીવતો રહ્યો. આથી ઈંદ્રિ એનીપર પ્રસન્ન થઈ એ કોઇ રીતે નિર્વાહ કરી શકે તે માટે એના બેઉ હાથ એક યોજન લાંબા બનાવ્યા જેથી તેના હાથમાં જેબી કાંઇ ચીજ આવતી તે એ પેટમાં ઉતારતો હતો. એક સમયે દંડકારણ્યમાંથી રામ લક્ષ્મણ સીતાની શોધ કરતા જતા હતા તેટલાં તેઓજ એના હાથમાં સપડાયા પણ રામચંદ્રજીએ એની સાથે યુદ્ધ કરી એના બેઉ હાથ કાપી નાખી મારી નાંખ્યો. એનું મરણ નિપજતાં એનામાંથી એક દિવ્ય પુરૂષ નિકળી રામની સ્તૂતિ કરી અદર્શ થયો.

**કંબરલેંડ**—ઇંગ્લંડનું એક પ્રગણું. એની લંબાઈ ૭૫ ને પોહળાઈ ૪૫ મૈલની છે. ક્ષેત્રફળ ૧૫૬૪ ચૌરસ મૈલ છે. દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વ ભાગ પહાડી પર્વતોથી ભરપૂર છે. માત્ર ઉત્તર ભાગ સપાટ અને ફળદ્રુપ છે. પર્વતો ૪૦૦૦ ફીટથી વધારે ઉંચા નથી. ૬૦ થી ૧૫૬ ફીટની ઉંચાઇથી પડનારા ધોધ ૬ છે. મુખ્ય નદી ઇડન, ઇસ્ક અને ડરવૉન્ટ છે. એની ભૂમિમાં ત્રાંબુ, શીસું, લોઢું, જસત, ચુનખડી, કોલસો, માર્બલ વગેરે મળે છે. કંબરલેડમાં ૫૦ થી ૨૪૪ ઇંચ વર્સાદ પડે છે. ૧૮૮૫ થી આ પ્રગણા તરફથી પાર્લામેંટમાં સભાસદ મોકલવાનો હક્ક મળેલો છે. ઇ. સ. ૧૮૦૦ માં લોક વસ્તી ૧,૧૭,૨૩૦ની, ૧૮૪૧ માં ૧,૭૮,૦૩૮ ની ને ૧૮૯૧ માં ૨,૬૬,૫૪૯ ની હતી. ઇ. સ. ૧૧૫૭ થી આ પ્રાંત ઈંગ્રેજોની સત્તાતળે છે.

**કબલયારખાન**—આ પરાક્રમી રાજ્યકર્તાએ 'કીન' વંશના પાદશાહનો નાશ કરી ઇ. સ. ૧૨૬૦ માં ચીનનો શેહેનશાહ થયો હતો. એનું મરણ પેકીન ખાતે ઇ. સ. ૧૨૯૬ માં નિપજ્યું.

કબલયારખાન જાણીતા ચંગીજખાનનો પૌત્ર હતો. એના ભાઇનું મરણ ૧૨૫૯ માં નિપજતાં કોરીયા અને ચીનને સ્વતંત્રપણે તાબે કરવા એ ઇ. સ. ૧૨૬૦ માં ચીનમાં દાખલ થયો અને કીન ખાનદાનના તારતરોને હાંકી મેળી ઉત્તર ચીનનું રાજ્ય જીતી લીધું. ઇ. સ. ૧૨૭૯ માં એણે 'સૌંગ' ખાનદાનનો નાશ કીધો અને દક્ષિણ ચીનમાં સત્તા સ્થાપી, આથી એનું રાજ્ય ફ્રોઝન એોશનથી મલાક્કા ની સામુદ્રધૂનિ સુધી અને કોરિયાથી એશિઆ માઇનર વેર ફેલાયું હતું. આવા મોટા દેશપર કોઇ પણ રાજાએ આગળ ફતેહ મેળવી નહોતી, તેવા મોટા ભાગને કબલાયારખાને પોતાને તાબે આણ્યું. એ આગમજ ચીનાઓ ઉપર મોગલો જુલ્મી રાજ્યનીતિ ચલાવતા હતા પણ કબલયારખાને ચીનાઓની રીતભાત સ્વિકારી પોતાની દયાળુ રાજનિતીથી પ્રજાનો પ્યાર જીતી લીધો હતો.

**કંબાચીન**—આ નદી નેપાલમાં હિમાલય પર્વતના દક્ષિણ પશ્ચિમ ભાગમાંના ચીંગચંગના પર્વતમાંથી વહેતી ઉત્તર પશ્ચિમે તેજ પર્વતની બાજુએ ૩૦ મૈલપર વહે છે.

**કબાબચીની**—( જુઓ કંકોલ. )

**કબિંદા**—પશ્ચિમ આફ્રિકાના કિનારાપરનું આ એક પોર્તુગીજ થાણું, કાંગો નદીના મુખ પાસે છે. એની પૂર્વ ભણી કાંગોનું રાજ્ય આવેલું છે. એનું મુખ્ય શેહેર આગળ ગુલામી વેપાર માટે મશહૂર હતું. લોક વસ્તી ૮૦૦૦ ની છે.

**કબીર**—આ મહાન ભક્ત, હિંદમાં સદીઓ થયાં મોટી પ્રસિદ્ધતા પામ્યો છે. જેમ તે

હિંદુઓમાં પૂજ્ય ગણાયોછે તેમ મોહમેદનોમાં પણ માન પામ્યોછે. એના જન્મ વતન, કાળ અને માત પિતા વિશે અનેક રસીક કથાઓ પ્રસિદ્ધ છે.

એનો જન્મ બનારસ શેહેરમાં થયો હતો. એની મા 'ગંગા' બાલવિધવા હતી. હિંદમાં મોગલાઇ રાજ્ય અમલ વેળા થઈ ગએલા વૈષ્ણવ ધર્મના એક જાણીતા મહાન પુરૂષ રામાનન્દનો એ ચુસ્ત ભકત હતો. એની મા રામાનન્દને જોવા ઘણી આતુર હતી અને તે માટે પોતાના બાપને વારંવાર આગ્રહ કરતી, આથી એક દિવસે રામાનંદના મઠમાં તેણીને લઇ જવામાં આવી, ત્યારે તેણી વિધવા છે એમ નહિ જાણતાં તેણીને એક પૂત્ર થવાનો આશિર્વાદ આપ્યો. આ આશિર્વાદના યોગે તેણી સંસારી હાલતમાં આવતાં લોકોમાં ચર્ચાથતી અટકાવવા માટે એક એકાંત જગામાં જઇ ત્યાં એક બાળકનો જન્મ આપ્યો અને તેને ત્યાંજ છોડી ચાલી ગઈ.

ઉપલી હકીકત શિવાય કબીરના જન્મ માટે નીચલી બીજી કથાઓ પણ પ્રસિદ્ધ છે.

'મેમન જાતનો કોઇ 'નિમા' નામનો વણકર વેપારી હતો. તે પવિત્ર શુદ્ધ આચાર પાળક, સત્યધર્મ શોધક અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારો હતો. નિમાની સ્ત્રીનું નામ 'નૂરી' હતું. આ બેઉ વર વહૂને ત્યાં પુત્ર પ્રાપ્તિ થઈ નહોતી, તેટલાં તેમને ગંગા નદીને કાંઠે એક પુત્ર મળી આવ્યો તે કબીર હતો.

બીજી કથા એવી છે કે 'નિમો' એક સહવારે નદીમાં સ્નાન કરતો હતો તેટલાં તેને એક તુમડું મલ્યું તે કિનારે જઇ ફોડી જોતાં તેમાંથી એક બાળક નિકળ્યો તે પાછળથી કબીર થયો.

ત્રીજી કથા એવી છે કે 'નિમો' એક દહાડે નદી કાંઠે સૂતર ધોતો હતો તેટલાં ત્યાં તેણે એક બાળકનો રડવાનો સાદ સાંભળ્યો. તેણે તે બાળક કયાં રડે છે તેની શોધ કરતાં એક છિપમાંથી અવાજ આવતો સાંભળી તે ઉપાડી જોતાં તેમાંથી કબીર નિકળ્યો.

ચોથી કથા એવી છે કે એક કાશીના શ્રીમંત વેપારીએ પ્રજા કલ્યાણ અર્થે જંગલમાં કુવો ખણાવ્યો. કુવો ખોદતાં એક પેટી જડી તે પેટી કામદારે વેપારીને આપી. આ પેટી ઉઘાડી જોતાં દ્રવ્યના ઢગ વચ્ચે એક બાળક સુતેલું મળ્યું. આ દ્રવ્ય તથા બાળક વેપારીએ પ્રમાણીક કામદારને સોંપ્યું તે કબીર હતો.

નિમાને આ બાળક મલ્યા પછી એનું નામ ૧૨ મે દિવસે કબીર રાખ્યું હતું. એક દિવસે એ ઇશવર ભકિત કરતો ગંગા નદીને કાંઠે મુનીકરણીકાના ઓવારાપરની પગથીપર સુઇ ગયો, તેટલાં ત્યાં રામાનંદ ભજનગાતો આવી લાગો, તેટલાં અકસમાતીક તેમનો પગ કબીરની પીઠ પર મુકાયો. આ અકસમાતીક પગ કોઇ પ્રાણી પર મેલાતાં રામાનંદના મુખમાંથી રામરામ બોલાયું. આવી વાણી રામાનંદ કાંઇ અકસમાત થાય ત્યારે અથવા તો કોઇને ચેલો બનાવતો ત્યારે કાઢતો. તો પછી રામાનન્દે તેને પોતાનો ચેલો બનાવ્યો. આથી તેના વણકર માતપિતા તેને દમ આપી પોતાને મકાને પાછો લઇ ગયા પણ કબીરનું ધ્યાન કામકાજપર ચોંટયું નહિ.

એક સમે એક કાપડનો તાકો બજારમાં જઇ વેચવા માટે કબીરને આપ્યો તે એણે સાધુને ધર્માદા આપી, માત પિતાની બીહીકથી જંગલમાં નહાશી ગયો અને ત્યાં રામભકિતમાં દિવસો ગુજારી જ્ઞાન મેળવ્યું.

કબીરને આ મુજબ ઇશ્વર ભકિતમાંજ પડી રહી સંસારી યા કામકાજની બાબત પર ધ્યાન નહિ આપતાં જોઇ તેના માતપિતાએ તેની ભકિત છોડવવાની કોશેસ કરી. તેઓએ 'રૂપા' નામે એક બાળકી સાથે તેના લગ્ન કરી આપ્યાં. લગ્ન પછી થોડાજ કાળમાં તેના માત પિતા મરણ પામ્યા. તે

પછી રામાનંદની ભકિતમાં મશગુલ રહી આશિર્વાદ મેળવ્યા.

કબીરથી રૂપાને કમાલ નામનો એક પુત્ર થયો હતો. તે પછી કબીરે સંસાર ત્યાગ કરી સાધુ વેશ લીધો. આથી બીજા સાધુઓ તેને ત્યાં આવી રહેવા લાગા. કબીરની વિધ્યા અને જ્ઞાન બોધ સાંભળી સંખ્યાબંધ સાધુઓ તેને ત્યાં આવી ઉતારો લેતા, તેને કબીર યોગ્ય આશ્રય આપી ભોજન કરાવતો. એક પ્રસંગે તેની જમાતના સાધુઓનો મોટા સંઘ આવી ઉતર્યો, પણ ગાંઠે પૈસા મળે નહિ તેથી એક વેપારીને ત્યાંથી ઉધાર સીધો સામાન માંગ્યો. વેપારીએ દામ યા જામીનગીરી વિના સિધો આપવાની ના પાડી, તેથી કબીરે જામીનગીરી તરીકે પોતાની સ્ત્રી રૂપાને લઇ જઇ વેપારીને સ્વાધીન કરી અનાજ લાવી સાધુઓને જમાડયા. આ વાત જ્યારે સર્વે સાધુઓને જણાઇ ત્યારે તેઓએ નાણાની મદદ કરી કબીરની સ્ત્રીને છોડવી લાવવાની કોશેસ કરી, પણ કબીરે તેમની આ માંગણી નહિ સ્વિકારી પોતે વણકરનો ધંધો જાણતો હતો તેથી કપડાં વણી તે વેચી વેપારીના પૈસા ભરી પોતાની સ્ત્રીને છોડવી.

કબીર એક ઇશ્વર ભકત હતો. તે ધર્મ જાતી ભેદ રાખતો નહિ. તેથી હિંદુ તેમજ મોહમેદનો તેને પોત પોતાના ધર્મ તરફ માન ધરાવતો જોઇ પોતાના ગુરૂ તરીકે માનતા.

એક પ્રસંગે એવી વાત ફેલાઇ કે કબીર મોહમેદન ધર્મનો ત્યાગ કરી આર્ય ધર્મ પાળક થયો છે. આથી તે વેળાના રાજ્ય કર્તા સીકંદરશાહે મૌલવીઓના કહેવા ઉપરથી કબીરની કમાલીયત જોવાનો ઠેડાવ કરી સંખ્યાબંદ કોરાં કાગળનાં પુસ્તકો ઉંટાપર લાધી કહી મોકલ્યું કે, જો તે એકજ વાર સહીમાં કલમ બોળી બધાં ગ્રંથો લખી આપે તો તેને બીજા ધર્મમાં જતો અટકાવવામાં આવશે નહિ. કબીરે પોતાના યોગ બળે તે સર્વે ગ્રંથો લખી આપ્યાં. કબીરની આવી મહાન શકિત જોઇ સીકંદરશાહ તેનો ચેલો બન્યો અને ગુરૂના બોધથી અન્નફૂળશાકહારી થયો હતો.

જ્યારે કબીર ૪૩ વર્ષની વયે પુગો ત્યારે તેની નામના તમામ હિંદમાં પસરી ચુકી હતી. આ વેળા શીખ લોકોના મહાન ગુરૂ નાનકશાહે એવી વાત સાંભળી કે કબીર યજૂરવેદ અને ઋગવેદમાં સ્થાપિત કરેલાં કામો કરેછે માટે તેની પરિક્ષા કરવા પોતાની સાથે સંખ્યાબંધ નરપશુ લઇ પોતે 'નાગ' પર સ્વારી કરી કાશી ગયો. નાનકશાહનાં ગર્વની ખબર કબીરને પડતાં તે યોગ બળે પોતાના ધર સાથ ઉડી નાનકની સામે જઇ તેને આવકાર આપી બોલ્યો, "તમે ગર્વને લીધે નાગ ઉપરથી ઉતરવા માંગતા નથી તો મોહરૂપી હસ્તી ઉપરથી ઉતરી આત્મ દર્શન કેમ કરી શકશો?" કબીરના આવાં બીજા ઉપદેશોથી નાનકશાહ કબીરનો ચેલો થયો.

કબીર પોતાના ૭૯ માં વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યો. એના મરણ પછી એના શબને હિંદુઓએ બાળવા ને મોહમેદનોએ દાટવા માટે અપસમાં ઝગડો કરવા માંડયો, તેટલાં કબીરનું શબ ત્યાંથી અદર્શ થયું પણ તેના બદનપરના કપડાં માત્ર રહી ગયાં તે બેઉ કોમે અરધાં વેંહેંચી લઇ પોતાના ધર્મ મુજબ ઠેકાણે પાડયાં. મુસલમાનોએ તેના કપડાપર બાંધેલી કબર રતનપૂરમાં જોવામાં આવે છે.

એના ચેલા ગોપાલદાસ, શાંતીદાસ, કમાલ, સીકંદરશાહ, કાશીપૂરનો વિરસિંહ માહારાજ, હરીપ્રસાદ, નાનકશાહ એ હતા.

તવારીખે ફરેસ્તામાં લખ્યું છે કે "સને ૧૪૮૮ ના વર્ષમાં સિકંદર લોદીની હજૂરમાં કબીરમતની તકરારો ચાલતી હતી. વળી કર્નલ માલકમ લખે છે કે બાબર પાદશાહને કબીરના શીષ્ય ગુરૂ નાનકજી કબીર મત વિષે શીખવતા હતા. વળી નાભાજી અને પ્રિયદાસ

ભકતની (ભક્તમાળા) ઉપરથી જણાય છે કે સીકંદર લોદીના સમયમાં કબીરમત વિષે ચર્ચા ચાલી હતી.

કબીર પંથીઓ કહે છે કે એનો જન્મ સંવત ૧૨૦૫ એટલે શકે ૧૦૭૦ માં થયો હતો ને મરણ સંવત ૧૫૦૫ એટલે શકે ૧૩૭૦ માં નિપજ્યું હતું.

સંવત્ બારહસેં પાંચમો જ્ઞાની કીયો બિચાર
કાશી માહી પ્રગટ ભયો શબ્દ કહોટક સાર.
સંવત પંદરહસે પાંચમો મગર કિયો ગવન
અગહન સુદી એકાદશી મિલે પવનસે પવન.

આ ઉપરથી એ ૩૦૦ વર્ષ જીવ્યો એમ થાયછે; પરંતુ એટલા દિવસ એ જીવ્યો એવું કેટલાક માનતા નથી. તથાપિ એ દીર્ઘાયુષિ હતો એવું કેટલેક ઠેકાણે લખેલું છે. તેમજ એ જ્ઞાનદેવના સમયમાં હતો એમ ભક્તિ લીલામૃતમાં લખેલું છે.

એના **પુસ્તકો**માં મુખ્ય ગોરખનાથકી કથા, રામાનંદકી કથા, શબ્દાવલી, વસંત, મંગલ, હોલી, રેખતા, ઝુલ, બારમાસ, છંચર, ચોતીસ, અલેફનામા વગેરે અનેક છે. એની રચેલી કવીતાને અંતે 'કહે કબીર,' 'કહત કબીર' અથવા 'દાસ કબીર' એવો વાકય આવેછે ને તે સર્વ પદ, દોહરા હિંદુસ્થાની ભાષામાં રચાયલાં છે.

**કબીર સંપ્રદાય**ના લોકો એકમેકને નમન કરતાં બંદગી, બંદગી સાહેબ અથવા સત સાહેબ કહે છે. આ પંથવાલાઓ પોતાના મઠોમાં જગેજગ 'સીલીંગ' ઉપર હાંડીઓને બદલે શાહામુર્ગનાં ઇંડાં ટાંગે છે. તેમજ મેદાન માં કિર્તન કરતી વેળા ચોતરફ સફેદ કપડાનો પર્દો ભરી લઇ તેની વચમાં બેસી ગાય છે.

રામાનન્દના સંપ્રદાયમાંથી પ્રથમ રામાનંદ સંપ્રદાય નિકળી તેમાંથી કબીર પંથ નિકળવાથી આ બેઉ પંથવાલાઓની કપાળપર તિલક કરવાની રીત એક સરખી છે. તેમાં ભેદ એટલોજ છે કે રામાનંદ પંથી વચલી લીટી પિળી લગાડે છે ત્યારે કબીર પંથી લાલ લગાડે છે. હાલમાં કબીર પંથમાં ૧૨ ઉપદેશ અથવા ૧૨ પંથો છે.

ઉપર કબીરના મરણ વિશે જે કથા આપી છે તેથી ઉલટી બીજી એક કથા પ્રસિદ્ધ છે. હિંદુ મુસલમાનો સાથે એના શબની વેંહેચણી વિશે ઝગડો ઉઠતાં એના દેહનો અર્ધો ભાગ તુળસી ને અર્ધો ભાગ સબજામાં બદલાઇ ગયો. તે ઉપરથી મુસલમાનોએ સબજો એકઠો કરી તે ગોરખપૂર પાસે 'મગર' નામના ગામમાં લઇ જઇ દાટયો ને તેનીપર દરગાહ બાંધી, અને તુળશી કાશીના રાજા વીરસિંહે કાશીમાં મંગાવી તેને દહન કરી તે જગાપર એક વૃંદાવન બંધાવ્યું હતું.

**કબીરવડ**—આ જાણીતું વિશાળ ઝાડ ગુજરાતના ભરૂચ શેહેર પાસે નર્મદા નદીના મુખ પાસેના એક ટાપુ ઉપર છે.

આ કબીર વડની પેહેલી નોંધ જે લેવાઇ તે અલેકઝાંન્ડર ધી ગ્રેટ (સીકંદર)ના સરદારનાં ગ્રંથમાં જોવામાં આવેછે. તેજ સમયે આ ઝાડ પોતાના અતિ ઓહોળા વિસ્તારને લીધે જાણીતું થએલું હતું, ત્યારે આ વૃક્ષ તેથી પણ ઘણા પુરાણા કાળનો હોય એમ જણાય છે. આ ઝાડ જ્યારે ૨૨૫૦ વર્ષની વાત ઉપર હાલના જેવુંજ મોટું હતું ત્યારે તેની તે વેળા ઉમર શું હશે? આ ઝાડ માત્ર એકજ નથી પણ તેના એક થડથી બનેલી ડાંખળીઓથી બીજાં હજારો ઝાડ ઉગી નિકળેલાં છે, અને તે દરેક ઝાડ એક મેકસાથે એવાં તો મિશ્ર થઇ ગયલાંછે કે પેહેલું થડ કયું તે જણાતું નથી. આ ઝાડ યાને તેની શાખાઓથી બનેલા જંગલનો ઘેરાવો ૨૦૦૦ ફીટ યાને ૬૬૬ વારનો છે, ને તેની તળે ૭૫૦૦ માણસો ખુશીથી આરામ કરી શકે એવો તે મોટો છે. આ રાક્ષસી ઝાડ ૩૫૦ થી વધુ મોટાં થડો ધરાવે છે કે જે દરેક ઝાડ એક સરખાં જાડા ને મોટાં છે. નાહના થડો લગભગ ૩૧૦૦ ઉપર જોવામાં આવે છે. આ ઝાડોમાં અસંખ્ય પ્રાણીઓ પોતાનો વાસ કરે છે અને તેની છાયા તળે

બીજા તરહેવાર વૃક્ષો ઉગેલાં છે. આ ઝાડ તળે એક મૂર્તિછે જેની જાત્રા દર વર્ષે ભરાય છે.

કબીર પંથીઓના કહેવા મુજબ કબીરે પોતાનું દાતણ આ ઠેકાણે રોપ્યું હતું તે ઉપરથી આ વડનું નામ કબીરવડ પડયુંછે.

**કબુજીસ**—(જુઓ કમબાઇસીસ.)

**કબૂતર**—આ સુંદર સ્વાનું પક્ષી બીજાં પક્ષીઓ કરતાં વધારે સાહુચેત અને અક્કલવાલું જણાયુંછે. એની ચાંચ સાધારણ લાંબી, મજબુત ને અણીપર થોડી વળેલી હોયછે, એનું ઉપલું જડબું નરમ પણ જાડી ચામડીથી આચ્છાદેલું હોયછે કે જેમાં નસકોરાંના છિદ્ર હોયછે. એ પગ પર ચાર આંગળા છુટાં હોય છે. પાંખો લાંબી ને કાબરચિત્રી યા સફેદ તથા જાંબુડા રંગની હોઇ પુછડી લાંબી ને છેડાપર ચોખંડી હોય છે.

આ પક્ષી દુન્યાના દરેક ભાગમાં મળી આવે છે. એની ૧૫૦ જાતો છે. એમાંના કેટલાક પોતાનાં માળા ઘર, ઝાડ અથવા ખડકોમાં બાંધે છે. આ પક્ષી હંમેશાં ઈંડા બે સાથે મેળેછે, અને તેમાં નર માદાનું જોડું ચોક્કસ પેદા પડેલું જણાયું છે. પેહેલા ઈંડામાંથી નર ને બીજામાંથી માદા જરૂર પેદા થાયછે પણ એમાંથી નર ને બેમાંથી માદા એમ કદી પેદા થતાં નથી. કબુતરી વર્ષમાં અનેક વેળા જે ઈંડા મેળેછે તે ઉપર મુજબજ મેળે છે. આ ઈંડાનું સેવન નર માદા સરખી રીતે કરે છે ને બચ્ચાં બહાર નિકળતાં તેમને ખોરાક પાણી બેઉ જણા લાવી આપી સંભાળથી ઉછેરે છે.

કબૂતર દુન્યાની ઘણીક પ્રજામાં પવિત્ર પક્ષી ગણાયું છે. મોઝીઝ પેગંબર એને પવિત્ર ને પૂજ્ય પક્ષી તરીકે જણાવી ગયો છે. 'સેમેરિટન' લોકો અને સિરીયન પ્રજા આ પક્ષીને દૂર ઉભા રહી પુંજે છે; કેમકે મનુષ્ય પાપી હોવાથી આ પવિત્ર પક્ષીને અડવું એ ધર્મથી ઉલટું ગણે છે. બાઇબલમાં પણ કબૂતરને પવિત્ર અને પૂજ્ય જણાવેલું છે. સોલોમન રાજા જ્યારે ગાદીનશીન થયો ત્યારે કબૂતરની પૂંજા કરીને હાથનાં કબૂતર સાથનો રાજદંડ લઇ બેઠો હતો. સીર્યામાં કબૂતરને પૂંજે છે આથી તેને કોઇ મારતું નથી, પણ જ્યારે તે મરણ પામે છે ત્યારે તેની પાયદસ્ત કાઢે છે. મોઝાઇકના કહેવા મુજબ જ્યારે જળપ્રલય થયો ત્યારે નોહા પેગંબરના મંડપમાંથી એક કબૂતરે ઉડીને રેલ ઓસરી જવાની ખબર લઇ આવ્યું હતું.

હિંદુસ્થાનમાં કેટલાક રાજકર્તાઓ તથા શ્રીમંતો તરફથી એની હજારોની સંખ્યા પાળવામાં આવે છે. એની મોટી વસ્તી ઇરાન તથા એશિઆમાઇનરમાં છે, તેમાં છેલ્લા દેશમાં એની અતિ ખુબસૂરત જાતો વસે છે. યૂરોપમાં કેટલેક ઠેકાણે આ પ્રાણી પવિત્ર ગણાય છે તેમાં ઇટલી, જર્મની, ફ્રાન્સ, બેલજ્યમ અને યુનાઇટેડસ્ટેટ મુખ્ય છે. બેલજ્યમમાં કબૂતર પાળવાની બે હજાર ઉપર કલબો છે તેમાં લગભગ ૫૦,૦૦,૦૦૦ કબૂતરો પળાય છે. આ કબૂતરોને દૂર લઇ જઇ છોડી મેલવામાં આવેછે, અને ઝડપથી પાછા ફરનારને લાલચ દેખાડવામાં આવે છે તેથી તેઓમાં જલ્દીથી આવવાની બહુ હરીફાઇ ચાલે છે.

યૂરોપમાં કેળવેલા કબુતરની કિંમત ૬૦ પૌંડ વેરની ઉપજે છે. આવાં કબૂતરો દિવસમાં ૫૦૦ મૈલની મુસાફરી કરી શકેછે. જો એવા કબૂતરને પીઠનો પવન મળ્યો હોય તો તે ૧૨ કલાકમાં ૭૦૦ મૈલની મંજલ કાપી શકે છે.

આ પક્ષી ૧૦ વર્ષથી વધુ જીવી શકતું નથી.

**કમ્પાસ**—અન્તર તપાસવાનું, જમીન માપવાનું ઇજનેરનું એક ઓજાર. ચિતારાઓને પણ આ ઓજાર અતિ અગત્યનું હોય છે. એને દિશાઓનું યંત્ર, હોકાયંત્ર પણ કહે છે. (જુઓ હોકાયંત્ર.)

**કમ્બાઈસીસ**—હખામનીયાન ટોળાનો આ મહાન પાદશાહ મહાત્મા કાઇરસનો વડો બેટો હતો. કાઇરસ પછી ઇ. સ. પૂર્વે ૫૨૯ માં એ ગાદીનશીન થયો; તે વેળા કાઇરસે મીસરના પ્રપંચી રાજા એમેસીસને શિક્ષા

કરવા તેના રાજ્યપર ઇ. સ. પૂર્વે ૫૨૫ માં ચઢાઇ કરી પણ તે વેળા તેનું મરણ નિપજતાં તેનો પુત્ર સામેનિટસ રાજ્યાસનપર હતો. આ ચઢાઇનાં કારણો જૂદા જૂદા તવારીખનવેશો જૂદા જૂદા જણાવે છે. કાઇરસે મીસર ફતેહ કરી ખંડણી લેવા માંડી હતી. કમ્બાઇસીસને ત્યાંના રાજાએ ખંડણી નહિ આપતાં બલવો કીધો તેથી ચઢાઇ કરવી પડી. હીરાડોટસ બીજી વાત એવી જણાવે છે કે મીસરના એમેસીસ રાજાએ ફાનિસ નામના તબીબને ઇરાન મોકલ્યો પણ તેને એવી રીતે વતનથી દૂર કરવાથી તેને રાજાપર ચીડ ચઢી, આથી વેર લેવા થકી રાજાના બેટીની માંગણી કરવા કમ્બાઇસીસને ઉશ્કેર્યો અને તે મુજબ તેને માંગણી કરતાં એમેસીસ કે જે ઇરાનીઓ તરફ ધિક્કાર ધરાવતો હતો તેણે પોતાના મરહૂમ શત્રુ એપ્રાસની શાહાજાદીને ઠગાઇથી પોતાની બેટી તરીકે કમ્બાઇસીસપર રવાના કરી અને તેણીએ સર્વ ભરમ ખુલ્લો કરવાથી લઢાઇ ઉઠી હતી, આ વેળા કમ્બાઇસીસે આરબ ટોળાની મદદ મેળવી લશકરને માર્ગમાં દુઃખ નહિ વેઠવું પડે તેનો બંદોબસ્ત કરી સેમેનીટસપર ચઢાઇ કરી, મેમ્ફીસ તાબે કીધું, અને રાજાને કેદ કીધો. તે પછી પાદશાહની સામે તેની બેટી તથા બેટાને કંગાલ હાલતમાં પસાર કરી પાદશાહને અપમાન લાગે તેવી કેટલીક ચાલ ચલાવી પણ 'સેમેન્ટીસે' તે સર્વે સહન કર્યું. તેની આવી સહન શિળતા જોઇ કમ્બાઇસીસે તેને તેનું રાજ્ય પાછું બખશ્યું; પણ તે પછી મીસરની પ્રજાએ કરેલા બળવામાં તે શામેલ થતાં કમ્બાઇસીસે તેને કેદ કરી મારી નખાવ્યો હતો. તે પછી મીસરની પાસેની સરહદના લીબ્યન વગેરે પ્રજાએ ચોથાઇ આપી કમ્બાઇસીસની સત્તા સર્વોપરી ગણી હતી. કમ્બાઇસીસે આફ્રિકાના મધ્ય પ્રદેશમાં તે પછી ચઢાઈ કરવાનો વિચાર કરી, ઇથિઓપીયન, કાર્થેજીયન અને એમોન્યાન પ્રજાના દેશપર ચઢાઇ કરી, પણ તેમાં ભારે ખુવારી સાથે પાછો ફર્યો. તેટલાં તેને ખબર પડી કે પોતાના ભાઇ સ્મર્દિસને કમ્બાઇસીસે ગુપ્ત રીતે મારી નાખ્યો હતો તેનું નામ ધારણ કરી કોઇ ગૌત્તમ નામનો સ્મર્દિસના ચેહેરાને મળતો ધણી ઇરાનની ગાદીપર ચઢી બેઠો. આ વાત જાણતાં તે તરફ કમ્બાઇસીસ કુચ કરતાં ઇ. સ. પૂર્વે ૫૨૨ માં માર્ગ દરમ્યાન મરણ પામ્યો. કમ્બાઈસીસના મરણનું કારણ જૂદાં જૂદાં બતાવવામાં આવ્યાંછે. કોઇ તેનીપર અચાનક પડેલી આફતનું, કોઇ ઘોડેસ્વાર ચઢતાં અચાનક વાગેલી તલવારનું ને કોઇ છુરીવડે રમત રમતાં જાંગમાં અકસમાતિક જખમ થઇ મરણ નિપજવાનું જણાવે છે.

**કમ્બાકોનમ**—દક્ષિણ હિંદુસ્થાનનું આ શેહેર મદ્રાસથી રેલમાર્ગે દક્ષિણ પશ્ચિમમાં ૧૯૬ મૈલપર છે. શેહેરમાં હિંદુઓના મોટા દેવાલયો તથા સરકારી કચેરીઓ તથા કૉલેજ છે, ૧૮૭૧ માં લોકવસ્તી ૪૪,૪૪૪ની, ૧૮૮૧ માં ૫૦,૦૯૮ ની ને ૧૮૯૧ માં ૫૪,૩૦૭ની હતી.

**કમરખ**—હિંદુસ્થાનમાં આ ફળના ઝાડ કર્નાટક, ગોવા, માલવણ, મુંબઇ, ગુજરાત વગેરે ઠેકાણે લાલ જમીનમાં ઉત્પન્ન થાયછે, એના વૃક્ષ ૨૦ થી ૨૫ ફીટ ઉંચા હોયછે, એના ફળ ફીક્કાં જાંબુડા રંગના હોઈ લાંબા ને ત્રણ ચાર ધારી હોયછે. તેની બે જાતો છે એક તદન મીઠાં ફળ ને બીજાં ખાટાં હોયછે, ગુજરાત તથા કોકણપ્રાંતમાં એના વનો આવેલાં છે.

**કમરગંજ**—ભાગલપૂરના બ્રિટીશ જીલ્લામાં ભાગલપૂરથી મોંગીરના માર્ગમાં, ભાગલપૂરની પશ્ચિમે ૨૦ અને મોંગીરની દક્ષિણ પૂર્વે ૧૫ મૈલપરછે.

**કમરખ્યા**—(જુઓ અલાબુ સારંગી)

**કમરૂદ્દીન ઘર**—વાયવ્યપ્રાંતમાં મીરત જીલ્લામાં આ ગામ કાદીર અથવા ગંગાના સરદ પ્રદેશમાં એક નેહેરના ડાબા કાંઠાપરછે. ઉન્હાળામાં આ નેહેર તદન સુકાઇ જાયછે, ઇ. સ. ૧૮૦૫ માં અમીરખાન લુટારો રોહિલખંડમાં ત્રાસ આપતો હતો ત્યારે ત્યાં

જનરલ સ્મિથનું લશકર આવી પોહોંચતાં તે હરદ્વાર તરફની નદી માર્ગે નહાશી જવાની પેરવીમાં પડયો, ત્યારે તે કમરદ્દીન ઘર નજીક ૧૨ મા ફેબ્રુવારીએ આવી પુગ્યો હતો અને ત્યાં પાણી ઘટેલું હોવાથી નદી ઓળંગી શકયો. પાણી ઘટવાનું કારણ એ હતું કે તે વેળા હિમાલયપર બરફ પડતું હોવાથી હરદ્વારની નદીના પાણી ઘટયાં હતા. પણ તેજ માસમાં ૧૫ મીએ જયારે બ્રિટીશ ફોજ ત્યાં આવી લાગી ત્યારે માત્ર ¾ મૈલનો પાટ પાણીથી છલાછલ થએલો હોવાથી લશકરને ઘોડાઓ સાથે તે નાળું તરી જવું પડયું, બજારના અનુયાયીઓ હતાં તેમના સ્ત્રી બાળકોને ટટુ તથા બળદોપર બેસાડયાં હતા. આ ગામ દિલ્લીની–ઉત્તર પૂર્વે ૫૫ મૈલપર છે.

**કમળ તથા કમળકાકડી**—આ ફુલનો વેલો પાણીમાં ઉગે છે. એના છેડાપર મોટાં ફુલો આવેછે, તે જાળીદાર હોઇ પોકળ હોયછે. કમળની અનેક જાતી છે તેમાં સફેદ, લાલ, ગુલાબી ને લીલા, બલુ, આસમાની મુખ્ય છે. તેમાં કલ્હાર ને કુમુદી મુખ્ય છે. એમાંના એક જાતના સફેદ કમળ સુગંધી અને મોટાં હોય છે.

મુખ્ય જાતી કમળાક્ષનીછે કે જે તલાવમાં ઉગે છે. તેમાં સફેદ કમળને 'પુડરીક, લાલને કોકન્દ ને લીલાને ઇંદીવર અને કમળના સર્વ વેલાઓને કમલીની' કહે છે. કમલાક્ષના વેલા જાડાં હોઇ તે મજબુત હોયછે, ને તેના પાંદડા છત્રી જેવડાં મોટાં હોવાથી તેપર ભોજન પીરસવામાં આવેછે. એના જે દીંડવાં કાદવમાં દટાયલાં હોયછે તે સ્વાદિષ્ટ હોયછે. આ કમળના નાહાના અંકુરને મુંડ કહેછે. ઘણું કરી આ જાતના કમળના કમળો લાલ રંગના હોયછે.

કમળના મુંડાને ગરીબ લોકો ખાવાના ઉપયોગમાં લેછે. કમળાક્ષને નાનાં ને ચપટાં ફળો આવેછે, તેને કમળદોડી કહેછે. આ દરેક દોડીમાં ૫ થી ૬ બીયાં કરમદાં જેવા ઈંડાની આકૃતીનાં હોયછે તેને કમળ કાકડી કહેછે. તેની છાલ કઠણ ને ચીવટ હોયછે. આ બિયાંમા સફેદ મગજ હોયછે, તેથી તે ફોડીને ખાવામાં લેવાયછે, યા તેમાં લોટ ભેળી તેના લાડવા બનાવેછે. કમળ કાકડી ઘણી પૌષ્ટીક હોયછે. દીટાના નાહના કકડા કરી તેના કચરાને ઘી તેલમાં તળી ખાવામાં લેવાય છે.

જળકુંપળીના ઉપર જે ફળો આવેછે તે ખારી યા કાચાં ગરીબ વર્ગના લોકો ખાવાના ઉપયોગમાં લીયે છે. આ ફળો જમરૂખ જેવડાં મોટાં થાયછે અને તેની અંદર નાગલી જેવાં બિયાં હોયછે તેથી તેને નાગલીયા કોદારીયા કહે છે.

હિંદુસ્થાનમાં કમળ ફુલને દેવ પૂંજામાં લેવામાં આવેછે. કમળની વેલબુટ્ટી ઘણું કરી હિંદુ તથા જૈન મંદીરોના નક્ષી કામમાં જોવામાં આવેછે. એના સુકાઇ ગએલા ફળો-ની માળા બનાવવામાં આવેછે. પ્રથમ બ્રહ્મા-ની દુટીમાંથી કમળ ઉગ્યું અને તેમાંથી દુન્યા પેદા થઇ, એવી હિંદુ પૌરાણીક કથા છે તેથી કમળ દેવતાઓને પ્રિય હોયછે.

કમળના પાંદડાનો ઉપયોગ અર્વાચીન વૈદો કરતા નથી, પણ યુનાની હકીમો એના ફુલને સાકરમાં મેળવી તેનો પાક બનાવી જૂદા જૂદા દુઃખ દર્દોપર આપે છે. મુખ્ય કરી પિત્ત, જવર ઉપર સફેદ કમળની કળીઓને જેઠીમધ તથા સાકરમાં ભેળી તેનો કાવો બનાવી પાવામાં આવેછે.

**કમળવાર**—ઉદેપૂરના રાજ્યમાં આ પહાડી માર્ગ ઉદેપૂરથી જોધપૂરના માર્ગમાં કિલ્લેબંદીવાલો ઇતિહાસ પ્રસિદ્ધ છે. ઉદેપૂરની ઉત્તરે ૫૦ મૈલપર અને જોધપૂરની દક્ષિણ–પૂર્વે ૯૦ મૈલપર છે. આ ખીણ ઉંડી હોઈ પાસે અરાવલી પર્વતની કઠણો છે. આ માર્ગે મારવાડના ઉચા ભાગમાં અને નીચા ભાગ વચ્ચેનો વેહવાર ચાલે છે. ૧૮૧૮ માં અત્રેનો કિલ્લો ઇસ્ટ ઈંડીયા કંપનીએ લીધો હતો, અને પાછળથી તે ઉદેપૂરના રાણાના સ્વાધિનમાં આપવામાં આવ્યો હતો. સમુદ્ર સપાટીથી ઉચાઇ ૩૩૫૩ ફીટની છે.

**કમળાકર ભટ્ટ**—આ વિદ્વાન દેશસ્થ બ્રાહ્મણ કાશીમાં રહેતો હતો. એના કુળમાં દસથી બાર પેઢીથી એવા વિદ્વાન થયા હતા અને તેઓ દરેક ગ્રંથકાર તરીકે પ્રસિદ્ધતા પામ્યા છે. કાશીમાં વિદ્વાન બ્રાહ્મણોની સભામાં પ્રથમ એમની પૂજા થાયછે. કમળાકરને પેહેલે-થી કાશીના રાજાનો આશ્રય હતો જે હાલ તેમના વંશજોને પણ છે. એણે કરેલા ગ્રંથોમાં નિર્ણય સિંધૂ, દાન કમળાકર. શૂદ્ર કમળાકર, કાવ્યપ્રકાશ ઉપર ટીકા વગેરે છે. કમળાકર ભટ્ટ મિમાંસ, ધર્મશાસ્ત્ર અને શ્રૌતમાં કાબેલ હતો. એણે નિર્ણય સિંધુ નામનો ગ્રંથ સંવત ૧૭૬૮ ના માઘ શુદ્ધ ૧૪ ને દિને લખી પુરો કર્યો હતો.

**કમળાદેવી**—ગુજરાતના કમનસીબ છેલ્લા રાજા કરણઘેલાની આ રાણી હતી. અણહી-લવાડની પડતી પછી કમળાદેવીને અલાઉદીન-ના લશકરે હરી જઇ અલાઉદીન ખીલજીની બેગમ બનાવી. પાછળથી કમળાદેવીએ પોતાની બેટી દેવળ દેવીને પણ પોતાની પાસે આણવા-ની મરજી બતાવ્યાથી અલાઉદીને એક લશકર મોકલ્યું. દેવળદેવી ઉપર દેવગીર (દૌલતાબાદ) ના મરાઠા રાજાનો પુત્ર રામદેવ આશક પડયો હતો પણ કરણઘેલાએ પોતાના ગર્વથી તેની માંગણી તુચ્છકારી દેવળદેવીને કોઇ રજપૂત સાથેજ પરણાવવાની ઈચ્છા બતલાવી. જ્યારે પઠાણ લશકર કરણ સામે એકની એક કુંવરીને હરી જવાને ચઢાઇ લઈ આવ્યું ત્યારે અતિ કુન્હેથી પોતાની પુત્રીને મરાઠા-ઓના આશ્રયમાં મોકલવાની ગોઠવણ કરી પણ માર્ગમાં દેવળદેવી પઠાણોની તુકડીને હાથ કેદ થતાં કમળાદેવીને પાસે લઇ જવામાં આવી. આ કુંવરીના લગન શાહાજાદા ખીજરખાન સાથે થયાં હતાં.

**કમળો**—આ દર્દથી મનુષ્યની આંખ તથા અંગ પીળું મારે છે. આ દર્દનો હુમલો તાવ આવ્યા પછી યા કલેજાંના ઘણા ખરા દર્દોમાંથી થાયછે. તેમજ પિત્ત લઇ જનારી નળીના અંદર પિત્તની કાંકરી બંધાવાથી યા આંડાનો મલ બંધાઇ પિત્ત નાળ ઉપર દબાણ થવાથી યા નળીમાં સોજો ચઢવાથી કમળાની બેમારી ઉત્પન્ન થાયછે. તેજ મુજબ ધાસ્તી, ઇંતેજારી યા બીજા મનના જુસ્સાથી તેનો હુમલો થાયછે. કમળો થતાં અંગ પીળું પડવાનું મુખ્ય કારણ એ છે કે લોહીમાંથી પિત્ત જૂદું નહિ પડવાથી પિત્તવાલું લોહી શરીરના ભાગોમાં ફરી વળે છે. અને તેથી સઘળું અંગ પીળું મારે છે.

કમળાનો હુમલો થતાં આંખપર પિળાસ ફરી અંગ પીળું મારે છે ને પેસાબ કેસરીયા રંગની થઈ પેટ સફેદ યા મટોડાનાં રંગના આવેછે. કમળાથી હેરાન થનાર કોઇ દરદીનો પરસેવો, તો કોઇની થૂક, તો કોઇ સ્ત્રીનું દુધ પણ પીળું બને છે; તે સાથે આંખમાં કીડ, બદનમાં સુસ્તી, ઉંઘ નહિ, નાડી ધીમી ચાલે છે, જીભ મેલવાલી બની જાહાડો કબજ થઇ તરસ લાગી ઉબકળા આવેછે, ને ભુખ નહાશી જાયછે એ એની બીજી નિશાની છે. કમળામાં ઘણી વેળા નસકોરી ફુટી અથવા દાંતના પારામાંથી લોહી નીકળે છે. આ દર્દ થતાં પ્રથમ અંગ પીળું થઇ તે વધારે ભયંકર રૂપ લે છે, ત્યારે ચામડી ઘેરા લીલા રંગની યા કાળી મારે છે ત્યારે તેને 'કમળી' થએલી કહે છે. આ હાલતમાં દર્દીની હાલત ભયંકર રૂપ પકડે છે.

**કમાણચી**—આ દેશી વાજીંત્ર કમાણરોકું હોયછે; અને તે કાશમિર તરફ વધારે જાણીતું છે.

**કમાન્ડર**—બ્રિટીશ કાફલામાં કમાન્ડરની પદ્વિ-વાલો અમલદાર કેપટનના હોકમ તળે કામ બજાવે છે; તેમજ મોટા વાહાણપર બીજા અધિકારી તરીકે અને નાહાના વાહાણપર વડા અધિકારી તરીકે કામ બજાવે છે. માત્ર સભ્યતાની પદ્ધતિમાં તેને લશકરમાં લેફ્ટનન્ટ કર્નલ તરીકે માન મળે છે પણ તે પદ્વિમાં બીજો ગણાય છે. ૧૮૮૮ માં ૧૬૦ કમાન્ડરો રોજના ૧ પોંડના પગારપર લશકરમાં જોડા-યલા હતા અને બીજા ૬૦ અર્ધા પગારપર હતા. આ હોદ્ધાવાલો અધિકારી ૪૫ વર્ષની

વય પછી નોકરી છોડી શકે છે પણ ૫૦ પછી તેને ફરજીઆત છોડવી પડે છે. યૂનાઇટેડ સ્ટેટના કાફલામાં કમાન્ડર કેપટનથી બીજા દરજાનો અધિકારી ગણાય છે. તેમજ લશકરમાં તેને લેફ્ટનન્ટ કર્નલના નામે ઓળખવામાં આવેછે.

**કમાલ**—આ ભગત કબીરનો બેટો હતો. એ પોતાના પિતા જેવો રામભક્ત તથા વેરાગી તરીકે જાણીતો થઇ ગયો છે. એણે ગોકુળ, મથુરા, વૃંદાવન, અયોધ્યા તથા દ્વારીકા વગેરે તરફ યાત્રાએ જઇ મોટા સાધુઓની મુલાકાત લઇ વિદ્યાજ્ઞાન સંપાદન કર્યું હતું.

**કમાલખાન ગહર**—એ ગહરનો બેટો હતો. એનું વંશ મલેક ગહર સાથે નીચે મુજબ પેઢી દર પેઢી ઉતર્યું હતું.

મલેક ગહર
|
૧ લો મલેકખાન
|
૨ જો ,, ,,
|
સુલતાન સરંગ
|
ગીકહર
|
કમાલખાન

એનો મુલક સિંધ પાસે છે. આગળ તે કાશમિરના રાજાની સત્તા તળે હતો. રાજા મલેકે શીરશાહ સાથે અનેક લઢાઇઓ લઢી જય મેળવ્યો, પણ છેલ્લી લઢાઇમાં હારી જતાં શેહેનશાહે મલેક તથા તેના પૌત્ર કમાલખાનને કેદ કરી ગવાલીયરના બંદીખાનામાં પુરી બીજા મલેકનો શીરચ્છેદ કર્યો. શીરશાહના બેટા સલીમે થોડા વર્ષો પછી કમાલને બંદ મુકત કર્યો હતો, પણ તેની ગેરહાજરી દરમ્યાન તેના કાકા સુલતાન આદમે રાજ્યસત્તા હાથ કરી હતી. અકબરશાહના પેહેલા અમલના વર્ષમાં એને દરબારમાં સારી પદ્વિ મળી. રફતે રફતે પોતાની બહાદુરીથી ૫૦૦૦ સ્વારોની સરદારી મેળવી શેહેનશાહના હોકમથી પોતાના કાકા પાસેથી બાપીકું રાજ્ય જીતી લઇ સુલતાન આદમને તેના જન્મ વેર કેદમાં રાખ્યો, અને પોતે અકબરના એક ખંડીયા બાદશાહ તરીકે રહ્યો. મરણ ઈ. સ. ૧૫૬૨. હી. સ. ૯૭૦ માં નિપજ્યું.

**કમાલગઢ**—આ કિલ્લો પશ્ચિમે ૧૦ મૈલપર સમુદ્રની સપાટીથી ૪૫૧૧ ફીટ ઉંચાઇપર છે. એની ઉત્તર તરફ 'વાળકી' નામની નદી વેહેછે, ને દક્ષિણે કૃષ્ણા નદી વહેછે. એની પૂર્વ ભણી આસગાંમ, ઉત્તરે વાસોલી, દક્ષિણે પરીટવાડી છે. પરીટવાડીથી પગ રસ્તે કિલ્લામાં જવાયછે. કમાલગઢનું ક્ષેત્રફળ ૪ ચૌરસમૈલ હોઇ તેનું મેદાન સપાટ છે, પણ આસપાસ મોટી દેવાલો ચણી લીધેલી છે. આગળ આ કિલ્લાપર જવા માટે ભોયરામાંથી જવાનો રસ્તો બનાવવામાં આવેલો હતો, પણ હાલમાં તે માર્ગ પથ્થર મટોડીના ઢગોથી પુરી નાખવામાં આવ્યો છે. આથી કિલ્લાપર જવા માટે સીઢીઓ લગાડી ચઢવું પડેછે. આ કિલ્લો તદન પડત હાલતમાં હોવાથી તેપર કશી ઇમારતોની નિશાન મળતી નથી. ઉપર એક કુવો છે તે આગળ ૪૦ ફીટ ઉંડો હતો, હાલ માત્ર ૧૮ ફીટ ઉંડોછે. આગળ આ કુવામાં ચારે તરફ મોટા ગોખલાઓ બનાવવામાં આવ્યા હતા, જેમાં ગુન્હેગારોને લઈ જઇ રાખતા. ત્યાં તેઓને ઘણું કરી ભૂખે મરવું યાતો કુવામાં પડી આપઘાત કરવો પડતો હતો. આ કિલ્લાની દેવાલની પશ્ચિમે ગોરક્ષનાથનું એક હાલહવાલ સ્થિતિમાં મંદીર છે. કમાલગઢ પ્રથમ કોણે બાંધ્યો એની શોધ થઇ નથી. ૧૮૧૮ ના એપ્રેલ માસમાં મેજર ચૅકરે અત્રેના મરાઠા લશકર પર હલ્લો કરી કબજે કર્યો હતો, પણ તે પછી કિલ્લાને પડતી સ્થિતીમાં નાખવામાં આવ્યો છે.

**કમાલપુર**—ઝાલાવાડ પ્રાંતમાં ભોઈકા થાણાની હદમાં આ તાલુકો આવેલો છે. તેના તાબામાં ૪ ચોરસ મૈલ જમીન હોઇ, તેમાં ૭૦૦ માણસની વસતી છે. વાર્ષિક ઉપજ રૂ. ૭૦૦૦ ની થાયછે. અત્રેના તાલુકદાર ઝાલા રજપુત હોઇ લીંબડીના ભાયાત છે. કમાલપર ભોઇકા થાણાની પૂર્વમાં ૧૨ મૈલને છેટેછે.

**કમાલપૂર**—પંજાબમાં રાવલપીંડીના જીલ્લામાં આ નાનું ઈંગ્રેજી લશકરનું મથક છે. આ ગામમાં આગળ કમાલશાહ નામે એક સૈયદ થઈ ગયો તેથી એ ગામ કમાલપૂરને નામે જાણીતું થયુંછે. ૧૮૮૧ માં લોકવસ્તી ૧૪૬૭ ની હતી, તેમાં ૭૭૫ હિંદુ, ૨૨ શીખ, ૩ જૈન, ૪૫૫ મોહોમેદન અને ૨૧૨ બીજી કોમની વસ્તી હતી. હાલમાં કમાલપૂર ખાતે ઘોડેસ્વાર પલટણની છાવણી છે.

**કમાલપૂર**—વાયવ્ય પ્રાંતનાં અલાહબાદના માર્ગમાંનું ગામ. ફત્તેહપૂરની દક્ષિણ પૂર્વે ૩૮ મૈલ પર છે. એની આસપાસનું વિશાળ જંગલ મોટા વૃક્ષોની ઘટાથી છવાયલું હોઇ તેની વચમાં આગલા વખતનાં પાદશાહોની કબરો તથા ઇમારતી ખંડીયરો જોવાજોગ છે.

**કમાલ શેખ**—આ શાએર 'ખેજંદનાં' નામીચા કુટુંબમાં જન્મ પામ્યો હતો. શાએર કરતાં તે એક ચુસ્ત સુફી તરીકે વધારે વખણાયો છે. ખેજંદથી તે મક્કે હજ્જ કરી આવી પેહેલાં આજરબીજાન જઇ રહ્યો અને ત્યાંની આબોહવાથી ખુશબની 'તબરીઝ'ને પોતાનું મુકામ બનાવ્યું હતું. ત્યાં એની વિદવત્તા અને શાએરીથી ઘણાલોકો તેના ચેલા થયા હતા. તેઓમાં શેહેનશાહ તૈમુરનો શાહાજાદો મીરાનશાહ પણ એક ચેલો હતો. એને મીરાનશાહ મોટી બક્ષેસો આપતો તેથી તેને કશી વાતની હાજત રહેતી નહિ. તેટલાં તબરીઝ ઉપર માનકુ જેહાખાનના હુકમથી દરબંદ તરફથી એક મોટી ફોજ લઇ યૂકતે મિશખાન ચઢી આવ્યો. આ વેળા કમાલ પણ દુશમનોને હાથે કેદ થયો, અને તેને દુશમનો સાથે શેહરાજો સરાઇ નાંમના જંગલમાં જવું પડયું, ત્યાં એની કાબેલ્યત જોઇ ઘણા વિદ્વાનો તેના ચેલા થયા હતા. પણ તે ૪ વર્ષ પછી પોતાને ગામ પાછો ફર્યો ત્યારે સુલતાન ઓવિસના શાહાજાદા હસને તેને માટે એક કુશાદે મકાન તૈઆર કરાવી જીંદગીના અંતવેર તેને ત્યાં સુખ ચેનમાં રહેવા દીધો. શેખ કમાલનું મરણ ઈ. સ. ૧૪૦૦ માં નિપજ્યું.

**કમાલુદ્દીન ખુજંદી**—આ મહાન શેખ વૈચિત્ર રસીક શાએર હાફેજના સમયમાં થઇ ગયો. એ ઇરાનમાં ખુજંદ ગામમાં જન્મેલો હોવાથી એને કમાલ ખુજંદ કહેતા. એણે મક્કે હજ કરી તૈબ્રિજમાં પ્રથમ મુકામ કીધું, ને ત્યાં જલાય પાદશાહી ખાનદાન તરફથી માન મરતબા પામી તૈબ્રિજના લોકોમાં માનીતો થઇ પડયો. જ્યારે તખ્તમશખાને અચાનક શેહેરપર હુમલો કરી તૈબ્રિઝ તાબે કીધું ત્યારે ચંગીજખાનના પૌત્ર મંગુખાનના હુકમથી કમાલુદીનને રપજક ખાતેના સીરાઇનાં બંદીખાનામાં કેદ કરવાનો હોકમ કીધો. ત્યાંથી એ ૪ વર્ષ પછી છુટકો મેળવી પોતાને વતન જઇ રહ્યો. એનું મરણ ઇ. સ. ૧૩૯૦ હિ. સ. ૭૯૨ માં નિપજ્યું. એણે રચેલા દિવાનની કેટલીક નકલો વિએનાના પુસ્તકાલયમાંછે અને તેમાં કેટલાક અર્ધા ચોરસ ઇચના ચિત્રો પણ દોરેલાં છે.

**કમોડસ**—એ રોમનો શેહેનશાહ માર્કસ ઑરેલિયસ એન્ટનીનો પુત્ર હતો. એ ઇ. સ. ૧૬૧ માં જન્મી ૧૮૦ માં ગાદીનશીન થયો. એણે સારી કેલવણી લીધા છતાં એ જુલ્મી અને દુરાચર્ણી નિવડયો હતો. ઈ. સ. ૧૯૨ માં એની એક રાખેલી સ્ત્રીએ ઝેર આપવાથી એનું મોત અચાનક નિપજ્યું હતું.

**કમોદ**—દિપક રાગની આ એક ભાર્યારૂપી રાગણી, એ રાગણી ગાવાનો મુખ્ય વખત સહવારે ૯થી ૧૨, ને ઋતુ હેમંત (માર્ગશીર ને પોશ) નક્કી કરેલી છે. સંગીત શાસ્ત્રમાં દર્શાવેલા અલંકારીક વર્ણન મુજબ આ રાગણી સ્ત્રીજાતી, રૂપે સુંદર, ચળકતા રંગના પોશાખવાલી, ઉપરનાં વસ્ત્રો સફેદ, અંદરના લાલ કપડાં, સોલે સણુગારમાં સજેલી છતાં પીયૂની મોહબતમાં ઈંતેજાર, તિક્ષણ નજરે કરી તેની રાહ જોતી ચંચલ મનની બનેલી હોય છે. એનો પુત્ર 'કવિ' છે.

**કમોદ—ખ્યાલ.**

એ મેં સુંદર પિયાકો કયસે પાવું ?
દોર ઝપટ સખી ગલે લગ જાવું—એ મેં
એસે રસકે બાંકે કનૈયાકુ,
કૌન બન ઢુંડન જાવું ?—એ મેં

**કય**—કયાનિ પાદશાહોને કય યા કવિનો એલકાબ તેમના વડા ધર્મગુરૂ તથા પાદશાહ તરીકેની ઓળખ માટે નામ આગમજ જોડતા હતા. કેમકે આગળ જે કવિ તે ધર્મગુરૂ હતા, અને આ પાદશાહો જેમ ધર્મ તેમજ રાજ્યનાં પેશવા ગણાતા હતા, આવી રીતે પેશદાદીયાન અને કયાની વંશના પાદશાહો ધર્મગુરૂ તરીકે માન પામેલા હોવાથી તેમના નામ આગમજ કય અથવા કવિનો એલકાબ જોડવામાં આવતો.

**કયકાઉસ**—એક લેખક મુજબ કયકાઉસ કોબાદના દિકરાનો દિકરો હતો. જાવેદાને ખેરદ મુજબ એ કયકોબાદના બેટા 'કયવન' નો બેટો હતો. બુનદેહશ પ્રમાણે એ અઇપિવેહના ૪ છોકરાંઓમાંનો ૪ થો હતો, શાહનામા પ્રમાણે એ કોબાદના ચાર છોકરામાં વડો હતો, અવસ્તામાં એને કવિ ઉસધન તરીકે જણાવ્યો છે. ગ્રીક ગ્રંથકારો એનું નામ 'સયાગઝારીસ' તરીકે જણાવેછે. કયકાઉસને નિમરોદ પણ કહેતા હતા. એ શબ્દ આરબી જબાનમાં 'લામઇમતી' માંથી નિકળેલો છે અને તેનો અર્થ અમર થાયછે. નિમરદ ઉપરથી નિમરોદ શબ્દ નિકળયો છે.

કયકોબાદના મોત પછી કયકાઉસ ગાદી નશીન થતાં સરદારોની સલાહ વિરૂધ ચાલી હિરકાનિયા (માજનદરાન)ના પાહાડી લોકો સાથે લઢાઇ શરૂ કરી, પણ પરદેશી પાહાડી મુલકમાં એ લશકર સાથે એવો તો ઘેરાઇ ગયો કે સેવટે રૂસ્તમે (અને જાલે) આવી છુટકો કીધો નહિ ત્યાં વેર ઘેરાઇ રહેવું પડયું હતું. પછી એ મોટા દમામથી પોતાના રાજ્યમાં આવી રહ્યો, તેટલાં ખબર મળી કે 'ભૂમધ્ય સમુદ્રના કીનારા ઉપરના સીરિયા પ્રાંતના લોકોએ બંડ કરી ત્યાંના એક રાજાને સ્વતંત્રતા બક્ષી છે.' આ બીના જાણતાં કયકાઉસે તે રાજાપર ચઢાઇ કરી તેને કેદ કીધો પણ તે શરણે આવતાં તેને છોડી મેલ્યો ને તેની બેટી સોદાબે સાથે લગ્ન કીધાં. આ વેળા સોદાબે પોતાની સાથે ૧૦૦૦ ઉંટ, ૧૦૦૦ ઘોડા અને ૧૦૦૦ ખચર લાધીને જર જવાહેર તથા ૬૦૦ ગુલામો રીતમાં લાવી હતી. આ સિરિયા અથવા હમાવરાનના રાજાએ કયકાઉસને પોતાની બેટી પોતાની મરજી વિરૂધ આપી હતી તેથી એક સમે કયકાઉસને મેજબાની આપી તેને કેદ કીધો. સોદાબે પોતાના ધણીપર ફીદા હોવાથી તે ક્રૂર પાદશાહે તેને પણ કયકાઉસ સાથે કેદમાં પુરી. આ ખબર રૂસ્તમને મળતાં તેણે ચઢાઇ કરી પાદશાહનો છુટકારો કર્યો. બીજી તરફ અફ્રાશિઆબને ખબર પડી કે ઇરાનના સર્વે લઢવૈયા પરદેશમાં ગુંતાયલા છે તેનો લાભ લઈ તેણે ઇરાનપર ચઢાઇ કરી ઇરાન તાબે કીધું. આ બીજી ખબર હમાવરાનમાં (સિરિયામાં) જણાતાં કયકાઉસે ૨૦૦૦૦૦ ગ્રીક સીપાહોની ફોજ જમાવ કરી ઇરાનમાંથી અફરાશીયાબને હાંકી કાઢયો; ને પોતે તે પછી શાંતતાથી રાજ્યગાદીપર બેઠો.

કયકાઉસે પોતાના રાજ્ય અમલનાં ૭૫મે વર્ષે કોઇ યૂક્તિથી આકાશમાં ઉડવાનો સંચો બનાવી આકાશ ઉપર ઉડયો હતો, પણ અહૂરમજદે એ બેઅદબીને લીધે તેને દર્યામાં નખાવ્યો હતો, પણ એના ખાનદાનમાં કયખશરૂ જેવો મહાન પુત્ર જનમવાનો હોવાથી એને જીવતો રહેવા દીધો. વળી એના રાજ્ય અમલ દરમ્યાન દેવો તથા ફેરસ્તાઓ સાથે મોટો ઝઘડો થયો હતો. એના રાજ્ય અમલ દરમ્યાન રૂસ્તમને હાથે સોહરાબ માર્યો ગયો હતો. તે પછી એના અમલમાં એક બીના એવી બની કે જેથી તૂરાની અને ઇરાનીઓ વચ્ચે મોટી લઢાઇ જાગી. એક સમે ગેવ અને તુસ નામે બે સરદારો શેકારગાહમાં ગયા, ત્યાં તેમને અફ્રાશિઆબની નહાશી આવેલી ભત્રીજી મળી, તેને કયકાઉસ પાસે લઇ ગયા. જેની સાથે પાદશાહે લગ્ન કર્યાં હતા, અને ગેવ તથા તુસને તેમની કદરશનાશીમાં એક રત્ન જડીત તાજ અને દસ જાતવાન ઘોડા આપ્યા હતા. આ બાનુથી કયકાઉસને શ્યાવક્ષ નામે પુત્ર થયો. તેને રૂસ્તમ પાસે શિક્ષણ લેવા રાખ્યો હતો.

શિયાવક્ષ ઉમરે આવતાં કયકાઉસ સાથે ચોક્સ બનાવથી અનબનાવ થતાં તે અફ્રાશિઆબના રાજ્યમાં જઇ રહ્યો અને ત્યાં પેહેલાં પીરાનની છોકરી સાથે પરણ્યો ને પછી અફ્રાશીયાબની શાહાજાદી ફ્રંગીજ સાથે પરણ્યો. શિયાવક્ષને પાછળથી કસરેવજના કાવતરાંથી અફ્રાશીઆબે મારી નખાવ્યો. આ વાત કય કાઉસને લાંબી મુદ્દત પછી જણાતાં તેણે પોતાના બેટાનું વેર લેવા ચઢાઇ કરી, તેમાં અફ્રાશિઆબ હાર પામી ચીનના શેહેનશાહના આશ્રયમાં જઇ રહ્યો. કયકાઉસે શિયાવક્ષને ફ્રંગીજથી થએલા પુત્ર કયખશરૂની ઘણી ખોળ કરવા માંડી. છેલ્લે ગેવે તેને શોધી લાવી પાદશાહને સ્વાધિન કીધો. કયકાઉસ તથા બીજા દરબારીઓની મરજી કયખશરૂને રાજ્ય ગાદી આપવાની હતી, પણ તૂસે કયકાઉસના બીજા બેટા ફરેબૂર્જનો હક્ક રજૂ કરી તેને ગાદી આપવા સુચવ્યું.

કયકાઉસે પુત્ર અને પૌત્રના બળની પરીક્ષા કરવા માટે, દઝેબહમનનો કિલ્લો જીતવા બેઉને મોકલ્યા, તેમાં ફ્રરેબુર્જ નિશફળ નિવડયો ને કયખશરૂ ફત્હેમંદ થવાથી તેને રાજ્યગાદી સોંપી હતી. કયકાઉસે ૧૫૦ વર્ષ રાજ્ય અમલ કર્યો હતો.

એશિઆ ખંડમાં લઢાઈ કરવાની પધતિમાં પેહેલવેહેલો સુધારો કરનાર એજ પાદશાહ હતો. આગળ એશિયાનાં જંગલોમાં ઘોડે સ્વાર થઇનેજ લઢિ શકાય એવો જે વિચાર હતો તેમાં આ પાદશાહે મોટો સુધારો કરી પાયદળ લશકરની એક શાખા કાઢી અને તેથી કયકાઉસે જગેજગ રસ્તાઓ બંધાવી વેપાર વેહવારને જેમ મોટી સગવડ કરી આપી તેમ લઢાઇનાં હિંગામપર દુરવેર મુસાફરી કરી શકાય તે માટે સારી જોગવાઈ કરી આપી હતી.

**કયકિંદા**—હંગેરીને તાબેનું આ શેહેર તેમ્સવેરની પશ્ચિમે રેલ માર્ગે ૭૬ મૈલપરછે, લોક વસ્તી ૨૨૭૬૮ ની છે.

**કયકોબાદ**—અવસ્તા મુજબ કવિ કવાત; એ કયાનીવંશનો મૂળ પુરૂષ, ફરેદુનની ઓલાદનો હતો. એના પિતાનું નામ 'જાબ' હતું. કોઇ કારણથી એના માતપિતાએ એને એક નદી કાંઠે તજી દીધો, ત્યાંથી જવ તેહમાસ્પ નામના શખસે એને ઉંચકી લાવી પાળીપોશી મોટો કીધો, ને તેનું નામ કોબાદ આપ્યું. એ બચપણથી જંગલના એકાંત વાસમાં પોતાના પાલનહાર પિતા સાથે રહેતો હતો. કેટલાક તવારીખનવેશો મુજબ એનો પિતા જાબ ને જુવ તેહેમાસ્પ એ બેઉ ધણી જૂદા નથી પણ એકજ છે. આથી એના ખરા માતપિતા વિષે ચોક્સ જણાયું નથી. જુવે ઈરાની ગાદીપર આવ્યા પછી એ વાત જાલને જણાવી હતી; અને કેરસારપને જ્યારે પેહેલવાનોએ રાજ્ય માટે નાલાયક દીઠો ત્યારે રૂસ્તમને કયકોબાદને ખોળી લાવવા મોકલ્યો. કયકોબાદ એક પહાડી ગુફામાં બંદગી કરતો હતો ત્યાં રૂસ્તમે જઇ તેને પાદશાહી કરવા તેડી લાવ્યો. એણે ગાદીનશીન થતાં જાલને સર્વ કારોબાર સોંપ્યો.

એના અમલમાં અફ્રાશિઆબે જીહુન (ઓકસસ) નદી પસાર કરી ઇરાનપર હૂમલો કર્યો. તેની સામે લઢવા રૂસ્તમને લશકર આપી મોકલ્યો હતો, રૂસ્તમે લઢાઇમાં અફ્રાશિઆબનાં લશકરનાં ૧૧૦૦ માણસોને પોતાને હાથે માર્યા અને અફ્રાશિઆબને કેદ કર્યો, પણ તેનો કમરબંદ તુટી જતાં તે રૂસ્તમના હાથથી છુટી નહાશી ગયો. સેવટે બેઉ રાજ્યો વચ્ચે કોલકરાર થવાથી લઢાઇ બંદ પડી.

બુનદેહેશ મુજબ કયકોબાદે ૧૫ વર્ષ રાજ્ય ભોગવ્યું હતું, અને તે ૧૨૦ વર્ષની ઉમરે ઇસ્તખરમાં મરણ પામ્યો હતો. એને ફરહંગ નામની બાનુથી ૪ બેટા થયા હતાં. કવિ ઉસધન (કયકાઉસ), કવિ અર્ષન (એરીશ), કવિ વિસનધ (રૂમ), અને કવિ અઇપિ વંધુ (અર્મિન). કયકોબાદને ગ્રીક ગ્રંથકારો 'ડેજો સીસ' અથવા 'અરસૂબસ' તરીકે જણાવેછે.

**કયકોબાદ**—અટક 'મુઈઝદીન' સુલતાન ગયાસુદ્દીન બાલબનનો પૌત્ર. એ ઈ૦ સ૦ ૧૨૮૬ માં દિલ્લીની ગાદીએ બેઠો. આ વેળા એનો પિતા નાસરૂદ્દીન બધરખાન બંગાળમાં હતો. ઈ૦ સ૦ ૧૨૮૭ માં પેલા ભોલા પિતાને આ ખબર પડી ત્યારે તે બંગાલથી દિલ્લી તરફ અતિ ત્વરાથી આવ્યો અને પોતાના બેટાની મુલાકાત બિહારમાં ઘાગરાના કાંઠાપર લીધી. તે વેળા પેલા દુઃખી પિતાની સ્થિતિ જોઇ આખી દરબારની આંખોમાં પાણી આવી ગયાં. આ અસરકારક દેખાવની અસર અમીર ખશરૂ નામના શાએરપર એવી તો થઇ કે તેણે આ કરૂણારસીકબનાવ ઉપર એક કવિતા જોડી કાઢી હતી, તે પછી ઈ૦ સ૦ ૧૨૮૮ માં ફીરોજ મલેક ખીલજીની ઉશકેરણીથી કયકોબાદનો ગુપ્ત ઘાત થયો હતો. તે પછી ફીરોજ પોતે જલાલુદ્દીન ફીરોજશાહ ખીલજીનો એલકાબ ધારણ કરી ગાદીનશીન થયો. આ સુલતાન તૂર્ક ખાનદાનની બીજી શાખાનો પેહેલો સુલતાન હતો, અને એણે ખીલજી ઘરાણાની સ્થાપના કરી હતી.

**કયખશરૂ**—એનું અવરતાઇ નામ કવિ હુસ્રવંઘ; દસાતીર મુજબ કઇલાશ્રવ છે. એ શિયાવક્ષની બાનુ ફરંગીજ (બુનદેહેશ મુજબ વિસ્પાનફ્રયા )નો બેટો. ફીરદોશી મુજબ પણ એ શિયાવક્ષની બેટીનો છોકરો તથા અવસ્તા મુજબ નરૂ ખાનદાનના અગ્રેરસના છોકરાનો છોકરો થાય. એ વિષે અવસ્તામાં જગેજગ શહાદતો મળે છે. તેમા મુખ્ય દૂવાસ્પ યસ્તના ૧૮ માં તથા ૨૨ માં ફકરામાં, અશીશંગ યષ્તના ૩૮ ને ૪૨ માં ફકરામાં તથા જમીયાદ યષ્તના ૭૭ માં ફકરામાં એને નરૂ ખાનદાનના અગરેરસના છોકરાનો છોકરો તથા શિયાવક્ષની છોકરીનો છોકરો થાય એમ જણાવેલો છે.

કયખશરૂનો જન્મ થતાં અફ્રાશિઆબનાં ભયથી પીરાને એને કાલુમના પર્વતપર એક ભરવાડ કે જે મહા ગ્યાની હતો, તેને સોંપ્યો. આ ભણેલા ભરવાડે શિયાવક્ષને પોતાની બુન્યાદ તથા તેને ભવિષમાં મળનાર રાજ્યપદ માટે લાયક થવા ઇશ્વરી જ્ઞાનશાસ્ત્ર તથા લડાઇના હૂન્નરો શિખવ્યાં. ગેવ જ્યારે એની શોધ કરતો એને શોધી લઇ ગયો ત્યારે કયકાઉસે પોતાનું તાજો તખ્ત આપવાનો વિચાર કીધો. પણ તૂસે ફરેબુર્જની તરફેણ ખેંચી પૌત્ર કરતાં પુત્રનો ગાદીપર વધારે હક્ક છે એમ જણાવ્યું. ત્યારે કયકાઉસે એક તોડ શોધી કાઢી ફરેબુર્જને પ્રથમ દઝે બહમનનો કિલ્લો જીતવા મોકલ્યો, પણ તે જાદુગરોની સામે ફાવ્યો નહિ ત્યારે કયખશરૂ લઢવા ગયો. કિલ્લા પાસે જઇ પુગતાં કિલ્લામાં વસતા જાદુગરોના જાદુથી ત્યાં આતશ રોશન થયો જેની ગરમીથી કયખશરૂના સીપાહો મરવા લાગા, તેથી એણે આ માયા (જાદુ) નું જોર તોડવા માટે પોતાના યોગ બળે કિલ્લો હાથ કીધો. કયખશરૂએ પેહેલાં એક કપડાપર પરવરદેગારનું નામ લખી તેને ભાલામાં ભોકી તે ભાલો દેવાલમાં ભોકી ખુદાની બંદગી કરી, જેથી જાદુઇ આતશ ઓલવાઇ જઇ ભયંકર ધૂમાડાનાં ઢગો નિકળ્યા ને તેમાંથી ખરી નૂરમંદ રોશની પેદા થઇ કે કયખશરૂ લશકર સહિત જાદુગરોપર તુટી પડી કિલ્લો તાબે કીધો અને ત્યાં આદરગુશસ્પ નામનું આતશ કદેહ સ્થાપ્યું.

આ બનાવથી કયકાઉસે પોતાનું તાજો તખ્ત કયખશરૂને સોંપ્યું. એણે ગાદીએ આવતાં અફ્રાશીઆબપર વેર લેવાનું નક્કી કરી પોતાના લશકરની સરદારી રૂસ્તમને આપી. આ વેળા થએલી લઢાઇથી એની માતા ફરંગીજનો છુટકો થયો, તેમજ પીરાન પોતાના દેશ તરફથી લઢતાં માર્યો ગયો ને અફ્રાશિઆબ જીવ બંચાવી નહાસવા જતાં પકડાઇ કરસેવજ સાથે કયખશરૂને હાથે માર્યો ગયો હતો. (જુઓ અફ્રાશિઆબ.)

કયખશરૂનું બુધ્દિબળ અસાધારણ હતું અને તે પોતાના અંતવેર વિજયી તરીકે જશ પામ્યો હતો.

કયખશરૂના અંત વિષે જરથોસ્તીઓના મત મુજબ એણે એક રાત્રે ચશમામાં ગાયબ થવાનું સ્વપનું જોયું. આથી બીજે દિવસે તેણે રાજ પાટ તજી ગોશેનશિન થવા નિકળયો. તે વેળા તેની પાછળ ઘણાક સરદાર તથા પ્રજા પાછળ ગઇ પણ તેમને કયખશરૂએ વિનવી પાછાં વાળ્યા. થોડા ઘણા જેઓ હઠીલાઅની સાથેજ રહ્યા તેમાંના ઘણાક પહાડ ચઢતાં નડેલા તુફાનમાં માર્યા ગયા; બાકીના થોડાક પેલા ચશમા વેર ગયા. ત્યાં કયખશરૂ એક ચશમામાં ગરક થયો કે તુરત મોટું તુફાન થઇ તેમાં પેલા બાકીનાં વફાદાર સેવકો સપડાવાથી માર્યા ગયા.

બુનદેહેશ તથા ફીરદોશી મુજબ કયખશરૂએ ૬૦ વર્ષ રાજ્યપદ ભોગવ્યું હતું.

**કયચતા**—સાઇબિર્યાના ત્રાન્સબાઇકાલીયાના પ્રાંતના ખંડીયા સેલીંગાપર ઇર્કુતસ્કની દક્ષિણ પૂર્વે ૧૬૫ મૈલપર છે. એને એક કુદરતી ૨૦૦ યાર્ડનો જમીનનો કડકો ચીનાઇ શેહેર મયમથ ચીનથી જૂદો પાડે છે. એ એક એકાંત ખીણુમાં વસાયલું છે. લોકવસ્તી ૯૦૦૦ ની છે. ૧૬૮૯ થી ચીન અને રશિયા સાથે તે વેપાર ચલાવે છે, અને ત્યાં એક મોટી જાત્રા ભરાય છે. ૧૮૬૦ માં પેકીંગખાતેના કોલકરારથી રશિયા માટે ચીનના બીજા બંદરો ખુલ્લાં મેળ્યાં પછી અત્રેનો વેપાર પડી ભાગ્યો છે.

**કયચૂલા**—ઔદ પ્રાંતમાં સાલુનના જીલ્લામાં લખનૌની દક્ષિણ પૂર્વે ૭૦ મૈલ અને સુલતાનપૂરની દક્ષિણ પશ્ચિમે ૪૦ મૈલપર છે. આ ગામ શ્રી નદીને જમણે કાંઠે હોઈ એની આસપાસ એજ નદી વિટલાયલી છે. લોકવસ્તી ૮૦૦૦ ની છે. તેમાં મુખ્ય હિંદુઓ વસે છે.

**કયત્રી**—ગવાલીયરના દેશી રાજ્યમાં આ કિલ્લો તથા ગામ આગ્રાથી ગવાલીયરના માર્ગમાં, ગવાલીયરના કિલ્લાની દક્ષિણે ૩૮ અને આગ્રાથી ઉત્તર પૂર્વે ૩૧ મૈલપર છે. આ ગામનો કિલ્લો ચંબલા નદીના જમણા કાંઠાપર અથવા દક્ષિણે આવેલો છે. આ નદીનો કિનારો ઉંચો અને તેનો પાટ પોણો મૈલ પોહળો છે. તેમજ તે પાટ ઉંચો હોઇ અતિ વેગથી વહે છે, પણ ઉન્હાળામાં નદીના પાણી ઘટી જતાં હોવાથી તેમાંથી પગવાટે જવાઇ શકાય છે.

**કયમગંજ**—વાયવ્ય પ્રાંતમાં ફરૂકાબાદ જીલ્લામાં ફતેહગરથી બુદૌનના માર્ગમાં ફતેહગરની ઉત્તર પશ્ચિમે ૨૦ મૈલપર છે. લોકવસ્તી ૮૯૯૩ ની છે.

**કયમૂર**—આ પર્વતનીહાર રિવા અથવા બાઘલખંડમાં ૭૦ થી ૮૦ મૈલ લાંબી હોઇ તે ટોન અને સોનની ખીણુને જૂદી પાડે છે. આ પર્વતનો એક ભાગ શંકુ આકૃતિનો હોઈ તે સમુદ્ર સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચો છે. વિંધાચળ પર્વત આ પર્વત સાથે જોડાયલો છે.

**કયમૂરસ**—(જુઓ તેહેમુરસ.)

**કયર્સ લ્યુટર્ન**—આ બવેરિયન પલેટીનેટનું શેહેર વર્મ્સથી રેલ માર્ગે દક્ષિણ પશ્ચિમમાં પર મૈલપર છે. અત્રે મુખ્ય ઉદ્યોગ હુન્નરના કારખાનાઓ કીનખાબ, સૂતર, સીવવાનાં તથા ઈંટ વગેરેનાં છે. ૧૮૭૫ માં લોકવસ્તી ૨૨૬૯૯ ની ને ૧૮૯૦ માં ૩૭૦૪૭ ની હતી. અત્રે ૧ લા ફ્રેડરીકે ૧૧૫૨ માં એક કિલ્લો બાંધ્યો હતો, પણ ૧૭૧૩ માં તેને ફ્રેન્ચોએ તોડી પાડયો હતો અને અત્રેજ ૧૭૯૩ અને ૧૭૯૪ માં ફ્રેન્ચ લશકર હાર્યું હતું.

**કયસર્સ વર્થ**—આ પ્રૂશિયન શેહેર રાહિન નદી ઉપર ડયૂસલડ્રોફની નીચે ૧૦ મૈલપર છે. લોકવસ્તી ૨૩૮૮ ની છે.

**કયાકસ્રીસ**—આ બાઇબલમાં વખણાયલો અહસૂએર્સ ઇ૦ સ૦ પૂર્વે ૭૪૧ માં મિડયાના રાજ્ય તખ્તનો ધણી થયો હતો. નિનીવેહના પાદશાહે પોતાના દેશની કરેલી ખરાબી અને પોતાના પિતા ફ્રેઆરટીસને આપેલા દુઃખનું વેર લેવા એણે બાહોશીથી લશકરી તૈઆરી કરી પોતાના દેશમાં એસિરિઅનોએ જે પદીંગો માંડી પડી રહ્યા હતા તેમને હાંકી મેળી નેબુખદનેજર સામે ચઢાઇ લઇ ગયો. ઇ૦ સ૦ પૂર્વે ૬૪૦ માં એથૂલિયાના

મેદાનમાં થએલી લઢાઇમાં નેબુખદનેજર હારપામી નિનીવેહમાં જઇ ભરાયો ત્યારે તે શેહેરને ઘેરો ઘાલવાનું કામ કયાકસ્રીસે કુન્હેથી ચાલુ કર્યું, તેટલાં પોતાના મિડયા દેશપર યૂરોપ ખંડથી આવેલા સ્કિથીયન લોકોએ કરેલા હુમલાને દૂર કરવા પોતાને દેશ ઘેરાનું કામ છોડી જવું પડયું, અને ત્યાં કયાકસ્રીસને હાર મળતાં સ્કીથીયનો મીડયાના ઈ૦ સ૦ પૂર્વે ૬૩૮ થી ૬૧૦ વેર ધણી થઇ બેઠા; પણ તે દરમ્યાન કયાકસ્રીસે અનેક લઢાઇઓ કરી મિડયા જીતી લઇ એસિરીઆપર ચઢાઇ કરવાની શરૂઆત ફરી હાથ ધરી. આ વેળા નિનીવેહના તુખ્તપર સાર્દાનેપેલસ રાજા રાજ્ય કરતો હતો. આ સમેની ચઢાઇને મજબુતી આપવા માટે પ્રથમ બેબિલોનના રાજા નેબોપાલસર કે જે એસીરિયનોથી સ્વતંત્ર થએલો હતો તેના બેટા નેબુખદનેજરને પોતાની બેટી અમૈટીસ સાથે લગ્ન કરી આપી પોતાની એકસંપીમાં બેબિલોનને લીધું; અને પછી નિનીવેહપર ૪૦૦૦૦૦ ના મોટાં લશકર સાથે ચારો તરફથી ઘેરો નાખ્યો. આ વેળા નિનીવેહના રાજાએ બચાવની સર્વે સામગ્રી આગમજથી તૈયાર રાખી હતી, અને તેણે પોતાના કુટુંબ તથા ખજાનાને કોટા નામના વેફલેગોના હાકમની સંભાળમાં સોંપી બે વર્ષ વેર બળતવારીથી બચાવ કીધો. પણ એસિરિયનોને આગળ મળેલી આગાહી મુજબ તે વર્ષમાં મોટો વરસાદ તુટી પડવાથી નદીમાં એવી તો મોટી રેલ આવી કે નિનીવેહની ઉંચી મજબુત દેવાલ ૨½ મૈલ જેટલી લંબાઇની તુટી પડી અને તેથી નદીનો માર્ગ ખુલ્લો થયો, તેજ વખતે મિડયનો જોડના પાર્સીઓ તથા બેબિલોન્યન જોડના આરબો શેહેરમાં તુટી પડી નગરને બાળી નાખ્યું. આ શેહેર ઈ૦ સ૦ પૂર્વે ૨૧૦૦ માં નૈનસે બાંધ્યું હતું, અને કયાકસ્રીસે ઈ૦ સ૦ પૂર્વે ૬૦૬ માં તેનો સદનતર નાશ કીધો. આ વેળા સાર્દાનેપલસ દુશમનોના હાથમાં નહિ સપડાતાં પોતાના ખજાના, કુટુંબ અને મેહેલ સાથે બળી મુવો. ઈ૦ સ૦ પૂર્વે ૬૦૩ માં કયાકસ્રીસે મિડ્યાની પશ્ચિમે આવેલા લીડયાના પાદશાહ એલીયાટીસ ઉપર ચઢાઇ કરી. આ લઢાઇ વેળા કોઇક ખુદરતી ફેરફારને લીધે બપોરનાં સૂર્ય ગ્રહણથી અંધકાર ફેલાતાં બેઉ લશકરો ખુદાઇ કોપના ડરથી હટી ગયાં અને સુલ્હે કરી. આ લઢાઈમાં કયાકસ્રીસે પોતાના બેટા એસ્તાયજીસના લગન એલીયાટીસની બેટી આર્યેનિસ સાથે જોડી સુલ્હે કરી. મિડયાએ લીડયાપર ચડપણ મેળવ્યું હતું તે પછી ઈ૦ સ૦ પૂર્વે ૫૯૭ માં બેબિલોનના વેહવાઇ રાજાએ ઇજીપ્તના નિકો રાજા પર ચઢાઇ કરી તેમાં એણે મદદ કરી હતી. આ વેળા નેબોપાલસર જઈફ હોવાથી તેનો બેટો નેબુખદનજર ચઢાઇમાં ગયો હતો. ત્યારે તેનો સસરો કયાકસ્રીસ તેની મદદમાં આવ્યો; કારચેમિશ ખાતેની લઢાઇમાં નિકોને હરાવી મિસરપર મિડયન ફત્તેહનો વાવટો ઉડાવ્યો હતો. તે પછી ઇ.સ. પૂર્વે ૬૯૫માં કયાકસ્રીસ મરણ પામ્યો. હિરોડોટસ મુજબ કયાકસ્રીસનું મરણ ૪૦ વર્ષના અમલ પછી ઈ૦ સ૦ પૂર્વે ૬૯૩ માં નિપજ્યું.

**કયાંગનાન**—ચીનની શાહનશાહતને તાબેના આ મોટા પ્રાંતની ઉત્તરે શાનતંગ અને હોનાન, દક્ષિણે કયાંગસી અને ચ્યાંગ, પૂર્વે પિળો સમુદ્ર અને પશ્ચિમે હુપહી તથા હુનાન છે. એનું ક્ષેત્રફળ '૯૨૯૬૧' ચોરસમૈલ હોઇ તેમાં ૭૨૫૦૦૦૦૦ ની લોક વસ્તી છે. આ પ્રાંતને તાબે ૨૪ પ્રગણાં હોઇ તેના બે ભાગ કરેલા છે. એક કયાંગશૂ અને બીજો ગાનહવેઇ પ્રાંત; પણ તે બેઉ પ્રાંતો એકજ સત્તાધીકારીને તાબે છે ને તે સત્તાધીકારી સરસુબા તરીકે ઓળખાય છે.

કયાંગનાન પ્રાંતમાં બે મોટી નદી અને બીજા નદી નાળાં તથા સરોવરો સંખ્યાબંદ હોવાથી ભૂમી ફળદ્રુપછે. આ પ્રાંતમાં ઇઆંગ તજી ક્યાંગ નદી બોહોળી અને ઉંડી વહેતી

હોવાથી મોટાં વાહાણો મારફતે વેપાર ચાલે છે. એની ઉત્તર તરફ હવાંગહો નદી વહે છે, દક્ષિણમાં વુશરંગ નદી શ્રુંગમૂંગ નજદીક સમુદ્રને મળે છે. અને બીજાં નદી નાળાં તથા સરોવરના સંયોગથી દેશમાં જળ માર્ગે જાવ આવ થવાના માર્ગો છે. હવાંગહો સાથે હવાઇહો નામની મોટી નદી હુંગતજીહુ થી મળે છે. આ દેશ હૉલંડ દેશ જેવો સર્વત્ર જળમય હોવાથી ઘણો ફળદ્રુપ ગણાય છે અને સરોવર તરફના ભાગમાં નિમક મોટા જથામાં પાકે છે.

યાંગ તજી ક્યાંગના ઉત્તર તરફ સપાટ ભૂમિ છતાં રેલથી તે ભાગ જોખમાયા કરે છે; પણ તે ભાગ બીલકુલ પહાડી નથી. સમુદ્ર કાંઠેના ૧૦ મૈલવેરની જમીન ભાઠાની છે અને કિનારા પાસે તાઇશાનનો ટાપુ-પાહાડી ભાગવાલો છે, અને યાંગ તજીક્યાંગ નદીના પાણીના અટકાવ થકી મોટા બંધ બાંધેલા છે. વૂતિઆઔશા નદી પાસના મોટા પર્વતો ૮૦૦ મૈલવેર સમુદ્રમાં ઉતરતા ગયા છે, તેથી તેના ખડકોથી વહાણોને ઘણી સંભાળમાં રહેવું પડે છે.

આ મોટા પ્રાંતના વસ્તીવાલા ભાગો જીક્યાંગ અને હવાંગહો નદી પાસે છે, અને તે શેહેરો ગાનકીંગફુ, ચીચૂફુ, વુવૈચુ, હોચુ, તાઇપીંગફુ, કવાચુ, ચીંગક્યાંગફુ, તાઇચુ અને તંગફુ છે. પ્રાંતમાં મુખ્ય પેદાશ કપાસ, ચીનચાહે, અને રેશમની છે. દરેક જાતનું ધાન્ય આ પ્રાંતમાં પાકેછે. ત્યાંનો મુખ્ય ઉદ્યોગ કાપડ વણવાનો અને ચીકન ભરવાનો ઓહોળો ચાલે છે. આ દેશમાં અવારનવાર દુકાળ પડતા હોવાથી ત્યાંની મેહેસુલને ઘણો ગોદો લાગેછે. પ્રજા ચંચળ અને મેહેનતુ છે. ગરીબ વર્ગના ચીના અતિ ગલીચ રહે છે.

**ક્યાંગસી**—ચીનની શેહેનશાહાતમાંનું આ સંસ્થાન ૨૪° અને ૩૦'થી ૩૦° અને ૧૦ કલાની વચમાં પેકીંગની પૂર્વે ૧° અને ૫૦° થી તે પશ્ચિમમાં ૩ અંશ લંબાન સુધી છે. ઉત્તરે ક્યાંગનાન, દક્ષિણે કુવાંગટન, પૂર્વે ફોકીઇન અને ચીક્યાંગ, અને પશ્ચિમે કુનાન છે. ક્ષેત્રફળ ૭૨,૧૭૬ ચોરસ મૈલ અને લોકવસ્તી ૩,૦૫,૨૦,૦૦૦ ની છે. આ સંસ્થાનના ૧૪ પ્રગણા કરવામાં આવ્યા છે.

એની નૈઋત્ય ભણીના પહાડોની હારથી કુવાંગટંગનું સંસ્થાન જૂદું પડે છે. દક્ષિણ તરફ કાનકિઆંગ નદી પોઇઆંગ સરોવરમાંથી વધે છે, તેમાં કૈહગાનફુ નજદીક ખડકો આવેલાં હોવાથી તે તરફનાં પાણી ઘણા તુફાની હોય છે. પોઇઆંગ સરોવર ૭૦ થી ૮૦ મૈલ લાંબો હોઇ તેને ચાર નદીઓ મળે છે, અને તે વળી યાંગ તજી ક્યાંગ નદી સાથે જોડાય છે. ક્યાંગસીની આબો હવા સુખાકારી ભરી છે, પણ જમીન ઝાઝી ફળદ્રુપ નથી. પહાડી ભાગમાં સુન્નું, લોઢું, સીસું અને કલાઇની ખાણો છે, પણ તેની ઝાઝી ઉપજ ઉપજતી નથી.

ક્યાંગસીનું મુખ્ય શેહેર નાનચાંગ ફુ હોઇ ત્યાં લેફટનન્ટ ગવરનરનું મથક છે. આ શેહેર ગોળાકાર આકારમાં વસાયલું હોઇ તે વેપારનું મુખ્ય મથક છે.

**ક્યાંગસી**—ચીનની શેહેનશાહાતપર પરાક્રમી, વિદ્વાન અને સર્વ રીતે માન પામી ગએલો તાતસીંગ ટોળાના શ્રૂનચીનો પુત્ર ક્યાંગસી ઇ. સ. ૧૬૬૨ માં રાજ્ય ગાદીએ બેઠો. આ રાજા નાની ઉંમરે ગાદીનશીન થએલો હતો પણ તે છતાં એણે પોતાના દરબારીઓ તથા મંત્રિની સલ્લાહથી યોગ્ય રાજકારોબાર ચલાવવાની શરૂઆત કરી હતી. એના દરબારીઓએ ક્યાંગસી ગાદીએ આવતાં ફારમોસાના કિનારાપરના વતનીઓને ચાંચીયાઓ સાથે વેપાર કરતાં અટકાવ્યા હતા, અને માહેલા ભાગમાં જઇ વસવાને ફરજ પાડી. ત્યારે ક્યાંગસીએ તે હોકમ પોતાની સત્તાથી ફેરવ્યો હતો. એણે પોતાના ત્રણ મુખ્ય રાજકારોબારીઓ પર શક જતાં એકને મારી નખાવ્યો પણ બીજો ઉસાંનકવૈને દરબારમાં તેડયો ત્યારે તે ચેતી જઇ સામો થઇ બંડમાં સામેલ થયો. તેને ફોકીન, કુવાંગતુંગના હાકેમો તથા ફારમોસાના ચાંચીયા સરદારોએ

મદદ કરી હતી. તેટલાં ઉત્તર તરફથી મોગલ પાદશાહે સ્વારી કરી, આવા સંકટ સમયે કયાંગસીએ લશકરની સરદારી પોતે લઇ મોગલ લશકરને હરાવી બેવફા થયેલા હાકમોને એક પછી એક રીતે ઘેરી લઇ તેમને મારી નાંખ્યા; માત્ર ઉસાંનક્વૈ નહાશીને ઈઉનાનના મુલકમાં ભટકી મરણ પામ્યો.

તે પછી કયાંગસીને કાલમક પ્રજાના સરદાર કલદાખાન સામે સખ્ત લઢાઇઓ લઢવી પડી; તેમાં કાલમક પ્રજા તદન તાબે થઈ ને કલદાખાનને પણ નમાવી તાબેદાર કીધો. રૂશિયનો આ વેળા આમુર નદી વેર વધી આવવા લાગા હતા તેમને અટકાવી એલચી મારફતે હદ નક્કી કરી કરારબંદી કરી હતી. ફારમોસાનાં ટાપુ પણ ચોંગચી, કુગના વારેસોએ કયાંગસીને તાબે આપ્યાં, અને માંગોલીયન લોકોપર પોતાની સત્તા સ્થાપી.

કયાંગસી શેહેનશાહ વિધા અભ્યાસનો મોટો શોખીન હતો. તે પોતાનો ફુરસદનો વખત ગણીતશાસ્ત્ર શીખવામાં ગુજારતો. એણે 'હાલનીનની' પાઠશાળાને ઉત્તમ કારોબારથી સારી સ્થિતિએ આણી, અને 'ચીનાઇ વિધાનો સર્વ સંગ્રહ*' નામે જે અતિ મોટો ગ્રંથ પોતાની ફાટી તુટી હાલતમાં પડયો હતો તેને વધારી સુધારી નવે ધોરણે રચાવી તૈયાર કરવા માટેની મોટી યોજના ઉપાડી લીધી. આ ગ્રંથમાં ચીન દેશનો પ્રાચીન ઈતિહાસ, ભૂગોળ, વેપાર વેહવાર વગેરે સર્વ સંગ્રહનો મોટો સાગર હતો, તેથી તેને જાળવી રાખવા માટે કયાંગસીએ યત્ન કર્યો, પ્રથમ તેણે 'જેસૂટ' નામે એક ધર્મ ગુરૂને આ ગ્રંથને માટે ત્રાંબાના ટાઇપ બનાવવાનાં કારખાનાપર નેમી ગ્રંથ રચવા માટે વિદવાન મંડળનું એક મોટું ખાતું ઉઘાડી પોતાની હૈયાતીમાં જો આ ગ્રંથ ન થઈ શકે તો તે પછી પણ લખાઇ શકે એવો બંદોબસ્ત કરી લગભગ એક કરોડ રૂપ્યાની ગંજાવર રકમ તે ગ્રંથ માટે એલાહેદી આપી. આ ગ્રંથ લગભગ ૪૦ વર્ષે કયાંગસીના મોત બાદ છપાઇ તૈઆર થયો હતો. આવા મોટા ગ્રંથની થોડીક જાણવાજોગ વિગત અત્રે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથના '૫૦૨૦' ભાગો છે અને પ્રકરણો તો અસંખ્ય સમાયલાં છે, તેમાં ઇ. સ. પૂર્વે ૧૧૦૦ પછીથી ઇ. સ. ૧૭૦૦ 'વેરનો ઇતિહાસ અને સર્વ સંગ્રહ છે. યાને ૨૯ સદીનો હેવાલ મુખ્ય ૬ વિભાગમાં સમાવ્યો છે. ૧–બ્રહ્મ વિચાર, ૨–સૃષ્ટિ જ્ઞાન, ૩–મનુષ્ય જાતિ વિષે, ૪–સારા સાર વિચાર, નિતિ શાસ્ત્ર અને ૬–અર્થ શાસ્ત્ર.

કયાંગસીએ ઉપલો ગ્રંથ ચીનાઇ અને માનચુરિયન ભાષામાં લખાવ્યા પછી યૂરોપના વિધા હુન્નરપર લક્ષ આપી દેશમાં સુધારો કરવાની કોશેસ કરી પણ તેમાં ફાવ્યો નહિ. એના ગાદીવારેસ શાહજાદાની ખરાબ ચાલચલણથી ઘણું દુ:ખી થવું પડયું હતું. કયાંગસીએ ૬૦ વર્ષ ફતેહમંદ રાજ્ય અમલ ચલાવી ઇ૦ સ૦ ૧૭૨૩ માં મરણ પામ્યો. એના પછી ઇઉંગચીંગ ગાદીએ બેઠો.

**કયાધુ**—હિરણ્યકશિપની સ્ત્રી અને જંભાસૂરની પુત્રી. એણીના પ્રહ્લાદીક ૪ પુત્રો હતાં. તે પેહેલા પ્રહ્લાદની વેળા સંસારી હાલતમાં હતી ત્યારે હિરણ્યકશિપ તપ કરવા ગયો હતો. ઇંદ્રે (પુરંદરે) દૈત્યોને મારી નાખી એણીને લઇ સ્વર્ગમાં ગયો. તેટલાં માર્ગમાં નારદે ઇંદ્રને મળી કહ્યું કે આ સ્ત્રીના પેટમાં જે બાળક છે તે વિષ્ણુ તેજથી બનેલો હોવાથી તે તારો દુશમન નથી માટે તેણીને છોડી મેળ. તે પછી નારદે કયાધુને ભાગીરથી કાંઠે આશ્રમમાં રાખી તેણીને જ્ઞાનોપદેશ કર્યો;

* આ ગ્રંથની એક નકલ હાલમાં બ્રિટીશ મ્યુઝીયમ માહેલી ચીનના સાહિત્યની લાયબ્રેરી માટે ચીનમાંથી ૧૫૦૦ પૌંડે (રૂ. ૨૨૫૦૫) ખરીદી હતી. એના વિશે ગણત્રી કાઢવામાં આવી છે કે જો કોઇ ધણી દરરોજ ૨૦૦ પાનાં લાગટ ખાંચો નાખ્યા વિના વાંચ્યો જાય તો તે ૫૫ વર્ષ ૯ મહિના ને ૧૦ દિવસે પુરો કરી શકે.

તે વેળા પ્રહ્લાદે જ્ઞાનોપદેશ ગર્ભ દરમ્યાન ભણી લીધાથી તે આગળ જતાં ઘણો કુશળ થયો. તે પછી કયાધુ સ્ત્રી સ્વભાવથી બોધ વિસરી ગઇ અને હિરણ્ય કશિપને જઇ મળી.

**કયાડમિઅમ**—આ ધાતુની શોધ ઇ૦ સ૦ ૧૮૧૭ માં સ્ટ્રોમિઅરે કરી હતી. આ ધાતુ ઘણી થોડી જડેછે. ખાણોમાં તે જસત સાથે હોયછે અને જે કારખાનામાં જસતને શુદ્ધ કરવામાં આવે છે ત્યાં એને જૂદી રીતે શુદ્ધ કરી કાઢી શકાયછે. જસતને વરાળરૂપે ઉરાડી એકઠો કરતાં, આ ધાતુ જસતથી ઘણી ચપળ હોવાથી તે જસતનાં પેહેલા ઉડનારા અંશ સાથે ઉડી જાય છે. આ પેહેલી વરાળ જૂદી પકડી ઠરવા દઈ સલફ્યૂરિક ઍસીડમાં પિગળાવેછે. પછી તે રસમાં સલફ્યુરેટેડ હૈદ્રોજન છોડી કયાડમિઅમના સલફાઇડનો સાકા બનાવેછે. તે સાકા હૈદ્રોકલોરીક ઍસીડમાંથી ગાળી તેમાં આમોનિયમ કાર્બોનેટનો રસ ભેળી જે સાકો બેસેછે તેને કોયલા સાથે મિશ્ર કરી મતોડીના રીટૉર્ટમાં ગરમ કરી વરાળ રૂપે ઉડાડી તેના ફુલ ઝીલેછે.

કયાડમિઅમ રંગે સફેદ ને કલાઇ જેવી ધાતુછે, એની સળીવાળીયાથી કલાઇ જેવો કર કર અવાજ થાયછે. એ એટલોતો નરમ છે કે તેના વતી શીસાપ્રમાણે કાગળપર લખાઇ શકાય છે, એ સારો ઘનવર્ધક છે અને પ્રસરણ શિળછે, તેને ૧૭૬૦ ફેરન ઉષ્ણુમાન ઉપર ગરમ કરતાં તે એવો તો નરમ બનેછે કે તેને ખળમાં નાખી છુંદતા તેની ભુકી બનેછે, ૪૪૨° ઉષ્ણુમાનપર તે પિગળવા માંડેછે. એનો રસ થંડો કરવાથી તેના સ્ફટીક બનેછે. સાધારણુ ઉષ્ણુમાનપર ખુલ્લી હવામાં તેપર કાટ ચઢતો નથી. એ નૈટ્રીક ઍસીડમાં તરત પિગળવા માંડેછે, પણુ પલાટીનમના પત્રાની તદન નજદીક હોય ત્યારે ઍસીડની એનીઉપર કદી અસર થતી નથી, એનો એકજ ઑકસાઇડ બનેછે. એનો ખાર જસતના ક્ષાર જેવો હોયછે. એના ક્ષારમાં સલફ્યુરેટેડ હૈદ્રોજનવાયુ છોડયો હોય તો તેના સલફાઇડનો પિળો થર બેસે છે તે આમોનીયા અથવા આલ્કેલીના સલ્ફાઇડમાં આત દ્રાવ્ય હોયછે, પણુ ઉકળતા જળમિશ્રીત સલફ્યુરીક ઍસીડમાં પિગળેછે. આ લક્ષણુ ઉપરથી તેના ક્ષારની પરિક્ષા થઈ શકેછે, આ ધાતુને બીજી ધાતુ સાથે મિશ્ર કર્યાથી તેનું સખતપણું અને ઘનવર્ધનિયત્વ ઓછું નહિ થતાં ઓછા ઉષ્ણુમાન ઉપર પિગળનારી ધાતૂ બનેછે.

કયાડમિઅમનો **આકસાઇડ**—કયાડમિઅમનો કાર્બોનેટ અથવા નેત્રેટને ગરમ કરવાથી તેના ઑકસાઇડનો બહુ કાળા રંગનો પાઉડર બનેછે. કયાડમિઅમ ધાતુ હવામાં અથવા ઑકસિજનમાં ગરમ કરવાથી આ ઑકસાઇડનો મેલા લાલ રંગના સ્ફટિક ફુલો પ્રમાણે એકઠાં થાયછે, સાધારણુ રીતે એનો રંગ તપકિર્યા હોઇ તે હવામાંનો બિનાસ ચુસી લેછે, અને કાર્બોનેટની સફેદ ભૂકી બનેછે, એ આસિડમાં વિદ્રાવ્ય હોઇ તેમાંથી રંગહિન ક્ષાર ઉત્પન્ન થાયછે. કયાડમિઅમના વિદ્રાવ્ય ક્ષારમાં કાસ્ટિક પોટાશનો રસ નાખ્યાથી તેના ઑકસાઇડનો સફેદરંગ બનેછે.

કયાડમિઅમ **સુલ્ફેટ**—સલફ્યુરીક આસિડમાં કયાડમિઅમનો કાર્બોનેટ અથવા ઑકસાઇડ પિગળાવ્યાથી એ ક્ષાર બનેછે. એ પાણીમાં નહિ પિગળે તેવો છે. આ ધાતૂનો સલ્ફાઇડ એ અજબ ક્ષાર છે, એ જગતમાં સ્વતઃ સિદ્ધ મળેછે, એનો રંગ હરતાળ જેવો (આરસેનિકમનો સલફાઇડ) પિળો હોયછે. આથી પરિક્ષા કરતાં ઘણી ભૂલ થાયછે.

કયાડમિઅમ **ક્લોરાઇડ**—કયાડમિઅમ ધાતૂ અથવા તેનો ઑકસાઈડ હૈદ્રોક્લોરિક આસિડમાં પિગળાવી, તે દ્રવને બાળીયાથી નકર કલોરાઇડના સ્ફટિક બનેછે.

**કયાંડીગુછ**—આ કયાંડિઆમાં ઉગતું ફુલ ઝાડ. એના બિયાંને ઉત્તમ પ્રકારના ખાતરવાલી જમીનમાં જૂન જુલાઈમાં વાવિયાથી તે ઉગે છે, એના ઝાડ કુંડામાં વાવવાં પડેછે.

**કયાનન**—આ એક હલકી પદ્રિનો ધર્માધિકારી. આ નામના ધર્માધિકારીને દેવળમાં દર્મ કર્મ કરવા માટે વર્ષાસન આપી નેમવામાં આવતા. તેઓ દેવળની પાસેજ ઘેર બાંધી રેહેતા. તેમની નેમણુંક બીશપ કરતા હોવાથી તેમને બીશપની આજ્ઞામાં રહેવું પડતું અને તેમની સાથે બીશપ પોતાના નોકરો મુજબ વર્તતો; પણુ આથી તેઓમાં

કચવાટ વધતાં તેઓએ પોતાની મંડળીસ્થાપી બળમાં વધારો કીધો, તોય તેમને બીશપનો હોકમ માનવો પડતો. દસમી સદીમાં ફ્રાન્સ તથા બીજા દેશોમાં કયાનનોનાં મંડળો શેહેરે શેહેર સ્થાપન થયાં હતા, અને તેઓ બીશપની ઝુસરીમાંથી જૂદા પડયા હતા, એમના આ મંડળને 'ચાપટ' કહે છે અને તેઓ બીજા ધર્મધિકારીઓથી સ્વતંત્ર રહેતા. વખત જતાં તેમના મંડળો વધતાં તેમનું બળ પણ વધવા માંડયું અને તેથી તેઓએ કેટલાક મહત્વના હક્કો મેળવ્યાં. કેટલીક વખત તો કોઇ ધર્મ સ્થાનમાંનો બીશપ મરણ પામતાં ત્યાં બીજાની નેમણુંક કરવામાં આવે તે વખત દરમ્યાન તે સંસ્થાનનું કામ જોવા નવા બીશપને તેઓ નેમી શકતા. તેઓ બીશપનો હોકમ નહિ માનતાં પોતામાંના એકને વડો અધિકારી નેમી તેના હોકમ મુજબ વર્તતા, આ અધિકારીને તેઓ 'ડીન' કહેતા.

**કયાની**—ઇરાનમાં મોટી યાદગાર પાદશાહી કરી ગએલા એક ખાનદાનનું નામ. આ ખાનદાનના પાદશાહ 'કય' ના એલકાબથી ઓળખાતા હતા. આ વંશ પેશદાદીયાન વંશ પછી ઇરાનની સલતનતપર રાજ્ય અમલ ભોગવવા નશીબવંત નિવડયું હતું. આ ખાનદાનનો પાયો નાખનાર કયકોબાદ હતો. અવસ્તા મુજબ આ ખાનદાનને કુદરતી ખોરેહ હતું તેમજ આ ખાનદાનના પાદશાહો એ પોતાના જમાનામાં મોટાં યાદગાર કામો બજાવ્યાં હતાં, કે જે તેમના દરેકના નામ તળે વર્ણવામાં આવ્યાં છે. તેમાં મુખ્ય જરથોસ્તી દીન ફેલાવવાનો બનાવ, અફ્રાશિઆબ તથા અર્જાસ્પ જેવા ઈરાનના હડહડતા દુશમનોનો નાશ, તેહેમતન રૂસ્તમની ઝલકાટમંદ કારકીર્તીના બનાવ આજ ખાનદાનનાં અમલ દરમ્યાન બન્યા હતાં. આ કયાની ખાનદાને સદીઓ વેર રાજ્ય અમલ ભોગવ્યો હતો. બુનદેહેશ મુજબ તેમના અમલની મુદત ૬૩૩ વર્ષની જણાવવામાં આવેછે ત્યારે તારીખેશાહાને ઇરાનમાં ૩૦૯ વર્ષની ગણત્રી આપવામાં આવેછે. આ ખાનદાનની વંશાવળી નીચે મુજબ છે.

કયકોબાદ (કવિ કવાત)

- (કવિ ઉસધન) કયકાઉસ
  - ફરેબુર્જ
  - શિયાવક્ષ (કવિ સ્યાવર્શાન)
    - કયખશરૂ (કવિ હુશ્રવંધ)
- એરીશ
  - (દિકરી) તંજાઝ બાનુ (ધણીનું નામ ઔરવશાહ.)
    - લોહરાસ્પ (કવિ ઔર્વતઅસ્પ)
      - અરદેશર
      - શીદસ્પ
      - ગુશતાસ્પ (કવિ વિસ્તારપ)
        - અસપંદિયાર (સ્પેન્તોદાત)
          - બેહમન (અર્તખ્શત્ર.)
            - હોમાય (ચેહેર આઝાદ)
              - દારાબ
                - દારાએ
        - પેશોતન (પેશોતનુ)
      - જરીર (જઇરી વઇરિ)
- રૂમ
- અરમીન (કવિ અઇપીવંધુ)

**કયાપૂઆ**—ઇટલીમાં આ શેહેર પ્રાચીન કાળમાં મોટી નામના પામ્યું હતું. તે કયાપોનિયાનું મુખય શેહેર હતું પણ વ્હૅંડાલ તથા સેરેસન પ્રજાએ ઇ૦ સ૦ ૮૪૦ માં તેનો તદ્દન નાશ કીધો, તેથી ત્યાંના રહેવાશીઓ નહાશી કયાસ્ટીલીનમ શેહેરમાં જઇ રહ્યા. જુનું કયાપુઆ શેહેર 'વ્હલ્ટર્નસ' નદીથી બે મૈલ દૂર ટિફેટા પર્વતની નજદીકમાં હતું. કયાસ્ટિલિઅન અર્વાચીન કાળનું કયાપુઆ જાણવું. કયાસ્ટિલીઅનમાં સીસીલીના રાજ્યમાંનો અતિ મજબુત એક કિલ્લો હતો. જુના કયાપુઆને જગે હાલમાં 'સાંટામેરિયા' નામે શેહેર વસાયલું છે, તેની આસપાસ પ્રાચીન કયાપ્યુઆનું ખડીયર નજરે પડે છે.

**કયાલિસ્ટાઇન**—જર્મનીમાં પંદરમી સદીમાં ધર્મ સંબંધી મતોમાં થએલા ફેરફાર સમયે જૂદી જૂદી ટોળીઓ થઇ તેમાનાં એક પક્ષનું નામ, તે વેળા ખ્રિસ્તી ભોજનની વેળા (જુઓ ખ્રિસ્તી ભોજન) દારૂ પીવા જે સમારંભ થતો તેમાં ધર્મગુરૂઓ બીજાઓને દારૂના પ્યાલા આપતા નહોતા. જૉન હુસ નામે પ્રેગ શેહેરની પાઠશાળાના પ્રોફેસરે પોતાનું મત તેમની વિરૂદ્ધ દર્શાવી પોતાની નિશાનપર પ્યાલાનું ચિન્હ પાડયું તેથી આ પક્ષને કયાલીસ્ટાઈન કહેવા લાગા. કયાલિસ્ટાઇન એ શબ્દ કયાલિકસ એટલે પ્યાલો એ લેટીન શબ્દ ઉપરથી બન્યો છે. તેઓએ ૧૪૨૦ માં પોતાની માંગણીની યાદી કરી તેમાં નીચે મુજબ માંગણીઓ હતી. ૧—બોહેમિયામાં ઇશ્વરી જ્ઞાનનો ઉપદેશ કરવાનો હક સર્વેને હોવો જોઇએ. ૨—લૉર્ડસ સપરવેળા પુરોહિત તથા પુરોહિતરો વચ્ચે ભેદ રાખવો નહિ. ૩—ધર્મ ધિકારીઓને જમીન વગેરે બક્ષીસ આપવી નહિ. આ પંથવાલા પ્રેગ શેહેરમાં ઘણા રહેતા હતા તેથી તેમને 'પ્રગર્સ' કહેવામાં આવતા. તેમનો સરદાર 'ઝેંકો વર્ટેનબર્ગ' એ હતો.

**કયાસાવા**—દક્ષિણ અમેરિકા તરફ કયાસાવા અથવા કૌસકંદના ઝાડ પાંચથી ૭ ફીટ ઉંચા વધે છે. આ ઝાડ નાજુક હોવાથી તેનું થડ તથા ડાંખળી બારીક હોયછે. એના પાંદડા સામરાનાં પાત્રાંને મળતાં આવેછે. કયાસાવાના ઝાડની ખેતી કરવામાં આવેછે, એની બે જાતો છે, એમાં એક મીઠી ને બીજી કડવી. કડવા કયાસાવામાં કેફીદ્રવ્ય રેહતું હોવાથી તેને પાણીથી સ્વચ્છ કરી તેનો લોટ બનાવવામાં આવેછે. આ લોટમાંથી કેફી તત્વ કાઢીનાખવા તેને ખાદીનાં કપડામાં બાંધી તેનીપર લાદી મેળી તેમાંનું પાણી નીચોવી કાઢે છે, તેથી તે માહેલી કેફ નિકળી જતાં તે ખાવા લાયક બને છે. એના કંદની કાતરી બનાવીને તે સુકવ્યાથી તેમાંથી કેફી તત્વો નિકળી શકે છે. પછી તેનો આટો બનાવે છે. ખેતરમાં વાવવામાં આયતા કૌસકંદના મૂળીયાં મિઠાં પણ જંગલમાં થતા કૌસકંદના કડવાં હોય છે. કડવા કયાસાવાનું નીચવેલું પાણી જાનવરોને પાતાં તે મરણ પામે છે. બ્રાઝીલ દેશમાં કયાસાવામાંથી ટયાપીઓકા એનામે કાંજી બનાવે છે અને તેનો બોહોળો વેપાર યુરોપમાં ચાલેછે. આ કાંજી અશક્ત મનુષ્યને ઘણી ફાયદા કારક હોયછે.

**કયૂકખાન**—ચંગીજખાનના બેટા ઓકતય ખાનનો એ બેટો. એના પિતા પછી એ ઈ. સ. ૧૨૪૨ ના જાનેવારીમાં (હિ. સ. ૬૩૯) તુર્કસ્થાનની ગાદીએ બેઠો; અને પોતાના કાકા ચઘતીખાનને બંદખશાન અને કાશગરના રાજ્યપર નેમ્યો. એ માત્ર એક વર્ષ રાજ્ય કરી ૧૨૪૨ માં મરણ પામ્યો. તેના પછી એનો ભત્રીજો મંગુખાન ૯ વર્ષની વયે ગાદીનશીન થયો હતો.

**કયૂટાહિ**—એશિઆમાઈનરનું આ શેહેર બ્રુસાની દક્ષિણ પૂર્વે ૭૦ મૈલપર છે. વસ્તી ૩૦૦૦૦ થી ૬૦૦૦૦ ની છે.

**કયૂતનબર્ગ**—બોહિમિયાનું આ ચાંદીની ખાણોવાલું ગામ વિયેનાની ઉત્તરે ઉત્તર પશ્ચિમ

માં રેલ માર્ગે ૧૮૫ મૈલપર છે. અત્રે એક મોટું તમાકુનું કારખાનું છે. લોક વસ્તી ૧૩૧૫૪ ની છે.

**ક્યૂપિડ**—એ વિનસ (પ્યારની દેવી)ને પેટે માર્સ (લડાઇનો દેવ હરમસ યા મરક્યૂરી)થી ઉત્પન્ન થયો હતો. એ બાળકને રૂપે હોઇ તેની પીઠપર પાંખો છે અને હાથમાં અણીદાર તીર અને ખાંધે ધનુષ્ય લટકાવેલું રહેછે.

**ક્યૂનચુઁ**—એ ક્વાંગટંગ સંસ્થાનને લગતો ટાપુ. એની લંબાઇ ૧૪૮ મૈલ ને પોહળાઇ ૮૩ મૈલની છે. તે ઉત્તર ભણી કિનારાથી સપાટ મેદાનને આકારે ૪૫ મૈલ ફેલાયલો છે, પણ દક્ષિણ અને પૂર્વ ભણી ઉંચા પર્વતો આવેલાં છે. તેની વચમાં રેતીના રણો છે. ટાપુના મધ્ય ભાગમાં સુનાની ખાણો અને ઇમારતી લાકડાનાં જંગલો છે. મુખ્ય ઉપજ તંબાકુ, કપાસ, ખાંડ, વગેરેની છે. એના કિનારાપર મોતિની સીપો જડે છે, તથા ત્યાંના ચીનાઓ સીપમાં યૂકિતથી મોતી પેદા કરવાની કળા જાણે છે. પ્રથમ તેઓ મોતીના કાલુઓ અથવા સીપો પકડી તેમાં પિત્તળના તારનો એક કકડો ભોકી કાલુને જખમ કરે છે, એટલે પેલુ કાલુ તારપર પોતાનો રસ ચોપડે છે, ને તેથી ત્યાં મોતી બંધાય છે. ત્યાંના રહેવાસી ચામડીપર છુંદણા પાડી રંગ ચોપડે છે, અને તેમની રીતભાત ને ચેહેરો મલાઇ પ્રજાને મળતો છે. તેઓ જંગલી સ્થિતિમાં વસે છે. તેઓ મેહેનતુ અચ્છા નિશાનબાજ અને બહાદુર હોયછે. તેમની સ્ત્રીઓ સુનાનાં ઘરેણા પહેરેછે. તેઓના દેશમાં જ્યાંથી સુનુ મળે છે તે જગા તેઓ ચીનાઓને યા પરદેશીઓને કદી બતાવતા નથી.

આ ટાપુનું એજ નામનું શેહેર કિનારાથી ૭ મૈલ દૂર છે, અને ત્યાંની પ્રજા કંતાન સાથે વેપાર ચલાવે છે. એની દક્ષિણ તરફ ઇઆઇચુ નામના બંદર સાથે ટુનકીન, અનામ, સીયામ, કાંબોદિયા અને સીંગાપૂર સાથે ઓહોળો વેપાર ચલાવે છે.

**ક્યૂબા**—મેક્ષિકોનાં અખાત પાસે વેસ્ત ઈંદીજનો આ છેક પશ્ચિમ તરફનો મોટો ટાપુ હોઇ તે સ્પેનિશ સરકારનું તાબુ ગણાતું હતું. ક્યૂબા પૂર્વેથી પશ્ચિમ સુધી ૭૫૯ મૈલ લાંબો ને ૨૮ થી ૯૦ મૈલ પોહોળો છે. એનો કિનારો ૧૯૭૬ મૈલ હોઇ ક્ષેત્રફળ ૪૧,૬૫૫ ચોરસ મૈલ છે. એનો કિનારો ખડકોથી ભરપૂર છતાં ત્યાં અનેક નાહાના બંદરો આવેલાં છે. ક્યૂબાના દક્ષિણ પૂર્વ ભાગમાં ઉંચા પર્વતો આવેલાં છે, અને તેમાં મુખ્ય કરી ત્રાંબુ, લોઢું વગેરે જડેછે. તેમજ ચુનખડીના મોટા ખડકો પણ ત્યાં પુશકળ છે. ક્યૂબાનું ખણીજ પાણી વખણાય છે. નદીઓ ઉત્તરથી દક્ષિણ ભણી વહે છે, અને તેમાં માત્ર નાહની હોડીઓ ફરી શકેછે. કિનારા તરફની આબોહવા તંદુરેસ્તી બગાડનારી છે, પણ ઉંચા પ્રદેશની સુખાકારીભરી છે. ત્યાં મે, જુન અને જુલાઇમાં વર્સાદ પડે છે. ગરમીમાં ત્યાં 'યલો-ફીવર' ફેલાય છે, પણ ઉંચી જગાની આબોહવા સારી છે. પૂર્વ તરફ અવાર નવાર ધર્તિકંપના આંચકા લાગે છે. ઇ. સ. ૧૮૪૬ માં થએલા મોટા તુફાનથી ૧૮૭૨ ઘરો નાશ પામ્યા હતાં અને ૨૧૬ વહાણો ડુબી ગયાં હતા.

ક્યૂબાની કેટલીક જગા રસાળ છે, અને ત્યાં પાણી વગેરે મળવાથી તરેહવાર ચીજોના પાક થાય છે. ટાપુના ૧૦ માં ભાગ જેટલી જમીન ખેડવામાં આવી છે. ૩,૦૦૦ ચોરસ મૈલ જેટલી જમીન વગર ખેડવે પડી રહેલી છે, અને ૨,૦૦૦ ચોરસ મૈલ જેટલી જગ્યા જંગલથી ભરપૂર રહેલી છે.

ક્યૂબાનો ટાપુ ૬ પ્રાંતોમાં વેંહચાયલો છે. આ ટાપુપર સ્પેનના સરકાર તરફથી એક ગવરનર જનરલ નેમવામાં આવતો હતો. આ ટાપુમાં ૧૮૯૪ ની ગણત્રી મુજબ લોક વસતી ૧૬,૩૧,૬૯૬ ની હતી, તેમાં ૬૫ ટકા જેટલા યુરોપ્યન અને ૩૫ ટકા હબસીઓ વસેછે. આ ટાપુમાંથી ૧૮૮૬ પછી ગુલા-

મી વેપાર બંધ કરવામાં આવ્યો હતો. આ ટાપુની વાર્ષિક આવક ૨,૪૪,૪૦,૭૫૯ 'પેસોસ' ની થાય છે.

ઇ. સ. ૧૪૯૨માં કોલંબસે ક્યૂબા શોધી કાઢ્યું, અને ૧૫૧૧માં 'બેરાકોઆ' તરફ સ્પેનિયર્ડોએ પ્રથમ વસાહત કરી, એનું મુખ્ય રાજધાની શેહેર હવાના ૧૫૧૯ માં વસાવવામાં આવ્યું, પણ ૧૫૩૮ માં ફ્રેન્ચોએ તેને બાળી નાખ્યું હતું, ફરીથી હવાના વસાવી આબાદ કર્યા પછી ૧૮૯૧માં તેમાં વસતી ૧,૯૮, ૨૭૧ ની હતી, ક્યૂબાના બીજા મુખ્ય શેહેરોની ૧૮૮૭ ની ગણત્રી મુજબ લોક વસતી નિચે મુજબ હતી.

મેટેનગાઝ ૨૭,૦૦૦, સાન્ટીયાગોડી ક્યૂબા ૭૧,૩૦૭, સીયેનફ્યુએગોસ ૨૭,૪૩૦, પ્યૂએરેટોપ્રિન્સીપે ૪૬,૬૪૧, હાલગ્યુઇન ૩૪,૭૬૭ સાંકટીસ્પીરીટુ ૩૨,૬૦૮ અને કોરેન્ડોસમાં ૨૩,૬૮૦ લોક વસ્તી હતી.

૧૭૬૨ માં ઈંગલીશોએ ક્યૂબા જીતી લઇ હવાનાનું બંદર વેપાર થકી ખુલ્લું મેળવ્યું, પણ ત્યાં એકજ વર્ષ બ્રિટીશ અમલ ટક્યો હતો. ૧૮૧૮ માં ક્યૂબા વેપારનું મુખ્ય મથક હતું. અમેરિકા દેશની લઢાઇ વેળાએ ખાંડના વેપાર થકી જાણીતું થયું. ૧૮૬૮ માં સ્પેનિશોએ બળવો કર્યો હતો અને તેની હિલચાલ છેક ૧૮૭૮ વેર ચાલુ હતી, અને તેથી ક્યૂબા કરજદારીમાં ડુબ્યું હતું.

'આ ટાપુની મુખ્ય ઉપજ ખાંડ અને તંબાકુની છે. ૧૮૯૨-૯૩ માં ત્યાં ૮,૧૫, ૮૯૪ ટન વજનની ખાંડ બનાવવામાં આવી હતી. પણ ૧૮૯૩-૯૪ માં તે જથો વધીને ૧૦,૫૪,૨૧૪ ટનનો, ને ૧૮૯૪-૯૫ માં ૧૦,૨૪,૨૬૪ ટનનો થયો હતો. આ ટાપુથી ખાંડનો મોટો જથો યુનાઇટેડસ્ટેટમાં મોકલવામાં આવેછે. ૧૮૯૫ માં ક્યૂબાખાતેથી ૮,૩૨, ૪૩૧ ટન જેટલી ખાંડ નિકાસ કરવામાં આવી હતી, તેનો ૭,૬૯,૯૬૨ ટન જેટલો ભાગ યુનાઇટેડસ્ટેટે ખરીદયો હતો, પણ ૧૮૯૬માં ક્યૂબાની પ્રજાએ સ્પેનિશ સરકાર સામે બળવો કરવાથી લઢાઇ અને આગે ઉદ્યોગને નુકસાન કર્યું હતું.'

'તંબાકુના વેપારમાં આ ટાપુ આગેવાન ગણાયછે. ૧૮૯૨ માં તેણે ૨,૪૧,૨૯૧ ગાંસડી જેટલો તંબાકુ નિકાશ કર્યો હતો, અને તે પછીના વર્ષમાં ૨,૨૭,૮૬૨ ગાંસડી નિકાશ થઇ હતી.'

ક્યૂબાની રાજધાની શેહેર હાવાનામાં બનાવવામાં આવતી 'હાવાનાસીગાર' જગ પ્રસિદ્ધ છે. તે બીડીઓનો નિકાશ વેપાર અતી મોટો ચલાવે છે. ૧૮૯૨ માં ૧૫,૪૯,૩૧,૧૩૩ સીગાર, ૧૮૯૩ માં ૧૩,૪૨,૧૦,૦૦૦ અને ૧૮૯૫માં ૧૫,૪૯,૩૧,૧૩૩ સીગાર પરદેશ ખાતે મોકલાવી હતી.'

'મોહગનીને નામે ઓળખાતું લાકડું, મધ, મીણ, અને ફળો પણ મોટા જથ્થામાં પ્રદેશ ખાતે નિકાશ કરવામાં આવેછે. ૧૮૯૨ માં સર્વ મળીને ૮,૯૬,૫૨,૫૧૪ 'પેસોસ'ની કિંમતનો માલ નિકાશ કરવામાં આવ્યો હતો. જ્યારે આયાત વેપાર ૫,૬૨,૬૫,૩૧૫ 'પેસોસ' નો થયો હતો. જેમાં ૧,૮૫,૫૩,૩૬૦ પેસોસનો માલ સ્પેને, ૧,૬૨,૪૫,૮૮૦ પેસોસનો માલ યુનાઇટેડસ્ટેટે અને ૧,૩૦,૫૧,૩૮૪ પેસોસનો ઈંગ્લાંડમાં મોકલ્યો હતો. આયાત કરવામાં આવતી મુખ્ય જણસ ચોખા, ગૌમાસ અને આટો છે.

'ક્યૂબામાં કેટલીક જાતની ધાતુની ખાણો પણ આવેલી છે. ૧૮૯૪ માં ત્યાંના સાન્ટીયાગોડીક્યૂબા નામના પ્રાંતમાં ૨૯૬ ખાણો ખોદવા માટે પરવાના આપવામાં આવ્યા હતાં. જેમાંની ૧૨૮ લોખંડની, ૮૮ મેન્ગેનિઝ ની ને ૫૩ ત્રાંબાની હતી.'

'આ ટાપુમાં રેલ્વે લાઇન '૧૦૦૦' મેલ સુધી નાખવામાં આવી છે. તે ઉપરાંત ખાંડ બનાવવાનો ધંધો કરનારી મોટી કંપનીઓએ પોતાની ખાનગી મીલકતો ઉપર રેલ્વે સડકો બાંધી છે, જેને બીજી રેલ્વે સડકો સાથે જોડી નાખવામાં આવી છે. તારના દોરડાં ૨,૩૦૦ મૈલ સુધી નાખવામાં આવ્યાં છે.

**ક્યૂબાન**—કૉકેસસ પર્વતને લગતી એક નદી. એજ નામનો એક રશિયન પ્રાંત છે કે જેનું ક્ષેત્રફળ ૩૭,૨૭૭ ચોરસ મૈલ છે ને તેમાં લોક વસ્તી ૧૪,૦૮,૭૧૮ ની છે.

**ક્યૂમોન**—પૂર્વ ઘરવાલ સાથે આ પ્રાંત વાયવ્ય પ્રાંતને તાબેછે. એની ઉત્તરે ચીનાઇ સરહદ, પૂર્વે નેપાલ, દક્ષિણ પશ્ચિમે રોહિલખંડ, મુરાદાબાદ ને બીજનોર; પશ્ચિમે દેહરાદુન અને ઉત્તર પશ્ચિમે ઘરવાલનું દેશી રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૭૧૫૧ ચોરસ મૈલ છે.

ક્યૂમોનમાં જ્યાં ત્યાં પર્વતોની ઉંચી હારો ફરી વળેલી છે અને તેનો ઉંચો ભાગ ઉત્તર તથા પૂર્વ ભણી વધેછે, તેમાં નીતીપાસ સમુદ્ર સપાટીથી ૧૬૮૮ ને મના ૨૦,૦૦૦ ફીટથી વધારે ઉંચોછે. તેમાં બદાનસી ૧૫.૦૦૦ ફીટ ઉંચોછે, આ પર્વતોમાંથી ઘણાક નદીનાળાં વેહેછે. નંદા દેવી પર્વત ૨૫,૭૪૫ ફીટ ઉંચો છે ને તેની નજદીકના બીજા બે પર્વતો ૨૩,૫૩૧ને ૨૩,૩૧૭ ફીટ ઉંચા છે. બે બીજા પર્વત પશ્ચિમમાં ૨૩,૪૪૧ ને ૨૩,૨૩૬ ફીટ ઉંચા છે, સરહદ તરફ ક્યૂમોનનો ઉંચવટો ૧૨,૦૦૦ ફીટ ઉંચોછે. ત્યાંના ૩૪ પર્વતોના શિખરો તો માત્ર ૧૮,૦૦૦ ફીટ ઉંચા છે. આ હારો ૧૪૦ મૈલ લાંબી ને ૪૦ મૈલ પોહળી છે. મુખ્ય નદીઓ કાલી, પશ્ચિમ ધવલી, ગુકા, ગીરે ગંગા ને વિષ્ણુ ગંગાછે. મુખ્ય નદી અલંકદા ગણાયછે.

ક્યૂમોનની અલંકદા નદીની રેતીમાં સુન્નુ તથા કેદારનાથ તરફ ગ્રેનાઇટ પથ્થર મળે છે. પોકરી નજદીકની ત્રાંબાની એક ખાણમાંથી ૫,૦૦૦ પૌંડનું ત્રાંબુ મળ્યું હતું અને એ મુજબ ઘણા વર્ષો સુધી યૂરોપ્યન કંપનીએ તેનો લાભ લીધો હતો પણ ૧૮૪૧ થી ત્રાંબુ ઘટવા માંડયાથી ખાણો પડતી મેલવામાં આવી છે. ફક્ત ૧૮૫૨ માં થોડાક સાહાસીક વેપારીઓએ ફરીથી ખાણો ખોદવાનું કામ હાથ ધર્યું હતું. મુખ્ય ખાણો પોકરી અને ગંગોલા, શીરા, ખેરી ને શેઅરગુર્જમાં છે. અત્રે લોઢાની પણ અનેક ખાણો છે.

આ પ્રાંત ઉચ્ચ ભૂમિપર વસાયલો હોવાથી ત્યાં હિમ પડી હવા થંડી બનેલી રહે છે. જાનેવારીમાં પારો ૪૭°, ફેબ્રુવારીમાં ૫૫°, માર્ચમાં ૮૧°, એપ્રેલમાં ૬૬°, મે માં ૭૩°, જુનમાં ૭૬°, જુલઈમાં ૭૮°, આગસ્ટમાં ૭૯°, સપટેંબરમાં ૭૫°, અક્ટોંબરમાં ૬૯° નવેંબરમાં ૬૦°, ડીસેંબરમાં ૫૨° વેરરહી સખત થંડી પડે છે.

અત્રે લાગટ બરફ પડતો નથી પણ ત્રણ વર્ષે આંતરે પડે છે. માત્ર બે માસમાં પર્વતો ઉપર વરસે છે. ક્યૂમોનમાં અનેકવાર ધર્તિકંપના આંચકાથી ભારે ખાનેખરાબી થઇ હતી. તેમાં ૧૮૩૧ થી ૧૮૩૫ વેર ૮ વેળા થયો હતો. ૧૮૦૩ માં થએલા સખત ધર્તિકંપથી ઘણાક ગામો ને મંદીરો નાશ પામ્યાં હતાં. ક્યૂમોનના જંગલોમાં ઉત્તમ દેવદાર, પાઈન, ૬ જાતના ઓકના વૃક્ષ ઉત્તપન્ન થાયછે. પાઇનના ઝાડ ૬૦ થી ૭૦ ફીટ ઉંચા વધે છે. તેમજ યૂરોપ તથા હિંદમાં દરેક જાતની ફળફળાદી અત્રે ઉત્પન્ન થાયછે. લોક વસ્તી ૫,૬૩,૧૮૧ ની હતી.

ક્યૂમોનના તેહેરાના વનમાં હાથીઓ ટોળાબંધ મળી આવેછે. અત્રે હાથીઓનો શેકાર કરવાની સખ્ત મનાઇ છે, પણ તેને પકડી લશકરી ખાતામાં મોકલવામાં આવેછે. આ મુલકમાં વાઘનો અતિશય ઉપદ્રવ હોવાથી વાઘ મારનારને દર વાઘ દીઠ સરકાર રૂ ૧૦ થી ૧૫ નું ઇનામ આપે છે. આથી દર વર્ષે ૨૦૦ થી ૩૦૦ વાઘોનો ઘાણ નિકળેછે તોય તેમની વસ્તી ઘટતી નથી. વાઘ શિવાય ચિત્તા, રીંછ, જંગલી ઘોડા, ગધેડા વગેરેની પણ મોટી પેદાશ છે. તેમાં ક્યૂમોનના ઘોડા તથા ટટુ ઘણાં વખણાય છે. ક્યૂમોનમાં શરદ ઋતુમાં વાવણી કરી વસંતમાં કાપણી કરવામાં આવેછે. અથવા તો વસંતમાં વાવી શરદમાં કાપણી કરે છે. મુખ્ય ધાન્ય ઓટ, ગહૂં, કઠોળનો પાક થાયછે. તે શિવાય તમાકુ, કસુંબો વગેરે પણ મોટા વિસ્તારપર પાકે છે. ચોખા, કપાસ, ગળી, મકાઈ, જવ, કાંદા

વગેરેનો મુખ્ય વેપાર ચાલે છે. યૂરોપમાં ઉગતી તરેહવાર તરકારી આ પ્રાંતના દરેક ભાગમાં ઉગી શકે છે. આ પ્રાંતમાં ૧૮૫૬ માં પપેટાની પેહેલી ખેતી કર્યા પછી હાલમાં પપેટાનો ત્યાં મોટા ઉદ્યોગ ચાલે છે. વળી સરકારે ચાહેની ખેતીનાં અખતરા કરી જોયાથી તેમાં ફતેહમંદી મળતાં હાલ તેની ખેતી મોટા પાયા પર કરવામાં આવેછે.

કયૂમોનથી ચાઈનીજ તારતરી જવાના અનેક માર્ગો છે. લોઢું, મીણ, આદું, ત્રાંબુ અને બીજી વનઔષધિ લખનો યા ફરૂખાબાદ મોકલવામાં આવેછે, તેમ લખનૌથી જાડું કાપડ, સાકર, બ્રિટન અને હિંદની કારીગરીની વસ્તૂ કયૂમોનમાં જાયછે. તિરાહીના જંગલમાં થતાં ઈમારતી લાકડાં, બાંબુ, એબની વગેરે લાકડ કામ પરદેશ રવાના કરવામાં આવેછે.

દેશમાં મુખ્ય વસ્તી હિંદુઓની છે. તેમાં બ્રાહ્મણ, રજપૂત અને શૂદ્રની જાત મુખ્ય છે. શૂદ્ર પ્રજામાં સુનાર, કુંભાર, સુતાર, ખાણખોદુ દરજી અને ગવૈયા વગેરે સમાવવામાં આવ્યાછે, આ પ્રજા રંગે કાળી કલૈવાલા બાલ, ને દેખાવળી છે. કયૂમોનમાં એક તારતરી પ્રજા વસેછે, જેઓ ટીબેટની ભાષા બોલેછે. મુખ્ય યાત્રાસ્થાન કેદારનાથ, બદ્રીનાથ, દેવ પ્રયાગ અને અંલકંદા છે. તેમજ રૂદ્રપ્રયાગ, કર્ણપ્રાયગ, નંદપ્રાયગ અને વિષ્ણુપ્રયાગ એ તિર્થ સ્થાનો છે.

ઘરવાલ શિવાય મુખ્ય કયૂમોનતું ક્ષેત્રફળ ૫,૦૦૦ ચૌરસ મૈલ છે, પણ પાછળથી કાઢેલી ગણત્રી મુજબ ૬,૯૬૨ ચૌરસ મૈલ જણાયુંછે. મુખ્ય કયૂમોનની લોકવસ્તી ૧,૦૭,૭૫૫ ની છે.

ઈ. સ. ૧૩૭૯ માં ફીરોઝ તઘલખે કયૂમોનમાં જીત મેળવી, ત્યાંના લોકોને કેદ કરી ગુલામ બનાવ્યા હતા. તૈમુરે ૧૫ મી સદીની શરૂઆતમાં દક્ષિણ કયૂમોનમાં ફતેહ મેળવી હતી. કયૂમોનના રાજ્ય કર્તાનો મુળ પુરૂષ અલાહબાદ નજદીક ગંગાની નજદીકના ઝાન્સીનો રહીશ હતો, કે જેણે ૪૦૦ વર્ષ ઉપર કયૂમોનમાં પગભર થઇ રાજ્ય સ્થાપ્યું હતું. અકબરે કયૂમોનતું અલમોરા તાબે કીધું પણ તે વખતના રૂદ્રરાજે ફરી જીતી લીધું હતું. ઈ. સ. ૧૭૯૧ માં ગુરખાઓએ ત્યાં મોટાઈ મેળવી હતી; પણ ૧૮૧૪ ની ગુરખા લડાઈ વેળા ઇસ્ટઈંડીયા તરફથી કર્નલ નિકોલસે ૧૮૧૫ નાં એપ્રેલમાં કયૂમોનમાં દાખલ થઈ ઘણીક બહાદુરીભરી ઝપાઝપીઓ પછી અલમોરા તાબે કીધું, અને ગુરખા સરદાર જે ઘેરોઘાલી બેઠો હતો તેને કાલી નદીને કાંઠેથી નહસાડયો, તે વેળા કયૂમોનપર ઘણાકોએ દાવો ઉઠાવ્યા પછી બ્રિટીશોએ કયૂમોનને પોતાના રાજ્ય સાથે જોડી, ત્યાંના રાજાને અલકંદાના પૂર્વ ભણી મંદાકીનિ નજદીકનો ઘરવાલવાલો ભાગ આપ્યો હતો.

**કયૂરેસો.**—આ પક્ષી મુખ્ય કરી મધ્ય અને દક્ષિણ અમેરીકાનું વતની છે. આ પક્ષીની ચાંચ ઉપર કલગી જેવો પીછાનો તુરો હોય ચાંચની ઉપરની બાજુએ બે તરફ આંખો હોય છે. પેરૂગુઆ તથા મેકસીકોમાં એની જાતો મળી આવી છે. આ પક્ષીનો મુખ્ય ખોરાક ફળફળાદી છે, વળી તે મરઘાં બટકાંના જેવો પણ ખોરાક લઈ શકે છે. આ પક્ષી ભયથી ઘણા નભરવશ હોયછે અને તેથી જ્યારે તેઓ પોતાની મોજમજાહની મોસમમાં લીન થએલા હોય છે ત્યારે ઘણી સહેલાઇથી પકડાઇ જાયછે. આ પક્ષી કદમાં ટર્કી જેવડું હોયછે.

**કયૂ.**—સરે માહેલું આ ગામડું હાઇડપાર્કની પશ્ચિમે ૬ મૈલપર થેમ્સ નદીના જમણા કાંઠાપર છે. આ ગામ નજદીક થેમ્સ ઉપર એક પથ્થરનો મજબુત પૂલ બાંધેલો છે. આ પુલને ૭ મેહેરાબો છે. આ પૂલ ૧૭૮૯ માં બાંધવામાં આવ્યો હતો, અને ૧૮૭૩માં પ્રજાની મીલકત તરીકે સોંપવામાં આવ્યો હતો. અત્રે બાગબાની શીખવવા માટેનો ગંજાવર બગીચો જાણીતો છે. આ બગીચો જૅાર્જ ત્રીજાની માતાએ ૧૭૬૦ માં સ્થાપી ૧૮૪૦ માં તેને પ્રજા તરફી ખુલ્લો મેળ્યો હતો. આ બગીચો ૭૦ એકર જમીન રોકે

છે. બગીચાની દક્ષિણુ પશ્ચિમે વેધશાળા બાંધેલી છે. ઉત્તર તરફના મધ્ય ભાગમાં કયૂ મેહેલ છે, કે જ્યાં ત્રીજો જ્યોર્જ હમેશાં રહેતો હતો, અને રાણી ચાર્લોટ પણ ત્યાંજ મરણ પામી હતી. ૧૮૦૧માં લોક વસ્તી ૧૮૦૧ ની ને ૧૮૯૧ માં ૨૦૭૬ ની હતી.

**કર્ક**--આ રાશી મીથુનની પાછળ છે. એ ૪થી રાશી છે. એમાં થોડા તારાઓ છે, અને તેનો પ્રકાશ જાણવાજોગ નથી. એનો પંચાંગમાં દર્શાવેલો આકાર વિંછુ જેવો છે.

**કર્ક**--ગુજરાતના રાષ્ટ્રકુટ શાખાનો એ રાજા ઇ. સ. ૮૧૨ થી ૮૨૧ વેર રાજ્ય અમલ ભોગવી ગયો હતો, એ પોતાના પિતા ઇંદ્રિ પછી ગાદીએ બેઠો હતો. એના વખતનાં તામ્રપટો મળી આવ્યાંછે; તેમાં વડોદરામાં ઇ. સ. ૮૧૨ નું, નવસારીમાં ૮૧૬ નું ને સુરતમાં ૮૨૧ નું છે. આ તામ્રપટ લેખો ઉપરથી કર્કની ઉદારતા અને તેણે આપેલા ગામોની બક્ષેસના લેખો મળી આવ્યાંછે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં જણાવ્યા મુજબ ઇ. સ. ૮૨૧ના વડોદરાવાળા તામ્રપટમાં જણાવ્યું છે કે ગુર્જર રાજા ગૌડ અને વંગના રાજાઓને જીતી મગરૂર થઇ ગયો હતો, અને માળવાના રાજા ઉપર ચઢી આવ્યો હતો; તેનાથી માળવાના રાજાનો બંચાવ કરવામાં કર્કના સ્વામિ (ગોવિંદ ૩ જા) એ કર્કની મદદ લીધી હતી. કર્ક પછી એનો પુત્ર દંતિવર્મા ગાદીએ બેઠો હતો.

**કર્કકેલશિઆ**—ટર્કીના તાબેનું શેહેર; કૉન્સટન્ટી નોપલની ઉત્તર પશ્ચિમે ૧૦૪ મૈલ પર છે. લોક વસ્તી ૧૬૦૦૦ ની છે.

**કર્કટશૃંગ**—એને સંસ્કૃતમાં ગ્રંથીપર્ણી કહે છે. એના વૃક્ષ ધણું કરી જેહેલમ નદીના ઉગમથી તે આસામ પ્રાંત સુધી હિમાલય પર્વતપર ૩૦ ફીટ ઉંચા વધેછે. એની ડાંખળીપર કીડા આકારની ગ્રંથીઓ ઉત્પન્ન થાય છે. એના પાંદડા તથા છાલમાંથી એક સફેદ રસ નિકળે છે, તેમાંથી ઉડી જનાર તીખું તેલ નિકળે છે. એના તેલનો ઉપયોગ રાણીગઢ તથા પાબર પાંત્રના લોકો કપડાં પર નામ પાડવામાં કરે છે. એજ વૃક્ષની બીજી જાતો અતી વિષારી હોય છે.

**કર્કવેલ**—ઑર્કનીનું આ મુખ્ય શેહેર મેનલેંડના પૂર્વ કિનારાપર થ્યુર્સોની ઉત્તર પૂર્વે ૪૯ મૈલપર અને લીચની ઉત્તરે ૨૨૫ મૈલપર છે. એ ત્રેનું સેંટ મેગનસકે થિડ્રલ નૉર્મલ તથા ગૉથીક લઢણપર બાંધેલું છે. લોક વસ્તી ૩૯૨૬ ની છે.

**કર્કહેમ**—લેંકેશાયરનું આ પરૂ પર્સટનની પશ્ચિમથી ઉત્તર ૮½ મૈલપર છે. અત્રેની નિશાળ ૧૬૦૩ માં સ્થાપન કરવામાં આવી હતી, શેહેરમાં કપાસ, સણ, કાપડ, ગુણપાટ, અને દોરડાંના કારખાનાઓ છે. લોક વસ્તી ૧૮૫૧ માં ૨૭૭૭ ની ને ૧૮૯૧ માં ૩૯૯૫ ની છે.

**કર્કીંટલ લૉચ**—ડામબરટન શાયરનું આ ગામ હોર્થ અને કલાઇડની નેહેરપર ગલાસગોની ઉત્તરથી ઉત્તર પૂર્વે ૭ મૈલપર છે. અત્રેનો કિલ્લો આગલા વખતની ચોખંડી નિશાનો સાથે જણાય છે. અત્રે લોખંડના કારખાના છે. લોક વસ્તી ૧૮૫૧ માં ૬૩૪૨ ની ને ૧૮૯૧ માં ૧૦૩૧૨ ની હતી.

**કરકી**—મધ્ય એશિયાને લગતું કરકી શેહેર ઓકસસ નદીને જમણે કાંઠે બોખારા શેહેરની દક્ષિણે ૧૨૦ મૈલપર છે. એ શેહેર વેપાર વણજ તથા યુદ્ધ કળાની સામગ્રી માટે જાણીતું છે. ૧૮૮૭ માં કરકી રશિયનોએ જીતી લીધું હતું.

**કરકો**—જરથોસ્તી ધર્મની દંતકથાનાં એતેકાદ મુજબ આ આતશ દાદારઅહુરમજદની પાસે સદા રોશન રહે છે.

**કર્કોટક**—કદ્રુ પુત્ર એક નાગ. એ નારદના શ્રાપથી અગ્નિમાં પડયો હતો, ત્યારે નળરાજા એ એને તેમાંથી બંચાવ્યો, તેથી તેના ઉપકાર ના બદલામાં નળને કળીથી ઉપદ્રવ નહિ થાય તે માટે તેને ડંખ મારી કાળો બનાવી નાખ્યો હતો (જુઓ નળ.)

**કર્કોટક વંશ**—આ વંશના રાજાઓએ કાશમિરમાં ૨૫૧ વર્ષ ૬ માસ સુધી રાજ્યવૈભવ ભોગવ્યો હતો. આ વંશનો સ્થાપક પહેલો રાજા દુર્લભ વર્ધન ઇ. સ. ૫૯૮ માં ગાદીએ બેઠો હતો, તેણે ૩૬ વર્ષ રાજ્યપદ ભોગવ્યું હતું. તે પછી દુર્લભ, ચન્દ્રાપીડ, તારાપીડ, લલિતાદિત્ય, કુવલયાપીડ, વજ્રાદિત્ય, પૃથિવ્યાપીડ, સંગ્રામપીડ ૧લો, જજ્જ, જયાપીડ, લલિતાપીડ, સંગ્રામપીડ ૨ જો, બૃહસ્પતિ, અજીતાપીડ, અનંગાપીડ ને ઉત્પલાપીડ નામે રાજાઓ અનુક્રમે ગાદીએ બેઠા અને આ વંશનો અંત ઇ. સ. ૮૫૨ માં આવ્યો હતો.

**કરગ્યૂલન્સ લૅંડ**—એનટ્રાટીક ઓશનમાં આ ટાપુ ૮૫ મૈલ લાંબો ને ૭૯ મૈલ પોહોળો છે. અત્રેનો રોઝ પર્વત ૬૧૨૦ ફીટ ઉંચોછે. આ ટાપુના કિનારાઉપર પર્વતોની હાર લંબાયલી છે ને ત્યાની હવા રોગીષ્ટ ને તુફાની છે. ૧૭૭૨ માં બર્ટન નામના એક 'સેલરે,' આ ટાપુ પ્રથમ શોધી કાઢયો હતો. ૧૭૭૬ માં કેપતન કુકે પણ તેની મુલાકાત લીધી હતી. ૧૮૯૩ માં ફ્રેન્ચોએ પોતાના રાજ્ય સાથે જોડી નાખ્યું હતું.

**કરગુન**—ઇંદોરના રાજ્યમાં આ કોટવાલું શેહેર એ તરફના જીલ્લાના અમલદારનું મુખ્ય મથક છે. આ ગામ આગળ સારી જાહોજલાલીભરી હાલતમાં હતું, પણ ઓગણીસમી સદીની શરૂઆતમાં મરાઠા લઢાઇ દરમ્યાન પડતી હાલતમાં આવ્યું. આગળ અત્રે ૫૦૦૦ ઉપર ઘરો હતાં, પણ હાલમાં માત્ર તેના ૮૦૦ ખંડીયરો બાકી રહેલાં જણાયછે. ઇંદોરની દક્ષિણે ૬૦ મૈલ અને મઉની દક્ષિણે ૪૯ મૈલ ઉપર છે.

**કરચલાં મૂળ**—એના ઝાડનું ઉત્પત્તિસ્થાન અમેરિકાનો દેશછે. કરચલાંમૂળ કોઠાને કબજ કરવાનો ઉત્તમ ગુણ ધરાવેછે, પણ તેનો સ્વાદ કડવો હોઇ સૂગ આવે તેવી ગંધ આવેછે. આગલા વખતમાં ઉત્તર અમેરિકામાં કરચલાંમૂળને સોમલના સત્વ સાથે મિશ્ર કરી તેને માર્ટીન્સકેનસર પાઉડરને નામે ઔષધિ ઉપચારમાં વાપરવામાં આવતું.

**કરંજ**—એના વૃક્ષ જગલમાં આપો આપ ઉગી નિકળેછે. તેમજ તે વાવવાથી ઉગી શકેછે. એની છાયા અતિશય ઘટ અને શિતળ હોયછે, તેમજ એનાં ઝાડ પાસે ઝાઝું પાણી હોયછે. એના બિયાં રાતા રંગના ને ચપટાં ગોળાકાર હોયછે. આ બિયાં ઝાડ ઉપરથી પોતાનીમેળે ખરી પડેછે; તેનું તેલ કાઢવામાં આવેછે, તે થંડું હોવાથી તેને બાળવાના ઉપયોગ ઉપરાંત ચોપડવાની દવા તરીકે કામમાં લેવામાં આવે છે. તે શિવાય એના પાંદડા, મૂળ, બિયાં અને તેલ જૂદા જૂદા દુઃખ•દર્દોપર અકસીર હોવાથી દેશી વૈદો તેને ઉપયોગમાં લીયેછે, એના ૨૦ રતલ બિયામાંથી ૧૩ રતલ તેલ નિકળેછે.

**કર્જમ**—એ કયગુશતાસ્પ પાદશાહનો એક ખેશી હતો. જ્યારે અસપંદિયાર રૂઈનતને અસાધારણ બહાદુરીથી પાદશાહી મેહેરબાની મેળવવા માંડી ત્યારે એણે અદેખાઇથી ગુશતાસ્પને અસપંદિયાર વિરૂધ વાતો સમજાવી બાપ બેટા વચ્ચે મિનાકેસો ઉપજાવ્યો હતો.

**કરંજા**—મુંબઇ ઇલાકામાં મુંબઇ ટાપુના પૂર્વમાં આવેલો ટાપુ. એલીફંટા ટાપુની દક્ષિણે આવેલો છે. આ ટાપુ ૪ મૈલ લાંબો અને ૨ મૈલ પોહળો છે. કરંજાના ઉત્તર ભાગમાં આવેલી નાની ટેકડીવાલો ભાગ ઢેકાંઢયાંથી ભરપૂર છે, અને દક્ષિણ ભણી આવેલી મોટી ટેકડીવાલો ભાગ જાણીતો છે. આ નાહાનું ગામ તળાવ કાંઠે વસાયલું છે. દક્ષિણ તરફની ટેકડીપર એક જુનો કિલ્લો છે. આગળ જ્યારે તે મજબૂત સ્થિતીમાં હતો ત્યારે ત્યાં ૧૪ તોપો મુકવામાં આવતી હતી. ગામનો સપાટ ભાગ ફળદ્રુપ હોઇ તેમાં ચોખા, નારીયળી, તાડ, આંબા વગેરેનો પાક થાય છે. કરંજા પોર્ટુગીજોનું જુનું મથક હતું. ૧૬૬૧ માં ચાર્લેસ બીજાને જ્યારે મુંબઇ ટાપુ રીતમાં મળ્યો ત્યારે આ ટાપુ પણ

ચોકસ કોલકરાર પછી મેળવ્યું હતું. ૧૬૮૩ માં કરંજા સંભાજીએ જીતું લીધું હતું. પણ ૧૭૮૪ માં ફરી ઇંગ્રેજોએ તેને જીતી લીધું હતું.

**કરજાળા**—કાઠીઆવાડ ઇલાકામાં શેલ નદીના પૂર્વ કાંઠાપર કુંડાળાની વાયવ્યે ૭ મૈલપરનું ગામ. વહિવટદારો ખુમાણ કાઠીઓ છે. કાઠીયાવાડ સર્વ સંગ્રહમાં એવી કથા છે કે ત્યાંના પેહેલા ગરાશીઆ "વાળા" હતા, ને 'મેરજી વાળો' ગામનો મુખી હતો. મેરજીનું લગ્ન ધારીની ચુડાસમાં રજપુતાણી સાથે થવાનું હતું. જાન કરજાળે આવતી હતી, તેવામાં બાબરીયા ગામ ઉપર હુમલો કરી ત્યાંનાં ઢોર વાળી લઇ ગયા. આ વાતની ખબર થતાંજ મેરજી વાળો વરમાળ તથા મીંઢળ સાથેજ થોડુંક લશકર લઇ તેમની પાછળ પડયો; અને તેમને કરજાળાથી થોડાક મૈલ ઉપર સુર્યવડ નામના વડ આગળ (જે હાલમાં પણ છે) પકડી પાડી હરાવ્યા, પણ તેમાં મેરજી માર્યો ગયો. જ્યારે મેરજીની સ્ત્રી કરજાળે આવી ત્યારે તેને આ બીના જણાતાં તે સતી થઇ. કહે છે કે ત્યારથી મેરજી ભુત થઇ લોકોને હેરાન કરવા લાગ્યો, પણ તેનું શ્રાધ ગયામાં કરતાં તેના આત્માનો ઉદ્ધાર થયો હતો. સતીનો પાળીયો જે શેલ નદીને તીરે છે તેની ઉપરના લખેલા સંવત ઉપરથી ઇ. સ. ૧૪૧૪ ના સાલમાં આ બનાવ બનેલો જણાય છે. ૧૮૮૧ માં લોક વસ્તી ૪૪૨ ની હતી.

**કરડઈ**—(જુઓ કસુંબો)

**કરડો**—આ કાંટાવાળું ઝાડ ખાનદેશ, મારવાડ અને ઉત્તર હિંદુસ્થાનમાં મુખ્યત્વે કરી ઉગેછે. તેને તે તરફ 'કરેલ'ના ઝાડ કહેછે. એના ઝાડપર પાંદડાં હોતાં નથી, અને તેપર માત્ર લાલ રંગના ફુલો આવેછે, તેમજ તેપર નાના બોર જેવડાં ફળો આવેછે, તે ફળોની ભાજી થાયછે. એના પાકાં ફળોનો રંગ લાલ હોયછે.

**કરન્ટસ**—એક પ્રકારની નાહાની દરાખ. આ દરાખ જાન્ટી, શીપાલો, તથા ઇઠાકામાં વેલા ઉપર ઉગેછે. આ દરાખ મીઠાઇમાં ઝાઝી વપરાયછે. એના રોપા ઘણા નાજુક હોવાથી તથા રોપવાબાદ ૬થી ૭ વર્ષે વેલાપર ઉગતા હોવાથી એ ઘણી થોડી મળેછે, તેમજ મોંઘી વેચાયછે, એ બે જાતની આવેછે. તેમાં કાલી અને લાલ એ બે છે. લાલ કરન્ટસ ખાટી મીઠી હોયછે.

**કરણ**—આ ફુલ ઝાડ ૬ થી ૧૦ ફીટ ઉંચા વધેછે. એની સફેદ, લાલ, પીળી, ગુલાબી એવી ચાર જાતો પ્રસિદ્ધ છે, તેમાં સફેદ કરણીના મૂળ અને તેનાં પાંદડા અતિ લંબોચાં હોયછે. આ ઝાડ વિષારી હોવાથી એની તળે સાંપ કદી રહેતા નથી. સાંપ, વિંછી વગેરેના ઝેર ઉપર સફેદ કરણીના મૂળનો લેપ કરવામાં આવ્યાથી ઝેર ઉતરી જાયછે.

**કર્ણ**—કુંતિને સુર્યમંત્રના પ્રભાવથી કુમારી સ્થિતિમાં થએલો પુત્ર. એ પેદા થયો ત્યારે કુંતિનું લગ્ન થએલું નહોતું, તેથી તેણીએ લોકલાજ માટે આ બાળકને એક પેટીમાં નાખી નદીના પ્રવાહને આધારે છોડયો હતો. આ પેટી વહેતી વહેતી યયાતિ પુત્ર અનુરાજા, તત્કૂળનો સત્યકર્મા એમના અધિરથ નામે પુત્રને મળી. તેણે આ પેટી પકડી પાડી તે ઉઘાડી જોતાં તેમાં આ પુત્ર મળયો, તેથી તે ઘણો ખુશી થયો. તેને પુત્ર સંતાન નહિ હોવાથી આ બાળકને પોતાની સ્ત્રી રાધાને સ્વાધીન કરી તેનું નામ 'વસુષેણ' રાખ્યું.

વસુષેણ મોટો થયો તેટલાં રાધાને રાધેય નામે પુત્ર થયો, પછી વસુષેણ સમજમાં આવતાં ધૃતરાષ્ટ્ર અને પાંડવો દ્રોણાચાર્ય પાસે ધનુર્વિધા શીખતા હતા, ત્યાં અધિરથે રાધેયુ અને વસુષેણને શીખવા મુકયા. ત્યાં એ પોતાના ભાઇ સાથે ધાનુર્વિધા શીખતો હતો, ત્યારે એણે અર્જુન જેવુંજ પરાક્રમ બતાવવા માંડયું, આથી બેઉ વચ્ચે અનબનાવ થયો. આ અનબનાવ જોઇ દુર્યોધન ઘણો ખુશી થયો અને તેથી તેણે કર્ણને (વસુષેણ.) પોતાના આશ્રયમાં રાખ્યો.

કેટલીક મુદત પછી જરાસંધ સાથે એની દોસ્તી પડી તેથી દુર્યોધને કર્ણને અંગદેશનું રાજ્ય આપી મોટી યોગ્યતાએ ચઢાવ્યો.

એ સૂર્યનો પુંજારી હતો અને સૂર્યના મંત્ર પ્રભાવથી એનો જન્મ થએલો હોવાથી સૂર્ય એની પર અતિશે પ્રેમ રાખતો. એક વેળા બ્રાહ્મણ વેશે સૂર્યે એની પાસે જઇ કહ્યું કે 'તારી પાસે ઇદ્ર બ્રાહ્મણ વેશે આવી તારી પાસેના કવચ કુંડળો માંગશે, ત્યારે તે તું તેને આપીશ નહિ. (એ જનમ્યો ત્યારથીજ એના અંગ ઉપર વજ્ર જેવાં કવચ ને કાનમાં કુંડળો હતાં, તે સૂર્યે નહિ આપવા જણાવ્યું હતું.) પણ કર્ણે વેષધારી બ્રાહ્મણને કહ્યું કે "મારાથી બ્રાહ્મણને ના પડાશે નહિ. કેમકે હું કોઇને નિરાશ કરવા ઇચ્છતો નથી. આથી સૂર્યે કહ્યું કે તું જો તેને કવચ કુંડળો આપશે તો પછી તેની પાસેથી 'અમોઘ શક્તિ માંગી લેજે." તે પછી થોડી મુદતે બ્રાહ્મણ વેશે ઇંદ્ર આવ્યો અને તેણે એના કવચકુંડળો માંગ્યા ત્યારે એણે સૂર્યના કહેવા મુજબ કવચકુંડળો આપી તેની પાસેથી અમોઘ શક્તિ માંગી લીધી, તે દિવસથી એનું નામ કર્ણ પડ્યું.

કવચકુંડળો ગયા પછી એના મનમાં પરશુરામ પાસે જઇ વધારે વિદ્યા સંપાદન કરવાનો વિચાર થયો. પરશુરામ બ્રાહ્મણ શિવાય કોઇને વિદ્યા શીખવતો નહિ (ભિષ્મ માત્ર શિખ્યો હતો.) તેથી કર્ણે બ્રાહ્મણ વેશે તેની પાસે જઇ વિદ્યા અભ્યાસ કર્યો; પણ એનો ભેદ ઘણા દિવસ સુધી ગુપ્ત રહ્યો નહિ, કેમકે એક દિવસે પરશુરામ કર્ણના ખોળામાં માથું મુકી સુતો હતો તે વેળા એક દૈત્ય તિક્ષણ કીટકયોનિ પામેલો (જુઓ દંશ) એની જાંઘ કોરવા લાગ્યો, તેથી રૂધિરનો પ્રવાહ ચાલ્યો પણ કર્ણ જરાએ સળવળ્યો નહિ, પણ જ્યારે રૂધિર પરશુરામના શરીરને ઉનું લાગ્યું ત્યારે તે જાગી ઉઠયો ને જોય છે તો રૂધિરનો પ્રવાહ ચાલ્યો છે છતાં કર્ણ શાંત બેઠો છે. પરશુરામે કહ્યું કે તું બ્રાહ્મણ નથી, કેમકે બ્રાહ્મણને આટલું ધૈર્ય હોય નહિ. માટે સાચ્ચું જણાવ. ત્યારે કર્ણે શ્રાપના ભયથી ખરી બીના નિવેદન કરી. આથી પરશુરામે કહ્યું કે તું ચોરીથી મારી પાસે વિદ્યા ભણ્યો માટે તારી વિદ્યા સદા સફળ થશે ખરી પણ મરતી વેળા તું અસ્ત્ર ભૂલી જઇશ.

તેવોજ એ એક વેળા મૃગ્યા રમવા ગયો, તે વેળા ભૂલમાં એક બ્રાહ્મણની 'હોમ ધેનુ' એના તીરથી મરણ પામી. આથી કર્ણ ખેદ પામી જે બ્રાહ્મણની તે ગાય હતી તેની પાસે જઇ ક્ષમા માંગી, તેને બદલે બીજી ગાયો આપવા જણાવી, પણ બ્રાહ્મણે કોપથી તેની માંગણી તુચ્છકારી તેને શ્રાપ આપ્યો કે યૂદ્ધ સમયે તારૂં રથચક્ર ભૂમિ ગ્રસ્થ થશે. સારાંશ, જેમ જેમ એ અર્જુનથી ચઢીયાતો થવા ઇચ્છા કરતો ગયો તેમ તેમ તેની હાની થવા માંડી. એક વેળા દુર્યોધન, દુશાસન, શકુનિ અને કર્ણ પાંડવોની નિંદા કરવા બેઠા હતા, તે ભિષ્મે સાંભળી, તેમને ફજેત કર્યા તેથી કર્ણને ઇર્ષા ઉત્પન્ન થવાથી એ દિગ્વિજયે ગયો અને અનન્ત દ્રવ્ય આણી તે દુર્યોધનને આપી તેની પાસે વિષ્ણુયાગ કરાવ્યો.

અજ્ઞાત વાસમાંથી પાંડવો પ્રગટ થતાં યુધિષ્ટિરે કૃષ્ણને દુર્યોધન તરફ સુલેહ કરવા મોકલ્યો, તેણે ઘણી રીતે તેમને બોધ આપી પાંડવોનો હિસ્સો તેમને આપી દેવા જણાવ્યો. આ વાતને ભિષ્મ દ્રોણ, વિદૂર, ધૃતરાષ્ટ્ર અને ગાંધારીએ સમંતિ આપ્યા છતાં દુર્યોધને દરકાર કરી નહિ; તેથી કૃષ્ણ પોતાને દેશ પાછો ફર્યો ત્યારે કર્ણને પોતાના રથમાં સાથે બેસાડી કહ્યું કે "તેં દુર્યોધનનો પક્ષ પકડયો છે પણ ખરૂં જોતાં તું તે પક્ષનો નથી. તારો જન્મ કુંતિથી થએલો છે તેથી તું તેમનો વડો પુત્ર છે. વૃષ્ણિકુળ એ સંપૂર્ણ તારી માતૃપક્ષનું છે અને સઘળા પાંડવો તારા ભાઇ છે, પણ જો યુધિષ્ટિરને તારા જન્મ વિશેની કથા જણાશે તો તેઓ તને વધારે ચાહશે." આથી કર્ણ બોલ્યો "તમે

જે વાત મને કહી તે સત્ય છે, પણ હવે તે કૌકટ ! કેમકે કુંતિએ મારો ત્યાગ કર્યો ત્યારે અધિરથે મારૂં પાલન કર્યું, રાધાએ મને દુધ પાયું; તે શિવાય તેઓએ મને ઉછારી, ભણાવી મારાં લગ્ન કરી આપ્યાં અને મારે ત્યાં સંત્તતિ પણ થઇ છે. તે શિવાય વર્ષો થયાં હું દુર્યોધનનાં પક્ષમાં વફાદાર રહી પાંડવોનો જાહેર દુશમન થયો છું તો હવે તેમનો પક્ષ તજી તેમની સાથે બેવફાઈ ભરી ચાલ કેમ ચાલું." એ પછી બેઉ જણાં છુટાં પડી પોતપોતાને આશ્રમે ગયા.

તે પછી સૈન્યની ગોઠવણ થતાં જલ્દી યૂદ્ધ થવાનું જાણી કુંતિએ કર્ણ પાસે જઇ તેને સમજાવ્યો. ત્યારે કર્ણે જવાબ આપ્યો કે "તેં તારી શરમને લીધે મારો ત્યાગ કર્યો ને મને બીજાઓએ ઉધારી યોગ્ય સ્થિતિએ પોંહચાડયો, તો હવે તારો મારો કોઇ રીતે સંબંધ નથી. મારાથી હવે દુર્યોધનને નહિ તજાય, પણ હું અર્જુન શિવાય બીજા ચાર ભાઇઓને નહિં મારૂં. અર્જુનને હું મારીશ તો હું તથા બીજા ૪ પુત્રો મળી પાંચ રહીશું, ને અર્જુન મને મારશે તો તને પાંચ તો છેજ."

જ્યારે ભિષ્મે યોદ્ધાઓના વર્ગ બાંધ્યા તે વેળા કર્ણને 'અતિરથી' ન ગણતાં 'અર્ધરથી માં' ગણ્યો હતો. તે ઉપરથી કર્ણે ક્રોધાયમાન થઈ પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી ભિષ્મ યૂદ્ધમાં હશે ત્યાં સુધી હું શસ્ત્ર નહિ ધરૂં. ભિષ્મ યૂદ્ધમાં પડયો ત્યારે તેની પાસે ક્ષમા માંગી ધર્મ યૂધ્ધ કરવાપર ચઢયો. દ્રોણ સેનાપત્તિના સમયમાં ૪ થે દિવસે રાત્રે યૂદ્ધમાં કર્ણે પાંડવ દળનો સંહાર કરવા માંડયો, ત્યારે અર્જુને તેની સામે જવાની ઇચ્છા કરી પણ કૃષ્ણે કહ્યું કે ઇંદ્રની શકિત તે તારા ઉપર મુકશે તેથી તું માર્યો જઇશ, માટે ઘટોત્કચને મોકલવો. એ જોદ્ધાએ જ્યારે કૌરવ દળને હંફાવ્યો ત્યારે કૌરવ પક્ષના જોદ્ધાઓએ કર્ણની વિનંતી કરી કે હવે તો તું ઇંદ્રની શકિત મુકે તો હમે બચીએ. કર્ણે તે વેળા ઘભરાટથી તે શકિત ઘટોત્કચ ઉપર મુકી તેનો પ્રાણ લીધો, કર્ણે યૂધિષ્ટીરને બાણે વિંધી નાંખ્યો. તે પછી કહ્યું કે હવે તું વનમાં જઈ તપશ્ચર્યા કર અથવા ઘેર જઇ ભીમ અથવા અરજુન પાસે રક્ષણ માંગ." સહદેવ નકુળ સામા આવ્યા તેઓને પણ ન મારતાં શિખામણ દઇ પાછા કાઢયા. પેહેલે દિવસે કર્ણ ફાવ્યો નહિ પણ બીજે દિવસે જ્યારે શૈલ્ય સારથી થયો ત્યારે તેણે ઘુમવા માંડયું. શૈલ્ય અવારનવાર કર્ણનું અપમાન કરતો પણ તે યૂદ્ધમાં મથ્યો રહ્યો, ને "અર્જુન કયાં ભરાયો છે, નજરે કેમ પડતો નથી" એમ બોલી ઘુમ્યા કરતો. ત્યારે શૈલ્ય બોલ્યો "કર્ણ તું હવે અરજુનને જલ્દી જોશે, પણ જે વેળા તે તારી નજરે પડશે ત્યારે તારી હિમ્મત રહેશે નહિ." આથી કર્ણે વધારે શૂરતાથી લઢી યુધિષ્ટીર અને ભીમ જ્યાં હતા ત્યાં જઇ હજારો રથોનો નાશ કર્યો. યુધિષ્ટીર, નકુલ, સહદેવ વગેરેને તો તેમના ગળામાં ધનુષ્ય નાખી ખેંચ્યા પણ કુંતિને આપેલા વચનને લીધે છોડી મેલ્યા. તેટલાં અર્જુન સામો લઢવા આવ્યો. બેઉ વચ્ચે ઘોર યૂદ્ધ થયું. તે વેળા કર્ણને ઇંદ્રની શકિત યાદ આવી પણ ઘટોત્કચ ઉપર પેહલાંજ છોડેલી હોવાથી એને બીજા અસ્ત્રોની યોજના કરવી પડી. બીજા અસ્ત્રની યોજના કરતાં એને નહિ કેહેતાં તક્ષક પુત્ર તેના અસ્ત્ર ઉપર બેઠો તે કૃષ્ણને જણાતાં તેનો યત્ન નિશફળ કરી અર્જુનને બચાવ્યો. બીજે દિવસે કે જે દિવસ તેના મરણનો હતો તે દિવસે તે અસ્ત્ર વિધા વિસરી જવા લાગો. તેટલાં તેનું રથ ચક્ર પડી ગયું તે ઉપાડવા એ રથમાંથી હેઠે ઉતર્યો ત્યારે અર્જુને બાણ મારવા ખેંચ્યો ત્યારે કર્ણે કહ્યું કે "આમ કરીશ તો અધર્મ યૂદ્ધ થએલું કહેવાશે માટે મને રથમાં બેસવા દે, પછી યૂદ્ધ કર." ત્યારે અર્જુને કહ્યું કે 'તમો ૬ મહા રથીઓએ મળી એકલા અર્જુનને માર્યો ત્યારે અધર્મ નહિ થયો કે?" એમ કહી બાણથી કર્ણનું શીર ઉડાવી મેલ્યું.

**કરણ**—નૃત્યૂ કળાનો એક ભાગ. નાચતી વેળા એકમેકનાં હાથમાં, હાથ યા પગમાં પગ જોડી લેહેકા આપતાં જઇ નાચવું તેનું નામ કરણ. આ કરણ ૧૬ પ્રકારનાં છે, અને તે દરેકમાં હાથ પગની મરોડ આપવાની તેટલીજ જૂદી જૂદી રીતો છે, તેમાં મુખ્ય છિન્ન, ગંગાવતરણ, વૈશાખ, રેચીત, મનુ, લીન, સમનખ, ઉદ્ધાજાનુ, લલાટ, તિલક, નામલતા, વૃશ્ચિક વગેરે છે.

**કરણ**—ગુજરાતના સોલંકી વંશનો આ એક રાજ્યકર્તા ઇ. સ. ૧૦૬૪માં ગાદીએ બેઠો. એના અમલ દરમ્યાન ગુજરાતમાં સર્વત્ર શાંતતા હોવાથી એના રાજ્યમાં જાણવા જોગ ઝાઝી લડાઇઓ થઇ નથી. એણે અણહિલવાડમાં કરણમેરૂ નામનું દેવળ બાંધી આપ્યું હતું. હાલમાં જ્યાં અમદાવાદ છે ત્યાં આશાવલી નામના ગામમાં આશાભીલ નામે એક બળવંત સરદાર હતો, તેની પર કરણે ચઢાઇ કરી તેને મારી નાખ્યો હતો; અને ત્યાં 'ખેચરવ' દેવીનું દેવાલય બંધાવ્યું હતું. વળી એણે કરણસાગર નામનું તલાવ તથા કર્ણાવતી નામનું નગર બંધાવ્યું હતું, અને કર્ણાવતીને પોતાનું રાજધાની શેહેર બનાવ્યું હતું. એના મુંજાલ, સાંતુ અને ઉદય નામના ૩ મંત્રિઓ હતા, અને તેઓએ મોટી પ્રતિષ્ટા સાથે ધાર્મિક કામો કર્યાં હતા. કરણ મોટી ઉમરે ચંદ્રપૂરના રાજા જયેકશીની કુંવરી મીનલદેવી (મયણલ્લા) સાથે પરણ્યો હતો. પ્રબંધ ચિંત્તામણી મુજબ કોઇ ચિતારાએ મીનલદેવીનું સુંદર ચિત્ર લાવી બતાવ્યાથી કરણ તેની પર મોહિત થયો હતો, પણ પરણતી વેળા મીનલદેવીને કદરૂપા ચેહેરાની જોઇ ફૂરી બેઠો હતો, આથી મીનલદેવીએ પોતાની ૬૦ સખીઓ સાથે સ્ત્રી હંત્યા આપવા માટે અગ્નિમાં પડી બળી મરવા તૈઆર થઇ, ત્યારે કરણની માતા ઉદયમતિએ પણ પુત્રને સમજાવ્યો છતાં તે નહિ સમજવાથી પોતે બળી મરવા તૈઆર થઇ, આથી કરણે તેણીની સાથે પરણવાનું કબુલી સંસારમાં પડયો નહિ. આ મુજબ લાંબો વખત સુધી બેઉ વરવહુ વચ્ચે બિનાકેસો બરપા થતાં બેઉ જૂદા રહેતા પણ એક સમે કોઇ રૂપવાન નટીપર રાજા મોહિત થયાથી મુંજાલ પ્રધાને યૂક્તિથી નટીને બદલે મિનલદેવીને તેનાજ પોશાકમાં રાજા પાસે મોકલી. કરણ જાળમાં સપડાયો અને તેથી મીનલદેવીને મહિના રહ્યા. મિનલદેવીને એધાણી તરીકે કરણની રાજમુદ્રા યુક્તિબંધ મેળવી લીધી કે વાંધો પડતાં તે બતાવી શકાય. આ રીતે મિનલદેવીને પેટે પ્રતાપી સિદ્ધરાજ જયસિંહ જનમ્યો હતો. આ પ્રતાપી બાળક ૩ વર્ષની વયે પોતાની મેળે રાજસિંહાસનપર ચઢી બેઠો હતો અને ત્યારેજ તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તે પછી તેજ વર્ષમાં થોડે દિવસે (ઇ. સ. ૧૦૯૪) કરણ મરણ પામ્યો હતો.

**કરણ ઘેલો**—સારંગદેવ પછી ગુજરાતની રાજ્યગાદીપર આ છેલ્લો ગુજરાતનો રાજા ઇ. સ. ૧૩૦૪ માં બેઠો. એણે માત્ર ૬ વર્ષ રાજ્ય કર્યું હતું. આ રાજાના માધવ અને કેશવ નામે બે નાગર મંત્રીઓ હતાં. માધવની સ્ત્રી અતિ ખુબસૂરત હોવાથી તેની પર માધવની ગેરહાજરીમાં કરણ બદ નજર કરવા જતાં કેશવ ભાભીનો બચાવ કરતાં માર્યો ગયો હતો. જ્યારે અલાઉદીન ખીલજીને ઉશકેરી કરણનું રાજ્ય લેવડાવ્યું, અને પોતે ૩૬૦ ઘોડા પાદશાહને નજર કરી ગુજરાતની પ્રધાનગીરી મેળવી હતી. કરણ લડાઇમાં હાર્યા પછી પોતાની ધનદોલત તથા રાણીને મેળી નહાશી ગયો, પણ નાહાની કુંવરી દેવળદેવી તેની સાથે હતી; જ્યારે વડી મરણ પામી હતી. કરણની રાણી કૌલાદેવી ખુબસૂરત હોવાથી તેને અલાઉદીને પોતાની બેગમ બનાવી. કૌલાદેવીએ પાછળથી અલાઉદીન ખીલજીને જણાવ્યું કે કરણ નહાઠો ત્યારે મારી નાહની દીકરી દેવળદેવી બેવર્ષની હતી. તે તેની સાથેછે માટે તેને કયેથી શોધી લાવો." અલાઉદીને મલેક કાફુરને આ કામ

સોંપ્યું ત્યારે દેવળદેવી કરણ સાથે બાગલાણમાં હતી. જ્યારે કરણે તેમની વાત તુચ્છકારી ત્યારે કાફુરે અલફખાનને લશકર આપી મોકલ્યો, આથી કરણે દેવગીરના યાદવ રાજા શંકર દેવને પોતાની કુંવરી આપવાનું નક્કિ કરી તે તરફ મોકલી, પણ માર્ગમાં અચાનક અલફખાનના લશકરના હાથમાં કેદ પકડાવાથી દિલ્લી મોકલવામાં આવી. જ્યાં તેના લગન ખીજરખાન સાથે થયાં હતા. તે પછી દુઃખી કરણ કયાં રઝળીને મરણ પામ્યો તે વિશે ઇતિહાસમાં કશી નોંધ નથી.

**કર્ણુછંદ**—ત્રણ યગણ, ૧ લઘુ, અને ૧ ગુરુનો કરણછંદ બનેછે. તેમાં ૯ અક્ષરે યતિ આવેછે.

**કરણફુલ**--ફુલના આકારનું કુંડલ, આ ઘરેણું હિંદુ સ્ત્રીઓ કાનમાં પેહેરે છે. તેના કર્ણફુલ, ચમ્પા, ઝુમા, ઝાંપા વગેરે પ્રકાર બંગાલમાં મળેછે. મુંબઈ તરફ એને મળતું ઘરેણું લવંગને નામે ઓળખાય છે. આજ ઘરેણા ઉપરથી મુદ્રીની ઉત્પંતિ થઈ હતી.

**કરણફુલ**--આ ફુલના વેલાને ઉત્તમ જમીનમાં વર્સાદની મોસમમાં રોપવામાં આવે છે. એ પોતાની દર મોસમે ઉગી ફરી કરમાઈ જાય છે. એની અનેક જાતો છે; તે પર રંગ-બેરંગી ફુલો આવે છે.

**કર્ણા**—આ હિંદી વાજીંત્ર મોહંથી વગાડવામાં આવે છે.

**કર્ણિકા**--(૧) એના અનેક નામોમાં તાલપત્ર, તાડપત્ર, જાણીતા નામો છે. આ કાનમાં પેહરવાનું ઘરેણું તાડના પત્રાના આકારનું હોય છે. હાલમાં આ જાતનું ઘરેણું હિંદુસ્થાનમાં વપરાતું નથી પણ પ્રાચીનકાળમાં વપરાતું હતું; તોય હાલમાં તાડપત્રના ઘરેણાપર લાખની નક્ષી કરી કાનમાં પેહરવાનો કેથે કેથે ચાલ છે.

(૨) વસુદેવના ભાઈની કર્ણિકા નામની સ્ત્રી હતી, એથી ઋતધામા અને જય એવા બે ફરજંદો થયાં હતા.

**કર્ણેન્દુ**—હિંદુ ઓરતોનાં કાન સણગારનું એક પ્રકારનું ઘરેણું. આ ઘરેણું કાનની પાછલી બાજુએ પણ પેહેરાય છે. એને કાનમાહેલો 'ચંદ્ર' કહે છે.

**કર્તબ**--ગાયન વગેરેમાં નાના પ્રકારનાં સ્વર-કુશળતા દેખાડવાનું નામ. એનું બીજું નામ કર્તવ્ય પણ છે. કર્તબ કરતી વેળા સાહૃ-ચેતીથી સુર કાઢવાં પડે છે.

**કરતાળ**--એક પ્રકારનું દેશી વાજીંત્ર. એ તાલ રાખવાનું સાધન ગણાય છે. અંગુઠો અને વચલી આંગલી એ જોરે એને વજાડવાની લાકડાં અથવા ધાતુની જે બે ચીપો તે. બન્ને હાથની મદદથી વાગતી પિત્તળ અથવા કાંસાની થોડી પોલી ચકતીઓ જેવી હોય છે. એને ઉત્તર હિંદુસ્થાનમાં 'ચિના' અથા ઝાંઝ કેહ છે, પણ બંગાલમાં 'ખટાલી' કહે છે.

**કરદળી**—એના ઝાડ પાણીના ઓવારા કાંઠે ઉગે છે. એના પાંદડા કેળના પાંદડા જેવાં હોય છે, ને તે જાતી પ્રમાણે નાના મોટાં હોય છે, એના મૂળિયાં અથવા બિયાંથી ઝાડ ઉગી શકેછે. એની અનેક જાતોમાં નાના પીળાં ફુલવાલી, લાલ રંગના ફુલવાલી, મોટાં પીળા ફુલવાલી, નારંગી રંગના સફેદ ટીકાદાર રંગની, નાના ફુલવાલી, મોટા નારં-ગીયા રંગની, વગેરે મુખ્ય જાતો છે.

**કર્દમ**—એક પ્રજાપતિ એ બ્રહ્મ માનસ પુત્ર હોઇ એની છાયાથી સ્વયંભૂ મનવંતરમાં ઉત્પન્ન થયો હતો. એને પુત્ર સંતાનની ઇચ્છા થવાથી એ નદીકાંઠે તપજપમાં બેઠો હતો ત્યારે ભગવાને પોતે એને દર્શન આપી કહ્યું કે "સ્વાયંભુમનુ તને પોતાની ૩ કન્યા-માંની એક આપશે તેની સાથે તું લગ્ન કરજે." એટલું કહી ભગવાન અંતર્ધાન થયા. તે પછી મનુએ એને પોતાની પુત્રી દેવહૂતીને લગ્નમાં આપી. એને દેવહૂતિથી કલા, અનુસૂયા, શ્રદ્ધા, હવિર્ભુવા, ગતિ, ક્રિયા, ખ્યાતી, અરૂંધતી, અને શાંતિ એવી ૯ કન્યા થઇ. આ નવે પુત્રીઓને નીચલા ૯ મહાર્ષિઓની સાથે પરણાવી હતી, કલા મરીચીને, અનસૂયા અત્રીને, શ્રદ્ધા અંગીરાને, હવિર્ભુવા પુલસ્ત્યને, ગતિ પુલહાસને, ક્રિયા

ક્રેતુસને, ખ્યાતિ ભૃગને, અરૂંધતી વસિષ્ટને અને શાંતિ વર્ણુને આપી હતી, તે પછી એને કપિલ મહામુની નામે પુત્ર થયો હતો.

**કર્નલ**—લશકરમાં જનરલથી ઉતરતી પદ્વિનો સરદાર. આગળ એક વખત ઇંગલંડમાં લશકરના સરદારને કેપટન કહેતા હતા, પણ ૧૫૮૮ થી તેને બદલે કર્નલવી પદ્વિ સ્થાપી હતી. કર્નલને ૧૦૦૦ પૌંડનો વાર્ષિક પગાર મળે છે, હાલમાં કર્નલનો ઓધો લઢાઇમાં બહાદુરી બતલાવ્યાથી દરજ્જે બ દરજ્જે વધતાં મેળવી શકાય છે. જર્મની, આસ્ટ્રેલીયા અને રશિયાના મોટા લશકરોમાં કર્નલનો 'ઑાનરરી' ઓધો હોય છે.

**કરનાટક**—દક્ષિણ હિંદનો એક ભાગ. કરનાટક દેશ ગંતૂરની દક્ષિણ સરહદથી શરૂ થઇ કેપ કામોરિન સુધી લંબાયલો છે. એની પોહળાઇ ૭૫ મૈલની છે, જુમલે ક્ષેત્રફળ ૧૪૯૨૮ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૧૮૯૧ માં ૨૮૭૦૯૧૪ ની હતી. દર ચોરસ મૈલ દીઠ ૧૯૧)૬૫ ની વસ્તી છે.

કરનાટક દક્ષિણ, મધ્ય અને ઉત્તર ભાગમાં વેંહેંચાયલું છે. દક્ષિણ ભાગ કોલીરોન નદીથી જૂદો પડે છે, તેમાં પૅાડોકોતહાનું દેશી રાજ્ય, ટિનિવેલીનો બ્રિટીશ જીલ્લો, મદુરા, ત્રોચનાપલ્લીનો ભાગ અને તંજોર સમાયલાં છે. મધ્ય કરનાટક કોલીરોન તથા પીનાર નદી વચ્ચે સમાયલો છે, તેમાં ત્રીચનાપલ્લી, ઉત્તર દક્ષિણ આર્કાટ, ચીંગલપટ, અને નેલોરનો ભાગ સમાયલો છે. ઉત્તર કર્નાટક પિનાર નદીથી જૂદો પડી તેમાં નેલોરનો સર્વ ભાગ સમાય છે. કર્નાટક ઉપર ઇંગ્રેજ અને ફ્રેન્ચ સરકારે તહેંવાર રાજ્ય પ્રકરણી કામો બજાવી ગયા છે. મહમદઅલી કર્નાટકના નવાબ તરીકે નામની હાકમી ભોગવતો હતો પણ ૧૮૦૧ માં ઇંગ્રેજ સરકારે તેની નામની સત્તા રાખી સર્વ કારોબાર પોતાને હાથ કીધો હતો. ૧૮૫૫ માં છેલ્લો નવાબ વગર વારેસે મરણ પામ્યાથી કર્નાટક નવાબ વગરનું રાજ્ય થઇ પડયું હતું.

**કર્નાટી રાગ**—દેશી સંગીત શાસ્ત્ર મુજબ એક રાગણી, એમાં વિકૃત નિ, નામની મૂર્છના આરંભ અને અંતમાં સ્વર નિ. દાખલો— નિ સ રિ ગ મ પ ધ નિ નિ.

**કરના પ્રયાગ**—વાયવ્ય પ્રાંતમાં કયૂમોન જીલ્લામાં અલકંદા અને પિંદાર નદીના સંગમ પાસે આ ગામ વસાયલું છે. આ શેહેર પ્રાચીન કાળનું હોવાથી તે પુરાણ પ્રસિદ્ધ હોઇ પાંચ પ્રયાગોમાંનુ એક ગણાય છે. આ શેહેરની પાસે વેહેતી પિંદાર નદી ઉપર દોરડાનો પૂલ નાખેલો છે. આ ગામ સમુદ્રની સપાટીથી ૨૫૬૦ ફીટ ઉંચે આવેલું છે.

**કરનાળ**—વાયવ્ય પ્રાંતમાં પાણીપતનાં જીલ્લામાંનુ આ ગામ દિલ્લીથી લુધીઆનાંના માર્ગમાં દિલ્લીની ઉત્તરે ૭૮ મૈલપર, દિલ્લીની પશ્ચિમ નેહેરને કિનારે છે. એની આસપાસનો કોટ પડી ભાગ્યો છે, તેમજ ત્યાં એક જાણીતી મસજીદ છે. એની ઉત્તરે બ્રિટીશ લશકરની છાવણી છે. લોક વસ્તી ૧૮૭૨ માં ૨૦૨૮૦ ની ને ૧૮૯૧ માં ૨૧૯૬૩ ની છે. ઈ. સ. ૧૭૩૮ માં અત્રે નાદીરશાહ ૧૬૦૦૦૦ (કોઇ ૭૦૦૦૦ જણાવે છે) નું લશકર લઇ છાવણી કરી પડયો હતો, તેણે દિલ્લી ખાતે મહમદશાહ પર જીત મેળવી હતી.

**કરનાળા કિલ્લો**—આ કિલ્લો પનવેલની દક્ષિણે ૮ મૈલપર 'વેગવતી' નદીની વાયવ્ય દિશાએ ૧૫૬૦ ફીટ ઉંચાઇની તેકડીપર બાંધેલો છે. આ કિલ્લાનો ઉપલો ને નીચલો એવા બે ભાગ હોવાથી તે બે કિલ્લા ગણાય છે. ઉપરના કિલ્લાના મધ્ય ભાગે ૧૦૦ થી ૧૫૦ ફીટ ઉંચાઇનું એક શીખર છે. નીચલા અથવા બહારના કિલ્લાની આસપાસ મજબુત કોટ હોઇ તેની અંદર જવાનો દરવાજો વાયવ્ય દિશાથી છે ને તેમાં દાખલ થયા પછીજ ઉપરનાં કિલ્લામાં જવાય છે.

ઉપરના કિલ્લાની આસપાસ મજબુત કોટ છે, તેમજ ત્યાં કોતરકામથી સણુગારેલા ગુફા તથા ઈમારતો પડત હાલતમાં છે. આ કિલ્લાની વાયવ્ય તરફની ઝાડીમાંથી મુંબઇના બારાનો

દેખાવ દેખાયછે. આ કિલ્લામાં એક મરાઠી તથા ફાર્સીભાષાના શિળાલેખો છે. મરાઠી શિળા બરાબર ઉકળતો નથી પણ ફાર્સી શીળા લેખ મુજબ ઇ. સ. ૧૭૩૫ નું સાલ મળેછે.

મી૦ જરવીસકૃત કોકણના ઇતિહાસ ઉપરથી એવું વર્ણન મળેછે કે "દેવગીરીના યાદવ (ઇ. સ. ૧૨૪૮–૧૩૧૮) અને દોલતાબાદના મુસલમાન પાદશાહ (ઇ. સ. ૧૩૧૮–૧૩૪૭) આ રાજ્યવંશના અમલમાં ઉત્તર કોકણનું મુખ્ય ઠાણું કરનાળામાં હતું. ઇ. સ. ૧૫૪૦ સુધી આ કિલ્લો, ગુજરાતી રાજાના તાબે હતો; પણ તે વર્ષે અહમદનગરના મુસલમાન લશકરે જીતી લીધો તે વખતે ગુજરાતી સરદારે વસઇના પોર્તુગીજો પાસે મદદ માંગી ત્યારે તેઓએ ૩૦૦ સીપાહોની મદદથી તેમનો કિલ્લો પાછો જીતી આપ્યો. પણ ફરી મુસલમાનોએ ચઢાઇ કરવાથી કિલ્લેદારે પોર્તુગીજોને તેનું સ્વામિત્વ આપી બંચાવ કર્યો, પણ થોડા વર્ષ પછી આ હમદનગરના બાદશાહ બુર્હાન નિજામને પોર્તુગીજોએ વાર્ષિક રૂ ૧૭૫૦૦ ને ભાડે વેચાતો આપ્યો. ૧૬૭૦માં શિવાજીએ આ કિલ્લો મોગલો પાસથી જીતી લીધો. પણ ઔરંગજેબે સંભાજીના અમલદરમ્યાન હાથ કીધો હતો. ૧૮૧૮ માં કર્નલ પ્રોથરે મરાઠાઓ પાસથી કરનાળા કિલ્લો જીતી લઇ સદાનો પડત નાખ્યો છે.

**કરનાળી**—ગુજરાત પ્રાંતમાં ચાણોદથી એક મૈલ દૂર નર્મદા કાંઠેનું યાત્રા સ્થાન. નર્મદા માહાત્મ્ય મુજબ અત્રે ગુપ્ત સરસ્વતિ છે, અને ગુપ્ત સરસ્વતિ ઓરી તથા નર્મદા એ ત્રણેનો સંગમ અત્રેજ થતો હોવાથી એને દક્ષિણ પ્રયાગ કહેછે. નદી કાંઠે અનેક ધાટો બાંધેલાં છે, તેમાં ભાઉ શિન્દનો બાંધેલો ધાટ મોટો ને જોવાજોગ છે, કરનાળીમાં સોમેશ્વર, કુબરેશ્વર તથા ધાવકેશ્વરનાં મંદિરો છે. અત્રે કાર્તિક તથા ચૈત્ર પુનેમે જાત્રા ભરાય છે, તે વેળા ગુજરાત તથા કાઠીઆવાડથી હજારો જાત્રાળુઓ ત્યાં ઉતરી પડે છે.

**કરનાળી નદી**—તીબેટમાંથી નિકળતી આ નદી દક્ષિણ પૂર્વમાંથી ૭૫ મૈલ વેહેતી નેપાળના કિનારાપર વધતી દક્ષિણ પશ્ચિમે ૭૦ મૈલ પરથી દક્ષિણ પૂર્વમાં ૪૦ મૈલ વલાણ લેતી બયરવી નદીના સંગમ પાસથી ઔદમાં થઇ ૩૦ મૈલ વહેતી ઘોઘરાને મળેછે

**કરનૂલ**—મદ્રાસ ઇલાકા માહેલો એક જીલ્લો. એની ઉત્તરે તુંગભદ્રા તથા ક્રિષ્ણા નદી વહેતી હોવાથી આ જીલ્લો નિજામ હૈદ્રાબાદથી જૂદો પડે છે. પૂર્વે અને દક્ષિણ તરફ કડાપાનો જીલ્લો અને પશ્ચિમે બરયલી છે. કરનૂલ જીલ્લો ઉત્તર પૂર્વથી દક્ષિણ પૂર્વમાં ૧૧૦ મૈલ અને પોહળાઇમાં ૮૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ ૨૬૪૩ ચો. મૈ. અને તેમાં વસ્તી ૧૮૬૦ માં ૨૮૩૧૯૯ ની હતી. ઇ. સ. ૧૮૫૧ માં કર્નૂલમાં થયલા ભયંકર તુફાનથી જાનમાલની મોટી હાની થઇ હતી. ઇ. સ. ૧૮૪૩ માં વાર્ષિક મેહેસુલ ૯૦૦૦૦ પૌંડનું ઉપજ્યું હતું. ઇ. સ. ૧૮૯૧ માં વસ્તી ૨૪૨૭૬ ની હતી ઇ. સ. ૧૮૩૮ માં જ્યારે બ્રિટીશ સરકાર શાહાશુજાને કાબુલની ગાદીએ બેસાડવાની ગડબડમાં ગુંતાયલી હતી તે વેળા કર્નૂલના નવાબે છુપી ગોઠવણો કરી રમખાણ કરવાની તક હાથ કરી, પણ બ્રિટીશ સરકારે મદ્રાસની ૪૪ મી ઇનફન્ટરીના લેફટન્ટ કર્નલ ડેસીને લશકર આપી સામો મોકલી નવાબને સખત હાર આપી. આ વેળા શોધ કરતાં લઢાઇ માટેતી મોટી તૈઆરી કરેલી જણાઇ. તેમજ ખોરાકી, ખજાનો અને હથીયારો જનાનખાનામાંથી મળી આવ્યાં હતા. એ ઉપરથી નવાબને નજર કેદ કરી ત્રીચનાપલ્લી મોકલી આપવામાં આવ્યો, જ્યાં પાછળથી નવાબે મિશનરી ચર્ચમાં દાખલ થઇ કામ બજાવવા માંડયું, આથી એક ઇસલામીએ તેને ખંજરવતી બેજાન કીધો. તે પછી બ્રિટીશ સરકારે કર્નૂલને પોતાના રાજ્ય સાથે જોડી નાખ્યું. એના બેટા અલફખાનને બ્રિટીશ સરકાર તરફથી રૂ ૧૦૦૦૦ નું વાર્ષિક પેનશન મળે છે.

**કરપન**—જરથોસ્તીઓની અવસ્તા મુજબ આ એક ટોળો. (મિનોચેહેર તથા ઉશિસ્તારના ખાનદાનના વંશજથી ઉત્પન્ન થયો હતો.) દીનદુશમનઇને લીધે જરથોસ્તના કટ્ટા વેરી થયા હતા, એઓએ જરથોસ્તી દીન ફેલાયા પછી ૩૦ મે વર્ષે ગુશતાસ્પ સાથે લઢાઈ કરી હતી. શમશુલ્લ ઓલમાં મોદી કૃત અ. વિ. ફરહંગ મુજબ 'એઓ વેદના કવિ અને કલ્પ છે, અને તેઓ વેદમાં ધર્મ ગુરૂ તરીકેના સારે અર્થે વપરાયલા છે. કરપ એ વેદમાં ક્રિયા કામ બજાવનાર અને તે હાલના બ્રાહ્મણોના શ્રોઇત્રને મળતા છે. સં ધાતુ 'કલ્પ' એટલે ક્રિયા કરવી એ ધાતુ ઉપરથી એ શબ્દ નિકળ્યો છે. કવિ શબ્દ વેદમાં અગમચેતી જોનાર ધર્મ ગુરૂને અર્થે વપરાય છે; પણ આર્યનો ઇરાનીઓથી છુટા પડયા પછી તેમના કવિ તેમજ ઉસીક્ષ શબ્દો ઈરાનીઓએ ખરાબ અર્થે અને આર્યનો એ સારે અર્થે વાપરેલા છે.

**કરબલા**—એશિઆટીક તૂર્કસ્થાનનું આ પવિત્ર શેહેર બગદાદની દક્ષિણ પશ્ચિમે ૬૦ મૈલપર છે. લોકવસ્તી ૬૦૦૦૦ ની છે, પણ જ્યારે જાત્રાળુઓ એકઠા થાય છે ત્યારે ૨૦૦,૦૦૦ ની વસ્તી હોય છે.

કરબલાના યાદગાર મેદાનમાં હિ. સ. ૬૦ માં દુમશ્કના હાકમ યઝીદ બીન મવૈયાના હુકમથી કુફાના હાકમ અબદલ્લા બીન જીયાદે ઈમામ હુસેન સાથે લઢાઇ કરી ૯ મી મોહરમે કતલ ચલાવી હતી. કતલ પુરી થતાં ઈમામના કુટુંબને અત્રેથી દુમશ્ક રવાના કરવામાં આવ્યું હતું. અત્રે ફાતમા, ઝોહરા વગેરેની કબરો છે. ત્યાંનો રોજા અતિ સુંદર બાંધણીનો હોઇ તેના દરવાજા ચાંદીના છે. કબર આસપાસની જાળી વટીક ચાંદીની છે, તે તરફ તેના ૭૦ અનુયાયીઓ લઢતા માર્યા ગયા તેમની પણ ૭૦ કબરો ત્યાંજ છે જેને 'ગંજે સૈયદ' કહે છે.

**કરંબળ**—કોકણ પ્રાંતમાં કરંબળના મોટા વૃક્ષો ઉગે છે. એના પાંદડા મોટાં હોઇ તે બેથી ત્રણ ફીટ લાંબા હોય છે. એના પાંદડાની જમવા માટેની પત્રાવળિઓ બનાવવામાં આવે છે. કરંબળ ઔષધી ઉપયોગમાં અક્સીર છે. અતિસાર ઉપર કરંબળની છાલ દહિમાં ઘસી પાયાથી દર્દ મટે છે.

**કરમ**—આ દર્દ મુખ્ય કરી નાહાનાં બચ્ચાંઓને વધારે લાગુ પડે છે. આ દર્દ થવાનો મુખ્ય સબબ ઘણો મિઠાસ ચધરીયા કરવાથી યા કાચું મૌસ વધારે ખાધાથી યા ચીકણો પદાર્થ વધારે જથ્થામાં લીધાથી નબળા બાંધાના બચ્ચાંને તુરત લાગુ પડે છે. કેટલીક વેળા કરમનાં ઈંડા ખોરાક સાથે પેટમાં દાખલ થતાં આતરડામાં તેનું પોશણ થઈ તેની વસ્તી વધે છે. બાળકોપર આ દર્દનો હુમલો થતાં તે નાક ટુપવા માંડે છે, રાતે ઉંઘમાં દાંત કચકચાવેછે અને એધીની માફક ખાવા માંગે છે. તે વેળા પેલા બાળકની આંખ આસપાસ કાળી લીટીઓ જોવામાં આવે છે, અને તેનું પેટ ખેંચાઈ આવી તે માદું થઈ જાય છે અને કેટલીક વેળા તો આવાં ચિન્હો જણાયા છતાં કરમ પડયા વિના આ દર્દ જણાતું નથી.

કરમ ૩ જાતનાં થાયછે. ગોળ કરમ સાધારણ હોયછે, દોરા જેવા કરમ ¼ થી બે ઇંચ લાંબા હોઈ તે સફરામાં એકઠા થઇ કરડે છે તેથી ચીડ લાગેછે. ત્રીજી જાતનાં ચપટાં કરમ બચ્ચાંને થતા નથી તેમ ઉમરે પોંહચેલા મનુષ્યને કદાચજ થાયછે. આ જાતના કરમ ૨૦ થી ૩૦ ફીટ લાંબા હોયછે.

કરમના ઉપાય તરીકે સુંઠ બે ઔંસ, જાલપ ૧ ડ્રામ, કેલોમલ ૧ સ્કૂપલ (૧ વાલ) અને સફેદ ખાંડ ૧ ઔંસ, એ સર્વેને ઘુંટીને શીરાના આકારમાં બનાવવું, પછી તેની અકેકી ટાંકલી બનાવવી કે દરેકમાં ૧ ગ્રેન કેલોમલ આવે. સહવારના પોહોરમાં કાંઇ પણ ખાધા પીધા અગાઉ તેમાંથી બેથી ચાર ટાંકલીનો રસ ગળવો.

કરમ ઉપર દેશી ઈલાજ તરીકે કેરમાની અજમો તથા ખાખરાં બીજ તોલો અર્ધો લઈ, તે છુંદી ભૂકો કરી બે ભાગ સહવાર

સાંજ પાણી સાથે આપવામાં આવેછે. બીજા ઇલાજ તરીકે પીતપાપડો, કરમાની, ઈંદ્રવજ એ સર્વે સરખે ભાગે લઇ છુંદી દર સહવારે તે ભૂકો પોણુ તોલાને સુમારે ૭ દિવસ સુધી આપવામાં આવેછે.

લાંબા દોરા જેવા કરમ ઉપર નીમક તથા 'કવાસિયા' ની મેલવણીની પીચકારી દિવસમાં બે વાર મારવામાં આવેછે. તેમજ તે પર બાળકની કાયનાત મુજબ વેલાતી મીઠાંનો જોલાબ આપી રાત્રે સુતી વેળા ½ થી ૧ ગ્રેન કેલોમેલ પાવામાં આવેછે. તેથી કરમ જો પડયા હોય તો પછી થોડા દિવસ સુધી દિવસમાં ૩ વાર લોખંડની મેલવણીના ૩ ટીપાં નાખેલુ 'કવાસિયા'નું ગલાસ ભરી પાણી પીવા આપવામાં આવે છે.

'ગોળ કરમ જો મોહ વાટે બહાર નિકળી પડતાં હોય તો દર્દી બાળકને રાત્રે ભુખ્યું રાખી એથી ૩ ગ્રેન સેન્ટોનિન આપી સહવારે એક ચમચો ભરી એરંડીયું પાવા માટે તબીબો ફરમાવે છે. આ મુજબ બે ત્રણ દિવસ બાળકની માવજત કરવાથી તે સાજું થાયછે.

**કરમત**—આ જાણીતો ધૂતારો ઇ. સ. ૮૯૧ માં કરમ અથવા કરમતીઅન પંથનો વડો થયો હતો. એનું જન્મ નામ અબુઝાર હતું. એણે હઝરત મહમદનાં ફરમાનો ઉંધા વાળવાની કોશેસ કરી હતી. પ્રથમ એ કોહિસ્તાનથી કુફા તરફ આવી પોતાની પવિત્રાઇ અને દિવસમાં લગભગ ૫૦ વેળા બંદગી કરવાના ઢોંગથી લોકોને પોતાનાં વિશવાસમાં લીધાં, અને મહમદ પછીના કેટલાક ઇમામો તેના ફરમાનમાં છે એમ દર્શાવી પોતાના પંથને મજબુતી આપવા માટે પુશકળ લોકોને પોતા તરફ વળાવી લીધા, અને તેમની પર ૧૨ ધર્મ ગુરૂને શીખવવા નેમ્યા. તે પછી એ સિરિયા તરફ ગયો પણ ત્યાંથી કદી પાછો ફર્યો નહોતો. એનો પંથ ખલીફ અલ મોતામિદના અમલમાં ફેલાયો હતો, અને તેઓ અરેબ્યન ઇરાક અથવા ખાલદીયામાં એકઠા થતા. તે પછી તેઓ ખલીફ સામે થયા અને ઇ. સ. ૯૩૧ માં મક્કાપર હુમલો કરી ત્યાં જીત મેળવી ઝમઝમના કુવાને અપવિત્ર કીધો, તેમજ સર્વત્ર લુટ ચલાવી 'કાળો' પથરો લઇ ગયા. પણ તેઓએ ઇ. સ. ૯૫૦ માં પાછો લાવી આપી તેની અસલ જગાપર મેલ્યો હતો. આ પંથમાં તે પછી ધીરે ધીરે તડાં પડતાં તે નાબુદ થઈ ગયો છે.

**કરમદાં**—એનું ઝાડ કાંટાનુ થાય છે. તેના પાંદડા લીલા અને ગોળાકાર હોય છે, એના છોડ ડુંગરપર આપોઆપ ઉગે છે. એનીપર કાળા જાંબુડા રંગના નાના ફળો આવે છે. એના લીલા ફળનું અચાર સ્વાદીષ્ટ બને છે પણ ફળ પાકતાં તે મીઠાં થાય છે. કરમદાની કડવી જાત થોડી પેદા થાય છે. ખજ ઉપર કડવી કરમદીનાં મૂળ અથવા મીઠાં તેલમાં ઘસી ચોપડવાથી દર્દ દફે થાય છે. સર્પ દંશ ઉપર કાળી કરમદીનાં મૂળ ઘસી પાવામાં આવે છે.

**કર્મદેવી**—તેરમી સદીમાં આ શૂરવીર અબળા પ્રસિદ્ધતા પામી ગઇ છે. મેવાડના રાણા સમરસિંહની એ રાણી હતી. જ્યારે સમરસિંહ પૃથુરાજ તરફથી શાહાબુદ્દીન સાથે લડતા માર્યો ગયો ત્યારે આ રાણીએ પોતાના દેશના બચાવ અર્થે લશકરની સરદારી લઇ શાહાબુદ્દીનના સરદાર કુતબુદ્દીનને 'અંબાર' નજદીક પકડી હરાવ્યો હતો. અને એ રીતે મેવાડીઓને ઇસલામીઓના પંજામાંથી બચાવી લીધા હતાં.

**કર્મનાશા**—આ નદી વિંધ્યાદ્રીની ઇશાન્ય તરફથી થઇ બહાર પ્રાંતમાંથી વહેતી કાશી પ્રાંતની સીમાપર ફરી વળી ઉત્તર તરફથી ભાગીરથીને મળે છે. હિંદુ ધર્મ શાસ્ત્રમાં કર્મનાશાના પાણીને અડકવાને વટીક મનાઇ કરી છે; પણ તેને કાંઠે વસતા લોકોને તેના પાણીથી સ્નાન કર્યા વિના ચાલતું નથી.

**કરમાદિકના ટાપુ**—પેસીફીક ઓશનમાં જવાળામુખી પર્વતોવાલા ટાપુનો એક જથ્થો ન્યૂઝીલેંડની ઉત્તર પૂર્વે ૭૦૦ મૈલપર છે.

એમાં ૪ મુખ્ય ટાપુઓ છે, અને તે દરેક ૭૨૦૦ થી ૭૫૬ એકર જેવડા મોટા છે. તે શિવાય બીજા અનેક નાના ટાપુઓ છે કે જેમની શોધ ૧૭૮૮ માં થઈ હતી. ૧૮૮૭ માં આ ટાપુઓ ન્યૂઝીલેંડની સત્તા તળે મુકાયા હતા.

**કર્માબાઈ**—૨૦૦૦ વર્ષ ઉપર જગનનાથમાં આ અતિ ભક્તિમાન સ્ત્રી થઇ ગઇ. એના ભક્તિભાવ માટે ભક્તિ વિજ્યનાં ૩૫માં અધ્યાયમાં વર્ણન આપેલું છે. એનો ભરતાર, પુત્ર તથા પૌત્રના અકાળ મરણથી એ અતિ શોક પામી, ત્યારે એક સાધુએ એને એક મૂર્તિ આપી કહ્યું કે તેની ભક્તિ મનથી કરવી. આથી કર્માબાઇએ તે મૂર્તિની સંભાળ બચ્ચા પ્રમાણે કરીઆથી કેટલીક મુદતે મૂર્તિ એને હાથે ભોજન લેતી હતી. ત્યારથી આજવેર જગનનાથને રોજ સહવારમાં ભોજનનું નિવેદ મુકવાનો ચાલ ચાલતો આવ્યોછે.

**કરમાહી**—આ વિચિત્ર જાતની માછલી વિષે જરથોસ્તીઓની આગલી ચાલતી આવેલી દંતકથામાંથી વર્ણન મળેછે. આ માછલી હોમના ઝાડની રખેવાળી માટે ઉત્પન્ન કરીછે. આ હોમનું ઝાડ રસ્તાખેજની વેળાએ સર્વેનાં શરીર સમારસે. આ ઝાડ વોઉરૂકશ નામના દર્યામાં છે. તેની પાસબાની માટે ૯૯૯૯ અશોનાં ફ્રોહરોને નેમેલાંછે. કેમકે અહેરેમન તે ઝાડ તોડી પાડવા માટે ધણા જીઆંગર ખરવશતરો, દેડકા, કાચબા તેમજ અસાધારણ કદના સર્પો પેદા કીધાંછે. તેમના ઉપદ્રવથી ઝાડનું મૂળ બચાવવા માટે આ કરમાહી ત્યાં ૧૦ ની સંખ્યામાં ફરેછે, જેથી ખરવશતરોનું ત્યાં કશું વળતું નથી, પણ જેવા સર્પ યા દેડકા ત્યાં આવેછે કે તેને આ કરમાહી ખાઇ જાયછે. આ કરમાહીને અવાજ કાઢવાની શક્તિ બક્ષેલી હોવાથી તે પોતાની ચીચિયારીથી ૧૦૦૦૦ દેવોનો નાશ કરે છે.'

બુનદેહેશના ૧૪ માં પ્રકરણના ૨૬ માં ફકરા અને ૨૪ માંના ૧૩ માં ફકરા મુજબ એ માછલી 'એરીઝ' નામથી પણ ઓળખાયછે. એને માટે એમ જણાવવામાં આવેછે કે તેઓ અહૂરમજદનાં પ્રાણીઓમાં સૌથી શ્રેષ્ટ છે, અને તેમની અને દેડકાની વચ્ચે ૫૦૦ શિંગડાવાલી માછલી સિવાય જેબી કાંઇ ચીજ આવેછે તેમને એ પોતાના જડબાંથી ચીરી નાખેછે. વળી આ માછલીને એવી તો તિક્ષણ આંખો છે કે એક સોયના જેટલી પાણીમાં થતી ભરતી કે ઓટ તે પારખી શકેછે. તેમજ કરમાહીની તિક્ષણ નજર માટે બેહેરામ તથા દીન યષ્તમાં જણાવે છે કે, રંઘાજેવી ગંજાવર નદી, કે જે ૧૦૦૦ મથાળાં ઉંડી છે તેમાં બારીક બાલ જેવો ઉત્પન્ન થતો મોજો વટીક એ જોઈ શકેછે.

એક ફીલસુફીના ગ્રંથમાં કરમાહી વીશેની એવી ફીલસુફી જણાવેલી છે કે "વંદીદાદની 'કરોમસ્યો' તે કર માછલી છે. અવસ્તામાં 'મસ્યો' એ બોલ માછલીને માટે વાપરેલો છે. પણ 'કર' વિષે હજી સુધી બરાબર સમજણ પાડવામાં આવી નથી. એ 'કર' બોલનો 'જોવુ' અથવા 'સાંભળવું' એવો એક અર્થ થઇ શકેછે. અને બુનદેહેશમાં પણ તેને પેલા દેડકાથી હમેશાં સંભાળ રાખતી કહેલી છે. ત્યારે એ માછલી તે 'સફેદ હોમ' એટલે જીંદગીના ઝાડ તથા અમર્ગીનો નાશમાંથી સંભાલ કરનારાં કોઈ મિનોઇ તત્વ તરીકે સમજી શકાય. સાધારણ રીતે એક કર માછલીને સ્પેન્તામિનો અને દેડકાને અંગ્રેમિનો અને હોમને જીંદગીનું ઝાડ તરીકે લઇ શકાય, અને માછલી તથા દેડકાની લઢાઇને આ દુન્યાની લઢાઇ સમજી શકાય કે, જ્યાં માછલી જીંદગીના ઝાડને દેડકાની ખરાબીથી અટકાવી શકેછે. એવું માછલીનું અલંકાર આપવાની મતલબ શું ? કેટલીક અસલી પ્રજાઓની દંતકથામાં ઇશ્વરી જ્ઞાનને પોંહચેલાઓને માછલીના છોકરા કહેવામાં આવ્યા છે.

**કરમીસ**—એક જાતના કીડા. આ કીડા ફ્રાન્સ, સ્પેન, અને લિવાંટ તરફ ઉગતા ઝાડ ઉપર

હોયછે. આ કીરમજના જેવા રંગના ઉપયોગમાં આવેછે.

**કરરાહ**—ગંગા નદીના જમણા કાંઠા પરનું આ ગામ અલાહબાદથી કાનપૂરના માર્ગમાં અલાહબાદની ઉત્તર પશ્ચિમે ૪૦ મૈલપર છે. એ કિનારેથી એક મૈલ ચઢતી જગ્યાપર વસાયલું હોઇ ત્યાં ખંડીયર સ્થિતિમાં કિલ્લો છે. આ ગામમાં જણાતાં ઇમારતોનાં ખંડીયરો અને મોટાં કબરસ્થાનોથી અત્રે, આગળ મોટી વસ્તી હશે એમ જણાયછે. તે તરફના લોકોમાં આ ગામ શેખ કમાલ નામના ઓલીયાની કબરને લીધે પવિત્ર ગણાય છે. આગળ અત્રે લશકરી મથકની છાવણી રહેતી પણ સોલમી સદીની આખેરીમાં અકબરે અત્રેથી લશકર કાઢી અલાહબાદ છાવણીનું મથક ઠેરવ્યાથી આ ગામ ત્યારથી પડતી સ્થિતિએ પુગ્યું છે. ઔદના નવાબ આદમ ઉદ્દૌલાનાં સમયમાં આ ગામ તદન ખંડીયર સ્થિએ પુગું હતું. તેણે અત્રેની ઇમારતો ભંજાવી તેના પથ્થરા વડે લખનોમાં ગંજાવર મેહેલ બંધાવ્યા હતાં. બાબરના સમયમાં અત્રેનો કિલ્લો મુખ્ય ઠાણા તરીકે વપરાતો હતો.

**કરરેરા**—આ ખેતીવાડી માટેનો પ્રસિદ્ધ ટાપુ ઓબનના ઉપસાગર વચ્ચે છે. એ ૪½ મૈલ લાંબો ને ૧¾ મૈલ પોહળો હોઇ તેનું ક્ષેત્રફળ ૫ ચૌરસ મૈલ છે. એની ભૂમિ સમુદ્ર સપાટીથી ૬૧૭ ફીટ ઉંચી છે. અત્રે અલેકઝાન્ડર બીજો મરણ પામ્યો હતો. લોક વસ્તી માત્ર ૯૨ ની છે.

**કર્લટન**—નોટસને લગતું આ ગામ, નૉટીંગહેમની ઉત્તર પૂર્વે ૩½ મૈલપર છે. ૧૮૬૧માં વસ્તી ૨૫૫૬ ની હતી. ૧૮૯૧માં ૬૬૨૭ ની હતી.

**કર્લસ્ટેડ**—આ સ્વિડીશ શેહેર હન્ગવાલાના ટાપુપર, વિનર સરોવરની પૂર્વે અને સ્ટૉક હૉલ્મની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં ૨૦૫ મૈલપર છે. ૧૮૬૫ માં લાગેલી મોટી આગ પછી શેહેર ફરીથી નવી ઢપપર બાંધવામાં આવ્યું છે. લોક વસ્તી ૭૭૩૭ ની છે.

**કર્લસ્ટેડટ**—આસ્ટ્રીયા હંગેરીના ક્રોટ્રીયાનું આ કિલ્લેબંદીવાલું શેહેર અગ્રામની દક્ષિણ પશ્ચિમે રેલ માર્ગે ૩૨ મૈલપર છે. લોક વસ્તી ૫૮૨૪ ની છે.

(૨) આ બવેરીયન શેહેર મેન નદીને કાંઠે વર્ઝબર્ગની ઉત્તરે, ઉત્તર પશ્ચિમમાં ૧૫ મૈલપર છે. લોક વસ્તી નાહાની છે.

**કર્લસબેડ**—બોહેમિયામાં આ શેહેર ટેંપલ નદીપર ઇગરના સંગમ નજદીક, પેરૂગુઆની પશ્ચિમથી ઉત્તરે ૧૧૬ મૈલપર છે. આ ગામ એના ખનીજ ઝરા થકી અતિ જાણીતું હોવાથી એપ્રેલથી અકટોંબર સુધી ત્યાં ૩૦,૦૦૦ મુસાફરો પાણીનો લાભ લેવા એકઠા મળેછે. ગામ કુદરતી મનોહરતા વચ્ચે સુંદર બાંધણીવાલું છે. ૧ લા જોસફે કર્લસબેડને સ્વતંત્રતા બક્ષી હતી. લોક વસ્તી ૧૦,૫૭૯ ની છે.

**કરવત**—સુથાર કામનું આ ઓજાર અતિશય અગત્યનું ગણાય છે, અને તે બીજા ઓજારોમાં સર્વોપરી ગણાય છે. યૂરોપમાં પ્રથમ આ હથિયાર શોધી કાઢનાર તરીકે નામીચા 'ગ્રીક' કારીગર 'ડેડેલ્સ' અથવા તેના ભત્રીજા પરડીકસનું નામ બોલાય છે, એક વેળા તેને સાંપની દાઢ મળી જે વતી તેણે નરમ લાકડું સફાઈથી કપાતું જોઇ પેહેલે એક નાહાની લોઢાની કરવતી બનાવી હતી. રોમન ઇતિહાસ કર્તા પ્લિની જણાવે છે કે અસલનાં વખતમાં બેલજીયમના લોકો ઇમારત બાંધવાના ઉજળા પથરા કરવતી વડે કાપતા હતા. સંગેમરમર કાપવા માટે હમણાની માફક આગલ પણ કામદારો દાંતા વગરની કરવતી વાપરતા હતા, અને દાંતાને બદલે 'સાબાદા' અથવા તેથી ઉતરતા પ્રકારની કઠણાઇ ધરાવતી રેતી વાપરતા હતા, આ રીતે તેઓ સખ્ત પથ્થર વટીક કાપી શકતા હતા. કરવતીની પેહેલી ચક્કી ઇ. સ. ૧૪૨૦માં મદીરામાં બનાવવામાં આવી હતી.

આગળ હિંદુસ્થાનમાં ચોકસ દેવીના મંદીર પાસે કેટલાક ધાર્મિકો કરવતી તળે સુઇ વેહેરાઇ જવામાં પુણ્ય સમજતા હતા.

**કરવીર**—ભારતવર્ષિય ભરત ખંડમાંનું એક પ્રાચીન શેહેર. હાલમાં આ ગામ કોલ્હાપૂરને નામે પ્રસિદ્ધ છે. (જુઓ કોલ્હાપૂર) (૨) મેરૂ પર્વતમાં અરણ્યની દક્ષિણુ તરફનો એક પર્વત કરવીર નામે પ્રસિદ્ધ છે.

**કરશીપ્ત**—જરથોસ્તી દંત કથા મુજબ આ પક્ષી સર્વે પક્ષીઓનું સરદાર ગણાય છે. આ પક્ષીને અક્કલ, હોશિઆરી અને બોલવાની સર્વે શકિત મળેલી હોય છે. આ પક્ષી મારફતે ખુદાએ જમશેદના બનાવેલા ગુફામાં પ્રથમ ધર્મ ફરમાન રવાના કીધો ત્યારે આ પક્ષીએ ત્યાં જઇ મધૂર અવાજે અવસ્તા ભણ્યું હતું.

શમશુલઓલમાં મોદી કૃત અ. વી. ફરહંગમાં જણાવ્યા મુજબ 'અસલી ભેદ ભરેલા લખાણો કેટલાક વિદ્વાનો Solar theory પ્રમાણે એટલે સૂર્ય સંબંધી બાબત ઉપરથી સમજાવે છે તો કેટલાકો Meteorological theory પ્રમાણે એટલે હવામાં બનતા બનાવો ઉપરથી સમજાવે છે. ડૉ૦ દાર્મેસ્ટેટર પોતાના અહુરમજદ અને અહરેમનના રેસાલામાં (પા૦ ૧૫૭) એ બાબત પાછલાં અનુમાને સમજાવવાની કોશેસ કરે છે. તે કહે છે કે 'એક પક્ષી ઘણીવાર વિજળીની ઝડપથી ઉડે છે તેથી તેને વિજળીની ઉપમાં અથવા વિજળીનું રૂપ આપવામાં આવે છે. હવે વિજળી પડે છે ત્યારે ગગરાટ થાય છે અને ગગરાટનો અવાજ આકાશ ઉપરથી આવતો હોવાથી તે આકાશમાંથી આવતો ઇશ્વરી અવાજ ગણાતો. એ ઉપરથી પક્ષી જે તેની ઝડપને લીધે વિજળીનું રૂપ ગણાતું તેનો અવાજ પણ જાણે ખોદાનો અવાજ ગણાતો. એ કારણને લીધે જમશેદના ગુફામાં ખોદા તરફથી જાહેર થએલી દીનને પક્ષી મારફતે જાહેર થએલી જણાવી છે.

**કરસનદાસ મુળજી**—આ પ્રસિદ્ધ હિંદુ સુધારકનો જન્મ ઇ. સ. ૧૮૩૨ ના જુલાઇની ૨૫ મી તારીખે મુંબઇમાં થયો હતો. પોતાની ૨૦ વર્ષની વયે કોલેજમાં પોતાનો અભ્યાસ પુરો કર્યો હતો. જ્યારે કૉલેજમાં અભ્યાસ ચાલુ હતો તે વેળા 'જ્ઞાન પ્રસારક' નામની સભાએ હિંદુઓમાં પુનરવિવાહ કરવાના ફાયદા માટેનો એક નિબંધ જાહેર હરીફાઇમાં ઇનામ આપી માંગ્યો હતો. તે નિબંધ પોતે રચી ઇનામ મેળવવાની કરસનદાસને આશા હતી, તેટલાં તે લખાણો તેમની કાકીના જોવામાં આવ્યાથી તે બાઇએ કરસનદાસના તે કાગળીયાંનો નાશ કરી તેમને પોતાના આશ્રયમાંથી તજી દીધો, તેથી આ ચંચળ જવાનને ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં શિક્ષક તરીકેની નોકરી મેળવી ગુજરાન કરવું પડયું. તે પછી કેલવણી ખાતાના ઇન્સ્પેકટર મી૦ હોમે કરસનદાસને ૧૮૫૫ માં ડીસાની નિશાળમાં ચઢતા કલાસમાં વધારે પગારે નેમણુક કરી પણ ત્યાંની આબોહવા નહિ રૂચવાથી મુંબઇ આવી રહ્યા. ઈ. સ. ૧૮૫૫ થી દર રવીવારે સત્ય પ્રકાશ નામનું એક પત્ર પ્રગટ કરવા માંડયું; અને ત્યારથી કરસનદાસ મુલજીને પ્રસિધ્ધતા મળવા માંડી. સત્ય પ્રકાશ પત્રમાં પોતાના પંથના વડા માહારાજો વિષે લખાણુ કરવાથી માહારાજ લાઇબિલ કેસ ઉભો થયો હતો. પ્રથમ કરસનદાસ ઉપર લાઇબલની ફર્યાદી નોંધાતા કરસનદાસના સાક્ષીઓને કોર્ટમાં શાક્ષી આપતાં કેટલાક શખસોએ રોકવાની કોશેસ કરતાં તેવા ૯ જણાને સુપ્રીમ કોર્ટની ફોજદારીમાં ઘસડીયાથી ૧૮૬૧ માં તેમને નામદાર જડજ સર જોસફ આરનોલ્ડે દંડ કર્યો હતો. આ દંડની રકમ રૂ. ૫,૫૦૦ વસુલ થઇ તેમાંથી કરસનદાસને નુકસાનીના રૂ ૧૦૦૦ કોર્ટે અપાવ્યા હતા. તે પછી જદુનાથજી મહારાજે આ કેસ આગળ ચલાવ્યો. આ કેસ લાગટ ૪૦ દિવસ વેર નામદાર વડા ન્યાયાધિસ સર મેથ્યુ સૅાસ અને સર જોસફ આરનોલ્ડ નાઇટ હજુર ચાલ્યો હતો. તે વેળા કરસનદાસના બારીસ્ટર એનેસ્ટીએ પોતાના જ્ઞાન બળથી માહરાજોના પાખંડી મતોનું ખંડન કરી તેમની અનીતિ પ્રગટ

કરી હતી. આ કેસમાં કરસનદાસ મુળજીના લાભમાં ખરચ શીકનો ચુકાદો નામદાર ન્યાયાધીશોએ કરી આપ્યાથી કરસનદાસની ખરી આપઅખત્યારી અને શ્રેષ્ટતા જાહેર થઇ હતી. આ કેસમાં બંને પક્ષને મળી રૂ. ૬૦,૦૦૦ નો ખર્ચ થયો, તેમાં મૂળ દાવા જેટલું એટલે લગભગ રૂ. ૫૦,૦૦૦ વાદી જદુનાથને માથે પડયો હતો.

કરસનદાસ મુલજીએ સત્ય પ્રકાશ પત્ર ઉપરાંત બુદ્ધિવર્ધક, સ્ત્રી બોધ, નિર્તિ સંગ્રહ નામના જૂદા જૂદા ચોપાન્યા ઉપરાંત રાસ્ત ગોફતાર સાથે સત્ય પ્રકાશને જોડતાં તેના અધિપતિ તરીકેનું કામ બજાવ્યું હતું.

ઈ. સ. ૧૮૬૦ માં ત્રણ ભાગીયાઓ સાથે મળી ચીનાઈ રેશમી કાપડની એક દુકાન મોટા પાયાપર મુંબઇમાં કાઢી હતી અને તેનો વહિવટ કરસનદાસ તથા હરગોવનદાસની કુંપનીને નામે ચલાવ્યો હતો. આ વેપારમાં બે વર્ષ સુધી સામેલગીરી રાખી છુટા પડયા હતા પણ તે દુકાન આજે પણ તેમના આગલા ભાગીયા (બીજા સુધારક) માધવદાસ રૂગનાથદાસને હસ્તક મુંબઇમાં ચાલુ છે.

ઈ. સ. ૧૮૬૨ ના સુમારમાં કરસનદાસે ઇંગલંડની મુસાફરી કરી; ને ૭ માસ પછી ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા. તે પછી ત્રણ વર્ષ રહી ફરી પાલીતાણાની જાગીર બાબેના મુકરદમાને માટે સંવત ૧૯૨૩ માં બીજી વેળા ઈંગલંડ જવું પડયું. આ વેળાનો પોતાની મુસાફરીનો હેવાલ ગુજરાતી તથા મરાઠી ભાષામાં પ્રગટ કર્યો હતો. તે પછી કાઠીયાવાડના પોલીટીકલ એજંટ ખાતામાં સરકારે ઓધો આપતાં ૧૮૬૭ માં તેનો અખત્યાર લીધો. ૧૮૭૦ માં લીમડીના ઠાકોર મરણ પામવાથી ત્યાંનો રાજ વહિવટ બાળરાજાને નામે ચલાવવાનો કરસનદાસને અખત્યાર મળ્યો હતો. પણ આ ઓધો ટુંક જીંદગીને લીધે આ વીર પુરૂષ ભોગવવા પામ્યો નહિ. ઈ. સ. ૧૮૭૧ માં ૨૮ મી આગસ્ટે લીમડીમાં મરણ નિપજ્યું હતું.

**કર્સેવજ**—એને કિદાન અથવા કેરેસ વજદ તરીકે પણ જણાવવામાં આવ્યો છે. એ અફ્રાશિઆબનો નાહાનો ભાઇ હતો. એણે અફ્રાશિઆબને અનેક વેળા જુઠું સમજાવી બુરી રાહપર દોર્યો હતો. એણે એક વેળા સિયાવક્ષ સામે જુઠાં તોહમતો મેળી અફ્રાશિઆબને ભોલવી તેનું ખૂન કરાવ્યું હતું. તેમજ બેજન વિશે અફ્રાશિઆબને ભોલવી પોતાના દેશપર ઇરાનીઓનો ખોફ ખેંચી લીધો હતો. અઘરેરસે જ્યારે ઈરાનીઓને યૂકિતથી છોડવ્યા ત્યારે એણેજ અફ્રાશિઆબને ભોલવી અઘરેરસને કતલ કરાવ્યો હતો. જ્યારે અફરાશિઆબ નહાશી જતાં 'હોમ' નામના પેહેલવાનને હાથ કેદ પકડાયો ત્યારે બીજી તરફ કરસેવજ પણ કયખશરૂને હાથ કેદ થયો હતો. એને એના જુલ્મી ભાઇની નજર સામે જબેહ કરવામાં આવ્યો હતો.

**કરાં**—આકાશમાંથી બરફના આકારનાં પડા રોકા યા ગોળાકાર પારદર્શક જે દડા પડે છે તેને કરાં કહે છે. તેમાં પાસાદાર રજકણી હોતી નથી, પણ તે ચળકતા પારદર્શક પડથી બંધાયલું હોય છે. હિંદુસ્થાનમાં કરાંનો વર્સાદ મુખ્ય કરી ગંગા નદીના મુખ આગળના ભાગમાં તથા બંગાલના અખાતના પશ્ચિમ કોરતા ઉપર અવારનવાર પડે છે. કચ્છ તથા સિંધના કિનારા અને પૂર્વ ભણી સતારા, મહાબલેશ્વર, પુના વગેરે આખા દક્ષિણ પ્રાંતમાં સમુદ્ર સપાટીથી ૧૫૦૦ ફીટ ઉપરના ભાગપર કરાં ફેબ્રુવારીથી મે સુધીના ગર્મીના દિવસમાં અવારનવાર વર્સે છે. ગંગાના પ્રદેશમાં તો વર્ષમાંની દરેક ઋતૂમાં અનેકવાર કરાંના ઝાપટાં વર્સે છે; અને તે બીજા દેશમાં વરસતા કરાં કરતાં કદે મોટાં હોયછે.

કરાં બંધાવાનો સબબ એ છે કે સરદ હવાનો પ્રવાહ જ્યારે વહેછે, અને તેની વચમાં બીજો અતિ થંડો સુકી હવાના પ્રવાહનો સંબંધ થતાં કરાં ઉત્પન્ન થાયછે. આ હવાનો એક ભાગ સરદ છતાં ગરમ હોયછે. તેનું કારણ એ કે કરાં મુખ્ય કરી દિવસે સૂર્યની

ગર્મી વેળા ઉન્હાળામાં પડેછે. આ બે ગરમ સરદ પ્રમાણે એકત્ર થતાં એકની ગર્મીનું પ્રમાણ બરફ બંધાવાના બીંદુથી અતિ ઘણું નીચે ઉતરે છે અને તેઓનું વરાળ રૂપી પાણી કઠણ બરફના કટકા રૂપે બંધાઈ જાય છે. અતિ ઉંચ શિખરવાલા પર્વતો પર જ્યાં બરફ બંધાયછે ત્યાંથી ફુંકાતો અતી થંડો પવન નીચે ઉતરતાં હેઠેની ખીણના ગરમ પવન સાથે મળી જઇ કરાં ઉત્પન્ન કરેછે અને એવીજ જગો પર ઘણી વેળા અવારનવાર કરાં પડેછે. કરાં પડવા આગમજ હવામાં ગર્મી જણાવા માંડેછે અને તુફાની પવનનાં પ્રવાહો ઉપર ચઢતાં જણાયછે અને પછી કરાં વર્સે છે, ત્યારે એકદમ થંડી પડેછે. કરાંનાં તુફાન એક જોશ સાથે ઘેરાઇ પડેછે અને થોડા વખતમાં બંધ થાયછે.

તેનો વર્સવાનો વિસ્તાર લંબાઇમાં વધારે હોયછે, પણ તે પોહળાઈમાં ઝાઝો હોતો નથી. ઇ. સ. ૧૭૮૮ ના જુલાઇ માસની ૧૩ મી તારીખે ફ્રાન્સમાં એક કરાંનુ મોટું તુફાન થયું હતું. તે તોફાન ૧૫ મેલની પોહળાઇમાં બે ઠેકાણે તફાવતે થયું હતું. એક તુફાન ૪૨૫ મૈલ લંબાઇમાં અને પોહળાઇમાં ૧૨ મૈલ હતું. બીજું લંબાઈમાં ૬૦૦ મૈલ ને પોહળાઇમાં ૫ થી ૫½ મૈલ હતું.

કેટલાકો કરાં બનાવવાનું વિજળી કારણ જણાવે છે. કેમકે વિજળીના યંત્ર વડે બનાવટી કરાં બનાવી શકાય છે. તેમજ જણાવવામાં આવે છે કે જ્વાલામુખીમાંથી ધૂમાડા તથા આગના ગોટેગોટા નિકળ્યા પછી કરાં વરસતા માલમ પડયા છે.

કરાના કડકા ગોળ યા પડારોકા હોયછે. તે પારદર્શક અને અપારદર્શક બરફના પડોના બનેલાં હોયછે. તેનું કારણ એમ જણાવવામાં આવેછે કે 'પેહેલે બંધાયલો એક કટકો જ્યારે જમીન ઉપર નીચે ઉતરેછે ત્યારે જૂદી જૂદી ગર્મીના પ્રમાણના હવાનાં પડોમાંથી તે પસાર થાયછે. કોઇ પડતી ગર્મીનું પ્રમાણ બરફ ઠરવાના બીંદુથી નીચે હોયછે—ને કોઇનું વધારે હોયછે. જ્યારે બરફ બંધાવાના બીંદુથી ઓછા ગર્મીના પ્રમાણના પ્રવાહમાંથી પસાર થાયછે ત્યારે તેની ઉપર પાણી ઠરી જાયછે, જે પાણી નીચે જતાં વધારે થંડા પ્રવાહોમાંથી પસાર થતાં તે ઉપર બંધાઈ જાયછે. કરાં પડતી વેળા એકમેક સાથે અથડતા હોવાથી ગગડાટ જેવો ઝીણો અવાજ કરેછે. આ અવાજ ઘણો ખરો કોઇ ચીજ વેરાતી હોય તેના જેવો થાયછે.

કરાંના કટકા બોરથી તે નારીયળ જેવડાં મોટાં હોયછે. તેમનું વજન થોડા ગ્રેનથી તે ૧૫ રતલ કરતાં પણ વધારે જણાયલું છે. કરાંના કટકા જ્યારે વર્સેછે ત્યારે તે જાનમાલની મોટી ખરાબી કરેછે, તેમજ ખેતરમાં ઉગેલા પાકને દાબીનાખેછે. ઇ. સ. ૧૮૨૬ માં ખાનદેશ ખાતે થએલા કરાનાં જબરા તોફાનથી મોટી નુકસાની થઇ હતી. તે વખતે કરાં એટલાતો જોસમાં વર્સવા માંડયા હતા કે છાપરાનાં નળીયાં ભાંજી ઘેરમાં પેઠા હતા, તેમજ એક (હંડરવેટનો) એક કટકો પડયો હતો કે જે નજદીક ૪ દિવસવેર પિગળીયા વિના જેવો ને તેવોજ રહ્યો હતો. ઇ. સ. ૧૮૪૯ નાં આગસ્ટ માસમાં 'રોસશાએર'માં એક ૨૦ ફીટના ઘેરાવાનો ગંજાવર કરાંનો ચોસલો પડયો હતો. ૧૮૭૨ ના મે માસની ૮ મી તારીખે હંગેરી ખાતે એક ૩ ફીટ લાંબો ને ૨ ફીટ જાડો કરાંનો કટકો પડયો હતો. ગંગા નદીના મુખ આગળના પ્રદેશમાં તથા બંગાલના અખાતની પડોસના દેશોમાં અર્ધા રતલથી એક રતલના કટકા અવારનવાર વર્સેછે. દંતકથા મુજબ ટીપુ સુલતાનના અમલ દરમ્યાન શ્રીરંગાપટનમાં થએલા કરાંના સખત તુફાનમાં એક હાથીના કદ જેવડો કરાંનો કટકો પડયો હતો. આવા ગંજાવર કટકા પડવાનો સબબ એ જણાય છે કે નાના કટકા વાતાવરણમાં બની નીચે ઉતરતા સંખ્યાબંદ કટકાઓ સાથે સંબંધમાં આવી જોડાઇ જઇ તેનો એક કટકો બનેછે.

**કરાંચી**—સિંધનું આ મુખ્ય શેહેર પંજાબમાં દાખલ થવાનું નાકું ગણાયછે. આ શેહેર ઈંડસના મોટા દેલ્ટાના ઉત્તર છેડાપર અને બલુચીસ્તાનની સરહદપર છે. આ કરાંચી જીલ્લાનું ક્ષેત્રફળ ૧૪,૧૧૫ ચોરસ મૈલ છે. ૧૮૭૨માં ૪,૨૩,૪૯૫ ની ને ૧૮૯૧ માં ૫,૬૪,૮૮૦ની લોક વસ્તી હતી. એને તાબે ૧૩ તાલુકા છે. એની પશ્ચિમે ખિલાતના ખાનનો મુલક, ઉત્તરે શિકારપુર જીલ્લો, પૂર્વે સિંધુ નદી અને કચ્છનું રણ, દક્ષિણે અરબ્બી સમુદ્ર છે. કરાંચી જીલ્લાનું મુખ્ય શેહેર કરાંચીની લોકવસ્તી ૧૮૧૩ માં ૧૩૦૦ ની, ૧૮૩૦માં ૧૫૦૦૦ની, ૧૮૫૦માં ૧૬,૭૭૩ની, ૧૮૫૩માં ૨૨૨૨૭ની, ૧૮૭૨માં ૫૩,૫૨૬ની, ૧૮૮૧માં ૭૩૫૬૦ની, ને૧૮૯૧માં ૧,૦૫,૧૯૯ અને ૧૯૦૦ માં ૧૧૫૪૦૭ ની હતી, તેમાં દર ચોરસ મૈલે વસ્તી ૨) ૨૨ની છે.

અત્રેનો નિકાશ વેપાર ઉંટ, સુરોખાર, મીઠું, ચોખા, ધાન્ય વગેરેનો છે. તેમજ ઘી, ચામડું, ચરબી, તેલ, તેલના બિયાં, માછલી, ગુળી, રૂ, ક્ષાર વગેરેનો છે. પરદેશથી આવતા માલનો વેપાર ઉન, રેશમ, કાશમિરી શાલ, સુકી ફ્રુટ, તરેહવાર ગુંદર, કિમતી ધાતુ, ઘોડા, રંગ, ફટકી વગેરેનો બોહોળો ચાલેછે. અયાત માલમાં ધાતુ, લોઢાના ઓજારો, સુતર અને રેસમનો મુખ્ય ગણાયછે. કરાંચી શેહેર મુખ્ય કરી વેપારી, રાજદુઆરી અને લશકરી ખાતાનું અગત્યનું મથક ગણાય છે. સિંધનું કરાંચી એક સલામતી ભર્યું મુખ્ય બંદર છે. તેમ તે મધ્ય એશિયાના વેપારનો દરવાજો ગણાય છે. કરાંચી સાથે જળ માર્ગે બોહોળો વેપાર ચાલેછે. નીચે દર્શાવેલા આંકડા ત્યાંના બોહોળા વેપારનો ખ્યાલ આપેછે. આ આંકડા લાખ રૂપ્યાના છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અયાત—રૂ. | ૧૮૭૧-૭૨ | ... | ... | ૧૮૮૧—૮૨... | ૧૮૯૧-૯૨... | ૯૩-૯૪ |
| „ —રૂ. | ૪૦ | ... | ... | ૧૨૩ | ૪૦૮ | ૪૮૭ |
| નિકાશ—રૂ. | ૮૦ | ... | ... | ૨૦૪ | ૭૩૭ | ૬૮૫ |

ઓગણીસમી સદીની શરૂઆતમાં કરાંચી શેહેર એક નાહનું ગામડું હોઈ ત્યાં લગભગ એક હજાર માછી મારોના વસ્તી હતી, અને તે વેળા તેનું નામ 'કાલાચી' ચાલુ પ્રચારમાં હતું. આ વેળા કરાંચી અમીરોની સત્તાતળે હતું પણ તે કેવી રીતે બ્રિટીશોને તાબે આવ્યું તે વિષે એક એવી કથા પ્રસિધ્ધ છે કે, ઉકત કાલાચીમાં દરિયાડીમલ્લ નામે એક શ્રીમંત વાણીઓ શરાફ રહેતો હતો. તે વેપારી ત્યાંના મીરોને પૈસા ધીરવાનો શરાફી ધંધો ચલાવતો હતો, તેટલાં એક સમે મીરો । વચ્ચે અનબનાવ થયો. આથી મીરોએ તેને જોર જુલમથી મુસલમાન ધર્મમાં વટલાવ્યો. આ જુલમ તેના પૌત્ર નાઉમલને નહિ રૂચવાથી તે મુંબઈ આવી તે વખતના ગવરનર સર જ્યૉર્જ આર્થર. બારોનેટ કે. સી. એચ. ને મીરોની જુલમી વર્તણુકને તેમની સત્તાનું પોકળ પણું બતાવી સિંધ પ્રાંત જીતી લેવા સુચના કરી. આથી સર જ્યૉર્જે અફધાનિસ્થાનપર ચઢાઈ લઈ ગએલા સરદાર સર આઉટ્રૅમપર શેઠ નાઉલલ્લને ચોકસ ભલામણ પત્રો આપી મોકલ્યો. નાઉમલ્લે સર આઉટ્રૅમને સર્વ હકીકત જણાવી મીરોની તકલીદ સત્તાનું વર્ણન આપી તે સરદારને કરાંચી જીલ્લો હાથ કરવા ઉશકેર્યો. આ વેળા સર આઉટ્રૅમ અફ્ધાનિસ્થાનમાં અપયશ પામી પાછો ફરતો હોવાથી તેણે આ તક હાથ કરી સકકર સુધી ખુશકીને માર્ગે આવી ત્યાંથી સિંધુ નદીમાંથી જળ માર્ગે થઇ ગિંદુ બંદરમાં સૈન્યને ઉતારી હૈદ્રાબાદની ઉત્તરે ૬ મૈલપર 'મિઆણી' ગામ પાસે મીરોના લશકર સામે થઈ ૩ કલાકની લઢાઈમાં જીત મેળવી સિંધ પ્રાંત તાબે કીધો. આ બનાવ ઈ૦ સ૦ ૧૮૪૩ માં બન્યો હતો.

કરાંચીના બારા નજીકની દિવાદાંડી ૧૨૦ ફીટ ઉંચી. એનું બંદર ૧૮૭૩મ ૪૫૦૦૦૦ પૌંડને ખર્ચે સુધાર્યું હતું અને

તેથી હાલમાં આ બંદરની ઓછામાં ઓછી ઉંડાઇ ૨૦ ફીટ વેરની રહેલી છે. બંદરપર વાર્ષિક વેપાર ૭૦૦૦૦૦૦ પૌંડનો ચાલેછે.

ઈંગલંડથી થેટ કરાંચી સુધી પેહેલી સફર ઇ. સ. ૧૮૫૨ માં ડયૂક ઑફ આરગાઇલે કરી હતી.

જોવા લાયક જગ્યામાં સર બાલટર ફ્રીયરના માનમાં સ્થાપેલી 'લાયબ્રેરી' તથા 'મ્યુઝીયમ' જોવા જોગ છે. એચ. જે. રૂસ્તમજી નામના કરાંચીના જાણીતા વેપારીની એક ગંજાવર ઇમારત કરાંચીના મોટા વેપારનો ખ્યાલ આપે છે. આ ઇમારત ૨૫૦૦૦ પૌંડે બાંધવામાં આવી છે અને તેને માટે ૧૦૦૦૦ ચોરસ વાર જમીન રોકેલી હોઇ તેમાં ૧૧ મૈલ જેટલી ટ્રામ લાઇન માલ લાવ લઇજાવ કરવા માટે નાખેલી છે. તે શિવાય કરાંચીમાં ટ્રામવેનું કારખાનું, રેલવેનું કારખાનુ, હાર્બસવર્કસ, કાપડ તથા આટાની મીલો, તેલ કાઢવાની મીલો, કપાસ દાબવાના પ્રેસો વગેરે ઉદ્યોગ હુન્નરનાં અનેક મથકો છે.

કરાંચી 'કેમ્પ' અને 'સીટી' એવા બે ભાગમાં વિભાગેલું છે. તેમાં કેમ્પ માંહેલા મકાનો નવા સુધારા વધારાના બાંધેલા છે પણ શેહેરમાંના ઘરો અસલી ઢપનાં છે; યાને મટાડીનાં બાંધેલાં હોઇ તેના છાપરાંપર સપાટ અગાસીઓ બનાવેલી હોય છે. કરાંચીમાં વર્ષાદ માત્ર ડીસેંબર તથા જાનેવારીમાં સખત થંડી દરમ્યાન જૂજ પડે છે, બાકી આખું વર્ષ સૂકિ મોસમ ચાલેછે તેમાં કોઈ વેળા અચાનક ઝાપટાં આવેછે. માત્ર થંડીમાં સખત થંડી પડે છે. ૧૯૦૨નાં જુન માસમાં અત્રે સખત તોફાન થવાથી એક કરોડની નૂકસાની થઇ હતી.

**કરાનબેરીસ**—એક જાતનું યૂરોપ તરફ થતું બોર જેવું ફળ. એ ટાર્ટ નામની ઇંગ્રેજી મિઠાઇ બનાવવાના ઉપયોગમાં આવેછે. એનો રશિયાથી ઈંગલંડ તરફ મોટો જથ્થો આવે છે. એ સ્વાદે બોર જેવાં હોયછે.

**કરિઆણુ**—આ તાલુકો ગોહેલવાડ પ્રાંત નીચે ખાસ કાઠીયાવાડમાં બાબરા થાણાની હદમાં છે. તેના તાબામાં ૧૦ ચોરસ મૈલ જમીન, ૯ ગામો અને ૩૨૦૦ માણસોની વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ ૨૧૦૦૦ ની છે. ઈંગ્રેજ તથા જુનાગઢ સરકારને રૂ ૧૧૫૭ દેવા પડેછે. અહીંના તાલુકદાર ખાચર શાખાના કાઠી છે. મુખ્ય ગામ કરીયાણુ એ બાબરા થાણાની ઈશાન કોણમાં ૫ મૈલ અને લાઠીના રેલ્વે સ્ટેશનથી ઉત્તરમાં ૧૨ મૈલને છેટે છે. વસ્તી ૧૧૦૦ ની છે.

**કરીઆતું**—આ અતિ ઉપયોગી વનઔષધિ વનસ્પતિ તાપ તથા પિત્તપર ઉપયોગી છે. આ ઔષધિનો ઉપયોગ પ્રાચીનકાળથી થતો આવ્યો છે. તે હિમાલય ઉપરના એક પ્રદેશમાં ઉત્પન્ન થાયછે, અને મુખ્ય કરી નેપાળ તરફથી તે હિંદમાં આવેછે. એની જૂદી જૂદી ૬ જાતો યૂરોપ્યન મુસાફરોએ શોધી કાઢી છે, તેમાંની બે જાતો અતિ કડવી જણાયલી છે. એક જાત મદ્રાસ ઇલાકા માંહેલા અનામલી પર્વતપર મળેછે તે પણ કડવી હોયછે. તેપર ફળો આવતાં તેના છોડને કીરાઇત જાતના ખેડુતો એકઠા કરેછે. એની રસાયનિક પરિક્ષા સારી થએલી છે. એમાં બે કડવાં તત્વો મળે છે. તેમાં એક વધારે કડવું જે છે તેને Ophelic Acid કહેછે અને બીજાને ચિરેટીન (Chiretin) કહે છે અને તે રંગે રતાસપર હોઇ આલ્કોહલમાં માત્ર પિગળેછે. તે શિવાય બીજા પદાર્થો જે મળે છે તે એટલા મહત્વનાં નથી. કરિઆતાનો કાવો (૧½ તોલા સળીમાં ⅞ પાણી) તૈયાર કરી સુગંધી પદાર્થો મિશ્ર કરી દર્દીને દિવસમાં બે વખત પિવા આપવામાં આવેછે.

એના કાવામાંથી એક પિળો અર્ક (Chiratin) કાઢવામાં આવે છે. મુંબઇમાં કેમ્પ કુંપનીમાં એનો અર્ક Saccharo Chiretin ને નામે મળે છે. આ દવા ૫ થી ૧૦ ગ્રેન દિવસમાં બે વખત પિધાથી અરૂચી, આળસાઇ વગેરે દર્દ દફે થાય છે.

**કરિંગોટા**—(જુઓ રૂદ્રાક્ષ.)

**કરિહાર**—આ એક સર્પની જાતનું નામ છે. તેઓ ઘણું કરી સિંધ પ્રાંતમાં મળે છે. એ રંગે કાળો ને ૭ થી ૮ ફીટ લાંબો હોય છે. આ સર્પ ઉંદર, દેડકા, ચલ્લી, ઝીણા જાનવર વગેરેનો ભક્ષ કરે છે. એની ફેણ મોટી ને પોહળી હોય છે. એનું ઝેર ઘણું તિક્ષણ હોય છે. એનું ઝેર મનુષ્યને ચઢતાં તેની ચામડી કાળી પડી જઇ તેના કાન, નાક, મોઢું અને મુત્ર દ્વારાએ લોહિ પડે છે. આ લોહી બહાર પડતાં તેને ફેર આવી તે મરણ પામે છે. કેટલીક વેળા આવી રીતે મુએલા મનુષ્યનું શબ ફાટીને કોહી જાય છે. સિંધી લોકો આ સર્પના ડંખપર ઉપાય તરીકે જ્યાં સાપ ડંખ્યો હોય તે જગા આસપાસ મજબુત દોરડું બાંધી જખમ ઉપર તાતવેલા લોઢાના સળીયાવડે અથવા આતશના ગાંગડાથી ડામ આપે છે. કેટલાકો જો મોહારો હોય તો તે વડે ઝેર ઉતારે છે. આવા શખસનો ઉતાર કીધા પછી જોલાબ તથા ઓકારી આવવાની દવા પાવામાં આવે છે, અને તે પછી હિંગ સુંઘવા આપે છે. આવા ઈલાજોથી કરિહારનું ઝેર ઘણી વેળા ઉતરી જાય છે.

**કરીનિંબ**—એને સંસ્કૃતમાં 'ગિરીનિંબ' કહે છે. આ વનસ્પતિના પાંદડાને છુંદી તેની ચટણી અથવા મસાલો બનાવવાનાં ઉપયોગમાં લેવામાં આવે છે.

**કરીમખાન**—જંદ ટોળાના આ વડા સરદારનો જન્મ ઇ૦ સ૦ ૧૬૯૯ માં થયો હતો. એણે સ્વપરાક્રમે વધતાં પોતાના ટોળાની સરદારી મેળવી ઇરાની રાજ્યમાં બળવંત થઈ પડતાં પોતાના હક્કો માટે સૂફી પંથના સુલતાન હુસેનના બેટાને ૩ જા અબ્બાસને નામે ગાદીએ બેસાડી પોતે વજીરાતની પદ્વિ મેળવી.

એણે ૧૭૫૨ માં આજરબિજાનનાં સ્વતંત્ર હાકેમ અજવદખાન સામે લઢાઇ કરી પણ તેમાં શિકસ્ત ખાધી. આથી અજવદખાનના હાથમાં ઇસ્ફહાન, શિરાજ વગેરે શેહેર કબજે થયા. તે પછી નહાસતાં કરીમખાન પાછળ અજવદખાન વગર વિચારે કુચ કરી જતાં કરીમખાને પોતાની ફોજને 'હમરાની' સાંકડી ખીણમાં છુપાવી અને તેના મથાળા પર પોતાના બીજા સરદાર રૂસ્તમને નેમ્યો. આથી જેવો અજવદખાન નાળામાં દાખલ થયો કે બેઉ લશકરથી ઘેરાઇ હાર પામ્યો. આ વેળા અજવદખાનને નજર કેદ કરી પોતાની દરબારમાં રાખ્યો. તે પછી કાજર ટોળાના મોહમદ હુસેનખાનને ૧૭૫૭ માં હરાવી નાખ્યો, ને તેના કેદ પકડાયલા બેટા આગા મોહમદ કાજરને દરબારમાં રાખી નવાજ્યો. કરીમખાને ૧૭૭૦ થી નચીંતપણે જીંદગી ગુજારવા માંડી, તો જો કે પાદશાહ ઇસમાઇલ ત્રીજો આબાદે નામે કસાબામાં પડી રહેતો હતો અને કરીમખાનને શિરાજમાં રહી રાજ્ય કારોબાર ચલાવવો પડતો. એણે શિરાજને સણગારી દેશના વેપાર ઉદ્યોગમાં મોટો વધારો કર્યો. એનું મરણ શિરાજ ખાતે ૨ જી માર્ચ ઇ. સ. ૧૭૭૯ માં નિપજ્યું હતું.

**કરીમાન**—એ જેહાં પેહેલવાન રૂસ્તમનો નબીરો હતો. યાને રૂસ્તમના બેટા સોહોરાબનો એ પૌત્ર હતો. એના પિતાનું નામ બરજોર હતું. એણે જાલના ખાનદાનની પડતી પછી જાબુલિસ્તાનમાં એકાંતમાં રહી જીંદગી ગુજારી હતી.

**કરૂણારસ**—નાટક રચનામાં ૯ જાતના રસો હોયછે. કરૂણ, વીર, અદભૂત, રૌદ્ર, ભયાનક, શૃંગાર, હાસ્ય, બિભત્સ અને શાન્ત. તેમાં કરૂણારસ વ્હાલા શખસપર અનિષ્ટ આવવાથી યા તેના મરણથી થાયછે. આ રસમાં શોક સ્થાયિભાવ હોયછે. જમીનપર પટકાઇ પડવું, રડવું, અફસોસ કરવો, હાઃય મારવી, સ્તંભ થવું, વગેરે રસ અનૂભવેછે. એમાં નિર્વેદ, મોહ, અપસ્માર, વ્યાધિ, ગ્લાનિ, સ્મૃતિ, શ્રમ, વિષાદ, જડતા, ચિન્તા વગેરે ભાવ આવેછે.

**કરોર**—જેપોરના રાજ્યમાં ઉનેરાના જીલ્લાનું જાણીતું ગામ દક્ષિણ પર્વતની હારમાં હોઈ ત્યાં એક મોટો કિલ્લો છે. બુંદીની ઉત્તર પૂર્વે ૪૦ મૈલપર અને કોટાની ઉત્તરે ૬૦ મૈલપર તથા જેપૂરની દક્ષિણે ૬૫ મૈલપર છે.

**કરોલટન**—લુસીઆનાને લગતું આ ગામ મીસીસીપી નદી ઉપર ન્યૂ ઓર્લીઅન્સથી ૭ મૈલ ઉપર છે. લોક વસ્તી ૬૧૬૮ ની છે. ૧૮૬૩ થી એ ન્યૂઓર્લીઅન્સનો એક ભાગ ગણાય છે.

**કરોળીઆ**—'આ પ્રાણી પૃથ્વિના દરેક ભાગમાં મળી આવેછે. ઉષ્ણ કટીબંધના દેશોમાં બીજા દેશો કરતાં તેમની વસાહત વધારે જણાય છે. તેમજ તેઓ તે તરફ કદમાં પણ મોટાં હોયછે. આ પ્રાણીનું માથું અને છાતી તદન જોડાઇ જઇ તે બન્ને મળી એક અવયવ જેવું દેખાયછે. આ અવયવનો આકાર ઇંડા જેવો દેખાયછે. તેને આ અવયવ સાથે લાગેલા દરેક બાજુએ ચાર ચાર મળી આંઠ પગ હોયછે. તેના દરેક પગમાં સાત સાત આંગળાં હોયછે. આમાંના છેલ્લા સાંધાને છેડે વાંકા નખ જેવા બે આંકડા હોયછે. તેના મ્હોં આગળ બે નહોર હોયછે. આ દરેક નહોરને છેડે એક આંકડો અને આંકડાને છેડે એક ફાટ હોયછે, તેમાંથી ઝેરી પ્રવાહી પદાર્થ બહાર નિકળે છે.'

'કરોળીઆને ૮ આંખો હોયછે. કેટલીક જાતને ૬ ને થોડીકને માત્ર બેજ હોયછે. તેની ગુદા નજદીક કેટલાક ઝીણા અવયવો હોયછે. તેમાંના દરેકમાંથી લાળ ઉત્પન્ન થાયછે, તેને તે જીણા તાતણા રૂપે બહાર લાવી શકે છે. આ સર્વ ઝીણા તાતણા ભેગા મળી એક દોરો થાયછે. આવા દોરા વતી તે પોતાની જાળ ગુંથે છે. આ દોરા જ્યારે નિકળે છે ત્યારે તાંત જેવા ચીકણા હોયછે પણ હવા લાગતાં તે સુકાઇ જાયછે. બધી જાતના કરોળીઆ તાંતણા કાઢી શકે છે. પણ બધા તેનો એક સરખો ઉપયોગ કરતાં નથી. કેટલાક શેકાર પકડવા જાળ બનાવે છે, કેટલાક જીવ જંતુ પાછળ કુદી તેને પકડે છે ને કેટલાક તેમાંથી પોતાનું મકાન બાંધે છે.

કેટલાક તંબુ, બલુન, પાણી ઉપર સેહેલ કરવાનું, કાપડ, કાગળ વગેરે બનાવવાનું કામ કરી શકે છે.

ભૂમધ્ય સમુદ્ર માહેલા ઝાન્ટીના ટાપુમાં વસતા કરોળીઆ કડીયાનું કામ વટીક કરી જાણેછે. કડીયાનું કામ કરનાર કરોળીઓ માળો બનાવી તેમાં છુપાઈ રહેવા રેશમી પડથી પોતાનો માળો અચ્છાદિત બનાવી તેમાં પોતાના કુટુંબ સાથે વસે છે. પ્રથમ રેશમના પડ બનાવ્યા પછી તે પોતાની છુપાઈ રહેવાની જગાપર ફાલકું બનાવે છે. પછી રેશમની જાળી વણી તેને માળાની એક તરફ દરવાજા તરીકે જડે છે. આ જાળી જાડી બનાવી તેપર માટીનું પડ કરે છે, અને તેપર માટીનું વારા ફરતું પડ ચઢાવી રેસમી પડથી અછાદે છે, અને તેને પોતાનાજ 'સીમેંટ'થી વળગાવે છે. તે પોતાનો દરવાજો આબાદ મીજાગરાંથી બનાવી ઉઘાડ ઢાંક થઇ શકે તેવો બનાવે છે. આ દરવાજો એવી યૂક્તિથી બનાવેલો હોય છે કે બહાર જતી વેળા તે પોતાની મેળે અંદરથી બંદ થઇ જાયછે ને બહારથી અંદર 'દાખલ થતા હાથ જેવી કમાનથી આપોઆપ ઉઘડી ફરી બંદ થઇ જાયછે.

પાણીમાં શેકાર પકડનાર કરોળીઆ એકાદ ગોકળગાયનું કોટલું શોધી કાઢી તેની ઉપર રેશમનું પડ કરી તેમાં સેહેલ કરતો રહી પોતાનો શેકાર પકડે છે.

અફ્રિકા તરફના કરોળીઆ અતિ પતળા કાગળો બનાવી તેના માળા બાંધવામાં બહુ કુશળ હોયછે.

આસ્ટ્રેલીયાના ઇંગ્રેજી સંસ્થાનોમાં આવેલા 'મેકડોનેલ રેનજીસ' નામે પર્વતવાલા ભાગમાં સિસોડી ફોડતા કરોળીઆ મળી આવેછે. આ કરોળીઓ પોતાના જડબાં વચ્ચે આગલો પગ મુકી સિસોડી ફોડેછે.

મેડાગાસકરના ટાપુમાં વસતા કરોળીઆના તાર રેશમ જેવા ઝીણા, મજબુત ને રબર જેવી ચીવટ ખાશીયત ધરાવેછે.

**કરોળીઆના ઇંડા** તેની માદા મેળતીવેળા ચોક્સ પ્રકારનું પતળું પડ બનાવી ભારવટીયા, દેવાલ અથવા પોતાના પેટની તળે ચોંટાડેછે. આ પડમાં એકી વેળા ૨૦૦૦ થી વધુ ઈંડા સેવી રહેતાં તે પડને ફાડી નાખેછે. આ તુરતના નિકળતા બચ્ચાં પોતાની માતાના શરીરની આસપાસ ફરી વળી ચોંટી બેસેછે આથી આ હજારો બચ્ચાંના સમુદાયથી માદા તદન ઢંકાઇ જાયછે. કેટલીક જાતમાં નર કરતાં માદા મોટી હોયછે. તેઓ શેકારને ઝેરી ડંખ મારીને પછી ખાયછે. સાધારણ માખો માત્ર એક ડંખે મરણ પામેછે. પણ મોટાં કરોળીઆનો ડંખ મોટા માણસને પણ હેરાન કરેછે. એના ડંખથી દુખારો થઇ સોજો ચઢેછે ને કોઇવાર તાવ આવી મરણ પણ નિપજેછે.

દક્ષિણ અમેરીકાના 'પંપાસ'ના વિસ્તિર્ણ મેદાનમાં 'લાઇકોસ' જાતનો એક કરોળીયો થાયછે, જે માણસનો કટો દુશમન હોયછે. તે રંગે ભૂરો ને તેની કમરપર કાળી કંદોરા-રેકી પટી હોયછે. આ જાતનો કરોળીઓ ઝેરી હોવા સાથે, સેહેજ કારણથી ખીજવાઇ ઉઠવાની નઠારી ખાશીયત ધરાવેછે, અને તે એટલી હદ સુધી કે તેની નજદીકથી કોઇ ચાલીં જતાં માણસ પર પણ તે હુમલો કરવા ચુકતો નથી.

કરોળીઆની મુખ્ય **પાંચ જાતો** જાણીતી છે. એક જાત પોતાનો શેકાર શોધી તે પર નિર્વાહ કરેછે. બીજા ભટકતા કરોળીઆ, ત્રીજા ફાટમાં ભરાઇ બેસનાર, ચોથા જાળો વણી શેકાર પકડનાર ને પાંચમાં જળમાં વસનાર કરોળીયા છે.

કરોળીઆ ઘણા લઢાઈખોર હોયછે. લઢતાં જો તેનો પગ તુટી જાયછે તો તે જગે તુરત બીજો પગ ઉગેછે. કરોળીયાને તેની જાત અને પ્રકાર મુજબ ૬ થી ૧૦ પગો હોયછે.

કરોળીયાની જાળ એટલી તો હલકી હોય છે કે આખી દુન્યાને લપેટી શકે એટલી જાળી જો બનાવી હોય તો તે વજનમાં પોણા રતલ (૩૦ તોલા)થી પણ ઓછી થશે.

ચીનમાં પવિત્ર ગણાતા સફેદ કરોળીઆની એક જાત છે. તેના તાતણામાંથી ચીનાઓ કાગળ બનાવેછે. આ કાગળ લગભગ પાર-દર્શક હોઇ તેની પર છાપવામાં આવતું બેઉ પડપરનું લખાણ વાંચી શકાય છે.

બ્રાઝીલની શેહેનશાહ બાનુએ ૨૦ દેશી કામદારો પાસેથી બનાવેલો કરોળીઆના તાંતણાનો પોશાક આગળ માહારાણી વિકટોરીયાને ભેટ મોકલ્યો હતો.

**કરોળીઆનો રોગ**--આ દર્દમાં પિત્ત થઈ આવી શરીર પર રાતી ફોલ્લીઓ થાયછે, અને એ ચામડીનો વિકારી રોગ છે. હિંદુ-સ્તાનમાં આ રોગ લૂતાબ્ય, વોન વગેરે નામે પ્રસિદ્ધ છે. પૂર્વ હિંદુસ્તાનમાં આ રોગ ૮ મી સદીમાં ફાટી નિકળ્યો હતો. તે વેળા આ રોગ ચેપી અને પરિણામે જીવલેણ જણાયો હતો. દેશમાં રહેતા રોગીઓને બીજાઓથી દુર રાખવા ગામ બહાર મોકલતા. તે વેળા એક ચમત્કારીક બનેલા બનાવ વિષે રાજત-રંગણીમાં જણાવવામાં આવેછે કે "તે વખતના કાશમિરના રાજ્યકર્તા જયાપિડે પોતાના શત્રૂના છેક છાવણીમાં જઈ પડાવ કરી ફસી જતાં છુટવા માટે યૂક્તિથી કોઇ માણસ પાસે પિત્તવ-ર્ધક વસ્તૂ મંગાવી છુપી રીતે ખાધી એટલે તેને તાપ આવવા માંડયો અને તેમાં તેણે 'થોર' નો રસ શરીર ઉપર લગાડીને શરીરે ફોલ્લા ઉપજાવ્યા. આ વાત ત્યાંના ભિમસેન રાજાને પડતાં તેણે જોયું કે જયાપિડ હવે મરી જશે, આથી તેને તેના માનસો સહિત ગામ બહાર મોકલી દેતાં તે નહાશી ગયો હતો અને પોતાનો જુઠો રોગ બીજી દવાએ કરી સારો કર્યો હતો.

**કરોળીઓ રોપો**—આફ્રિકાનાં કેપનિઓ વાળા ભાગમાં ઉગે છે. તે જમીન ઉપર પડેલો હોય છે ત્યારે તેના ઉપલા પાંદડા વાંકાતીકા સાંપ પ્રમાણે હાલ્યા કરે છે. ત્યારે તે મોટા કરોળીઆ જેવો દીસે છે. તેનું થડ ૪ ફીટ જાડું હોયછે ને તે ઉંચાઇમાં ૧ ફીટ ઉંચુ વધે છે. તેની પર ૬ થી ૭ ફીટ ઉંચાઇના પાંદડાં હોયછે

જેમાં પવનના સપાટાથી ચીરા પડેલા હોયછે. આ ઝાડ કદે ઠીગણું રહેછે. એ સદીમાં માત્ર ૧ ફીટ ઉંચું વધે છે, અને તે ઘેરાવામાં ૧૦ થી ૧૮ ફીટ ફેલાનો જઇ ટેબલ આકારનો બને છે.

**કલકત્તા**—હાલનું હિંદુસ્થાનનું મુખ્ય રાજધાની શેહેર હુગલી નદીના ડાબા કાંઠા પર સમૂદ્રથી ૮૦ મૈલ પર છે.

એનું અતિ પ્રાચીન નામ 'નવદ્વિપ' હતું. તે પછી તેનું નામ 'કાલીકા' પડયું હતું. પણ જ્યારે બ્રિટીશોએ ત્યાં મથક કર્યું ત્યારે તેનું અસલ નામ કાલીકા ઉપરથી 'કાલીકોટા' નામ ચાલુ પ્રસારમાં આવ્યું. જ્યારે ઇંગ્રેજો કલકત્તામાં દાખલ થયા ત્યારે તે એક નાહાનું ગામડું હતું અને તેને તે વેળા 'કાલીઘાટ' પણ કહેતા હતા. આ કાલીઘાટ ઉપરથી કાલીકોટા નામ પ્રચારમાં આવ્યું ને તેનું અપભ્રંશ કલકત્તા થયું છે.

**કલકત્તાની** ગઇ બે સદીઓ દરમ્યાન નીચે મુજબ **વસ્તી** વધતી ગઈ છે.

| | | |
|---|---|---|
| ૧૭૧૦ માં | ........................................ | ૧૦,૦૦૦ થી ૧૨,૦૦૦ |
| ૧૭૫૨ માં | (મી૦ હૉલેવેલની ગણત્રી મુજબ) | ૪,૦૯,૦૫૬ (૫,૧૧૩૨ તેમાં મકાનો હતાં.) |
| ૧૮૧૪ માં | (સર ઇ. હાઇડ ઇસ્ટ ,, ,, ) | ૭,૦૦,૦૦૦ |
| ૧૮૨૧ માં | (શેહેર સુધરાઇ તરફથી ,, ,, ) | ૧,૭૯,૯૧૭ * |
| ૧૮૨૨ માં | (મેજીસ્ટ્રેટે કરેલી ,, ,, ) | ૨,૩૦,૫૫૨ * |
| ૧૮૩૧ માં | (કેપટનસ્ટીલ-પોલીસ સુપ્રીંટેન્ડન્ટ,, ) | ૧,૮૭,૦૮૧ * |
| ૧૮૩૭ માં | (કેપટન એફ. ડબલ્યૂ. બ્રીચ. પો. સુ.) | ૨,૨૯,૭૧૪ * |
| ૧૮૫૦ માં | (મી૦ સીમ્સ મુજબ ) | ૩,૬૧,૩૬૯ * |
| ૧૮૬૬ માં | (પોલીસ મેજીસ્ટ્રેટ મારફતે ) | ૩,૭૭,૯૨૪ * |
| ૧૮૭૧ માં | (બંગાલની ગણત્રી મુજબ ) | ૪,૨૯,૫૩૫ * |
| ૧૮૭૬ માં | ........................................ | ૩,૭૭,૯૨૪ (૨,૫૭,૧૪૯, પરાંની જુદી) |
| ૧૮૮૧ માં | ........................................ | ૬,૮૪,૬૫૮ * |
| ૧૯૦૧ માં | (પરાં સાથે કુલે)........................ | ૧૧,૨૧૬૬૪ |

ઇ. સ. ૧૮૯૧ માં કલકત્તા શેહેરની વસ્તી ૬,૮૧,૫૬૦ ની હતી ને પરાની ૧,૨૯,૧૨૬ ની હતી જેથી જુમલે વસ્તી ૮, ૧૦,૬૮૬ ની થઇ હતી; તેમાં મોટો ભાગ હિંદુઓનો ને ચોથો ભાગ મુસલમાનોનો છે.

ઇ. સ. ૧૬૮૬ માં ઇંગ્રેજોએ હુગલીને માર્ગે દાખલ થઈ સુતાનાતી, કાલીકટા અને ગોવીંદપુરા નામના નદી કાંઠેના ગામોમાં મથક કર્યું હતું. ઈ. સ. ૧૬૯૬ માં ત્યાં ફોર્ટ વિલીયમનો કિલ્લો બાંધ્યો અને ૧૭૦૦ માં તેની આસપાસનો ભાગ ૧ લા આલમગીરના શાહાજાદા અઝીમ પાસે વેચાતો લીધો હતો. ઇ. સ. ૧૭૫૨ થી ૧૭૭૨ વેરમાં હાલનો કિલ્લો રૂ ૨૦,૦૦,૦૦૦૦ (બેકરોડ) ને ખર્ચે ફરીથી બંધાવ્યો હતો. પ્લાસિની લઢાઇ પછી કલકત્તામાં પેહેલવેહેલી ટંકશાળ સ્થાપી ૧૭૫૭ માં ૧૯ મી આગસ્ટથી પેહેલવેહેલાં સિક્કા પાડવા માંડયા હતા. ઇ. સ. ૧૭૭૭ માં કલકત્તાને ઇલાકાના મુખ્ય મથક તથા ઇલાકા તરીકે જાહેર કરવામાં આવ્યો.

ગઇ સદીમાં કલકત્તામાં અવારનવાર મોટાં તુફાનો થયાં હતાં જેથી જાનમાલની મોટી ખરાબીઓ થઈ હતી. એવાં તુફાનોમાં મુખ્ય નિચલા હતા, ૧૮૬૪ ના તુફાનમાં ૪૦,૭૦૦ માણસો માર્યા ગયા હતા. ૧૮૬૭ ને ૧૮૭૦ ના તુફાનમાં પણ ઉપલા જેવીજ ખરાબીઓ

* આવી નિશાની કરી છે તે ગણત્રીમાં પરાંની વસ્તી જણાવવામાં આવી નથી.

થઇ હતી. તે પછી અવારનવાર ધર્તિકંપથી અનેકવાર જગેજગ નાહાની હાનીઓ થઇ હતી.

*કલકત્તા મ્યૂનિસિપાલિટીને માટે સને ૧૮૬૩, ૧૮૭૬ અને ૧૮૮૮માં કાયદા થયા અને દરેક વખતે તેની વ્યવસ્થામાં ફેરફાર થયો. પેહેલા કાયદા મુજબ મ્યુનિસિપાલિટી કૉર્પોરેશનના ચેરમેનની નેમણુક સરકાર કરતી અને શેહેરમાં રેહેનાર બધા સુલેહના અમલદારો મેમ્બરો હતા. સને ૧૮૭૬ ના કાયદાથી પ્રજાએ સભાસદો પસંદ કરવાની પદ્ધતિ શરૂ થઇ. આ કાયદાથી ઠરેલી કૉર્પોરેશનમાં એક ચેરમેન અને ૭૨ કમિશનરો હતા અને તેઓમાંના $\frac{2}{3}$ કર ભરનારાઓએ નેમેલા' હતા. મત આપવાના કાગળો ઘેરે મોકલી તેમાં તેમના મત લખી મંગાવવામાં આવતા. સને ૧૮૧૮ ના કાયદાથી કાગળો ઘરે મોકલી તેમાં મત નોંધી મંગાવવાનો રિવાજ બંધ પડયો અને મત આપનારાઓએ જાતે 'પોલિંગ ઑફીસમાં' રૂબરૂ આવીને મત આપવાનું ઠર્યું, અને તેમને કેટલેક પ્રસંગે એક કરતાં વધારે મત આપવાનો અધિકાર મળ્યો.

કલકત્તા શેહેરમાં વ્યવસ્થાનાં કામમાં ઘણી અડચણ આવેછે. તે કેવળ સપાટ હોવાથી પાણી પુરૂં પાડી તેનો નિકાલ કરવાનું કામ બહુ અઘરું અને ભારે ખર્ચ થાય તેવુંછે. એ શેહેરની હદમાં ખાનગી જમીન ઝુપડાં બાંધીને રહેવા સારૂ આપેલી છે; ત્યાં ગલીચી ઘણી છે. શેહેરનાં પરામાં પુષ્કળ વાડીઓછે તેમની સફાઇ સને ૧૮૮૯ લગી સ્વતંત્રપણે કરવામાં આવતી. પછી તેમની ગંદી હાલત સંબંધી ઘણી તકરાર થવાથી સેવટે તે વાડીઓ શેહેરની મ્યુનિસિપાલિટીની હદમાં દાખલ કરી અને તે હદમાં મ્યુનિસિપાલિટીએ અમુક રકમ ખરચવીજ જોઇએ એવું ઠર્યું. હમણા તે મુજબ વહીવટ ચાલેછે. આ શેહેરમાં કોલેરાનો વાસ ચાલુ છે, પણ હાલમાં ચોખ્ખું પાણી પુરું પાડવાનું શરૂ કરવાથી હાલ તે રોગ નરમ છે.'

'કરનો બોજો માણસદીઠ શેહેરમાં સેંકડે રૂ. ૭.૨૫ અને પરાંમાં રૂ ૨.૬૯ છે. સને ૧૮૮૨ માં દેવાની રકમ રૂ ૧,૨૪,૦૨,૨૭૦ હતી અને ૧૮૯૨–૯૩માં રૂ ૨૩,૦૦,૬૩,૧૭૦ની હતી.

ઉપજ અને ખર્ચના સંબંધમાં મ્યુનિસિપાલિટીની સ્થિતિ નીચે મુજબ હતી, ૧૮૮૨–૮૩માં ઉપજ રૂ ૨૭,૦૭,૧૨૦ ની હતી એમાં કર રૂ ૧૬,૧૬,૭૧૦ અને ધંધા વેરો રૂ ૪, ૫૦, ૧૮૦ નો ઉપજ્યો હતો. ખર્ચ રૂ ૨૨,૬૫,૬૦૦નો થયો હતો.

૧૮૯૧–૯૨ ઉપજ રૂ ૪૫,૬૫,૦૮૦ની થઇ હતી, તેમાં કર રૂ ૩૨,૨૩,૫૮૦ અને ધંધાવેરો રૂ ૫,૨૫,૧૧૪ ઉપજ્યો હતો. ખર્ચ રૂપ્યા ૪૪,૯૮,૮૬૦નો થયો હતો. કેળવણી પાછળ ખર્ચ રૂ ૨,૯૩૦નો કીધો હતો.

**સરકારી ઈમારતોમાં** ગવર્નમેંટ હૉસ મારકવિસ ઑફ વેલસ્લેયે ૧૮૦૪ માં ૧,૩૦,૦૦૦ પૌંડને ખર્ચે બાંધ્યો હતો. એસપલેનેડ ઉપરનું ટૉનહૉલ 'ડૉરિક સ્ટાઇલ' ઉપર બાંધવામાં આવ્યું છે. વડી હાઇકોર્ટ. મદ્રેસા તથા હિંદુ કૉલેજ, મૅટકૉફ હૉલ, લૉર્ડ મૅટકૉફ ગવરનર જનરલની યાદગારીમાં પ્રજાના ઉધરાણીથી બાંધ્યો છે. ૧૭૪૮ માં સર વિલ્યમ જોન્સે સ્થાપેલું ઇન્સ્ટીટયુશન અને એશિઆટીક સોસાયટીનું મકાન છે. સેંટપોલ કેથિડ્રલને બીશપ વિલ્યમે પ્રજાના ઉઘરાણાથી તથા ઇસ્ત ઈંડીયા તરફથી ૧૫,૦૦૦ પૌંડની મલેલી બક્ષેસમાંથી બાંધ્યો છે. કલકત્તામાં બેંક ઑફ બેંગાલની વડી શાખા છે અને બંગાલ ચેમ્બર્સ ઑફ કૉમર્સ પણ છે.

નદીને સામે કાંઠે ગાર્ડન રીચ અને બોટેનિકલ ગાર્ડન પણ વખાણવાજોગ છે. હિંદુઓના અત્રે ૧૭૦ મંદીરો તથા ધર્મ સંબંધી ઈમારતો છે. તેમજ મુસલમાનોની ૮૦ મસજીદો અને ચીનાઓનું એક મંદીર છે. તેમજ

* (હિંદ રાજ્ય વ્યવસ્થા પાને ૧૧૪ થી ઉતારો.)

યાહુદીઓનું સિનેગોગ, ગ્રીકોનું એક દેવળ તથા અમેરિકન દેવળો તથા પારસી અગીઆરી પણ છે.

હુગલી નદીમાં આગલ અનેકવાર રેલ આવી હતી, તેમાં ૧૮૪૯ માં ૧ લી નવેંબરે, ૧૮૪૭ માં ૩૦ મી નવેંબરે, તથા એજ વર્ષની ૨૮ મી આગસ્તે ૨૩ા ફીટ ઉંચે ફીદરપુરના ધક્કાપર પાણી ચઢયું હતું. તેમજ ૧૮૩૩ માં ૨૦ મી તથા ૨૧ મી મેએ મોટી રેલ આવ્યાથી ખરાબી થઈ હતી. માર્ચમાં નદીનાં પાણી ઓછાં હોય છે ત્યારે સપટેંબરમાં તે છલાછલ ભરાય છે.

કલકત્તાની હવામાં જૂદે જૂદે વખતે ઘણો ફેરફાર થાય છે. જાનેવારીમાં ૬૬°, ફેબ્રુવારીમાં ૬૯°, માર્ચમાં ૮૦°, એપ્રેલમાં ૮૫°, મેમાં ૮૩°, જુનમાં ૮૦°, જુલાઇમાં ૮૨°, તથા આગસ્ટ સપટેંબરમાં પણ તેટલોજ તાપ પડેછે. અકટોંબર નવેંબરમાં ૭૯–૭૪° અને દીસેંબરમાં ૬૬° ડીગ્રીપર પારો ચઢેછે. વર્સાદ ૬૪ ઈંચ સરેરાસ વર્સે છે.

**કલ્કિ**—બુદ્ધના અવતાર પછી થવાનો ૧૦ મો અવતાર. એમાં વિષ્ણુ બ્રાહ્મણને રૂપે નાગી તલવારે લીલા ઘોડા ઉપર બેસીને દુષ્ટોનો સંહાર કરશે ને સત્ય યૂગનો ધર્મ ચલાવશે.

**કલંકી અવતાર**—ભગવાનના મુખ્ય ૧૦ અવતારો માહેલો એક. દુર્મુખ સવંત્સરમાં થનારો શ્રાવણ શુદ ૬, શનિવાર, પૂર્વાષાઢ નક્ષત્ર, સિદ્ધિ યોગ, ૩ પ્રોહોરે રાતના કલીયૂગમાં થશે.

**કલગારી**—એના વૃક્ષ જાડા ઘાસ જેવા ઉગી તેના વેલા થાય છે. એના પાંદડા આદુના જેવા આવે છે. કલગારી વાડ પાસે ઉગી નિકળે છે. એનો વેલો ઉન્હાળામાં સુકાઇ જાય છે. એના ફુલની પટીઓ લાંબી જાસુંદીના ફુલ જેવડી હોય છે. એના ફુલો લાલ, પિળાં, સફેદ અને રંગબેરંગી હોય છે. એનાં ફુલથી ઝાડ શોભિ નિકળે છે. એના કંદમાં ઝેર હોય છે.

**કલગી**—કોઇક પક્ષીના પિછાંની કલગી પોતાના ટોપ ઉપર ઉંચા ઓધાની નિશાની તરીકે ખોસવાની ચાલ અસલ વારેથી ઇરાનીઓમાં હતી. પાદશાહ જમશેદના ટોપપર સફેદ શાહમૂર્ગના પિછાં પાદશાહી હિરા જડીત કારીગરી વચ્ચે જડેલા રહેતા. આ રેવાજ તેઓમાં વડા પાદશાહ, સરદાર, વગેરેને માનની ઇધાણી તરીકે બક્ષવામાં આવતા અને તે પેલી કલગી પોતાના દરજ્જા તરીકે પોતાના ટોપમાં ખોસતો. ચીનમાં પણ મોટા દરજ્જા બક્ષતી વેળા તે અધિકારીને તેના દરજ્જા મુજબ કલગી બક્ષવામાં આવે છે, અને તેના પાસેથી મરતબો છિનવી લેતાં તે કલગી પણ જપત કરી લેવામાં આવે છે, કે જે રેવાજ આજે પણ ત્યાં હસ્તિ ધરાવે છે.

આ રેવાજ ઈરાનીઓપરથી મોગલ પાદશાહોમાં દાખલ થયો અને આજે પણ તે તેઓમાં કાયમ છે. શેહેનશાહ અકબર જેહાંગીર, ઔરંગજેબ પણ પોતાના હિરા જડીત ટોપમાં ચોકસ પક્ષીઓના પિછાંની કલગી બનાવી જડતા હતા.

ઈંગલંડમાં આ રેવાજ પ્રથમ ક્યારે દાખલ થયો તે જોકે ચોકસ નથી પણ ૧૩ મી સદીમાં 'નાઇટ'ના ખેતાબ મેળવનારાઓની ટોપમાં તે ખોસેલી જણાઈ છે. ૩ જા એડવર્ડે પેહેલવેહેલી કલગી પોતાના તાજમાં ખોસી હતી, અને તે પછી આર્ટરના નાઇટના ટોપમાં એ કલગીઓ જણાઈ છે.

**કલચુરિ કાલ**—એને ચેદિકાલ કહેછે. આ સને હાલમાં વેહવારમાં નથી. કલચુરિ વર્ષ ૭૯૩થી ૯૩૪ સુધી ૧૦ ત્રાંબાના લેખો જોઇ પ્રોફેસર કિલીહૉર્ને એવું અનુમાન કાઢેલું છે કે ચૈત્રાદિ વિક્રમ સંવત ૩૦૫ (શક સંવત ૧૭૦, ઇ. સ. ૨૪૮–૪૯) આશ્વિન શુકલ પ્રતિપદાએ કલચુરિ કાલનો આરંભ થયો હતો. એનું વર્ષ આશ્વિનાદી છે ને તે વર્તમાન છે. તેમજ તેના મહિના પૌર્ણીમાંથી શરૂ થાયછે. કલચુરિ સનેમાં ૧૬૯–૭૦ મેળવ્યાથી શકવર્ષ નિકળે

છે. ૨૪૭-૪૮ મેળવતાં ૯૦ સ૦ નિકળે છે. પશ્ચિમ તથા મધ્ય હિંદુસ્થાનમાંના કલચુરિ રાજા આ કાલનો ઉપયોગ કરતા હતા. અને તે પેહેલાં પણ હિંદના તે ભાગમાં આ સને ચાલતો હતો.

**કલજૂગ**—હાલનો ચાલુ યૂગ. ચાર યૂગમાંનો છેલ્લો. સત્ત, ત્રેતા, દ્વાપર ને કલિયૂગ. એ ૪,૩૨,૦૦૦ વર્ષનો ગણાય છે. તેમાં ૪,૯૭૧ વર્ષો ગયાં છે.

**કલના**—બંગાલમાં બર્દવાનના જીલ્લાનું શેહેર. હુગલી નદીના જમણા કાંઠા પર બર્દવાનની પૂર્વે ૨૬ મૈલ પર છે. લોક વસ્તી ૬૦,૦૦૦ની હોઇ ત્યાં મોહોટો વેપાર ચાલે છે. આ શેહેર કલકત્તા અને વાયવ્ય પ્રાંતના વેપારનું મુખ્ય મથક ગણાય છે.

(૨) બંગાલમાં જેસોરના જીલ્લાનું ગામ. જેસોરની પૂર્વે ૩૨ મૈલપર છે.

**કલ્પ**—બ્રહ્મ દેવના દિવસનું સાધારણ નામ. મનુષ્યો એક માસમાં જેમ સાધારણ રીતે ૩૦ દિવસ ગણે છે તેમ બ્રહ્માના મહિનામાં ત્રીસ કલ્પ હોય છે.

કલ્પનું માન કેવડું હોયછે તે વિષે એમ જણાવવામાં આવ્યું છે કે કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ૪ ચાર યૂગની એક ચોકડી. એવી ચોકડી હજાર થઇ એટલે બ્રહ્મ દેવનો સહવારથી સાંજ સુધીનો દિવસ અને એટલીજ મુદતની રાત. યાને ૯૯૪ ચોકડી જેટલો જે કાળ તે, અથવા ૪,૨૯,૪૦,૮૦,૦૦૦ વર્ષ તે એક રાત. એ બ્રહ્માનો એક દિવસ કહેવાય છે, ને પછી પાછી તેટલાંજ વરસની તેની રાત થાયછે. બ્રહ્માના દિવસમાં સ્વર્ગમાં ૧૪ ઈંદ્રિ અને પૃથ્વિપર ૧૪ મનુ પેદા થાયછે. આ મનુનાં મનુષ્ય માને ૭૧ ચોકડી અને ઉપર થોડાંક વર્ષનો કાળ મનવંતર ચાલે છે.

હાલમાં બ્રહ્માનો જે માસ ચાલુ છે તેમાં ૨૫ કલ્પ (બ્રહ્મ દિવસ) થઇ હાલમાં ૨૬મો કલ્પ ચાલુ છે અને હવે પછી ૪ કલ્પ થના ૨ છે. આ કલ્પની ગણત્રી ભારતાદિ ગ્રંથોમાં જણાવવામાં આવી નથી પણ મત્સ્ય પૂરાણમાં આપવામાં આવીછે. તે નીચે મુજબ :

૧ શ્વેત કલ્પ, ૨—નીલ લોહિત, ૩—વાપ દેવ, ૪—રથંતર, ૫—રૌરવકલ્પ, ૬—દેવકલ્પ, ૭—બૃહત્કલ્પ, ૮—કંદર્પકલ્પ, ૯—સઘકલ્પ, ૧૦—ઇશાન કલ્પ, ૧૧—તમકલ્પ, ૧૨—સારક વતકલ્પ, ૧૩—ઉદ્દાનકલ્પ, ૧૪—ગરૂડકલ્પ, ૧૫—કૌર્મકલ્પ, ૧૬—નારસિંહ કલ્પ, ૧૭—સમાનકલ્પ, ૧૮—આગ્નેય કલ્પ, ૧૯—સોમ કલ્પ, ૨૦—માનવકલ્પ, ૨૧—તત્પુરૂષ, ૨૨—વૈકુંઠ, ૨૩—લક્ષ્મી, ૨૪—સાવિત્રી, ૨૫—ઘોરકલ્પ, ૨૬—વારાહકલ્પ (આ કલ્પ હાલમાં ચાલુ છે.), ૨૭—વૈરાજકલ્પ, ૨૮—ગૌરીકલ્પ ૨૯—માહેશ્વર કલ્પ અને ૩૦ પિતૃકલ્પ. એમાં 'કૌર્મકલ્પ' બ્રહ્મદેવની પુનેમ અને પિતૃકલ્પ અમાસ જાણવી.

કલ્પની શરૂઆતમાં જે અવતાર ઉત્પન્ન થાયછે તે ઉપરથી તે નામ કલ્પને પડી ચાલુ પ્રચારમાં તેજ નામનો કલ્પ હોયછે. એ મુજબ બ્રહ્માના ૧૦૦ વર્ષ થશે. ત્યારે માહા પ્રલય થશે અને માત્ર વિષ્ણુ જળમાં શેષ ઉપર શયન કરશે.

**કલ્પ દ્રુમ**—હિંદુ ધર્મ કથાઓ મુજબ સ્વર્ગમાં કલ્પ દ્રુમ નામે ઝાડ છે. તેની પાસે જઇ જે ઇચ્છા રાખી માંગીએ તે મળી શકે છે. એ જાતના પાંચ વૃક્ષો છે. પારિભદ્ર, લિમ્બ, મન્દાર, પારિજાતક, સંતાન અને હરિચન્દન એ નામના છે. એનું બીજું નામ કલ્પ વૃક્ષ પણ છે.

**કલમ**—હિંદી વાજીંત્ર માહેલું એક વાદ્ય. એ મોહથી વજાડવાની વાંસળીના વર્ગનું છે. તેનો આકાર આબેહુબ કલમ જેવો હોય છે અને તે ચીનાઇ વાંસની બનાવવામાં આવે છે.

**કલમ-ઝાડની**—એક જાતના ઝાડના રોપા ઉપર તેજ જાતના અથવા તેની સાથે મળતા આવતા ઝાડની ડાંખળી બાંધી તે રોપા ઉપર તેનો વિસ્તાર વધારવો. તેને કલમ બાંધી ઝાડ વધાર્યું એમ કહે છે. કલમ બાંધવા માટે બે વર્ષનો રોપો અથવા તેટલાજ વર્ષનું કલમનું ઝાડ કુંડામાં ઉગાડવું; પછી તે કુંડું તેના રોપા સાથે જે ઝાડની ડાંખળી બાંધવી

હોય તે ઝાડ નજદીક લઇ જવો, અને ડાંખળી અને તે રોપાનો જે જગે સંયોગ કરવો હોય તે જગાપર તે ડાંખળી અને રોપાના ભાગ ઉપરની છાલ તેના માહેલા લાકડાના કાંઇક ભાગ સાથે સુમારે બે ઇંચ ચાકુ વડે છોલી તેનો છોલેલો ભાગ એક સાથે મળી જાય તેવાં બેસાડવા, પછી રોપાના છોલેલા ભાગપર તે ડાંખળીના છોલેલા ભાગને વલગાડી, તેનીપર લાલ ચીકણી માટીને લાહીમાં કપડું બોળી બાંધવું; અને તેનીપર દોરી બાંધવી એટલે ૩ થી ૪ માસમાં સંયોગ કરેલી ડાંખળી અને રોપો એક જીવ થઇ જશે. પછી તે ડાંખળી મૂળ ઝાડથી છુટી કરવી. માત્ર તેનીપર બાંધેલી ડાંખળીનોજ વિસ્તાર વધવા દેવો. જે ઝાડ ઉપર કલમ બાંધવું હોય તે બે ત્રણ વર્ષનુંજ હોવું જોઇએ, અને તેનીપર બાંધવાની ડાંખળી અને તેનું લાકડું એક સરખી જાડાઇનું હોવું જોઇએ.

**કલમ**—પ્રાચીન કાળમાં બરૂ યા ધાતૂની અણીયાલી વસ્તૂથી લખવાનો ચાલ હતો. ઇ. સ. ૫૫૩ માં યૂરોપમાં કવિલપેનો દાખલ થયાં અને ૧૮૩૦ માં સ્ટીલ પેનો દાખલ થઈ હતી. ચીનમાં પ્રાચીન કાળથી ઝીણા બાંબુની કલમો ઘડી તે વતી લખવાનો હૂન્નર જાણીતો હતો. પ્રાચીન ઇરાનીઓ કપડાં તથા ચામડાં ઉપર ધાતૂ તથા લાકડાની કલમ વડે લખતા હતા. પાદશાહો માટે સુનાની કલમો બનાવવામાં આવતી. આગલા ગ્રીક લોકો રૂપા તથા બીજી ધાતૂની કલમ ઉપ્યોગમાં લેતા હતા.

**કલમકાચલી**—આ એક જાતનું ફળ હિંદુસ્થાનથી પ્રથમ આફ્રિકા ખંડમાં મોકલવામાં આવ્યું હતું. એ રંગે પીળી છાંટવાલું ફળ છે, તેને પ્રથમ કાતરી કરી સુકવે છે. એ ખુશબોદાર હોવા છતાં સ્વાદમાં કડવું હોય છે. એનો રસ જઠરાગ્નિ વધારનારો છે.

**કલમાષપાદ**—ઇક્ષ્વાકુ કુલોત્પન્ન સુદાસ રાજાનો પુત્ર. મિત્રસહ, વિર્યસહ અને સૌદાસનું એ નામાંતર. એનું નામ કલ્માષપાદ નિચલી બીના ઉપરથી પડયું હતું. 'એક સમે એ અરણ્યમાં મૃગ્યા રમવા માટે ગયો, ત્યાં એણે બે રાક્ષસોને દીઠાં. તેમાંના એકને મારી બીજાને મારવા જતાં તે નહાશી ગયો તેથી એણે તેને નહિ પકડી પાડતાં પોતાને મુકામે પાછો ફર્યો. પેલા બીજા નહાશી ગએલા રાક્ષસે તેની ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. એક સમયે જ્યારે કલ્માષપાદને ઘરે વસિષ્ટઋષિ કેટલાક દિવસો સુધી રહ્યા હતા, તે વેળા એક દિવસે વસિષ્ટઋષિ સ્નાન સંધ્યા માટે ગયા, તે તકનો લાભ લઇ પેલા રાક્ષસે વસિષ્ટનું રૂપ ધારણ કરી રાજા પાસે જઇ કહ્યું કે "આજે મૈંસ ભોજન કરાવજે." તે મુજબ રાજાએ રસોઇયાને રાંધવા કહ્યું. પેલા રાક્ષસે પશુ મૈંસ ચોરી લઈ તેને ઠેકાને મનુષ્ય મૈંસ મુકયું, અને નહાશી ગયો. આ કપટ રસોઇઆએ દીઠેલો નહિ હોવાથી તેણે મૈંસ પકાવી જ્યારે વસિષ્ટ ભોજન કરવા બેઠો ત્યારે પેલું મૈંસ પીરસ્યું, પણ વસિષ્ટે નર મૈંસ ઓળખી રાજાને શ્રાપ દીધો કે નર મૈંસ ખાવાની મનુષ્યને મનાઇ હોવા છતાં તેં મને પીરસ્યું માટે તું રાક્ષસ થસે. રાજાએ આ શ્રાપ સાંભળી પોતાની નિર્દોશતા કસમ લઈ જણાવી પાણી પોતાના પગ પર રેડતાં પગ કૃષ્ણાવર્ણ થયાં, ત્યારથી એનું નામ કલ્માષપાદ પડયું. આ શ્રાપ દ્વાદશસંવતસરમાં ફળવાનો હોવાથી તે બીજે જન્મ રાક્ષસ બન્યો, ત્યારે વિશ્વામિત્રે તેના શરીરમાં કિંકર રાક્ષસની પ્રેરણા પ્રેર્યાથી તેણે વસિષ્ટના ૧૦૦ પુત્રોને માર્યા હતા, એને તે પછી થએલો પુત્ર અશ્મક નામે પ્રસિદ્ધતા પામ્યો હતો.

**કલ્યાણ**—સમર્થ રામદાસ સ્વામિનો આ શિષ્ય શકે ૧૫૪૦ માં જનમ્યો હતો. એનું જન્મ નામ અંબાદાસ હતું પણ રામદાસે એની પોતા પ્રત્યે ભકિતભાવ જોઇ એનું નામ કલ્યાણ રાખ્યું હતું. એણે રામદાસના એક લેખક તરીકે કામ બજાવી તેના સર્વે ગ્રંથો

લખ્યાં હતા. મોરો પંતકવિ કલ્યાણ વિષે લખતાં કહેછે કે એ ભરતનો અવતાર હતો. એણે અસંખ્ય પદો રચ્યાંછે. એના હાથે લખાયલો દાસ બોધનો ગ્રંથ 'ડોમ' ગામમાં હજી બચી રહેલો છે. કલ્યાણ શરીરે અતિ બળવાન હતો અને તેથી એ ઉરૂમોડી નદી-માંથી પોતાના ગુરૂમાટે બે મોટી મોઢો ભરી પાણી ઘણીએક વેળા લાવતો હતો. આ મોઢ 'ડોમ' ગામમાં હજી જોવામાં આવેછે. કલ્યાણ કવિ આશાઢ વદ ૧૪સ શકે ૧૬૩૬માં ડોમ ગામમાં સમાધિસ્ત થયો હતો.

**કલ્યાણ**—મુંબઇથી રેલ માર્ગે ૩૪ મૈલપર કલ્યાણ ગામ જે પ્રાચીન કાળથી પ્રસિદ્ધતા પામ્યું છે, તેજ મુજબ કર્નાટક પ્રાંતમાં એક કલ્યાણ નામનું રાજ્યધાની શેહેર હતું. આ ગામ બેદરની પશ્ચિમે હતું. એને લગતાં દેશને 'વિદર્ભદેશ' કહેતા. આ વિદર્ભ એટલે ઉત્તર તરફનો (વર્હાદ) વિદર્ભ નહિ, પણ એ બે વિદર્ભમાંનો દક્ષિણ ભણીનો વિદર્ભ દેશ.

પાંડુના સોમવંશમાં વિજલ નામનો રાજા કલ્યાણમાં થઇ ગયો. આ વિજલે બસવ નામે બુદ્ધિમાન, રાજ્યદુવારી અને શૂર પુરૂષને પોતાનો પ્રધાન બનાવી તેની પદમાવંતિ નામે સુંદર બેહેન સાથે વિવાહ કર્યો.

વિજલ રાજાના સગપણમાં જોડાઈ પ્રધાન મેળવ્યા પછી બસવ રાજ્યનો મુખ્ય કારોબારી થયો. તે પછી વિજલ રાજાએ સર્વ કારો-બાર તેને સોંપી પદમાવંતિ સાથે રાજમંદીરમાં રંગરાગમાં પડી રહ્યો. આથી બસવે પોતાની સર્વસત્તાથી જૈન, બૌદ્ધ, ચાર્વાક, બ્રાહ્મણ ઈત્યાદી પંથનો સમૂળગો નાશ કરી જ્યાં ત્યાં શૈવ પંથની સ્થાપના કરી આપી, આથી લીંગા-ઈત ધર્મનો વધારો થયો. આ લીંગાઇત ધર્મનો સ્થાપક પોતાને 'નંદી'નો અવતાર કહેવાડવા લાગો. તેણે કરોડો જંગમોને દરરોજ ભોજન આપવા માંડી પોતાના અદભૂત ચમત્કારો બતલાવી સર્વે કર્નાટકમાં પોતાની આણ વર્તાવી; જેથી બસવ મોટું માન પામ્યો.

બસવની ચઢતીકળા વિજલ રાજાથી દેખી શકાઇ નહિ. આથી બેઉ વચ્ચે દુશમની થતાં, બસવે રાજાનો પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો. એક પ્રસંગે કોલ્હાપૂરના મંડળેશ્વર રાજાએ કરેલા બંડને બેસાડી વિજલ કલ્યાણ તરફ આવતો હતો, તેટલાં ભિમા નદીને કાંઠે રાજાને વિષ આપી મારી નાખ્યો. આ બનાવ કળીયુગના ૪૨૫૫ માં વર્ષમાં યાને શકે ૧૦૭૭ માં બન્યો. રાજાનો પ્રાણ લઇ બસવ રાજ્ય કરવા લાગો પણ વિજલને પદમાવંતિથી થએલા વીરવિજલ નામે પુત્રે પિતાનું વેર લેવા બસવ પર ચઢાઇ કરી. વીરવિજલ સાથે લઢતાં બસવ હારપામી કલ્યાણથી નહાશી મલબાર કિનારા તરફ ગયો પણ ત્યાં વીરવિજલ આવી લાગતાં ત્રિરીષપુત્ર નામના ગામના કુવામાં પડી મરણ પામ્યો, તે પછી તેના શબને કોટ બહાર ફેંકાવી દીધું. બસવે કુવામાં કુદકો માર્યો તે વેળા તે 'ઉળીવેનૂ' એવો શબ્દ બોલ્યો હતો. ઉળીવેનુનો કેનેરી ભાષામાં અર્થ 'હું મૂકત થઇશ' એવો થાય છે, આ ઉળીવેનું શબ્દ ઉપરથી વિરીષપુરને ઉળીવી એ નામ પડયું છે, અને આ શેહેર લિંગાઇ તો પવિત્ર માને છે.

**કલ્યાણ**—આ તાલુકો તથા શેહેર મુંબઇની ઉત્તર પૂર્વે ૨૮ મૈલપર ને રેલ માર્ગે ૩૪ મૈલ પર છે. આ ગામપર ગ્રેટ ઈંડીયન પેનિનસુલા રેલ્વેનું મોટું જંકશન છે. ગામમાં લોક વસ્તી ૧૦૦૦૦ સુમારેની છે. તેમાં મુખ્ય ભાગ હિંદુ તથા મુસલમાનોનો છે. પારસીઓની ૧૦૦ થી ૧૫૦ ની વસ્તી છે. દર્યા કાંઠે શિવાજીના વખતનો એક કિલ્લો છે પણ હાલ પડત હાલતમાં હોવાથી ખંડી-યર હાલતમાં છે. ગામમાં મુખ્ય વેપાર ચોખા તથા માછલીનો ચાલેછે. આ તાલુકામાં ૩૪૦ ગામડાં તેમાં ૧૯ ઇનામદારી છે.

ઈ. સ. ૧૨૦૦ વેર ખુદ કલ્યાણમાં ચાલુ-કયવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તે પછી કલ્યાણમાં મોગલાઇ અમલ સ્થાપન થયો પણ. ૧૬૪૮ માં વિજાપુરના સુબેદાર

"મુલાના અમિદ" પાસેથી છત્રપતિ શિવાજીએ જીતી લીધું, અને પેશવાઇના અંતવેર કલ્યાણમાં મરાઠા રાજ્યની સત્તા ચાલુ હતી. આ તાલુકો દક્ષિણોત્તર ૩૦ મૈલ લાંબો ને ૧૯ મૈલ પોહળો છે.

**કલ્યાણ ગઢ**—એને નાંદગીરિ પણ કહે છે. આ કિલ્લો કોરેગામની ઉત્તરે ૮ મૈલપર સતારાની અગ્નિ દિશાએ ૧૪ મૈલપર મહાદેવના પર્વતપર બાંધવામાં આવ્યો છે. સમુદ્ર સપાટીથી એની ઉંચાઇ ૩૫૩૭ ફીટની છે. ડુંગર અને આ કિલ્લા વચ્ચે એક મોટી ખીણ આવેલી છે, તેની પાસે ચંદનવદનનો પર્વત છે. તળેટીમાં કુમાલવાડી નામે ગામમાંથી કિલ્લાપર જવાનો રસ્તો છે. માર્ગ અતિ બીકટ ને વલાણદાર છે. અર્ધે રસ્તે ચઢી જતાં એક સુંદર તલાવ અને ઝરો મળેછે. કિલ્લામાં દાખલ થતાં નિચેના કોઠારમાં જવાય છે કે, જયાં આગળ અનાજ ભરી રાખવામાં આવતો હતો, તેની પાસેજ અતિ સ્વચ્છ પાણીનું ટાંકું છે. બીજે દરવાજેથી દાખલ થતાં અતિ ઉંચા મેદાનમાં પડે છે. આ મેદાન ૨૦૦ યાર્ડ લાંબુ ને ૧૦૦ યાર્ડ પોહળું છે. જ્યાં આગલા વખતના પડી ભાગેલાં સંખ્યાબંધ ઘરો છે. કિલ્લામાં ૪ મોટા તલાવો છે, તેમાં એક તલાવ ૯૦ ફીટ લાંબુ ને ૪૦ પોહળું તથા ૨ ફીટ ઉંડું છે. ઉપર એક પીરની કબર છે જેને ત્યાંના લોકો પૂજ્ય બુદ્ધિથી માને છે. આગળ આ કિલ્લા પર બે તોપો હતી પણ ૧૮૫૭ પછી ઇંગ્રેજોએ તે તોપો ખસેડી નાખી છે.

મરાઠા રાજ્ય સમે અત્રે જે મામલતદાર તથા તેનો કારકુન રહેતો હતો તેમના વંશજો હાલમાં પણ ત્યાં વસે છે. આગળ આ કિલ્લો તે તરફના તાલુકદારનું મુખ્ય ઠાણું હોઇ ત્યાં સરકારી તિજોરી, મામલતદાર, ફડનીસ, એક ચીટનીસ, એક હવાલદાર, ૧ દફેદાર, ૩ નાયક ને ૧૬૦ સિપાઇઓ બારે માસ પડી રહેતા હતા.

આ કિલ્લો પેહેલવેહેલાં પન્હાળના રાજા બીજા ભોજે બંધાવ્યો હતો. ૧૬૭૦ માં એને શિવાજીએ જીતી લીધો. ૧૭૨૪ સુધી કિલ્લો પ્રતિનિધીને તાબે હતો, પણ તે પછી ૧૮૧૮ વેર પેશવાને તાબે રહ્યો. આ કિલ્લો જનરલ પ્રિઝરલે વગર લઢાઇએ તાબામાં લીધો હતો.

**કલ્યાણ મલ્લ**—આ કવિ કલીંગ દેશમાં રહેતો હતો. એને કવિ ચરિત્રમાં બ્રાહ્મણ જણાવ્યો છે પણ મલ્લ અક્ષર ઉપરથી એ ક્ષત્રિય હતો એમ જણાય છે. કલિંગ દેશનો રાજા અનંગભિમ જેને લાડદેવ પણ કહે છે તેના રાજ્યમાં એ પ્રસિદ્ધતા પામ્યો હતો. આ રાજાએ શાલિવાહાન શક ૧૦૯૪ માં જગનનાથનું મંદીર બંધાવ્યું એવું તે મંદિરના શિલા લેખ ઉપરથી સિદ્ધ થાયછે. કલ્યાણ મલ્લે પોતાના રાજાની આજ્ઞા ઉપરથી કામશાસ્ત્રની બાબતમાં એક ગ્રંથ રચ્યો. તેને અનંગ રંગ એવું નામ આપ્યું હતું. હાલમાં તે ગ્રંથનું ભાષાન્તર જૂદી જૂદી ભાષામાં થઇ અનેક આવૃત્તિઓ પ્રગટ થઇ છે. તેમાં ૧૦૦ પ્રકરણો છે, તે ઉપરથી એનો રાજા અતિ વિશિયાસકત હતો એમ જણાય છે.

**કલ્યૂસનબર્ગ**—ત્રાન્સવાલ વેન્યાનું આ મુખ્ય શેહેર 'ગ્રૉસ' વર્ડીનની પૂર્વથી દક્ષિણે રેલ માર્ગે ૯૫ મૈલપર છે. ૧૮૭૨ માં અત્રે યૂનિવ્હરસિટિ સ્થાપન થઈ હતી. વેધશાળા, મ્યૂઝીયમ, પુસ્તકાલય (૪૫૦૦૦ દફતરોનું) છે. હંગેરીયનોએ ૧૮૪૮ ના ખ્રિસ્તમસના દિવસે જીતી લીધું હતું. અત્રે યંત્ર, તેલ, દારૂ વગેરે બનાવવાનાં કારખાના છે. ૧૮૯૦ માં લોક વસ્તી ૩૨૭૨૯ ની હતી.

**કલ્લઈ**—આ સુંદર રૂપાના રંગની ધાતુ અતિ પ્રાચીન કાળથી જાણીતી છે. એ રંગે રૂપા જેવી પણ તેથી હલકી હોયછે. એનું વિશિષ્ટ ગુરૂત્વ પાણીથી ૭<sub></sub>ફુ ઘણું છે. એને વાળતાં એ કરકર અવાજ કરેછે. એ અતિ નરમ ને પ્રસરણ શકિત ધરાવેછે, એના અંગે સ્થિતિ સ્થાપક ગુણ હોતાં નથી.

આ ધાતુ સર્વત્ર જડતી નથી. આ પદાર્થ જ્યાં જડે છે ત્યાં સંયુકત સ્થિતિમાં મળે છે.

કલ્લઇના પથ્થરા જેને 'ટીનસ્ટોન' કહેછે તે કલ્લઇના ઑક્સાઇડ હોયછે. કોઇ વેળા તે સલફાઇડ રૂપે કલ્લઇનાં પથરા જડે છે. ઘણા પ્રાચીન કાળથી એના પથરા ઈંગલંડના કાર્નવાલ પ્રાંતમાં જડતા જણાયલા છે. ત્યાંથી પ્રાચીન કાળમાં ફીનિશિયન પ્રજા બીજે દેશ લઈ જતી. હાલમાં એના પથરા બોહિમિયા, સેકસની, મલાકા, બાકાએટ, મેકસિકો, કાર્નવાલ, અમેરિકામાં ચીલ્લી વગેરે ઠેકાણે જડે છે. મલાકાની કલ્લઇ અતિ શુદ્ધ હોયછે. સાઇબિરિયા, સ્વિડન, ઉત્તર તથા દક્ષિણ અમેરિકા અને આસ્ટ્રેલિયામાં પણ કલ્લઇ જડે છે. ઘણા પ્રાચીન એવા ગ્રાનાઇટ તથા સ્લેટના ખડકોમાં એની શાખાઓ મળે છે. આ કલ્લઇને ખાણની કલ્લઇ કહે છે, અને કચરો એકઠો થઇ જે જમીન બને છે તેમાં થતા કેટલીક નદીના પાટોમાં કલ્લઈની નાની ગોટીઓ જડે છે. એને 'પ્રવાહ' કલ્લઇ કહેછે. એ અતિ શુદ્ધ હોય છે. જે પ્રવાહમાં આ દડા જડે છે ત્યાં શોધ કરતાં એની ખાણો મળી છે.

પ્રાચીન કવિ હોમરે પોતાનાં નાયકોનાં હાથ કલ્લઇ સાથે સરખાવ્યાં છે. હિરાડોટસ જે તવારીખ નવેશોનો પિતા ગણાય છે તેણે ઈંગ્લંડને કલ્લઇના ખાણ જેવું તવંગર કહ્યું છે. "ફીઓનીશિઅન અને ગ્રીક પ્રજા જાણીતી થઇ તે અગાઉ ખાલદીઅન પ્રજા કલ્લઇને "કાસ્રીઆ" નામથી ઓળખતા હતા. ૫૦૦૦ વર્ષ ઉપર કલ્લઇને "ચાનાકુ" નામ આપવામાં આવ્યું હતું. ઇજીપ્ત ખાતેથી કેટલાક પુતળાં મળી આવ્યાં હતાં, જે કાસાં અને કલઇનાં બનાવેલાં હતાં. આગલા વખતમાં ઘરોનાં છાપરાં તથા કબરનાં ઢાકણાં કલ્લઇના બનાવતા હતા.

પેહેલ્લી કલ્લઇ ઈંગલંડ તરફ જડી હતી. ઈંગલંડ દેશને હાલનું નામ મલવા આગમજ આ દેશને 'ટીન આઈલંડ' યાને કલ્લઇનો ટાપુ' કહેતા હતા. મુંબઈમાં સિંગાપૂર અને ઈંગલંડથી કલ્લઇ આવેછે.

હિંદુસ્થાનમાં કલ્લઇના પથરાની ખાણો હોવા વિશેની શોધ હજી થઇ નથી; પણ બંગાલ ઇલાકામાં હજારી બાગના પ્રાંતમાં, મધ્ય હિંદુસ્થાનમાં ખુરતાર સ્વસ્થાનમાં, મુંબઇ ઇલાકાના ધારવાડ જીલ્લાનાં ડંબળના ડુંગરમાં તથા ગુજરાતમાં ચાંપાનેરની પૂર્વે જંબુ ઘોરાજી તરફ કલ્લઇવાલા પથરા જડી આવ્યાછે; પણ બરમામાં 'ટેના સરિસ પ્રાંત'માં એના અસંખ્ય પથરા જડયા છે અને તેની કલ્લઇ અતિ શુદ્ધ જણાઇ છે.

શુદ્ધ કલઇ બનાવવા થકી પ્રથમ કથીરના પથરાનો ભુકો કરી તેને ધોઇ નાખે છે. પછી તે માહેલું ગંધક અને આર્સેનિક કાઢી નાખવા 'રેવ્હર બૅરેટરી ફર્નેસ' નામની ભઠ્ઠીમાં ભૂજે છે. પછી તે ભૂજેલો ભૂકો ભિજવી તેને સૂકવે છે. આથી ત્રાંબાનો સલફાઇડ સલ્ફેટ રૂપ પકડે છે. પછી તે ભૂકાને ખૂબ ચોળી ધોઇ લોઢાના ઑક્સાઈડનો અંશ અને ત્રાંબાના સલ્ફાઇડનો અંશ એમને પિગળાવી નાખે છે. પછી તેમાં ૮ ભાગ ખનીજ કોલસાનો ભૂકો અને થોડો ચુનો નાખી તે મિશ્રણને 'રેવ્હર બૅરેટરી ફર્નેસ' માં નાખી ખૂબ આંચ આપે છે. ત્યાં ચૂનો મતોડી સાથે મળી જાય છે, અને કોલસો કલ્લઈના ઑકસાઇડમાંના ઓકસિજનથી સંયોગ પામી કાર્બોનિક ઑકસાઇડ વાયુ બને છે, અને કલ્લઈ જૂદી પડે છે. આ કલ્લઇનો રસ બને તેને સાંચામાં રેડી જાડો કરે છે. સર્વ ધાતૂ કરતાં કલ્લઇ જલદી પિગળે છે તેથી શુદ્ધ કલ્લઇ પિગળી હલકી કલઇ હેઠે ઠરે છે. ઉપરનો રસ કાઢી લઇ તેના પાટ બનાવે છે. નીચે રહેલી મેળી કલ્લઇને 'બ્લેક ટીન' કહે છે. એને ફરી તપાવી તેમાંથી શુદ્ધ કલ્લઇ કાઢવામાં આવે છે. કોઇ કોઇ વખત શુદ્ધ કલ્લઇને પિગળાવી ઉંચી જગા ઉપરથી નીચે રેડે છે, તેથી તેના જે કટકા બને છે તે ઘણા નરમ હોય છે તેને કણદાર કલ્લઇ ('ગ્રેન ટીન') કહે છે.

બજાર કલ્લઇમાં શિસું, લોઢું, ત્રાંબુ, આ-

સૈનિક અને કોઇ વખત એંટીમની, જસત, બિસ્મિથ, ટંગસ્ટન અને મેંગેનીજ આ ધાતૂઓનો અંશ હોએ છે, તેથી રસાયન ક્રિયા માટે શૂદ્ધ કલ્લઇ નીચે મુજબ બનાવવામાં આવે છે.

હૈદ્રોક્લોરીક આસિડમાં બજાર કલ્લઇ પિગળાવી તેનો જાડો રસ બનાવે છે. તેને ઉભા કાચના વાસણમાં રેડી તેને હિલવા નહિ દેતાં તેપર ધીરે પાણી રેડે છે. પછી તેમાં કલ્લઇની સળી બોળે છે તેથી કલ્લઇનો જાડો રસ અને પાણી એમના સંગમ નજદીક કલ્લઈનાં સ્ફટીક એકઠાં થાય છે. તે તદન શૂદ્ધ કલ્લઇ હોય છે. જાતે કલ્લઈ સફેદ હોઇ રૂપાંથી ઉતરતી બીજી ધાતૂઓ કરતાં વધારે સફેદ હોય છે. એમાં પિળાસની થોડી છાંટ હોય છે. કલ્લઇ ઘણી ઝલકદાર હોય છે અને તે અતિ નરમ હોય છે. તે ચીવટ અને વાળતાં વળે એવી નથી, એમાંથી તાર કાઢી શકાતી નથી. એ ૨૧૨ ફેરન ઉસ્ણુમાને અતિ પ્રસરણપણું પકડે છે. એ પસરી શકનાર હોવાથી એના પાતળા પપૂતરા બની શકે છે. એની સળી વાંકી કીધી હોય તો તે ચરચર અવાજ કરે છે, એ તે માહેલા સ્ફટિકનું એકમેક પર ઘર્ષણ થવાથી બને છે. ૪૪૨° ફેરન ઉષ્ણમાને તેનો રસ બને છે. તે રસ હળવે હળવે થંડો કીધાથી તેના સ્ફટિક બને છે. કલ્લઇના રસને લોઢાની ખળમાં રેડી થંડી પડે ત્યાં વેર તેને હિલવ્યા કીધાથી તેનો ઝીણો ભૂકો બને છે. એને ઈંગ્રેજીમાં 'ગ્રૅન્યૂલેટેડ ટીન' કહે છે. કલ્લઇ પર ચોળીયાથી અજબ વાસ નિકળે છે, ખુલ્લી સરદ હવામાં કલ્લઈ પર કાટ ચઢતો નથી, તેમજ સાધારણ ઉષ્ણમાન ઉપર હવા અથવા પાણી એ બેઉનું કલ્લઇ પર કાર્ય થતું નથી.

કલ્લઇ પર હવા યા સરદીમાં કાટ ચઢતો નહિ હોવાથી તેનો તહેવાર ઉપયોગ કરવામાં આવે છે. કલ્લઇને મુખ્ય કરી ત્રાંબા પિત્તળના વાસણ પર ચઢાવવામાં આવે છે. તેમજ લોઢા પર પણ એનો ઢોળ ચઢાવી શકાય છે.

**કલ્લાઈના બીજા ઉપયોગ**—લોઢ. પર ચઢાવવાની કલ્લઇ (ટીન પ્લેટ અથવા કલ્લઇના પતરાં) હવામાં ખુલ્લાં રાખવાથી સાધારણ ઉષ્ણમાન ઉપર તેપર હવાનું કાર્ય થતું નથી, જેથી લોઢા પર કલ્લઇનું પુરતું અચ્છાદન હોવાથી તેપર કાટ ચઢતો નથી, પણ કલ્લઇનો કાંઈ ભાગ નિકળી જો લોઢું ખુલ્લું પડે તો તે પર કાટ ચઢે છે. કારણ બેઉ ધાતુનું એક 'વિધુચક્ર' બની તે તેની પરના હવામાંથી એકઠા થએલા પાણીના અંશનું પૃથક્કરણ કરે છે, અને લોઢાના ઑકસીજનથી વધારે રસાયન પ્રિતિ હોવાથી તે વધારે કાટ પર ચઢે છે.

જસતથી લોઢા પર ઢોર ચઢાવવો હોય તો જસત જલદી કાટ ખાય છે, અને તેથી લોઢાનો ઘણો બચાવ થાય છે. તે થકી વેર ઉપરના લોઢાના પત્રાં વગેરે જે બનાવવામાં આવે છે તે પર જસત ચઢાવે છે, પણ જસતથી ઘડેલા પત્રાને કલ્લઇના જેવી ચળક હોતી નથી, આથી કલ્લઈથી ઘડેલા પત્રાનાં ડબા, પેટી, ફાનસ વગેરે પરચુરણ સામાન ઘણો ઉત્તમ બને છે.

**કલ્લઈ ચઢાવવા થકી** લોઢાના કોલસાથી શૂદ્ધ કરેલું લોઢું લીધા પછી એવાજ લોઢાનું પત્રું લઈ તે પરના લોઢાના ઑકસાઈડનો સઘળો અંશ કાઢી નાખવા તેને સ્વચ્છ કરવાની ક્રિયા અગત્યની છે. લોઢાનું પત્રું સાધારણ પતળું કરી ગમે તેવા આકારે તેને કાપી 'જળમિશ્ર સલફ્યૂરિક' આસિડમાં ૪ થી ૫ મિનિટ બોળી રસાયન રીતે તેનો ઉપલો ભાગ શૂદ્ધ કરે છે. પછી તેને 'રેવ્હર બરેટરી' ભઠ્ઠીમાં નાખી ગરમ કરી તે પરના ઑકસાઇડ એટલે કાટ ચઢવાની રજો કાઢી નાખવા તેને સાફ સફાઇદાર એવા બે 'રોલર' માંથી દાબી કાઢે છે. રોલરમાંથી કાઢતાંજ પાણીમાં ભિજવેલા ભૂસાના મિશ્રણમાં તેને બોળે છે, અને તેમાં કેટલાક કલાકવેર રહેવા દિયે છે. પછી જળ મિશ્ર સલફ્યૂરિક આસિડ અને હૈદ્રો ક્લોરીકના મિશ્રણમાં બોળી કાઢે

છે. અને છેલ્લે ભૂસાવડે ઘસીને ધોઇ કાઢી 'લાઇમ વાટર'માં બોળી રાખે છે. એ પાણીમાં કાટ ખાતું નથી. આવી રીતે સ્વચ્છ કરવાનું કારણ એ છે કે જરા પણ ધૂળ પત્રા પર હોય તો તે પર કલ્લઇ ચઢતી નથી. કેટલાક કારખાનામાં એને ઉજાળ્યા પછી જેમાં જસત પિગળાવેલા એવા હૈદ્રોક્લોરિક આસિડ વડે સ્વચ્છ બનાવે છે, અને પછી ફરી પિગળાવેલી કલ્લઇમાં બોળે છે; અને પછી તેપર વધારે ચોંટેલી કલ્લઈ કાઢી નાખવા તેને ચરબીમાં બોળે છે, આથી કલ્લઇ પિગળી પાણીની નીચલી કઢાઇમાં વહી જાય છે. પછી પત્રું બહાર કાઢી થંડુ થતાં તેનો છેડો ઉકળેલી કલ્લઇમાં બોળે છે," આથી વધારે ચોંટેલી કલ્લઇ પિગળે છે અને તેવી વેળા પત્રાંને ઝંઝેર્યો હોય તો તેપરથી નિકળી પડે છે.

ઉપર મુજબના ૧૧૨ રતલ વજનના ૨૨૫ પતરાં બનાવવા થકી તેને ૮ રતલ કલ્લઇ ખર્ચ થાય છે.

કલ્લઇના ઉપલા ઉપયોગ શિવાય તે અનેક ઉપયોગમાં આવેછે. રેવન આપવા, તોપ બનાવવા, કાસૂં બનાવવા, સ્પેક્યૂલમ મેટલ બનાવવા, ઘંટોની ધાતૂ બનાવવામાં એ ઉપયોગી ધાતુ છે.

કલ્લઇને રેવન અથવા કસ્તર આપવા શીસૂં અને કલ્લઇ એમને અનેક પ્રમાણથી મિશ્રણ કરી એક મિશ્ર ધાતૂ બનાવવામાં આવેછે. કોઇ વેળા બે ભાગ કલ્લઇ ને ૧ ભાગ શીસૂં મિશ્ર કરે છે તેને શ્રેષ્ટ 'કસ્તર' કહે છે. સાધારણ રેવન તૈઆર કરવા કથીર અને શીસું સરખા પ્રમાણમાં મિશ્ર કરે છે; અને હલકું બનાવવા બે ભાગ શીસૂં અને એક ભાગ કલ્લઇ મિશ્ર કરે છે. આ ધાતૂ કલ્લઇ કરતાં ઓછી ગર્મીએ પિગળે છે; તેથી એનો ઉપયોગ રેવન દેવામાં કરે છે. રેવનનો ઉપયોગ કરતાં જે ભાગપર રેવન દઇ જોડવાનું હોય તે ભાગને કરવો પડે છે. કારણ કે તેપર કાટ હોય તો રેવન ચોંટતી નથી, તે માટે તેને તપાવી તેને નવસાગર અથવા હૈદ્રોક્લોરિક આસિડ લગાડે છે. કારણ કે તેના અંગે પોતાને તરત પિગળવાની અને ધાતૂના ઑક્સાઇડને પિગળાવવાની અજબ શક્તિ હોય છે.

કલ્લઇ અને ત્રાંબાના મિશ્રણથી પણ એક ધાતૂ બને છે, કે જે દુર્બિન માહે વપરાતી હોઇ તે પરાવર્તન કરવાની શક્તિ ધરાવેછે. તે મિશ્ર ધાતુ બે ભાગ ત્રાંબુ ને ૧ ભાગ કલ્લઈની બનાવેલી હોય છે. એમાં કોઈ કોઇ થોડું જસત, આર્સેનિક અને રૂપું પણ મેળવે છે, આથી આ ધાતુ મજબુત બની તેના ઉપર ઝલેહ ચઢે છે. આ ધાતૂને ઈંગ્રેજીમાં 'સ્પેક્યૂલમ મેટલ' કહેછે. આ ધાતૂ પોલાદ જેવી સફેદ, કઠણ પણ નાજુક હોયછે. એની પર ચળક કાઢી શકાય છે.

**ઘંટ** બનાવવાની ધાતૂમાં ૪ ભાગ ત્રાંબુ ને ૧ ભાગ કલ્લઇનું મિશ્રણ હોયછે. કોઈ કોઇ વેળા એમાં થોડું શીસૂં તથા જસત મેળવેછે. ઘંટ તથા બીજાં વાઘો બનાવવા થકી આ ધાતૂનો મુખ્ય ઉપયોગ કરવામાં આવેછે; એને ઈંગ્રેજીમાં 'બેલ મેટલ' કહે છે. આ ધાતૂને અંગે ઘણો અવાજ રહેછે.

**તોપ** બનાવવાની ધાતૂમાં ૯૦ ભાગ ત્રાંબુ ને ૧૦ ભાગ કલ્લઇ મિશ્ર કરેલી હોયછે. આ ધાતૂને અંગે અતિશય કઠણતા તથા ચીવટપણું આવેછે. એનો રસ પણ જલ્દી થાયછે. આ મિશ્ર ધાતૂ કરવા પેહેલાં સઘળી કલ્લઇને તેના બમણા વજન જેટલા ત્રાંબામાં પિગળાવી એક જાતની કઠણ પણ નરમ એવી સફેદ રંગની ધાતૂ બનાવે છે. બાકીનું ત્રાંબુ 'રેવ્હરબેટરીફર્નેસ' માહેલા 'ઓક્સિજન' દાયક ગર્મીમાં પિગળાવી તેમાં ઉપલી મિશ્ર ધાતૂ નાખે છે. કોઇ કોઇ વખત જૂની તોપના ત્રાંબાનો કટકો એની સાથે પિગળાવે છે; અને તેથી ત્રાંબુ અને પિત્તળ એનું મિશ્રણ ઉત્તમ બને છે. જ્યારે બેઉ ધાતુનો એક જીવ થાયછે, ત્યારે તે રસની ઉપરના 'ઑક્સાઇડ' અથવા મેળ કાઢી નાખી તે રસને બીબાંમાં — 'ગોટાડીમાં સાંચાની કૃતિથી રેડી તોપ બનાવે છે, આ ધાતૂને 'ગન મેટલ' કહે છે.

બ્રોન્ઝ ધાતૂ બનાવવા માટે ૩ થી ૪ ભાગ જસત અને કોઈ વેળા શીશું મેળવે છે. નાણું બનાવવા થકી જે બ્રોન્ઝ ધાતૂ બનાવવામાં આવેછે તેમાં ૧૫ ભાગ ત્રાંબુ, ૪ ભાગ કલ્લઇ અને એક ભાગ જસત હોયછે. આ ધાતૂને અંગે એવી અજાયબ શકિત છે કે, જો આ ધાતૂને ગરમ કરી નરમ બનાવ્યા પછી ધીરે ધીરે થંડી પાડી હોય તો તે કઠણ, વળી શકે તેવી ને નરમ બને છે, પણ જો એકદમ તે ધાતૂને થંડી પાડી હોય તો તેમાં પ્રસરણ શકિત આવી તેના વાસણો વટીક બનાવી શકાય છે. આ મિશ્ર ધાતૂનો ઉપયોગ કરતાં ઉપલા મિશ્રણને કારીગરો વધારે પસંદ કરેછે. પ્રથમ એના વાસણ બનાવવા એને ધનવર્ધનિય સ્થિતિમાં હોય તેમ ઘડી પછી તપાવી તેને ધીરે ધીરે થંડા પાડી કઠણ કરેછે.

ત્રાંબુ અને કલ્લઈથી બનાવેલી ધાતૂ અતિ સખત હોય છે, અને ત્રાંબા કરતાં તેનો રસ પણ ઓછી ગર્મીથી બનાવી શકાય છે. ત્રાંબુ પિગળવા થકી ગર્મી ૧૯૯૬° ફેરનહિટ જોઇએ; પણ જે હલકી ધાતૂમાં સેંકડે ૬°૬ ભાગ કલ્લઇ હોયછે તે ૧૬૯૦° 'ફેરનહિટે' પિગળે છે. અને જેમાં સેંકડે ૧૨°૩ કલ્લઇ હોય છે તે ૧૫૩૪° ફેરનહિટે પિગળેછે.

**કલ્લઇને સુન્નાનું રૂપ** આપી તેના ઘરેણા બનાવી શકાય છે. આ પ્રકારનું સુન્નું બનાવવા માટે ૧૨ ભાગ કલ્લઇને એક મૂસમાં તાવી તેમાં ૬ ભાગ પારો નાખી તે તદન કલ્લાઇ સાથે મળી જાય કે પાછી તે મેલવણીને એક ખળમાં નાખી તેમાં ૬ ભાગ નવસાગર અને ૭ ભાગ ગંધકના ફૂલ નાખવાં અને તેને ફરી અરધો કલાકવેર અગ્નિની આંચપર મેળવાં કે તેમાંની સર્વ ચીજ ઉડી જઈ કલ્લઈ ગંધકની સાથે મળી જઈને સુન્નાના રંગની ધાતૂ બને છે. એને ઇગ્રેજીમાં 'મોસાઇક ગોલ્ડ' કહે છે. આગલા વખતમાં કિમિયાગરો આ મિશ્રણથી સુન્નું બનાવી લોકોને ઠગતા હતા પણ હાલમાં તે સર્વ ઠગાઇ પ્રગટ થઇ ચૂકી છે. આ જાતના સુન્નાને પારખવાની સેહેલી રીત એ છે કે તેના બનાવેલા ઘરેણાને અગ્નિમાં નાખતાં તે તરત તવાઇ જાયછે.

**કલશ**—હિંદુસ્થાનના હિંદુઓમાં વપરાતું એક જાતનું વાસણ. કલશ દેવળ, ધની, તખત ઉપરનું છત્ર વગેરેની ટોંચ ઉપર જડવામાં આવે છે. એ કલશના આકારના કળશીયા પણ બને છે.

**કલ્હાન્તરિતા**—નાટય શાસ્ત્રમાં ૮ નાયકામાંની એક કોઇ કારણસર ખૂબ રિસાય અને પ્રિય કાલાવાલા કરે તો પણ મનાય નહિ ને ઉલટી તેને એવચન કહે તેવી, પણ પછવાડેથી ઘણી પસતાય અને વિરહ થકી પીડીત થઇ છેક ગરીબ થઇ જાય તેવી જે સ્ત્રી તે. એને અભિસન્ધિતા પણ કહે છે.

**કલ્હાર**—(જુઓ કોલ્હાપૂર.)

**કલ્હાર**—આ કમળ જાતીનાં છોડ પાણીમાં ઉગે છે. એનાં પાંદડા હળદના જેવાં પણ તેથી નાહનાં હોય છે. કલ્હારનાં ફુલ કમળ ફુલથી વેગળી તર્હાનાં હોઇ તે સફેદ તથા નાજુક હોય છે, એનો બહાર વર્સાદમાં ખીલી ઉત્તમ સુગંધી આપે છે.

**કલાઇએંક**—આ ડનબાર્ટન શાયરનું ગામ કલાઇડ નદીને જમણે કાંઠે ગલાસગોની ઉત્તર પશ્ચિમે ૫½ મૈલ પર છે. અત્રે વહાણો બાંધવાનું મોટું કારખાનું છે. ૧૮૮૧ માં વસ્તી ૧૬૩૪ ને ૧૮૯૧ માં ૧૦૫૮૯ ની હતી.

**ક્લાઈવ્હ રૉબર્ટ**—હિંદમાં બ્રિટીશ શેહેનશાહાતનો મજબૂત પાયો નાખનાર આ શૂરવીરનો જન્મ માર્કેટ ડ્રાયટન પાસે સ્ટાઇચમાં ૨૯ મી સપટેંબર ૧૭૨૫ માં થયો હતો. એણે ચાર નિશાળોમાં ટુંક કેલવણી લીધી હતી અને તે મુદત દરમ્યાન પોતાની મસતી તુફાનથી જાણીતો થયો હતો. ઇ. સ. ૧૭૪૩ માં એને હિંદુસ્થાન ખાતે 'કલાર્ક' તરીકે જૉન કંપની તરફથી મોકલવામાં આવ્યો. મદ્રાસમાં એ પ્રથમ એક પણ પાઇ વિનાની સ્થિતિમાં આવી જૉન કંપનીમાં

નોકરીપર લાગો પણ ત્યાં એને મેહેતાગી-રીના વહિતરાંથી કંટાલો ઉપજતાં આ વેઠ-વાલી જીંદગીનો અંત આણવા બે વેળા પિસ્તોલ વતી આપધાત કરવાની કોશેસ કરી, પણ તે બેઉ વેળા સુદૈવે કરી તેની નેમ છટકવાથી તે દિવસથી એણે નક્કી વિચાર્યું કે મારો જન્મ દુન્યામાં કાંઇ પણ ફેરફાર કરવાથકી નિપજેલો હોવાથી મને જીવવું જોઇએ. આ રીતે કલાઇવ્હ દુઃખી તુરંગના વમળમાં હતો તેટલાં ફ્રેન્ચ સરદાર 'લૉબર-દોને' ૧૭૪૬ ના સપટેંબરમાં મદ્રાસ જીતી લીધું, અને ત્યાંના સઘળા ઈંગ્રેજોને કેદ કીધાં.

બીજે દિવસે વડો ફ્રેન્ચ સરદાર દુપ્લિ તેમને પોંડેચરી મોકલનાર હતો, તે વેળા કલાઇવ્હ મધરાત્રે મુસલમાનના વેષે મદ્રાસના કિલ્લામાંથી નહાશી પાસેના સેંતદેવિદના કિલ્લામાં જે ઇંગ્રેજ લશકર હતું તેને જઇ મળ્યો; અને તે દિવસથી એણે લશકરી નોકરી સ્વિકારી. આ વેળા તેનું વય ૨૧ વર્ષનું હતું.

તે પછી ફ્રેન્ચોએ સેંતદેવિદપર હલ્લો કર્યો તેમાં કલાઇવ્હે પોતાનું બુદ્ધી બળ બત-લાવી નામના મેળવી, પણ તેટલાં યૂરોપમાં ફ્રેન્ચ અને ઈંગ્રેજોની સુલ્હે થતાં લઢાઇ બંધ પડી કે ફરી કલાઇવ્હને કલમનો ધસડબોરો સ્વિકારવો પડયો.

ઇ. સ. ૧૭૪૮ ના સુમારમાં નિજામ ઉલમુલુક ૧૦૪ વર્ષની વયે મરણ પામતાં તેની ગાદીપર તેનો બીજો બેટો નાસિરજંગ બેઠો, કારણ કે તેનો વડો બેટો ગાજીઉદ્દીન દિલ્લી-ની દરબારમાં મોટા ઓદ્ધાપર હતો, અને અર્કાટની ગાદીપર અનવરૂદ્દીન હતો. આ બેઉના બે દુશમનો હતા. નાસિરજંગનો શત્રુ મુજફરજંગ, એ નિજામ ઉલમુલ્કની બેટીનો બેટો હતો, અને અનુવરૂદ્દીનના શત્રુનું નામ ચંદા સાહેબ હતું. એ અર્કાટના આગલા નવાબનો જમાઈ થતો હતો. આ બેઉએ મળી ૪૦,૦૦૦ નું લશકર એકઠું કરી ફ્રે-ન્ચોની મદદ માંગી, કે તેઓએ તુરત ૨,૦૦૦ દેશી, ૪૦૦ ફ્રેન્ચ સિપાહોનું લશકર એક સરદાર સાથે મદદે મોકલ્યું. આ એકઠાં થએલા લશકરે અંબર મુકામે ૧૭૪૯ નાં જુલાઇમાં અનવરૂદ્દીન ઉપર હલ્લો કીધો. ત્યાં તે ૨,૦૦૦ સૈન્યની મદદથી તેમની સાથે લઢયો, પણ છેલ્લે હાર પામી ત્યાં જખમી થઇ મરણ પામ્યો. તેનો બેટો મહમદઅલી ત્યાંથી નહાશી ત્રીચનાપલ્લીમાં જઇ ભરાયો. તે કિલ્લાપર ચંદા સાહેબના ફ્રેન્ચ લશકરે ઘેરો નાખ્યો હતો. મહમદઅલીનો પક્ષ ઇં-ગ્રેજોએ આગમજથી ધરેલો હોવાથી ત્રિચ-નાપલ્લીનો ઘેરો કાંઇ યૂક્તિથી ઉઠાવી પોતાના મિત્ર મહમદઅલીને છોડવવાની યૂક્તિ કરવી પડી; પણ તે વેળા મેજર લૉરેન્સ ઇંગલંડ ગએલો હોવાથી તેમને ઉત્તમ યૂક્તિથી પાર પાડનાર ત્યાં કોઈ વડો અમલદાર નહોતો. ૨૬ વર્ષની વયના આ કેપટન કલાઈવ્હે એક યૂક્તિ તેમને સુચવી. તે એવી કે શત્રૂ સાથે લઢાઇ કરવા જેટલું આપણી પાસે લશકર નથી તેથી અર્ધું સૈન્ય તેની રાજધાની આ-ર્કાટ ઉપર મોકલવું એટલે તેના બચાવ માટે ત્રિચનાપલ્લીના ઘેરાપરનું લશકર જરૂર દોડી જશે, અને તેમ થવાથી આપણો મિત્ર મહમદઅલી સેહેજમાં છુટો થશે. આ કલા-ઇવ્હની યૂક્તિ સર્વને પસંદ પડતાં એની સરદારી તળે ૨૦૦ ગોરા ને ૩૦૦ કાળા લોકોનું સૈન્ય ૮ તોપો સાથે આપ્યું. તે વખતે વર્સાદની પૂર મોસમ હોવાથી કલાઇવ્હ સારા બંદોબસ્તને લીધે અર્કાટ જઇ પુગો, તે વેળા ત્યાં બરાબર બંદોબસ્ત નહિ હોવાથી ત્યાંનો કિલ્લો ને શેહેર ૧૭૫૧ માં ૩૧ મી આગ-સ્ટે સેહેજમાં તાબે કીધાં.

આ ખબર ચંદા સાહેબને પડતાં તેણે પોતાના બેટા રાજાસાહેબને ૪,૦૦૦ની બીજી ફોજ ને ૩૦૦ ફ્રેન્ચ સિપાહોના લશકર સાથે ત્રિચન્નાપલ્લીથી અર્કાટ તરફ મોકલી દીધા. તેઓએ ત્યાં જઇ આર્કાટને ઘેરો નાખ્યો, પણ કલાઇવ્હે આગમજથી સર્વ તૈયારી

રાખેલી હોવાથી દુશમનોના ૫૦ દિવસના ઘેરા દરમ્યાન મોટા શૂરાતમથી પોતાનું રક્ષણ કર્યું. તેટલાં ગુટ્ટીના મુરારીરાવે ૬,૦૦૦ નાં લશકરની કલાઇવ્હને મદદ આપવા માંડતા દુશમનો રાતોરાત ઘેરો ઉઠાવી નહાશી ગયા. તે પછી રાજાસાહેબે મદ્રાસના યૂરોપ્યન રહેવાશિઓને હેરાન કરવા માંડતા તેમનીપર કલાઇવ્હે હુમલા કરી ૧૦૦ ફ્રેન્ચોને કતલ કરી તેમને નહસાડયા.

તે પછી ૧૭૫૨નાં સપટેંબરમાં ફ્રેન્ચના તાબા માહેલા કાવેલંગ તથા ચિંગલપટનાં કિલ્લા કલાઇવ્હે મોટા શુરાતમથી જીતી લીધાં. તે વખતે તેની પાસે માત્ર ૨૦૦ ગોરા ને ૫૦૦ કાળાઓનું નાનું લશકર હતું. આ બે કિલ્લા જીતી મદ્રાસ આવી મારિક લેન નામે બાનું સાથે પરણ્યો. ૧૭૫૩ માં પોતાની બાનુ સાથે સ્વદેશ ગયો. ઈંગ્લંદમાં કલાઈવ્હના શૂરાતમની કદર બુજી ત્યાંના સરકારી અધિકારીઓએ એને એક રત્ન જડીત તલવાર ભેટ આપવા માંગી, પણ કલાઇવ્હે પોતાના સરદાર મેજર લૉરેન્સને એવું માન નહિ મળેલું હોવાથી તે પોતે સ્વિકારવા ના પાડયું. આ વેળા કલાઇવ્હ પોતાની સાથે મોટી દોલત લઇ દેશ ગયો હતો. આ દોલતનો મોટો ભાગ પોતાના પિતાને આપી બાકીની દોલત મોજશોખમાં ઉરાડી. તે પછી ૧૭૫૫ માં સેંતદેવિદના કિલ્લાના ગવરનર તરીકે હિંદમાં આવ્યો.

૧૭૫૬માં કલાઇવ્હે આંગ્રયાઓનું 'ગિર્યા' ઠાણું સર કર્યું. તે વેળા એને ૨૦૦ તોપો અને રૂ ૧૨,૦૦,૦૦૦ ની રોકડ રકમ મળી હતી. આ વેળા પેશવાએ તેને મદદ કરી હતી પણ એણે પોતાને મળેલા રૂપ્યામાંથી તેમને એક પણ પાઈ બક્ષેસ કરી નહિ. તે પછી જુનમાં બંગાલના સૂબેદાર સૂરાજ ઉદૌલાએ ઇંગ્રેજોનું કલકત્તા શેહેર જીતી લીધું. તે વેળા તેણે ત્યાંના ૧૪૬ ઇંગ્રેજોને કેદ કરી એક અંધારી કોટડીમાં કેદ કરવાથી એક રાતમાં ૧૨૩ સિપાઇઓ ઉકળાટ અને પાણી વિના મરણ પામ્યા હતા. તે પછી સૂરાજ ઉદૌલાએ ત્યાંથી જેટલું દ્રવ્ય મળ્યું તે સર્વ લઇ મુરશીદાબાદ તરફ ગયો. આ ખબર આગસ્ટ માસમાં મદ્રાસ ખાતે પડતાં ત્યાંથી ૬ વાહાણોનો કાફલો ઍડમિરલ વૅાટસનની રાહબરી તળે કલાઇવ્હના ઉપરીપણા નીચે કલકત્તા ઉપર મોકલવામાં આવ્યો. તે વેળા કલાઇવ્હ પાસે ૯૦૦ ગોરા ને ૧૫૦૦ કાળા લોક હતા. કલાઇવ્હે એકદમ હલ્લો કરી કલકત્તાનો કિલ્લો તાબે કીધો કે સૂરાજઉદૌલા સુલ્હે કરવા પર રાજી થઇ પોતાનાજ પાયતખ્તમાં રહ્યો. આ વેળા ઇંગ્રેજોએ ફ્રેન્ચોને સૂરાજઉદૌલાની મદદગારીમાં જોઇ ૧૭૫૭ ના માર્ચમાં તેમની પર હલ્લો કરી ચંદ્રનગર જીતી લઇ ૫૦૦ ફ્રેન્ચોને કેદ કીધાં.

તે પછી કલાઇવ્હે સૂરાજઉદૌલાના અધિકારીઓને પોતાના પક્ષમાં લઇ ૧૭૫૭ ના જુન માસમાં પલાસિના મેદાનમાં સૂરાજ ઉદૌલાના ૧૮,૦૦૦ સ્વાર, ૫૦,૦૦૦ પાયદળ, ૫૦ તોપવાલા સૈન્ય સામે પોતાના નાહાના લશકરની કુમકપર લઢાઇ ઉઠાવી તેમાં જય મેળવી સૂરાજઉદૌલાને નહસાડી તેની ગાદી પર મીરજાફરને બેસાડી અત્યંત દ્રવ્ય મેળવ્યું. ખુદ કલાઇવ્હને આ લઢાઇથી ત્રીસ લાખ રૂપ્યાનો લાભ થયો, પણ તે વેળા રચાયલા પ્રપંચમાં ઉમીચંદ નામે એક સાહુકારે કલાઇવ્હના પ્રપંચ ગુપ્ત રાખવા માટે જે લખત કર્યું હતું તે કલાઇવ્હે ખોટું ઠેરવી તેને નિરાશ કર્યો, જેથી ઉમીચંદ દેવાનો થઇ મરણ પામ્યો.

ઉપલા બનાવ પછી કલાઇવ્હની નેમણુંક બંગાલના ગવરનર તરીકે થઇ. તેટલાં ૧૭૫૯ ના માર્ચ માસમાં દિલ્લીપતિ શાહા આલમે ૪૦,૦૦૦ ના લશકર સાથે બંગાલપર ચઢાઈ કરી. તેને મીરજાફરે બેશુમાર દ્રવ્ય આપી પાછો વાળ્યો. આ ખબર કલાઇવ્હને પડતાં તેણે કહેવાડીયું કે "એ રીતે દુશમનોથી ડરી તેમને દ્રવ્ય આપી રાજી રાખશો તો થોડા

વખતમાં પાયમાલ થશે." તેટલાં શાહા આલમે પાટણને ઘેરો નાખ્યો પણ ત્યાં કલાઈવ્હ લશકર સાથે ચઢાઈ લઈ આવેછે એવી ખોટી અફવા ઉઠતાંજ તે ઘેરો ઉઠાવી નહાશી ગયો. આવો કલાઇવ્હનો તે વખતે ત્રાસ ફેલાયલો હતો. કલાઇવ્હની આવી નામના જોઈ મીર જાફરે તેને દર વર્ષે ૩૦,૦૦૦ રૂપ્યા ઇનામ મળ્યા કરે એવો બંદોબસ્ત કરી આપ્યો.

મીરજાફર કલાઈવ્હની મદદથી નવાબ થયો પણ તેના ઉડાઉપણાથી બેઉ વચ્ચે દુશમનઇ ઉઠી. તેટલાં મીરજાફરે ૧૫૦૦ ડચ સૈન્યની મદદથી હુગલી નદીમાં દાખલ થઈ સામો થયો કે કલાઈવ્હે કર્નલ ફ્રોર્ડને સામો મોકલી તેમના વાહાણો કેદ કર્યાં. પણ પછી તેમના 'ચિનસુર' માં રહેતા સરદાર પાસેથી મોટી કબુલાતો લઇ તેમને છોડયા હતાં. તે પછી ૧૭૬૦ ના માર્ચમાં કલાઇવ્હ ફરી સ્વદેશ ગયો. કલાઈવ્હે ૧૮,૦૦,૦૦૦ રૂપ્યા ડચ લોકો મારફતે પોતાને દેશ મોકલ્યા હતા. મદ્રાસમાં જ્યારે તે હતો ત્યારે માત્ર ૨,૫૦,૦૦૦ રૂપ્યાનું ઝવેરાત ખરીદ કર્યું હતું. કલાઇવ્હને હિંદુસ્થાનમાંથી દર વર્ષે બે લાખ સત્તર હજારની પેદાશ મળતી હતી પણ તેની વાર્ષિક કમાઇ રૂ ૪,૦૦,૦૦૦ ની હતી.

કલાઈવ્હે સ્વદેશ જઈ પોતાના માતપિતા, મિત્રો તથા વડા અમલદાર લૉરેન્સને પૈસાની મોટી બક્ષેસો કરી અને જમીન વેચાતી લઈ પાર્લામેંટમાં બેઠક મેળવી. પણ ત્યાં સુલીવાન નામનો તેનો એક દુશમન હતો. તેણે પાર્લામેંટમાં ચર્ચા જગાડીને કલાઈવ્હે શાહાઆલમ સાથની લઢાઇમાં જે દ્રવ્ય મેળવ્યું હતું તે સર્વ સરકારને આપવાની ફરજ પાડી.

૧૭૬૫નાં મે માસમાં કલાઈવ્હ ફરી બંગાલના ગવરનર તરીકે નેમાઈ હિંદુસ્થાન તરફ આવ્યો, તે વેળા બંગાલમાં ઇંગ્રેજોનો દ્રવ્ય લોભ વધવાથી મોટી ગડબડ ઉઠી, ત્યારે એણે ખાસ કાયદો બંધાવી એવું જાહેર કર્યું કે 'કોઈ પણ સરકારી અમલદારથી વેપાર કરી શકાય નહિં. પણ આ શૂરા નરે તે સર્વ ગડબડ દાબી નાખી. જ્યારે કલાઇવ્હ હિંદમાં ફરી આવ્યો ત્યારે બહારની સરહદપર અયોધ્યાનો નવાબ, અફઘાન તથા મરાઠાઓનું લશકર એકઠું કરી પડયો હતો, પણ જેવી કલાઈવ્હની હાજરી દીઠી કે તે સર્વે નહાશી ગયા. તે પછી આગસ્ટ માસમાં દિલ્લીપતીએ મોટું નજરાણું કલાઈવ્હને આપી ઇંગ્રેજોના નામે બંગાલ, બહાર, ઑઢયા એ ત્રણ પ્રાંતોપર સત્તા ચલાવવાની સનદ મેળવી. આ વેળા કલાઈવ્હે ખોટે રસ્તે દ્રવ્ય મેળવ્યું નહોતું. અયોધ્યાના નવાબે તેને એક જવાહેરથી ભરેલી પેટી બક્ષેસ આપી તે તેણે પાછી વાળી હતી. મીરજાફરે મરતી વેળા સવાલાખ રૂપ્યાનો અવેજ કલાઈવ્હને વારસા તરીકે આપ્યો તે તેણે પ્રથમ લઇ કેટલાક દિવસ પછી તેના પૈસા કરી તે સર્વ પૈસા સિપાઈઓને વેંહેંચી આપ્યા; અને તે પછી ૧૭૬૭ ના જાનેવારીમાં સ્વદેશ ગયો.

કલાઇવ્હ સ્વદેશ આવ્યા પછી તેની તપાસ ચલાવી તેના દુશમનોએ તેને ઘણો સતાવ્યો, પણ પાર્લામેંતે છેલ્લે તેનો છુટકો કીધો. આ અપમાનથી દુ:ખી થઈ ઇ. સ. ૧૭૭૪ માં ૨૨ મી નવેંબરે 'પિસ્તોલ'થી આપઘાત કરી મરણ પામ્યો.

**કલાઇમ્બિંગ પર્ચ**—આ જાતની માછલી મુખ્ય કરી વૅસ્ત ઇંડીજ માહેલાં નદીનાળાંમાં મળી આવેછે. એ ૬ ઇંચ લાંબી હોયછે. આ માછલી એક અજાયબ ખાશિયત ધરાવે છે. તે ઝાડોપર ચઢી શકે છે. આવી જાતની માછલીઓ પ્રથમ મીડ ડાલડાર્ફ નામના મુસાફરે ઇ. સ. ૧૭૯૭ માં જોઈ હતી. તેણે આ 'કલાઇમ્બિંગપર્ચ'ને તળાવ નજીકના તાડના ઝાડપર ફરતી દીઠી હતી. આ માછલી પોતાની પુછડી અને પાંખની મદદથી ઝાડપર ચઢી શકે છે. તેમજ આ માછલીથી પાંચથી સાત ફીટ ઉંચે વેર ઉડી શકાય છે. એના માથામાં હાડકાંની એક અજબ રચના કરેલી

જણાયછે. તે હાડકું ⁀⁀ એવા આકારનું હોઈ અતિ હૂન્નરમંદ રચનાદાર હોય છે. આ જાળી માછલીની ઉમર મુજબ વધે છે. કલાઈ-ગ્બિંગ પર્ચ પોતાનાં ઈંડા માળો બાંધી તેમાં મેળે છે અને તેની સંભાળ નર લિયે છે.

**કલાનકોટ**—સિંધમાં ઇંડસની પશ્ચિમ શાખા પર અને ટટાની દક્ષિણે ૩ મૈલપર આ કિલ્લો બીજા ખંડીયરો સાથે આવેલો છે. તેની પશ્ચિમે આગલા ગામના ખંડીયરો છે, એના કિલ્લાની દેવાલ મટોડાની ઈંટની છે. એની લંબાઇ ૨$\frac{1}{4}$ મૈલ ને પોહળાઈ ૫૦૦ થી ૬૦૦ યાર્ડની છે. આ બાંધકામ પુરાણા વખતમાં બારીક હૂન્નર કળાથી બાંધવામાં આવેલું હોઈ તેના મોટા વિસ્તારમાં મસજીદ સમાયલી છે.

**કલાબારસ્કિન**—સાઈબિરિયામાં મળી આવતી એક જાતની ખલેરીનું ચામડું. જેને તેહેવાર રંગ આપીને ગરમ કપડા બનાવવાના ઉપયોગમાં લેવાય છે.

**કલાર**—એક જાતનું નાહાનું ઝાડ. આ ઝાડના પાંદડાનું ઉંબરીયું બનાવવામાં આવે છે. આ પાંદડા શિવને પ્રિય હોવાથી હિંદુઓ તેને પૂજા દરમ્યાન શિવને ચઢાવે છે.

**કલિ**—૪ યૂગમાંનો ૪થો અને તેનો પૂજ્ય દેવતા. એની વર્ષ સંખ્યા દેવતાઈ ગણત્રી મુજબ ૧૨૦૦ વર્ષ હોઇ મનુષ્ય માને ૪૩૨૦૦૦ વર્ષની છે. મધ્ય નક્ષત્રે સપ્તર્ષિ આવે એટલે કલિયૂગની શરૂઆત થાયછે. હાલમાં કલિયૂગના ૪૯૭૭ વર્ષ થયાં, અને આ યૂગ ચાલુ મનવંતરમાંનુ ૨૮ મું છે. ઈંગ્રેજ શોધકોના કહેવા મુજબ ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષપર કલિયૂગનો આરંભ થયો હતો.

**કલીઅરંસ**—યંત્ર શાસ્ત્ર મુજબ 'સ્તીમ એનજીનમાં પિસ્તન એને એક છેડેથી બીજે છેડે હીલચાલ કરતાં સ્લીંદરના કવર સાથે અથડી નહિ પડે તે માટે સ્લીંદર કવરપર પીસ્તનને અથડી પડતાં દૂર રાખવા માટે જે સ્લીંદરના કવર વચ્ચે જગા રાખવામાં આવે છે તે કલીઅરંસ. દરેક એનજીનમાં ચાલતા દરેક કકડાઓની વચમાં જગા રાખવામાં આવેછે તેને કલિઅરંસ કહે છે. આ કલિઅરંસને લીધે એનજીનનું કેટલુંક બળ વ્યર્થ થાયછે કારણ કે વરાળ કલીઅરંસવાલી જગામાં રહી જાયછે તે પિસ્તન ઉપર સામી બાજુએથી દબાણ કરે છે.

**કલિકત**—મદ્રાસ ઇલાકામાં મલબાર પ્રાંતનો એક તાલુકો. એનું ક્ષેત્રફળ ૩૩૯ મૈલ હોઇ તેમાં ૧ શેહેર (ખુદ કલીકત) તથા ૮ ગામડાંઓછે. તેમાં ૩૪૭૫૧ ઘરોછે. ૧૮૮૧ની ગણત્રી મુજબની લોક વસ્તી ૨,૦૫,૯૬૨ ની હતી. તેમાં ૧,૦૩,૬૬૯ પુરૂષો અને ૧,૦૨,૨૯૩ સ્ત્રીઓ હતી. ૧૮૮૧–૮૨ માં મહેસુલ ૧૩,૦૫૭ પૌંડની ઉપજી હતી.

• એનું મુખ્ય બંદર શેહેર કલીકત ખુલ્લા દર્યાકાંઠાપર આવેલું છે. કિનારેથી બે થી ૩ માઇલ ઉપર પાંચથી ૬ વામ પાણી રહે છે, અને કિનારા પાસેના ખડકવાલા ભાગમાં બે વામ પાણી રહે છે. આગલા વખતમાં આ શેહેર વેપારનું મુખ્ય બંદર શેહેર હોવાથી તે વખતની મોટાઇની હાલમાં પણ અનેક નિશાનીઓ કાયમ રહેલી જણાય છે. તે વખતે ઝેમોરીન નામનો એક સ્વતંત્ર રાજા રાજ્ય કરતો હતો પણ પાછળથી તે ઇસ્ત ઇંડીયા કુંપનીની સત્તા તળે આવ્યો હતો. ઇ. સ. ૧૪૯૮માં કેપ ઑફ ગુડ હોપને રસ્તે થઇને હિંદુસ્થાનમાં જવાનો માર્ગ પ્રથમ શોધી કાઢનાર પોર્તુગીજ નાખુદા વાસ્કોડિગામા અત્રે ઉતર્યો હતો. ૧૫૧૦ માં આલબી ક્યૂર ક્યૂએ અત્રે લંગર કરી ઝેમોરીનના રાજ્ય મેહેલને આગ લગાડી શેહેરને લુટયું હતું, પણ ઝેમોરીનની કુનેહથી તેઓ ઘેરાઇ જતાં માર ખાઇ નહાશી ગયા હતા. ૧૫૧૩ માં ઝેમોરીને પોર્તુગીજો સાથે સુલેહ કરી તેમને ત્યાં કિલ્લો બાંધવાની પરવાનગી આપી હતી. ૧૬૧૬ માં ઇસ્ત ઈંડીયા કુંપનીએ પોતાની કોઠી સ્થાપી હતી. ૧૭૬૬ વેર ઝેમોરીનના વંશજોએ આબાદી સાથે રાજ્યપદ ભોગવ્યું હતું; પણ હેદરઅલીએ કરેલી ચઢાઇથી

એમોરીનની સુલ્હે કરવાની સર્વ કોશેસો વ્યર્થ જવા સાથે તેના શેહેરનો નાશ થયો હતો. ૧૭૭૩ માં માઇસોરના રાજાની ત્યાં પૂર્ણ સત્તા સ્થાપન થઇ હતી, પણ ૧૭૮૨ માં બ્રિટીશ ફોજે તેમની ફોજને કલિકટથી હાંકી મેળી હતી. ૧૭૮૯ માં ટીપુ સુલતાને ફરી આ શેહેર હાથ કીધું; અને ત્યાંની પ્રજા ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો. તે વેળા ૩૦,૦૦૦ના સૈન્ય સાથે ટીપુ સુલતાન જનરલ લેલીની સરદારી તળે શેહેરમાં દાખલ થયો. આ વેળા પકડાયલા બૈરાં, માટીડા અને છોકરાંઓને પોતાની સ્વારી પાછળ ચલાવી પ્રથમ બચ્ચાંઓના માય બાપને મારી નાખી પાછળથી બચ્ચાંઓની ગરદન છટકાંવી નખાવતો. એમાં યૂરોપયનોનો જબરો ઘાણ નિકળી ગયો હતો. તે પછી શેહેરની મુખ્ય ઇમારતોને ભાંજી તેમાંથી વાપરવા લાયક નક્ષી કામ તથા સ્થંભો એકઠાં કરી કલિકતની દક્ષિણ પૂર્વે ૬ મૈલપર 'નેરોલ તરફ મોકલાવી ત્યાં ફરૂકાબાદ અથવા 'નશીબવંત' શેહેર વસાવ્યું. ૧૭૯૦ માં કર્નલ હાર્ટલીના લશકરે ચઢાઇ કરી જીત મેળવીયાથી ૧૭૯૨ માં થએલા કરાર મુજબ ઇંગ્રેજ સરકારને ટીપુના રાજ્યનો જે અર્ધો ભાગ મળ્યો તેમાં કલિકત પણ ઇસ્ત ઇંડીયા કુંપનીને તાબે આવ્યું. તે પછી ઇંગ્રેજ સરકારે સર્વત્ર શાન્તતા પાંથરી ત્યાં ભાગી પડેલા શેહેરને ફરી સમરાવી લોકોને વસાવ્યાં.

કલિકતની લોક વસ્તી ૧૮૭૧માં ૪૭,૯૬૨ ની, ૧૮૮૧ માં ૫૭,૦૮૫ ની, ૧૮૯૧ માં ૬૬,૦૭૮ ની અને ૧૯૦૧ માં ૭૫૫૧૦ ની હતી.

કલિકત મુંબઇની દક્ષિણ પૂર્વે ૫૬૬, માંગલોરની દક્ષિણ પૂર્વે ૧૩૦, કાનાનોરની દક્ષિણ પૂર્વે ૫૦, કોચીનની ઉત્તર પશ્ચિમે ૯૬, બેંગલોરની દક્ષિણ પશ્ચિમે ૧૭૦ અને મદ્રાસની દક્ષિણ પશ્ચિમે ૩૩૫ મૈલપર છે.

**કલિકાલ**—કાળ ગણવામાં કલિયુગનો ઉપયોગ જ્યોતિષ ગ્રંથોમાં તેમજ પંચાંગમાં થાયછે. આ સનેના વર્ષો ચૈત્રાદિ અને મેષાદિ એવા બેઉ પ્રચારમાં છે. પંચાંગમાં કદિ એનું ગતમાન વર્ષ, કબુ ગતવર્ષ અને કોઇ વેળા બેઉ થાયછે. તામ્રપટના લેખોમાં એનો ઝાઝો ઉપયોગ કરેલો જણાતો નથી. હાલમાં આ સને કેથે વપરાતો નથી, માત્ર મદ્રાસ ઇલાકામાં પ્રગટ થતા પંચાંગમાં કલિ વર્ષ આપવામાં આવેછે. શકમાં ૩૧૭૯ વર્ષ મેળવી ગત કલિવર્ષ નિકળે છે.

**કલિંગ**—આ ટાપુઓનો ઝુમખો હિંદી માહાસાગરમાં જાવાની દક્ષિણ પશ્ચિમે ૫૦૦ મૈલપર છે. આ ટાપુ 'સ્ટ્રેટ્સ સેટલમેંટ'ને તાબે ૧૮૮૬ થી ગણાયો છે. આ ટાપુપર નારીયળીનાં વૃક્ષોનાં વનો હોવાથી ત્યાં નારીયળીનું તેલ કાઢવાનાં કારખાનાઓ છે. અત્રે ૪૦૦ મલાયા લોકો કામે રોકાયલા રહે છે. આ ટાપુ ૧૬૦૯ માં કેપ્ટન કલિંગે પ્રથમ શોધી કાઢવા ઉપરથી એનું નામ કલિંગ પડ્યું. આ ટાપુની મુલાકત વિદ્વાન ડારવીને ૧૮૩૬ માં લીધી હતી.

**કલિંગ**—આ દેશ હિંદુસ્થાનના દક્ષિણ ભાગનાં મહેંદ્ર પર્વતના ભાગમાં છે, અને તેમાંથી 'ઋષિકુલા' નદી વહે છે. સાતમી સદીમાં હ્યુએન નામના જાણીતા ચીનાઇ મુસાફરે પૂર્વ કિનારાપર મુસાફરી કરતાં જે ભાગને હાલમાં 'સકોર' કહેછે તેજ ઠેકાણે તેને આ દેશ જણાયો હતો. તે વખતે પણ આ ભાગને 'કર્લીંગ' કહેતા હતા અને તે ઉપરથી આ ચીનાઇ મુસાફરે તેને કિલિંગ કિઆ (Kie-ling-kia) એ નામે પોતાના ગ્રંથમાં લખેલું છે.

આ દેશનું રાજધાની શેહેર 'રાજમહેંદ્રી' નામે હતું અને તેમાં ચાલુકયવંશના રાજા રાજ્ય કરતા હતા. આ ચાલુકયવંશે અત્રે ઇ. સ. ૭૫૦ માં પોતાની રાજગાદી સ્થાપી હતી. પ્લિની નામનો જાણીતો ગ્રંથકાર પોતાના ગ્રંથમાં આ દેશને કલંગી (kalinga) એમ લખે છે. આ કલિંગ દેશમાંના મહેંદ્ર પર્વતને હાલમાં પણ 'મહેંદ્ર મલે' એ નામે ઓળખવામાં આવેછે.

'હૈહયવંશ'જના રાજ્ય લેખ ઉપરથી જણાય છે કે તેઓ પોતાને કલિંજરપૂર અને 'ત્રિકલિંગ' ના રાજા તરીકે ઓળખાવતા હતા. ત્રિકલીંગમાં વારંગુળ અને કૃષ્ણા ઉપરનું ઉમરાવતી એ પ્રાંત આવેછે. આ ઉપરથી ત્રિકલીંગ નામે જે પ્રાચીન નામ હતું તેનુંજ ત્રિકલીંગ=ત્રીકલીંગ=તેલિંગન=તેલંગણુ=તેલંગણુ એવા અપભ્રંશ થઇ તેલંગણુ એ નામ ત્યાંના પ્રાંતને હાલમાં પડેલું છે એમ જનરલ કનિંગહૅમ જણાવે છે.

પ્રાચીન કાળમાં રાજપૂર એ કલિંગ દેશનું રાજ્યધાની શેહેર હતું. પ્રોફેસર લૉસનના મત મુજબ હાલનું રાજમહેંદ્રી એ પ્રાચીન મહે રાજપુરનું રૂપ છે. રાજપૂરમાં ચિત્રાંગ નામે રાજા હતો અને પછી પાંડવોના સમયમાં 'ભાનુમંત' નામે રાજા હતો.

**કલિંગડ**—એના વેલા ઘણા જલ્દી વધે છે, અને તે ઘણું કરી નદીની રેતીમાં વાવવામાં આવેછે. એની બે જાતો છે, એક કાળા રંગનું ગોળ અને બીજું સફેદ રંગનું લાંબુ. સફેદ કલિંગડ મિઠાસમાં સારાં ને કદમાં મોટાં હોયછે. તેના માહેલો મગજ લાલ ને સ્વાદિષ્ટ હોયછે.

નદીમાંની રેતાળ જમીન કે જ્યાં એકથી બે ફીટ નીચે પાણી હોય તેવી જમીન કલિંગડનાં પાક માટે ઉત્તમ ગણાય છે. આ રેતીમાં ત્રણ ત્રણ ફીટ આંતરે ચરખણી એક ફીટ ઉંડા ખાડામાં ખાતર નાખી દરેક ખાડામાં કલિંગડના ત્રણ ત્રણ બિયાં રોપવા પડે છે. પછી તેપર પોણો ઈંચ રેતીનો થર નાખવો પડે છે. બિ વાવ્યા પછી ચાર પાંચ દિવસે વેલો વધવા માંડે છે. આ વેલો ત્રણ ફીટ વધતાં તેના મૂળ પાસે ફીટથી સવા ફીટ અંતરપર ખાડો ખણી તેમાં ખાતર નાખવું કે પેહલા વેલાને જોર મળવાથી તેની પર મોટાં ફળો આવેછે. એના બિયાં થંડીની શરૂઆતમાં લગાડવાં એટલે ઉન્હાળાની શરૂઆતમાં ફળો આવવા માંડે છે. કલિંગડના વેલાપર નર અને સ્ત્રી જાતીના જૂદા જૂદા ફુલો આવેછે.

એક એક કલિંગડ કોઇ વેળા મણ વજનનાં પાકે છે. ગોવામાં કલિંગડના મોટાં મોટાં ખેતરો હોયછે. ત્યાંના ખેડુતો કોઇ કલિંગડ ચોરી ન જાય તથા કોહલાં વગેરે પશુ તે ખાઇ ન જાય તે માટે જ્યારે તે નાનાં હોય છે ત્યારે આસરે એક હાથ ઉંડો અને તેટલોજ પોહળો ખાડો ખણી તે કુમળું તરબુજ તેમાં મુકી તેનીપર પાત્રાં ઢાંકી થોડી મટોડી પાંથરે છે. આ જમીન રેતાળ હોયછે. તે માટે તરબૂજ વધવામાં અડચણ થતી નથી પણ જેવો વેલો સુકાવા માંડે કે તે કલિંગડ જમીનમાંથી કાઢી લે છે. કલિંગડ જાતે થંડુ છે. ચૈત્ર વૈશાખમાં એનો મોટો ખપ થાયછે. કુમળા• કલિંગડનું શાક અથવા આથણું બનાવી શકાયછે. મારવાડ, મથુરા, દવારકા, પનવેલ વગેરે ઠેકાણેનાં કલિંગડ ઉત્તમ જાતનાં ગણાય છે.

**કલિંજર**—રજપૂતાનામાં બન્સવારના રાજ્યમાં, આ ગામ નિમચથી વડોદરાના માર્ગમાં નિમચની દક્ષિણ પશ્ચિમે ૯૯ ને ઉત્તર પૂર્વે ૨૩૯ મૈલપર છે. અત્રે એક પુરાણા કાળનું મંદીર હાલ છિન્ન છિન્ન હાલતમાં જણાય છે. આ દેવળ જૈન પંથવાળાઓનું હોઇ તેના મેહેરાબ ને ગુંબજ પથ્થરનાં ને સીલીંગો ઉત્તમ કારીગરીથી બનાવેલી છે. આગળ અત્રે જૈન લોકો મોટા વેપારી હતા, અને તેઓએ આ મંદીરો બંધાવ્યાં હતા. પણ પિંડારાઓના જુલમથી વેપાર ભાગી પડતાં જૈનો પરદેશ જઇ વસવાથી આ અગત્યનું શેહેર નાશ પામ્યું છે.

**કલિંજર**—બુંદેલ ખંડમાં બંદાના જીલ્લામાં આ પાહાડી કિલ્લો વાયવ્ય પ્રાંતના લેફટનન્ટ ગવરનરની સત્તા તળે છે. આ કિલ્લો બુંદેલ ખંડના મેદાનોની છેક દક્ષિણ પૂર્વ છેડા ઉપર કે જ્યાં વિંધ્યાચળ પર્વતની હાર શરૂ થાય છે ત્યાં આવેલો છે. જે ખડકવાલી ટેકડીપર કિલ્લો આવેલો છે, તે પર્વતોની હારથી ૧૨૦૦ વાર્ડની પોહોળી ખીણને લીધે તે તદન વેગળું છે. એક અર્વાચીન લખનાર એવી અટ-

કલ્પના કરે છે કે આગલા વખતમાં આ એક ટાપુ હોવો જોઇએ અને સમુદ્રનું પાણી આ બીણુ વાટે બુંદેલખંડનાં મેદાનમાં પસરેલું હશે. આ ટેકડી મેદાનપર લગભગ સર્વ તરફથી ૧૫૦ થી ૧૮૦ ફીટ ઉંચી છે. એની ખીણમાં કોલસાની ખાણો હશે એમ કેટલાકો ધારે છે.

આ ખડક મથાળાપર ઉંચ નીચ તેમજ સપાટ મેદાન રોકો હોઇ તે ૪ થી પાંચ મૈલ ઘેરાવામાં છે. તેમજ તેની આસપાસ એવી તો કરાડાવાલી બચાવની દેવાલ ઘેરાયલી છે કે તે કુદ્રતિ આકાર પકડી શકયો છે. આ કલિંજરના કાળા પથ્થરની દેવાલ ૨૫ ફીટ જાડી હોઇ તેના પથ્થરો વગર સિમિટે બેસાડેલાં છે. આ ઉંચ નીચ મેદાનની સપાટીપર નાહના નાહના ગરગામડાંઓ હાલમાં નજરે પડે છે અને જ્યાં ત્યાં બિસમાર હાલતમાં પડેલા કુવા તથા જુના ટાંકાઓ ઉપરથી આગળ ત્યાં કોઈ મોટું શેહેર વસાયલું હોય એમ ધારી શકાય છે. આ પાણી દરેક મોસમમાં પુરતું મળે છે છતાં તે તંદરોસ્તી માફક હોતું નથી. આગલા વખતના યાદગાર બાંધકામોના, તેમજ દેવળોના ખંડીયરો આજે પણ નજરે પડે છે. તેમાં શિવનું મંદીર પ્રાચીન કાળનું હોય એ સંભવિત છે.

૧૮૧૨ માં બ્રિટીશોએ કલિંજરનો કબજો લીધા પછી ત્યાંની મૂર્તિઓને 'સોલજરોએ' ગમે તેમ ભાંજી તોડી નાખી ચિત્ર વિચિત્ર વિકાળ આકારમાં આણી મેળી છે. દક્ષિણ તરફનાં એક ખડક ઉપર નિલકંઠ દેવતાની મોટી મૂર્તિ આખી કોરી કાઢેલી છે, અને તે ઉંચાઇમાં ૩૦ ફીટની છે. થોડા દૂરપર એક શિવનું લીંગ ૩ ફીટ લાંબુ અને બે ફીટ વ્યાસમાં છે, અને તેની બે આંખો ચાંદીની બનાવેલી છે. તેમજ તે તરફનાં એક ખડકમાંથી અતિ સ્વચ્છ અને થંડુ પાણી મળે છે; જેના ગુફાની ઉંડાઇ ગણી શકાતી નથી. આ ટેકડીના નીચા દરવાજા વેરનો માર્ગ જંગલમાંથી ચઢાણવાલો હોઇ ઉપર ચઢતાં મોટી સીઢીઓ વાલો છે. ત્યાંથીજ કિલ્લાના મેદાન તરફ પોંહચાય છે. ઉપર આવતાં મોટા મોટા ૭ કિલ્લેબંદ દરવાજામાંથી પસાર થવું પડે છે. હાલમાં ત્યાં માત્ર બ્રિટીશ લશકરની નહાની તુકડી છાવણી કરી પડી રહેછે. આ કુદ્રતી ઉંચાણપર આવેલી જગાપરથી આસપાસની કુદ્રતી લીલા આંખોને આનંદ પમાડે છે, તેમજ ત્યાંની હવા તંદરોસ્તીને અતિ ગુણકારી જણાય છે.

આ ટેકડીની દક્ષિણ પૂર્વે તળેટીમાં આગલું પ્રાચીન શેહેર હાલમાં તદન ખંડીયર સ્થિતિમાં નજરે પડે છે. ફિરિસ્તા મુજબ આ કિલ્લો 'કિદર' રાજાએ ૬ ઠી સદીની આખેરીમાં બંધાવ્યો હતો. બીજી તવારીખો ઉપરથી જણાયછે કે ઇ૦ સ૦ ૧૦૨૨ માં મહેમુદ ગજનવીએ કરેલી ચઢાઇ સમયે અત્રેના રાજા ૩૬૦૦૦ ઘોડેસ્વાર, ૪૫૦૦૦ પાયદળ અને ૬૪૦ હાથીઓના લશકર સાથે સામો થયો હતો. તેને મહમદ ગજનીએ ઘેરી લીધો પણ પાછળથી પોતાની નેમમાં નિશફળ નિવડતાં સુલ્હે કરી ચાલી ગયો. ઇ૦ સ૦ ૧૨૦૨ માં મહમદ સુલતાન ઘોરીના સેનાધિપતિ કુતુબુદીને કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. ઇ૦ સ૦ ૧૫૩૨માં હુમાયુને આ કિલ્લાને તાબે કરી મોટી લુટ મેળવી હતી. તે પછી ૧૫૪૩ માં શિરશાહ પઠાણે હુમાયુનને નહસાડી કલિંજરને તાબે કીધું. તેજ વખતે શિરશાહ અકસમાતિક દારૂખાનાના સળગવાથી ત્યાં ભયંકર રીતે દાઝીને મરણ પામ્યો. ૧૭૯૦ માં બુંદેલખંડના સરદાર અલીબહાદરે આ કિલ્લો જીતી લેવા માટે તેની નાકેબંદી ઘેરી બેઠો પણ ૧૦ વર્ષની મેહેનત પછી વગર ફાવવે તે મરણ પામ્યો હતો. તે બાદ પુણાના બ્રાહ્મણી રાજે એક કિલ્લેદારને નેમ્યો હતો, જેણે ત્યાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપન કરી હતી. આ કિલ્લેદારે પાછળથી ઇંગ્રેજ સરકાર તથા તેની રૈયતને ભારે ત્રાસ આપવા માંડયાથી ૧૮૧૨ માં ૧૯ મી જાનેવારીએ બે ઘોડેસ્વાર રીજમીટ, પાંચ પાયદળ રીજમીટ

અને પાંચ તોપોની તુકડી સાથે ચઢાઇ કરી કિલ્લેદારને કેદ કીધો ને કિલ્લો તાબે કીધો હતો. આ કિલ્લો મેદાનથી ૭૮૦ ફીટ ઉંચો હોઇ તેની આસપાસની કિલ્લેબંદી અતિ મજબુત છે. આ કિલ્લો જીતી લેતાં બ્રિટીશ ફોજને લાગટ ૮ દિવસની મુદતવેર સખત મેહેનત અને શૂરભેર લઢાઇ કરવી પડી હતી. તેમાં ઈંગ્રેજોના સંખ્યાબંધ સિપાહો, ડૉકટરો અને ઑફીસરોનો ઘાણ નિકળ્યો હતો; છતાં તેઓએ અજબ કુન્હે બળથી આ કિલ્લો સર કરવામાં ફત્તેહ મેળવી હતી. આ કિલ્લો ૧૮૫૪ માં તોડી પાડવાનો હોકમ થતાં તેને તોડી પાડી હાલમાં તદન ખંડીયર સ્થિતિમાં પડેલો છે.

**કલિતાછંદ**—પીંગળ શાસ્ત્ર મુજબ બે ભગણ અને એક ગુરુનો આ છંદ બનેછે. જેમકે

લોક દબાવી જમે, ધૂર્ત પણાથી રમે
એજ હરામી જણો, ચોર સમાન ગણો.—હિં

**કલીફ્ટન**—ઓનટેરીયાનું આ બંદર શેહેર નાયગરા નદીને કાંઠે નાયગરાના ધોધથી ૨ મૈલ નિચે છે. અત્રે એક ગંજાવર રેલવે પુલ બાંધેલો છે, કે જે ૮૦૦ ફીટ પાણીથી ઉંચો છે. લોક વસ્તી ૧૬૧૦ ની છે.

**કલિયુગ**—(જુઓ કલિ)

**કલિવ્હલેંડ**—ઓહિઓનું આ બીજું મોટું શેહેર એરી સરોવરના દક્ષિણ કાંઠાપર ચીકાગોની પૂર્વે રેલ માર્ગે ૩૫૦ મૈલપર છે. આ શેહેર સરોવરથી ૬૦ થી ૧૫૦ ફીટની ઉંચી જગ્યાપર વસાયલું છે. શેહેર પૂર્વ અને પશ્ચિમ ભાગમાં નદીના ફાંટાથી વેંહેંચાઇ ગએલું છે. આ નદીપરથી પસાર થવા માટે બે પૂલો બાંધવામાં આવ્યા છે. ૧૮૭૮ માં એક પથ્થરનો ને ૧૮૮૮ માં લોઢાનો ૩૯૩૧ ફીટ લાંબો બાંધવામાં આવ્યો હતો. નદી પાસેના મેદાનપર મોટાં કારખાનાં, મીલો, કોલસાની વખારો, ગોદી વગેરેના મથકો છે. જાહેર ચોક ૧૦ એકર જગાપર છે કે, જેમાં કસ્ટમહૌસ અને પોસ્ટ ઑફીસ, સરકારી કોર્ટ, દેવળ, નાટક ગૃહ, હૉટેલ, બેંક, ફુવારા વગેરે જાણીતી ઇમારતો છે. આ શેહેરને પીવાનું પાણી એરી સરોવરમાંથી મળે છે. કલિવ્હલેંડમાં એક મોટી ગાયન સમાજની ઈમારત છે, તેમજ ૧૫૦ ખ્રિસ્તી દેવળો, વેસ્ટર્ન રીઝર્વ યુનિવ્હરસિટી અને કૉલેજ, વૈદક પાઠશાળા, ઈસ્પીતાલ દેવાન• શાળા અને બે મોટી લાયબ્રેરીઓ છે. કલિવ્હલેંડમાં લોઢું તથા શીસૂં પુશકળ મળે છે. ઉત્તર ઓહિઓમાં કોલસાની ખાણો છે. એરી સરોવરના ટાપુમાં ચુનખડી પુશકળ મળે છે. આ શેહેરનો મુખ્ય હૂન્નર ઉદ્યોગ સ્ટીલનાં પાટ, તાર, પૂલ, સ્ટીમર, યંત્રો, બૉયલર, નળીયાં, સ્ક્રુ, સિવવાના સંચા, ખેતીવાડીના ઓજારો, કેરોસીન તેલ, સ્વચ્છ કરવાના યંત્રો, લાકડાંની મીલો અને બીજાં અનેક વિધા શાસ્ત્રના કારખાનાઓ છે. ૧૮૫૦ માં લોક વસ્તી ૧૭૦૩૪ ની, ૧૮૮૦ માં ૧૬૦૧૪૬ ની ને ૧૮૯૦ માં ૨૬૧૩૫૩ ની હતી.

**કલિવ્હલેંડ**—યૂનાઇટેડ સ્ટેટસના આ ૨૨ માં પ્રેસીડંટનો જન્મ ઇ. સ. ૧૮૩૭ માં ૧૮ મી માર્ચે કલૉડવેલ ન્યૂજર્સીમાં થયો હતો. એણે બચપણમાં ન્યૂયૉર્ક ખાતે કેળવણી લીધી હતી, ને ૧૮૫૯ માં વકીલાતનો અભ્યાસ કરી અદાલતમાં દાખલ થયો. ૧૮૬૩ થી ૧૮૬૬ સુધી 'એરીકૌન્ટી' માં વકીલાતપણું ચલાવ્યું, ૧૮૭૦ માં ત્યાંનો શેરીફ થયો, ૧૮૮૨ માં એને ન્યૂયૉર્કના ગવરનર તરીકે ૧૯૦૦૦૦ મતે ચુંટી કાઢવામાં આવ્યો હતો, ૧૮૮૪ માં મુખ્ય ન્યાયાધિકારીની જગા મેળવી. ૧૮૮૫ માં યૂનાઇટેડસ્ટેટના વડા પ્રેસીડંટ તરીકે ચુંટાઇ માન પામ્યો હતો. ૧૮૯૨ માં ફરી ચુંટણી થઇ તેમાં પણ એજ પ્રેસીડંટ તરીકે નેમાયો હતો. તે વેળા વેનેઝવિલાના રાજ્ય સાથે ઇંગલંડને પડેલા વાંધાના સંબંધમાં ઈંગલંડની વિરૂધ ભાગ બજાવ્યો હતો.

**કલિ હંસ છંદ**—પેહેલો, ત્રીજો ને ચોથો સગણ તથા બીજો જગણ ને છેલ્લો ગુર

હોય તેને કલિહંસ છંદ કહે છે. એમાં ૬ અક્ષરે વિસામો આવે છે.

**કલીતસ**—આ ગ્રીક શુરવીર બાકત્રીયાનો સૂબો (સરકંદનો) હતો. એની સાથે સેકંદરને ધાડી મિત્રાચારી હતી, પણ ઇ૦ સ૦ પૂર્વે ૩૨૮ માં એક દિવસે દિયોનીયસના તેહેવારને દીને, કાસ્તર તથા પોલાક્ષનો ઓચ્છવ કલીતસે આરંભ્યો. તે વેળા જમાં થએલા કવિ, પંડીત તથા દરબારીશોએ અલેકઝાન્ડરને ખુબ છાપરે ચઢાવ્યો. તે વેળા કલીતસને નિશા ચઢવાથી તે ભાનભૂલો બની અલેકઝાન્ડરની સ્તૂતિ કરનારને મુરખા કહી પોતે અલેકઝાન્ડરનો પ્રાણ ગ્રાનિકસના યૂદ્ધમાં બચાવ્યો હતો એમ કહ્યું. આથી સેકંદરને ગુસ્સો ચઢયો ને તેણે ભીલાવતી કલીતસનો પ્રાણ લીધો. પણ આ ગુસ્સાનો જોશ ઉતરી જતાં એલેકઝાન્ડર બેહદ પશ્ચાતાપ પામી ૩ દિવસ વેર અન્ન પાણી વિના પડી રહી રડયા કીધો હતો.

**કલેઓન**—ઇ. સ. પૂર્વે ૪૨૭ માં કલેઓન નામે એક ઉધત શૂરવીર થઇ ગયો છે. એણે માઇટીલીઅસની કેદ થએલી પ્રજાને કતલ કરવાનો એક ઠેરાવ રાજસભા મારફતે કરાવ્યો હતો. આ ક્રૂર ઠેરાવ અમલમાં આણુવાની અણી ધીક વેળાએ પ્રજાની આંખ ઉઘડતાં સભાએ તે ઠેરાવ રદ કીધો હતો. આ ક્રૂર પુરૂષ ઘણો સામો થયો હતો. એણે એક સમે સ્ફાકતેરીયાપર ચઢાઇ કરવા લોકોને તથા સરદારોને ઉદ્ધત વાણીથી ઉશકેરી લોકોને મોકલતાં લોકો તથા સેનાધિપતિનાં આગ્રહથી એને જવું પડયું, ત્યારે એણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે ૨૦ દિવસમાં સ્ફાતેરિઆ ટાપુ જીતી લઇશ અને તેમાંના રહેવાશી સેદેમોનિઆની કતલ કરીશ યા કેદ કરી લઇ આવીશ." આ પ્રતિજ્ઞા મુજબ તે ટાપુપર જે વેળા ચઢાઇ લઇ ગયો તેજ પ્રસંગે 'દેમોસ્થનેસ' નામે બીજા સરદારે પણ ચઢાઈની છાની તૈઆરી કરી હતી અને તેથી કલેઓનના સુભાગ્યે દેમોસ્થનેસની મદદ મળતાં કલેઓને લાસેદેમોનિઆનોપર હલ્લો કરી તેમને તેમના નભરવક્ષપણામાં કેદ કીધાં, આ વેળા ૨૯૨ કેદીઓ હાથ આવ્યા તેમાં ૧૨૦ સ્પાર્ટાના કૂળવાન શૂરવિર હતાં. આ જયથી કલેઓન ભારે માન પામ્યો હતો. તે પછી ઇ. સ. પૂર્વે ૪૨૨ માં 'અંફિ પોલીસ' પર ચઢાઇ કરવા કલેઓન મેસેદોનિયામાં ગયો. પણ કલેઓન જાતે ચામડાં પકાવનાર એક ધંધાદારી હોવાથી તેનામાં યૂદ્ધ ચાતૂર્ય બીલકુલ નહોતું, છતાં તે નશીબને જોરે મોટી પદ્વિ પામ્યો હતો, પણ આ વેળા તે આગલા દેમોસ્થેનસ જેવા સલ્હાકારની ગેરહાજરીમાં ફસી પડયો હતો. અંફિપોલીસના સરદાર બ્રાસિદાસે એક સાધારણ પ્રપંચ કરી શેહેર ઉજડ હોય તેવું બતાવી કલેઓનને નભરવશ કરી પોતે જાણે લઢવા નહિ માંગતો હોય તેવું બતાવ્યું. એટલે કલેઓન ખુશ થતો પાછો ફર્યો કે બ્રાસિદાસના ૧૫૦ માણસોએ અચાનક હલ્લો કરી કલેઓનના લશકરની સફ વિખેરી નાખી તેમાં કલેઓન તથા બ્રાસિદાસ પણ જખમી થઇ માર્યા ગયા. આ રીતે છેલ્લે કલેઓન નભરવશ રહેવાથી માર્યો ગયો હતો અને પોતાની ક્રૂર નેમમાં ફાવતાં અટકયો હતો.

**કલેગનફર્થ**—કોરિંથિયાના આસ્ત્રીયન ડચીનું આ મુખ્ય શેહેર ગલા નદીને કાંઠે વિયેનાની પશ્ચિમે રેલ માર્ગે ૨૬૨ મૈલ પર છે. અત્રે ખાણો ખોદવાની વિધા શિખવાની નિશાળો છે. અને તેની લાયબ્રેરીમાં ૩૫૦૦૦ પુસ્તકો છે, તેમજ રૂડોલ્ફિનમ મ્યુઝીયમ અતિ સુંદર હોઇ તમાકુ, શીસું, લોઢું વગેરેનાં કારખાનાં છે. લોક વસ્તી ૧૯૭૫૬ ની છે.

**કલેજુ**—'મનુષ્યના પેટની જમણી બાજુ પર 'જમણી પાંસળી' હેઠળના ભાગમાં હોવા છતાં તેના મોટા કદને લીધે તે 'પીપરી' વાળા ભાગ ઉપરાંત 'ડાબી પાંસળી' હેઠળનાં ભાગ સુધી આવેલું હોયછે. કલેજું ઉપરથી ઉઠાવદાર ગુંબજના આકારનું હોય છે, અને તે તરફ તેની તથા જમણા ફેફસાંની વચ્ચે છાતી તથા પેટ વચ્ચેનો પડદો હોયછે, જેની સાથે પાંચ

બંધાણોથી તે વળગેલું હોયછે. તેની નીચેનો ભાગ ખાડા વાળો હોઇ તેના તે તરફ પાંચ ભાગ થએલાં હોયછે. તેની આગલી કિનારી લાંબી અને પાતળી હોયછે. પણ પાછલી જાડી હોયછે. કલેજાની જમણી ડાબી બાજુ સુધીની લંબાઇ સાધારણ રીતે ૧૦ થી ૧૨ ઇંચ હોયછે, તેમજ આગલી કિનારીથી પાછલી સુધી પોહલાઇ ૬ ઇંચની હોયછે તેમ જાડાઇમાં તે કાંઈક હોયછે. કલેજાનું વજન પુખ્ત મનુષ્યમાં ૩ થી ૪ રતલનું હોયછે. કલેજું ઝીણાં ટાચણીના માથાં કરતાં નાહાની રજકણોથી બનેલું હોયછે અને તેની ચોમેર તથા દરએક રજકણમાં લોહિની સૂક્ષ્મ નેસ તથા રગની જાળ પાંથરેલી હોયછે.

'કલેજામાં જંતૂ લોહી જઇ સાફ થઈ મિઠાસ તથા ચર્બિ અને ચીકાસનો ભાગ વધારે છે. પણ કલેજાનું મુખ્ય કામ રસ ઉત્પન્ન કરવાનું હોયછે જેને 'પિત્ત' કહે છે. પિત્ત પાતળું, લીલા પિળા રંગનું પાણી જેવું હોયછે અને તે સ્વાદે કડવું હોયછે. ખોરાકમાં રહેતી ચર્બિ અને ચિકાસદાર તત્વોને પિત્ત પિગળાવી એક રસ કરી નાંખી ખટાસ વાળા ભાગને ફેરવી નાખે છે. પિત્તથી આતરડાંનુ હિલવું થઇ ઝાડો સાફ આવેછે. તેનો થોડો ભાગ ઝાડા સાથે બહાર પડે છે તેથીજ ઝાડાનો રંગ પિળાસદાર હોયછે. આખા દિવસમાં ત્રણ રતલ સુધી પિત્ત ઉત્પન્ન થઇ આતરડાંમાં વહે છે.

**કલેરવાયન્સ**—મેસમેરીઝમ વિઘા માહેલી એક હાલત યા શક્તિનું નામ. કલેરવાયન્સની હાલતમાં મનુષ્ય કુલે દુનિયાંની ખબર જાહેર કરી શકે છે, અને તે ભવિષ પણ જણાવી શકે છે. આ હાલત પ્રાણ વિનીમયની વિઘામાં સર્વોપરી ગણાય છે.

**કલેરી**—આયરલંડમાં મન્સટરનું આ સમુદ્ર કાંઠેનું શેહેર ગાલવેનો અખાત અને શેનની વચમાં છે. એની લંબાઇ ૬૭ મૈલ અને પોહળાઇ ૪૩ મૈલની છે. ક્ષેત્રફળ ૧૨૯૪ ચોરસ મૈલ છે. એની પૂર્વે સરહદપર આવેલા પર્વતો ૧૭૫૮ ફીટ ઉંચા છે. એનો સમુદ્ર કાંઠો ઉંચો અને ખડકોથી ભરપૂર હોઇ તે કેટલેક ઠેકાણે ૪૦૦ થી ૬૮૦ ફીટ ઉંચો છે. મુખ્ય નદી શેનન અને ફરગસ છે. તેમાં ૧૦૦ નાહના સરોવરો છે. એની ભૂમિમાંથી શીસૂં, માર્બલ, વગેરે મળે છે. મુખ્ય શેહેર એનીસ, કેલરશ છે. ૧૮૪૧ માં લોક વસ્તી ૨૮૬૩૯૪ ની ને ૧૮૯૧ માં ૧૨૪૪૮૩ ની હતી. મુખ્ય લોક વસ્તી કેથોલીક પંથીઓની છે. અત્રેથી બે સભાસદો પાર્લામેંટમાં બીરાજેછે. ઇલીઝાબેથના અમલમાં આ કૌંટીને 'થૉમ્ડ' કહેતા હતા. હાલનું નામ 'થૉમ્સડી કલેરે' નામના એક અત્રેના અધિકારી ઉપરથી પડ્યું છે, કે જેને ૩ જા હેન્રીએ આઇરીશો ઉપર સત્તાધિકારી તરીકે નેમ્યો હતો.

**કલેરી**—સિંધમાં આ એક મોટો પાણીનો પાટ ઇંડસના જમણા કાંઠાથી છુટો પડી ઠઠાથી પૂર્વે ૩ મૈલપર વહે છે. પ્રથમ એ ઉત્તર ભણી વક્ર વલાણ લઇ પશ્ચિમેથી દક્ષિણે વધે છે. રેલ સમયે કલેરીમાં પાણી વધતાં તે ઠઠાવેર ફેલાઇ જાયછે. આવી વેળાએ આ નાળું પહાડી ભાગમાંથી ઉત્તર પશ્ચિમે વહે છે અને તે વેળા બીજા અનેક નાળાં કલેરીમાં મળી ખાલી થાયછે. ગર્મીમાં જ્યારે ઇંડસમાં ઓછાં પાણી થાયછે ત્યારે એના પાણી તદન સુકાઇ જાયછે. પશ્ચિમે વધતાં એ ધારાની ખાડીને નામે ઓળખાય છે. આ પાટના પાણી અરબી સમુદ્રને જઇ મળે છે.

**કલોરાફૉર્મ**—આ પદાર્થ કલોરીન અને ફૉરમિલ નામના બે પદાર્થોના સંયોગથી બનેછે, તેથી તેને કલોરાફાર્મ કહેછે. એની શોધ ઇ. સ. ૧૮૩૨ માં થઇ હતી પણ આ દવા બેસુદ્ધ કરવા માટે ૧૮૪૭ માં ડૉ૦ સીમસને ઉપયોગમાં લીધી હતી. જેમ તે બેસુદ્ધ કરવા માટે અતિ અકસીર છે તેવીજ તે બીજાં દુ:ખ દર્દોપર પણ અકસીર જણાઈ છે. છાતી અથવા પેટપર 'કલોરાફૉર્મ' ચોપડવાથી તેમાં થતો દુખારો નરમ પડી જાયછે; અને મુખ્ય કરી પેટમાં થતા દુખારાપર તે અક-

સીર છે. અવગુણકારી ખોરાક ખાધાથી પીડા થતી હોય તો ૨૦ થી ૪૦ ટીપાં કલોરાફૉર્મનો સ્પિરીટ, એ ચમચા પાણી અને ૧૦ થી ૨૦ ટીપાં કપૂરનાં અરકની મેળવણી સાથે વાપર્યાથી ફાયદો કરેછે.

સંધિવા અથવા બેહદ કસરત કીધાથી સાંધા અટકી ગયા હોય તો તે પર 'કલોરાફૉર્મ' ચોપડવું બહુ ગુણકારી છે. બલિસ્ટરને ઠેકાણે પણ કલોરાફૉર્મમાં ભીંજવેલું કપડું જો ચામડીપર મુકયું હોય તો તે રાતી થઇ ચચરવા માંડેછે. જો ચામડીને કલોરાફૉર્મ લગાડયો ને જલ્દી સૂકાવા નહિ દીધું તો તેથી છાગરા ઉઠેછે.

**કલોરીક આસિડ**—રસાયન શાસ્ત્ર મુજબ આ ચીજથી બનતા સંયૂકત પદાર્થો હેપોકલોરાઇટ જાતના ક્ષારોનું પૃથક્કરણ કરવાથી મળી આવેછે; અને પોટાસ્યમ કલોરેટ નામના અગત્યના ખારની બનાવટમાં આ ચીજ આવેછે, કે જે ખાર 'ઑકસિજન ગ્યાસ' બનાવવા માટે તથા દારૂખાના અને આતશબાજી બનાવવાના કામમાં તથા દીવાસળી બનાવવા માટે ઉપયોગી છે. આ ખાર બનાવવા માટે પોટાસના પાણીમાં કલોરીન ગ્યાસ પસાર કરવાથી પોટાસ્યમ હૈપો—કલોરાઇટ બને છે, અને પછી તેમાંથી પોટાસ્યમ કલોરાઈડ અને પોટાસ્યમ કલોરેટ બને છે.

**કલોરિન**—આ વાયૂ સોડીયમ ધાતૂથી સંયૂકત સ્થિતિમાં પૃથ્વીના દરેક ભાગમાં મળે છે. ઈ. સ. ૧૭૭૪ માં 'શીલ' નામના વિદ્વાને આ તત્વની પેહેલવેહેલી શોધ કરી હતી. આ પદાર્થ વાયૂરૂપી હોયછે, અને એનો રંગ લીલાસપર પીળો હોયછે તેથી એને 'કલોરાસ' (લીલો પીળો) આ ગ્રીક શબ્દ ઉપરથી કલોરીન એ નામ મળ્યું. આપણા ખાવાના ઉપયોગમાં આવતું નીમક સોડીયમ અને કલોરિનના સંયોગથી બનેલું હોયછે. એ સમુદ્રના પાણીમાં પુષ્કળ મળે છે. આ મીઠું જમીનમાં જે જડે છે તેને સૈંધવ કહે છે. વનસ્પતિ અને પાણી એમાં પણ એનો મોટો ભાગ હોયછે.

આ વાયૂ લીલા પીળા રંગનો પારદર્શક હોયછે. એની ગંધ ઘણી તિક્ષણ હોયછે. તેથી એ ગ્યાસ બનાવતી વખતે તે ગળામાં નહિ જાય તે માટે ઘણી સંભાળ લેવી પડે છે. ઇથર યા આલકોહલની વરાળ પેટમાં લીધાથી કલોરીનથી ઉત્પન થતો હાંસો ઓછો થાયછે. આ વાયૂ હવા કરતાં ૨½ ઘણો ભારી હોયછે; તેથી એક વાસણમાંથી બીજા પાત્રમાં કલોરીન નામતી વેળા તેની વજનદાર પીળી વરાળ ઉતરતી જણાય છે. પાણીને સાધારણ ઉષ્ણ માનપર પોતાના આકાર માનથી આ વાયૂ બમણો શોષી લે છે, અને તે પાણીમાં આ ગ્યાસની રૂચી, ગંધ વગેરે સર્વ ધર્મ પ્રાપ્ત થાયછે. આવા પાણીને કલોરિન મિશ્રણ કહે છે. એનો ઉપયોગ રસાયણીક પૃથક્કરણમાં ઘણો થાયછે. આ પાણીને અંધારી જગામાં બાટલી માહે રાખવું પડે છે. કારણ કે નહિ તો ઉજેરડાથી પાણી માંહેલા હૈદ્રોજનથી મિશ્ર થઇ હૈદ્રો કલોરીક આસિડ અને ઑકસિજન એ પદાર્થો ઉત્પન્ન થાયછે. અને તે પાણીમાં કલોરિનનાં કાંઇ ધર્મ રહેતાં નથી.

આ ગ્યાસ જવાલાગ્નિ નથી અને ઑકસિજનથી સાક્ષાંત સંયોગ પામતી નથી. આ વાયૂની બાટલીમાં સલગાવેલી બત્તી મુકતાં તે ધુકરાઇ બળે છે, અને ધુમાડો ઘણો નિકળેછે. એનું કારણ એ છે કે કલોરીન સાથે હૈદ્રો પદાર્થ માહેલા હૈદ્રોજનથી કલોરીન સંયોગ પામેછે, અને કાર્બાન જૂદો ધુખરાયલો બનેછે. પણ ઘણાક પદાર્થો કલોરિનમાં આપોઆપ સળગેછે. ફૅાસફોરસ અને ઘણીક ધાતૂનો પાઉડર, આ દારૂમાં આપોઆપ સળગેછે. ટરપેનટાઇન તેલમાં કાગળનો કટકો ભિનવી તે કલોરિકમાં નાખતાં આપોઆપ સળગેછે.

**કલોરેટ**—એ નૈત્રેટ અને સલ્ફેટના વર્ગમાંનું છે; અને તે મુજબ કલોરિક આસિડમાંના હૈદ્રોજનની જગા ધાતુ લે છે અને આ ક્ષાર બનેછે.

આતશપર કલોરેટ નાખતાં તે સળગી

ચીનગારીઓ ઉડે છે. એ ગરમ કરવાથી તેમાંથી ઑકસિજન નિકળેછે અને પાછળ કલોરાઇડ રહેછે. ગંધક, ફૉસફરસ વગેરે દાહ્ય પદાર્થથી મેળવી, તેને હથોડાથી ઠોકતાં, યા ગરમ કરતાં તે બળી મોટો ધડાકો કરેછે.

**કલોવ્હર**—આ એક પ્રકારનો છોડ મુખ્ય કરી યૂરોપમાં નિયમીત આબોહવાવાલા ભાગમાં થાયછે. એ મુખ્ય કરી ઢોરોનાં ઘાસચારા તરીકે મુખ્ય ઉપયોગની વસ્તૂ ગણાયછે. કલોવરનાં છોડ જૂદા જૂદા પ્રકારનાં આવેછે. તેમાં કેટલાક ઔષધિ ઉપયોગી પણ હોયછે. એનાં ઉપર ફુલના કળીના તૂરા પ્યાલારોકાં હોઈ તેમાં ૧ થી ૩ બિયાં હોયછે. બ્રિટનની વનસ્પતિ યાદીમાં એની ૨૦ જાતો વર્ણેલી છે તેમાં ઘણી ઉત્તર અમેરીકાની છે. તેમાં મુખ્ય લાલ રંગના કલોવ્હર છે. કલોવ્હરનાં ખુદ્રતી છોડ અમેરિકાનાં ખેતરોમાં ઉગેછે. આ છોડ બારેમાસ હોયછે, પણ કેટલાક દ્વિવર્ષિક હોયછે. આગળ એનાં છોડવતી ભૂતડાકણોને નહસાડવામાં આવતાં એમ જણાવવામાં આવેછે. તેથી તે વખતના નાઇટ તથા ખેડુતો દુશમનોની બુરી શકિત પોતાપર નહિ ફાવે તે માટે એના પાંદડાં છાતીપર બાંધતા. એ ફુલો ઘુમટ આકારનાં કદે મોટાં હોયછે. તેનો રંગ નાફરમાની નિલ લોહીત હોયછે. સફેદ અથવા ડચ રંગના કલોવ્હર બ્રિટન તથા ઉત્તર અમેરીકામાં પુશકળ ઉગે છે. એલસીક રંગદાર નામના કલોવ્હર સ્વિડનની દક્ષિણમાંથી પ્રથમ ૧૮૫૦ માં જાણીતાં થયાં હતાં. તે શિવાય અલેકઝાન્ડ્રીયન, ઇજીપશિયન, ઇટાલીયન વગેરે નામના રંગથી એના જૂદા જૂદા છોડ યૂરોપ તથા અમેરિકાના જૂદા જૂદા ભાગોમાં પ્રસિદ્ધ છે.

**કલોવસ્તાલ**—ઉત્તર હર્ઝ પર્વતપર આ ખાણોવાલું શેહેર ૧૯૮૫ ફીટપર છે. ગોટીંગનની ઉત્તર પૂર્વે ૨૫ મૈલપર છે. અત્રે ચાંદી, શીસૂં, ત્રાંબુ, જસત વગેરેની ખાણો છે. આ ખાણો પ્રશિયન સરકારની આલેકો તળે છે. લોક વસ્તી ૮૮૭૧ ની હતી.

**કલૌજી જીરૂં**—એ કડવા જીરા જેવુંજ હોયછે. એના છોડ ઉત્તર હિંદુસ્થાનમાં ઉગે છે અને તે બાગાયત છોડ છે. કલૌજીનો કાવો, સંચળના ચૂર્ણનું મિશ્રણ અજીર્ણ શૂળનો નાશ કરે છે.

**કવચ**—હિંદુસ્થાનમાં કવચનાં વૃક્ષ ઘણાં ઉગે છે. તેમાં મુખ્ય કરી ગુજરાત તરફ તે ઘણા ઉગે છે; પણ તેના ઔષધિ વગેરે ગુણોથી હિંદના દેશીઓ અજાણ્યા હોવાથી એના ઝાડ પુશકળ સબડીયા કરે છે. ૨૦૦ વર્ષની વાત ઉપર યૂરોપમાં કવચનાં ઝાડનો ઉપયોગ જાણીતો હતો. ત્યાં તેના છાલનાં તંતૂમાંથી કાપડ બનાવવામાં આવતું હતું. સણ પ્રમાણે તેનાં શાખામાંથી કાપડ બનાવવાનાં કારખાના શૉપશાયર તથા ફ્રાન્સનાં કેટલાક ભાગમાં ચાલુ હતા. હાલમાં એનું કાપડ જર્મનિમાં બનાવવાની શરૂઆત થઇ ચુકી છે.

'ઇગ્લંડ તરફ ૩ જાતનાં કવચના ઝાડ ઉગે છે. એક મોટી, બીજી નાની, ને ત્રીજી રૂમી કવચ છે. મોટી ને નાહાની કવચ ગમે ત્યાં ઉગે છે, તેમાં મુખ્ય કરી જ્યાં પુશકળ નૈત્રાજન હોય ત્યાં તે આપોઆપ ઉગેછે. મોટી કવચના છોડપર ફળો વિચિત્ર રીતે આવેછે. તેના એક છેડાપર જે ફુલ ઉગેછે તેનો બીજો ભાગ બીજી ડાખળી ઉપર ઉગેછે. તેને સ્ત્રી અને પુરૂષ જાતની સંજ્ઞાના ફુલો કહેવામાં આવેછે.

'કવચપર જે કાંટા જણાયછે તે તેના બાલ હોયછે. આ કાંટા લાંબા ને પારદર્શક હોયછે. તે તળીએથી ફુલેલા અને ચોકસ પ્રવાહિથી ભરપૂર હોયછે. આ પ્રવાહિમાં મુખ્ય ભાગ ફૉર્મિક આસિડનો હોયછે. આ કાંટા બદનને લાગતાં તે ભાગી જઇ તેમાંની પ્રવાહિ શરીરમાં દાખલ થઇ કીડ ઉત્પન્ન કરેછે, અને ત્યાં નાહનાં નાહના ડીબાં ઉઠી નિકળેછે. આ કીડા ઘણી બેચેની ઉત્પન્ન કરી કલાક બે કલાકમાં નરમ પડી પેલા પ્રવાહિમાંનું ઝેર લોહિમાં ઘસડાઇ જાયછે. પણ આ સિંગના કાંટા જે તરફથી ઢળતા

હોયછે, તે તરફથી તેમને પકડવાથી કવચના કાંટા ખુંચતા નથી પણ તેને ઉલટા પકડવાથીજ તે વેદના આપેછે. યૂરોપમાં થતા કવચના કાંટા હિંદી કવચના કાંટા જેવા તિક્ષણ હોતાં નથી.

એના કાંટા ભોકાયા પછી પેહેલાં ચૂર થતી જણાયછે, પણ પછી એક કલાકમાં જબરી વેદના થાયછે, અને જાણે લાલચોલ કરેલા લોખંડના સળીયાનો કોઈ ડામ મુકતું હોય તેવી અગન બળેછે. ૨૪ કલાક સુધી આ રીતે ભારે વેદના ખમવી પડેછે, જે પછી કવચનું ઝેર મરી જાયછે ને અગન નરમ પડેછે, પણ જો એવામાં જખમવાળી જગ્યા પર થંડુ પાણી લાગેછે તો પાછું આગળ જેવું દુઃખ ચાલુ થાયછે અને તેનું જોર આંઠ દિવસ વેર નરમ પડતું નથી.

એના કાંટામાંથી નિકળતો પ્રવાહિ પદાર્થ યૂરોપ્યન તબીબો ઔષધિ ઉપયોગમાં વર્ષો થયાં લેતા આવ્યાછે. આગળ 'સાંટોનિક' દવાની શોધ આગમજ એની શિંગ ઉપરના કાંટાદાર રૂવાં જીવજંતુનો નાશ કરવા પર તથા ગોળકૃમિપર વાપરવામાં આવતા હતાં. આવી જાતનો ઉપયોગ વેસ્ત ઇંદીઝ અથવા પશ્ચિમ સમુદ્ર તરફનાં ટાપુના લોકો કરતા હતા.

સંધિવાના દર્દના હુમલા વેળા દર્દી ભાગ ઉપર આ કવચના પ્રવાહિ વડે ફોડ ઉત્પન્ન કરવી પડેછે. આ રીતે ઘડી ઘડી ફોડની અસર કરવાથી તે તરફની ચામડી સુન્હ મારી જાયછે. મોટી કવચનો પ્રવાહિ લોહિ પડતું અટકાવવાનો ગુણ ધરાવેછે. નાહાની કે મોટી કવચના તાજા પ્રવાહિમાં કપાસ બોળીને નસકોરામાં સુંઘીયાથી નસકોરી ફુટી વેહેતું લોહી અટકી પડેછે પણ તેજ વેળા કપાળપર આઇસ ફેરવવું જોઇએ. ઝાડા વાટે જતું લોહી પણ આ કવચનો પ્રવાહિ અટકાવી શકેછે. ડૉ૦ ફ્રૅન્સાબીબ્સ જણાવેછે કે જો નાહાની કવચનો એક ચમચો દર્દીને દિવસમાં એક વેળા પાયો હોય તો તેથી સખતમાં સખત મરજ મટેછે, તેમજ દારૂના અર્કમાં કવચને એક સાતવાડિયું ભીજવી રાખી તેના પાણીને ગાળી કાઢી લીધાથી તે પાણી ભુરા લીલા રંગનું બને છે. આ પ્રવાહિ જખમમાંથી જતાં લોહીનો અટકાવ કરવાનો ગુણ ધરાવે છે.

એના બિયાંને કવચ બીજ કહે છે તે અતિ પૌષ્ટિક હોય છે. એના બિયાંની ભૂકી ૧ તોલો માખણમાં મિશ્ર કરી સાકર સાથે વિર્યવૃદ્ધિ પર આગળ આપતા હતા. તામીલ તબીબો એના મૂળીયાનો કાવો કોલારાપર આપે છે.

કવચનાં મૂળીયાંને ફટકી સાથે ઉકાળી તેનો પિળો રંગ બનાવવામાં આવે છે. તે શિવાય લીલો રંગ પણ બને છે. સ્કૉટલંડમાં કવચના કુમળાં ફળને ઉકાળીને તેનો સેરવો બનાવી પિવામાં લેવાય છે; અને સ્વિડનમાં કવચને લીલા ચારા તરીકે ઢોરોને ખાવા અપાય છે. આ ચારો બનાવવા કવચને સૂકવી તેના ઝેરી કાંટા ઝુંડી કાઢે છે અને તેજ વેળાએ તેના પ્રવાહિનું પણ ઝેર મરી જતાં તે સુકો ચારો ઢોરોને ખાવા લાયકનો બને છે. સ્વિડનમાં કવચનાં વર્ષમાં બે પાક થાય છે.

કવચમાં સૂરોખાર છે એમ ૧૮૨૦ માં જાહેર થયું હતું. કારણકે એના પાંદડાઓ મારફતે હવામાંથી અને મૂળીયાંઓ મારફતે જમીનમાંથી 'એમોનિયા' નામે તત્વ એ મેળવે છે અને તેમાંથી સૂરોખાર શોસી લેછે.

કવચનાં વિષ ઉપર ઘી, સાકર અને મધનું મિશ્રણ પીધાથી તે ઉતરે છે. એની શિંગ ઉપરનાં કાંટા છોલી કાઢી તેનું શાક બનાવવામાં આવે છે. મિઠી કવચના મૂળને કવદનાં ગરમાં દુધ સાથે વાટી પીધાથી ગર્ભ ધારણ થાય છે. તેમજ ધાતુ પુષ્ટી માટે એની દવા બનાવી શકાય છે.

**કવઠ**—સંસ્કૃતમાં કપિત્ય કહે છે. એના મોટાં વૃક્ષો ગુજરાત અને દક્ષિણ પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. તામીલ તબીબો એના ઝાડમાંથી નિકળતો ગુંદર અત્તેસાર ઉપર આપે છે. એના ફળને કોઠું યા કવઠ કહે છે. તે ગોળ

કેરી જેવડાં હોય છે અને તે પરતું કવચ અતિ સખત હોય છે. પાકેલા કોઠામાં ગોળ તથા ખાંડ ભેળી ખાવામાં આવે છે. લીલા કવઠનું શાક, મુરંબો, ચટણી વગેરે બનાવી ખાવાના ઉપયોગમાં લેવાય છે. કમળા ઉપર કોઠીના પાળાનો રસ ગાયના દુધમાં નાંખી પાંચ તોલા પ્રમાણે કાઢવો અને પ્રત્યેક દર કલાકે પાવાથી દર્દ દફે થાય છે.

**કવલાદેવી**—એ કરણ વ્હેલાની સ્ત્રી હતી. કરણનું રાજ્ય સુલતાન અલાઉદીન ખીલજીએ ૧૨૯૮ હિ. સ. ૬૯૭માં જીતી લીધું અને કવલાદેવીને કેદ કરી તેની સાથે પરણ્યો. એની બેટી દેવલદેવીને પણ ઇ. સ. ૧૩૦૬ માં કેદ કરવામાં આવી અને તેનાં લગન ખીજરખાન સાથે થયાં હતાં. મુબારીક શાહે પોતાના ભાઇને મારી દેવલદેવીને તથા કવલાદેવીને કેદ કરી ગવાલીયર આણી રાખી હતી.

**કવળા**—કોકણમાં ઉગતી એક ઉદભિજ. એ આષાઢ, શ્રાવણ મહિનામાં આપોઆપ ખેતર, વાડી યા જંગલમાં ઉગી નિકળે છે. ખેડુતો એના રોપા નકામાં જાણી તેને નિંદી નાખે છે. એનો છોડ બે ફીટ ઉંચો વધે છે, અને તે પર ઝીણા પાત્રાં આવે છે. શ્રાવણ માસમાં દર સોમવારે એની ભાજી ખાવાનું માહાત્મ હોવાથી હિંદુઓ તે મુખ્ય કરી ખાય છે.

**કવાંગઉ**—ચીનના હાન વંશના છેલ્લા પાદશાહ વાંગમાંગના મરણ પછી એક સરદાર કવાંગઉને નામે ઈ૦ સ૦ ૨૫ માં તખ્તે આવ્યો. એના વખતમાં ચીન દેશમાં જ્યાં ત્યાં બખેડા જાગી બેદીલી ફેલાઇ હતી. આ પ્રતાપી શેહેનશાહે બળતવારીથી બધેબધનો બળવો બેસાડી દઇ તારતર લોકોને જેર કરી કોચીન ચીનનાં મુલકની બે રાજ્યકર્તિ રાણીઓને પણ કેદ કરી છેક કાંબોદિયા વેર પોતાની હકુમત ફેલાવી હતી. એના વખતથી તુંગહાનના વંશની સ્થાપના થઇ. કવાંગઉએ ૩૩ વર્ષ રાજ્ય ભોગવી ઇ૦ સ૦ ૫૭ માં મરણ પામ્યો હતો.

**કવાંગચૂફુ**—(જુઓ કંતાન)

**કવાંગટંગ**—ચીનની શેહેનશાહાતમાં આ પ્રસિદ્ધ સંસ્થાન ૨૦° ને ૧૩° કળાથી તે ૨૫° અને ૩૪° કળા વેર તથા પેકીંગની પૂર્વથી ૫૩° કળાથી તે પેકીંગની પશ્ચીમે ૯ અંશ વેર ફેલાયલું છે. એની ઉત્તરે કયાંગસી અને શેકીઇન, દક્ષિણે મોટો મહાસાગર પૂર્વે ફોકીઇન, અને પશ્ચિમે હુનાન, કવાંગસી અને તાનકવિન છે.

આ સંસ્થાન યૂરોપની પ્રજાની જાણમાં ૨૫૦ વર્ષ પર આવ્યો હતો અને તેને જે પ્રસિદ્ધતા મળી છે તે તેના મુખ્ય પાયતખત શેહેર કનતાનને લીધે મળી છે. નૈઋત્ય તરફથી પહાડી હાર ઉત્તર ભણી વધતી જાય છે અને 'મૈલીંગના' પર્વતમાંથી ઉત્તર દક્ષિણ સાથે વેહવાર સિધો રાખવા માટે માર્ગ બાંધેલો છે. કિનારાનો મુખ્ય ભાગ પહાડી છે. તોય તેમાં કેટલાક ઉત્તમ બંદરો આવેલાંછે. તેમાં કનતાન શેહેરનું બંદર સર્વોપરી ગણાય છે.

તેમાં ચાઓચૂફુ બંદર ગ્રીનીચની પૂર્વ દિશાની ૧૧૬° અંશ અને ૩૩° કલાની લંબાનમાં છે. ચીંગ હાઇ હીઈનનું બંદર ૨૩° ને ૨૪° વચ્ચે ગ્રીનીચની પૂર્વ દિશાથી ૧૧૬° ને ૪૮° કળાની લંબાણમાં છે. ચાંયચાંગ, હીન ઇન ૨૩ ને ૧૪° કળામાં તથા ગ્રીનીચની પૂર્વ દિશાથી ૧૧૬° અંશ ને ૨૬° કળાની લંબાણમાં છે. કયાતશજી ૨૨° અંશ ને ૪૮ કલાની ચોરાણમાં છે. મકાઉ (ગાઓમુન) ૨૧° અને ૨૮ કલાની વચ્ચે ગ્રીનીચની પૂર્વ દિશાથી ૧૧૧ અંશની લંબાઈમાં છે. તે શિવાય બીજા એક દજન ઉપર કવાંગટંગના ઉપયોગી બંદરો દેશના બોહોળા વેપારને પોંહચી વળવા બાંધેલા છે. કવાંગટંગમાં અનેક સુખી ટાપુઓના ઝુમખાઓ છે. નદીઓમાં ચૂકયાંગ (મોતીની નદી) છે કે જેને કાંઠે પ્રસિદ્ધ કંતાન શેહેર છે. કનતાનની પૂર્વે તુંગકયાંગ નદી વહે છે. પશ્ચિમે યાનકયાંગ અને લુઇયુની પશ્ચિમે લીઈનકયાંગ અને ઠીનકયાંગ નદીઓ વહે છે.

નદી કાંઠેના પ્રદેશમાં વર્ષમાં બે પાક ઉતરતા હોવાથી આ દેશ આબાદ છે. પાહાડી ભાગમાં ત્રાંબુ અને લોઢું નિકળે છે. આ સ્વસ્થાનનું ક્ષેત્રફળ ૭૯૪૫૬ ચોરસ મૈલ છે અને તેમાં ૧,૯૧,૮૪,૫૦૦ ની લોકવસ્તીછે. સંસ્થાનપર શેહેનશાહ તરફથી નેમેલા સર સુબાની સત્તા ચાલે છે, અને રાજ્ય વ્યવસ્થા ચલાવવા આ સ્વસ્થાનનાં ૧૩ ભાગો કર્યા છે તેને ૧૦ ફૂ અને ૩ ચૂ કહે છે.

**કવાંગસી**—ચીનની મોટી શેહેનશાહતનું આ જાણીતું સંસ્થાન. એની ઉત્તરે કવેચુ અને હુનાન, પૂર્વે કવાંગટંગ, પશ્ચિમે ઇયૂનાન અને દક્ષિણે કંતાન તથા તુનકીન છે. એની ભૂમિ જ્યાં ત્યાં સપાટ છે. ત્યાં વહેતી નદીથી તે ભાગ ફળદ્રુપ બનેલો છે, તેથી તેમાં બેહદ ધાન્યનો પાક થાય છે, તેમજ પહાડી ભાગમાં સુન્નું જડે છે અને તેની ખાણો પટે ખોદવા આપવામાં આવે છે. જંગલમાં સાગ, તજ અને દાલચીનિના વૃક્ષો જગેજગ ઉગે છે. કવાંગસી સંસ્થાનનું ક્ષેત્રફળ ૭૮૨૫૦ ચોરસ મૈલ છે, અને લોક વસ્તી ૭૩૧૩૯૦૦ની છે. અત્રે શેહેનશાહ તરફથી સરસુબાની મુદતે મુદત નેમણુક થાય છે.—સંસ્થાનનો કારોબાર ચલાવવા તેને ૧૨ પ્રગણામાં વેંહેંચી નાખવામાં આવ્યો છે. તેને તાબે ૩૩ તુસજી હોઇ તેના તુચૂ તુહિન અને ચાંગકવાંગસી એવા ૩ ભાગો કરેલાં છે. પ્રજા મિઆઔતજીને નામે જાણીતી છે.

૧૮૩૨ માં કવાંગસી અને કનતાનની સરહદ પર મોટો બળવો ઉઠયો તેમાં શેહેનશાહી લશકરની મોટી ખુવારી થઇ હતી. આ વેળા બળવાખોરોએ કવાંગસીના ગવરનર જનરલના લશકરને અતિ વિચિત્ર યૂક્તિથી હાર ખવાડી હતી. રાત્રે અંધારું થતાં તેઓએ બકરાના સીંગડા ઉપર મશાલ બાંધી તેમને પહાડો ઉપરથી છોડી મેલયાં. આ બકરાઓને શેહેનશાહી સીપાહો બળવાખોર સમજી તેમની તરફ ધશી જઇ ગોળીબાર કરવા લાગા કે મિઆઔતજી બળવાખોરોએ બીજી તરફથી સાંકડી ખીણમાંથી નિકળી આવી તેમનો સંહાર કર્યો હતો. તે પછી તેમને શેહેનશાહે નાણાની લાલચથી વશ કર્યા હતા. આ પાહાડી જંગલી પ્રજાને દાબમાં રાખવા માટે જગેજગ કિલ્લાઓ બાંધવામાં આવ્યા છે.

**કવાચ્યૂ**—ચીનમાં આ સંસ્થાન ૨૪° અંશ ને ૪૦° 'કલાથી તે ૨૯° અંસની વચમાં તથા પેકીંગની પશ્ચિમથી ૭ અંશ અને ૧૭ કલાથી તે ૧૨ અંશને ૩૬ અંશની લંબાન વેર ફેલાયલું છે. તેની ઉત્તરે સજીચૂએન, દક્ષિણે કવાંગસી, ઇઉનાન, પૂર્વે હુનાન અને પશ્ચિમ સચ્યૂએન છે. દેશ પહાડી અને જંગલી સ્થિતિમાં હોઇ પ્રજા અનઘડ સ્થિતિમાં છે. મુખ્ય નદીઓ ઉકયાંગ, ચાંગકીહો, સિન્હો અને સ્વઇહો છે. દક્ષિણ ભાગમાં મિઔતજી પ્રજાના ટોળા વસે છે. પહાડી ભાગમાં ધાતૂ મળે છે. સંસ્થાનની વ્યવસ્થા ૮૩ પ્રગણાના અધિકારીઓને હાથ છે. જગેજગ તુફાની મિઔતજી પ્રજાને કાબુમાં રાખવા ચીનની સરકારે કિલ્લાઓ બાંધેલા છે.

**કવાદ**—(જુઓ કયકોબાદ.)

**કવાનકા**—સ્પેનનું આ જાણીતું સુંદર શેહેર મેદ્રીડની પૂર્વે દક્ષિણ પૂર્વમાં ૮૫ મૈલપર છે. એ સમુદ્ર સપાટીથી ૨૯૬૦ ફીટ ઉંચાઈપર વસાયલું છે. અત્રે ૧૧૭૭–૧૬૬૯માં બાંધેલા પુરાણા ખ્રિસ્તી દેવલો છે. લોક વસ્તી ૯૪૫૮ ની છે. એના પ્રાંતની લોક વસ્તી ૧૮૮૭ માં ૨૪૨,૦૨૪ ની હતી. તે પ્રાંતનો વિસ્તાર ૬૭૨૬ મૈલનો છે.

**કવારેનટાઈન**—જે દેશમાં મર્કી ફેલાઇ હોય ત્યાંથી જે કોઇ કાફલો યા મુસાફર બીજે દેશ જાય તેને આગળ ૪૦ દિવસ વેર જૂદી જગ્યામાં રહેવું પડતું ને ૪૦ દિવસ પછીજ ગામમાં દાખલ કરવામાં આંવતો. આવો સત્તાવાર કાયદો વેનિસમાં ૧૧૨૭માં કાઢવામાં આવ્યો કે જે વેળા પરદેશથી આવતા વહાણોને ૪૦ દિવસવેર દૂર દર્યામાં લંગર કરી પડી રહેવું પડતું. તે વેળા 'લીવેન્ટ' તરફથી આવતા સઘળા વેપારીઓ તથા બીજાઓને

૪૦ દિવસ સુધી મર્કીના ચેપની ધાસ્તીથી 'લાઝોરેટો' નામે જે જૂદા મકાનો બંધાવ્યાં હતાં તેમાં રાખવામાં આવતા, ને મુદત પુરી થતાં શેહેરમાં આવતા દેતા. હાલ ઘણે ઠેકાણે 'લેઝોરેટો' બાંધવામાં આવે છે અને વેની સનીતે દર્યામાંજ બાંધેલી છે. હાલમાં જ્યારે કોઇ દેશમાં મર્કી ફાટી નિકળે છે ત્યારે બીજા દેશોમાં કવારેનટાઇનનો ખાસ કાયદો અમલમાં મેળવવામાં આવેછે અને તે ૮ થી ૨૦ દિવસનોજ હોયછે.

**કવાસિઆ**—આ ફુલ ઝાડ અતિ શોભાયમાન ઉગે છે. એનું ઉતપતિ સ્થાન 'સૂરી' પ્રાંત છે. ત્યાં તેના વૃક્ષ ઘણાં મોટાં ઉગે છે. પણ હિંદુસ્તાનમાં ૮ થી ૭ ફીટ ઉંચા વધે છે. એના પાંદડાં સુમારે ૪ થી ૫ ઈંચ લાંબા હોયછે. તેને ઉત્તમ જમીનમાંજ વાવવાં પડેછે. એનાં ઝાડ રક્ષક ગૃહમાં રેતીમાં દાટીયાથી ઉગી શકે છે.

**કવારસ્મન**—ગુશતાસ્પના જમાનામાં થઇ ગએલા મહાન નરોમાંનો એક. એણે જરથોસ્તી ધર્મના ફેલાવામાં તન, મન, ધનથી દરેક મદદ કરી ધર્મના ફેલાવામાં પોતાની જીંદગી અર્પણ કરી હતી, તેથી એને અવસ્તામાં વખાણ્યો છે.

**કવિ**—પ્રાચીન ઈરાનમાં આર્યનોનાં પૂર્વજો એકત્ર વસતા હતા અને એકજ ભાષા બોલતા હતા. પાછળથી તેઓમાં ધર્મ સંબંધી વિરોધ પડતાં તેઓ જૂદા પડયા. પારસીઓ ઇરાનમાં રહ્યા ત્યારે આર્યનો સિંધુ નદી તરફ નહાશી ગયા. આ જુના કાળમાં વિદ્વાન, સર્વજ્ઞ, ધર્મગુરૂ, બલકે રાજ્ય વૈભવ ભોગવનારને કવિ કહેતા. પ્રાચીન કાળમાં કવિ–કવાત–કવિ ઉસધન એ જાણીતા થયલા છે.

કવિ ઉશનસ એ શુક્રનું બીજું નામ છે, ને તે ભૃગુનો પુત્ર હતો, અને અસૂરનો ગુરૂ હતો. વેદમાં તેને તેની વિદવત્તા માટે ઉપનામ કાવ્ય આપી કાવ્ય ઉશનસ લખ્યો છે. 'યાજ્ઞ વલ્કય' મુજબ ઉશનસ ધર્મ શાસ્ત્ર, દિવાની કાયદા અને નિતિ શાસ્ત્ર રચનાર હતો.

પ્રાચીન ઈરાની જમાનામાં પાદશાહ રૈયતના નિગેહબાન તથા ધર્મના રાહબર તરીકે કામ બજાવતો ત્યારે તેને કવિના એલકાબથી ઓળખતા યાને સર્વજ્ઞ, જ્ઞાનવાળો એવો અર્થ કરતા. હિંદુ ધર્મ શાસ્ત્રમાં વેદ જમાનાના આર્યનોએ ઉશનસ યા શૂક્રને ડાહ્યો ગણ્યા છતાં અસૂરોનો ગુરૂ જણાવ્યો છે. એ ઉપરથી જણાય છે કે ઇરાનીઓનો જે અહૂર તેજ આર્યનોનો અસૂર હતો. (જુઓ અસૂર).

જ્યારે આ ટોળો ઇરાનીઓથી જૂદો પડયો ત્યારે તેઓ કવિને નામે જાણીતા થયા અને જરથોસ્તીઓના દીન દુશમન ગણાયા. જ્યારે જરથોસ્તે દીન જાહેર કરી ત્યારે દીનના ૩૦ મે વર્ષે એઓએ ગુશતાસ્પ સાથે લઢાઇ કરી પણ તેમાં નાશ પામ્યા હતા.

પેહેલે જરથોસ્તીઓમાં જે કવિનો એલકાબ આપવામાં આવતો હતો તે ટોળા વચ્ચે કવિ ઉસ નામે એક મહા પુરૂષ થઇ ગયો જે ઉપરથી ફારસીમાં કાઉસ થયો ને તેપરથી 'કાવસ નામ' હાલમાં ચાલુ પ્રચારમાં વપરાય છે.

**કવિ**—હિંદુ ધર્મ શાસ્ત્રમાં નીચે જણાવેલા કવિ નામના મહાન પુરૂષો થઇ ગયા છે.

(૧) સ્વયંભૂ મનવંતરમાંના બ્રહ્મ પુત્ર ભૃગુ ઋષિ તેના ૩ પુત્રોમાંનો નાહનો. એનો પુત્ર ઉશના ઋષિ પુરાણ પ્રસિદ્ધ થઇ ગયો છે.

(૨) પ્રિયવ્રત રાજર્ષિને બર્હિષ્મતીથી થએલા ૧૦ પુત્રમાંનો નાહનો.

(૩) તામસ મનવંતરમાંના ૭ ઋષિમાંનો એક.

(૪) રૈવત મનૂના ૧૦ પુત્રમાંનો પાંચમો.

(૫) ઋષભ દેવના ૯ સિદ્ધ પુત્રમાંનો વડો.

(૬) વૈવસ્ત મનુના ૧૦ પુત્રમાંનો નાહનો. એણે દુન્યાદારી તજી સન્યાસ ગ્રહણ કરી અરણ્યવાસ કર્યો હતો.

(૭) વૈવસ્ત મનવંતરમાંનો બ્રહ્મ પુત્ર. એને વારૂણિ કવિને નામે પણ ઓળખવામાં આવેછે. એનો કવિ, કાવ્ય, ધૃષ્ણુ, ઉશના,

ભૃગુ, વિરજા, કાશી અને ઉગ્ર એવા ૮ પુત્રો હતાં.

(૮) બ્રહ્મપુત્ર જે વરૂણિ કવિ, તેના આંઠ પુત્રમાંનો એક.

(૯) પુરૂ કુળથી ઉત્પન્ન થયલા રૈદ્રાશ્વ વંશનો ભરત રાજાના કુળમાં જન્મેલો દુરિસ્ય રાજાના ત્રણ પુત્રમાંનો વચલો. એ તપ જપથી બ્રાહ્મણ બન્યો હતો.

(૧૦) કૌશિક ઋષિના ૭ પુત્રમાંનો એક.

(૧૧) કૃષ્ણને કાલિંદીથી થએલા પુત્રમાંનો એક.

**કવિતા**—કુદરતિ રીતે દરેક મનુષ્યમાં કવિતા તરફ પ્રિતી સર્જેલી હોય છે, પણ તે જોડવાની શક્તિ થોડાઓમાંજ હોયછે. મહાન પેગંબર જરથોસ્તે પ્રથમ કવિતામાં પોતાના ધર્મ ગ્રંથો રચ્યાં હતા એમ કેટલાકો જણાવેછે. તેમાં 'ગાથા' નું કવિતાઈ લખાણ હાલમાં પણ પ્રસિદ્ધતા પામેલું છે. યાહુદી લોકોનો ઈજીપશિયન લોકોના જુલમથી છુટકો થયો ત્યારે તેની ખુશહાલીમાં મુસા પેગંબરે જે કવિતા ગાઈ હતી તે પણ એક પ્રાચીન કવિતા હતી. ઇરાની પાદશાહ બેહેરામગોરની બાનુ દીલઆરામે પ્રથમ 'ગીત કવિતા' રચી હતી,. તેમજ ખુશરો પરવેજના અમલમાં પણ બરબુદ નામનો ગવૈયો જાણીતો થયો હતો.

ઇ. સ. પૂર્વે ૧૨૪૯ માં ઓરફીઅસ નામનો પુરૂષ દુન્યાંના પશ્ચિમ ભાગમાં પેહેલ વેહેલો કવિતા રચનાર તરીકે પ્રસિદ્ધતા પામ્યો હતો. ઇ. સ. પૂર્વે ૫૦૭માં હોમરે પોતાની જગપ્રસિદ્ધ કવિતા રચી હતી.

છેક પ્રાચીન કાળનાં વેદ જમાનામાં લખાયાલા હિંદુ ધર્મ ગ્રંથો શ્લોકોમાં રચાયાં હતા. એ પ્રમાણે જોતાં કવિતા અતિ પ્રાચીન કાળથી હસ્તી ધરાવે છે અને તે વખતે કવિતા રચવાનો પેહેલો પાયો નાખનાર વિદ્વાનો અમર રહી ગયા છે.

કવિતાની મુખ્ય ત્રણ જાતો છે. ગીત કવિતા, વીર કવિતા ને નાટય કવિતા.

ગીત કવિતા હાફેજ, સાદીક ને જામી વગેરે શાએરોએ ફારસીમાં; જયદેવે સંસ્કૃતમાં, કબીર, સુરદાસ, વગેરેએ વ્રિજ ભાષામાં, ગુજરાતીમાં નરસિંહ, મીરાબાઈ, શામલ, દયારામ નર્મદાશંકર વગેરે એ રચી છે, એવા ગીત કવિતા રચનાર હિંદની જાણીતી ભાષાઓમાં અસંખ્ય થઇ ગયા છે.

વીર કવિતા રચનાર તરીકે ફારસીમાં ફીરદોસી તુસી જગપ્રસિદ્ધ થઇ ગયોછે, સંસ્કૃતમાં રામાયણ, માહાભારત ના શ્રેષ્ટ નમુના જગ પ્રસિદ્ધ છે. ગુજરાતીમાં તેવી કવિતાના નમુના ઝાઝા જણાવલાં નથી ને જે છે તે તેની નરમ ભાષાને લીધે અસર કરી શકતાં નથી.

નાટય કવિતામાં મહાન કવિ કાલીદાસે સંસ્કૃતમાં પેહેલા નાટકો રચી પ્રસિદ્ધતા મેળવી હતી. ગુજરાતી તથા હિંદુસ્થાનીમાં નાટક લખવાની પેહેલ છેક અઢારમી સદીમાં નિકળી હતી.

**કવિન્સમેટલ.**—( જુઓ કલ્લઇ.

**કવિનાઇન**—એને કોઇનુન, કોઇલીન યા કુઇનીન અથવા કોઈનન પણ કહે છે. આ તાવ વગેરે દર્દપર અતિ અકસીર દવા સિંકોના નામના વૃક્ષની છાલમાંથી મેળવવામાં આવેછે. એના વૃક્ષની ખેતી સિકીમ, હિમાલય, નિલગીરી, મદ્રાસ અને બંગાલમાં ૪૦ વર્ષો થયાં કરવામાં આવેછે. એનાં ઝાડ ૧૦૦૦૦ ફીટ ઉંચી જગાપર ઉગી શકે છે. એની જોરમાં વધતી જાતને 'સિંકોના સક્સિરૂબરા' કહે છે.

કવિનાઈનની ઉત્પતિ કરનાર સિંકોનાના વૃક્ષનું જન્મ સ્થાન દક્ષિણ અમેરિકાનો બોલિવિયા અને પીરૂ પ્રાંતો હતાં. એના ઝાડ અતિ ઉંચા પર્વતોપર ઉગે છે ને સપાટ નીચી જમીનપર કદી થતાં નથી. પીરૂ અને બોલિવિયા પ્રાંત માહેલા એંડીજ પર્વત ઉપર પૂર્વ તરફ એનું એક મોહું અરણ્ય છે. તે ૧૩૦૦ મૈલ વેર લંબાયલું હોઇ સમુદ્રની સપાટીથી ૮૦૦૦ અથવા ૧૧૦૦૦ ફીટની

ઉંચાઇપર ઉગે છે. આ ઝાડ ઓછામાં ઓછા ૫૦૦૦ ફીટ ઉપર ઉગી શકે છે.

સિંકોનાની ૩૦ જાતો જાણીતી છે પણ ઔષધિ તત્વની ઉત્પત્તિ માટે ૧૨ જાતને તેના શોધકોએ જૂદાં જૂદાં નામો આપ્યાંછે. તે નીચે મુજબઃ—

સિંકોના કયાલિસાયરા, સિંકોના સૅકસીરૂબરા, સિંકોના લાન્સી ફોલિયા, અને કૉર્ડીફોલિયા, સિંકોના પિટાયનસીસ, સિંકોના પિડન કયૂલેટર, સિંકોના ટીકુ જનસીસ, સિંકોના નૈક્રયનથા, સિંકોના અરિસીનાઇસ અને પેરૂબિયાના છે.

આ વૃક્ષની શોધ માટે જૂદી જૂદી વાતો પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૬૩૭ માં વિલ્યમ ઍસ્ટ' પિરૂ દેશમાં મુસાફરી કરતો હતો, તે વખતે ત્યાંના જંગલી લોકોને એના છાલનો ગુણ માત્ર કપડાં રંગવાનોજ માલમ હતો. પણ એક જે જ્યુઇટ ધર્મોપદેશકને ઝેરી તાવ લાગુ પડતાં 'ઇકકા' નામના ત્યાંના જંગલી ઈંડીયને આ ઝાડની છાલનો રસ પાઇ તેને સારો કર્યો હતો. તેજ મુજબ ચીંકોના પ્રાંતના ગવરનરની બાઈડી ઝેરી તાવથી પીડાતી હતી તેને તેવીજ એક ઈંડીયન દાસીએ આ ઝાડમાંથી નિકળતી કવિનાઇન ખવાડી સારી કીધી હતી, અને તે પછીજ આ દવા જગઆશકાર થઈ હતી.

આ વૃક્ષ તથા છાલનું નામ સિંકોના—'ચિંકોન' પ્રાંત ઉપરથી પડયું છે. તે પછી પેહલ વેહેલાં મેદ્રીડના તબીબો એનો ઉપયોગ કરવા લાગા હતા.

ઈંગલંડમાં એનો ઉપયોગ છેક ઇ. સ. ૧૬૫૫ માં કરવામાં આવ્યો હતો. પણ ૧૬૫૭ માં લંડનના ફાર્મો કોપિયા અથવા ઔષધિ સંગ્રહમાં આ દવાને પ્રથમ પ્રસિદ્ધતા આપી દાખલ કરવામાં આવી હતી.

તે પછીજ જૂદી જૂદી જાતનાં સિંકોના વૃક્ષની શોધ કરવામાં આવી હતી.

અમેરિકામાં સિંકોનાના ઝાડની છાલ કવિનાઇન માટે કાઢતાં ત્યાંના ઇંડીયનોએ પુશકળ વૃક્ષોનો દર વર્ષે નાશ કરવા માંડયો તેથી યૂરોપના લોકોએ જોયું કે એજ મુજબ જો ક્રમે કામ ચાલશે તો થોડાં વર્ષમાં સિંકોના વૃક્ષ નાબુદ થઇ જશે; તેથી છેલ્લે ૧૮૨૪માં એનીજ જાતના ઝાડ બીજે ઠેકાણે ઉગાડવાનાં અખતરા કરવાની સુચના મી૦ રોએ આસ્ત્રીયન સરકારને કરી. ૧૮૩૯ માં ડૉકતર રાઇલે એના વૃક્ષ નિલગીરી તથા હિમાલયપર ઉગી શકે એવી સુચના કરી. તેજ સુમારમાં ડચ સરકારે જાવાના ટાપુમાં ને ફ્રેન્ચ સરકારે આલજીર્યા પ્રાંતમાં એના ઝાડનાં બિયાં તથા કલમો મોકલી હતી, તે વખતથી આજ સુધી કેટલાક વર્ષો તો હવા સંબંધી તથા છાલમાંથી તત્વ ખેંચવા સંબંધી હરકતો નિકળી તે દૂર કરી હાલમાં એના છાલની ઉત્પત્તિ અતિ ઘણી વધી ગઇ છે. ૧૮૮૨ માં સિંકોનાના છાલની હિંદુસ્થાન તથા સિલોન તરફથી ૨૧,૬૩૦ ગાંસડી યૂરોપ ખાતે રવાના થઈ હતી.

એનું ઝાડ રોપ્યા પછી તેને મોટું થઈ તેની છાલમાં આ ઔષધિ તત્વો ઉત્પન્ન થવા ખાસ્સા ૭ વર્ષો લાગેછે. આ ઝાડની જે અનેક જાતો છે તેમાંની 'ક્યાલિસ' જાતમાંથી કવિનાઇન ઘણું નિકળે છે. હિંદુસ્થાનમાં ઉત્પન્ન થતા સિંકોનાની છાલમાંથી જે મિશ્ર સત્વ મી૦ બ્રાટને શોધી કાઢયા તેને 'કવાહિનિટમ' એ નામ આપ્યું છે. આ કવિનાઇન કરતાં કડવાસમાં ઓછું હોઇ તે ખાધાથી બેહેરાપણું લાગુ પડતું નથી એવો તેમાં ઉત્તમ ગુણ છે.

એની છાલમાંથી કવિનાઇન શિવાય જે બિજાં તત્વો નિકળે છે તેના નામો નિચે મુજબ છે. સિંકોનીન, કુયાંનેડીન, ચિનયડીન, ક્રૂયારિસીન, પિળો પદાર્થ, રાળ, ટૅનિક અને કિનિક આસિડ તથા ચુનાનો ખાર વગેરે મુખ્ય પદાર્થો છે.

ડૉ૦ પાંડુરંગ ગોપાળ મંત્રીના કહેવા મુજબ તેમાંથી જે તત્વો મળે છે તે સર્વેમાં કવિનાઇન ઝેરી તાવનો નાશ કરનારો તથા શક્તિ

વર્ધક છે. છાલની ભૂકી લેવાનું મોટું પ્રમાણ હોવાથી તેથી ઘણો કંટાળો ઉપજે છે, પણ કવિનાઇન નાહના જથ્થામાં લીધા છતાં તે મોટો ફાયદો કરેછે. સિંકોનાની ભૂકીથી અ-જીરણ તથા બીજા અન્ન માર્ગના દર્દો થવાનો ભય રહે છે, તે કવિનીનથી રહેતાં નથી. કવિનીન ૩ થી ૫ ગ્રેન આપ્યાથી લોહિનો ઉછાળો, સ્વાસોસ્વાસ, ધાતુ પોષણ વગેરે ક્રિયા વધે છે, એપિગ્યાસ્ટ્રીયમ્ (પકવાશયના ઉપરનો ભાગ) માં ચચરે છે, અને બીજી પાસેની ઇંદ્રીમાં પણ તેમજ અસર થાયછે. નાડી ઝડપથી ચાલેછે, પસીનો છુટે છે ને મા-થામાં અતિ ઝડપથી ક્રિયા થવા માંડે છે. આ લક્ષણો 'આલ્ક લાઇડ' પદાર્થ કરતાં છાલની ભૂકીથી વધારે વધે છે. એથી પણ વધારે જથામાં આપવાનું ચાલુ રાખ્યું હોય તો ઉપલી ક્રિયા વધવા માંડે છે; પણ જો ૧૨ ગ્રેન કવિનાઇન આપી હોય તો દર્દીની અ-જબ સ્થિતિ થઇ પડે છે. તે પ્રમાણે લીધાથી બે કલાક પછી માથામાં દુખારો થઇ બણ બણાટ ઉત્પન્ન થાયછે. ઉજેરડા તરફ આંખે જોવાતું નથી, કાનમાં ઘોઘારી અવાજ ઉત્પન્ન થાયછે, ફેર આવે છે, ચલાતું નથી, રૂધિર ધડકવા માંડે છે, પેટમાં ઉછાળો થવા માંડે છે, સર્વ શરીરને ઉત્તેજક શક્તિ પ્રાપ્ત થાયછે, ચેહેરો લાલ બની ગર્મી ઉત્પન્ન થઇ નાડ તથા સ્વાસોસ્વાસ અતિ ઝડપથી ચા-લવા માંડે છે. આવી સ્થિતિને સિન્કોનીઝમ કહેછે. આથી માઠી અસર થવા પછી પણ જો વધારે કવિનાઇન આપી હોય તો ફેર વધારે આવી આંચકી લાગવા માંડે છે. આવી અસર થવી એ ખરાબ ચિન્હ છે, પણ તેવી વેળા થોડો વખત વધુ કવિનાઇન લેવા-નું મોકુફ કરતાં અસર ઓછી થાયછે. આ દવાથી થએલી સ્થિતિ (સિંકોનિઝમ) નું જોર ઓછું થતાં હાથ પગ હલાવવાની શક્તિ ર-હેતી નથી, આંખે ઓછું દેખાય છે, ઓછું સંભળાય છે, મોહડાની રૂચી જતી રહે છે, ફુલાંનો વાસ આવતો નથી, બોલાતું નથી, રૂધિર ને નાડીની ગતી ઓછી થઇ બદન થંડુ પડે છે.'

કવિનાઇનનો એક સરખો વધુ ઉપયોગ કર્યો હોય તો લોહિમાં જે લાલ રજકણ હોયછે તેનો નાશ થઇ 'ફાયબ્રિન' અને પાણી એ પદાર્થો તેમાં વધારે વધે છે. આ દવાનાં ઉપયોગથી મૂતર માહેલું 'યૂરિક આસિડ' ઓછું થતું ડૉ૦ રૅનકે શોધી કાઢયું છે. હમે-લદાર સ્ત્રીને કવિનાઇન મોટા જથ્થામાં આ-પ્યાથી તેના ગર્ભને ઇજા થાયછે તો કોઇ વેળા હમેલ વટીક તુટી પડે છે, આથી અનુ-ભવી તબીબની સલાહ મુજબજ આવી સ્ત્રીને કવિનાઇન આપવામાં સલામતી છે.

કવિનાઇનનું લેવાનું પ્રમાણ.—શકિત વર્ધક લેવી હોય તો દિવસમાં બેથી ત્રણ વખત એકથી ૩ ગ્રેન્સ, તાપ ઉતર્યા પછી અથવા તો તાપની વારી આવવાની આગમજ અથ-વા પસીનો છુટી ગયા પછી લેવું. કેટલાકોનું એવું મત છે કે ૨૦ ગ્રેન્સ એક વખત લીધું હોય તો હરકત નથી.

કવિનાઇન લેવાની ડૉ૦ પાંડુરંગ ગો૦ મંત્રી વધુ નિચે મુજબ સુચના કરેછે. ૧—કવિનાઇન લેવા પેહેલાં ઓક લાવનાર તથા કોઠો સાફ કરનાર દવા લઇ પછી તે લેવી. બેઉ દવા સાથે લીધામાં હરકત નથી, ૨—પાતળા પદાર્થમાં કવિનાઇન લેવી વધુ ગુણકારી છે. આ દ્રવમાં 'ડાયલ્યૂટેડ સલ્ફયુરિક આસિડ' નાખી તે પીધું હોય તો સારો ગુણ કરેછે. આ 'ગંધકામ્લ કવિનાઇનના' એક ગ્રેનને એક ટીપું એ મુજબ નાખવું. કવિનાઇન જ્યારે મોટા જથ્થામાં (૧૦ ગ્રેન્સ) લેવાનું હોય ત્યારે તેને ફકત પાણીમાં મિશ્ર કરી પીવું, પણ તેને પાણી સાથે એક જીવ કરવો નહિ, કારણકે તે પાણીમાં એક રસ થવા પેહેલાં પીધાથી કડવાસમાં ઓછું લાગેછે. એમ મી૦ સ્કવાયરનું મત છે. ૩—આ દવા ખાલી પેટપર લીધાથી ઘણો ગુણ કરેછે.

૫—નાહાના બચ્ચાંને દવા પીવા ગમતી નથી તેથી તેમને 'અમારફસ કવિનાઇન' પાઇ હોય તો તે ચાલેછે.

૬—કારી અથવા 'ઇનફ્યુજમ રોઝી આસિડ' માં કવિનાઇન લીધી હોય તો તે કડવી લાગતી નથી.

૭—અમથી કવિનાઇન પિવાની સુગ આવતી હોય તો બે અથવા ૩ ઔંસ ચોખાના આટાની કાંજી કરી તેમાં કવિનાઇન મેળવી પીવી.

સાલબીન કવિનાઈન અથવા જલ્દી પિગળનારી કવિનાઇનનો એક પ્રકાર છે, તેના પાંચ ટીપાં સ્વચ્છ પાણીમાં એક ગ્રેન કવિનાઈન આ પ્રમાણથી તે દ્રવ તૈયાર કરી તેને ચામડીમાં પીચકારીથી પેવશ કરેછે.

૮—એક સરખી કવિનાઇન ખાધાથી કાનમાં અવાજ થાય યા માથું ભારી થાય તો લેવાનું બંધ કરવું.

૯—કવિનાઇનનો ગુણ આવતો નહિ હોય તો તે પીવાનું બંધ કરવું.

તાપ ઉતર્યા પછી પણ દિવસો સુધી કવિનાઇન લેવાનું ચાલુ રાખ્યાથી તાપ ફરીથી ચઢતી નથી અને તેથીજ કવિનાઇન તાપને અટકાવવાનો અકસીર એલાજ ગણાયછે.

હિંદુસ્થાનમાં એની ખેતી પાછલ દસથી ચૌદ હજાર એકર જમીન રોકવામાં આવેછે, અને તેમાં બે કરોડથી પચાસ લાખ સુધી છોડો રોપવામાં આવેછે. જે વેળા છોડ કુમળાં રહી જાય છે ત્યારે તેનો પાક ઘણો નાહનો ઉતરે છે. બંગાલમાં દાર્જલીંગના ભાગમાં, દક્ષિણ હિંદમાં, નિલગીરી તથા મલબાર, ત્રાવણકોર અને માઇસોર તથા કુર્ગમાં પણ એની ખેતી ખાનગી આસામીઓને હાથ છે, ત્યારે બીજા ભાગોમાં મોટે ભાગે સરકાર પોતે ખેતી કરે છે.

૧૮૮૫ થી ૧૮૯૮ વેરના ૧૩ વર્ષમાં મદ્રાસ તથા બંગાલ ખાતે કવિનાઇન બનાવવા માટે એકઠી કરવામાં આવેલી છાલનો જથ્થો તથા નિકાસ થએલી છાલનો જથ્થો નિચલા કોઠા ઉપરથી જણાશે.

| વર્ષ. | એકઠી કરવામાં આવેલી છાલ વજન રતલમાં. | | નિકાશ કરવામાં આવેલી છાલ વજન રતલમાં. | |
|---|---|---|---|---|
| | મદ્રાસ. | બંગાલ. | મદ્રાસ. | બંગાલ. |
| ૧૮૮૫–૮૬ | ૩,૪૪,૧૫૮ | ૨,૦૩,૦૧૦ | ૮,૪૯,૭૪૨ | ૭,૨૯૮ |
| ,, ૮૬–૮૭ | ૭,૫૦,૪૭૮ | ૨,૫૫,૬૩૧ | ૧૨ ૫૨,૩૨૮ | ૩૨,૮૮૧ |
| ,, ૮૭–૮૮ | ૮,૫૬,૩૧૬ | ૩,૪૨,૪૧૦ | ૧૩,૭૭,૯૧૯ | ૫૧,૩૯૪ |
| ,, ૮૮–૮૯ | ૧૧,૪૦,૩૦૨ | ૪,૪૫,૧૦૦ | ૩,૦૪,૨૮૪ | ૩,૨૦૬ |
| ,, ૮૯–૯૦ | ૮,૨૭,૮૮૪ | ૪,૨૦,૭૦૫ | ૧૮,૫૪,૬૩૨ | ......... |
| ,, ૯૦–૯૧ | ૧૬,૫૬,૮૭૨ | ૪.૧૬,૨૭૨ | ૨૯,૮૪,૧૨૬ | ૧૧,૭૧૯ |
| ,, ૯૧–૯૨ | ૧૪,૭૩,૨૦૪ | ૪,૩૫,૫૬૦ | ૨૬,૯૨,૨૫૧ | ૧,૬૦૮ |
| ,, ૯૨–૯૩ | ૨૦,૬૫,૧૭૭ | ૪,૫૯,૨૩૨ | ૨૮,૧૩,૬૩૭ | ......... |
| ,, ૯૩–૯૪ | ૧૧,૭૦,૮૦૧ | ૪,૩૩,૦૧૦ | ૧૬,૬૫,૬૪૭ | ......... |
| ,, ૯૪–૯૫ | ૧૪,૪૯,૯૪૭ | ૫,૯૭,૬૮૨ | ૧૭,૨૮,૪૧૮ | ૮,૯૦૦ |
| ,, ૯૫–૯૬ | ૧૫,૩૨,૪૪૫ | ૫,૦૭,૪૩૬ | ૯,૩૯,૯૩૮ | ......... |
| ,, ૯૬–૯૭ | ૭,૭૪,૨૮૪ | ૭,૧૭,૨૨૨ | ૩,૨૧,૪૭૮ | ......... |
| ,, ૯૭–૯૮ | ૧૩,૫૯,૭૩૮ | ૩,૩૨,૭૦૧ | ૩૦,૫૬,૭૬૯ | ......... |

કવિનાઈન ઇ૦ સ૦ ૧૮૮૦ માં દુન્યાનાં જુદા જુદા ભાગોમાં નીચે મુજબ ઉત્પન્ન થયું હતું. જર્મનીમાં ૫૨,૨૫૦ રતલ, ફ્રાન્સમાં ૪૦,૫૦૦ રતલ, ઇટલીમાં ૪૫,૦૦૦ રતલ, ઇંગલંડમાં ૨૭,૦૦૦ રતલ, અમેરિકામાં ૬૩,૦૦૦ રતલ અને હિંદમાં ૧૨,૨૫૦ રતલ

મળી જુમલે ૨,૪૦,૦૦૦ રતલ ઉત્પન્ન કરવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૮૮૨ માં કવિનાઇનના એક ઔંસ જેટલા જથ્થાની ૧૮ શીલીંગની કિંમત પડતી હતી. પણ હાલમાં તેટલાનીજ કિંમત ૭ા શીલીંગ પડેછે.

હાલમાં ગેસટાર બાળી તેની નીચે જે પદાર્થ વધેછે તેમાં કવિનાઇન જેવો ગુણ માલમ પડેલો હોવાથી હાલમાં તેપર વિદ્વાનો અખતરા કરેછે.

**કવિરથ**—કલિ યૂગમાંના યૂધિષ્ટિર વંશનો રાજા 'ચિત્રરથનો બેટો' ને યૂષ્ટિમાન રાજાનો પિતા. એણે ૭૯ વર્ષને ૮ મહિના ૨૯ દિવસ રાજ્ય અમલ ભોગવ્યો હતો, એના અમલની સમાપ્તી કલીયૂગમાં ૭૪૦ મે વર્ષે થઇ હતી, તે દરમ્યાન ચાર્વક અને ક્ષપણક એ બે ધણીઓએ પોતાના નાસ્તિક મતનો પ્રસાર કર્યો હતો એમ જૈન ગ્રંથોમાં જણાવવામાં આવેછે.

**કવિલપેન**—ઘણું કરી યૂરોપની ભાષાના અક્ષરો લખવામાં આ કવિલનો દુન્યામાં મોટો ખપ થાયછે. ચીન તથા હિંદુસ્થાનમાં અક્ષરો લખવા માટે બરૂ જેવું સાધન જમાના થયાં યોજવામાં આવ્યુંછે, પણ યૂરોપ તરફ તેવા સાધનની ગેરહાજરીમાં યાતો ખુદરતી પક્ષીનાં પીછાનું તેવું સાધન મળતાં આ કવિલપેન ઉપયોગમાં લેવામાં આવી છે.

હંસના પિછાંમાંના કવિલપેનો ઘણું કરી રૂશિયા દેશથી ઇંગલાંડ મોકલવામાં આવેછે; અને એકી વખતે ૭૦ થી ૮૦ ગાંસડીઓ ચઢાવવામાં આવતી હોવાથી તેમાં ૬૦,૦૦,૦૦૦ પેનો હોયછે.

ચોકસ જાતનાં હાંસના કવિલપેનો ઘણાંજ મજબૂત અને મોટાં હોયછે, પણ સૌથી ઉમદા 'હડસનના' ઉપસાગર તરફના મુલકમાં મળી આવતા હંસના પિછાંના હોયછે. 'સ્વોન' જાતનાં હંસના પિછાંના કવિલો અતિ મોંઘી કિંમતે વેચાયછે. કોઇ વેળા તેના ૧૨૫ કવિલના ૧૦ થી ૧૨ રૂપ્યા પડેછે ત્યારે, સારામાં સારા હાંસના ૧,૦૦૦ કવિલના ૧૨ થી ૧૫ રૂપ્યા પડેછે.

જ્યારથી સ્ટીલપેનો બનાવવાની શોધ થઈ ત્યારેથી કવિલપેનનો ખપ ઘટતો ચાલ્યો છે તોય તેનો ખપ કાંઇ બંધ પડયો નથી. આગળા હિંદુસ્થાનના સરકારી ખાતામાં દર વર્ષે ૨૩,૫૦,૦૦૦ કવિલપેનો ખપતી હતી પણ પાછળથી સરકારે (૧૮૯૪ માં) ખરચમાં કાપકુપ કરવા થકી ઓછી વાપરવાનો હોકમ કરવાથી તે હાલ દર વર્ષે ૧૦,૦૦,૦૦૦ ખપેછે.

ઇંગલંડના સરકારી ખાતામાં દરવર્ષે ૩ થી ચાર લાખ કવિલો ખપેછે.

બેંકો તેમજ વેપારી પેહેડીઓમાં તેનો ભારે ખપ થાયછે તેથી એનો વેપાર બોહોળા પ્રમાણમાં ચાલેછે. તે શિવાય બગડેલી કવિલોની દાંતકોતરણી, ચાણુક, માછલી પકડવાની આંકડી વગેરે બનાવવામાં આવેછે. તે શિવાય ખીસકોલીની જે કવિલો હિંદમાં વપરાયછે તે તેના કઠણપણાને લીધે ઝાઝી ખપતી નથી.

**કવેટા**—આ શેહેર દક્ષિણ અફઘાનિસ્થાન તથા પૂર્વે ઇરાન સાથે વેપાર ધરાવેછે. ઇ૦ સ૦ ૧૮૭૫ માં આ ગામ એક નાહાના કિલ્લાવાલું ગામડું હતું પણ હાલમાં ત્યાં ૧૦,૦૦૦ ની લોક વસ્તી છે. ત્યાંની મ્યુનિસીપાલીટી ઇ૦ સ૦ ૧૮૯૬ માં સ્થાપન થઇ હતી. હાલમાં તેની વાર્ષિક આવક રૂ ૧,૬૬,૦૦૦ ની છે. કવેટામાં એક હાઇસ્કુલ હોઇ તેમાં ૩૫૦ બાળકો કેળવણી લીયેછે, તથા છોકરીઓની નિશાળમાં ૧૫૦ બાળકીઓ ભણેછે.

ગામમાં એક સિવીલ હૉસ્પીટલ, દફરીન હૉસ્પીટલ વગેરે ઇમારતો છે. કવેટાની મ્યુનિસિપાલીટીએ રૂ ૪૦,૬૫૩ ના ખર્ચે શેહેરમાં પાણી પુરૂ પાડવા માટે એક તલાવ બંધાવ્યો છે. કવેટામાં પ્રજાના ઉઘરાણાથી 'સર રૉબર્ટ સેન્ડમેન મેમોરીયલ હૉલ' ઇ૦ સ૦ ૧૮૯૯ માં રૂ ૧,૧૬,૩૦૫ ને ખર્ચે બંધાવ્યો હતો જેને ખુલ્લું મેળવવાની ક્રિયા લૉર્ડ કર્જને ૧૯૦૦ માં કરી હતી.

**કવેકર**—આ એક ખ્રિસ્તી પંથીઓનું નામ છે. આ પંથ ઈ૦ સ૦ ૧૬૨૪ માં ઈંગલંડ ખાતે સ્થાપન થયો હતો. આ પંથવાળા મિતાહારી જીંદગી ગુજારતા હોવાથી તેઓ લાંબી જીંદગી ગુજારેછે.

**કશયાન**—બુશિહેરમાં પાબુર નદીના કાંઠાપરનો એક કિલ્લો, આ કિલ્લા માહેલા સુંદર બાંધણીના મકાનોનાં છાપરાં સ્લેટના બનાવવામાં આવ્યાં છે. ગામ નજદીક લોખંડ તથા બીજી ધાતુની ખાણો છે. એ સમુદ્ર સપાટીથી ૬૮૭૫ ફીટ પર વસાયલું છે.

**કશાહન**—ઇરાનમાં ઇસ્પહાનની ઉત્તરે ૯૨ મૈલ પર આ સુંદર શેહેર વેપાર માટે જાણીતું છે. આ ગામ સમુદ્ર સપાટીથી ૩,૬૯૦ ફીટ ઉંચાઇપર છે. અત્રે કાચું રેસમ, સુનેરી ઘરેણા, ઉંચા ગલીચા, ત્રાંબાના તાર વગેરેના કારખાના છે. લોક વસ્તી ૩૦,૦૦૦ ની છે.

**કશિદા**—કશિદો એટલે વણેલા કપડા ઉપર સોય તથા દોરાવતી કાઢેલું તર્હેવાર જાતનું ભરતકામ. હિંદુસ્થાનમાં કશિદાનું કામ જૂદી જૂદી રીતે અનેક પ્રકારનું જાણીતા શહેરોમાં કરવામાં આવેછે. તેમાં મુંબઇ ઇલાકા માહેલા મુખ્ય શેહેર શિકારપૂર, સિંધ, હૈદ્રાબાદ, કરાંચી, સુરત, સાવંતવાડી વગેરે ગામોમાં વેપાર અર્થે કશિદાનો ઉદ્યોગ ચાલુ છે. સ્ત્રીઓ તથા છોકરીઓ ઘેરમાં બેઠા બેઠા સાડી, બદીયાન યા કોર ઉપર જે તર્હેવાર ભરતકામ કરેછે તેને ગણીત્રીમાં લઇએતો આ ઉદ્યોગમાં દરેક શેહેર યા ગામ દાવો કરશે, પણ અત્રે માત્ર રેશમી યા જરી કામના ઉદ્યોગ માટે જણાવવામાં આવ્યુંછે.

શિકારપૂરમાં રેશમી કશિદો અતિ ઉત્તમ કારીગરીનો બનેછે. હૈદ્રાબાદ, સુરત અને મુંબઇમાં આ ઉદ્યોગ મોટા પાયાપર ચાલેછે. કચ્છમાં રેશમી કશિદો ઉત્તમ બનેછે. સુરતમાં ભરતકામ સારૂં થાયછે. તે શિવાય બાદલાની નામે કશિદાનો એક પ્રકાર છે તે વોહરાઓની સ્ત્રીઓ વધારે જાણેછે. કલાબુત તૈયાર કરતાં ચાંદીની ઝીણી તાર બનાવી તેને તદન ચપટી બનાવેછે. આવી ચપટી તારોને 'બાદલ' કહેછે. આ તાર વડે જાળીના કપડાપર કશિદો કાઢી તે કપડું પોતાના બુરખા ઉપર આંખો સામેના ભાગ ઉપર જડેછે.

કચ્છમાં રબારી લોકોની સ્ત્રીઓ પોતાના કપડાંપર કાચના કટકાથી ઉત્તમ ભરતકામ કરેછે. ખાનદેશમાં વનજારી લોકોની ઓરતો વટીક આવાજ પ્રકારનો પોશાક પેહરે છે.

પશ્ચિમ હિંદના પુરૂષોમાં કાઠીયાવાડ, કચ્છ, ગુજરાત, મુંબઇના મેમણ વગેરે પ્રજામાં કાશિદાનું કપડું પેહેરવાનો ચાલ વધારે જણાય છે.

સૂરતમાં ૪ પ્રકારનો કશિદો કાઢવામાં આવેછે. હાયજરી, કારચોબી, વાદલાની અને રેશમી ભરતકામ. એમાં કારચોબી બાદલાની કામ કરવું હોય ત્યારે કપડાને પ્રથમ ચોખટાં ઉપર જડવું પડેછે. સૂરતમાં કશિદો કાઢનારાઓને ચીકનદોજ કહેછે. સૂરતમાં દર વર્ષે કશિદાનું કામ ૭,૦૦૦ થી ૧૦,૦૦૦ રૂપ્યાનું થાયછે. સાવંતવાડીમાં કશિદો કાઢનારા જીનગર લોકો વસેછે. મુંબઇમાં દિલ્લીના મુસલમાનો અને ગોવાના ફરંગીઓ પણ તે કામ કરેછે. પંજાબમાં આ ઉદ્યોગ મોટો ચાલેછે. દિલ્લીમાં 'ટેબલક્લોથ' વગેરે બનેછે અને અમરીતસર અને લુધિયાનામાં મુખ્ય કરી કાંચળી ઉપર કશિદો કાઢવામાં આવેછે.

કાશમિરમાં શાલ ઉપર કશિદાનું કામ કરવામાં આવેછે. કાશમિર શિવાય અમરીતસર, લુધિયાના, નૂરપૂર, ગુરદાસપૂર, સિયાલકોટ અને બીજે ઠેકાણે હાલમાં શાલો બનાવવામાં આવેછે.

કાશમિરમાં બે પ્રકારની શાલો બનેછે. એક જાતને તિલીવાલા તિલીકા, કાનિકા અને બનાવટ એવાં નામો છે. આ પ્રકાર કિનખાબ પ્રમાણે માગ ઉપર વણવામાં આવેછે. બીજા પ્રકારને અમલીકલ એવું નામ છે. એમાં શાલસારી હોઇ તેની ઉપર કશિદાની નક્ષી કાઢેલી હોયછે.

પેહેલા પ્રકારની એટલે 'બનાવટ' શાલ કિનખાબ પ્રમાણે મ્હાગ ઉપર વણુવી પડેછે. શાલોમાં ત્રણુ પ્રકાર છે. એક દુશાલા યાને શાલની જોડને બીજો રૂમાલ એ ચોખુણો હોયછે, ત્રીજો જમીકા એમાં લીલો અને સફેદ, રાતો તથા બલુ યા બીજા કોઇ પ્રકારના એ પટાઓ હોયછે. કાશમિર દેશમાંથી ૧૮૮૦ માં ૨૧,૫૦,૦૦૦ રૂપ્યાની શાલો પરદેશ ગઈ હતી, ૧૮૮૧ માં માત્ર ૧૦,૮૮,૦૦૦ રૂપ્યાની ને ૧૮૮૨ માં ૧૧,૩૧,૦૦૦ નો માલ પરદેશ ગયો હતો.

પંજાબ અને રજપુતાના પ્રાંતમાંની સ્ત્રીઓ પાંચ છ હાથ લાંબો અને બેથી અઢી હાથ પોહળો યા બીજા જાડા કપડાનો કટકો લઇ તેનીપર કશિદો કાઢે છે, તેને તેઓ 'ફુલકારી' કહે છે. તે તરફના લોકો આ કપડાનો શાલ તરીકે ઉપયોગ કરેછે પણ ઇંગ્રેજો તેના પરદા બનાવે છે. ફુલકારી મુખ્ય કરી અમરીતસર, શિયાલ કોટ, મોંટ મેરી, રાવળપિંડી, ફિરોજપૂર, હજારા, બાનૂ હિસાલ, લાહોર, કરનાળ, કોહત, દેરાઇસમાઇલ ખાન, રોહતક વગેરે ગામોમાં બનેછે. કશિદો કાઢતાં તેમાં કાચના કટકા પણ ભર્યા હોય તો તેને 'શિશાદાર ફુલકારી,' કહેછે. ચંદા અને કાંગ્રા ગામમાં ચંબારૂમાલ આ નામે જાણીતું થએલું કશિદાનું કામ ચાલેછે. અંબાની રાણીના મેહેલમાં બનાવવામાં આવેલો એક રૂમાલ લંડનના ઈંડિયન મ્યૂઝિયમમાં રાખવામાં આવ્યોછે. સુના રૂપાની ટીલીકસબનું ભરતકામ ડેરાઇસમાઈલ અને પતિયાલામાં બનેછે. ઘોડાના જીન તથા ઉંટની ઝુલો ડેરાઇસમાઇલ ખાનમાં બનેછે, રજપુતાના, કોટા સંસ્થાનમાં 'શરેગઢ' ગામમાં ઘોડાના જીન તથા હાથીની અંબારી હેઠળની ઝુલો બનેછે, તેની પરનો કશિદો ઉત્તમ હોયછે. વાયવ્ય પ્રાંતમાં લખનોર, બનારસ, અને આગ્રામાં મખમલની ટોપી ઉપર જે કશીદો કાઢવામાં આવેછે તે અતિ ઉત્તમ હોયછે. લખનોરમાં મલમલ ઉપર ચપટી તાર વડે કશિદો કાઢેછે, તેને 'કામદાની' કહેછે. મખમલ ઉપર ટીલીકસબનું કામ કીધું હોય તો તેને 'ઝરદોજ' કહેછે.

લખનોરમાં બચ્ચાંના કપડાં, ટોપી, ઇજાર, સપાત વગેરે તહેવાર ચીજો બનેછે. યવલા તથા પુનામાં પણુ એ કામ ચાલે છે. લખનોર તથા બનારસમાં જરીની નિશાન ઉપર કશિદો કાઢવામાં આવેછે, આગ્રામાં પણ એવું કામ પુશકળ ચાલેછે. મદ્રાસ ઇલાકામાં જે કશિદો કાઢવામાં આવેછે તેના નીચે મુજબ જૂદા જૂદા પ્રકાર છે. મલમલ ઉપર સૂતર વડે કાઢેલું, જાળીના કપડાપર રૂપેરી કલાબુત કાઢેલું, જાળીના કપડાં પર સુનેરી કલાબુત અને માખની પાંખો જડી હુન્નરમંદ કશિદો, જાળીનાં કપડાં પર સુનેરી યા રૂપેરી કશિદો તેમજ ઉનના કપડાં ઉપરનો કશિદો એ પ્રસિદ્ધ છે. તે શિવાય દ્રવિડ લોકોના દેવળમાં મૂર્તિના અંગ ઉપરના વસ્ત્રો બનાવવા કશિદાનું કપડું ઉપયોગમાં લે છે. તે કામ ખાસ કરી પ્રાચીન પદ્ધતિએ કરવામાં આવતું હોવાથી અતિ ઉત્તમ પ્રતિનું બનેછે. મદ્રાસમાં ઉત્તર આર્કાટ, પલન કટા, ત્રિચનાપલ્લી, ગોદાવરી અને તંજાવર આ ઠેકાણે કશિદાનું કામ ઉત્તમ બનેછે. ત્રાવણકોરમાં કલાબુતનો કશિદો કાઢવામાં આવેછે. નિજામ હૈદ્રાબાદના ઔરંગાબાદમાં પણ કશિદાનું ઉત્તમ કામ ચાલેછે.

આસામમાં કાચ્ચા રેશમનું (કશિદા કામ) સ્ત્રીઓ કરે છે. 'ખનિયાખાપર' નામે એક જાતની શાલ તે દેશમાં પ્રસિદ્ધ છે. તેની પર અતિ ઉત્તમ કામ કીધેલું હોય છે. ખનિયાથી ઉતરતું 'એલંગે' નામે કપડું બને છે તેની પર ઉત્તમ કશિદાકામ ઉઠે છે. આ કપડાંની રૂ ૪૦ થી રૂ ૨૦૦ ની કિમત પડે છે. ત્યાં રેશમી કાપડ ઉપર જે કશિદો કાઢવામાં આવે છે તેને રિહાસવ, ચેરાબરકાપર એવાં તેના નામો છે. આસામમાં મુગા નામના રેશમી કીડામાંથી નિકળતાં રેશમનું જે ભરતકામ કરે છે તે જાતના બદામી રંગના

કપડાનું મેમણુ લોકો પાઘડીમાં ઉપયોગ કરે છે. બરમામાં માત્ર નાટકીઓજ આવા પ્રકારનું કાપડ પેહેરે છે.

કચ્છ તથા ગુજરાત પ્રાંતમાં તથા પંજાબમાંના 'ગુરગાંમ' માં દાણા તથા શિપની નક્ષીથી કરંડીયા પર કશિદા કામ કરે છે. ગુજરાતીઓ તોરણો વગેરે બનાવે છે. ભાવનગર અને બરમામાં રંગના કપડાં લઇ તેને વેલબુટ્ટી પ્રમાણે કાપી તેની ઉત્તમ ઝુલો બનાવે છે. હિંદના જૈન લોકોના રથો પર સુનેરી રૂપેરી કામ ઉત્તમ પ્રકારનું કરવામાં આવે છે.

બરમામાં એવા પ્રકારનું કામ 'કમેનડાઇન' ગામમાં ઉત્તમ પ્રકારનું બને છે. ૧૦ થી ૧૨ ફીટ પોહળું લાલ સકલાતનું કાપડ લઈ તેની પર રંગદાર સકલાતનાજ આકારો કાપી શીવી લે છે. આવી જાતના ચિત્રયુક્ત કપડાંને તેઓ પોતાના મકાનમાં છત તરીકે ઉપયોગમાં લે છે.

**કંસ**—સોમવંશીય યદુકુળના સાત્વકનો પુત્ર અંધક તેના વંશમાં જન્મેલા ઉગ્રસેન રાજાના ૯ પુત્રોમાંનો એ વડો. એના જન્મ વિષે એવી કથા પ્રસિદ્ધ છે કે ઉગ્રસેનની સ્ત્રી પવનરેખા એક દિવસ પોતાની સખીઓ સાથે વનવિહાર કરવા ગઇ હતી, ત્યાં તે તેઓથી જૂદી પડી ને એખલી ઝાડની ઘટામાં ભૂલી પડી. એવામાં કોઇ દ્રુમલીક રાક્ષસે ઉગ્રસેનનું રૂપ ધારણ કરી પવનરેખા સાથે સંગ કર્યો. આથી તેને ગર્ભ રહ્યો, ને જે તેને પુત્ર અવતર્યો તે એ કંસ હતો. કંસે ૬ ઠે વર્ષથી મથુરાપુરીની પ્રજાને પીડવા માંડી હતી, એ છોકરાંઓને પકડી વનમાં લઇ જઇ મારી નાખતો યા તો તેમને પહાડના ખોમાં કેદ કરતો. ૮ વર્ષની વયે કંસ એખલો મગધ ગયો ને ત્યાંના રાજા જરાસંધને કુસ્તીમાં હરાવ્યો, આથી જરાસંધે એનાથી ડરી એને પોતાની બે કન્યા અસતિ ને પ્રાપિત સાથે પરણાવ્યો. તે પછી કંસે મથુરામાં આવી ઉગ્રસેનને કહ્યું કે રામનામ છોડી મહાદેવનો જપ કરવો. આ વાત રાજાએ ન માની તેથી ઉગ્રસેનને ગાદીએથી ઉઠાડી મેળી પોતે રાજ્યસન ઉપર બેઠો ને ઢંઢેરો પિટાવ્યો કે કોઇ ભગવાનનું નામ ન લે અને યજ્ઞ ન કરે. એણે હરિ ભક્તોને તથા બ્રાહ્મણોને બહુ દુઃખ દેવા માંડયું. જ્યારે એના કાકા દેવકે એની આજ્ઞાથી પોતાની કન્યા દેવકીને વસુદેવ સાથે પરણાવી ત્યારે કંસ તેને મોટા ઠાઠથી વિદાય કરવા જતો હતો તેટલાં આકાશ વાણી થઇ કે એનો ૮ મો પુત્ર, તારો કાળ અવતરશે. આ વાણી સાંભળી તે તરત દેવકીને ખડગથી મારવા દોડયો ત્યારે વસુદેવે વિનંતિ કરી કે " નિર્દોશ સ્ત્રીનો વધ શા માટે કરો છો ? એનો જે પુત્ર ત્હારો કાળ થવાનો છે તેને મારજો. માટે એને જેટલા પુત્રો થશે તેટલાં હું તારે સ્વાધીન કરીશ. પણ કંસને તે પછી તેઓપર ભરોસો નહિ આવવાથી વસુદેવ અને દેવકીને પ્રતિબંધમાં રાખ્યા. એ મુજબ કંસના પ્રતિબંધ દરમ્યાન હતા. દેવકીને જે પેહેલો પુત્ર થયો તે કંસને આપતાં તેણે તેનો પ્રાણ લીધો. એ મુજબ દેવકીના ૭ પુત્રોનો પ્રાણ લીધો. પણ સાતમી વેળા દેવકીને દિવસો ચઢતાં, તેણીનો ગર્ભ દેવમાયાથી બેસી જઈ ગોકુલમાં નંદ પાસે વસુદેવની સ્ત્રી રોહિણી હતી, તેના ઉદરમાં જઈ તેણીને ગર્ભવંતિ કરી. આ રીતે સાતમો ગર્ભ જરી જવાની વાત જાણી કંસ ધભરાયો; એ મુજબ વસુદેવથી દેવકીને સાતમો બળરામ ને આઠમો કૃષ્ણ થયો. (જુઓ કૃષ્ણ). આ બાળકોને ગોકુળમાંજ ઉધારવામાં આવ્યા. આ વાત કંસે જાણતાં પુતના, અઘાસૂર, કેશો વગેરેને ક્રમે કરી ગોકુળમાં મોકલ્યા તે સર્વે માર્યા ગયા. આથી એણે કોઇ બહાને તેમને ગોકુળમાંથી મથુરામાં લાવવા માટે અક્રૂરને મોકલ્યો. અક્રૂર તેમને લઇ આવતો હતો તેટલાં ચાણૂર અને મુષ્ટિક નામે મલોને મલ્લ યૂદ્ધને મસે કંસે તેમની સામે લઢવા મોકલ્યા, તેમને બળરામ તથા કૃષ્ણે મારી નાખી, કંસને કૃષ્ણે ખંજર વડે કાપી નાખ્યો. અને તેના આંઠ ભાઇઓને બળરામે મારી નાખ્યા.

**કસટ્રીઅન**—આ રૂશિયાનું કિલ્લેબંદીવાલું શેહેર બર્લિનની પૂર્વે રેલ માર્ગે ૩૧ મૈલપર છે. આ ગામની કિલ્લેબંદી ઈ. સ. ૧૫૩૫–૪૩ માં કરવામાં આવી અને ૧૮૦૬ થી ૧૮૧૪ વેર ફ્રેન્ચોને તાબે રહ્યું. વસ્તી ૧૫,૧૦૫ની હતી.

**કસ્તૂરી**—પૃથ્વીની સપાટી ઉપર અતિ સુગંધમય પદાર્થોમાં કસ્તૂરી મુખ્ય છે. કસ્તૂરી હરણથી ઉત્પન્ન થાયછે. તે હરણને કસ્તૂરિયો મૃગ કહે છે. આ પ્રાણી હિમાલય પર્વતના ઉતરાણમાં તથા ભૂતાન, તીબેટ અને એશિયાટીક રૂશિયાનાં દેશોનાં જંગલોમાં મળે છે.

કસ્તૂરીયો મૃગ નાના કુતરા જેવડું હોયછે. તેની લંબાઈ ૩ ફીટ હોઇ તેની ડોકી હરણના માથાં જેવી હોયછે. આ પ્રાણી અતિ બીહિકણ હોવાથી તે પોતાનો ખોરાક રાત્રેજ શોધવા નિકળે છે. તેના પગની ખરીની રચના એવી હોય છે કે પાહાડોની કઢણ યા બિકટ માર્ગમાં તે સેહેજ દોડી શકે છે. તેના અંગ ઉપરનું ઉન નરમ અને રૂવાંટાવાલું હોયછે. પણ તે એટલી નાજુક હોય છે કે તેને ચમટીથી ખેંચતા નિકળી આવી છુટા પડે છે. આ પ્રાણીને શિંગડાં હોતાં નથી, પણ તેના મોઢામાંથી બહાર નીકળેલા બે અણીયાલાં દાંતો હોયછે. આ અણીયાલાં દાંતો નંરને હોય છે પણ માદાને હોતાં નથી. આ પ્રાણીને શેકારીઓ કુત્રાની મદદથી પકડે છે. પણ આ પ્રાણી ઘણું કરી જાળમાં સપડાય છે. કસ્તુરિયા હરણને જાળમાં પકડયા પછી જો તેને ત્યાંજ રહેવા દીધું હોય તો તેને જમીન માહેલા ચોકસ પ્રાણી કરડી ખાયછે અને તેની ચામડી ચીરી નાખે છે. તેમજ તેના બદન માહેલી કસ્તૂરી જ્યાં ત્યાં વિખેરાઇ પડેછે તેને કોઇ ખાતું નથી.

કસ્તૂરીની કોથળી નાની થેલી જેવડી હોયછે. તે તેની દુટીનાં ઉપલા ભાગ માં હોયછે. આ કોથળી માત્ર નરમાંજ હોયછે, માદાને હોતી નથી. નરના છાણમાં વટીક કસ્તૂરીનો સુગંધ આવેછે પણ તેવો વાસ તેના આતરડાં યાબીજા કોઇ ભાગમાં આવતો નથી. કસ્તૂરીની કોથળીને પડ ઉપર પડ હોયછે, અને તેમાં કસ્તૂરી હોયછે. આ કોથળીમાં ભૂરા રંગનો ઈંડાં જેવો નક્કર પદાર્થ ભરેલો હોયછે જે ઘણો ચીવટ ને મજબુટ હોયછે; ને તેનું કદ અખરોટથી તે મરઘીનાં ઈંડા જેટલું મોટું હોયછે. આ કસ્તૂરી પ્રથમ કાઢતાં તેનો રંગ રતાસપર હોયછે પણ તેને થોડા વખત તેમજ રાખતાં તે કાળી પડેછે. થંડીની ઋતૂમાં કસ્તૂરીના દાણા કઠણ અને સૂક્કાં થાયછે, પણ ઉન્હાળામાં તે લીસા બનેછે. આ કોથળી કસ્તૂરીયો મૃગ જન્મ લેવા આગમજથી ધરાવેછે પણ તે વખતે તે બેઢપ આકારની હોયછે. આ કોથળી માહેલો પદાર્થ પેહેલાં બે વર્ષો પુરા થાય ત્યાં વેર દુધ જેવો સફેદ દેખાયછે, અને તેનો વાસ અતિ ઉગ્ર હોયછે. જ્યારે તે પદાર્થની કસ્તૂરી બનેછે ત્યારે તેનું વજન $\frac{1}{2}$ ઔંસ હોયછે. આ કસ્તૂરી તે પ્રાણીની ઉમર મુજબ વધતી વધતી કેટલીક વેળા પાંચ તોલા જેટલી પણ થાયછે. સામાન્ય રીતે દરેક મૃગમાં ૨$\frac{1}{2}$ તોલા કસ્તૂરી નિકળવાનું પ્રમાણ છે.

જુવાન હરણની કસ્તૂરી સુગંધમાં ઓછી હોયછે પણ તેનો સુગંધ ખુશકારક હોયછે. વૃદ્ધ મૃગની કસ્તૂરી સુગંધમાં તિક્ષણ હોવાથી તેનો સુગંધ અતિશય નિકળેછે. તેમજ સુગંધતાનું પ્રમાણ, તેમના રહેવાના મુકામ, ત્યાંની હવા અને ખોરાક ઉપર આધાર રાખેછે. હરણ ૩ વર્ષની ઉમરનું થાય તેટલાં તેની કસ્તૂરી કાઢેલી નકામી ગણાયછે, કેમકે તેમાં સુગંધ જોઇએ તેટલો હોતો નથી. મૃગ પુર જવાનીમાં હાવેછે ત્યારે તેની કોથળી કસ્તૂરીથી ભરાઇ જાયછે. કોઇ કોઇ વેળા તે કસ્તૂરી પોતાની મેળે કોથળીમાંથી બહાર નિકળી પડેછે, ને તેથી થેલી નકામી થઇ પડેછે. કેટલાક શેકારીઓ તે કોથળીને કાણા પાડી તેમાંથી અતિશય સંભાલ ભરી યૂક્તિથી કસ્તૂરી કાઢી લે છે અને તેને ઠેકાણે કોઇ નરમ પદાર્થ ભરેછે. એ મુજબ કેટલી

વખત કસ્તૂરી કાઢી છે તે છિદ્રો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે.

આ હરણની કોથળી બદન ઉપરથી કાઢી લેવાની બે રીતો છે. પેહેલી રીત એ છે કે પેહેલાં તે પ્રાણીના પેટની ચામડી કાઢે છે, તેનીજ સાથે પેલી કોથળી આવેછે. પછી તે ચામડાં ઉપરનાં બાલ નહિ કાઢતાં બાલવાલું અંગ તપાવેલા પથ્થર ઉપર મેળે છે. એટલે તે ત્યાં સૂકાઇ જાયછે, ને સંકોચાઇ જાયછે. કેટલાકો તે સઘળું ચામડું તેલમાં બોળી સૂકી જગાપર મુકે છે. આ સર્વ કડાકુટનું કારણ એજ છે કે મૌંસવાલી ચામડીની બાજુ કોહી જાય નહિ. આટલી બધી સંભાળ લેવા છતાં તે કેથેથી પણ બગડીયા વિના રહેતું નથી. બીજી રીત એ છે કે કોથળી કાપી. કાઢી તેને તડકામાં સુકવવાની છે.

કસ્તૂરી ઘણી મોંઘી મળતી હોવાથી પ્રદેશ ખાતેજ નહિ પણ જ્યાં તે મળેછે તે દેશમાં પણ તેમાં તરેહવાર જાતની ભેળસેળ કરવામાં આવેછે. કેટલાકો તેજ હરણનાં લોહિમાં બીજા પદાર્થ મેળવી થોડી કસ્તૂરી ભેળી ખરી કસ્તૂરીનું તેને રૂપ આપે છે. કેટલાકો તેમાં સીસું, લોખંડ, જામી ગએલું લોહી, ચામડું, પથ્થર, કાગળ, ચીથરાં વગેરે ચીજો ભેળે છે.

કસ્તૂરી સુના કરતાં પણ મોંઘી યાને ૨૭ રૂપ્યે તોલા મુજબ વેચાય છે. કેટલાકો તેને કોથળીમાંજ વેચે છે ત્યારે કોઇ તેને છુટક વેચે છે. કોથળી માહેલી કસ્તૂરી અને ઉપર દર્શાવેલી રીતે કાઢેલી કસ્તૂરીના રંગમાં ફરક હોયછે.

કસ્તૂરીની સુગંધી અતિ ઉત્તમ હોયછે. બીજા પદાર્થોનો સુગંધ કાયમ રાખવા એ મોટી મદદગાર ચીજ ગણાય છે. કસ્તૂરી પાસે કપૂર રાખ્યાથી તેના સુગંધમાં ફરક પડે છે, ત્યારે કડવી બદામ તથા બીજા કેટલાક પદાર્થથી તો તેનો સુગંધ તદન નાશ પામેછે. કસ્તૂરીનો વાસ ૨૦ વર્ષો સુધી કાયમ રહી શકે છે.

કસ્તૂરીની જાત માટે કહે છે કે ભૂતાન (કામરૂપ) દેશમાં ઉત્પન્ન થએલી કૃષ્ણ વર્ણુ તે ઉત્તમ, નેપાળની તામ્રવર્ણુ તે મધ્યમ અને કાશમિરમાં મળતી 'કપિલવર્ણુ' તે અધમ કસ્તૂરી જાણવી.

હાલમાં મુખ્ય કરી ૪ જાતની કસ્તૂરી જાણીતી છે. તેમાં ૧લી 'ટાન કવિન' નામની ચીનથી, બીજી યૂનાન બરમાના ફ્રેન્ચ સંસ્થાનોની સરહદ તરફથી, ત્રીજી આસામ અથવા બંગાળની અને ચોથી 'કાબરટીન' નામની તારતરી અથવા સાઇબિરિઆથી આવેછે. એ ચારમાં પેહેલી સર્વોત્તમ અને છેલ્લી હલકી જાતની જણાવવામાં આવે છે.

કસ્તૂરી પાંચ ગ્રેન પેટમાં જવાથી પેટ ભારી થઈ દુખે છે, માથામાં ધોંકા ઉડે છે અને બેહોશી લાગુ પડે છે. વધારે લીધાથી હાથે પગે ધ્રૂજરી અથવા 'કનવલશન્સ'—ખેંચતાણ થઇ આવેછે ને નાડી ઉતાવળે ચાલે છે. કસ્તુરીની બનાવટી દવાઓમાં 'માલ ખોલીઆ' યાને એક જાતના અર્ધ દેવાનપણાપર અને હિસટીરિઆ જેવાં કેટલાક મરજોપર તે આપવામાં આવેછે. 'હૂપીંગકફ, માં 'ટિટેન્સ' અને છાતીના ધડકવામાં તથા આંકરા આવતા હોય ત્યારે પણ તે દવામાં મિશ્ર કરી અપાય છે.

કુદરતી કસ્તૂરી અતિ મોંઘી મળતી હોવાથી તેવી હસ્તકૃત કસ્તૂરી બનાવવા પાછળ 'મોરયો બાઉર' નામે ફ્રેન્ચ વિદ્વાને ૧૮૮૦ થી ૯૦ વેર મેહેનત કરી છેલ્લે તેવી બનાવટી કસ્તૂરી બનાવવામાં ફતેહ મેળવી હતી. આ વિદ્વાને બનાવટી કસ્તૂરી બનાવવાનું એક કારખાનું, જીરોમેગ્નીની પાસે 'બેલ્યુ' ગામમાં સ્થાપન કર્યું હતું.

**કસ્તૂરી હરણ**—જે હરણની (નરની) દુટીની પાસે કોથળીમાંથી કસ્તૂરી મળે છે તે. આ હરણને સિંગડાં હોતાં નથી પણ મોઢામાંથી બે બાજૂ બે દાંતો નિકળેલાં હોયછે. આવાં દાંતો માદાને હોતાં નથી. એના આગલા પગના ઘુંટણને સાંધા હોતાં નથી. આ હરણ ૩ ફીટ લાંબુ હોય છે. આ પ્રાણીને

હજી કોઇએ પાળી તેના ખોરાક તથા રહેણી માટે પુરો અનુભવ મેળવ્યો નથી. તેમના નાહનાં બચ્ચાં પકડી લાવી તેમની ખાવા પીવાની તજવીજ રાખતાં ઘણી મુશકેલી પડે છે; કેમકે તેમનો મુખ્ય ખોરાક શું છે તે જણાયલું નથી. એના બચ્ચાંને પકડી લાવી ઘેરમાં પાળતાં તેઓ રફતે રફતે નબળાં પડી અપંગ બને છે. મુખ્ય કરી એને ઘાસ, મૂળીયાં અથવા વનસ્પતિ ખાવા આપવામાં આવેછે.

**કસ્તૂરીયો બાંટ**—એ નામનો કસ્તુરીના જેવી સુગંધીવાસો છોડ. આ છોડ વાયૂ ઉપર અતિ અકસીર ઇલાજ ગણાય છે.

**કસ્તૂરીયો બળદ**—આ પ્રાણી અમેરિકાના છેક ઉત્તર ધ્રુવ તરફ વસે છે. માલવિલ બેટો અને એન્કસલેન્ડનાં સખત શિયાળાની થંડક આ પ્રાણી સહન કરી શકે છે. તોપણ શિયાળા દરમ્યાન આ પ્રાણીનાં ટોળાં દક્ષિણ તરફ ઉતરી પડે છે ત્યારે કેટલાકો છેક ઉત્તર તરફ પણ જાય છે. આ પ્રાણીની મુખ્ય વસ્તી ગ્રીનલેંડ, સ્પીટઝબર્ગેન અને સાઇબિરિઆમાં છે. એના મૌસમાં કસ્તુરી જેવો વાસ હોય છે. એનું મૌસ ઇંડીયનો ખાય છે. એની પુછડીની ટોપીઓ તથા શિંગડામાંથી વાસણો બનાવી શકાય છે

આ પ્રાણી કેટલીક રીતે ઘેંટાને તથા કેટલીક વાતે બળદને મળતું છે. તેનું માથું મોહટું ને પોહળું હોયછે. તેનું કપાળ ઉપસેલું ને મોહનાં છેડાપર બાલ ઉગેલા હોયછે. તેનાં શિગડાં મૂળ આગળથી પોહળાં હોયછે અને નરના માથાં ઉપર તો બન્ને શિંગડાં એકજ જગ્યાએથી જૂદી જૂદી દિશામાં ફેલાયલાં હોય એવાં દેખાય છે. આ શિંગડાં વાંક સાથે બે ફીટ લાંબા ને મૂળ આગળ બે ફીટ ઘેરાવામાં હોયછે. કોઈ કોઈ વેળા બે શિંગડાનું વજન દોઢમણ થાયછે. આ પ્રાણીના અવયવો ટુંકા અને પગપરના બાલ પણ ટુંકા હોયછે. તેની પુછડી ટુંકી હોવા છતાં તેપર એટલાતો લાંબા બાલ હોય છે કે તેથી પુછડી ઢંકાઈ જાય છે.

એ બળદ રંગે આસમાની રહે છે. એની માદા નર કરતાં નાહની હોઈ તેના શિંગડાં પણ નાહનાં હોયછે. માદાની છાતી તથા ગલા ઉપરનાં બાલ પણ ટુંકા હોયછે. આ પ્રાણીના શરીર ઉપર જે લાંબા બાલ ઉગેલા હોયછે તે જમીનવેર લટકે છે. મોહ ઉપર માત્ર ટુંકા બાલ હોયછે. એના બદનપર બાલનો ગંજાવર જથ્થો રહેતો હોવાથી તે કદમાં મોટો લાગે છે. એના પગ ટુંકા છતાં તે જલદી દોડી શકે છે, ને કરાડાપર પણ દોડી શકે છે. એ ૩૦ થી ૪૦ ની સંખ્યામાં ફરતા રહી રીંછોનો ઘાણ કાઢે છે. આ પ્રાણીમાં નરો અપસમાં લઢી પોતાનો પોતે ઘાણ કાઢે છે તેમ શેકારીને હાથે માર્યા જાયછે.

**કસમ**—પોતાની વાતની સચ્ચાઇ જણાવવા માટે યા જોએલી બીના ખરી તરીકે દર્શાવવા થકી કસમ લેવાની રસમ પ્રાચીન કાળથી મનુષ્યમાં ચાલુ છે. ચીનાઓ એક કોરીની રકાબી ભાંજી કસમ લીયેછે કે "જેમ તે ભાગી ગઇ તેવા હાલ જો હું ખોટું બોલું તો મારા થજો." આ રેવાજ ચીનમાં પ્રાચીન કાળથી ચાલુ છે. ઈરાની તથા એર્યનો પોતાના ખુદા યા સૌથી પ્રિય વસ્તૂના કસમ લઇ તે પર વાત જણાવતા. હિંદુઓ મુખ્ય કરી ગાયની કસમ લેતા. શૂરવીર પોતાની તલવાર પર હાથ મેળી કસમ લેતા ને તે પાળતા.

પ્રાચીન યૂનાની તથા રોમનો પોતાના માથાના; દોસ્ત આશનાવના અથવા સૌથી પ્રીય ખેશીના લેતા હતા, પણ સૌથી પવિત્ર કસમ પોતાની પ્યારી સ્ત્રીની ચશમના તથા ચુંબનના લેતા હતા. મોહમેદનો અલકુરાનને માથાપર મેળી તેનાં કસમ લેતા. આગલા ઈજીપશિયનો સૌથી હડહડતા કસમ કાંદાના લેતા હતા ને તે વિશે તેમને ભય હતો. આગળ કાઠીઆવાડમાં મહાદેવના લીંગ ઉપરથી બેલ કે ફુલ ઉઠાવવું, કોઇ દેવીની મૂર્તિ ઉપર હાથ મુકવો, બ્રાહ્મણ કે ગાયના ડોકા ઉપર છરી ધરવી, એ કસમના પ્રકાર હતા. ચોરી વગેરેનો ગુનહા સાબેત કરવા સારૂં એક લોઢાની

સાંકળ કે ગોળો ખૂબ તપાવી તોહમતદાર પાસે તે ઉચકાવવામાં આવતો, તે જો તે ઉંચકે તો નિર્દોષ ઠરતો. કેટલીક વાર તેલ કઢાવવામાં આવતું અને તેમાં એક વિંટી અથવા પૈસો નાખી તે તોહમતદાર પાસે બહાર કઢાવતા હતા. ધોલેરાની પાસે ભરિઆડ ગામમાં ગુન્હેગારને કસમ તરીકે એક પીરની કબરની આસપાસ એક લોઢાની બેડી પેહેરાવી તોહમતદારને ચલાવતા. જો તે બેડી પોતાની મેળે તુટી પડતી તો તે નિર્દોષ ગણાતો. ભાવનગરમાં એક પથ્થરમાં બકોરૂં પાડેલું હતું અને તેમાં રહી તોહમતદાર પોતાનું બધું શરીર ગાળતો તો નિર્દોશ અને તેમાં ભરાઈ રહેતો તો ગુન્હેગાર મનાતો.

ઇન્સાફની અદાલતોમાં કસમ આપવાની ચાલ સેકસન લોકોએ ઈ. સ. ૬૦૦ માં ઇંગલંડમાં ચાલુ કરી. બાઈબલ ઉપર ચુંબન લઈ કસમ લેવાની રીત ઇ. સ. ૫૨૮ માં શરૂ કરી. ન્યાયાધિશોને પોતાનો ઓધો લેતાં ૧૩૪૪ માં કસમ આપવામાં આવ્યા હતા. અસલી રોમનો ખોટા કસમ ખાનારાઓને પહાડ ઉપરથી ગબડાવી મારતા હતા. યૂનાનીઓ એવા જુઠાને ડાહામ દેતા હતા. ખ્રિસ્તી ધર્મ યૂનાનમાં દાખલ થયા પછી કોઇ પણ બાઇબલ ઉપર ખોટા કસમ ખાતું હતું ત્યારે તેની જીભ કાપી નાખવામાં આવતી હતી. કેટલાક ખ્રિસ્તી ધર્મ પાળનારા દેશોમાં ત્યાંના પાદ્રીઓ ગુન્હેગારને તોઝેશ કરાવતા. કેટલાક દેશોમાં કોઇ શખસ જુઠા કસમ ખાઇ બીજાને જે સજા અપાવતો તે જો પકડાઇ જતો તો તેને તેજ શિક્ષા ભોગવવી પડતી.

**કસારી**—વાયવ્ય પ્રાંતનાં અલાહબાદમાં, અલાહબાદથી લખનૌના માર્ગમાં અલાહબાદની ઉત્તર પશ્ચિમે ૧૦ મૈલપરનું ગામ.

**કસારો**—ભિનાસવાળી જગ્યામાં આ પ્રાણી ઘણા ઉત્પન્ન થાયછે. એ પુશકળ ઈંડા મેલતું હોવાથી એકી વેળા એક કસારીમાંથી સેંકડો ઉત્પન્ન થાયછે. ચીનાઓ આ જંતુને પૂજ્ય ગણતા હોવાથી તેઓ તેને કદી મારતા નથી. ઈંગ્લંડમાં કસારી પ્રથમ કયારે દાખલ થઇ તેની નોંધ ચોકસ મળતી નથી પણ લંડનથી ૫૦ મૈલ દૂર આવેલા સેલબોર્ન નામના ગામમાં તેના જથ્થ પુગવાની પેહેલી નોંધ ગીલબર્ટ વાહિટ નામના શખસે ૧૮૦૦ માં લીધી હતી. સ્વિડનમાં કસારી ૧૮૩૩માં પેહેલી જણાઇ હતી.

**કસુંબો**—એને સંસ્કૃતમાં કસુંભ, હિંદીમાં કુસુંબાહ, બંગાલીમાં કુસુમ, તામીલમાં કુશુંબા, કર્ણાટકીમાં કુસુંભ અને અરબીમાં કુર્તુમ કહે છે. તેલ તથા કસુંબાનો રંગ કાઢવા માટે આ ઉપયોગી વનસ્પતિની ખેતી હિંદુસ્થાનમાં કરવામાં આવેછે. તે શિવાય કસુંબો સ્પેન, જર્મનીના દક્ષિણ ભાગમાં, ઇટલી, હંગેરી, ઇરાન, ઇજીપ્ત, સુડાનના ટાપુ, દક્ષિણ અમેરિકા અને દક્ષિણ રૂશિયામાં પણ પાકે છે.

આ ઉપયોગી વનસ્પતિનાં જન્મસ્થાન માટે કોઇ પણ દેશ નક્કી દાવો કરી શકતો નથી. કસુંબો જંગલી સ્થિતિમાં આપોઆપ ઉગેલું ઝાઝું મળી આવતું નથી. પણ હિંદુસ્થાન, આફ્રિકા અને એબિસિનિયામાં એ પોતાની મેળે ઉગી નિકળતું હોય અને તેજ તેનું જન્મસ્થાન હશે એમ વનસ્પતિ શાસ્ત્રીઓ જણાવે છે.

ઇ. સ. પૂર્વે ૨૦૦ આગમજ ચીનાઓ કસુંબાનો ઉપયોગ તથા તેની ખેતીથી જાણીતા હતા. બાકટ્રિયાથી ઇ. સ. પૂર્વે ૨૦૫ માં 'ચાંગકિય' નામે વેપારીએ આ વનસ્પતિ પ્રથમ ચીનમાં આણી હતી.

કેટલાક વર્ષો આગમજ યૂરોપમાં કસુંબાના રંગની ભારે વખાણ થતી હતી; તે પછી તેહેવાર રંગો બનવા માંડયાથી હાલમાં કસુંબાના રંગને કોઇ ઝાઝું વખાણતું નથી, ને તેથી તેનો ખપ ઓછો થતો જાયછે. હિંદમાં વેલાતી રંગ ઝાઝો ખપતો હોવાથી કસુંબાનો રંગ કોઈ ઝાઝો બનાવતાં નથી તોય તેની ખેતીનું પ્રમાણ હજી ઘટયું નથી બલકે વધ્યું

છે, તેનું કારણ એના બિયામાંથી તેલ કાઢી પરદેશ રવાના કરવાનો ઉદ્યોગ ચાલુ છે. કસુંબાના ફુલનો રંગ અને બિયાનું તેલ નિકળે છે તેથી હિંદમાં એની ખેતી કરવામાં આવેછે; તોય એની ખાસ સ્વતંત્ર ખેતી કોઇ કરતું નથી, પણ ઘણું કરી ચણા વગેરે ધાન્યના પાક સાથે બાજુમાં એની ખેતી કરવામાં આવે છે.

બંગાલનાં પૂર્વ તરફના ભાગમાં એની ખેતી મોટા પાયાપર થતી હતી પણ હાલમાં તર્હેજાતી રંગોની શોધ થવાથી એને કોઇ પુછતું નથી, તેથી એની ખેતી નાહના વિસ્તારમાં થવા માંડી છે. ડાકા તરફના કસુંબાની પ્રસિદ્ધતા છે. ત્યાં અકટોંબર અથવા ડીસેંબરમાં કસુંબાની ખેતી કરવામાં આવેછે. ચિતાગૉંગમાં છેક જાનેવારીમાં એને વાવે છે. એના પાકથી જમીનમાંનો કસ જલ્દી ઘટી જાય છે. લાગટ ૩ વર્ષવેર એકજ જમીનમાં કસુંબો વાવીયાથી તે ભૂમિ નાપીક થઈ જાયછે, તેથી ચાલુ એકજ જમીનમાં કોઇ વાવતું નથી. જેમાં ઘણી ભિનાસ હોય એવા ઉત્તમ ખેડેલા રેતાળ ખેતરમાં એનો પાક સારો થાયછે.

બિ વાવિયા પછી એના ઝાડ એક ફીટ ઉચા વધે ત્યાં વેર જો વર્સાદ પડે તો પછી એના પાકની ધાસ્તી હોતી નથી; પણ પછી જો વર્સાદ પડે તો ફુલો ખરી પડી પાક નાશ પામે છે.

ફુલ આવવાનો હિંગામ આવી કળીઓ ફુટવા લાગે એટલે વચલી કળી ખિલ્યા આગમજ તોડી નાખે છે, તેથી ઝાડને ફાંટા ફુટી તેપર વધારે ફુલો આવેછે. જાનેવારીમાં કળીઓ ખીલવા માંડી ફેબ્રુઆરીમાં તેનાં ફુલો પૂર્ણ અવસ્થામાં આવેછે, એટલે ફુલો તોડવા શરૂઆત કરવામાં આવે છે. આ લાલ ફુલો તોડવા વખત લગાડયાથી રંગ ઓછો નિકળે છે. માર્ચ આગમજ ફુલો તોડવાનું કામ પુરૂં થાયછે પણ જો પાકને વાર હોય તો મેમાં પુરૂં થાયછે. ફુલો તોડતી વેળા ફુલના કોઇ પણ ભાગને ઇજા કરવામાં આવતી નથી. આ ફુલો પૂર્ણ અવસ્તામાં આવ્યા પછી તોડવામાં આવતાં હોવાથી બિયાં તૈઆર થવા હરકત થતી નથી. ચણા, ગહૂં, જવ, તંબાકુ, મર્ચાં, અફીણ વગેરેના ખેતરની આસપાસ બંગાલ તરફ કસુંબાની ખેતી કરવામાં આવેછે. વાયવ્ય તથા ઔદ પ્રાંતમાં એની ખેતી નાહના વિસ્તારમાં કરવામાં આવેછે, અને ત્યાંનો કસુંબો પણ ઉતરતી જાતનો હોયછે, અને જે પાકે છે તે મીરત તથા રોહિલખંડમાંજ ખપી જાયછે. દિલ્લી પાસેના બુલંદશિહૂરનાં જીલ્લામાં જેટલો કસુંબો પાકે છે તેટલો વાયવ્ય પ્રાંતમાં પાકતો નથી.

કોઇ કોઇ ઠેકાણે ગહૂં, કપાસ, જવ સાથે કસુંબો વાવવામાં આવેછે. મુંબઇ તરફ અકટોંબરમાં એની ખેતી કરવામાં આવેછે, તેથી તે બંગાલના પાક કરતાં જલ્દી પુરૂં થાયછે.

કસુંબાના ફુલો ખિલવાના સુમારમાં આકાશમાં જો વિજળી ચમકે તો ફુલોનો નાશ થાયછે, અને તેમજ એક જાતની 'અળાઈ' કીડ કસુંબાનાં છોડને લાગુ પડતાં તેનો પાક સદનતર નાશ પામે છે. અજમેર તરફ દિલ્લીથી દર વર્ષે ૨૦૦૦૦ રવાના થાયછે. મુંબઇ ઇલાકામાં અમદાવાદ, ખેડા, સૂરત, નાશક, ખાનદેશ, સોલાપૂર અને ભરૂચ જીલ્લામાં કસુંબો પાકે છે.

કસુંબાની ખેતી કરવાથી ખરચ ઘણો થાયછે પણ ઉત્પંતિ વિશેષ થતી નથી. તેથી કસુંબાની સ્વતંત્ર ખેતી કોઇ કરતું નથી.

નિજામ સરકારના રાજ્યમાં દર વર્ષે તૈઆર કરેલો કસુંબો રૂ ૧૨૦૦૦નો નગર તરફ રવાના કરવામાં આવેછે. અને ત્યાંથી ૩/૪ ભાગ મુંબઇ ખાતે જાયછે. તે શિવાય નગર આસપાસ દર વર્ષે રૂ ૮૦૦૦નો કસુંબો તૈયાર થાય છે. ખેડા જીલ્લામાં દર વર્ષે ૪૧૧૩૪ મણ કસુંબો બને છે, તેમાંથી ૨૫,૬૦૦ મણ ત્યાંજ ખપે છે.

મહારાષ્ટ્ર દેશમાં બે જાતનો કસુંબો વા-

વવામાં આવેછે. એક સાદી ને બીજી કાંટેરી જાત. આ જાતના છોડ મજબુત હોઇ તેના પાંદડાં ઉપર કાંટા હોયછે. આ જાતનું તેલ કાઢવામાં આવેછે. બીજી જાતના ઝાડ વધારે મજબુત હોયછે. તેના ફુલો રંગ માટે તોડવામાં આવેછે.

પંજાબમાં કસુંબાનો પાક નાના પાયાપર કરવામાં આવેછે અને ત્યાં જે કસુંબો તૈઆર થાયછે તે ત્યાંજ ખપે છે. ત્યાં સપટેંબરમાં વાવણી કરી એપ્રેલમાં કાપણી કરે છે.

મધ્ય પ્રાંતમાં દર વર્ષે ૬૦૦૦ એકરથી ઓછી જમીનમાં એની ખેતી થાયછે. રાયપૂરથી દર વર્ષે રૂ ૧૦૦૦૦ નો કસુંબો પરદેશ જાય છે.

વર્હાડ પ્રાંતમાં એની ખેતી માટે ૪૦૦૦૦ એકર જમીન રોકવામાં આવી છે. બરમાના નિચલા પ્રદેશમાં ૨,૬૦,૦૦૦ એકર જમીન એના પાક માટે રોકવામાં આવી છે, એમ કેટલાક ગ્રંથોમાં જણાવવામાં આવે છે; છતાં મી૦ એમ. આર. મૂળે જણાવે છે કે આ આંકડો ભૂલ ભરેલો છે; કેમકે તે દેશમાં 'સ્ટ્રેટ સેટલમેંન્ટમાંથી' સામો કસુંબો આવે છે, અને ત્યાંની જમીનનો મોટો ભાગ ચોખાનીજ ખેતી માટે રોકવામાં આવેલો છે.

કસુંબાની જે ખેતી કરવામાં આવેછે તે બે પ્રકારની છે. જે કાંટાદાર હોયછે તેને પાટણ તરફ કુટેલા અને મહારાષ્ટમાં 'સાધી' કહે છે. એનાં બીયામાંથી તેલ કાઢવામાં આવેછે. બીજી વગર કાંટાની જાતને પાટણમાં 'બુહિલી', વર્હાડમાં બોડકો, અઝમગઢમાં સુરિલીઆ અને માહારાષ્ટમાં કુસુંબાચી કહે છે. આજ જાતમાંથી ઉત્તમ પ્રતિનો કસુંબાનો રંગ નિકળે છે.

કસુંબાના પાકથી દર વિંઘા દીઠ રૂ ૧૫ ની ઉત્પતિ થાયછે. તેમાંથી પાંચ રૂપ્યા બિયાં માટે અને બીજા પાંચ ખર્ચનાં જાયછે, માત્ર પાંચ રૂપ્યા નફો રહે છે. તેથી એની સ્વતંત્ર ખેતી કોઈ કરતું નથી. બંગાલમાં રૂ ૩ થી ૧૫ સુધી દર વિંઘે નફો મળેછે.

**કસુંબો બનાવવાની રીત** નીચે મુજબ છે:—ફુલો ખુલી રહ્યા પછી તેને તોડી લેવામાં આવેછે. પછી તેને ચામડામાં સુકવવા પડે છે યા તેને દાબી રાખી સૂકવે છે. તે તદન સુકાયા પછી તેનો ભૂકો કરી વેચવા લાયક તૈયાર થએલો ગણાય છે. ફુલોમાં પેહેલે તોડેલા અને છેલ્લે તોડેલા ફુલો હોયછે. પણ વચલા બહારના ફુલો ઉત્તમ પ્રતિના ગણાય છે. પેહેલા બહારના તોડયાથી તેની કળીઓ ઘણી મળે છે પણ છેલ્લા બહારની તોડીયાથી તેનો રંગ ઓછો ચળકાટદાર બને છે. વળી કસુંબાના રંગનો આધાર જમીનના કસ ઉપર હોયછે.

પ્રથમ ફુલો તોડી તેને ગુણપાટમાં ભરી ઉપર પાણી રેડીને તેને નિતારી કાઢવામાં આવેછે. આ ક્રિયા જ્યાંવેર સ્વચ્છ પાણી નિકળે ત્યાંવેર ચાલુ રાખવામાં આવેછે. પેહેલું પાણી પીળું જર્દ નિકળે છે. આ પિળો રંગ ફુલોના લાલ રંગમાં મળેલો હોયછે. પણ તેને નહિ કાઢવાથી કસુંબાનો રંગ બગડે છે, માટે પિળા રંગનું તત્વ ફુલોમાંથી નિતારી કાઢવામાં આવેછે.

કસુંબો બનાવવાની રીત આખા હિંદુસ્થાનમાં ઘણી ખરી એક મળતી છે પણ યૂરોપ તથા ઇજીપ્તમાં થોડી જૂદી છે.

બનતાં સુધી કસુંબાની ચકતીઓનો રંગ ચળકાટદાર હોય તેટલું સારૂં, કેમકે તેની કિંમત સારી ઉપજે છે. આ રંગ ખેતી કરવા ઉપર આધાર રાખે છે. અતિશય ઝડપથી, બેદરકારીથી યા મટોડી મળી જવાથી કસુંબાનો રંગ બગડે છે. કસુંબો સારો નરસો તેના રંગ ઉપર આધાર રાખે છે. સુમારે ૧૦ તોલા કસુંબામાંથી એક રતલ સૂતરપર ફિકકો રંગ ચઢે છે, ૨૦ તોલાથી ગુલાબી રંગ ચઢે છે અને ૩૦ તોલાથી લાલ રંગ ચઢે છે.

કસુંબાના ફુલમાંથી બે જાતના પીળાં, ને એક જાતનો લાલ એવા ત્રણ રંગો નિકળેછે. આ લાલ રંગમાં 'કારથિમીક આસીડ'

હોયછે. કસુંબાના ફુલોમાં પાણી અથવા તેલ નાખીયાથી પેહેલાં પીળો રંગ નિકળેછે. આ પિળા રંગને વાયવ્ય પ્રાંતમાં 'પૂંજન' કહેછે.

**કસુંબાનું તેલ** બાળવા તથા ખાવાના કામમાં ઉપયોગી છે. એના બિયામાં સિંગ, તલ વગેરે મેળવી તેનું તેલ કાઢવામાં આવેછે. એનું તેલ કાઢયા પછી હેઠે રહેતો ખોળ જાનવરોને ખાવા આપવામાં આવેછે; પણ તે ઝાઝો પુષ્ટીકારક નહિ હોવાથી તે વધારે ખાવા આપવો પડેછે. ૪૦ શેર બિયામાંથી ૬॥ શેર તેલ નિકળેછે. મુંબઈ ઇલાકામાં એના બિયામાંથી સેંકડે ૨૮ ટકા તેલ નિકળેછે.

બુલંદ શિહૃરમાં એક વિંઘા ખેતરમાંથી ૭ મણ બિયાં નિકળેછે. એક મણ બિયાં-માંથી ૭ શેર તેલ નિકળેછે તેમજ ૧૪ શેર ખોળ નિકળેછે. તે શિવાય બિયાંના જે છોલાં નિકળેછે તે ૧૯ શેર હોયછે.

કસુંબો જેમ વેપાર ઉદ્યોગમાં ઉપયોગી છે તેમ તે **ઔષધ** ઉપચારમાં ઓછો ઉપયોગી નથી. કસુંબાના બિયાંની ભુકી જોલાબ આપવામાં અકસીર છે એમ સંસ્કૃત ઔષધ સંગ્રહમાં લખેછે. મરઘાંને પુષ્ટ બ-નાવવા કસુંબો ખવાડવામાં આવેછે. આ બિયાં ઉકાળી યા ભુંજી ખાવામાં લેવાય છે, કસુંબાનો રંગ આપેલા ખાવાના રમકડાં તથા બીસકોટ ખાવામાં જોખમ સમાયલો છે.

કસુંબાના ફુલમાં તંતૂ હોયછે. તેને કેસરનાં વેપારીઓ કેસરમાં ભેળ કરે છે. કેસરના તંતૂ સાથે એના તંતૂ મળતા આવતા હોવાથી તે તુરત ઓળખાઇ આવતાં નથી, પણ ચોકસ નજરથી જોતાં કસુંબાના ફુલોની પાંકળી (ઝીણા તંતૂ પ્રમાણે દેખાયછે તેથી તેને ઉપર તંતૂ કહ્યાં છે,) ઓળખાઇ આવેછે, આ પાંખળી યા તંતૂ નળી જેવી હોયછે. સ્ત્રી કેસર તંતૂ અને નર તંતુ પિળા રંગના હોયછે આથી કેસર અને કસુંબો પરખાઈ આવેછે.

હિંદુસ્થાનથી કસુંબો સેંકડો મણ પરદેશ જાય છે પણ ૧૮૭૩ માં જેટલો જતો હતો તેનો ૬ ઠો ભાગ વટીક હાલમાં જતો નથી એ એના પડતા ઉદ્યોગની સાબેતી છે.

| વર્ષ. | મણ (પાક્કા.) | રૂપીઆ. |
|---|---|---|
| ૧૮૭૩–૭૪ | ૧૩૨૦૬ | ૭૫૮૯૦૬ |
| ૧૮૭૪–૭૫ | ૧૪૨૨૨ | ૬૫૦૮૨૭ |
| ૧૮૭૫–૭૬ | ૪૦૮૧ | ૧૬૩૫૨૮ |
| ૧૮૭૬–૭૭ | ૭૬૬૨ | ૩૦૪૬૭૨ |
| ૧૮૭૭–૭૮ | ૩૬૬૮ | ૧૪૮૮૦૬ |
| ૧૮૭૮–૭૯ | ૪૯૭૭ | ૧૮૬૭૧૧ |
| ૧૮૭૯–૮૦ | ૨૪૧૧ | ૧૮૧૪૫૬ |
| ૧૮૮૦–૮૧ | ૬૬૭૫ | ૩૫૧૧૫૭ |
| ૧૮૮૧–૮૨ | ૨૨૯૩ | ૯૪૭૫૪ |
| ૧૮૮૨–૮૩ | ૩૦૦૮ | ૯૨૦૩૮ |
| ૧૮૮૩–૮૪ | ૨૩૩૩ | ૬૪૪૯૨ |
| ૧૮૮૪–૮૫ | ૨૧૬૭ | ૮૩૦૮૩ |
| ૧૮૮૩–૮૬ | ૧૮૯૮ | ૬૮૯૯૧ |
| ૧૮૮૬–૮૭ | ૨૧૪૯ | ૮૩૮૧૯ |

**કસોર**—પંજાબમાં ધારા નદીની પશ્ચિમે ૯ મૈલ પર આ એક પ્રાચીન કાળનું શેહેર છે. એની આસપાસ મોટો કોટ હોઇ તેની અં-દરના દરેક ભાગો મજબુત કોટ અને બુર-જથી ઘેરી લીધેલાં છે. દંતકથા મુજબ આ કિલ્લેબંદીવાલું શેહેર પ્રાચીન કાળના એક રાજાએ પોતાના ૧૨ બેટાઓ માટે ૧૨ જૂદા જૂદા ભાગમાં બંધાવી તે દરેકને કિલ્લેબંદી કરી હતી.

**કહલૈ**—(જુઓ કલ્લઇ.)

**કહાનવા**—આ ગામ ભરૂચ જીલ્લામાં જંબુ-સર પ્રગણામાં છે. ગામમાં ભરત કલ્યાણની પાદુકા છે, તેથી ત્યાં દર વર્ષે અશો શુદ પુનેમે જાત્રા ભરાય છે. અત્રે એક સ્વચ્છ પાણીનો કુવો છે. તે વિશે એવો વેહેમ છે કે હડખાયલો કુત્રો જો કોઇને કરડીયો હોય તો તે જો પેલા કુવાનું પાણી પીયે છે તો તેનું હડખું દૂર થાય છે. લોક વસ્તી ૨૭૦૦ ની છે.

**કલખાપરી**—જસતની કાચી ધાતૂ. એનું અસલ નામ કૅલેમાઇન છે કે જે શબ્દ ગ્રીક

અને લૅટીન 'કેલેમસ' ઉપરથી બન્યો છે. એ રંગે સફેદ, ફિક્કી પિળી, ભૂરી, લીલી અથવા કાબરચિત્રા રંગની હોય છે. કળખાપરી કોઇ વેળા અપારદર્શક, કોઇ વેળા પારદર્શક, બરડ (ભાગી જાય તેવી), આસમાંની, કાંડાકાર અને ભાગી જાય તેવું હોય છે.

**કલથી**—દ્વિદલ ધાન્યમાં આ સર્વથી હલકા પ્રકારનું ધાન્ય ગણાય છે. આ ધાન્યપર ગરીબ લોકોનો નિર્વાહ થાય છે અને તે મુખ્ય કરી કોકણ, મદ્રાસ, માંગલોર, કોચીન વગેરે ઠેકાણે પાકે છે. સહ્યાદ્રીવાલા દેશમાં એની ખેતી સર્વત્ર થાય છે. એની ખેતી વર્ષમાં બે વેળા થાય છે. એક મૃગશીરના વર્સાદમાં જે વાવે છે તે ભાદ્રપદ મહિનામાં તૈયાર થાય છે અને આશ્વિન મહિનામાં જે વાવે છે તે માઘમાં પાકે છે. ભાદ્રપદમાં પાકતું ધાન્ય ઝીણું ને હલકું હોય છે પણ માઘમાં પાકતું હલકું પણ સ્વાદિષ્ટ હોય છે.

કળથીના છોડ બે ફીટ ઉંચા વધેછે, પણ એના છોડ પાસે જો ઉંચુ ઝાડ હોય તો તેનાં વેલા વધવા માંડેછે. એની ખેતી કરવામાં આવતી હોવાથી તે ખુલ્લા ખેતરમાં વાવવામાં આવેછે, તેથી તે બે વેંહેત કરતાં વધારે વધતા નથી. એનીપર આવતી શિંગો વાંકી હોયછે. આ શિંગમાંથી ૪ થી પાંચ દાણા નિકળેછે. આ કળથીનો રંગ રાતો યા કાળો હોયછે. વાડીમાં થતી કળથી ઉંચા પ્રકારની હોયછે. એની શિંગો પાકતાં એના છોડ ઉખેડી સુકવી તેને ઝુડેછે, યા બળદોને પગે છુંદાવી કળથી છુટી પાડેછે.

કળથી ઔષધિ ઉપયોગમાં અકસીર ગણાય છે. ગંડમાળ ઉપર કળથી તથા મરીના મિશ્રણનો કાવો પાવામાં આવેછે.

**કલપી**—ખેતીવાડીનું એક જાતનું ઓજાર. આ હથિયાર વડે, તૂલ, કરશણના ચાસની વચમાંનું ખડ, ઘાસ વગેરે સાફ કરી શકાયછે, તેમજ કરશણ કાપી લીધા પછીનાં મૂળિયાં કાઢી સાફ કરવા માટે કલપી ઉપયોગીછે.

**કળીચુનો**—ચુનો, પથ્થર, લાકડું કોલસો વગેરે બીજા પદાર્થો સાથે ભેળાયલી હાલતમાં કળી ચુનો મળેછે. તેને પ્રથ મોટી ભઠ્ઠીમાં નાખી ભુંજવામાં આવેછે, જેથી તે માહેલી કારબોનિક આસીડ હોય તે બહાર જતી રહેછે, અને ફકત ચુનો બાકી રહેછે. ચુનાની ઉપર પાણી રેડવાથી તે ગરમ થાયછે, ફુગેછે અને માવાદાર સફેદ ભૂકો નિકળેછે, જેને ખરીચુનો બનાવવા અથવા ખાતર તરીકે વાપરવામાં લેવાયછે. સાબુ બનાવવામાં, ચામડાં સાફ કરવામાં, રંગવામાં, દવાઈમાં અને બીજા હૂન્નરોમાં એનો ખપ ચાલુ છે. (જુઓ કેલશિઅમ–ઑકસાઇડ તથા ચુનો ચુનખડી.)

**કક્ષા**—હિંદુ ખગોળ શાસ્ત્ર મુજબ ગ્રહનો પૃથ્વી આસપાસ ફરવાનો માર્ગ. ગ્રહ કક્ષા ઇત્યાદી કાઢવા માટે આકાશ કક્ષા કલ્પેલી છે. સર્વ ગ્રહની ગતી કક્ષા મંડળમાં સરખીજ માનેલી છે. તે એક દિવસમાં ૧૧૮૫૮ યોજન છે, અને કલ્પમાં દરેક ગ્રહ આકાશમાં એક વેળા ચકરાવો લે છે, એમ માનેલું છે. એટલે કલ્પમાં ગ્રહનું જેટલું ભ્રમણ થાય છે તેટલી આકાશની કક્ષા કેહવાય છે. કલ્પમાં કોઇપણ ગ્રહના જેટલા ભગણ થાય છે તેના સંખ્યાથી આકાશ કક્ષાને ભાંગ્યાથી ગ્રહ કક્ષાનું માન નિકળે છે. સૂર્ય સિદ્ધાંતમાં કક્ષામાન નીચે મુજબ આપેલું છે.

કક્ષામાન યોજન.

| | |
|---|---|
| ચંદ્ર— | ૩૨૪૦૦૦ |
| બુદ્ધ— | ૧૦૪૩૨૦૯ |
| શુક્ર— | ૨૬૬૪૬૩૭ |
| રવિ— | ૪૩૩૧૫૦૦ |
| મંગળ— | ૮૧૪૬૯૦૯ |
| ગુરૂ— | ૫૧૩૭૫૭૬૪ |
| શની— | ૧૨૭૬૬૮૨૫૫ |
| નક્ષત્ર મંડળી— | ૨૫૯૮૯૦૦૧૨ |
| આકાશ— | ૧૮૭૧૨૦૮૦૮૬૪૦૦૦૦૦૦ |

**કાઅબા**—મક્કામાં આવેલી પવિત્ર ઇમારત. પ્રાચીન કાળમાં એ એક દેહેરૂં હતું પણ મુસલમાનોએ તેને પોતાનાં મુખ્ય ધર્મસ્થાનનું રૂપ આપ્યું હતું. આ કાઅબાવાલી મસજીદ મક્કા શેહેરની વચ્ચોવચ આવેલી છે. તેને 'મસજીદ અલ અલહારામ' યાને પવિત્ર મસજીદ કહે છે. તેના ઘેરાવાની વચમાં મુખ્ય નમસ્કાર કરવાની ચીજ જે સઘળી જગાને પવિત્ર કરે છે તે પથ્થરની બાંધેલી ૬ ખુણાવાલા કાઅબાની ઇમારત છે.

આ ઇમારત ૨૫૦ કદમ લાંબી ને ૨૦૦ કદમ પોહળી છે. તેને બેઇતુઅલ્લા યાને ખુદાનું ઘર કહે છે. કાઅબાની ઉત્તરથી દક્ષિણ સુધીની લંબાઇ ૨૪ હાથની ને પૂર્વથી પશ્ચિમ સુધીની પોહળાઇ ૨૩ હાથની છે, ને ઉંચાઈ ૨૭ હાથ (૩૫ થી ૪૦ ફીટ) ની છે. તેનો પૂર્વ તરફ આવેલો દરવાજો ૪ હાથ જમીનથી ઉંચો છે. કાઅબાની ઉત્તર ૫૦ હાથ લાંબી અર્ધ ગોળાકાર એક દેવાલની વચમાં સફેદ પથ્થર પડેલો છે કે જેને ઇસમાઇલની કબર તરીકે ઓળખવામાં આવે છે. કાઅબાના બેવડા છાપરાને ૮ ખુણારોકા અગરના લાકડાના ૩ થાંભલાઓ ઉપર ઉભુ કરેલું છે અને તેની પનાર સુદ્ધ સુન્નાની છે. આ સ્થંભોની વચ્ચે તેમજ મથાળે લોખંડના સળીયાઓ પર રૂપાના ફાનસો ટાંગેલાં છે. કાઅબાની બહારની બાજુએ સુન્નેરી ભરત કામના પટાદાર ઉંચું, કાળું રેશમી કુમાસનું કપડું જેને 'કેશવા' કહે છે તેથી ઢાંકી લીધેલું છે. આ કપડું દર વર્ષે બદલવામાં આવે છે. આગળ તેને કાલીફો મોકલતા હતા પણ પછી મીસરના પાદશાહ મોકલવા લાગા ને હાલમાં તર્કીનો નામદાર સુલતાન દર વર્ષે તે મોકલાવે છે.

આ કાઅબાનું મથક છેક આદમના વખતે બંધાયું હતું પણ જગરેલ પછી અબરાહામ તથા ઇસમાઈલે ફરી તેને સમાર્યું હતું એવી દંત કથા છે. તેમજ હજરત મહમદની ઘણું આગમજથી આ કાઆબાનું દેહેરૂં મૂર્તિ પૂજક આરબોનું બંદગી કરવાનું મથક હતું.

મક્કાના કાલીફ અબદલ્લા ઇબ્નઝોબીરે તેને ફરી સમારી યૂસૂફે તેને રોનકદાર હાલતમાં આણ્યું હતું; પણ ખલીફ હારૂન અલરશીદ પછી તેની અસલી બાંધણીમાં કોઇએ સુધારો કર્યો નહોતો તે આજ સુધી તેવીજ હાલતમાં છે.

કાઅબાની અગ્નિ ખૂણે બસરા તરફ મોઢું કરી પડેલો જમીનથી પાંચ ફીટ ઉંચો એક કાળો પથ્થર છે. આ પથ્થરને મુસલમાનો બંદગી કરી રહેતાં માનપૂર્વક ચુંબન કરેછે જેથી સાવ કાળો થએલો છે, કેટલાકો કહેછે કે તે પેહેલાં તદન સફેદ હતો, પણ મનુષ્ય જાતના પાપે કરી તે કાળો થએલો છે. કાઅબાની પૂર્વમાં આવેલો ઝમઝમનો કુવો તેનાં સ્વચ્છ પાણી માટે પવિત્ર ગણાય છે, આ કુવામાંનુ પાણી હાજીઓ બંદગી કરવા પછી પિએછે, તેમજ તે પાણીને બાટલીમાં ભરી દૂર દેશાવર લઇ જાયછે.

**કાઇઓટોકેમો**—આ જેપાનનું આગલું રાજધાની શેહેર ઇ. સ. ૭૪૮ થી ૧૮૬૮ વેર મુખ્ય શેહેર ગણાતું હતું. આ શેહેર કામો નદીપર ઓઝાકાથી ૨૬ મૈલપર છે. અત્રે ઘણાખરા લાકડાનાં મકાનો છે. બુદ્ધ પંથ—વાલાઓનું આ શેહેરમાં મોટું મંદીર છે. મુખ્ય હૂન્નર ઉદ્યોગ કુંભારકામ, પોરસીલીન, ઇનેમલ, કાંસાની બનાવત ગલીચા વગેરે ચાલે છે. ૧૮૮૪ માં લોક વસ્તી ૨,૫૫,૪૦૩ની ને ૧૮૯૧ માં '૨,૯૭,૫૨૭'ની હતી.

**કાઇકયૂંગ**—ચીનની શેહેનશાહત માહેલા હોનાન પ્રાંતનું આ મુખ્ય શેહેર હૉંગકૉંગ નદીના દક્ષિણ કિનારાપર છે. ૧૮૮૭માં ત્યાં મોટી રેલ આવી હતી. જ્યુ લોકો ત્યાં લાંબા વખતથી જઇ વસેલા હોવાથી તેમની ત્યાં મોટી વસ્તી છે. લોક વસ્તી ૧,૦૦,૦૦૦ની છે. તેમાં મોટો ભાગ મોહમેદનોનો છે.

**કાઇચ્યૂ**—ચીનની શાહાનશાહાત માહેલા શિકીંગ સંસ્થાનોને તાબેનું આ પ્રગણું પેકીંગની પૂર્વ દિશાએ ૬ અંશની લંબાણમાં પાયતખ્ત શેહેરની નજદીકમાં છે. અત્રે દેશ પરદેશનો

ઓહોળો વેપાર ચાલે છે, અને દેશેદેશના વનજારો એકઠા થઇ વર્ષના ચોકસ માસ વેપાર ચલાવે છે. તેમાં ફોકીઈન કુવાંગટંગ અને ક્યાંગનાન સાથે ઓહોળો વેપાર ચલાવે છે. શેહેરથી સમુદ્ર કાંઠો ૮ મૈલ દૂર છે, પણ કિનારાપર છાલકાં પાણી હોઇ રેતીનાં ટેકરાઓ પસરેલા છે. તેથી બારકસો કિનારાથી ૬ થી ૭ મૈલ દૂર ઉભા રહે છે.

**કાઈન**—ઇરાની સલતનતમાં ખોરાસાનનાં પ્રાંતમાં આવેલું આ શેહેર પહાડી જગ્યામાં આવેલા એક મેદાન ઉપર વસાયલું છે. આ શેહેર હિરાતથી ૬ દિવસના રસ્તાપર છે, અને એ શેહેર લોહરાસ્પે સ્થાપ્યું હતું એમ* ક્ષત્રોઇહાએ અઇરાનમાં જણાવવામાં આવે છે. તેમજ ઉપલા ગ્રંથમાં જણાવવામાં આવે છે કે (યાકુન પ્રમાણે) એ નિશાપૂર અને ઇસ્ફહાનની વચ્ચે છે, અને જાણે ખોરાસાનનો દરવાજો છે. તે નિશાપૂરથી ૯ દિવસના માર્ગ ઉપર અને હિરાતથી ૮ દિવસના માર્ગ ઉપર છે.

**કાઈનેતોસ્કોપ**—આ યંત્ર વિદ્વાન એડીસને પ્રથમ શોધી કાઢયું હતું. આ યંત્રની મદદથી એક મોટી ચીજના જૂદા જૂદા ભાગોની સબીઓ એટલી તો ઝડપથી જોનારની સામે રજુ કરી શકાય છે કે આખી ચીજ એકજ પળે તેણે જોઇ હોય એવું ભાસે છે. પ્રથમ આ યંત્ર વડે મોટી ચીજ નાના આકારમાં બતાવી શકાતી હતી, પણ તેની સાથે મેજીકલેનતર્નનો ભેગો ઉપયોગ કરી હાલમાં તે વતી આબેહુબ દેખાવ તેના સંપૂર્ણ કદ સાથે બતાવી શકાય છે. આ યંત્ર વડે સ્ટેશન ઉપર આવતી ગાડી, ઉતારૂઓની ધુમચકરી વગેરે સર્વ દેખાવો સ્પષ્ટ જણાઇ આવે છે.

**કાઈફુંગફૂ**—ચીનના પ્રસિદ્ધ હોનાન સંસ્થાનનું મુખ્ય શેહેર. આ શેહેર પીળી નદીને મથાળે ૪ મૈલ પર છે, પણ તે રેલથી ઘણી વેળા જોખમાયલું છે. ઇ. સ. ૧૬૪૨ માં માનચૂરિયનોના શત્રુઓએ જ્યારે શેહેરપર ઘેરો નાખ્યો ત્યારે ચીનેનશાહી ફોજ તેની મદદે મોકલી પણ તે લશકરનો સરદાર કળાબાજ હોવાથી તેણે પીલી નદીના પાણી ધશી જવાનો એક માર્ગ ખોદી કાઢયો, જેથી કાઈગફૂના આખા મેદાનમાં પાણી ફરી વળયું હતું અને તેથી ૩,૦૦,૦૦૦ રેહવાશીઓનાં પ્રાણ ગયાં હતા.

**કાઈરસ**—આ મહાન પરાક્રમી પાદશાહ એસ્તાયજીસની બેટી મન્દાનો પુત્ર અને હખામનિયન પાદશાહ કમ્બાઇસનો પુત્ર હતો. એના જન્મ વેળા એસ્તાયજીસને એવું સ્વપનું આવ્યું હતું કે મન્દાના ગર્ભસ્થાનમાંથી એક દ્રાક્ષનો વેલો એવોતો ઉંચે ચઢી ફેલાયો કે તેની તળે સર્વ એશિયા ખંડ ઢંકાઇ ગયો. એનો ખોલાસો સેતારેસનાશોએ એવો જણાવ્યો કે આ જન્મ લેનાર બાળક આખા એશિયાખંડનો ધણી થશે. આથી એસ્તાયજીસે પોતાની બેટીને કુન્હેથી પોતાના મહેલમાં બોલાવી કેદ કરી; અને જ્યારે તે હમેલથી છુટી એક બાળકનો જન્મ આપ્યો ત્યારે તે બાળકને (કાઇરસને) એસ્તાયજીસે હાર્પેગસ નામના સરદારને સોંપી તેને કતલ કરવા જણાવ્યું. હાર્પેગસે તે બાળકને મેહેરદાદ નામના ભરવાડને મારી નાખવા સોંપ્યો. આ મેહેરદાદની ઓરતે તેજ સમયે એક મુવેલા બાળકનો જન્મ આપેલો હોવાથી તેની જગે કાઈરસને સુવાડી પેલું મુવેલું બાળક લોકો જાણે તેમ મન્દાના પુત્ર તરીકે જંગલમાં જાહેર કરી દાટયું અને મન્દાને કાઇરસથી છુપી રીતે બચાવવાની ખબર આપી અને પેલા ભવિષમાં મહાન પરાક્રમી નિવડનાર બાળકને પાળીપોશી મોટો કીધો.

કાઈરસની ૧૦ વર્ષની વય થતાં તે પોતાની ચંચળાઇથી એસ્તાયજીસની દરબારમાં જાહેર થયો ત્યારે પાદશાહે પોતાના પૌત્રને આગાથી પોતાના સાળામાં રાખી કમ્બાઇસીસ તથા મન્દા તરફ તેને મોકલ્યો, પણ હાર્પેગસે તેનો જીવ બચાવ્યો માટે તેના બાળકને કતલ કરાવી તેનાજ ગોસનું ભોજન તે વજીરને અવાડી શિક્ષા કરી. આથી હાર્પેગસે એસ્તા-

* શમશુલ ઓલમાં જી. જ. મોદી કૃત.

યજીસપર વેર લેવાના કસમ લઇ પ્રપંચ રચવા માંડયા.

તે પછી કાઇરસ પોતાના મમાવાની દરબારમાં રેહવા લાગો ત્યારે એસ્તાયજીસે ભવિશ્ષવાણી ખોટી પાડવા થકી કાઇરસપર નજર રાખવા માંડી અને તેને દરબારવાલાજ ભાગમાં નજર કેદ જેવી સ્થિતિમાં રાખ્યો.

જ્યારે એસ્તાયજીસ હમાદનમાં હતો ત્યારે ત્યાંથી કાઇરસે કુન્હેથી રજા મેળવી નાહઠો, પણ એસ્તાયજીસને પોતાની ભૂલ જણાતા એક મોટી તુકડી કાઇરસને પકડવા મોકલી. તે તુકડીને કાઇરસે બીજા પાર્સી કિલ્લેદારની મદદથી હાર આપવાથી એસ્તાયજીસે ૩ હજાર રથો, બે લાખ ઘોડેસ્વાર ને દસ લાખ પાયદળ લશકર લઇ પાર્સીઓપર ચઢાઇ કરી ત્યારે કાઇરસની કુમકે તેનો પિતા કમ્બાઇસીસ ૩ લાખ પાયદળ ૫૦ હજાર ઘોડેસ્વાર ને ૧૦૦ રથના લશકર સાથે આવી મળ્યો. આ લડાઇમાં મીડ લશકર જીત્યું, ને કમ્બાઇસીસ માર્યો ગયો. આથી કમ્બાઇસીસનો કિલ્લો એસ્તાયજીસને હાથ ગયો અને તે પછી એસ્તાયજીસે પસાગર્દના કિલ્લાપર બીકટ પહાડી માર્ગે ચઢાઈ કરી પ્રથમ ફત્તેહ મેળવી પણ ઇરાનીઓના ચીવટપણાથી તેઓએ હુમલો કીધો અને પછી કાઇરસે શૂરવીરથી તેના લશકરનો ઘાણ કાઢી હમાદન તરફ નાહાશી ગયો. માર્ગમાં એસ્તાયજીસ ઇ. સ. પૂર્વે ૫૫૯ માં માર્યો ગયો. અને એ રીતે કાઇરસ પાર્સી તથા મિડયાનો પાદશાહ થયો. આ વેળા કાઇરસને તાબે કેપેડોશિયાથી ખોરાસાન વેરનો મોટો દેશ તાબે હતો અને એસ્તાયજીસના પિતાએ એસિર્યાથી આણેલો હનહદ ખજાનો પણ એને મલ્યો. તે પછી કાઇરસે લીડયાના રાજા ક્રિસસ કે જે મહાન બળવંત અને ધનવાન ગણાતો હતો તેનીપર ચઢાઇ કરી. ક્રિસસ એસ્તાયજીસનો વેહવાઇ હોવાથી કાઇરસને ફત્તેહમંદ થતો જોઈ તેની સામે તુચ્છકારથી હસતો હતો, તેને કાઇરસે હરાવી તેનો સાર્દિસનો કિલ્લો જીતી લઇ લીડયાને ઇ. સ. પૂર્વે ૫૪૬ માં પોતાના રાજયસાથે જોડયું. છેલ્લી લઢાઈમાં ક્રિસસ કાઇરસને હાથ કેદ પકડાયો ત્યારે તેને ગરદન મારવાનો હોકમ કીધો, મરતી વેળા તે 'સોલન, સોલન!' નામ પોકારવા માંડયાથી કાઇરિસે તેનું કારણ પુછ્યું ત્યારે ક્રિસસે કહ્યું કે "મારી પાસે અનહદ દોલત અને સત્તા હોવાથી હું પોતાને દુન્યામાં સર્વેથી સુખી કહેતો હતો, પણ સોલને મને કહ્યું કે "મનુષ્ય મોત આગમજ કદી સુખી પોતાને કહી શકે નહિ." પણ હું તેના કહેવાને તુચ્છકારતો હતો. પણ મેં આજે દીઠું કે મનુષ્ય મોત વેર કદી સુખી નહિ કહેવાય, કેમકે ભવિષમાં શા શા બનાવ બનનાર છે તે ઇશ્વર શિવાય કોઇ જાણતું નથી." આ શીખામણની અસર કાઇરસ પર થતાં તેણે ક્રિસસને જીવતદાન આપી છોડી મેલ્યો, પણ પોતાનીજ દરબારમાં એક મિત્ર બનાવી સલ્હાકારની પદ્વિ આપી.

તેજ વખતના સુમારમાં ભૂમધ્ય સમુદ્રના પશ્ચિ કાંઠાપર નાહના ગ્રીક રાજ્યો બળવાન થવા માંડયા હતા, અને તેઓએ કાઇરસસામેની એક સંપીમાં જોડાઇ સાર્દીસમાં બળવો ઉઠાવ્યો ત્યારે તેમને પોતાની બળવંત સત્તાથી દાબી દઇ પ્રાચીન બલ્ખબામી તથા ઉત્તરે તૂરાનના દેશો પર સ્વારી કરી ઇ૦ સ૦ પૂર્વે ૫૪૦ વેરમાં તે દેશો જીતી લેવામાં ફત્તેહ મેળવી. કાઇરસ શૂરવીર તેમજ દયાળુ હતો, એણે બેબિલોન ખાતે જે યાહુદીઓ કેદ પડી રહ્યા હતા તેમને છોડી તેમનું જેરૂસલેમનું ભાંજી નાખેલું દેહેરૂં બાંધવા રજા આપી. આથી બાઇબલમાં તેને ખોરેશને નામે સ્તુતિ કરી વખાણ્યોછે. યાહુદીઓ પ્રમાણે બેબિલોનીયાની પ્રજાને પણ તેમના દેવતાઓના ભાંજી નાખેલા મંદીરો બાંધી આપવાની કાઇરસે ખુશી દર્શાવી હતી.

ઇ૦ સ૦ પૂર્વે ૫૪૦ પછી ઇરાનના હિર્કેન્યા, ઓરાસ્મ્યા, સોગદીયા, આર્મો, દ્રાન્જીયાના, પાર્થ્યા, એરેકોશિયા, સેતેગિધા અને ગંદાર્ય વગેરે પ્રાંતો પણ જીતી લીધાં હતાં,

અને પછી હિંદમાં પંજાબ, તથા સિંધુ વેર નજર દોડાવી પણ આ દૂરદરાજ દેશમાં કશું વળ્યું નહિ. પશ્ચિમ તરફ તે વેળા નેબોનાદિયસ નામે રાજા એસિર્યામાં રાજ્ય કરતો હતો, તેણે ૧૪ વર્ષ વેર ભારે તૈઆરી કરી કાઇરસપર વેર લેવાની બાજી રચી, પણ કાઇરસે બેબિલોન શેહેરમાંથી પસાર થતી નદીનું પાણી ખેંચી લઇ તેનો માર્ગ સુકવી તે માર્ગે શેહેરમાં લશકર મોકલી જીત મેળવી. આ વેળા નેબોનાદિયસ તાબે થવાથી તેને જીવતદાન બક્ષી બેબિલોન ઇ૦ સ૦ પૂર્વે ૫૩૮ માં ઇરાન સાથે જોડી નાખ્યું.

તે પછી મેસાગેતા નામે સ્કિથ્યન લોકોના રાજ્યમાં તોમાઇરસ રાણી રાજ્ય કરતી હતી તેના દેશપર હુમલો કીધો; પણ તેમાં નહિ ફાવવાથી કળાથી તેમને જીતી લેવા માટે થોડાંક કેફી પિણાના પીપો દુશમનની છાવણીમાં મોકલાવી ત્યાંના સિપાઇઓને છાકટા કર્યા ને તેમની પર હલ્લો કરી તોમઇરસના એક પુરા બેટાને ઉઠાવી ગયા. આથી તોમાઇરસે કાઈરસપર નીચે મુજબ પત્ર મોકલ્યો. "લોહીના પ્યાસા કાઇરસ હમણાં મેળવેલી તારી ફતેહેથી તું મઘન થઇ છલકાતો ના. દારૂ પિધાથી જયારે તારા હાથમાં તારી પોતાની લગામ રહેતી નથી ત્યારે તું શું બેવકુફીઓ કરતો નથી? તારા શરીરમાં તે કેફી ચીજ દાખલ થયાથી તારા સોડે બીજાઓને માઠું લાગે એવી ભાષા તે બોલાવે છે. આ ઝેરથી, નહિ કે તારી બહાદુરીથી તેં મારા શાહજાદા ઉપર ફતેહે મેળવી છે. બીજી વેળાએ હું તને સલાહ આપવા હિમત કરૂંછું. તે મુજબ ચાલ્યાથી બેશક તને ફાયદો થશે. મારા શાહાજાદાને તું છુટાપણું બક્ષ અને મેસાગીતાના ⅓ ભાગને નામોશી તેં લગાડી છે તેથી ધરાઈ આ દેશમાંથી હવે તું પાછો જા. પણ જો તું એવી રીતે ચાલશે નહિતો 'મેસાગીતા' ના મોટા દેવતા આફતાબના હું કસમ લઈ કહુંછું જે "જેવો તું મારા કુંવરના લોહીનો તરસ્યો છે તેવાંજ અમો તારા લોહીના તરસ્યાં થઇશું. જેવી નામોશી તેં અમોને લગાડીછે તેથી ચાર ઘણી નામોશી તારા રાજ્ય તથા તાજને લગાડશું, અમો અમારા વેરમાં જીવ આપવા હવે કદી પણ અચકાઈશું નહિ."

આ પત્ર ઉપરથી કાઈરસે પેલા શાહાજાદાને છોડી મુકયો. પણ તેને લાગેલી નામોશીની શરમીંદગીથી તે રાજપુત્રે પોતાને હાથે આપઘાત કરી પ્રાણ આપ્યો. આથી રાણી તોમાઈરિસની સર્વ ઉમેદ ભ્રષ્ટ થઈ. તેણીએ લાગટ ૩ દિવસ વેર લઢાઈ કરી તેમાં કાઇરસ માર્યો ગયો. આ વેળા તોમાઇરસે કાઈરસનું લોહિથી તરબોર થએલું માથું એક વાસણમાં મેળી બોલી " મારા છોકરા સાથે ઠગાબાજી રમી તેની ઉપર ફતેહે મેળવી, અને મારી ખુશીનો જે તેં ભંગ કીધો તેથી આજે તારીપર હું જે ફતેહમંદ થઈછું, તથા તે સાથે હું જીવતીછું તેથી તને આજે લોહી પાઉં છું."

કાઇરસનું મરણ ઇ૦ સ૦ પૂર્વે ૫૨૯માં નિપજયું હતું, તેણે ૨૯ વર્ષ દરમ્યાન ત્રણ પાદશાહિઓનો અંત આણયો. મિડયા, લીડયા અને બેબિલોન્યા ઉપરાંત બેકત્રીયન અને 'સકી' નામની પ્રજાઓના રાજ્યો તેમજ છેક સિંધુ નદી સુધી વસતી ઉગમણ તરફની પ્રજાઓને તથા ઇયોન્યન અને એઓલ્યન જેવી પશ્ચિમ તરફની પ્રજાઓને તાબે કરી છેક ઉત્તરે મેસાગીતા પ્રજાના મુલકની સરહદથી દક્ષિણે ઇરાની અખાત સુધી અને ઉગમણે સિંધુ નદીથી તે પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર માહેલા ટાપુઓ સુધી પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો.

જેનોફનના જણાવ્યા મુજબ કાઇરસ લઢાઇના મેદાનમાં કતલ થયો નહોતો, એટલુંજ નહિ પણ તે ત્યાં જખમી થયો નહોતો. એનું મોત તદન શાંતિભર્યું નિપજ્યું હતું. કાઇરસની લાસ હિરોડોટસ લખે છે તેમ દુશમનોને હાથ ગઈ નહતી. વળી જેનોફનની હકીકતપર વધારે વિશવાસ એ માટે આવેછે

કે મહાન સેકંદર તથા એરિસ્ટોબ્યૂલસે મા-હાત્મા કાઈરસના અસ્તોદનની ભેટ લઈ તેની લાશ જોઇ હતી, અને ડીટયસના જણાવ્યા મુજબ 'એનીસિક્રિટસ' નામે શખસ લખી ગયો છે કે "કાઈરસના અસ્તોદનના ૧૦ મજલા હતા, તેમાંના સૌથી ઉપલા માળપર તેની લાશ ગોઠવી હતી. ત્યાં હખામની હર્ફમાં નીચે મુજબ લેખ હતો. "હું કાઈરસ! પાદશાહોનો પાદશાહ, ત્યાં સુતો છું." સેકંદરે જ્યારે તેના આ અસ્તોદનની મુલાકાત લીધી તે વેળા તેને એક ઢાલ, એ સિકથિયન કમાન અને એક ઈરાની ખંજર મળ્યાં હતા, તથા જે લેખ જણાયો તેપર લખેલું હતું કે "એ મર્દ તું ગમે તે બી હોય, અને ગમે ત્યાંથી પણ આવ્યો હોય, પણ હું કાઇરસ પાર્સી શેહેનશાહત સ્થાપનાર છું. એટલા માટે આ થોડી માટી જે મારા હાડકાં ઢાંકે છે તેની તું અદેખાઇ કરતો ના." આથી સેકંદરે તે અસ્તોદનની વધારે જતન લેવાડવાની ગોઠવણ કરી હતી.

**કાઈલીક**—રશિયન પૅાલિશ સરકારને તાબેનો જીલ્લો તથા શેહેર એ આસ્ટ્રેલીયાની સરહદ ઉપર છે. એનું ક્ષેત્રફળ ૩૮૯૭ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૭,૩૭,૬૬૩ની છે. મુખ્ય શેહેર કાઇલીક ક્રેકોની ઉત્તર પૂર્વે ૮૫ મૈલ પર છે તેમાં લોક વસ્તી ૧૦,૬૫૦ ની છે.

**કાઉકા**—કોલંબિયાની આ નદી મેગડાલીની ઉત્તરે ૬૦૦ મૈલપર છે. એનો પ્રદેશ કોલં-બિયાનો મુખ્ય ભાગ રોકે છે, કે જેનું ક્ષેત્ર-ફળ ૨,૬૦,૦૦૦ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૩,૩૫,૬૯૦ ની છે.

**કાઉન્ટ**—આ શબ્દ જે લૅટીન શબ્દ ઉપરથી નિકળેલો છે તે જૂદા જૂદા પ્રાંતના સૂબેદારો માટે આગળ વપરાતો હતો. રોમન પ્રજાની જર્મન જાતે એનું અનુકરણ કરી જૂદા જૂદા પ્રાંતના અધિકારીઓને આપવાની શરૂઆત કરી. આ અધિકારીઓ પોતાના તાબાના મુલકપર સર્વ પ્રકારનો અમલ ચલાવતા.

જેમકે—કાઉન્ટ એટલે સુબેદાર, બ્હારોસ કાઉંટ એટલે અમલદાર, કાઉન્ટ પ્યાલેટાઇન એટલે રાજ્યધાનિનો સુબેદાર. જર્મનિમાં લઢાઇ પ્રસંગે કાઉંટ પોતપોતાના પ્રાંતના સૈન્યના સેનાધિપતિ તરીકે અને શાંત સમ-યમાં ઇન્સાફ કરનારનું કામ બજાવતા. 'સેંડ' આ ઈંગ્લીશ ક્રિયાપદનો અર્થ 'મોકલવું' એવો થાયછે. સેંડ કાઉંટ એટલે મોકલેલા કાઉંટ, યાને જેમનું કામ તપાસણીનું હોય છે. શાર્લમેન પછી કાઉંટો પોત પોતાના કામો વંશપરંપરાએ કર્યા ગયા. એ મુજબ તેમને હાથે સત્તા આવી. હાલમાં જર્મનિમાં તેઓ જાગીરદાર તરીકે સ્વતંત્રતા ભોગવેછે. તેમની જાગીરને જર્મનિમાં ડચી કહેવામાં આવેછે, કાઉંટને જર્મન ભાષામાં 'ગ્રાફ' એ શબ્દ છે.

ફ્રાન્સના બીજા રાજવંશના છેલ્લા રાજાની કારકિર્દીમાં કાઉંટની પદ્વિ વંશપરંપરા આપ-વાનો કાયદો નિકળ્યો હતો, આ વેળા કેટ-લાક કાઉન્ટોએ સ્વતંત્ર થવાની ગોઠવણ વટીક કરી હતી. પણ તે પછી 'હ્યુગ કાપે' રાજા ગાદીએ આવતાં તેની નબળાઇનો લાભ લઇ કાઉન્ટોએ તાજ ધારણ કરવા માંડયું અને પોતાના મુલક ઉપર રાજા પ્રમાણે અમલ ચલાવવા લાગા. તે પછી ફ્રેન્ચ સરકાર નવા પ્રાંત ઉપર જે અધિકારીની ને-મણુક કરતા તેને કાઉન્ટની પદ્વિ આપતા. પણ તેઓ સાથે એવી શર્ત કરવામાં આવતી કે તે અધિકાર તેમના વંશજોમાં વંશપરમં-પરે ચાલતો પણ જો પુરૂષ વારેસ નહિ હોય તો પછી સર્વ જાગીર રાજાને પાછી મળતી, પણ હાલમાં ફ્રાન્સ તરફ કાઉંટની પદ્વિ નામની રહીછે.

ઈંગ્લંડમાં કાઉંટને અર્લ કહેછે. અર્લની બાનુને માત્ર કાઉન્ટેસ કહેવામાં આવેછે. અર્લને હાથ કાંઇ પણ રાજ્ય સત્તા હોતી નથી, માત્ર તેને તે પદ્વિ વંશપરંપરાની મળે છે અને હોસ ઑફ લૉર્ડમાં બેસવાનો હક મળે છે.

**કાઉટ્રી**—અથવા દુધ આપનાર વૃક્ષ. આ

વિચિત્ર ઝાડ અમેરિકન જંગલોમાં મળી આવ્યું છે. આ ઝાડની એકાદ ડાંખળી ભાંજી હોય યા ઉપરની છાલ કાઢી હોય તો તેમાંથી દુધના જેવો રસ વહેવા માંડેછે, કે જે રસ અર્ધા કલાકમાં એક બાટલી ભરાય તેટલો વહેછે. આ રસનો સ્વાદ ગાયના દુધને મળતો હોયછે, પણ તેને વધારે વાર રહેવા દેતાં તે ચિકણો બની પિળો રંગ પકડે છે. આ રસનો ઉપયોગ ઇંડીયનો તથા સિદ્દીઓ ચાલુ ખોરાક તરીકે કરેછે.

**કાઉપીન**—ઉત્તર અમેરિકા તરફ આ પક્ષીની મુખ્ય જાતો વસેછે. આ પક્ષી પોતાના ઈંડાના સેવન થકી બીજા પક્ષીઓના માળા ચોરી તેનો ઉપયોગ કરવાની ખુદ્રતિ ખાશીયત ધરાવે છે. કાઉપીન કદમાં ૭ ઇંચ લાંબા હોઇ તેનો રંગઝાખો લાલાસદાર હોયછે. યૂનાઈટેડ સ્ટેટમાં એની ૩૭ જાતો છે.

**કાઉલી એબ્રહામ**—આ ઈંગલીશ ભાષાના એક જાણીતા કવિનો જન્મ લંડન ખાતે ૧૬૧૮ માં થયો હતો. એના જન્મ આગમજ એનો પિતા મરણ પામવાથી એનું પોષણ એની માતાએ કર્યું હતું. એણે વેસ્ટ મિન્સટર સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. ૧૦ વર્ષની ઉમરે એણે એક દિવસે 'ફેરીકવિન' નામનું કાવ્ય વાંચી કવિતા રચવા પર લક્ષ લગાડયું અને ૧૫ વર્ષની વયે પોતાની રચેલી કવિતાનું એક કાવ્ય પ્રગટ કર્યું. ૧૬૩૭માં એ કેમબ્રિજ યૂનિવ્હર સિટિમાં દાખલ થયો પણ ૧૬૪૪ માં 'સિવીલવોર' શરૂ થતાં અને તેના રાજા તરફના વિચારોને લીધે યૂનિવ્હરસિટિમાંથી કાઢી મેળતાં એણે બીજાં બે વર્ષ ઑક્સફર્ડમાં અભ્યાસ કર્યો.

જે વેળા રાણી પેરીસ નહાશી ગઇ તે સમે ચાર્લસ અને રાણી વચ્ચેના ખાનગી પેગામીનું એણે મોટી ચતુરાઇથી કામ બજાવી વાજબી શાબાસી મેળવી. તે પછી ૧૬૫૬ માં ઈંગલંડ જતાં એને પ્રજાસત્તાક રાજે કેદ કર્યો પણ ૧,૦૦૦ પૌંડના હાથ મચકડ લખી આપતાં છુટકો પામ્યો જ્યારે ક્રોમવેલ મરણ પામ્યો ત્યારે એણે પોતાની આગલી નોકરીને બદલે બદલો મેળવવાની કોશેસ કરી પણ તેમાં નિશ્ફળ નિવડયો. એણે ડયૂક ઑફ બકીંગહેમ અને અર્લ ઑફ સેંટ આલબનના આશ્રયથી પોતાની જીંદગી ગુજારી લંડનમાં ૨૮ મી જુલાઇ ૧૬૬૭ માં મરણ પામ્યો હતો.

**કાઉશ ફરેદુન મુનજમી દસ્તુર**—આ વિદ્વાન અથોરનાનનો જન્મ ઇ૦ સ૦ ૧૭૧૭ માં સૂરતમાં થયો હતો. બાળવયમાં ગુજરાતી તથા ફાર્સી ભાષાનું જ્ઞાન મેળવી ધર્મજ્ઞાનમાં સારી માહિતિ મેળવી હતી. ૧૭૩૬ માં ઇરાનથી સૂરત તરફ આવેલા જમશેદ નામના એક વિદ્વાન દસ્તૂર કને નજૂમ તથા ફાર્સિ ભાષાનો અભ્યાસ કરીને સારી પ્રતિષ્ટા મેળવી હતી, તે વેળા ચાલેલી જરથોસ્તી ટોળામાં રોજ માહના ફર્કની તકરારમાં એવણે ભાગ લઇ ઇ૦ સ૦ ૧૭૪૦ માં નજુમની ગણત્રીઓ કરી. ઇરાનમાં ચાલતા પારસી રોજ માહના તરફેણમાં મત આપી તે માહની હિમાયત કરી હતી. તે પછી ચાલેલી તકરારથી ઇ૦ સ૦ ૧૭૪૫ માં સૂરતમાં શેહનશાહી અને કદમી એવા બે તડાં પડયા; તેમાં કદમી ટોળાના દસ્તૂર તરીકે દસ્તૂર દારાબજી શેરાબજી કુમાના (દાદાદારૂ) સાથે કાઉશજીએ પણ ક્રિયાકામ કરવા માંડયું હતું. આથી કદમી ટોળાની પેહેલી મોબેદી કરનાર કાઉશ દસ્તુર જાણીતા થએલા છે. કાઉશ મુનજમીને ફાર્સી નજુમના વિદ્યા અભ્યાસનો શોખ હોવાથી તેના ઉત્તમ ગ્રંથોનો મોટો સંગ્રહ પોતે કર્યો હતો. મરણ ઇ૦ સ૦ ૧૭૭૯ માં ૧૩ મી અકટોબરે નિપજ્યું હતું.

**કાઉશ રૂસ્તમ જલાલ મુલ્લાં**—મુલ્લાં ફીરોજના ખાનદાનના વડવા તથા કદમી પંથના આ પેહેલા વડા વિદ્વાન દસ્તુરનો જન્મ ઇ૦ સ૦ ૧૭૩૩ માં ભરૂચ ખાતે થયો હતો. બાળવયથી ફાર્સિ અને અરબ્બી ભાષાનું જ્ઞાન સંપાદન કરી પોતાનો અભ્યાસ આગળ વધારી તે વેળા સૂરત ખાતે રોજ મહાના તફાવતથી તકરાર પૂર જોશમાં ચાલતી

હતી તેમાં કાઉશે મુખ્ય ભાગ લીધો હતો. ૧૭૬૭ માં ધનજીશાહ મનજીશાહે કાઉશજીને ઇરાન ખાતે મોકલી માહારોજનાં તફાવત વિષે ખુલાસો મેળવવા મોકલવાનું નક્કી કર્યું; આથી ૧૭૬૮ માં ૨૯ મી માર્ચે પોતાના એક બેટા પેશુતન (પાછળથી મુલ્લાં ફીરોજ) ને ઇરાન તરફ લઇ ગયા. ત્યાં યઝદ, કેરમાન, ઇસ્પહાન, શીરાજ, રૂમ વગેરે શેહેરોની મુલાકાત લઇ ઇરાનના શાહ મહમદ કરીમખાનની મુલાકાત લઇ માન મેળવ્યું હતું, અને તે વખતથી મુલ્લાંનો એલકાબ મેળવ્યો હતો.

તે પછી ૧૭૮૦ માં ૯ મી ફેબ્રુવારીએ સુરત આવી ત્યાંથી મુંબઇ જઇ શેઠ દાદાભાઇ નોશેરવાનજીના કદમી આતશબહેરામ પરઠવાની અને તખ્તનશીન કરવાની ક્રિયા ઇ. સ. ૧૭૮૩ માં ૨૯ મી સપટેંબરે કરી હતી. અને તેજ દિવસથી કદમી અંજુમનના વડા દસ્તુરનો એલકાબ મેલવ્યો હતો, તે પછી ૧૭૯૪ માં પોતાના બેટામુલ્લાંફીરોજને દસતુરી સોંપી પોતે નિજામ હૈદ્રાબાદ જઇ વેપાર વણજમાં પોતાની જીંદગી ગુજારી હતી. મુલ્લાં કાઉશે કબીસાનાં તકરાર ઉપર 'બાકુલા તે બહમની' નામના બે ગ્રંથો રચ્યાં હતાં. મરણ ઇ૦ સ૦ ૧૮૦૨ માં ૨૬ મી ફેબ્રુવારીએ હૈદ્રાબાદમાં નિપજ્યું હતું

**કાઉશ રૂસ્તમજી મિર્ઝા ખુશરો બેગ**—જન્મ ઇ૦ સ૦ ૧૭૧૬ માં નવસારીમાં થયો હતો. બાળ વયમાં સૂરત જઇ ફાર્સી ભાષાનો અભ્યાસ સંપાદન કરી ઇ૦ સ૦ ૧૭૪૧ માં હિંદુસ્થાનમાં મુસાફરી કરતાં દિલ્લી જઇ પાદશાહી દરબારમાં નોકરી મેળવી હતી. ત્યાં પોતાની બાહોશીથી પાદશાહનો ચાહ મેળવી રાજ્યકીય કામોમાં આગેવાન ભાગ લઈ પાદશાહ તરફથી મિર્ઝાં ખુશરો બેગ' નો ખાસ એલકાબ સાથે જાગીર અને બીજું કેટલુંક ઇનામ મેળવ્યું હતું. તે પછી ઇ૦ સ૦ ૧૭૬૦ માં સોહરાબજી કાવશજી નેકસાઅતખાન સાથે સુરતમાં આવી બાકીની જીંદગી ગુજારી હતી. મરણ ૧૭૮૧ માં ૨ જી નવેંબરે નિપજ્યું.

**કાઉસલીપ**—યૂરોપ તરફ આ જાણીતું ઘાસ ઈંગલંડ દેશમાં મોટા વિસ્તારમાં ઉગેછે; પણ સ્કૅાટલંડમાં તે જવલે મળેછે. આ ઘાસ તેનાં ફુલ અને સુગંધી માટે જાણીતું છે. એના ફુલોનો મુખ્ય ઉપયોગ ખાંડ સાથે ભેળી દારૂમાં જોશ ચઢાવવા માટે લેવાનો જાણીતો છે. એક વેળા એ ઢોરોને ખુશ કેફ ચઢાવનાર ઘાસ ગણાતું હતું.

**કાઓચી**—(જુઓ કોચીન-ચીન)

**કાંકડ**—એના ઝાડ અતિ વિશાળ ઉગેછે. એની પર ઉગતાં ફળો આંબળા જેવાં હોયછે અને તેમાં ઝીણા ઠળીયા હોયછે. આ ફળો જેષ્ટ મહિનામાં ઉગેછે. એનું અથાણું અતિ સ્વાદિષ્ટ થાયછે ને તે રંગે કાળું બને છે. એના ઝાડની છાલ ગર ગુમડા ઉપર ખળકરી બાંધી હોય તો તે ફુટી ને સાજા થાયછે.

**કાકડશિંગ**—એના વૃક્ષ હિમાલય પર્વતપર ૮૦૦૦ ફીડનીઉંચાઇના પ્રદેશમાં ઉગેછે. એની ડાંખળીપર પાંદડાની બાજુએ કીડાની કૃતિએ ઉત્પન્ન થએલો રસ એકઠો થઇ તેની ફલાકૃતિ ગ્રંથી થાયછે તેને કાકડશિંગ કહેછે તેનો ઉપયોગ રંગ પાકો કરવામાં થાયછે. એની રસાયનિક પરિક્ષા હજી કોઇએ કરી નથી. કાકડશિંગ ઉષ્ણ, કડવી, તુરી અને જડ હોવાથી તે વાયુ અતેસાર ઉપર ઉપયોગી છે. અતેસારમાં એનું ચુર્ણ ૧થી ૧½ માસો મધમાં આપવામાં આવેછે. ખઇ, ક્ષય અને અડગરીમાં એના છાલની ભુકી એક માસો (૧૫ ગ્રેન્સ), કેશર, એલચી વગેરે સુગંધી પદાર્થો અને મધમાં મેળવી આપવામાં આવેછે. સુશ્રૂત ગ્રંથમાં એને કફહારક કહેલી છે. આ વૃક્ષની છાલ અને તેનો ચીક ઔષધિ ઉપયોગમાં આવે છે.

કાકડ શિંગના ગુણ જે પ્રાચીન કાળમાં જણાવલાં હતાં તેજ હાલ યૂનાની હકીમો માને છે. પણ યૂરોપ્યન તબીબો તેનો ઉપયોગ કરતા નથી.

**કાકડી**—હિંદુસ્થાનમાં કાકડીના વેલા ચોમાસામાં ઉગી નિકળે છે અને ઉન્હાળામાં પુરતું પાણી મળવાથી તે થાય છે. એની પાંચ જાતો છે. સાતપાની, તરકાકડી, નારંગી, બાલકાકડી અને તવસું સાદી. સાતપાની કાકડીના વેલાને પ્રથમ ૭ પાત્રાં આવ્યા પછી ફૂલ આવી કાકડી થવા માંડે છે, પણ એનો વેલો થોડા દિવસ ટકતો હોવાથી તેનો પાક ઝાઝો થતો નથી. તરકાકડી દક્ષિણ ભાગમાં ઉગે છે; તે લાંબી ને મોટી હોય છે, અને મુખ્ય કરી ઉન્હાળામાં પાકે છે. નારંગી કાકડીનો વેલો મોટો વધે છે અને તેપર ગોળ કાકડીઓ આવે છે. તેનો માવો લાલાસપર હોય છે. આ જાતની કાકડી ઝાઝા દિવસ ટકતી નથી. તવસૂં કાકડી કાર્તક માસમાં પાકે છે. આ કાકડી ભૂરા કોહળા જેવડી મોટી થાય છે અને તેનો રંગ લીલો, સફેદ, પિળો એમ ભેળ હોય છે. આ કાકડી ઓછામાં ઓછી ૬ માસ વેર જેવી ને તેવી રહી શકે છે. કાકડીના વેલા નાહના હોય ત્યારે તે ઢોરોના ખાવામાં આવે છે, તો તે વેલાપર આવતી કાકડી કડવી હોય છે.

મ્હોટામાં મ્હોટી કાકડી બે મણથી વધુ વજનમાં ઉતરે છે ને નાહાનામાં નાહાની પાંચ તોલા વજનમાં હોય છે. કાકડી થંડી છે. તેનું રાયતું, કચુંબર, વગેરે બનાવવામાં આવે છે.

**કાકમારી**—અથવા કાકદની. આ વનસ્પતિ કોકણ તથા મલબાર પ્રાંતમાં પુશકળ વધે છે. આ વનસ્પતિનો ઉપયોગ હિંદના તબીબો ઝાઝો જાણતા નથી, પણ યૂરોપના તબીબો તેના ગુણોથી જાણીતા હોવાથી અત્રેથી કાકમારી મોટા જથામાં યૂરોપખાતે મોકલવામાં આવે છે. આ વનસ્પતિ ઝેરી છે ને તેના વેલા મોટી ગુળવેલી જેવડાં વધે છે. એની છાલ નરમ પણ જાડી હોય છે. તેનીપર જે ફળો થાય છે તે જાંબુડા રંગના નાહાની દ્રાક્ષ જેવડાં હોય છે અને તે એક ડાંખળીપર બે થી ત્રણ હોય છે, દરેક ફળમાં ગોળ બિયાં હોય છે. કોકણના જંગલવાસીઓ તેનો ઉપયોગ માછલી મારવા માટે કરે છે. એના ફળમાં ઝેરી અંશ હોવાથી તેના રંગથી કાગડાઓ લોભાઇ તેને ચાંચ મારતા ઝેરની અસરથી મરણ પામે છે. આ ઉપરથી તેનું નામ કાકમારી પડયું છે.

રાજનિઘંટમાં એના ઔષધિ ઉપયોગ વર્ણેલાં છે, પણ આ ફળ ઝેરી હોવાથી હજી તેનો ઉપયોગ જાહેર થએલો નથી. આગળ યૂરોપ તરફ એના બિયાં ઘણા મોકલવામાં આવતાં હતાં પણ હાલમાં એનો ખપ ઓછો થતો જાય છે. યૂરોપ તરફ બીર દારૂમાં કડવાસ તથા કેફ લાવવા માટે એના બિયાં છુંદી માહે મિશ્ર કરવામાં આવે છે. તે શિવાય યૂરોપ તરફ એના બિયાંની ભૂકીને ડુકરની ચર્બિમાં મેળવી માથામાંની જૂ નાશ કરવાનો મલમ બનાવવામાં આવેછે.

**કાંકર**—આ કાંટાવાલું વૃક્ષ હિંદમાં જૂજ ઉગે છે. એના ઝાડપર નાહાની શીંગો આવેછે; તેમાં કાકચીયા હોયછે. આ શિંગ અતિશય કડણ હોય છે, પણ તેનું મગજ ઔષધિ ઉપયોગમાં વપરાય છે. સોજા ઉપર કાકચીયા, આકડા અને એરંડના પાંદડાને વાટી ગરમ કરી લેપ કરવામાં આવેછે. આ લેપ કીધાથી સોજો ત્રણ દિવસમાં ઉતરે છે. તાપ ઉપર કાકચીયા ભૂંજી તેનું ચૂર્ણ કરી તે મરી સાથે ખાવા આપવામાં આવેછે.

**કાંકચ**—કાઠીયાવાડ ઇલાકામાં શેત્રુંજ નદીની ઉત્તરે દોઢ મૈલપર આવેલું ગામ. અત્રે એક દેવીનું મંદીર છે, અને તેમાં રોજ પોતાની મેળે બત્તી સળગે છે એવી ચાલુ દંતકથા છે. ૧૮૪૫ માં આ મંદીર ઉપર ઘીનો વર્સાદ વરસ્યો હતો એવી પણ દંત કથા ચાલુ છે. કાંકચ પાસેના બાવલો નામે ડુંગરમાં આગળ અઘોરી જાતનાં ગલીચ સાધુઓના રહેઠાણો હતાં પણ હાલમાં તેઓ જણાતા નથી. કાંકચ નામ એક જાતના વેલાના કાંટા ઉપરથી પડેલું છે. લોક વસ્તી ૧૮૮૧ મુજબ ૧૪૦૫ ની હતી.

**કાંકુજ**—પાલનપૂર તાબેનો ઇલાકો. એની ઉત્તરે પાલનપૂર અને દીઓદર, દક્ષિણે રાધનપૂર નું રાજ્ય, પૂર્વે ગાયકવાડી કડી અથવા ઉત્તર

પ્રાંત, અને પશ્ચિમે તેરવાડા તથા દિઓદર તાલુકો તેમાં ૫૦૭ ચોરસ મૈલ જમીન, ૬૨ ગામો ને ૩૮૦૦૦ ની લોક વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ ૪૦૦૦૦ ની છે. તેમાંથી રૂ ૫૦૦૦ ગાયકવાડ સરકારને ખંડણીના દેવા પડે છે. જમીન સપાટ હોઇ ઝાડીઓથી ભરપૂર છે, ને કેટલોક ભાગ રેતાળ તથા કેટલોક કાળી મરોડીનો છે. ચોમાસામાં ત્યાંની હવા ખરાબ હોયછે. તેમાં મુખ્ય નદી બનાસ છે.

આ તાલુકો મ્હોટો હોઇ તેમાં ૨૬ પેટા જાગીરો છે. જાગીરદારોનાં પૂર્વજો રજપૂત હતા પણ પાછળથી કોળીઓની કન્યા સાથે લગ્ન કરતાં તેમની સાથે ભેળાઇ ગયાછે. તેમાંના ઘણાક વાઘેલા, સોલંકી, ચહુઆણ અને પરમારની શાખાની જાતના ઓળખાય છે. મુખ્ય જાગીરદાર થરાનો છે. એનો મૂળ પુરૂષ વેણીદાસ હતો. તેણે સ્વપરાક્રમે અહમદશાહના અમલમાં રજપૂતનો કોળી બની જાગીરો મેળવી હતી હાલમાં તેના વંશજો ત્યાંના જાગીરદારો છે.

**કાકસકોંબ**—એ એક ચળકતા પ્રકારનું ફુલ ઝાડ છે. એનાં ફુલો નાહના મોટાં હોઇ તે જુદા જુદા રંગ અને પ્રકારનાં હોયછે. એનાં ઝાડ ઉગાડવા પુશકલ ખાતરવાળી જગા પસંદ કરવી પડેછે. એનાં બિયાં આગસ્ટ માસની શરૂઆતમાં રોપવામાં આવેછે. ધુમસ પડવાથી એનું ઝાડ નાશ પામેછે તેથી આવી વેળા તેની ઉપર ચટાઇ પાંથરવી પડેછે.

**કાકાકૌઓ**—અથવા કાકાટોઓ. આ પોપટની જાતીનાં પક્ષીઓ અનેક જાતનાં આવે છે. એના માથાપર કલગી, ચાંચ વલાણદાર, બદનપરનાં સર્વ પિછાં સફેદ, લાંબી પાંખો ને તે સ્વભાવે બડબડયું હોય છે. એનું મુખ્ય જન્મ વતન આસ્ટ્રેલિયા, તાસમાનિયા, ન્યૂ ગાયના અને ઈંડીયન આર્ચપિલેગો છે. ન્યૂ ગાયનાનાં કાકાટોઆના પંજા બે ફીટ ઘેરાવામાં હોઇ તે જાતમાં સર્વેથી મજબૂત ગણાયછે. આ જાતના કાકાટોઆ રંગે કાળા હોયછે. આસ્ટ્રેલિયામાં પણ કાકાટોઆની એક નાહની જાત મળે છે. આ પક્ષીનો મુખ્ય ખોરાક ફળ તથા બિયાં છે. એને બોલતાં શિખવ્યો હોય તો તે બુલંદ અવાજે સ્પષ્ટ રીતે બોલી શકેછે.

**કાકુ**—ફરેદુનના બેટા સેલમનો એક સપેહસાલાર. જ્યારે મિનોચેહેરે પોતાના મુરબ્બી એરચના ખુનનો બદલો લેવા લઢાઇ ઉઠાવી ત્યારે સેલમ લઢાઇના મેદાનમાંથી નહાશી ગયો પણ આ કાકુ સરદારે બળતવારીથી પોતાનો કિલ્લો બચાવવાના કામમાં આગેવાન ભાગ બજાવી મિનોચેહેરને દિવસો વેર હફાંવ્યો હતો. સેવટે મિનોચેહેરની સાથે કુસ્તી રમતાં માર્યો ગયો હતો.

**કાકુ**—આ એક ઇતિહાસ પ્રસિદ્ધ ધનાઢય મારવાડી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધતા પામી ગયો છે. એ ગુજરાતના પાલી શેહેરથી વલભિપૂરમાં જ્યારે આવી વસ્યો ત્યારે તદન નિર્ધન સ્થિતિમાં હતો, પણ નસીબે કરી વેપારમાં ફાવી લક્ષાધીપતિ થયો. એક સમયે કાકુની પુત્રી રત્નજડીત કાંસકી વડે પોતાના માથાના બાલ ઓળતી હતી, તેપર શિલાદિત્યની કુંવરીની નજર પડતાં તેનું તે કાંસકી પડાવી લેવાનું મન થયું. આથી તેણીએ આ વાત શિલાદિત્યને કહી. શિલાદિત્યે કાકુ પાસે પેલી કાંસકી માંગી તે તેણે નહિ આપવાથી રાજાએ તે બળજબરીથી છિનવી લીધી. આથી કાકુ ક્રોધાયમાન થઇ સિંધના મનસૂર ગામના આરબ પાદશાહને વલભીપૂર ઉપર ચઢાઇ કરવા ઉશ્કેર્યો ને વલભીપૂરનો નાશ કરે તો ૧ કરોડ મોહોર આપવાનું કબુલ્યાથી તેણે આરબ લશકર સાથે ઇ. સ. ૭૫૫ થી ૭૭૦ વેરમાં ચઢાઇ કરી વલ્લભિપૂરનો નાશ કર્યો હતો. તે પછી કાકુએ પોતાનું વચન પાળ્યું પણ યવનોએ તેને તેના દેશદ્રોહિ તરીકેનો યોગ્ય બદલો આપી હેરાન કર્યો હતો.

**કાકુપૂર**—કનોજની પાસે એક ઉંચી જગા છે તે ઠેકાણે પ્રાચીન કાળમાં એક શેહેર હતું તેને તે વેળા કાકુપૂર કહેતા હતા, અને ત્યાં એક સ્વતંત્ર રાજા રાજ્ય કરતો હતો. આ

કાકુપૂરમાં એક કિલ્લો હતો કે જે ૯૦૦ વર્ષ ઉપર છત્રસાલ રાજાએ બાંધ્યો હતો. તે કિલ્લાનું છત્રપૂર એવું પણ નામ હતું. આ કાકુપૂરમાં બે મંદીરો છે. તેમાં એક ક્ષિરેશ્વર મહાદેવનું અને બીજું દ્રોણ પુત્ર અશ્વથામાનું છે. તેમાં અશ્વથામાનાં મંદીરની તે તરફ વિશેષ પ્રસિદ્ધતા છે, અને ત્યાં દર વર્ષે મોટી જાત્રા ભરાય છે.

**કાકુલવતી**—(જુઓ ગોપાલહિત્ય)

**કાકે**—આ એક પ્રકારના રોગનું નામ છે. ચીન તથા જેપાનમાં આ રોગ સાધારણ છે. આ રોગથી પિડાતા દર્દીને સુસ્તિ તથા નબળાઇ લાગુ પડે છે. આ રોગ ઝાઝા ચાવલ ખાધામાં લીધાથી હુમલો કરતો જણાવવામાં આવે છે. તે ઉપરથી ખાવામાં હેરફેર કર્યાથી આ દર્દ હુમલો કરતું નથી.

**કાંકોલી**—આ વનસ્પતિ હિમાલય પર્વતપર ઉગે છે, પણ એના ઔષધિ ઉપયોગ હાલમાં અંજાણ છે. પણ ચરક અને સુશ્રુત મુનિએ તેની યોજના ઔષધિમાં કરી તેના જૂદા જૂદા ગુણો વર્ણેલાં છે.

**કાખબિલાડી**—કાખના અંદરની વેર તણાઈ આવી જે ગાંઠ થાયછે તે કાખબિલાડી તરીકે ઓળખાય છે. એને જો તુરત પિગળાવી નાખવાના ઉપાયો યોજવામાં આવતાં નથી તો તે હેરાન કરેછે.

૧ ઉપાય—શિવલીંગ નામના વેલાના પાંદડાં છુંદીને તેનો લેપ કાખબિલાડી ઉપર પાંચથી સાત દિવસ બાંધવાથી તે બેસી જાય છે; યા તો પાકીને ફુટી જાયછે અને ફુટવા પછી ઘા રૂજાવવા માટે એજ લેપ ચોપડવાથી રૂજ આવેછે. શિવલીંગના પાંદડા કારેલીને મળતાં હોયછે અને તે ઉપર સોપારી જેવડા ગોળ દિંડવાં આવેછે. એ દિંડવાં કાચાં હોયછે તે વેળા લીલા રંગના તથા સફેદ પટાવાળાં હોયછે. પણ પાકવા પછી રંગે લાલ બને છે.

૨ ઉપાય—રેવંચીનો સીરો ૧ ટાંક, ૧ ટાંક સિંગ્રાજી એળીયો, ૧ ટાંક રસમતી; એ ત્રણે ચીજોને કુમારના રસમાં ઘસીને કાખબિલાડી પર લગાડવાથી તે પાકીને ફુટી જાયછે યા બેશી જાયછે.

૩ ઉપાય—ઇંડાની સફેદી તથા કળીચુનો સરખે હિસ્સે મેળવી તેમાં રૂનું પોળિયું ભિજવીને તે કાખબિલાડીપર મેળવાથી ફાયદો થાયછે.

**કાંગ**—આ ધાન્યની છાલ રાતી, પીળી, કાળી એવા ત્રણથી ચાર પ્રકારની હોઇ તે જાડી હોયછે. એક શેર કાંગને છડયાથી તેમાંથી અર્ધો શેર દાણા નિકળે છે. કાંગના રોપા બેથી અઢી હાથ ઉંચા હોયછે; એના છોડ પર આવતા કણુસલાં બાજરીના લાંબા અને બારીક કણુસલાં જેવાંજ હોયછે. કાંગનો ભાત યા કાંજી ઉત્તમ બને છે.

**કાંગ**—એનાં વૃક્ષ દક્ષિણ હિંદુસ્થાનમાં ઝાઝાં ઉગે છે. એ કદે ૩થી ૪ ફીટ ઉંચા હોયછે. એના પાંદડાં સુવાળાં હોઇ તે અઘેડાના પાંદડા જેવાંજ હોયછે. ઉંઘ નહિ આવતી હોય ત્યારે કાંગના મૂળ માથે છુંદી ચોપડવામાં આવેછે.

**કાગડો**—આ પક્ષીથી કોઇ અજાણ્યું નથી. દુન્યાંના ઘણાખરા ભાગોમાં એ નજરે પડે છે. આ પક્ષી ઘણું ચપળ અને ચકોર હોયછે.

કાગડા દર વસંતઋતૂમાં પોતાના જોડાં પસંદ કરે છે અને પોતાના વંશ વૃદ્ધિ થકી તે ઘણો તતપર હોયછે. તેથી તેઓ પેહેલાં એકમેકને શોધી પોતાનું જોડું ગોઠવતાંજ માળો બાંધવાની શરૂઆત કરે છે.

કાગડા પોતાનો માળો ઘણી ચતૂરાઇથી બાંધે છે. ગરમ દેશમાં તેઓ ઘાસ, કાંટા યા કોઈ વળી શકે એવી વસ્તૂ મળે તો તેનાં માળા બાંધે છે. જો તેવામાં તેમને કોઇ ચળકતી વસ્તૂ મળે છે તો તેનો માળો સણગારવામાં ઉપયોગ કરે છે. ૧૮૯૬ ના સુમારમાં મુંબઇના જાણીતા ચસમા બનાવનાર લૉરેન્સ એન્ડ મેયોના કારખાનામાંથી આ ચકોર પક્ષીએ ખાસ્સા સુનાનાં સંખ્યાબંધ ચસમાં ચોરી જઇ પોતાનો સુનેરી માળો બાંધ્યો હતો પણ વધુ લોભ કરવા જતાં તે કાગડો

પોતાના માળા સાથે કેદ કર્યો હતો. થંડા દેશમાં હૂંફ આવવા માટે તેઓ માળાને અંદરથી ઉનનું અસતર કરે છે. આ ઉન લાવવા માટે તેઓ જ્યાં મેંઢા ચરતા હોય ત્યાં જઇ તેમની પીઠ ઉપરથી ઘણી ચપળતાથી બાલો ઝુંપી લાયે છે. જો કોઈ કાગડો બીજાનો માળો ચોરે છે યા પચાવી પાડે છે તો તેઓ બીજાની મદદથી તે ચોરને મરણતોલ શિક્ષા કરે છે.

માળા બાંધ્યા પછી તેમાં કાગડી ઈંડા મુકી તેપર સેવન માટે બેસે છે ત્યારે કાગડો બહાર ફરી તેણીના માટે ખોરાક લઈ આવે છે. કાગડી એકી વેળા ૪થી ૫-૬ ઈંડા મેળે છે. બચ્ચાં બહાર નિકળતાં તેઓ તેમને ઉડતાં શીખવી ચગોર બનાવે છે.

કાગડાને દરેક જાતનો ખોરાક ચાલેછે. જ્યાં સુધી તેને કીડા વગેરે જીવજંતુ મળેછે ત્યાં સુધી તે મૂળીયાં, પાંદડા યા ફળો ખાતાં નથી. તેમજ તેઓ નદી નાળાને યા દર્યા કિનારેથી ઝીણી માછલી ચાંચમાં પકડી પ્રથમ તે ઉંચેથી પથ્થર પર નાખી મારી નાખેછે તેને પછી ખાયછે.

કાગડો ૨૦૦ વર્ષ ઉપર જીવતો માલમ પડયો છે, એ કલાકના ૨૫ મૈલની ઝડપે ઉડી શકેછે.

કાગડા વિશે જૂદી જૂદી પ્રજામાં તહેંવાર વેહેમો છે અને તેમાં કેટલાક વેહેમો તો જાણીતાં છે. તેના અવાજ, છાયા યા અડકવા ઉપરથી તહેંવાર શકુન અપશકુન જણાવવામાં આવેછે. હિંદુ વેહેમ મુજબ કાગડો જો 'કાક કાક' અવાજ કાઢે તો તેજ વેળા પોતાની છાયા પગલાં વતી ગણી તેમાં ૧૩ ની સંખ્યા ઉમેરી તેને ૬ એ ભાંજવા. જો બાકી ૧ રહે તો લાભ, ૨ રહે તો ખેદ, ૩ રહેતો સુખ, ૪ રહે તો ભોજન લાભ, ૫ રહે તો ધનલાભ અને શૂન્ય રહે તો અશુભ જાણવું.

'ગામ જતાં, ધંધો રોજગાર કરતાં નિશાન અથવા ધજાપર બેશી કાગડો બોલે તો લાભ થાય. જો ગામમાં અથવા સ્વારી કરતાં નાહાની લાકડાની ખુંટી ઉપર બેસીને કાગડો બોલે તો અશુભ જાણવું. જો ગામ જતાં આવતાં ઠુંઠા ઝાડપર બેસી બોલે તો અશુભ જાણવું.

મહાન અલેકઝાન્ડર જ્યારે એક બેટાના' થઇ બાબિલોન જઇ પોતાના વધારેલા રાજ્યની વ્યવસ્થા કરવા ઠરીઠામ થયો ત્યારે ગામમાં પેસતાં તેની સામે એક કાગડાનું ટોળું કાકાકા કરતું આવ્યું હતું અને તે પછી તે થોડા દિવસમાં મરણ પામ્યો હતો.

**કાગ્યૂલ**—કોલાહપૂરના દેશી રાજ્યમાંની એક જાહાગીર. આગળ કાગ્યૂલની પ્રજા કોલ્હાપૂરના રાજાની સામે ચાલુ દવેષભાવ ધરાવતી હતી. પણ બ્રિટીશ સરકારે તેમને નરમ પાડયા હતા, વાર્ષિક પેદાશ રૂ ૭૦,૦૦૦ ની છે. આગળ અત્રેના જાગીરદાર પાસે ૭૦૦ સિપાઇઓનું એક લશકર હતું.

**કાંગરા**—સરમૂરમાં આ પર્વતનું શિખર ગીરી અને ટોન્સ નદીની વચમાં ત્રણ ત્રણ મૈલને આંતરે વચોવચમાં છે. એ ચુનખડીનો પર્વત છે. એ હિમાલયની ત્રીકોણ શાખાનો એક ભાગ ગણાય છે. સમુદ્ર સપાટીથી એનું શીખર ૬૭૬૦ ફીટ ઉંચું છે.

**કાંગરાનો કિલ્લો**--(કાંગ્રા કોટ)—પંજાબની ઉત્તર પૂર્વમાં હિમાલયાની દક્ષિણ તરફનાં નીચે પર્વતની હારપર એક મજબુત કિલ્લો 'બાણ ગંગા' ને કાંઠે ૧૫૦ ફીટ ઉપર છે. આ પર્વતની સપાટી લગભગ ૩ મૈલની છે.

શતદ્રૂ (સતલજ) નદીના કાંઠેનો જે પ્રાંત પશ્ચિમ ભણી આવેલો છે તેને લગતા કેટલાક ભાગને પ્રાચીન કાળમાં 'જાલંધર' એ નામ હતું. હિંદુઓના ધર્મ ગ્રંથ પુરાણમાં આ પ્રાંત 'ત્રિગર્ત' ને નામે પ્રસિદ્ધ છે. તે ઉપરથી ઇસલામી અમલ દરમ્યાન કાંગ્રા નામે જે મજબુત કિલ્લો જાલંધર પાસે છે તે કિલ્લા ઉપરથી આ સર્વ ટાપુને કાંગ્રા એજ નામ પડયું.

જાલંધર એ નામ પડવાનું કારણ પદ્મપુરાણ ઉપરથી જણાય છે કે આ પ્રાંતમાં જાલંધર

નામના રાક્ષસે અઘોર તપ કરી શિવને પ્રસન્ન કિધો અને તેથી ક્રૂર બની ચારે દિશામાં ત્રાસ વર્તાવવા લાગો, અને હજારો મનુષ્યનાં પ્રાણ વિના કારણે લેવા લાગો. આથી શિવે કોપાયમાન થઇ એક યક્ષણીને હાથે તેને મારી નખાવ્યો ત્યારથી આ પ્રદેશનું નામ જાલંધર પડયું. તે તરફની પ્રજામાં જાલંધર પુરાણ નામે જે ધર્મ ગ્રંથ પ્રચારમાં છે તેમાં વર્ણન આપે છે કે, શંકરે જાલંધરને પર્વત નીચે દાબી મારી નાખ્યો, તે વેળા તેના મોહમાંથી જે જવાળા નિકળી તેથી એક જવાળામુખી પર્વત ઉત્પન્ન થયો. તેની પીઠ સતલજનાં દુઆબમાં મળી અને તેના પગ મુલતાન ( મૂળસ્થાન ) સુધી લંબાયા હતા. તે ઉપરથી સતલજના દુઆબ પાસેના પ્રદેશને જાલંધર પીઠ (જાલંધર પૃષ્ટ ભાગ) એ નામ હાલમાં પણ પ્રચારમાં છે; અને સતલજ તથા બિયા એમના દુઆબ બતાવવા માટે તે પ્રદેશને 'દુઆબિબિસ્ટ જાલંધર' એમ સંક્ષેપ નામ અકબર પાદશાહે આપ્યું હતું.

જાલંધર ઉર્ફ કાંગ્રાનું ઘરાણું ઘણું પ્રાચીન છે, અને તેઓ પોતાને સોમવંશી તરીકે જણાવે છે. તેમના વડવાઓ પાસે મુલતાનનો ભાગ હોઇ તેઓ જણાવે છે કે ભારતિય યૂદ્ધ પ્રસંગે અમે કૌરવ તરફથી લઢયા હતા. ભારતીય યૂદ્ધમાં તેઓએ પોતાનો દેશ ખોઇ જાલંધર પ્રગણામાં જઇ વસ્યા અને ત્યાં કાંગ્રા નામનો એક મજબુત કિલ્લો બાંધ્યો. અત્રે તેઓ સ્વતંત્રતાથી રાજ અમલ ચલાવતા હતા. આ કાંગ્રાના કોટને 'નાગર કોટ' પણ કહે છે.

આગલા વખતમાં લઢાઇને પ્રસંગે ત્યાંથી દુશમનોને હંફાવવું એટલું તો સગવડ ભર્યું થઇ પડયું હતું કે, કાંગ્રાનો કિલ્લો જીતવો એ કાંગ્રાની ખીણ અને પડોસના ટેકરીવાળા સજ્યો એવાં બરાબર છે, એવી કેહેતી આગળ ચાલતી હતી. તોપ અને બંદુકની શોધ થવા આગમજ આ કહેતી ખરેખર સચ્ચાઇ ધરાવતી હતી. ખુદ કિલ્લો બાણગંગા અને મનુની—મનજહ નદીઓના સેવટના સંગમ નજદીકના ઢોળાવ ઉપર આવેલો છે. ૧૧ મી સદીની શરૂઆતમાં, મહમદ ગજનીએ આ કિલ્લો મેલવ્યો હતો, અને તે મધે ભરી રાખવામાં આવેલા કાંગ્રા જીલ્લાનો સઘળો ખજાનો તેને હાથ આવ્યો હતો. પાછળથી આ કોટ હિંદુઓએ મેળવ્યો હતો, અને મોગલ શેહેનશાહ જહાંગીરના વખત સુધી તે કાંગ્રાના માહારાજાઓને હસ્તક રહ્યો હતો. આ મહા રાજાઓનું કુટુંબ પંજાબના સઘળા રાજ્યકર્તાઓના કુટુંબો કરતાં સર્વેથી જુનું ગણાય છે અને તેઓનાં વડવાવોએ મહાભારતના યૂદ્ધમાં ભાગ લીધો હતો.

શેહેનશાહ જહાંગીરની આગમજના ૪૦ મોહમેદન શેહેનશાહોમાંથી કોઇબી એ કોટનો કબજો મેળવવાને શકિતવાન થયો નહોતો. સંખ્યાબંધ પ્રસંગો ઉપર ઘેરો નાખવામાં આવ્યો હતો પણ તે પાછો ઉઠાવવાની દરેકને ફરજ પડતી હતી, એટલુંજ નહિ પણ એક દંતકથા એવી જાણીતી છે કે શેહેનશાહ અકબર કાંગ્રાના કોટ ઉપર ઘેરો નાખવા ગયો હતો અને ૧૨ વર્ષ વેર તે ચાલુ રાખયો હતો પણ તેમાં તે ફાવ્યો નહોતો.

'શેહેનશાહ જહાંગીરના વખતમાં કાંગ્રા કોટ ઉપર ઘેરાનો એહવાલ ખુદ શેહેનશાહે લખ્યો છે, અને તેને તાબે કરવા આગમજ તેના લશકરને કેવા પ્રકારની મુશકેલીઓ નડી હતી તેનું તેણે અછી રીતે બયાન કર્યું છે. 'સુરજમલ્લ નામે હિંદુ રાજાને મુરતેઝાખાન નામે એક ઇસલામી સરદાર સાથે મોટું લશકર આપીને જહાંગીરે પ્રથમ આ કિલ્લા ઉપર ચઢાઇ કરવા મોકલ્યો હતો. પણ ટેકરીવાલા મુલકોનાં રાજ્યકર્તાઓનું સ્વતંત્રપણું છીનવી લેવાને સૂરજમલને ગમ્યું નહિ અને તે મુરતેઝાખાન સામે તેનાં લશકરને ઉશકેરી આપ્યું. શેહેનશાહને આ કામ વિષે ફર્યાદ કરવામાં આવતાં તેને પાછો બોલાવી લેવામાં

આવ્યો, અને ઘેરાનું કામ અટકી પડયું. મુરતેઝાખાનના મરણ પછી તકી નામે એક સરદાર સાથે સૂરજમલને પાછો મોકલવામાં આવ્યો. આ સમયે તેણે તકી સામે કાવત્રું ચલાવી ઘેરો ઘાલનાર લશકરને ફકત વિખેરીજ નાખ્યું એટલુંજ નહિ, પણ શેહેનશાહ સામે ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું અને માઉ નામે એક કિલ્લામાં આશરો લીધો. પણ તેણે લઢાઇની તૈઆરી કરેલી ન હોવાથી તેને હરાવવામાં આવ્યો, અને છેલ્લે પાહાડોમાં ભરાઇ બેસવાની તેને ફરજ પાડવામાં આવી. બાદ ૧૪ મહિનાના ઘેરા પછી હિજરી સન ૧૦૩૧ ના વર્ષમાં મોહરમની ૧ લી તારીખે કાંગ્રાનો કોટ શેહેનશાહે તાબે કર્યો. કોટ પોતાને તાબે થતાં જહાંગીર તે જોવા ગયો અને તેના દરવાજા આગળ એક મસજીદ ઉભી કીધી. ત્યાંની જગા અને દેખાવથી જહાંગીર ખુશી થવાથી પોતાને માટે મેહેલ તથા દરબાર બાંધવાનો અમલદારોને હોકમ આપ્યો, પણ મેહેલ બાંધવા માટે રોકેલા સ્ત્રી તથા પુરૂષ કામદારોની ગરદનો ઉપર ત્યાંના પાણીને લીધે ગલગુંડ નામના પાઠાં નિકળી આવેલાં જોઇ તેણે પોતાનો એ ઠેરાવ માંડી વાલ્યો હતો.

૧૯ મી સદીની શરૂઆતમાં એનો પ્રદેશ તથા કિલ્લો 'સાન્સાચંદ' ને હાથ હતો, પણ તે પછી ગુરખાઓએ તેનીપર ચઢાઈ કરી હતી અને તે પછી ૪ થે વર્ષે રણજીતસીંગે તે જીતી લીધો હતો. જ્યારે પંજાબ ઈંગ્રેજોને તાબે થયું ત્યારે આ કિલ્લો ૧૮૪૬ માં ઈંગ્રેજોને હાથ આવ્યો. આ વેળા તપાસ કરતાં કાંગ્રાના કોટ પાસેની ભૂમિ ચાહની ખેતી લાયક જણાતાં ૧૮૫૧ માં ત્યાં નાહના પાયાપર તેની ખેતી શરૂ કરવામાં આવી અને તે પછી મળેલી ફત્તેહથી હાલમાં ત્યાં મોટા પાયાપર ચાહની ખેતી ચાલેછે.

અસલી લેખોનાં અભ્યાસીઓ માટે આ કોટ ઘણો ખોરાક પુરો પાડેછે. આખી દુન્યાંના સર્વેથી જુના કિલ્લાઓ મધેનો એ પણ એક ગણાય છે. તેની દેવાલની વચ્ચે અને તેની પડોસમાં હિંદુ તથા જૈન ધરમોને લગતાં ઘણાં ખંડયરો છે. કાંગ્રાંની ખીણુવાળો જીલ્લો મોહમેદન લશકરના પંજામાંથી છુટી આવેલા હિંદુઓ માટે સદીઓ સુધી એક આશ્રમ સરખો થઇ પડયો હતો.

**કાંગ્રા—જીલ્લો.** એની ઉત્તરે હિમાલય પર્વત અને ચંબા સંસ્થાન, પૂર્વે ચીનાઇ રાજ્ય, દક્ષિણે બિલાસપૂર અને પશ્ચિમે હોશિયારપૂર છે. એનું ક્ષેત્રફળ ૯૦૬૯ ચોરસ મૈલ હોઇ તેમાં લોક વસ્તી ૭,૬૩,૦૩૦ ની છે. જીલ્લામાં ૭૭૮ ગામો છે, દેશપહાડી પણ ફળદ્રુપ હોઇ તેમાં બિઆસ, રિપતી, ચિનાબ અને રાવી વહેછે. જીલ્લામાંનો ૩,૦૦૦૦૦ એકર જમીનનો ભાગ જંગલથી ભરપૂર છે, મુખ્ય ખેતી ગહૂં, ચોખા, મકાઇ, જવ, ચણા, શેરડી, કઠોળ, ચહા, કપાસ વગેરેની ચાલેછે. ચાહાનાં ૧૮૪૬ બગીચાઓછે, તેમાં ૪૮ ઇંગ્રેજોની માલેકી તળેછે, ૧૮૮૧ માં ચાહાનો પાક ૯૬૨૩૨૬ રતલનો થયો હતો જેની કિંમત ૧,૦૦૦૦૦ પૌંડની ઉપજી હતી, આ દેશમાં ખનીજ પદાર્થો અનેક મળેછે.

**કાગળ**—જગતમાં સર્વ ચીજોમાં આ વસ્તુ શ્રેષ્ટપણું પામી છે, કે જેનાથી દુન્યાનો બોહોલો કારોબાર ચાલેછે. કાગળ બનાવવાની શોધ અઢી હજાર વર્ષ ઉપર ચીનાઓએ કરેલી જણાવવામાં આવેછે તેમજ ઇ. સ. પૂર્વે ૨૩૦૦ માં ઇજીપ્તખાતે કાગળ બનાવવામાં આવતાં હતા એમ હમણાની શોધ ઉપરથી જણાઇ આવ્યું છે.

આગલા જમાનામાં જ્યારે કાગળની શોધ થઇ નહોતી ત્યારે ઝાડની છાલ ઉપર લખવામાં આવતું હતું; આ ઉપરથી લેટીન ભાષામાં ચોપડીને 'લીબ' કહેવામાં આવેછે; જેનો અર્થ ઝાડની છાલ થાયછે. તેમજ પુરાણા જમાનામાં ચામડા યા ધાતુનાં પત્રાની ચોપડીઓ બનાવી તે ઉપર લખવામાં આવતું હતું.

ત્રાંબાના પાનાની પ્રાચીન ચોપડી હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણેથી મળી આવી છે તેમાં કાશી (બનારસ) ખાતેથી જમીન ખો-

હતાં મળી આવી હતી. તેમાંના લખાણુ ઈ. સ. પૂર્વે ૧૧૫૦ થી ૧૧૯૬ ના સમયની બાબતોનાં છે. જેમ હિંદમાં કાગળ બદલે આગલ ધાતૂનાં પત્રાં વાપરતા હતા તેમ ક્રીટન લોકોના કાયદાઓ પણ કાંસાના પાંના પર લખાયા હતા અને રોમન લોકો પોતાના ખતપત્રો પીત્તળનાં પત્રાપર લખતા હતા.

ઇ. સ. પૂર્વે ૩૨૭ માં અલેકઝાન્ડર ધી ગ્રેટે (સીકંદર) હિંદુસ્થાનપર ચઢાઇ કરી અને સિંધુ નદી પાર કરી આગળ વધ્યો હતો. તેના કાફલાના વહાણુના વડા સેનાધિપતિ નિઆર્કસે લખ્યું છે કે "હિંદુસ્તાનનાં લોકો કપાસને છુંદી છુંદીને લખવા માટે કાગળ બનાવે છે." આ ઉપરથી જણાય છે કે ઇસવી સન પૂર્વે કપાસમાંથી કાગળ બનાવવાનો હુન્નર અત્રેના લોકો જાણતા હશે.

તવારીખ ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૬૫ માં ચીનાઓએ કાગળ બનાવવાનું પેહેલું કારખાનું સ્થાપ્યું હતું. ૮મી સદીમાં આરબ લોકો જે તે વેળા દોલત તથા વિદ્યામાં આગળ વધી વેપારમાં સર્વોપરી ગણાતા હતાં તેઓ પ્રથમ ચીનાઈ કાગળ મક્કે લઇ ગયા હતા અને ત્યાં પ્રથમ કાગળ કેમ બનેછે તે જાહેર કર્યું હતું. એજ આરબોએ ૧૦મી સદીની શરૂઆતમાં સ્પેનમાં કાગળનો ઉપયોગ અને બનાવટ જાહેર કરી હતી. તે આગમજ હિંદુસ્થાનમાં ખતપત્રો જ્યારે પત્રાંપર લખાતા હતા ત્યારે સાધારણુ પત્રો તાડ પત્રપર લખાતા અને ઇસલામી રાજ્ય અમલ ચાલુ થયો ત્યાં વેર એજ પધ્ધતિ ચાલુ હતી પણુ ઇસલામી લઢાઇઓ પછી કાગળ બનાવવાનો ઉદ્યોગ દાખલ થયો હતો. આગળ ભરતખંડમાં પ્રસિદ્ધ થએલા જુના ધર્મ ગ્રંથોમાં લેખન કળાનું વર્ણુન કરેલું છે ત્યાં કાગળને બદલે તાડપત્રનું નામ આપવામાં આવ્યું છે. તેમજ કાગળ એ સંસ્કૃત શબ્દ નથી પણુ 'કાગજ' આ ફારસી શબ્દનો અપભ્રંશ છે.

બીજી તવારીખો મુજબ ચીનના ક્રુકુનાન પ્રાંતનાં કયુન્યાંગ ગાંમમાં ટેસીલૅન નામે એક રાજદુવારી ઇ. સ. ૮૯ માં સરકારી દારૂખાનાપર ઉપરી હતો, તેણે ઇ. સ. ૧૦૫ માં સણુ, તેમજ ઝાડની છાલમાંથી પ્રથમ કાગળ બનાવવાની શોધ કરી હતી. ૭૫૧ માં સમરકંદના રાજકર્તાએ ચીનપર ચઢાઈ કરી જે બંદીવાનો સ્વદેશ પકડી લઇ ગયો તેમાંના કેટલાક કાગળ બનાવવાનો હુન્નર જાણુતા હતા તેમની મદદથી સમરકંદમાં કાગળનું એક કારખાનું સ્થાપ્યું હતું. તે પછી ઇરાનમાં કાગળ બનાવવાનો હુન્નર ફેલાતાં ૭૯૫ માં બગદાદ ખાતે બીજું કારખાનું સ્થાપવામાં આવ્યું જે કારખાનું ૧૫ મી સદીવેર ત્યાં કાયમ હતું. તે પછી દમાસકસ, ઈજીપ્ત અને આફ્રીકાનાં શેહેરોમાં તેનો ઉદ્યોગ ઝડપથી ફેલાયો હતો.

કપડાનાં ચીથરામાંથી બનાવેલો કાગળ પ્રથમ ઇ. સ. ૧૦૦૦ માં ઈંગલંડમાં જાહેર થયો હતો. ઇ. સ. ૧૧૭૦ માં સણુના ચીથરામાંથી બનાવવામાં આવ્યો ને ૧૫૮૮ માં ડાર્ટફોર્ડ ખાતે પ્રથમ કાગજનું એક કારખાનું ઈંગ્રેજે સ્થાપ્યું હતું. તે વેળા જે કાગળ બનાવવામાં આવતા હતા તે હાલનાં જેવાં સફેદ નહિ પણુ ભૂરા રંગના હતા. ૧૬૯૦ માં થોડા ઘણુા સફેદ કાગળો પ્રથમ બનાવવામાં આવ્યા, પણુ કાગળ બનાવવામાં સુધારો ૧૬૯૦ ના વર્ષથી થવા માંડયો. પણુ ૧૭૧૩ માં રાણી ઍનાંના અમલમાં ટૉમસ વૉટકિન્સે કાગળ બનાવવાનાં હુન્નરમાં મોટો સુધારો કર્યો હતો.

ઈંગ્રેજીમાં કાગળને પેપર કહેછે અને એ 'પેપર' શબ્દ 'પાપિરસ' શબ્દ ઉપરથી નિકળેછે. પાપિરસ નામનું શેવાળ જેવું ઝાડ આગળ ઇજીપ્તમાં ઉત્પન્ન થતું હતું પણુ હાલમાં તે એબિસિનિયા, સિરિયા, સિસીલી વગેરે દેશોમાં પેદા થાયછે. એની ડાંખળી ત્રીકોણાકાર હોઈ તે ૧ ઇંચ જાડી હોયછે. પાપિરસ એ લૅટીન શબ્દ છે અને તેપરથી ઈંગ્રેજીમાં પેપર શબ્દ બની ચાલુ પ્રચારમાં છે. પ્રાચીન ઇજીપશિ-

અને પાપિરસનાં ઝાડની ચીપોકરી તેપર લખતા હતા.

દુન્યાંના દરેક ભાગમાં કાગળની હસ્તી આગમજ લખવાની લીપિની ઉત્પત્તિ થએલી હોવાથી જૂદા જૂદા દેશો તર્હેવાર પદાર્થોનો લખવામાં ઉપયોગ કરતા હતા. જર્મનીમાં લાકડાના કટકા ઉપર મીણ ચોપડી તે ઉપર અથવા પાપિરસ નામે પદાર્થ ઉપર લખવાનો ચાલ હતો. પણ ૧૪ મી સદીમાં જર્મનીમાં એક શોધકે ચીથરાંમાંથી પ્રથમ કાગળ બનાવ્યાં હતાં. આ કાગળો ઉજરડામાં પકડી જોતાં તેપર ક્રૉસ જેવી નીશાની કરેલી જણાતી હતી. તદન જૂના કાગળ ઉપર એક ગોળાર્ધ પાડી તેની ઉપર ક્રૉસ પાડ્યામાં આવતો. આ નિશાની ઈ. સ. ૧૩૦૧ માં મૂળ શોધકે પેહેલ પેહેલી કરી હતી, પછી જે જે દેશમાં કાગળો બનવા લાગ્યાં તે તે દેશના શસ્ત્રોની નિશાનો પાડવા માંડી. કેટલાક કાગળ ઉપર લંગર, એક શૃંગી સિંહ, લીલ નામના ઝાડનું ફુલ વગેરે નિશાની માટે 'વૉટર લાઈન' થી છાપવામાં આવતું. જર્મનીમાં કાગળના કારખાના ઇ. સ. ૧૩૨૦ માં 'મેઝ' અને 'કોલોના' શેહેરમાં પ્રથમ સ્થાપન થયાં હતાં. ૧૩૯૦ માં ન્યૂરેંબર્ગમાં એક પવન ચક્રિથી કાગળનું કારખાનું ચાલુ થયું હતું.

નેપાલમાં બનાવવામાં આવતા કાગળો ચામડાનાં જેવાં મજબુત અને યૂરોપમાં બનતા ઉત્તમ 'પૉલીશ' વાલા કાગળો જેવાં બને છે. તે કુમાસમાં કઠણ ને મજબુત હોવાથી ૩૦૦ થી ૪૦૦ વર્ષ સુધી ટકી રહેછે. તેપર ઉધાઇ યા લાંબા જમાનાની કશી અસર થતી નથી તેથી હિંદમાં તે કાગળ કિમતી ખતપત્રોમાં આગળ વાપરવામાં આવતા હતાં.

હિંદુસ્થાનમાં આગળ પુના, જુન્નર, રાજમહાલ, બંગાલ, નાશીક વગેરે ઠેકાણે હસ્તકૃત કાગળો બનાવવાનાં કારખાનાઓ હતાં, પણ યંત્ર વડે બનાવવાનો હૂન્નર વધવાથી તે તરફનો ઉદ્યોગ હાલમાં પડી ભાગ્યો છે.

કાગળ બનાવવામાં કપાસ યા તાગના કપડાનાં ચીથરાં, અંબાડી, વાંસ, તુતીનું ઝાડ, ગહૂંના છોડ, જાતનાં છોડ, એક પ્રકારનું નરમ લાકડું અને રદ્દી કાગળો વપરાય છે.

કાગળ બનાવવા માટે પેહેલાં જે પદાર્થનું કાગળ બનાવવું હોય, તે પદાર્થ સ્વચ્છ કરી તેમાં કાંઇ રંગ હોય તે કાઢી તેને પાણી સાથે એક રસ કરી લાહી જેવું બનાવવું પડે છે, અને પછી જેવા કાગળ બનાવવાં હોય તેવા જાડા પતલા બનાવી તેનીપર ચળક કાઢવામાં આવેછે.

કાગળ બનાવવાના કારખાનામાં રદ્દી ચીથરાં કાગળ, ફાટેલા ગુણપાટ વગેરે એકઠાં કરી તેની જાત પ્રમાણે ઢગલા કરી તેને એક સાફ કરનારા યંત્રમાં નાંખી ત્યાં તેના ઝીણા ઝીણા કટકા કરે છે, અને ત્યાંજ તેમાંની ધૂળ તથા મેળ નિકળી જઇ તેને ઉકળતા પાણીમાં નાખે છે. આ પાણીમાં ચુનો અથવા કાસ્ટીક સોડા નાખેલો હોવાથી કપડાં માહેલા ચીકાશ યા રંગ નિકળી જઇ તે સ્વચ્છ બને છે; અને પછી તે ઉકાળેલાં ચીથરાં બીજા યંત્રમાં નાખવામાં આવેછે, તે યંત્રમાં ગોઠવેલા તીણાં ચક્રોથી ચીથરાં છિન્ન છિન્ન સ્થિતિમાં આવે છે. પછી તેને બીજા યંત્રમાં નાખી ક્લોરાઇડ ઑફ લાઇમના પાણીના મિશ્રણથી તેમાં બાકી રહેલો રંગ તદન કાઢી નાખે છે. પછી ત્યાં બનેલી લાહી દબાણ કરનાર પ્રેસમાંથી વધતી જઈ તેના દબાણ મુજબ જાડા પતળા કાગળો બહાર પડેછે.

કાગળમાં જૂદા જૂદા ગુણ લાવવા થકી તેની લાહામાં જૂદા જૂદા પદાર્થો ભેળવામાં આવેછે. કાગળ જાડું બનાવવા માટે તેમાં 'પલે વ્હાઇટ' નામનો સફેદ પદાર્થ નાખે છે. આ પદાર્થ નાખ્યાથી કાગળ જાડું બને છે, પણ તે મજબુતાઇમાં ઓછું ઉતરે છે. કાગળ સફાઇદાર બનાવવા માટે તેમાં રાખ, સોડાખાર નાખી પાછળથી તેમાં ફટકી નાખે છે. તેજ મુજબ કાગળને જૂદા જૂદા રંગો આપવા માટે તે લોચામાં જૂદા જૂદા પદાર્થો નાખે છે.

આવી જાતનાં બનાવેલા લોચા પાણીમાં મેળવ્યાથી તેની સફેદ લાહી બને છે અને તેમાંથીજ કાગળ બને છે. કાગળ બનાવવાની રીતો બે છે. હાથે તયાર કરવા અને યંત્ર વડે બનાવવા. હાથ વડે બનાવવામાં આવતા કાગળને માટે લોચાનું બનાવેલું સફેદ પાણી એક પીપમાં રાખે છે ને તે પીપમાં તારનું ઝીણું કપડું બેસાડેલું ચોખઠું તેમાં ડુબાડે છે, અને પછી તેનેસરખી રીતે આડી પકડી ઉપર ખેંચી લે છે; એટલે તે તારનાં કપડા માહેલા છિદ્રોમાંથી પાણી નિતરાઈ રહી તે ઉપર લાહીનો ઝીણો થર બેસી જાય છે. પછી તે ચોખઠું એક બાજુ બરતુસના કટકાપર ઉંધું નાખે છે. એ મુજબ અનેક થર નાખ્યા પછી તેનીપર દબાણ કરી તેમાંનુ પાણી નિતારી લે છે. પછી તે થર જૂદા જૂદા કાઢી સુકવે છે. કે તુરત તેને 'જીલાટીન' પદાર્થના રસમાં બોળી સુકવે છે અને પછી તેને તપાવેલા બે સ્ટીલના રૂલમાંથી દબાણ આપી કાઢતાં યાતો તેને કોડા વાડે ઘસતાં તેપર ઝલેહ નિકળે છે.

ચીનાઇ કાગળ બનાવવાની ચીનાઓની રીત તદન જૂદી છે. તેઓ વાંસ અથવા ઘાસમાંથી કાગળ બનાવે છે. વાંસમાં નરમાઇ આણવા માટે તેને ૧૫ દિવસ કાદવવાલા પાણીમાં ડુબાડી રાખે છે, અને પછી તેને છુંદી તેના લોંદા બનાવે છે. લોંદાના દરેક પીપ પાસે એકેક ધીમા આંચવાલી ભઠ્ઠી હોય છે અને તે ભઠ્ઠી ઉપર સફાઈદાર મતોડીનું છત હોય છે. તેમનો કાગળનો સંચો સમુદ્ર ઘાસના કટકાને ચોખટામાં બેસાડેલો હોય છે. એ સાંચો લાહીમાં ડુબાડી તેનીપર થર બેસાડી તે થર હળવે ગરમ થએલા છત ઉપર મેળે છે, અને તે જરા ગરમ થતાં ચોખાનો 'પાઉડર' બીજો શખસ પીછી વડે તેપર ચોપડી પેલો થર કાઢી લઇ તેને સુકવે છે એઠલે કાગળ બને છે.

,યંત્ર વડે કાગળ બનાવવાની શોધ લુઇ રૉબર્ટ નામે વિદ્વાને કરી હતી. આ કાગળ બનાવવાની કૃતિ તરફ જોતાં તેપણ તેવીજ છે. તારની જાળીનો એક અતિ પોહોળો પટો બે ત્રણ રોલ ઉપર ફરે છે, એટલે તે પટ્ટા ઉપર લાહીનું પાણી સરખી રીતે પડી તેમાંનુ પાણી ઝીણા છિદ્રમાંથી હેઠલ પડી તેપર લાહી બેશી જાય છે. એટલે તેજ વેળા પેલો થર ત્યાંજ બીજ તરફના એક તારના પટ્ટાને લાગી એક બરનૂસના ફરતા પટા પર જાયછે; પછી તે બે રોલરમાંથી દબાઇ વરાળથી ગરમ થએલા રોલરમાંથી સુકાઇ ગમે તેટલો લાંબો કાગળ ચાલુ નિકળ્યાજ કરેછે.

કાગળોમાં જે 'વૉટર માર્ક' ને ચિત્રો યા અક્ષર દોરેલાં હોયછે, તે છાપ પાડવાની કૃતિ એ છે કે, લાહીનો થર જે જાળી પર એકઠો થવાનો હોય તે જાળીપર તે ચિત્રો યા અક્ષરો વણેલાં હોયછે. આ ભાગ થોડો ઉપસેલો રાખવામાં આવતો હોવાથી તેપર લાહીનો થર ઓછો બેસેછે અને તેથી તે ઠેકાણે કાગળ ઓછો જાડો રહી જવાથી અક્ષરો પારદર્શક દેખાય છે.

'ફુલ્સકેપ' કાગળને નામ પડવાનું કારણ એ છેકે આગળ જુદી જુદી જાતનાં કાગળ ઉપર વિદુશકની ટોપી (ફુલ્સકેપ=મશકેરાની ટોપી) નું ચીત્ર કાઢવામાં આવતું અને 'પોસ્ટપેપર' નામ પડવાનું કારણ એ છે કે તે જાતના કાગલોપર બ્યુગલ (પોસ્ટ=ટપાલવાલાનું બ્યુગલ)નું ચિત્ર રહેતું.

દુન્યામાં કાગળોનો ખપ બેહદ વધી ગયાથી હાલમાં જ્યાં ત્યાં એની ખાસ મીલો સ્થાપન કરવામાં આવી છે અને દરેક દેશ (હિંદુસ્થાન શિવાય) પોતાના દેશને પોતેજ કાગળો બનાવી પુરાં પાડે છે. યંત્ર વડે પ્રથમ મોટા જથામાં ઇંગ્લંડમાં ૧૮૩૫ માં 'પેટંટલઇ' કાગળ બનાવવાની નોંધ મળે છે. તે પછી ૧૮૫૧ ના પ્રદક્ષણમાં એવા બનાવેલા કાગળો બતાવવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૮૮૦ માં નીચલા જાણીતા દેશોમાં નીચે મુજબ કાગળ બનાવવાની મીલો હતી.

જર્મનીમાં ૫૪૩, યૂનાઇટેડ કીંગડમમાં ૬૫૦, યૂનાઇટેડ સ્ટેટમાં ૯૩૦, ફ્રાન્સમાં

૯૩૯, ઇટલીમાં ૨૦૬, આસ્ટ્રેલીયામાં ૧૬૦, રૂશિયામાં ૧૬૦, સ્પેનમાં ૬૩, બેલજીયમમાં ૨૯, ડેનમાર્કમાં ૧૯, હૉલંડમાં ૧૬, પોર્ટુગલમાં ૧૬, સ્વિતઝરલેંડમાં ૧૫, જેપાનમાં ૮, ગ્રીસમાં ૧, રૂમાનિયામાં ૧, ક્યૂબામાં ૧ અને હિંદુસ્થાનમાં ૩ હતી. ઈ. સ. ૧૮૯૭ માં હિંદુસ્થાનમાં બંગાળ ઇલાકામાં અને પુણા, લખનૌ અને ગવાલિયરમાં મળી ૮ મીલો હતી, ને તેઓનું ભંડોલ રૂ ૫૦૦૦૦૦૦ નું હતું.

જૂદા જૂદા દેશોમાં દર વર્ષે કેટલા કાગળ તૈયાર થાયછે અને પ્રજા સંખ્યાના પ્રમાણમાં દર માણસ દીઠ કેટલા ખપે છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે.

| દેશના નામ | ઉત્પત્તિ—હંડરવેટ | દર માણસ દીઠ (કિલોગ્રામ) |
|---|---|---|
| જર્મની, લક્સેંબર્ગ ... ... ... | ૫૯,૬૦,૦૦૦ ... ... ... | ૬·૦ |
| ગ્રેટબ્રિટન ને આયરલંડ ... ... | ૩૯,૧૪,૦૦૦ ... ... ... | ૬·૦ |
| ફ્રાન્સ ... ... ... ... ... | ૩૨,૪૬,૦૦૦ ... ... ... | ૪·૧ |
| ઇટલી ... ... ... ... ... | ૧૫,૫૪,૦૦૦ ... ... ... | ૧·૯ |
| આસ્ટ્રીયા હંગેરી ... ... ... | ૨૪,૦૦,૦૦૦ ... ... ... | ૨·૫ |
| રશિયા ફીનલેંડ ... ... ... | ૯,૦૦,૦૦૦ ... ... ... | ૦·૬ |
| સ્પેન ... ... ... ... ... | ૨,૮૨,૦૦૦ ... ... ... | ૧·૦ |
| હૉલંડ ... ... ... ... ... | ૧,૮૦,૦૦૦ ... ... ... | ૨·૦ |
| સ્કેન્ડિ નેવિઆ ... ... ... | ૩,૪૮,૦૦૦ ... ... ... | ૧·૮ |
| બેલજ્યમ ... ... ... ... | ૬,૯૦,૦૦૦ ... ... ... | ૩·૬ |
| સ્વિટઝરલેંડ ... ... ... ... | ૨,૩૪,૦૦૦ ... ... ... | ૩·૫ |
| પોર્તુગલ... ... ... ... ... | ૯૬,૦૦૦ ... ... ... | ૧·૧ |
| ડેનમાર્ક ... ... ... ... ... | ૧,૦૦,૦૦૦ ... ... ... | ૩·૫ |
| ગ્રીક—ટર્કી ... ... ... ... | ૧૦,૦૦૦ ... ... ... | ૦·૭ |

યૂરોપમાં જુમલે ખપ ૧,૯૯,૫૪,૦૦૦

ઈ. સ. ૧૮૯૦ માં ખુદ યૂરોપમાં નીચે દર્શાવ્યા જેટલી મીલો હતી.

| | મીલ સંખ્યા. | બનેલો માલ (ટન.) |
|---|---|---|
| યૂનાઇટેડ કીંગડમ ... ... ... | ૩૦૦ ... ... ... | ૪,૦૦,૦૦૦ |
| ફ્રાન્સ ... ... ... ... ... | ૪૯૧ ... ... ... | ૨,૪૦,૦૦૦ |
| જર્મની... ... ... ... ... | ૧૦૮૩ ... ... ... | ૧,૮૦,૦૦૦ |
| આસ્ટ્રીયા—હંગેરી ... ... ... | ૭૪૧ ... ... ... | ૭૨,૦૦૦ |
| ઇટલી ... ... ... ... ... | ૨૩૦ ... ... ... | ૪૮,૦૦૦ |
| સ્પેન ... ... ... ... ... | ૯૫ ... ... ... | ૧૩,૦૦૦ |
| સ્વિડન અને નૉર્વે ... ... ... | ૧૩૧ ... ... ... | ૧૪,૦૦૦ |
| નેધરલેંડ ... ... ... ... | ૯૫ ... ... ... | ૭,૨૦૦ |
| રશિયા ... ... ... ... ... | ૪૬ ... ... ... | ૩૩,૫૦૦ |
| બેલજીયમ ... ... ... ... | ૩૭ ... ... ... | ૨૨,૫૦૦ |
| પોર્તુગલ ... ... ... ... | ૧૬ ... ... ... | ૬,૦૦૦ |
| ડેનમાર્ક ... ... .. ... | ૧૩ ... ... ... | ૩,૬૦૦ |
| રોમાનિયા અને ગ્રીસ ... ... | ૪ ... ... ... | ...... |
| સ્વિટઝર લેંડ... ... ... ... | ૩૪ ... ... ... | ૧૦,૦૦૦ |
| જુમલો મીલો. | ૩,૩૧૬ માલ. | ૧૦,૪૯,૮૦૦ |

હિંદુસ્થાન ખાતે જે કાગળોનો ઓહોલો ખપ થાયછે તે યૂરોપનાં દેશો પુરો પાડેછે. ઇ. સ. ૧૮૮૦ માં યૂરોપથી હિંદુસ્થાન ખાતે રૂપ્યા ત્રીસ લાખનાં કાગળો આવ્યાં હતાં તેમાં ૧૪ લાખની કિંમતના લખવા-નાં ને ૪ લાખ રૂપ્યાની કિંમતના છાપવાનાં હતા.

ઇ. સ. ૧૯૦૦ માં દુન્યામાં ૪૫૦૦ મીલો હસ્તીમાં હતી અને તેમાં ૩૦૦૦૦૦૦૦૦૦ રતલ માલ બનાવવામાં આવ્યો હતો.

કાગળનો મુખ્ય ઉપયોગ લખવા તથા છાપવામાં બોહોળા પ્રમાંણમાં થતો હતો પણ દૂનરમંદોએ તેને હાલમાં જૂદાં જૂદાં રૂપ આપી તર્હેવાર ઉપયોગમાં લેવા માંડયોછે. કાગળના પોશાખ, કાગળની છત્રી, કાગળનાં વાસણ, પીપ, કલમ, વહાણ, તોપ, રેલવેના પાટા અને ઘેરો વટીક હવે કેટલેક ઠેકાણે કાગળને ચીવટ રૂપ આપી બનાવવામાં આવેછે.

કાગળના માવામાંથી બનાવવામાં આવતી તોપો ઉપર ઘણાક અખતરાઓ અજમાવી જોવામાં આવ્યા છે, અને તે ઉપરથી માલમ પડે છે કે ધાતુ કરતાં કાગળની અંદર રબર પ્રમાણે ખેંચાણ કરવાનો ગુણ વધારે છે. તેમજ જ્યારે તેનો માવો સુકાયછે ત્યારે ધાતુના જેટલોજ સખત અને ચીવટ બનેછે. તે ઉપરથી જે વસ્તુ બનાવવા માટે, કઠણાઇ, મજબુતી, સ્થિતિસ્થાપક ગુણ ધરાવનારી ચીજો જોઇએ તેવી વસ્તુઓ બનાવવા માટે કાગજનો માવો વાપરવામાં આવેછે.

તોપની નળી કાગજના માવાની બનાવ-વામાં આવેછે અને તેની અંદરનો ભાગ ધાતુનો હોયછે. તેની આસપાસ અને ઉપરનો સઘળો ભાગ તારથી બાંધી લેવામાં આવેછે. ત્રાંબુ, પિત્તળ અથવા જસતના તારના પાં-ચેક પડ તેની ઉપર કરવામાં આવેછે અને એ મુજબ તે તોપને સઘળે ઠેકાણેથી સીકડી લેવામાં આવે છે. ઉપર લપેટેલા તારપર પિત્તળનાં પાટા લપેટવામાં આવેછે. આવી તોપો બનાવવા માટે કાગળનો પતલો થા જાડો માવો બનાવી તેને સુકવી સખત બના-વવા મીણ, ચરબી, કલ્લઇસફેદો અને મોરથુથુ ભેળવામાં આવે છે. પછી તેને કદ મુજબના બિબામાં રેડી નળીઓ બનાવવામાં આવેછે. તે પછી તેમાં પોલાદનો નળો ઉતારવામાં આવેછે, અને છેલ્લે તેને બહારની બાજૂથી બાંધી લેવામાં આવે છે. તેપર પિત્તળના પટાને પોલાદના ખીલાથી જડી લેવામાં આવેછે. તોપ ફુટતી વેળા કાગજનો માવો ખસી જાયછે પણ ભાંગતો નથી અને તે આસપાસના પાટામાં વધારો કરેછે. આવા પ્રકારની તોપથી ઝાઝા અકસમાત બનતાં નથી, કારણ કે તે નેતરની પેઠે મરડાઇ પાછી સરખી થવાનો ગુણ એ તોપમાં હોય છે અને તેથી ફુટતી વેળા તે તોપ મરડાઇને પાછી સરખી થાયછે. આવા ગુણને લીધે આ તોપમાં દારૂગોળો વધારે વપરાય તોબી તે ઘેરાઇ ફાટી જતી નથી.

કેરોસીન તેલ માટે કાગળનાં પીપો બના-વવાના કારખાના ન્યૂયૉર્કના હર્ટફૉર્ડ, કલિ-વ્હલેંડ, ટેલીડો વગેરે ઠેકાણે છે. આ પીપ સાંધા વગરનાં હોઇ ઘણી સસતી કિંમતે મળેછે.

ઇ. સ. ૧૮૮૯ માં જર્મનીમાં કાગળની પેહેલવેહેલી ટાર્પિડો બનાવવામાં આવી હતી. આ ટાર્પીડોનો વ્યાસ ૧૬ ઇંચનો હતો ને તે લંબાઇમાં ૧૧ ફીટ હતી. તેને ઇંચના ન-જદીક ૭ માં ભાગની જાડાઇનાં બાર કાગ-ળોને દાબી વારનિશ કરી બનાવવામાં આવી હતી. આ ટાર્પીડો બીજી ટાર્પીડો જેવીજ ઉપયોગી નિવડી છે.

**કાગળનું ઝાડ**—ચીનમાં કાગળના ઝાડને 'તંગત્સૌ' કહેછે. આ ઝાડ ફાર્મોસાના ટાપુના ઉત્તર તરફના ડુંગરમાં ઉગેછે. તેમજ સિંગા-પૂરમાં પણ એને મળતું ઝાડ ઉત્પન થાયછે. સિલોનમાં તેને 'ટકડા' કહેછે અને તેના માવાને ચીનાઇ કાગજનાં ઝાડના ગર જેવોજ ઉપયોગ કરવામાં આવેછે. ચીનમાં એના ઝાડ કદે નાહના હોયછે ત્યારે તેપર એકજ ડાંખળી

ઉગેછે પણ ફુલ આવતાં તે એથી ૩ ડાંખળીમાં વેંહેચાઇ જાયછે અને પછી ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચું વધેછે. જેમ ઝાડ ઉંચુ ને જુનું થતું જાયછે તેમ તેનો ગર બગડતો જાયછે, માટે એનું ઝાડ ૧૨ ફીટ ઉંચું થતાં તેના એક ફીટ જેટલા કટકા કાપી તે વેચેછે. આ કટકા માહેલો ગર મધ્ય રેષામાં એ ઇંચ જેવડો હોયછે પણ વચોવચમાંથી ખાડા પડેલા હોયછે. ઝાડના કાપેલા કકડામાંથી ચીપ વડે માવો ખેંચી કાઢેછે અને પછી આવાને પોકળ બાંબુમાં રાખી મેળે છે, જ્યાં તે પોતાના કુદ્રતી કદ જેટલો ફુલીને સરખો બનેછે. આ ગરને તે પછી વેહેતી છરી વડે ગોળ ને ગોળ છોલી તેની કાતરી બનાવેછે. આ કાતરી ૪ ફીટ લાંબી હોયછે. આ મુજબ કાપી એકેકપર ગોઠવી તેને દાબીને તેના ૩ થી ૪ ઇચ ચોરસ કડકા પાડી બંડલો બનાવી વેચવા તૈઆર કરેછે. આ કાગળના ફુલ વગેરે વસ્તુ બનાવવામાં આવેછે.

ચીનાઈ કાગળના ઝાડના પાંદડા મોટાં ને પોહળાં હોયછે. એનીપર જ્યારે ફુલો આવેછે ત્યારે તેનો બહાર ખીલી નિકળેછે. પાંદડાં કાળા લીલા રંગના હોયછે. પાંદડા જૂના થતાં તે ખરી પડવા માંડેછે. આ ઝાડનો આકાર તથા પાંદડા પપાંઉના ઝાડને તદન મળતાં હોયછે. આ ઝાડના લાકડામાં જે માવો હોયછે તેજ ઉપયોગી પદાર્થ છે. માવા આસપાસનું લાકડું, જાડું અને ટકાઉ હોવાથી તે ઘણા ઉપયોગમાં આવેછે. તેમજ તેના ભૂંગળાં ઉત્તમ બનેછે.

આ ઝાડની આસપાસ ફુટતા ફણગાને રેતીના મિશ્રણવાલી જમીનમાં રોપ્યાથી તે જલ્દી ઉગેછે.

**કાંગહઉવેલ**—આ જળચર પ્રાણી ૧૬ થી ૨૪ ફીટ લાંબુ હોયછે. એની છાતી પાંચ ફીટ પોહળી હોયછે. આ માછલીનો સર્વ ભાગ કાળો હોયછે. પણ ગળાં તરફનો ભાગ સફેદ, ચળકતો હોયછે. એની ચામડી સુંવાળી ને ખુબસુરત હોયછે.

**કાંગારૂ**—આ વિચિત્ર પ્રાણીનું મૂળ જન્મ સ્થાન આસ્ટ્રેલીયા છે અને ન્યૂગાયના તથા તેની પાસેના ટાપુ પણ એની વસ્તીથી ભરપૂર છે. આ પ્રાણીની ૩૦ જાતો જણાયલી છે. કેટલાક નાહના કદનાં હોયછે ત્યારે રાક્ષસી કદના કાંગારૂ ૮ ફીટ ઉંચા હોયછે. આ પ્રાણીની પુછડી જાડી, મજબુત ને લાંબી હોયછે. તેમજ એનો મુખ્ય ખોરાક ઘાસ હોયછે. જ્યારે એ ધીરેધીરે ચાલે છે ત્યારે એના બે પાછલા લાંબા પગો સાથે પુછડી ત્રીજા પગની ગરજ સારે છે. એના આગલા હાથ તદન ટુંકા હોયછે. આ પ્રાણીને પકડવા જ્યારે શેકારીઓ નિકળે છે ત્યારે તેઓ કુતરાઓ સાથે ઘણી બળતવારીથી લઢે છે. કેટલાક કાંગારૂ ૧૧ ફીટની ઉંચાઈ વેર કુદકા મારી શકે છે પણ ૯ ફીટના કુદકા તો સાધારણ છે. એ લંબાઇમાં ૫૦ થી ૬૦ ફીટ લાંબો કુદકો મારી શકે છે.

કાંગારૂનું ચામડું હાથમોજાં તથા બુટ બનાવવા માટે ઘણું ઉપયોગી હોવાથી શેકારીઓ એનો ભારે નાશ કરતા જાયછે. એનું મૌસ અતિ સ્વાદિષ્ટ ગણાય છે અને પુછડી અતિ રૂચિકારક ગણાતી હોવાથી તેનો સૂપ બનાવવામાં આવે છે.

ઈ. સ. ૧૭૭૦ માં કેપટન કુકે ન્યૂસાઉથ વેલ્સના કિનારાપરથી પ્રથમ શોધી કાઢ્યું હતું. આ પ્રાણીના પેટ પાસે એક કોથળી હોયછે તેમાં બચ્ચાં ગમે ત્યારે બેશી આસાયશ લઈ શકે છે, અને ગમે ત્યારે બહાર નિકળી શકે છે.

**કાંગારૂનો ટાપુ**—દક્ષિણ આસ્ટ્રેલિયામાં આ ટાપુ સેંટવિન્સેંટના અખાતના મુખપર છે. એની લંબાઇ ૮૭ મૈલ ને પોહળાઇ ૩૪ મૈલની છે. લોક વસ્તી ૩૭૯ ની છે.

**કાંગારૂ એપલ**—આ ફળ પિરૂ, ન્યૂઝીલેંડ, આસ્ટ્રેલીયા, ટાસમાનિયા વગેરે દેશોમાં ઉત્પન્ન થાયછે. આ ફળ તે તરફના દેશોમાં ખોરાક તરીકે ઉપયોગમાં લેવાય છે. જ્યારે તે કાચું હોયછે ત્યારે તેને ખાવાથી ગળામાં ઝણઝણાટ

ઉત્પન્ન થાયછે. પણ પાકેલું ખાધાથી તે રૂચી કારક લાગે છે.

**કાંગાવતી**—(જુઓ કરતાલ.)

**કાંગો**—મધ્ય આફ્રિકામાં આ અતિ વેગવાલી, બીજી નદીઓ માહેલી મોટામાં મોટી નદીમાં બીજી ગણાયછે. આ નદીની કુલે લંબાઇ ૩૦૦૦ મૈલ કરતાં વધારે છે. એનો જળમય પ્રદેશ ૧૩૦૦૦૦૦ ચોરસ મૈલ છે. આ નદીના મુખની શોધ ઈ. સ. ૧૪૮૪-૮૫ માં ડીગો-કામ નામે એક પોર્ટુગીજ નૌકાશાસ્ત્રીએ કરી હતી. ૧૮૧૮ માં બ્રિટીશ સરકારે કેપટન ટસ્કેને આ નદીમાં ૧૧૮ મૈલ વેર શોધ કરવા મોકલ્યો હતો. ૧૮૬૭-૭૧માં લેવિંગટને આગળ વધી શોધ કરી હતી.

**કાંગો**—આફ્રિકામાં દક્ષિણ ગાયનામાં આ એક સ્વતંત્ર દેશી રાજ્ય છે. આ દેશ ફળદ્રુપ ભૂમિપર હોવાથી તે આબાદ હાલતમાં છે. એના મુખ્ય શેહેર કીંગુલી, કાંગો ને માલીંબા છે. માલીંબામાં ગુલામી વેપાર ચાલે છે.

**કાંગોણી**—એનાં છોડ બે હાથ ઉંચા વધેછે. એનીપર લાલ ચણોટી જેવાં ઝીણાં ફળો આવેછે. તે સ્વાદિષ્ટ હોવાથી ખાવામાં લેવાયછે. એના પાંદડામાંથી જે રસ નિકળેછે તે વતી કાગળપર લખ્યાથી તે લાલ શાહીની ગરજ સારેછે. એના છોડ ચોમાસામાં રોપયાથી ઉગેછે. કાંગોણીના મૂળ ઔષધિ ઉપયોગમાં લેવાયછે. કાનમાં જંતુ ગયું હોય તો એના પાંદડાંનો રસ રેડવાથી તે મરણ પામેછે. ભાવ પ્રકાશમાં દર્શાવ્યા મુજબ વેખંડના મૂળ સાથે કાંગોણીના પાંદડાંનો રસ સમ ભાગ લઇ દુધમાં મિશ્ર કરી જે સ્ત્રી માસીક માંદગીથી પિડાતી નથી તેને પાવાથી ફાયદો થાયછે.

**કાંગોરી ગઢ**—એને મંગળ ગઢ પણ કહેછે. મહાડ તાલુકામાં મહાડની પૂર્વે ૧૧ મૈલપર સહ્યાદ્રિના એક અતિ ઉંચા શિખરપર બાંધેલો છે. કિલ્લો સમુદ્ર સપાટીથી ૨૪૨૭ ફીટપર છે. કિલ્લાપર જવાનો માર્ગ પોહળો ને બે મૈલ લાંબો છે. કિલ્લાની લંબાઇ ૧૪૮૫ ફીટ ને પોહળાઇ ૨૬૪ ફીટની છે. કિલ્લાપરની પુરાણી ઇમારતો હાલમાં ખંડીયર હાલતમાં નજરે પડેછે, તેમજ કિલ્લાનો દરવાજો પડી જઈ દેવાલ ભાગી ગએલી છે.

૧૬૪૮ માં આ કિલ્લો શિવાજી મહારાજાએ જીતી લીધો હતો. ૧૮૧૨ માં સતારાના રાજાના ભાઇ અતૂરસિંગને અત્રે કેદ કરી રાખવામાં આવ્યો હતો, તે ૧૮૧૮ માં અત્રેજ મરણ પામ્યો હતો. ઇ. સ. ૧૮૧૭ માં મેસર્સ હંટર અને મૉરિસ નામના બે સરદારો હૈદ્રાબાદથી પુણે જતા હતા તેટલાં તેમને મરાઠાઓએ ઉરૂળી મુકામપર કેદ કરી આ કિલ્લામાં આણી રાખ્યા હતા. આ ઠેકાણે તેમનીપર ભારે જુલમ ગુજારવામાં આવ્યો હતો. તે પછી બાપુ ગોખલેના હુકમથી તેમને સતારા જીલ્લામાંના વાસોટા કિલ્લામાં લઇ જઈ સારી રીતે રાખવામાં આવ્યા હતા; પણ તેજ વર્ષમાં ઇગ્રેજોએ તે કિલ્લો જીતી લેતાં તેમનો છુટકારો થયો હતો. ૧૮૧૮ માં કર્નલ પ્રોથરે કાંગોરી કિલ્લો જીતી લઇ ભંજાવી નખાવ્યો હતો.

**કાગોશિમાં**—જેપાનનું આ શેહેર એજ નામના અખાત ઉપર કયૂસ્યૂ ટાપુના દક્ષિણ છેડા પર છે. અત્રે કુંભારકામ ને પોર્સિલેનનું કામ ઉત્તમ બનેછે. તેમજ હથીયાર કામ બનાવવાનાં તથા સુથાર કામના મોટા કારખાનાઓ છે. લોકવસ્તી ૫૬૧૫૭ ની છે.

**કાચ**—દુન્યાના દરેક ભાગમાં આ અતિ ઉપયોગી ચીજ સુધરેલા જમાનામાં ઘણી પ્રસિદ્ધતામાં આવીછે પણ પ્રાચીન કાળમાં ઇજીપ્ત, ચીન અને ભરતખંડના કારીગરો તેના વિશે જ્ઞાન ધરાવતા હતા. પ્રાચીન ભરતખંડમાં કાચની બનાવટની પેહેલી શોધ થઇ હશે એ વિશે કેટલાક દાખલા મળેછે. પણ હાલમાં એનો ઉદ્યોગ એ દેશમાં નહિ જેવો હોવાથી તેપર શક જાય એ સ્વાભાવિક છે, તોય માહાર્ષિ ગૌતમે પોતાના ગ્રંથોમાં કાચનો ઉલ્લેખ કર્યોછે. તેણે કાચની સ્વચ્છતા વિષે ઘણી સ્તુતિ કરી છે અને તે વખતે સુક્ષ્મ વસ્તુ જોવા થકી કાચની બનાવટી આંખો વપરાતી હતી એમ પ્રાચીન આર્ય ગ્રંથો ઉપરથી જણાયછે.

યજુર્વેદ ઉપરથી જણાય છે કે ઇ૦ સ૦ પૂર્વે ૮૦૦માં હિંદુસ્થાનમાં કાચની બાંગડીઓ પેહેરવાનો રેવાજ હતો. ડૉ૦ રાજેંદ્રલાલ મિત્રના જણાવ્યા મુજબ 'પ્રાચીન કાળમાં 'સ્ફટીક' ને છુંદી તેની કાચ બનાવતા હતા. પણ અર્વાચીન કાળમાં એક પ્રકારના 'પાપડ ખાર' ની કાચ બનાવવામાં આવતિ. આ પાપડખારને ગુજરાતમાં ' ખારો ' ને ઉત્તર હિંદુસ્થાનમાં 'રે' કહેછે.'

તવારીખ ઉપરથી જણાયછે કે પ્રથમ કાચ બનાવવાનો હૂન્નર 'હરમીસ' નામના કારીગરે ઇજીપશિયનોને શિખવ્યો હતો. આ પુરાણા જમાનામાં બનાવવામાં આવેલા કાચના કેટલાક વાસણો લંડન ખાતે બ્રિટીશ મ્યૂઝિયમમાં રાખવામાં આવ્યા છે. તે ૪૨૦૨ વર્ષના જૂના યાને ઇ૦ સ૦ પૂર્વે ૨૨૦૦ વર્ષ પરનાં જણાવવામાં આવેછે.

પ્લિનીના જણાવ્યા મુજબ સિરિયા દેશમાં કાચની શોધ થઇ હતી. આ શોધ એવા અચાનક સંજોગથી થઇ હતી કે 'એક ચોક્કસ જાતનો ખાર ભરી એક વેપારી વહાણ દર્યામાં મુસાફરી કરતાં તુફાન દરમ્યાન 'બેલસ' નદીના મુખ આગલના કાંઠાપર ખુટી બેઠું. તે વેળાએ તે ઉપરના ખારવાઓએ કીનારા ઉપર ઉતરી પોતાનો ખોરાક પકાવવાની ગોઠવણુ કરી. તે કિનારો એક પ્રકારની રેતીથી ભરપૂર હતો. ચૂલો બનાવવા લાયકના પથ્થરો નહિ જડવાથી ખારવાઓએ ખારના ગાંગડા લાવી રેતીપર ગોઠવ્યાં ને તેની વચમાં બળતણુ કરી ખોરાક પકાવવા માંડયો. ખોરાક રંધાઇ રહ્યા પછી ભારે અજાયબી સાથે તેઓનાં જોવામાં આવ્યું કે ચુલામાંની બળતણની રાખની અંદર થોડાક સફેદ અને ચળકતા ગાંગડા પડેલા હતા, વધારે તપાસ કરતાં તેમને માલમ પડયું કે પેલા ખારના ગાંગડા પણુ થોડા ઘણા પિગળી ગયલા હતા, અને તે ઉપરથી તેઓને સમજ પડી કે તે ખાર તથા જમીન ઉપર રેતી એ બંને અગ્નિથી પિગળી જઇને પેલા ચળકતા ગાંગડા બન્યા હતા. એ ઉપરથી તે વહાણુવાલાઓએ કેટલીક રેતી સાંથી ભરી લીધી, અને પોતાને ગામે જઇ પોંહચ્યા પછી આ બધી હકીકત તેઓએ જાહેર કીધી તથા પેલી રેતી પણુ બતાવી. આ ઉપરથી ત્યાંના ચંચળ કારીગરોએ પેલી રેતી સાથે ખાર મિશ્ર કરી કાચ બનાવવાની યૂકતી શોધી કાઢી અને તે વખતથી દુન્યામાં કાચ બનાવવાનાં ઉદ્યોગનો પેહેલો પાયો નખાયો.

આગળા ટાયર શેહેરમાં કાચના મકાનો બાંધવામાં આવતા હતા. ટાઇબિરીઅસ પાદશાહના વખતમાં રોમમાં કાચ બનાવવામાં આવતો હતો. ગર્ક ગએલું પૉમ્પિઆઇ શેહેર જે હાલ ખોદી કાઢવામાં આવ્યું છે તે ઉપરથી જણાયછે કે, ઇ. સ. ૭૫ અગાઉ તે શેહેરમાં કાચની બારીઓ વટીક વપરાતી હતી. આગલા વખતમાં કાચ એટલો તો કિમતી પદાર્થ ગણાતો હતો કે શેહેનશાહ નિરોએ બે પ્યાલાના ૫૦૦૦૦૦ રૂપ્યાની કિંમત આપી હતી.

ફેરોહાનાં સમયમાં ઇજીપ્તથી ગ્રીસ અને ઇટલી ખાતે દર વર્ષે મોકલવામાં આવતું કાચકામ લખોની કિંમતનું ગણાતું હતું, અને આ ઉદ્યોગ પેટોલમી સુધી ધમધોકાર ચાલુ હતો. તે વખતે અલેકઝાન્ડ્રીયામાં ઉંચા પ્રકારના 'વૉઝ' બનાવવામાં આવતા હતા. વળી તે વખતે રોમ ખાતેથી ઉંચા પ્રકારનું કાચ કામ મોકલવામાં આવતું હતું. તેમજ ફ્રુતિમિતિસ ખલીફાના અમલ દરમ્યાન ૧૦ થી ૧૧ મી સદીમાં કાચના નાણુા દેશમાં ચલણુ તરીકે ચાલુ હતા અને ઉંચા પ્રકારના 'લેંપ' તથા સરસામાન ખાસ પાદશાહ માટે બનાવવામાં આવતા હતા.

કાચમાં ચોકસ તત્વો હોવાથી તે સર્વત્ર ઉપયોગમાં લઇ શકાયછે. તેની બનાવટમાં ભેળાયલા મુખ્ય ભાગો પોતાશ તથા સોડા ખાર છે, જેથી તે સહેલાઇથી ઓગળી શકેછે. કાચમાં સીસાનો ભાગ હોવાથી તે કાચને ચળકતો, સફાઇદાર તથા પિગળી

શકે તેવો બનાવેછે, પણ તેથી કાચ નરમ બનેછે. તેમજ ચુનાવાલો ભાગ કાચને જાડો, કઠણ તથા ઝલેહદાર બનાવેછે અને કોલસાના રૂપમાં તેમાં સમાયલો કારબોનનો ભાગ તેને પિગળાવી શકે તેવો બનાવેછે.

હિંદુસ્થાનમાં બંગાલમાંના પાટણમાં રંગ બેરંગી કાચ બનાવવાના કારખાના ચાલેછે, તેમજ વાયવ્ય પ્રાંતમાં બીજનોર જીલ્લામાં હલકી પ્રતિના કાચો બનાવવાનો મોટો ઉદ્યોગ ચાલેછે. આ કાચ કામમાંથી અત્તરની શિસીઓ તથા ગંગાજળ ભરવાની નાહાની શિસીઓ અસંખ્ય બનાવવામાં આવે છે. સહરાણપુર જીલ્લામાંના દેવગઢમાં કાચની શિસીઓ તથા લખનૌ અને ચીંચણીમાં કાચની લાકડીઓ બનાવવામાં આવે છે.

પંજાબ, દિલ્લી, લાહોરમાં બાંગડી તથા બત્તિની ચીમનીઓ બનાવવામાં આવે છે. કરનાળામાં કાચના દડા તથા હુશિયારપૂરમાં નાહના વાસણો બનાવવામાં આવે છે. કરનાળામાં બનતા દડાને માહેથી પારો લગાડી તેના કટકા વડે દેવાલ સણગારવામાં આવે છે.

રજપૂતાના માહેલા જયપૂરની હૂન્નરશાળામાં રંગબેરંગી કાચની શીશી તથા મણકા બનાવવામાં આવે છે.

પુના તથા મદ્રાસમાં બાંગડી બનાવવામાં આવે છે. તે શિવાય ત્રિચનાપલ્લી, અનંતપૂર, મ્હેસૂર વગેરે ઠેકાણે કાચની શીશી, વાસણ, વીંટી વગેરે ચીજો બનાવવામાં આવે છે.

હિંદુસ્થાનમાં બનતી કાચ તદન હલકી પ્રતિની હોવાથી તે જલ્દી ફુટી જાયછે. મુંબઇ ઇલાકામાં ઠેકઠેકાણે કાચ બનાવવામાં આવેછે તેમાં ખેડા જીલ્લાના કપડવંજમાં બનતો કાચ વેનિસમાં પ્રાચીન કાળમાં બનાવવામાં આવેલા કાચ જેવોજ બને છે. તે ગામમાં કાચ બનાવનારા મુસલમાનો છે. તેઓ પાપડખાર, સાજીખાર અને જયપૂરની રેતીને ભૂંજી તેનો કાચ બનાવે છે. પ્રથમ તેઓ આ પદાર્થને ભઠ્ઠીમાં મરાડીની મૂસમાં ભેળી સળગાવે છે એટલે તે પિગળી તેનો રસ બને છે તેને ભાંજી તેની બાંગડી, શિસી વગેરે બનાવે છે. તેના પેટામાં રંગ બેરંગી તર્હા પણ ચિતારવામાં આવે છે. હિંદના કાચ બનાવનાર કારીગરો તદન કંગાલ જીંદગી ગુજારે છે. તેમનાં ઝુપડાં ૧૦ થી ૨૦ ફીટ ઉંચા હોઇ ભઠ્ઠીને વચોવચમાં મુકે છે. પુનાના મી૦ શંકરરાવ પાટકે બિલોરી બાંગડી તથા કાચના વાસણો ઉંચી પ્રતિના બનાવવામાં ફતેહે મેળવી પુના પ્રદક્ષણમાં ઈનામ મેળવ્યું હતું, તેમજ વડોદરામાં રાવ સાહેબ જગન્નાથ સદાશિવ અજબાએ હિંદુસ્થાનમાં પેહેલ વેહેલો શુદ્ધ સફેદ પારદર્શક કાચ બનાવવામાં ફતેહે મેળવી હતી.

હાલની સુધરેલી રીત મુજબ કાચ બનાવવાનો હૂન્નર મોટી હદ સુધી ખીલવવામાં આવ્યો છે. કાચ બનાવા માટે શિલેકસ (રેતી, ચકમક વગેરે પદાર્થ) માં અલકલી (ખારો) નાખી આંચ આપ્યાથી તેનો રસ બની કાચ બને છે.

અલકલી સાથે કોઇ કોઇ વેળા ધાતૂનાં ઑકસાઇડ પણ મેળવે છે. કાચના જૂદા જૂદા **પાંચ પ્રકાર** છે.

૧—ક્રિસ્તલ (જેના ગલાસ, હાંડી, વાલસેટ વગેરે બને છે તે.)

૨—ક્રૌન ગલાસ (જોવાની આરસીનો કાચ.)

૩—બ્રૉદ ગલાસ (બારીનાં કાચ.)

૪—બૉટલ ગલાસ (બાટલી બનાવવાનો કાચ.)

૫—પ્લેટ ગલાસ (બનાવટી કાચ.)

ઉપલા પાંચ પ્રકારના કાચમાં સાધારણ રીતે શિલેકસ અને અલકલી હોય છે. આ પ્રકારનાં સ્વરૂપમાં અને ગુણમાં જે ભેદ છે તે અલકલીના પ્રકારપર અને તેની સ્વચ્છતા ઉપર છે અને તે શિસાનું આકસાઈડ, મૅંગેનિજનું આકસાઇડ, આરસેનિકનું સફેદ ઑકસાઇડ, બોર્યાકસ (ટંકણખાર) અને ચૉક વગેરે પદાર્થના યોગે તે બને છે.

કાચ બનાવવામાં જે રેતી વપરાય છે ને જે સિલીકા કહેવાય છે તે ચકમકની જાતના પથ્થરની બનેલી હોયછે. રેતીમાં અગ્નિ ઉપર

તપવાથી પિગળી જવાનો ગુણ છે, પણ તે એખલી ગમે એટલો તાપ કરવાથી પણ બરાબર પિગળતી નથી. જ્યારે તેને કોઈ જાતના ખાર સાથે ભેળીને તાવવામાં આવેછે ત્યારે તે પિગળી જઇને થંડી પડતાં કાચનો આકાર લે છે.

ઉપર જણાવ્યા મુજબનો એ મૂળ નિયમ હજી કાયમ રહ્યો છે, અને જે ફેરફાર તથા સુધારો થયો છે તે જૂદી જૂદી જાતનાં ખારો કામમાં લેવાથીજ થયો છે અને તેથી હમણાના વખતમાં જૂદી જૂદી જાતના કાચો બનવા લાગ્યા છે. આગલા વખતના લોકો એક ચોકસ જાતનો ખાર, જે પેહેલાં જણાયલો હતો તેજ લેતા હતા. પણ સોડા પૉટૅશ, ચુનો (લાઇમ) ઍલ્યુમિના, ઑક્સાઇડ ઑફ આયરન અને ઓક્ષાઈડ ઑફ લેડ એટલા ખારો ઉપયોગમાં લેવામાં આવેછે. જલદીથી પાછો પિગળી શકે એવો નરમ કાચ બનાવવાને સોડા અથવા પૉટૅશ એમાંનો એક અથવા બન્ને સાથે ઉપયોગી થઇ પડે છે. ક્રાઉન ગલાસ જાતનો કાચ બનાવવાને સોડાની સાથે ચુનો વાપરવામાં આવેછે. બાટલીનો કાચ બનાવવાને સોડા, ચુનો, એલ્યુમિના અને લોહડાંના ખારનો ઉપયોગ કાચ બનાવનારાઓ કરે છે. બારીનો કાચ બનાવવા માટે સોડા અને ચુનો લેવામાં આવેછે, અને કોઇવાર તેમાં પોટેશ પણ ભેળવાની જરૂર પડે છે. આરસીનો કાચ બનાવવાને ચુનો, ઍલ્યુમિના અને સોડા તથા પૉટૅશ ઉપયોગી માલમ પડયાં છે. સાધારણ બિલોરી કાચને માટે પૉટૅશ અને સિશાનો ખાર કામે લગાડવામાં આવેછે.

સોડા અને પૉટૅશ એ આલકલીનાં પ્રકાર છે અને તે કાચ બનાવવાના કામમાં અતિ અગત્યનાં ગણાય છે. કાર્બોનેટનો તેમાં ઉપયોગ કરવામાં આવેછે. કામ તૈઆર હોય ત્યારે કાર્બોનિક આસિડ ઉડી જઇ એ સિલીકાને મળી જાયછે.

કાચના ગુણમાં આલકલીની સ્વચ્છતાથી ફરક પડેછે. તે માટે ક્રિસ્તલ કાચ બનાવવા થકી તેમાં શુદ્ધ પોટાશ ભેળવો પડેછે. તેને ધાણીમાં નાખવા આગમજ સ્વચ્છ કરવો પડે છે. તે એ રીતે કે પ્રથમ તેને પાણીમાં ધોઈ મેલું પાણી ફેકી દઈ અસલ વજનથી ૩૦ ભાગ પોટાશ ધોવાઈ ગયા પછી તેને ઉપયોગમાં લેવો પડેછે.

હલકી જાતની કાચ બનાવવામાં બારલી, કૅલ્પ, લાકડાની રાખ વગેરે હલકી પ્રકારના આલકલી નાખવામાં આવેછે. આ આલકલીમાં મેલો પદાર્થ વિશેષ હોયછે. પણ આ આલકલીથી શિલીકા તદન પિગળી જઇ તેનો કાચ જલ્દી બનેછે. તેમાં જે મેલાં પદાર્થો હોયછે તે એવા પ્રકારનાં હોયછે કે તે ઉલટા શિલીકાને પિગળાવવામાં મદદ કરેછે. હલકા પ્રકારની જે આલકલી હોયછે, તેમાં થોડું ઘણું લોઢું હોયછે અને તેથી કાચપર લીલો રંગ ચઢેછે. બારલી ઘણી સસતી કિંમતે મળતું હોવાથી લાકડાની રાખ અથવા કેલ્પ નહિ નાખતાં બારલીનેજ ધાણામાં નાખેછે.

કાચના ધાણામાં જે કાંઇ કાર્બોન હોય તે તેને કાઢી નાખવા થોડો નૈટર રસ બનવા આગમજ ભેળેછે.

લીથર્જ અને મિનિયમ એ સિસાનાં ઑકસાઇદો છે. તેમાંનો એક પણ ક્રિસ્તલ ગલાસ બનાવતાં ઉપયોગમાં લેવો પડેછે. આ કાચના ધાણમાં શિસાના ઑક્ષાઇદનું પ્રમાણ વધારે હોયછે. શિસાને અંગે પિગળવાની અત્યંત ચપળ શકિત છે તેથી કાચના ધાણામાંના પદાર્થની તુલના કરી જોતાં ઓછી ઉષ્ણતાથી આ પિગળી શકેછે તેમ શિસાંને લીધે કાચને અંગે ઉત્તમ ગુણ પ્રાપ્ત થાયછે. આ પ્રમાણને લીધે કાચ વધારે ઘટ બની તેના અંગે કિરણવક્રીભવનની વધારે શકિત આવી, તે તપીને લાલચોળ થતાં તેના અંગે વિશેષ ચીવટપણું આવેછે, અને તેથી તેનીપર વધારે કામ કરી શકાયછે. તેમજ હવામાં એકાએક ફરક પડયો હોય તો તેની માઠી અસર જલ્દી થતી નથી પણ જે

રસમાં વધારે શિસાનો ભાગ હોયછે તે કાચ વધારે તકલીદ બનેછે.

કાચના રસને અંગે આલ્કલીને લીધે જે મેલો રંગ ચઢેછે તે અને લોઢાના અંશને લીધે જે લીલો રંગ ચઢેછે તે દૂર કરવા તેમાં મૅંગેનિજનું કાળું ઓક્ષાઇડ મિશ્ર કરવું પડેછે. મૅંગેનિજ રસમાં નામતા તેનાથી જે રસમાં તહેંવારે ફેરફાર થાયછે તે જાણવા જોગછે. શુદ્ધ રસમાં જો તેને પ્રમાણ મુજબ નાખ્યો હોય તો તે જાંબુડો રંગ પકડેછે પણ જો વધારે રેડીયો હોય તો તે રસ કાળાસપર ચઢેછે. તે પછી સફેદ સોમલ, અને એકાદ કાર્બનયૂક્ત પદાર્થ નાખતાં રસ ઉભાવા માંડેછે અને ધીરે ધીરે કાળો રંગ નિકળી જઇ રસ તદન પારદર્શક બનેછે. રસને અંગે ચઢેલો લીલો રંગ કાઢી નાખવા મૅંગેનીજ ભેળવામાં આવેછે. જો લીલો રંગ વધારે ઘેરાસપર હોયછે તો તેમાં થોડો મૅંગેનીજ નાખીયાથી તેનો રંગ જાંબુડો થતો નથી પણ મૅંગેનીજ પ્રમાણ કરતાં વધારે નામતાં તે એકદમ જાંબુડો રંગ પકડેછે. આવો રંગ ચઢયા પછી તેને દૂર કરવા રસમાં એક લાકડાનો કટકો નાખવો કે તે બળીને ત્યાં તેનો કોલસો બનેછે અને તેના યોગે જાંબુડો રંગ એકદમ દૂર થઈ જાયછે. આ લાકડું રસમાં નાંખતાં તે ઉકળવા માંડેછે અને રસ ઉભાતો જણાયછે. પણ જો તેજ રસમાં નૈટર નાખ્યો હોય તો ફરી જાંબુડો રંગ બનેછે.

મંગેનિજથી રસપર જે રંગ ચઢેછે તે કાઢી નાખવા આર્સેનિકનું સફેદ ઑક્સાઇડનો ઉપયોગ કરવામાં આવેછે. એના અંગે પિગળવાની ઘણી શક્તિ છે અને તે સસતી કીંમતે મળેછે, તેથી તેનો ઉપયોગ બોહોળો કરવામાં આવેછે પણ તે પ્રમાણ મુજબ વાપરવો ઘટેછે. આરસેનિકને તમામ રસ સાથે જો બરાબર મળવા દીધું હોય તો કાચ મેળી યા સફેદ બનશે, અને આ દોષ જેમ જેમ કાચ જૂનો થતો જાય તેમ તેમ તેમાં વધતો જાયછે. આર્સેનિક વધારે નાખ્યાથી કાચ નરમ અને તકલીદ બનેછે.

ઉત્તમ પ્રકારના પ્લેત ગલાસ બનાવવામાં બોર્યાક્સ (ટંકણખાર)નો ઉપયોગ કરવામાં આવેછે. આ પદાર્થ મોંઘો મળતો હોવાથી તેનો ઉપયોગી ઉંચા પ્રકારના કાચ કામમાં કરવામાં આવેછે. બોર્યાક્સને લીધે રસ તદન પાતળો બની સેહેજમાં પસરી શકેછે અને તેની વચમાં કશા પ્રકારની ખાપણ રહેતી નથી આથી એના બારી વગેરેનાં કાચ ઉત્તમ પ્રકારના બનેછે.

ચૉકથી રસ પિગળાવવામાં ઘણી મદદ મળેછે. કાચના રસના ઘાણમાં ચૉક નાખ્યો હોય તો તે રસમાંથી વાસણો બનાવવાનું કામ ઘણું સેહેલું થઈ પડેછે તેમજ હવામાંની ઓછી વધતી ગરમીની તેપર કશી અસર થતી નથી તેથી આ વાસણોપર તરેલ પડવાનો ભય રહેતો નથી. ઘાણમાં ચૉક ઘણો ઓછો નાખવો જોઇએ, કારણકે તેના યોગે જે કાર્બોનિક ઍસિડ બહાર નિકળેછે તેથી રસ ઉભાવા માંડેછે. ઘણો ચૉક નાખ્યાથી રસની 'મુસો' બગડેછે, કારણકે કાચનો રસ પિગળવાના વાસનો (મૂસ) જે મટોડીના બનાવવામાં આવેછે તે વધારે 'ચૉકના' પ્રમાણમાં ખવાઇ જઇ તેમાંથી બનતી કાચ મેલા રંગની બનેછે. પણ તેનો રસ્તો તદન સ્વચ્છ જણાય છે. આથી સેંકડે ૬ ટકા ચૉક નાખવાનો કાયદો ઠેરવેલો છે.

આ કાચનો રસ બનાવવા માટે ભઠ્ઠીઓ તેમજ રેતી અને ખારને તાવવા માટે મોટાં મોટાં વાસણો બનાવવાં પડેછે. કાચના રસને ભઠ્ઠીમાંથી કાહડયા પછી તે ઝાઝોવાર નરમ આકારમાં રહી નથી શકતો, અને તે નરમ આકારમાં રેહવા વગર તેની જોઇયે તેવા પ્રકારની બનાવટ કરી શકાતી નહિ હોવાથી તેની ભઠ્ઠીઓ એવા પ્રકારની બનાવવામાં આવેછે કે કામદારો પણ તેની પાસેજ રહીને કાચને નરમ આકારમાં રાખતા જઇ તેની મનપસંદ બનાવટો કરતા જાયછે. તે કારણ સર મથાળેથી ગોળાકાર ચુનાનું બાંધકામ પ્રથમ કરવામાં આવેછે, જેની ઉંચાઇ ૬૦

થી ૧૦૦ અને નીચેનાં ભાગ આગળથી પોહળાઇ ૫૦ થી ૮૦ ફીટ સુધીની રાખવામાં આવેછે. તેને "ગ્લેસરી હોસ' કહેછે. આ બાંધકામની વચ્ચોવચ ભઠ્ઠી બનાવવામાં આવેછે, જેમાં કાચ બનાવવાની વસ્તુઓ તવાય છે, અને તેની નજદીકમાંજ કાચ બનાવનારાઓ પોતાનું કામ કરેછે. આ ભઠ્ઠી બહુ ગરમ હોયછે, અને તેમાં મેળેલો એક ઘાણુ તૈયાર થતાં, એટલે તેમાં મેળેલી રેતી તથા ખારના જથ્થાને તવાઇ રહેતાં, ૧૨ થી ૧૮ કલાક જેટલો વખત લાગે છે. એક ઘાણુના નાહના મોહટા જથ્થા પ્રમાણે, તેમજ હલકાં કે સરસ જાતનાં બળતણુનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેમ તે તવાઇ રહેતાં વધતો ઓછો વખત લાગેછે. કાચ બનાવવાની વસ્તૂઓ તાવવાની ભઠ્ઠી ઉપરાંત, કામ કરતી વેળાએ તવાયલા કાચને નરમ રાખવા માટે તથા બનાવટો તૈયાર થયા પછી તેઓ મધેની જે ફરી ફરી ગરમ કરવી પડે તેમને માટે જૂદી જૂદી ભઠ્ઠીઓ પણુ એકજ મકાનમાં યાને 'ગ્લેસ હૌસ' માં હોયછે.'

'કાચ બનાવવાની રેતી અને ખારને એ ભઠ્ઠીમાં તાવવા માટે મોટાં વાસણો બનાવવાં પડેછે, જે પાછળ પણ બહુ સંભાળ રાખવાની જરૂર હોય છે. તે માટે ચોકસ જાતની માટી મેળવવી પડેછે. તે માટી ચુના કે લોઢાનો મિશ્ર ધરાવતી ન હોય પણ 'સિલીકા' અને ઍલ્યુમિના' મીશ્રવાલી હોય તોજ તે કામમાં આવેછે. ઘણું કરી કોલસાની ખાણુવાલી જમીનમાંથી માટી મળી આવેછે. ઘણી સંભાળથી તેને કેળવીને કારીગરો વાસણો બનાવેછે. આ વાસણો (મૂસ) ૩૦ થી ૪૦ ઇંચના ઘેરાવાના અને તેટલીજ ઉંડાઇના તથા ૩ થી ૪ ઇચ જાડાઇના બનાવવામાં આવેછે. ઘણુાજ ભારે તાપમાં લાંબો વખત સુધી તેમને રાખીને એવા સખ્ત બનાવવામાં આવેછે કે, રેતી અને ખાર તવાઇ રહે તેટલા વખત સુધીનો તાપ તેઓ ભઠ્ઠીમાં સેહેલાઇથી ખમી શકે છે. આ વાસણોને ભઠ્ઠીમાંથી કહાડ મેલ કરવાને બંધબેસ્તી યૂકિતઓ કરેલી હોયછે, જેથી કામ જાતે મુશકેલ અને અકસમાત બનવાના સંભવથી ભરેલું હોવા છતાં તે સરળપણે અને સલામતીથી ચાલ્યું જાયછે.

કાચના વાસણો ઘડવામાં આવતાં નથી પણ તે રસને 'સાંચા' માં ફૂંકીને તર્હેવાર ઘાટના બનાવવામાં આવેછે. કાચ બનાવવાનો રસ તદન પાણીજેવો પતળો થતો નથી પણ તે એક લાકડીના છેડાપર ઉંચકી શકાય તેટલી હદવેર લોંદા જેવો બને છે. તે પ્રમાણે કામદારો પોતાના હાથમાં પીત્તળની નળીઓ રાખી આખો વખત તે વડે કામ કરે છે. પ્રથમ નળીનો એક છેડો તવાયલા કાચની અંદર બોળીને તેના ઉપર થોડોક તેનો લોંદો તેઓ ઉંચકી લે છે. એક વાસણુ બનાવવાને તે લોંદો જો પુરતો ન હોય, તો પ્રથમ ઉંચકેલા લોંદાને થંડો પડવા દઇને તેને ફરીને તવાયલા કાચમાં બોળી બીજોક વધારે લોંદો તેના ઉપર ચઢાવવામાં આવેછે. એ રીતે જોઇએ તેટલો જથ્થો નળીના છેડા ઉપર ઉંચકવામાં આવ્યો કે, તેને ગોળ ફેરવી ફેરવીને, તથા આગળ મેળેલી મેજ ઉપર જોઇતી રીતે દાબી દાબીને તેને નળીના છેડાથી જરા બાહેર લંબાવી પેરના જેવો આકાર આપવામાં આવેછે. નળી ઉપર એટલુંજ કામ થાયછે, પણ કાચના જે ઘાટનાં વાસણુ બનાવવાનાં હોયછે તે ઘાટને લાયકનાં બિબાં જૂદાં જૂદાં બનવવામાં આવેછે. આ લોઢાનાં બિબાં માહેથી કોરેલાં હોઇ તેનાં બે ફાડચાં હોયછે. પ્રથમ આ બિબાં સાથે જોડી તેમાં પેલો રસનો લોંદો મેળી નળીને બીજે છેડેથી ફુક મારેછે, કે કાચનો આકાર બિબાં મુજબ ઉઠેછે એટલે તે થંડો પડતાં બિબાં જૂદા પાડેછે કે વાસણુ તૈયાર હાલતુમાં મળેછે.

હાલમાં ક્રાન ગલાસ અને પલેટ ગલાસ (બારી બારણુાનાં કાચ) બનાવવા માટે સોડા અને ચુનાના સિલીકાના મિશ્રણુને ઉપયોગમાં લીયેછે. તેમાં ૧૦૦ ભાગ શુદ્ધ સફેદ રેતી, ૩૫ થી ૪૦ ભાગ સોડાની રાખ

(પાપડ ખાર) અને ૪૦ થી ૧૫૦ ભાગ સુધી ફુટેલી કાચનો ભૂકો આ પ્રમાણે મિશ્રકરી રસ બનાવવામાં આવેછે. પ્લેટ ગલાસ જેને કહેછે તે કાચ બનાવવા આ પદાર્થો ભિન્ન પ્રમાણથી મિશ્ર કરેછે. ૩૦૦ ભાગ રેતી ૧૦૦ ભાગ સુકકો ને શુદ્ધ પાપડખાર, ૪૩ ભાગ ચુનો અને ૩૦૦ ભાગ કાચનો ચુરો મિશ્ર કરી તેને ભઠ્ઠીમાંની મૂસમાં નાખી પિગળાવેછે પછી એકક પલેટ બનાવવા જેટલો રસ નળીના છેડાપર લઇ તેને પ્રથમ ફૂંક મારી ફુલાવવામાં આવેછે. જોઇતા પ્રમાણે સોચો ફુલાયો કે આગળ મેલેલી પિત્તળની ટેબલપર તેને દાબી દઇને તેને જોઇતો ચપટો આકાર રોલર વડે આપવામાં આવેછે.

શીસીનાં કાચ બનાવવા માટે નીચે મુજબ મિશ્રણ લેવું પડેછે. લીલા અને કાળી સીસીના કાચમાં સિલીકાનો અંશ થોડો હોઇ તેમાં બીજા પદાર્થો શુદ્ધ હોતાં નથી. સોડા, ચુનો, ઍલ્યૂમિનીયમ, લોખંડ અને મેગ્નિશિઅમના મિશ્રણથી આ કાચ બનાવી શકાયછે. ૧૦૦ માપ રેતી, ૮૦ માપ પાપડખાર (એને જગે ઘણુંકરી સાબુના કારખાનામાં પાપડખારનો ભેળ થાયછે તેનો ઉપયોગ કરવામાં આવેછે.) ૮૦ માપ ચુનો, ૫ માપ ચીકણી મતોડી અને ૩ માપ સિંધવ એ મિશ્ર કરી તેનો રસ બનાવેછે. પછી ગરમ આતશ જેવી કરેલી લોઢાની નળીનો છેડો તે રસમાં બોળી તેને પેરના આકારનો લોંદો વળગાવવામાં આવેછે; પછી જે આકારની સીસી બનાવવી હોય તેવા આકારના પિત્તળના યા બીરના સાંચામાં તે નળીનો છેડો મુકી મોહવાટે બીજે છેડેથી ફૂંક મારવામાં આવેછે એટલે રસ ઝટ સીસીનો આકાર પકડી લઇ તેપરથી બેઉ ફાલકાં જૂદા કરી તેને થંડા પાડેછે.

બોહિમિયન ગલાસ ઘણા પ્રાચીન કાળથી બોહિમીયા પ્રાંતમાં બનાવવામાં આવેછે, આ કાચ અતિશય કઠણ હોયછે, એનો અવાજ નિકળેછે તેમજ પોલાદના ઘર્ષણે એમાંથી અગ્નિ પાડી શકાય છે. ૧૭૦ ભાગ શુદ્ધ સિલિકા, ૧૨ ભાગ ચુનો, અને ૨૮ ભાગ પોટાશિઅમનો કાર્બોનેટ એ પ્રમાણથી આ પદાર્થ મિશ્ર કરી કાચ બનાવવામાં આવેછે. રસ જલ્દી કરવા માટે તેમાં બોરેસિક આસિડ મેળવેછે. ઉત્તમ સિલિકા મોટા કાચમણી ભુંજીને તદન ગરમ થતાં તેને પાણીમાં બોળી તેને કુટી તેનો 'પાઉડર' બનાવેછે. આ કામ માટે ઘણું કરી સંગેમરમરનાં પથ્થરનો ચુનો યા તેની જાતનો ઉત્તમ ચુનો લેછે. રસાયન પ્રયોગ માટે આજ જાતના કાચનાં વાસણો જપરાય છે.

યુરોપીયન તથા આપણી સુધરેલી પ્રજા જે કાચનાં વાસણોનો ઉપયોગ કરેછે તે સઘળાં ગારની કાચનાં બનેછે. આ કામમાં પોટાસિયમ અને શિસું એનું સિલીકેટ હોયછે. ૩૦૦ ભાગ સફેદ રેતી યા ગારનો ભૂકો ૨૦૦ ભાગ શિંદૂર, ૧૦૦ ભાગ કાર્બોનેટ ઑફ પોટાશ અને ૩૦ ભાગ સોડા આ ચીજો એકત્ર કરી વાટેછે અને તેનીજ કાચ બનેછે. જેવી રેતી સફેદ હોયછે તેવો કાચ સ્વચ્છ બનેછે. સફેદ ગાર મળે તો રેતીને ભૂંજી સ્વચ્છ બનાવી ઉપયોગમાં લેવાય છે. 'પર્લઆશ' લાકડાંની રાખથી તૈયાર કરવામાં આવે છે. પોટાશથી સફેદ કાચ બને છે અને સિંદુરથી કાચ ભારી બની તેના અંગે પ્રકાશના વક્રીભવન અને પરાવર્તનની શક્તિ આવે છે, અને શિસું કાચને વધારે તેજસ્વિ બનાવે છે.

રંગદાર કાચ બનાવવા તેના રસમાં ધાતુના ઑક્ષાઇડના મિશ્રણથી રંગ ચઢાવવામાં આવે છે. આથી કાચમાંનુ પારદર્શકપણું જતું નથી. કોબાલ્ટનો ઑક્ષાઇડ નાખવાથી 'બલુ' કાચ બને છે. મ્યાંગેનિજ ધાતૂનાં ઑકસાઇડથી કિરમીજી રંગનો કાચ બને છે. યૂરેનિઅમ ધાતૂથી પીળો ને લોઢાના ઑક્ષાઇડથી લીલો રંગ પકડે છે.

ખારોની જૂદી જૂદી મેલવણીથી જેમ કાચની જૂદી જૂદી જાતો બનાવી શકાય છે તેમ તેઓના ગુણ પણ જૂદી જૂદી જાતનાં

હોયછે. કોઇ ઘણુંજ કડક અને કોઇ નરમ પણ ટકાઉ, કોઈ તાપથી ઝટ ફાટી જાય છે અને કોઇ સખત ગર્મી સામે પણ ટકી રહી ને રસાયણીક પ્રવાહિઓ ઉકાળવાને કામે લાગે છે. જેમ જૂદા જૂદા ખારો વાપરવાથી, તેમ તેઓને 'સિલીકા' સાથ ભેળીને પિગળાવતી વેળાએ વધતી ઓછી ગરમી આપ્યાથી પણ તેઓના ખવાસમાં ફેર પડે છે. કાચને બનાવતી વેળાએ જેમ તેને થંડો જલ્દી પાડવામાં આવે છે તેમ તે વધારે કડક બને છે અને જમીન ઉપર પડતાંજ નહિં પણ હવાના ફેરફારથી પણ તે જલ્દી ભાગી જાયછે. હવાના ફેરફારથી કડક જાતના કાચની વસ્તુઓ જરાએ અથડવા કે હાથ લગાડવા વિના પોતાની મેળે ભાગી જાયછે. સાધારણ રીતે દીવા કરવાની હાંડીઓ અને વૉલશેડ એ પ્રમાણે ઓચીંતા ભાગીને નીચે પડે છે, તે બીનાથી ઘણાક દેશીઓ અજબ થાયછે, અને કેટલાકો તેને ભારે અપશુકન ગણીને પોતાનાં ઘરમાં અથવા કુટુંબમાં કાંઈ માઠો બનાવ બનવાનો વેહેમ પકડે છે. આ ફેરફાર થઇ બનાવ બનવાનું કારણ હવાની ગર્મીમાં ઓચીંતો ફેરફાર થવાનુંજ માત્ર હોયછે. હવામાંની ગરમી પ્રમાણે કાચ પોતાની સ્થિતિ રાખે છે, એટલે ગરમીના વધારા સાથે તે ફુલે છે અને ઘટાડા સાથે સંકોચાય છે. ફુલવાનું અને સંકોચાવાનું કામ જ્યાં સુધી ધીમું ચાલેછે ત્યાં સુધી કાચ ભાંગતા નથી, પણ જ્યારે તેવો ફેરફાર એકદમ થાયછે એટલે હવામાં ગર્મી એકદમ વધવાથી તે જલ્દી ફુલાઇ જાયછે, અથવા ગર્મી એકદમ ઘટવાથી તે જલ્દી સંકોચાવા માંડે છે, ત્યારે તેના રજકણો છુટા પડી જઇ ભાગી જાયછે. કાચના એક ટંબલરમાં બરફ નાખવાથી યા ખખળતું પાણી નામવાથી તે એકદમ ભાગી જાયછે તેપણ એજ કારણથી છે. તેમાં મુખ્ય કરી જાડા કાચના ટંબલરમાં બરફ નાખતાં તેની અંદરની સપાટી એકદમ થંડી થઇ જાયછે, પણ બહારની સપાટીને થંડી પડતાં વખત લાગવાથી અંદરનો ભાગ પેહેલાં સંકોચાઇ જઇ તેની રજકણો છુટી પડે છે અને તેથી ગલાસ ભાગે છે. તેમજ ગરમ પાણી નામતાં ગલાસની અંદરની સપાટી જલ્દી ફુલી જાયછે, પણ બહારનીને ફુલતાં વાર લાગ્યાથી તે ફાટી જાયછે. પાતળા કાચના ટમ્બલરમાં એમ નથી બનતું, તેનું કારણ એ કે તેનો કાચ પાતલો હોવાથી અંદરની થંડી અથવા ગરમીની અસર જલ્દીથીજ બાહેરની સપાટી સુધી લાગીને તે બંને બાજુએથી એકી વેળાએજ ફુલે છે, અથવા સંકોચાય છે. અને તેથી તેની રજકણો વળગી રહીને તે ભાગી જતું નથી. દીવો એકદમ મોટો કે એકદમ નાહનો કરતાં ચીમનીઓ ભાંગી જાયછે તેનું કારણ પણ એજ છે. કેટલાક પ્રકારના કાચનાં વાસણો ભાગી ન જાય તેવાં બનાવવા માટે કાચના વાસણો તૈયાર થતાં તેમને એક તેલથી ભરેલા વાસણમાં મેળી ધીમી આંચે ગરમ ગરમ કરવામાં આવેછે અને પછી પોતાની મેળે હવામાં થંડા પડવા દે છે. આવી રીતે પકાવેલા કાચનાં ગલાસ થંડી કે ગરમીથી કદી ભાગતાં નથી.

**હાડકામાંથી કાચ** બનાવવાની રીત એ છે કે પ્રથમ હાડકાંને આંચ આપી તેનો અર્ધો ભાગ સલ્ફ્યૂરિક આસિડમાં મિશ્ર કરવો અને બે થી ત્રણ દિવસ વેર ધીમી આંચપર ગરમી આપવી એટલે હાડકાં નરમ બને છે. પછી પાણી ઘટી જતાં ભૂકો કાઢી લેવો. આ મિશ્રણમાં પાણી રેડવાથી તેમાં પિગળવા લાયક જે અંશ હોયછે તે તેની સાથે મળી જાયછે. એ રીતે અવાર નવાર તેમાં પાણી નામી કાઢી લેવું ને હાડકાનાં ભૂકામાંનો પિગળનારો પદાર્થ જ્યાંવેર પુરો થાય ત્યાં વેર એવીજ ક્રિયા કરવી પડે છે. આ પદાર્થ પુરો થતાં પાણી પિળાસ રંગનું બને છે. પછી તે સઘળા પાણીને એક રસ કરી આંચપર તેને ઘટાડવું કે થરો નિચે બેસે છે. આ થરમાં સલ્ફેત ઑપ લાઇમ હોયછે તે કાઢી નાખવા આ થરાને પાણીમાં પિગળાવવો પડે

છે. પછી તેને પાણી ગાળવાના કાગળપર રેડે છે એટલે કાગળપર ક્ષાર એકઠો થાયછે. તેમાં તાજા કોલસાનો પાઉડર મિશ્ર કરે છે. આ મિશ્રણને મોટી મૂસમાં નાખી તેનો રસ બનાવી સફેદ દુધ જેવો રંગ પકડતાં તેની આરસીઓ બનાવવામાં આવેછે. ૧૯ રતલ હાડકામાંથી પાંચ રતલ કાચ બને છે. આ કાચને ફૉસફરસની કાચ કહે છે. આ કાચનો સ્વાદ ખાટો હોઇ તે પાણીમાં પિગળી જાયછે.

કાચના ફુટેલા વાસણ સાંધવા માટે કાલુ માછલીની સીપને ધકધકતા દેંગારમાં ગરમ કરી તેને થંડી પડવા દઈ તેપરની મેસ ઓખવી તેનો ઝીણો ભૂકો કરી તેને કપડછાણ કરવો. આ ભૂકાને ઇંડાની સફેતી સાથે મેળવી તે લાહીથી કાચ સાંધવો અને પછી તે ગરમ થાય ત્યાં વેર તેને ધીમી ગર્મી લગાડવી એટલે તે મજબુતાઇ પકડે છે. આ વેળા ગર્મી ધીમે ધીમે લગાડવી, નહિ તો કાચ ફાટી જાયછે.

કાચ ઉપર કોતરકામ કરવાની કળા આજે સાધારણ થઇ પડીછે. આ કળાની શોધ અચાનક સંજોગથી થઇ હતી. તે એમ કે ન્યુરેમબર્ગના કાચ બેસાડનાર કારીગરના ચસમાપર અચાનક 'એકવાફોરતીસ'ના ટીપાં પડી જવાથી તેનાં ચશમાનો કાચ ધિમે ધિમે ખવાઇ ગયો. આથી તે કારીગરને નવાઇ ઉપજતાં તેણે એક કાચપર રોગાનથી થોડાક આકાર પાડયા અને તે ઉપર આ દવા લગાડી આકારની આસપાસનો ભાગ કાપી નાખ્યો. થોડા વખત પછી રોગાન ધોઇ નાખતાં કાળી ભોંય ઉપર તે આકાર પડયો હોય એવો દેખાવ તેણે જોયો. આ રીતે કેટલાક વધુ અખતરા કરી કાચ ઉપર સબી કોતરવાની કળા તેણે શોધી કાઢી હતી.

હાલમાં કાચ બનાવવાનાં કારખાના ઇંગલંડ, બેલજીયમ, ફ્રાન્સ, અને જર્મનિમાં સ્થાપેલાં છે. સર્વેથી પેહેલું કારખાનું ફ્રાન્સમાં સેંટગોબેન નામના ગામડામાં ૧૬૯૫ માં ઉઘાડવામાં આવ્યું હતું અને એવાંજ સંખ્યાબંધ તે પછી ફ્રાન્સમાં ચાલુ થયાં હતાં. ઇંગલંડમાં કાચ વિશેની પ્રજાને પ્રથમ માહિતી 'બેનોલ્ટ' નામે ધર્મ ગુરૂએ ભાષણો આપી આપી હતી.

બેલજીયમમાં આ હૂનર શિખવવાની ૬ નિશાળો છે, ત્યાં ૧૮૬૭ માં ૧,૧૯૦૦૦ વાર લાંબુ પલેટ ગલાસ બનાવવામાં આવ્યું હતું. હાલમાં ત્યાં દર વર્ષે ૩,૫૭,૦૦૦ વાર બનેછે, તેમાંની પોણી ઉત્પતિની નિકાશ ઇંગલંડ, નેધરલેંડ અને યૂનાઇટેડ સ્ટેટમાં થાયછે. ઇંગલંડમાં આવા કારખાના ૯ છે, તેમાં સૌથી જુનું 'સેંટ હેલનનું' ગણાય છે. તેની સ્થાપના ૧૭૭૩ માં થઇ હતી. જર્મનિમાં 'સ્તાલ બર્ગ' અને વૉલ્ડહાર નામના કારખાનાં છે. બેલજીયમ, ફ્રાન્સ અને ઇંગલંડમાં જેટલું કાચકામ બને છે તે સઘળાનો $\frac{1}{10}$ ભાગ જર્મનિમાં બને છે.

તમામ યૂરોપમાં એના કારખાનામાંથી ૧૮૬૦ માં ૯,૯૨,૦૦૦ વાર કાચકામ, ૧૮૬૭ માં૧૦,૦૦,૦૦૦ વાર૧૮૭૮માં ૧૮,૦૦૦,૦૦૦ વાર કાચકામ બની પરદેશ ગયું હતું. ફ્રાન્સ તથા બેલજીયમમાં સર્વેથી ઉંચી કીસમનું કાચકામ બને છે. ઇંગલંડના કાચમાં લીલા રંગની ઝાંખ હોયછે, કારણ કે ત્યાંની રેતીમાં લોઢાનો જથ્થો વધારે પ્રમાણમાં ભેળાયલો રહે છે. કાચ બનાવવા માટે જોઇતી વસ્તૂઓનો જે ભાગ કાચ બનાવવામાં આવ્યા પછી બાકી રહે છે, તે આગળ ફેંકી દેવામાં આવતો હતો; પણ ઇંગલંડના જાણીતા શોધક ડૉ૰ ઓરમેન્ડીએ તે રદ થતા ભાગમાંથી ભઠ્ઠીઓ બાંધવા માટેની ઇંટો બનાવવાની શોધ કરી છે.

સેંટ હેલનજ્ઞ, લીવરપુલની પાસે છે અને ત્યાં કાચ બનાવવાના કારખાનાં છે. લાખો ટન જેટલો રદ થએલો ભાગ ત્યાં વ્યર્થ કાઢી નાખવામાં આવેછે અને તેનો કશો ઉપયોગ કરવામાં આવતો નહોતો, તે રદ થએલા ભાગમાંથી રેતી, કાચની ઝીણી રજકણો અને

સેંકડે ત્રણ ટકા જેટલી સોખંડની રજકણો ભેળાયલી હોયછે; તે રદ્દ થએલા ભાગમાંથી ઈંટ બનાવવાની શોધનું પેટંટ લેવામાં આવ્યુંછે.

**કાંચડા**—(જુઓ સરડો.)

**કાચબો**—દુન્યાનાં ઘણાખરા ભાગોમાં આ વિચીત્ર પ્રાણી મળી આવેછે. એ રંગે સફેદ, કાળા અથવા મટોડીના રંગના હોયછે. તેમની પીઠ કોટલાંથી અચ્છાદિત હોઇ તેની હેઠળ માસનાં લોચાકારે હોયછે. તે ગમે ત્યારે કોટલાની બહાર ડોકું કાઢી ચાલી શકેછે અને ગમે ત્યારે માહે ખેંચી લઇ ઢગલો થઇ પડી રહે છે. એનું કોટલું સખત હોવાથી તે ઢાલ તરીકે ઘણું ઉપયોગી હોયછે.

યૂનાઇટેડ સ્ટેટના મેન રાજ્યના ઈસ્ટપોર્ટ શેહેરમાં તેમજ બ્રન્સવીક પ્રાંતમાં એ મળી આવેછે. ભૂમધ્ય સમુદ્ર મધ્યેના પાલીરનુસને નામે ઓળખાતા કાચબાઓ પણ સફેદ રંગના હોયછે. જેનો એક નમુનો ઑાકસફર્ડ યૂનિવરસિટીનાં સંગ્રહસ્થાનમાં છે. તે બે ફીટ લાંબો છે તેમજ બીજો એક કાચબો એક વાર લાંબો છે.

કાચબાને પોતાનું કોટલું જીંદગીમાં ઘણી વાર બદલવું પડે છે. તેની પીઠ ઉપરનુંજ માત્ર કોટલું નહિ પણ તેના પગ ઉપરનાં તથા તેના શરીરના બીજા ભાગો ઉપરનાં પડ થોડી થોડી મુદતે કાઢી નાખવામાં આવે છે. તે પડ ખરી જવા પછી થોડાજ કલાકની અંદર નીચે રહેલી નરમ ચામડી બંધાઇને પડ જેવી કઠણ થવા માંડે છે. આ વેળા કાચબાને પોતાના નાજુક શરીરનું રક્ષણ કરવા તદન એકાંત જગામાં જઇ રહેવું પડે છે. નહિ તો તેનાજ જાતભાઇઓ યા માછલી તેનો શેકાર કરવા ચુકતાં નથી.

કાચબાની માદા એકી વેળા ૧૫૦થી ૨૦૦ ઈંડા રેતીમાં મેળે છે, અને તેનીપર રેતીનું પડ ઢાંકી ચાલી જાય છે, ત્યાં પેલા ઇંડા પડી રહેવાથી પોતાની મેળે સેવાઈ તેમાંથી બચ્ચાં નિકળે છે.

સાધારણ રીતે કાચબો ૨૫૦ વર્ષ ઉપર જીવી શકે છે. મોરીશિઅસનાં ટાપુના મુખ્ય બંદર પોર્ટલુઇસમાં અસાધારણ મોટા કદનો 'ટરટલ' જાતનો એક કાચબો છે. તે ૧૮૧૦ માં ત્યાંનો ટાપુ ઇંગ્રેજી રાજ સાથે જોડી દેવામાં આવ્યો ત્યારે ત્યાં જોવામાં આવ્યો હતો. આ કાચબો ૩૩૦ રતલ વજનમાં છે પણ તે બેઉ આંખે આંધળો છે અને ઉંચાઇ બે ફીટ છે, તેની પીઠનો ભાગ ૮ ફીટ લાંબો છે. આ કાચબો ૧૪ થી ૧૫ મણનો બોજો સેહેલાઇથી ઉપાડી શકે છે. બીજા એક મોટા કાચબાને સેંટજોન નામની નદીમાંથી ૧૮૭૯ ના જુન માસમાં પકડવામાં આવ્યો હતો, તેના બરડાના જાડા ઢાંકણ ઉપર 'સ્પાનિશ કોટઆવ આર્મસ,' પાડી તેમાં એક લેખ કોતરેલો જણાતો હતો કે 'સેંટ સેબાસચીઅનમાંથી હરનાન્દો ગોમેઝે ૧૭૦૦ ના વર્ષમાં તેને પકડેલો અને ત્યાંથી લઈ જઇ 'ગ્રેવેકાઇવાં નદીમાં પાછો નાખવામાં આવ્યો હતો. આ નદીને હાલમાં સેંટજોન નામે ઓળખવામાં આવે છે. તે પછી આ કાચબાપર બીજો એક લેખ કોતરીને તેને પાછો તેજ નદીમાં છોડી મેળવામાં આવ્યો હતો. તે બીજો લેખ આ પ્રમાણે હતો, "ઇસતર્ન હેરૅાલ્ડ, પાલાત્કા, ફ્રેરીડા ૧૮૭૯."

**કાચાઉ**—ટાનકવિનનું આ રાજધાની શેહેર અનામના રાજ્યનું મુખ્ય શેહેર ગણાય છે. અત્રેની લોકવસ્તી ૧,૦૦,૦૦૦ ની ગણાયલી છે. કાચાઉ શેહેર ટાનકવિન નદીપર સમૂદ્રથી ૧૦૦ ફીટ ઉપર વસાયલું છે, અને તેથી આ શેહેર પાસેની નદીમાં વહાણો દાખલ થઇ શકેછે. આગળ આ શેહેરમાં ડચ તથા ઈંગ્રેજોની મોટી મોટી કોઠીઓ બાંધવામાં આવી હતી. અત્રેનો નિકાશ વેપાર રેસમ, સુન્નું, ચાંદી વગેરેનો ચાલેછે, અને અયાત કાગળ, હથીયાર, લાંગકલાથ અને બીજો યૂરોપીયન પરચુટણ સામાનનો ઓહોળો ચાલેછે.

**કાચાર પલેન્સ**—બ્રિટીશ ઇંડીયાનો આ જીલ્લો આસામમાં માઇનપૂરને તાબેછે. ક્ષેત્રફળ ૨૪૭૨ ચોરસ મૈલ છે. વસ્તી ૩૬,૭૫

૪૨ ની છે. એનું મુખ્ય શેહેર ચીલચમાં ૬૫૬૭ ની વસ્તી છે.

**કાજરા**—એને સંસ્કૃતમાં કારસ્કાર ને મરાઠીમાં કુચીલૂ, કુચલા વગેરે નામો આપેલાં છે. આ વનસ્પતિના બિયામાં બે ઝેરી તત્વોનું મિશ્રણ હોયછે. ડૉ૦ પાંડુરંગના જણાવ્યા મુજબ સુશ્રુત મુનિના સમયમાં આ ફળના મગજના અને બિયાં માહેલા ઝેરી ગુણની વૈદોને સમજ નહોતી. એનાં બિયાંનો ઉપયોગ ભાવામિશ્ર નામે વૈદે ૨૧૦ વર્ષપર પ્રથમ શોધી કાઢયો હતો. એના બિયાંની ભૂકી ૨ થી ૨૦ ગુંજભાર આપ્યાથી ભૂક લાગી પસીનો છુટેછે. જે આ ભૂકી ખાયછે તેનું દીલ પ્રથમ ભારી થઈ પગના સ્નાયૂ અને મગજ ભારે થાયછે. તેમજ બીજા વિકારો ઉત્પન્ન થઇ તે વધુ થતાં કોઇ વેળા પ્રાણ નિકળી જાયછે. એનો ઉપયોગ વૈદ લોકો પક્ષઘાત, અત્તેસાર વગેરે બીજા દર્દોપર કરેછે. બિયાંની ભૂકી ખાવા આપવાનું પ્રમાણ ૧ થી ૪ ગુંજનું હોયછે. યૂરોપીયન તબીબો એના છુંદેલા બીજ (બે ડ્રામ) એક રતલ અથવા ૧૨ ઔંસ ઉકળતા પાણીમાં ભીજવી એક કલાક વેર તેને ઢાંકી મેળેછે. એનો કાવો તૈયાર થતાં તેને $\frac{1}{2}$ થી ૧ ઔંસ સુધી દિવસમાં ૩ વખત આપેછે.

**કાજરૂન**—* ક્ષત્રોઇહાએ અઈરાન મુજબ ઈરાની પેશદાદીયાન વંશના તેહેમુરસે સ્થાપેલાં 'રેડ' દેર્બેસ્ટ અને રહબાન એ અસલી ત્રણ શેહેરોનું કાઝરાન બનેલુંછે, અને તે કુરરેહ શાપુરના પ્રગણામાં છે 'જ્યારે અર્દશીર બાબેગાન શાપુરે પડોસમાં 'નિશાપૂર' સ્થાપ્યું ત્યારે ઉપલા શેહેરો જોડી મોટા શેહેરનું રૂપ આપ્યું પણ ફીરોજે એક નવું શેહેર આ સર્વેને એકત્ર કરી બનાવ્યું ને તેને કોબાદે વધારી સણગાર્યા પછી તેનું નામ કાજરૂન રાખ્યું જે નામ ચાલુ પ્રચારમાં આવ્યું

**કાંજળ**—એના ઝાડ ખાડી યા પાણીનાં ખબોચ્યામાં ઉગેછે. એ ઝાડ ઈફ્ફળના વૃક્ષને મલતું છે, પણ આ ઝાડનું લાકડું હલકું હોવાથી તે ઇફ્ફળના લાકડા પ્રમાણે ઇમારતી કામમાં ઉપયોગી થઇ પડતું નહિ હોવાથી તેનો ઉપયોગ બાળવામાં કરેછે, એનીપર ઝીણા પણ સુગંધી ફુલો ઉગે છે. એના ફુલોની માળા પશ્ચિમ કીનારાપર વસતી પ્રજા અલંકાર તરીકે પેહેરેછે.

**કાંજળ ગોકર્ણી**—એના વેલા હિંદુસ્થાનમાં જગે જગ ઉગેછે. એની બે જાતો તેના રંગ ઉપરથી પરખાય છે પણ બેઉના ઔષધિ ગુણો એક સરખાં છે. એના બિયામાંથી કાળા, લાલ. રંગનો અર્ક નિકળેછે. એના મુળીયાં તથા બિયાં ઔષધિમાં અકસીર ગણાયછે.

**કાજી**—મોહમેદનોમાં જેને ધર્મ સંબંધી કાયદાનું પુખ્ત જ્ઞાન હોય તેને આ ખેતાબ આપવામાં આવેછે, કાજીને મુખ્ય કરી ભણેલા મુલ્લાંઓમાંથી ચુંટી કાઢી નેમવામાં આવેછે. તે પોતાની પાસે આવતા કજ્યાનો ઇન્સાફ કુરાને શરીફના કાયદા મુજબ કરે છે.

**કાજીપુટ**—અસલ બોલ 'કાયાપુટી' હતો જેનો અર્થ સફેદ લાકડાનું તેલ થાયછે. કાજીપુટના વૃક્ષ મોલ્યૂકાસના પર્વતોમાં ઉગે છે. એનું ઝાડ નાહનું હોઇ તેનું થડ વાંકવાળુ, તેની પરની છાલ છિદ્રવાલી અને લાકડું સફેદ હોયછે. એનીપર પાંદડા સદા લીલાછંમ રહે છે અને તેપર સફેદ ફુલો આવેછે. આ ઝાડનું મૂળસ્થાન આસ્ટ્રેલિયા છે. એ કાચના અછાદનવાલા બગીચામાં અતિ સુંદરતા વચ્ચે ઉગી શકે છે. એનું ફુલ લીલા રંગનું હોઈ કપૂર જેવા તિક્ષણુ વાસવાલું હોયછે. એને બાળવાથી કશું બાકી રહેતું નથી.

**કાજુ**—એના વૃક્ષ ૩૦ થી ૪૦ ફીટ ઉંચા વધે છે. પ્રથમ કાજુના વૃક્ષ દક્ષિણ અમેરિકાથી લાવવામાં આવ્યા હતા. તેમજ આફ્રિકા ખંડમાં પણ તે ઉત્પન્ન થઇ શકે છે. હાલમાં હિંદુસ્થાનના કિનારા ઉપરના જંગલોમાં ચિતાગાઁગ, તેનાસરીમ, અન્દમાનના ટાપુ તથા ગોમાંતક પ્રાંત, કર્નાટક, મલબાર પ્રાંત અને દક્ષિણુ હિંદના સર્વ ભાગોમાં તે ઉત્પન્ન

* શસ્સઉલ બોલમાં જીવનજી મોદી કૃત

થાયછે. એનું જન્મસ્થાન બ્રાઝિલ દેશમાં એને 'ઍકાજુ' (Acajau) નામ આપેલું છે. પોર્તુગીજ લોકોએ હિંદુસ્થાનના પશ્ચિમ કિનારાપર એ લાવ્યા ત્યારે બ્રાઝિલ એકાજુનું અપભ્રંષ 'કાજુ' થયું હતું, કે જે હાલમાં ચાલુ પ્રચારમાં છે. એનુંજ અપભ્રંષ ફરી ફ્રેન્ચોએ 'કાશ' તરીકે પોતાની ભાષામાં ચાલુ રાખ્યું છે.

એના ઝાડની છાલમાંથી ગુંદર નિકળે છે અને તેના કટકા શંખકૃતિ હોઇ તે પિળા યા લાલ રંગના હોયછે. તે થોડા પ્રમાણના પાણીમાં પિગળી શકેછે અને કિડાઓને આ ગુંદર તદ્દન અપ્રિય હોયછે. એની છાલમાં કાપા પાડીયાથી જે રસ નિકળે છે તે વતી 'માર્કિંગ ઇંક' મુજબ કપડાં ઉપર નામ પાડી શકાયછે.

એની છાલ ચામડાં રંગવાના ઉપયોગમાં લેવામાં આવે છે. કાજુનાં ફળ ઉપરની છાલનું તેલ કાઢવામાં આવેછે, તે સ્વાદે તૂરૂં હોયછે. અંદમાનના લોકો માછલી પકડવાની જાળીને મજબુતી આપવા થકી એના તેલથી તેને રંગે છે. ગોવામાં એના તેલને 'દીક' કહે છે, અને તેને ડામર યા તારને નામે ઓળખે છે.

એના ઝાડમાંથી બે પ્રકારનું તેલ નિકળે છે. કાજુ ફળને પીળી તેલ કાઢવામાં આવે છે તે ફિક્કા પિળા રંગનું હોઇ ઘણું પૌષ્ટિક હોયછે. ઉત્તમ જાતનું તેલ સર્વ રીતે બદામના તેલ પ્રમાણે જણાય છે; અને ઑલિવ્હ તેલ કરતાં તેને શ્રેષ્ટ ગણવામાં આવે છે.

એના ફળમાંથી સેંકડે ૪૦ ભાગ તેલ નિકળે છે. કાજુ ખાવાના ઉપયોગમાં ઘણાં ખપે છે તેથી તેના તેલનો વેપાર ઝાઝો ચાલતો નથી.

એના ઝાડપર દીસેંબરમાં મોર આવે છે, અને ફળો ફેબ્રુવારીમાં પાકવા માંડે છે. એના વૃક્ષ બિયાંથી ઉત્પન્ન કરી શકાય છે. પ્રથમ રોપા કુંડામાં તૈયાર કરી તે દોઢ ફીટ ઉંચા થતાં તેને પાંચ ફીટ ઉંડા ને ૩ ફીટ ચોરસ ખાડામાં દાટે છે. તેના બિયાં પાકતાં તેને તૂરત રોપવામાં આવે છે, કેમકે વધારે દિવસ તેને રહેવા દેતાં તેનો ગર્ભાષય સૂકાઇ જાયછે. એનું વૃક્ષ મોટું થાય ત્યાં વેર તેને પાંચથી છ દિવસે પાણી સીંપવું પડે છે. એવા વૃક્ષને માછલીનું ખાતર ગુણકારી છે.

કાજુના ફળ ઉપરની છાલમાંથી 'કારડોળ' બનાવવામાં આવે છે. તે રંગે કાળું અને તિખું હોયછે. માછલી પકડવાના ગલની દોરી મજબુત અને ટકાઉ થાય તેથી તેના તેલથી તેને અંદમાની લોકો રંગે છે.

એનું ઝાડ ઔષધિ ઉપચારમાં ઘણું ઉપયોગી છે. રક્તપિત, સુનબેરી, વગેરે દર્દપર એનું તેલ ઉપયોગી છે. દુખતાં દાંત ઉપર કાજુ ખાધાથી તે નરમ પડે છે. તેમજ આયોડિનને ઠેકાણે એના ફળના રસને ઉપયોગમાં લેવામાં આવે છે.

એના ફળની દારૂ બનાવવામાં આવેછે, તે ઘણી જલદ હોય છે અને તે ભર ચોપડની ઔષધિમાં ઉપયોગી છે. આ દારૂ મુખ્ય કરી ગોવામાં બનાવવામાં આવે છે.

એનું ફળ ભાંજીયા પછી અંદરથી જે બી નિકળે છે તે કાજુ. કાજુને ઘણું કરી ભૂંજીને ખાવાના ઉપયોગમાં લેવાયછે. 'પુરી પ્રાંતમાં એને લંકાઆમ કહે છે.

કાજુને સાકરમાં આંથી ખાવાના ઉપયોગમાં લેવાયછે. તેને 'સાકર કાજુ કહે છે.

**કાઝરી**—આ વનસ્પતિના વેલા દક્ષિણ કોકણ, ગોવા પ્રાંત, ત્રાવણકોર અને ઘાટપર ઉગેછે. એનું મૂળીયું તથા લાકડું અતિ ઝેરી હોયછે. એના લાકડાને કોકણમાં 'ગોહાગરી ' લાકડું કહે છે. એને તામીલ વૈદો 'નાગ મુષ્ટી ને લૅટીનમાં Struchnos Colubrina કહેછે. તામીલ વૈદો એને સાંપના ઝેરપર ખાવા આપેછે. એના લાકડાને ૪ થી ૬ વખત ઉકાળી એક ચમચા ભર પાણીમાં જ્યાંવેર ઉલટી થાય ત્યાં વેર બે વખત તેને પાયછે. ચીનમાં કાઝરીની એક જૂદી જાતછે. તેનો પણ ઔષધિમાં ઉપયોગ કરવામાં આવેછે. એને ચીનમાં 'હોંગનાન' કહેછે. પૉંડેચરીના એક

તબીએ એનો ઉપયોગ કુતરાનાં ઝેર ઉપર કરી જોઇ તેમાં ફતેહ મેળવી હતી.

**કાઝવાન**—આ ઈરાનને લગતું શેહેર તેહેરાનની ઉત્તર પશ્ચિમે ૯૫ મૈલ પર છે. અત્રે જરબફ્ત કપડું, મખમલ, લોઢાનાં તાર વગેરે બનાવવાના કારખાનાઓછે. લોક વસ્તી ૪૦,૦૦૦ નીછે.

**કાંટા ઈંદ્રાયણ**—હિંદુસ્થાનના વાયવ્ય પ્રાંતમાં એક જાતના ઈંદ્રાયણને પહાડી ઈંદ્રાયણ કહેછે. અને તેના ફળો માહેલા મગજનો ઔષધિમાં ઉપયોગ કરવામાં આવેછે. એને સુશ્રુત મુનિએ 'ઇંદ્રાવારૂણી' નામ આપેલું છે. યુરોપ, સ્પેન અને આફ્રિકાના અલેકઝાંન્ડ્રીયામાં ઈંદ્રાણી મળેછે. એના ગરમાંથી જે રેચક પદાર્થ કાઢવામાં આવેછે તે પિળા રંગના હોઇ સ્ફાટિક રૂપ ઉગેછે. ઇરાનથી કાંટેરી ઈંદ્રાયણ મુંબઈમાં પુશકળ આવેછે. એના પાંદડાનો રસ નાકમાં ચોપડતાં છિંકો આવેછે. કાન દુખતો હોય તો તેના પાંદડાનો રસ કાનમાં નાખવામાં આવેછે, તેથી કાનના ચસકા મટેછે.

યૂનાની ગ્રંથોમાં એના પાંદડાના તથા ફળના રસનો અર્ક કાઢવાની રીત જણાવી છે. તેમાં ઇલેટેરિયમ (Elaterium) એ નામનું રેચક દ્રવ્ય ઉત્પન્ન થાયછે, એમ ડૉ૦ ડીમક જણાવેછે. ડૉ૦ પાંડુરંગ ગોપાળ મંત્રિના જણાવવા મુજબ આ ઔષધ બ્રિટીશ ફાર્મોકોપિયા અથવા ઔષધિ સંગ્રહ પુસ્તકમાંના ઔષધિ વર્ગમાં દાખલ કરેલું છે અને તેનો ઉપયોગ યૂરોપીયન પદ્ધતિથી ક્રિયા કરનાર તબીબો કરેછે.

**કાંટા અશેળિયો**—આ ફુલઝાડ ૩ થી ૪ ફીટ ઉંચા વધેછે. એના સર્વાંગે કાંટા હોયછે. એ ઝાડના અનેક ભેદ તેના પિળા, રાતા, સફેદ રંગ ઉપરથી યોજેલાં છે. એ ઔષધિ ઉપયોગમાં અતિ અકસીર ગણાય છે. પિત્ત ઉપર કાંટે અશેળિયાનો, કાળી તુળશીનો અને ભાંગરાનો પાલો એકત્ર ખળ કરી ગાયના દુધમાં પાવાથી તે દર્દ દફે થાયછે.

**કાંટે ધમાસો**—આ કાંટાદાર છોડ પંજાબ, બલુચિસ્તાન, અને સિંધ પ્રાંતમાં મળેછે ને કોઇ વેળા દક્ષિણ મહારાષ્ટ્ર, કોકણ, ગુજરાતમાં પણ મળેછે. એને ઇરાનીઓ 'શુતરખાર' કહેછે. એના દીંડવામાંથી ગર્મીમાં ઝાંખર પડતાં એક જાતની સાકર નિકળેછે તેને ફારસિમાં 'તુરંજબી' કહે છે, ને ઈંગ્રેજીમાં 'મ્યાના' કહેછે. પશ્ચિમ ખંડમાંના આ સામપ્રાંત' માહેલા, સિર્યામાં શુતર્ખાર અથવા તુરંજબીન મોટા ઝાડના પાંદડામાંથી યા ફુલોના બિજ કોપમાંથી નિકળેછે, આ ખાંડ ઈ. સ. પૂર્વે ત્યાંના લોકોમાં જાણીતી હતી. સુશ્રુત મુજબ એ વાત્તપિત્તશમન છે અને એના મૂળીયામાંથી એક ખાટો મિઠો પદાર્થ નિકળતો હતો એમ આ પ્રાચીન ગ્રંથમાં જણાવામાં આવેછે. યુનાની હકીમો તથા ચીનાઇ તબીબો તુરંજબીનનો ઔષધિમાં બોહોળો ઉપયોગ કરેછે.

**કાંટેરીડાંભ**—આ જંગલી છોડ ૩ થી ૪ ફીટ જંગલમાં આપોઆપ વધેછે. એનાં ઝાડપર સર્વત્ર કાંટા હોયછે. એના પાંદડાનું જંગલી લોકો શાક બનાવી ખાય છે.

**કાંટે શેવતી**—એને સફેદ, ગુલાબી શેવતી પણ કહે છે. એના છોડ જેવા કાંટાદાર હોઇ તેપર ઉગતા પાંદડા ગુલાબના પાંદડા જેવાજ હોયછે. એનીપર આવતા ફુલો રાખના રંગના ઝાંખા સફેદ આવેછે. એનો પાક તથા ગુલકંદ બનાવવામાં આવેછે તે પિત્તનો નાશ કરેછે.

**કાઠી**—કાઠીઆવાડનાં અસલ વતની. આ પ્રજાની ઉત્પતિ થકી જૂદી જૂદી કથાઓ પ્રસિદ્ધ છે. એમની વસ્તી ખુદ કાઠીઆવાડમાં ૩૦૦૦૦ ની છે. તેઓ પોતાની ઉત્પતિ માહાભારત કાળથી ગણે છે. જ્યારે પાંડવો ગુજરાતમાં આવી વિરાટ (ધોળકા) નગરમાં ગુપ્ત રહ્યા હતા, ત્યારે તેમને છોડવા થકી વિરાટ નગરના ઢોરો ચોરી જવા કરણે પોતાનો રાજદંડ જમીનપર અફાળી "ખાટ" નામે પુરૂષ ઉત્તપન્ન કર્યો હતો. તેના વંશજો તે કાઠી છે. રાસમાળા મુજબ કાઠી લોક સિંધના સુમરી વંશના રાજાની રૈયત ગ-

ણાતા હતા, ને પાવર મહાલમાં રહેતા હતા. ત્યાંના રાજાએ એક કંચનીને અપમાન આપી દેશનિકાલ કરવાથી તેને તેઓએ આશ્રય આપ્યો. આથી પાદશાહે ગુસ્સે થઇ સર્વ કાઠીઓને દેશનિકાલ કર્યા. તેથી તેઓ સોરઠમાં ધોરાજીની પાસેના ઢાંક પ્રગણામાં વાલા વંશનો રાજા રાજ કરતો હતો તેને શરણે જઇ ત્યાં વસ્યા. કર્નલ જે. ડબલ્યુ વાટસનના જણાવવા મુજબ "કાઠીઓનું મૂળસ્થાન એશિઆ માઇનરમાંના કુર્દીસ્તાન પ્રાંતમાં હતું. ત્યાંથી તેમને એસિરિયાના પેહેલા તિગલાથ પિલેસર જે ઈ. સ. પૂર્વે ૧૧૩૦ માં ગાદીનશીન થયો તેણે હાંકી કાઢ્યા.

એસિરિયન લેખકોએ તેમને 'ખટ્ટી' અને 'ઓલ્ડટેસ્ટીમેંટ'માં 'હીદ્દો ટી' કહ્યા છે. વળી તે રાજાઓની લઢાઇમાં ખુમાણ કાઠીઓનું નામ સ્પષ્ટ જણાય છે.

રૅાલીન્સન નામનો તવારીખનવેશ કાઠીઓનું મુખ્ય મોટું શેહેર ખટ્ટી અથવા હિદી ટી જણાવે છે. તેઓ તથા ખુમાણી કાઠીઓ ૨૦૦૦૦ નું લશકર ભેગું કરી શકતા હતા. તેઓ રથ તથા ઘોડાના ભારે શોખીન હતા. તેમનો મુખ્ય ધંધો લઢાઇનો હતો.

નર્મદાશંકર કૃત કાઠીયાવાડ. સ. સંગ્રહ મુજબ " થિગલાથ પિલેસેર " ના મરણ પછી કાઠીઓ એસિરિયાના રાજા બીજા શલમાનસરની સાથે લઢાઈ કરવા માટે દમાસકસના રાજા બેનહાદાદની સાથે મળી ગયા હતા. પણ તેમનું કશું નહિ વળવાથી તેઓ શેલમાનસરને વશ થયા હતા. એસિરિયાના રાજા સારગનના સમયમાં કે ત્યાર પછી જ્યારે મેદિઆ તથા ઇરાનનું રાજ્ય એશિઆ બળવાન થયું ત્યારે કાઠીઓ પૂર્વ તરફ ધીમે ધીમે ખસ્યા; ને હૈદ્રી ઓટીસ નદીથી ૩ મંજલ દુર આવેલા સંગાલા શેહેર આગળ સિકંદર સામે થયા. એરિઅન ઈતિહાસ કર્તા મુજબ કાઠીઓ ભટકનારા, હિંદના કોઇ પણ રાજાની સત્તા નહિ માનનારા, તથા બીજા સ્વતંત્ર હિંદુઓની સાથે મળી ગએલા હતા. તેઓ તેજ સમયે હિંદુસ્તાનપર હુમલો કરી અત્રે વસ્યા હોવા જોઇએ. એ મુજબ કાઠીઓનું હિંદુસ્તાનમાં થએલા આગમન વિષે અનેક કહાણી કથાઓ પ્રસિદ્ધ છે. તો પણ એટલું ખરૂં છે કે તેઓ અસલ હિંદના વતની નથી, પણ પરદેશથી આવી વસ્યા છે. જેમ જેમ તેમને લઢાઇમાં ફાવતું ગયું તેમ તેમ તેઓ આગળ વધતા જઇ છેક ગુજરાતમાં આવી ઠરીઠામ થયા ને છેલ્લે કાઠીઆવાડમાં છેલ્લું મથક કરી લુટફાટ તથા સિપાહગીરીનાં કામપર નિર્વાહ કરવા લાગા. કાઠીઓની સ્ત્રીઓ તેમનાજ જેવી ખડતલ બાંધાની પણ અતિ દેખાવળી હોયછે અને તેઓ પતિવ્રતપણા માટે જાણીતી છે. તેઓમાં એકથી વધુ બૈરી કરવાની છુટ છે, છતાં તેઓ એકજ સ્ત્રી સાથે લગ્ન કરે છે. સ્ત્રી રંડાયા પછી નાતરૂં કરી શકે છે; પણ કોઈ કાઠી મરણ પામતાં તેની વિધવાને પોતાના નાહના દેર સાથે ફરજીયાત પરણવું પડે છે.

કાઠી પ્રજા ગુજરાતમાં ગીરનારનાં પ્રદેશમાં વસી આસપાસ ત્રાસ વરતાવતા, તેથી જુનાગઢના નવાબે તેમને નરમ કરવા અનેક ઉપાયો યોજ્યા. કાઠીઓનો છેલ્લો બહાદુર લુટારો "વાળાવાળા" નામે થઇ ગયો. તેણે ગુજરાતમાં પોતાના જુલમથી ત્રાસ વર્તાવ્યો હતો. તેનું મરણ ૧૮૨૪ માં નિપજતાં તેના કુટુંબનું જોર પડી ભાગ્યું. તેમની પાસે જાગીરો સારી હોવા છતાં દીકરાઓને સરખે હિસ્સે માલ મીલકતની વેહેંચણી મળતી હોવાથી દીનપર દીન જમીનના કટકા વંશજોમાં વેહેંચાઈ જઇ તેમનું બળ પડી ભાગ્યું છે. હાલમાં તેઓ ઢોરો પાળી તેમને ઉછેરવાનો ધંદો કરે છે. કાઠીઓ સૂર્યપૂજક છે, તેઓ હિંદુઓ સાથે સંસર્ગમાં આવ્યાથી હિંદુઓના દેવ તથા બ્રાહ્મણો વિશે તેમનામાં પૂજ્ય બુદ્ધિ રહી છે.

**કાઠીઆવાડ**—અથવા કાઠીનો મુલક. આ પ્રાંત ઘણું કરી કાઠીયાડ ઈલાકાના મધ્ય ભાગે છે. તેની ઉત્તરે ઝાલાવાડ, દક્ષિણે સોરઠ અને બાબરીયાવાડ, પૂર્વે ગોહેલવાડ, અમદાવાદ જીલ્લાનું ગામ ધંધૂકા પ્રગણું અને ઉંડ સરવૈયા છે, તેમજ પશ્ચિમે સોરઠ અને હાલાર પ્રાંત છે. આ પ્રાંતમાં કાઠીઓના સંસ્થાન હોવાથી તેનું નામ કાઠીઆવાડ પડ્યું, તેમાં

૫૩ સંસ્થાન છે. કાઠીઆવાડનો ઉત્તર તથા દક્ષિણ ભાગ પહાડી છે, તેમાં દક્ષિણ ભાગમાં ખરબચડી, રાતી અને ભાદર નદીને લગતી કાળી જમીન છે. દેશમાં મોટી ભાદર નદી વહે છે જે જસદણ પાસેના મદાઉ નામના ડુંગરમાંથી નિકળી પશ્ચિમ તરફ બર્ડામાં નવા બંદર આગળ સમુદ્રને મળે છે. બીજી નદી ગોમા, ભોગાવો નામે છે. મુખ્ય ડુંગરામાંથી માંડવધાર, ચોટીલાનો અને ગંગા મુખ્ય છે. તેમાં એ એક બીજા સાથે જોડાયલા હોવાથી એ હાર માંડવાથી કરીયાણા સુધી વધે છે. આ હાર ૨૫ મૈલ લાંબી છે. મુખ્ય પેદાશ કપાસ, ગહૂં, બાજરી, કઠોળ, શેરડી વગેરેની થાયછે. આ દેશના ઉત્તર ભાગમાં જાતવાન ઘોડા પેદા થાયછે. મુખ્ય લોક વસ્તી કાઠી, કોળી, રબારી, મુસલમાન, બ્રાહ્મણ, વાણીયા વગેરેની છે.

આખા દ્વિપકલ્પનું ક્ષેત્રફળ ૨૩૫૦૦ ચૌરસ મૈલ છે. તેની વસ્તીમાં નીચે મુજબ વધારો થતો આવ્યો છે.

ઇ. સ. ૧૮૪૨ માં ૧૪,૭૫,૭૦૦ ની હતી.
,, ૧૮૭૨ માં ૨૩,૧૮,૬૪૨ ની હતી.
,, ૧૮૮૧ માં ૨૩,૪૩,૮૯૯ ની હતી.
,, ૧૮૮૨ માં ૨૫,૦૦,૦૦૦ ની હતી.
,, ૧૮૯૧ માં ૨૭,૫૨,૪૦૪ ની હતી.
,, ૧૯૦૧ માં ૨૩,૨૭૪૪૬ ની હતી.

જે જોતાં ૪,૨૪૯૪૮ નો ઘટાડો જણાય છે. તેમાં દર ચૌરસ મૈલે ૧૧૩ માણસની વસ્તીનું પ્રમાણ આવેછે. એની વાર્ષિક ઉપજ ૧,૫૩,૭૦,૦૦૦ રૂપ્યાની હતી. તેમાં ઘોઘા-ધંધુકાનું ક્ષેત્રફળ ૧૩૨૦ ચૌરસ મૈલ હોઇ તેમાં ૧,૬૦,૦૦૦ ની લોક વસ્તી છે ને તેની ઉપજ ૨,૬૬,૦૦૦ ની થાય છે. દીવનું ક્ષેત્રફળ ૭ મૈલ હોઇ તેની ૧૦,૮૦૦ ની લોક વસ્તી ને રૂ ૩૮૦૦૦ ની વાર્ષીક ઉપજ છે. તેમજ ગાયકવાડી મુલકનું ક્ષેત્રફળ ૧૩૨૦ ચૌરસ મૈલ હોઈ તેમાં ૧,૪૮૦૦૦ ની વસ્તી ને. ૧,૦૫,૦૦૦ રૂપ્યાની ઉપજ બાદ કરતાં, તલ કાઠીયાવાડનું ક્ષેત્રફળ ૨૦,૮૮૦ ચૌરસ મૈલ હોઇ તેમાં ૨૧,૮૦,૦૦૦ ની લોક વસ્તી ને તેની ઉપજ ૩૧,૪૮,૮૭૦૦૦ ની. પોલીટીકલ એજંટ ને તાબેના કાઠીયાવાડનું એ ગણાય છે.

કાઠીયાવાડ સર્વસંગ્રહ મુજબ જેટલા મુલકનો વહીવટ રાજાઓ કરતા હતા તેનું ક્ષેત્રફળ ઈ. સ. ૧૮૮૧ માં ૨૮,૨૫૬ ચૌરસ મૈલ ને વસ્તી ૨૦,૫૬,૮૨૦ની હતી. જેટલા મુલકનો વહીવટ રાજા તરફથી પોલીટીકલ અમલદારો કરતા હતા, તેટલાનું ક્ષેત્રફળ ૨,૬૨૩ ચૌરસ મૈલ ને તેમાં લોકવસ્તી ૬,૦૦,૨૦૦ ની હતી.

૧૮૯૧ ની ગણત્રી મુજબ કાઠીયાવાડ એજન્સીના મુખ્ય રાજ્યોનું ક્ષેત્રફળ વસતી ને ઉપજ નીચે મુજબ હતી.

| નામ. | ક્ષેત્રફળ—ચૌ૦ મૈલ. | =લોકવસ્તી ૧૮૯૧માં. | ઉપજ વાર્ષિ રૂપ્યા. | તોપનું માન=સંખ્યા. |
|---|---|---|---|---|
| જૂનાગઢ | ૩,૨૮૦ | ૪,૮૪,૧૫૦ | ૨૪,૦૦,૦૦૦ | ૧૫ |
| ભાવનગર | ૨,૮૬૦ | ૪,૬૭,૨૮૨ | ૩૫,૦૦,૦૦૦ | ૧૫ |
| નવાનગર | ૩,૭૯૧ | ૩,૭૯,૬૧૧ | ૨૪,૦૦,૦૦૦ | ૧૫ |
| ધ્રાંગધરા | ૧,૧૫૬ | ૧,૦૩,૭૫૪ | ૭,૮૦,૦૦૦ | ૧૫ |
| પોરબંદર | ૬૩૬ | ૮૫,૭૮૫ | ૫,૫૦,૦૦૦ | ૭ |
| મોરબી | ૮૨૧ | ૧,૦૫,૩૩૫ | ૧,૦૦,૦૦૦ | ૧૧ |
| ગોંડળ | ૧,૦૨૪ | ૧,૬૧;૦૩૬ | ૧,૨૦,૦૦૦ | ૯ |
| વાંકાનેર | ૪૧૪ | ૩૯,૩૨૯ | ૨,૩૧,૦૦૦ | ૯ |
| પાલીતાણા | ૨૮૯ | ૬૦,૮૪૮ ... | ૫,૦૦,૦૦૦ | ૯ |
| ધ્રોળ | ૨૮૩ | ૨૭,૦૦૭ | ૧,૫૦,૦૦૦ | ૯ |
| લીમડી | ૩૪૪ | ૪૮,૧૭૬ | ૨,૬૪,૦૦૦ | ૯ |
| રાજકોટ | ૨૮૨ | ૪૯,૬૩૮ | ૨,૦૦,૦૦૦ | ૯ |
| વઢવાણ | ૨૩૬ | ૪૨,૪૩૮ | ૪,૨૫,૦૦૦ | ૯ |
| જાફરાબાદ | ૪૨ | ૧૨,૩૮૯ | ૬૦,૦૦૦ | ૯ |

કાઠીયાવાડને તાબેના દરેક સંસ્થાનનો વિસ્તાર, તેના ગામ; અને ૧૮૮૧ ની વસ્તી તથા ઉપજનો કોઠો.

| વર્ગ. | રાજ્યો. | ક્ષેત્ર-ફળ ચો. મૈ. | ગામો. | ૧૮૫૧ માં વસ્તી. | ૧૮૮૧ ની ઉપજ= રૂપ્યા. |
|---|---|---|---|---|---|
| પેહેલો. | ભાવનગર. | ૨૮૬૦ | ૬૪૫ | ૪,૦૦,૩૦૦ | ૨૩,૦૦,૦૦૦ |
| | ધ્રાંગધરા. | ૧૧૫૬ | ૧૨૫ | ૯૯,૬૦૦ | ૪,૫૦,૦૦૦ |
| | જુનાગઢ. | ૩૨૮૩ | ૮૯૦ | ૩,૮૭,૦૦૦ | ૩૦,૦૦,૦૦૦ |
| | નવાનગર. | ૩૭૯૧ | ૬૩૩ | ૩,૦૦,૦૦૦ | ૨૦,૩૩,૦૯૨ |
| બીજો. | ધ્રોળ. | ૨૫૨ | ૬૧ | ૨૧,૭૭૬ | ૧,૧૭,૨૧૬ |
| | ગોંડળ. | ૧૦૨૪ | ૧૭૯ | ૧,૩૫,૬૦૪ | ૧૨,૪૬,૧૧૮ |
| | જાફરાબાદ. | ૪૨ | ૧૨ | ૯,૪૦૫ | ૩૨,૬૦૦ |
| | લીમડી. | ૩૪૩ | ૭૨ | ૪૩,૦૬૩ | ૨,૯૮,૯૬૪ |
| | મોરબી. | ૮૨૧ | ૧૨૫ | ૮૯,૯૬૪ | ૮,૩૫,૮૪૯ |
| | પાલીતાણા. | ૨૮૮ | ૧૦૦ | ૪૯,૨૭૧ | ૨,૦૦,૦૦૦ |
| | રાજકોટ. | ૨૮૩ | ૬૦ | ૪૦,૫૨૭ | ૧,૮૩,૧૮૦ |
| | વાંકાનેર. | ૩૯૫ | ૭૬ | ૩૦,૪૯૧ | ૧,૦૦,૦૦૦ |
| | વઢવાણ. | ૨૩૬ | ૩૧ | ૪૨,૫૦૦ | ૫,૪૦,૯૬૩ |
| ત્રીજો. | બાંટવા. | ૨૨૬ | ૫૨ | ૩૮,૫૧૭ | ૫,૧૦,૦૦૦ |
| | ચૂડા. | ૭૮ | ૧૩ | ૧૩,૪૯૬ | ૧,૩૦,૦૦૦ |
| | જસદણ. | ૨૮૩ | ૬૧ | ૨૯,૦૩૭ | ૧,૦૦,૦૦૦ |
| | લખતર. | ૨૪૭ | ૪૧ | ૨૩,૨૦૮ | ૭૫,૦૦૦ |
| | પોરબંદર. | ૬૩૬ | ૧૦૩ | ૭૧,૦૭૨ | ૪,૦૦,૦૦૦ |
| | સાયલા. | ૨૨૨ | ૩૮ | ૧૬,૯૯૧ | ૬૫,૦૦૦ |
| | વળા. | ૧૦૯ | ૪૧ | ૧૭,૦૧૯ | ૧,૭૦,૦૦૦ |
| ચોથો. | કોટડા સાંગાણી. | ૭૪ | ૧૮ | ૮,૬૪૨ | ૭૦,૮૯૬ |
| | બજાણા. | ૧૮૩ | ૨૬ | ૧૫,૮૭૭ | ૫૨,૦૦૦ |
| | લાઠી. | ૪૧ | ૮ | ૬,૮૦૪ | ૬૧,૪૯૬ |
| | માળીયા. | ૧૦૨ | ૧૨ | ૧૧,૨૨૪ | ૫૧,૭૧૪ |
| | જેતપુર. | ૭૩૩ | ૧૪૩ | ૯૨,૫૩૩ | ૮,૦૦,૦૦૦ |
| | મૂળી. | ૧૩૩ | ૧૯ | ૧૯,૮૩૨ | ૯૦,૦૦૦ |
| | વીરપૂર. | ૬૬ | ૧૨ | ૫,૩૮૮ | ૩૫,૧૯૭ |
| પાંચમો. | ૯ સંસ્થાનો. | ૩૦૫ | ૬૩ | ૩૪,૨૭૦ | ૧,૬૦,૦૦૦ |
| | ૬ ઠા તથા ૭ માં વર્ગના રાજ્યો ને થાણાં. | ૨૬૨૯ | ૫૬૨ | ૨,૬૦,૦૦૦ | ૨૦,૦૦,૦૦૦ |

કાઠીયાવાડ ઈલાકો આબાદ અને રસાળ છે. હાલમાં તે વેપાર રોજગારથી સુધરતો જાયછે; તોપણ બંદરી અને રેલ માર્ગે થોડોજો વેપાર ચાલે છે. રેલવે તથા દર્યાઇ માર્ગે ઉન, રૂ, ઘી, અનાજ, ગોળ, તલ, તેલ, ઘોડા, ભેંસો. મુંબઈ તરફ તથા આફ્રિકા ખંડમાં મોઝાંબિક, જંગબાર, અરબસ્થાન, મસ્કત, મોખા, એડન અને તૂર્કસ્થાનમાં બસરા, વિગેરે શેહેરો ખાતે મોકલવામાં આવેછે. તેમજ મકરાણ સિંધ, કચ્છ અને ઇરાન સાથે વેપાર ચાલેછે.

કાઠીયાવાડમાં દ્વારકા, સોમનાથ, પાલીતાણા પાસેનો શેત્રુંજ ડુંગર, જુનાગઢ પાસેનો ગીરનાર, ઉના પાસે તુલશીશામ તથા ગુપ્ત પ્રયાગ, ગડમાં સ્વામિ નારાયણનું મંદીર વગેરે યાત્રા સ્થાનો છે.

આ ઈલાકામાં ભાવનગર ગોંડળ રેલવે નામની રેલવે લાઈન નાખેલી છે. તેમજ મુંબઇ, વડોદરા અને મધ્ય હિંદુસ્થાન નામની રેલવેનો ભાગ પણ અંદર સમાયછે.

ઇ. સ. ૧૮૨૦ થી ઈંગ્રેજ સરકારની અહિં એજન્સી સ્થાપન થઇ તેથી સર્વ કારોબાર પોલીટીકલ એજંટને તાબે થયો. આ ઇલાકામાં નાહના મોહટાં રજવાડા આવવાથી તેમજ ઈન્સાફની બરાબર સગવડ નહિ હોવાથી ઘણી અડચણ પડતી હતી, આથી ૧૮૬૩ માં પોલીટીકલ એજંટ મી૦ ટિન્જે નવી ગોઠવણ કરી પોતાના તાબા નીચેના ઇલાકામાં મુખ્ય ૪ પ્રાંત અથવા વિભાગ પાડી તે દરેક ભાગ એસીસ્ટંટ પોલીટીકલ એજંટને સોંપ્યો. ઉત્તર તરફના ભાગનું નામ ઝાલાવાડ પ્રાંત, તથા તેનું સ્ટેશન વઢવાણ ઠેરવ્યું. દક્ષિણ તરફનો ભાગ સોરઠ પ્રાંત ને તેનું સ્ટેશન માણેકવાડ ઠેરવ્યું. પૂર્વ તરફનો ગોહેલવાડ પ્રાંત તેનું સ્ટેશન સોનગઢ અને પશ્ચિમ તરફનો હાલાર પ્રાંત તેનું સ્ટેશન રાજકોટ ઠેરવ્યું. આ સર્વ જગે ખાસ બાંધેલા કાયદાથી રાજ્ય વેહવાર ચાલે છે ને તે સર્વે મુખ્ય પોલીટીકલ એજંટને તાબે છે.

કાઠીયાવાડમાં ૧૮૭ નાહનાં રાજ્યો છે. તેમાંના કેટલાક સ્વતંત્ર, કેટલાક રાજાઓના ખંડીયા અને ૧૦૫ બ્રિટીશોના ખંડીયા છે.

**કાર્ક્યુનિયાશ**—પ્રાચીન કાળમાં પ્રસિદ્ધતા પામેલું આ શેહેર ઘણું મોટું હતું. તેનું ક્ષેત્રફળ ૭૦ ચોરસ મૈલ હતું અને તે યૂફ્રેટીસ નદીના એઉ કાંઠાપર વસાયલું હતું. એને એબિલોન તરીકે પણ જણાવવામાં આવેછે.

**કાંઠવેલ**—એનાં ઝાડપર નાહના પેર જેવડાં ફળો આવેછે. આ કાંઠવેલમાં ત્રિધારી, ચોધારી, કાંઠવેલી એવી જાતો છે. એના વેલા વિસ્તારમાં અતિશય વધેછે. એ ઔષધિ ઉપયોગમાં અતિ અકસીર છે.

**કાંડી**—(જુઓ દીવાસળી)

**કાંડોળ**—સફેદ રંગનું એક પ્રકારનું વિશાળ-વૃક્ષ, એના પાંદડાં મોટાં, ફુલો લાલ ને ઝુમખાદાર હોય છે. એના ઝાડપર આંબામોર જેવો માર્ચ આખેરીમાં મોર આવેછે, ને પછી ફળો બાઝેછે. તે વેળા સઘળા પાંદડાં ખરી પડેછે. એનાં ફળ પોચા ને બદામના આકારનાં હોયછે. એના ફળની દાળ કરી ખેડુતો તે ખાવાના ઉપયોગમાં લીયેછે. એના ઝાડમાંથી સફેદ ગુંદર નિકળે છે તેને મરાઠીમાં 'કથલ્યા ગોંદ' કહેછે. એનું લાકડું નરમ હોવાથી તે ઈમારતી ઉપયોગમાં આવતું નથી. દેશીઓમાં એવો વેહેમ છે કે એની છાલપર મંત્ર લખી તે ગળે બાંધી મુસાફરી કરવાથી તેને કશી ઇજા પોંહચતી નથી. એના રેસાના દોરડાં બનાવી શકાય એવા તેના તંતૂ મજબૂત હોય છે. એની છાલ અત્તેસાર ઉપર ઘશીને પાયછે.

**કાતકરી**—( જુઓ કાથો.)

**કાત્યાયન**—(૧) એક બ્રહ્મઋષિ. (૨) શ્રી રામના પિતાની દરબારમાં જે ૮ મહાપંડીતો હતા તેમાંનો એક.

(૩) ઉપવર્ષ નામે પંડીતના ૩ શિષ્યોમાંનો એક. એના પિતાનું નામ સોમદત્ત અને માતાનું નામ 'વસુદત્ત' હતું. સોમદત્ત કૌશાંબી નગરનો વતની હતો. એણે પાણીનીના વ્યાકરણ પર ટિકા કરી હતી. બ્રહત્કથા નામે જે ગ્રંથ સાત લાખ માનસો ઉપયોગમાં લે છે તેનો એજ કર્તા હતો.

કવિચરિત્રમાં જણાવ્યા મુજબ એ વિક્રમાંદિત્યની સભામાં વરૂચિને નામે પ્રસિદ્ધ હતો, પણ તે વરૂચિ જૂદો હતો કારણકે એનું નામ જોકે વ-રૂ-રૂ-ચિ હતું તોય એ પાણીનીના ગુરૂનો ભાઇ હતો, અને પાણીની ચંદ્રગુપ્તના સમયમાં થઇ ગયો ત્યારે એ પણ પેહેલોજ કાત્યાયન હતો. બૃહત્કથાની શરૂઆતમાં એને પુષ્પવંત ગંધર્વનો અવતાર જણાવ્યો છે. એને થઇ જવાને લગભગ ૩૩૧૨ વર્ષ થયાંછે.

**કાંતવાનો હુન્નર**—ઈ. સ. પૂર્વે હજારો વર્ષ ઉપર મહાન જમશેદ પાદશાહે પોતાની પ્રજાને ઉન કાંતી કાપડ વણવાનો હુન્નર શિખવ્યો હતો. તેમજ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ માં 'આરકસ' નામના આરકેડીયા શેહેરના પાદશાહે પોતાની રૈયતને કાંતવાનો હુન્નર શિખવ્યો હતો. રોમના તારકિવન પાદશાહની રાણી કાંતવાનો હુન્નર જાણતી હતી. ઓગસ્ટસ, સીઝર, પોતાની બાઈડી, બેન અથવા છોકરીના હાથનાં બનાવેલાં કપડાં શિવાય બીજા કપડાં પેહેરતો નહોતો.

કાંતવાનું ચક્ર ઈ. સ. ૧૫૩૦માં બર્નેસવિક શેહેરમાં શોધી કાઢ્યું હતું. ૧૭૬૭ સુધી હાથે ફેરવવાના ચક્રરથી કપાસ કાંતવામાં આવતો, પણ ૧૭૬૮માં હારગ્રેવ નામના એક હુન્નરમંદ કારીગરે આ આંટીનો કાતવાનો સંચો શોધી કાઢયો હતો. તેમજ આર્કરાઇટે પાણી વડે ચાલતો સંચો બનાવી કાંતવાના ઉદ્યોગમાં મોટોસુધારો કરવા શકતિવાન થયો હતો.

**કાતરવેલ**—એને કાતરી પણ કહેછે. આ વનસ્પતિના વેલા થાયછે. તેના પાંદડાંમાંથી ગંધ નિકળેછે. આ વેલો થંડો ગુણ ધરાવેછે. દેશી વૈદો ગર્મી ઉપર કાતરવેલના મૂળીયાં કુટી તેનું આસરે ૬ માસા ચૂર્ણ જૂના ગોળમાં ૭ દિવસ ખાવા આપેછે.

**કાંતા છંદ**—૭ માત્રાનો આ છંદ બનેછે.

**કાંતેલા**—કાઠીયાવાડમાં દરીયાથી ૧ મૈલ ને પોરબંદરની વાયવ્યે ૭ મૈલપરનું ગામ. ૧૮૮૧ માં વસ્તી ૩૭૩ ની હતી. ગામની ઉત્તરે એક પુરાણા વખતનો કુંડ છે જેને રેવતી કુંડ કહેછે. આ કુંડ પાસે રાજા રેવતે બંધાવેલું રેવતેશ્વર મહાદેવનું મંદીર છે. તેપર ઈ૦ સ૦ ૧૨૬૪ ની સાલનો લેખ છે જેપરથી જણાયછે કે સૌરાષ્ટનો સૂબો સામતસિંહ જે પાછળથી અર્જૂનદેવ વાઘેલાનો પ્રધાન હતો તેણે રેવતી કુંડની મરામત કરાવી હતી.

**કાથકિનાથ**—વાયવ્ય પ્રાંતમાં કયૂમેનના જીલ્લામાં પશ્ચિમ રામગંગા નદી કૌસલ્યાથી જે ખીણ તરફ વેગળી પડેછે તે તરફનો એક પર્વત. અત્રે એક લકડ કોટ ગુરખાઓએ પોતાની સત્તા દરમ્યાન બાંધ્યો હતો. સમુદ્ર સપાટીથી આ પર્વત ૫૦૦૧ ફીટ ઉંચો છે.

**કાથગોળી**—આ પદાર્થ પાન સાથે ખાવાંમાં આવે છે. કાથાની ગોળી બનાવવા માટે કાથાનો ઝીણો ભૂકો કરી તેને કપડછાંડ કરી કેવડાના ફૂલના પાંદડામાં ભરી મજબૂત બાંધી દિવસો સુધી રહેવા દે છે. પછી જ્યારે તે કાથાનો ભૂકો નરમ બને છે ત્યારે કોઈ પણ જાતનું સુગંધી તેલ આંગળાંને ચોપડી તેની ગોળીઓ બનાવે છે. કોઈ કોઇ એલચીનાં દાણા ઉપર આ ભિનવેલા કાથાને ચોપડે છે. હાલમાં જે કાથગોળી તથા કાથાની ચકતીઓ બનાવવામાં આવેછે તેને બનાવવા માટે પ્રથમ કાથાને પાણીમાં ભિંજવી તેમાં કસ્તૂરીની મેલવણી કરી બનાવે છે. આગળ આ ચકતીઓ માઇસોરથી આવતી હતી, તે વખતે તેની ઉપર કાનડી અક્ષરે 'કચ્ચૂ' એવો શબ્દ લખેલો રહેતો. પણ હાલમાં આવી ચકતીઓ જ્યાં ત્યાં બનેછે.

**કાથો**—નારીએળીનાં સુકા છાલામાંથી ખેંચી કાઢેલી શાખાઓ. એના દોરડાં ઘણાં મજબુત બને છે. તથા તેનાં ગોદડાં, તકીયા પણ બનાવવામાં આવે છે.

**કાથો**—આ જાણીતો પદાર્થ હિંદુસ્થાનમાં સદીઓ થયાં જાણીતો છે અને તેની બનાવટ ઇસવી સન પેહેલાંથી જાણીતી છે; પણ સંસ્કૃત વૈદક ગ્રંથોમાં તેના વિશે કશો ઇસારો કરેલો જણાતો નથી. યુરોપમાં ૧૫ મી સદીની આખેરીમાં આ પદાર્થની જાણ થઈ હતી ત્યારે ત્યાંની પ્રજા કાથાને એક પ્રકારની જેપાનિજ મટોડી તરીકે ઓળખતા હતા. ઇ. સ. ૧૫૧૪ માં મી૦ બારબોસાએ કાથા વિષેનો વિષય લખ્યો હતો. તેણે કાથાને 'કાચો' કહ્યો છે. તે વખતે ખંબાતમાંથી મલાયા બેટમાં કાથો જતો હતો એમ તે લેખક જણાવે છે.

'કાચો' આ નામ કાનડી 'કચ્ચૂ' આ કાથાના નામનું અપભ્રંશ દિસે છે. આ ઉપરથી

કાથાનું હાલનું લૅટીન નામ 'કિનરી' ઉપરથી નિકળેલું હોય એમ જણાય છે. કોચીન–ચીન પ્રાંતમાં એને 'કેકો' કહે છે અને તે ઉપરથી હાલનું 'લૅટીન' નામ નિકળેલું હોય એમ કેટલાક વિદ્વાનો જણાવે છે. તામિલ ભાષામાં 'ખેર' ને 'કાટિ,' કુટી' એમ નામથી ઓળખે છે. અને એજ ભાષામાં 'ચુઆના' એટલે ગાળવું, અર્ક કાઢવો એમ અર્થ થાયછે. એ ઉપરથી હાલનું ઇંગ્રેજી (catechu) તથા લેટીન નામ બન્યું હોય એવું કહેવાય છે.

યૂરોપમાં ૧૫૧૪ થી ૧૫૭૪ વેર કોઇને કાથાની વિશેષ માહિતી નહોતી. ગૅાસિઆડી ઓર્ટા નામે વિદ્વાને ૧૫૭૪ માં કાથાને તામિલ ભાષાનાં શબ્દને નામે પ્રસિદ્ધતા આપી તે વિષે લખાણ કર્યું હતું. તોય ૧૭ મી સદીમાં લોકોનું ધ્યાન કાથા ઉપર નહોતું એ બેશક છે. તે વખતે કાથો જમીનમાં મળે છે અને તે એક તર્હાની મતોડી છે એમ માનતા હતા. કેટલાકો તે જેપાનને માર્ગે યૂરોપમાં જતો હોવાથી ટેરાજેપાનિક (જેપાનની મતોડી)ને નામે ઓળખતા હતા.

કાથો એ ખનિજ પદાર્થ નથી પણ ઉદ્ભિજ પદાર્થ છે એમ મી૦ કલેયેરે લોકોને ૧૬૧૮ માં જણાવ્યું અને ગૅારિસિઆનો ગ્રંથ ફરી સુધારીને છપાવ્યો. તેમજ તેણે જણાવ્યું હતું કે આ પદાર્થ હિંદુસ્થાનમાંથી આવે છે અને તે પેગુ, મલબાર, સુરત તથા બંગાલથી વધારે મોટા જથ્થામાં આવે છે, તેમાં પેગુનો કાથો સર્વોપરી છે એમ લખ્યું હતું.

ઇ૦ સ૦ ૧૭૨૧ થી લંડન ફારમાકોપિયામાં (ઔષધિ ક્રિયામાં) કાથાનો ઉપયોગ થવા માંડયો, અને ૧૮૬૪ માં બ્રિટીશ ફાર્માકોપિયામાં કાથો બન્યો. પણ બેઉ ઠેકાણે તે પછી કાથાને બદલે 'ગ્યાં બિર' દવામાં તેનેજ વાપરવા લાગા. હાલમાં પણ યૂનાઇટેડ સ્ટેટમાં કાથાનો ઔષધિ ઉપચારમાં ઉપયોગ કરવામાં આવે છે.

કાથો ખેરના વૃક્ષમાંથી બનાવવામાં આવે છે. આ જાતના વૃક્ષો હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં પોતાની મેળે ઉગી નિકળે છે, તેમાં મુખ્ય કરી ગુજરાતમાં અમદાવાદ, સુરત, પંચમહાલ, ભરૂચ અને દક્ષિણમાં થાણા તથા કોકણ પ્રાંત અને મધ્ય પ્રાંતમાં ચંદા, તથા બિલાસપૂરનો પ્રદેશ અને નેપાળ, બ્રહ્મદેશમાં પણ ઉત્પન્ન થાય છે.

નેપાળમાં ખેરના ઝાડમાંથી જે પ્રજા કાથો બનાવે છે તેમને 'ડોમ' અથવા 'ખેરી'ને નામે ઓળખવામાં આવે છે. તેમજ થાણા તથા કોકણનાં કામદારોને 'કાથકર' કહે છે. આ પ્રજા અનાર્ય ટોળામાંની એક ગણાયછે. થાણા તરફનાઓ 'સોન તથા ધોન નામના અનાર્ય પ્રજાનાં વંશજ છે. આ કાથકરીઓ કદી ખેતીનો ધંદો કરતા નથી પણ ઉંદર, વાંદરા વગેરે પ્રાણીઓ મારી તેપર ગુજરાન કરે છે. જ્યારે આ પ્રાણી તેમને મળતાં નથી ત્યારે તેઓ અન્ન, ફળ, શાક, ખાવા તરફ ધ્યાન દોડાવે છે.

ખેરનું ઝાડ ઘણું ઉંચુ અને વિશાળ વધે છે. (જુઓ ખેર) એની વધુમાં વધુ લંબાઇ ૮૦ થી ૯૦ ફીટની ને થડની જાડાઇ ૯ થી ૧૦ ફીટની હોય છે. કાથો બનાવવા આગમજ જે ખેરનું લાકડું તે પદાર્થ બનાવવા થકી કાપવું હોય તેને તેઓ સીંદુર ચોપડી નારીયલ ફોડી તેને નમસ્કાર કરી કાપવા માંડે છે.

કાળો કાથો તૈયાર કરવા માટે પ્રથમ ઝાડના થડનો ઘેરાવો ૧ ફીટનો થતાં તેને કાથો બનાવવા લાયકની હાલતમાં આવેલું ગણે છે. આવા ઝાડને કાપી તેના ૩ ફીટના કટકા કરે છે. કેટલેક ઠેકાણે છેક થડમાં છિદ્ર પાડી તે કાથો બનાવવા લાયકનું બન્યુંછ કે નહિ તે તપાસે છે. ૨૫ થી ૩૦ વર્ષનું ઝાડ કાથો બનાવવા માટે પેહેલા વર્ગનું ગણાય છે, અને તેના ગાભા ઉપર સફેદ રંગની ગોળ લીટીઓ જેમ ઓછી વધારે જણાય તે પ્રમાણમાં કાથો ઓછો વધતો બનશે તે નક્કી કરે છે. છાલ અને તેના અંદરનું સફેદ

લાકડું નિરૂપયોગી જાણી નાખી દઇ અંદરના લાલ ગાભાના નાહના નાહના કટકા કરે છે. ગુજરાતમાં કેટલેક ઠેકાણે વૃક્ષો નહિ કાપતાં તેની ડાંખળીઓ કાપી કાઢી તેનો કાથો બનાવેછે, અને કેટલેક ઠેકાણે તેના કાચાં ફળો તથા પાંદડાંનો કાથો બનાવે છે.

કાથો બનાવવાની ભઠ્ઠીની રચના અજાયબ હોય છે. ઉપરનું મોઢું બાંધી લઈ માહે નાહના નાહના ઘડીયાં રહે એવા અનેક બકોરાં તેની પર પાડે છે અને પછી પેલા માટલામાં લાકડાના કટકા પકાવે છે. કટકા ઉકળતાં તેનું લાલ પાણી બને છે કે તે કટકા કાઢી લઇ તેમાં બીજા કટકા નાખે છે. એ મુજબ અવારનવાર ચાલુ કામ કરતાં પાણી જાડું થાય છે કે તેને બીજા વાસણમાં નામે છે. ત્યાં તે ઠરી જતાં તેનો રંગ કાળો બને છે.

નવસારીમાં આગળ એક કાથો બનાવવાનું કારખાનું હતું, પણ ત્યાંના ખેરના વૃક્ષોનો બારે ખો થવાથી હાલમાં તે કારખાનું સરકારે બંદ કરાવ્યું છે.

ગુજરાતમાં ફેબ્રુવારી મહિનાથી તે મે સુધી કાથો બનાવવાનો ઉદ્યોગ ચાલે છે. ત્યાં આ કામ કોળીઓ બજાવે છે, જેમની રીત ઉપલીથી તદન જૂદી છે. પ્રથમ ખેરના ઝાડની ડાંખળી તોડી લાવી તેને છોલી તેના કટકા કરે છે અને પછી તેને મટોડીના વાસણમાં પાણી નાખી ઉકાળે છે. ઘણો વખત ઉકાળીયા પછી પાણી ઘાડું થતાં આગમજથી તૈયાર કરી રાખેલા ખાડાના મોહપર રાખેલી પાટીમાં નામે છે, એટલે કચરો ઉપર રહી કાથો નીચે ખાડામાં બંધાય છે, પછી તે કાથાને પાંદડાપર નાખી સુકવે છે. બરમામાં એક ટન (૮૦ મણ) લાકડામાંથી ૨૭૫ થી ૩૦૦ રતલ કાથો નીકળે છે. વાયવ્ય પ્રાંતમાં મતોડીના સાંચા ચોખંડા બનાવી તેમાં કાથાના પ્રવાહીને રેડી તેની ચોખંડી કટકી બનાવે છે. પેગુમાં એકેક ઢેફું ૧૮૦ રતલ સુધી બને છે. એક પર એક થર રચી આ ઢેફું બનાવતાં દરેક થર વચ્ચે પાંદડા મુકે છે. મુંબઇ ઇલાકામાં કાથાના લીંબુ યા નારીયળ જેવડા દડા બનાવે છે, પણ ઠાણા જીલ્લામાં કાથાના ચોરસ કટકા બનાવે છે.

કાથો રંગે કાળો, સફેદ, તપકિર્યો, લોબાન્યો અને લાલ રંગનો હોયછે. તેને વાસ હોતો નથી, પણ તે રૂચીમાં તૂરો લાગેછે, પણ પછી મોળચી કરે છે. સૂક્ષ્મ યંત્ર વડે એની ઝીણી રજકણો નિહાળતાં તે સોયની આકૃતિની હોઇ ઝીણી રજો એકત્ર મળી કણ બનેલો હોયછે.

પાનના બિડામાં ખાવાનો સફેદ કાથો ઘણું કરી હિંદુસ્થાનમાંજ બનાવવામાં આવેછે. આ કાથો બનાવવાની રીત કાળા કાથા જેવીજ પણ તેની ભઠ્ઠી છાંયડાવાલી જગ્યામાં બનાવવામાં આવેછે, તેમજ આ કાથો બનાવવા માટે જૂના ઝાડનો લાલ ગાભો પસંદ કરવામાં આવેછે, પાન ખાનારાઓ પાન સોપારી સાથે કાથો નહિ હોય તો તેને કદી પણ ખાતા નથી. કેમકે તેમના પાનમાં લેહેજત આવતી નથી. એ માટે હિંદમાં એક જાણીતી કહેવત પ્રસિદ્ધ છે, જેમાં કાથાને શ્રેષ્ઠ પદ્વિ આપવામાં આવીછે.

પાન કહે મય નાજુક પુતલી સબકા મન મનાઉં,
બુત પરશતિસ અંદર ચઢકે નાગરવેલ કહેલાઉં.
સુપારી કહે મય અયસી બહાદર સખ્ત અહનસે લડાઉં,
તન બદનકે તુકડે કરકે બતિસ દાંત ચબાઉં.
કથ્થા કહે મય કડવા જવાં કડવી મેરી જાત,
છત્રપતિ ગરચે હોવે વ્હોબી પસારે હાત.
ચુના કહે તૂમ તીનો ઝુઠે સબરંગ મેરે પાસ,
જો રતી બરાબર કમતી હો, જ્યું ગાય ચબાવે ઘાસ.

પેગુ, પ્રોમ અને થેયર પ્રાંતમાં કાથો ઘણો બનેછે. બરમામાં કાથાની મોટી ઉત્પનતિ થાય છે. પેગુ પ્રાંતમાં ૧૮૭૫—૭૬ માં ૨૮૪૧૯૮ ખેરના વૃક્ષો કાથો બનાવવા માટે કાપવામાં આવ્યા હતા. સારી મોસમ પર ત્યાંના દરેક કાથો બનાવનારને રૂ ૭૦ મળેછે. પેગુમાં નવેંબરથી માર્ચ વેર આ કામ ચાલેછે. લંડનના બજારમાં આ કાથો 'પેગૂ કૅાટચાં ચૂ'ને નામે જાણીતો છે. બંગાલી કાથો પેગૂ કાથા કરતાં ઉતરતો હોયછે. આ નેપાળ, વાયવ્ય પ્રાંત તરફના પ્રાંતમાંનું 'તિરાઇ'નું જંગલ, અયોધ્યા અને બહાર તરફથી આવેછે, તેમજ છોટા નાગપૂરથી પણ આવેછે. ગોંડા અને કલકત્તા વચ્ચે કાથાનો મોટો વેપાર ચાલેછે, હજારી બાગથી દર વર્ષે ૩૦૦૦ મણ કાથો કલકત્તા મોકલવામાં આવેછે. ત્યાં આ કાથાને દર મણે ૨૪ થી ૩૬ રૂપ્યાનો ભાવ ઉપજેછે; અને હજારી બાગમાં તે ૭ થી ૮ રૂપ્યે મણ મળેછે.

કલકત્તામાં ૪ જાતનો કાથો વેચાતો મળે છે. ૧ એલગુતી રૂ ૩ ॥ઽ શેર, પેગુ રૂ ૧ઽ શેર, ગોતી રૂ ૧ - શેર, અને જનકાપુરી રૂ ૧-॥ શેરને ભાવે વેચાય છે, બંગલમાં નીચલી કાથાની જાતો જાણીતી છે, પાપરી, જનકાપુરી, પેગૂ, તેલી, એલગુતી, તેમાં ગ્યાંબીર ઉત્તમ પ્રતિનો ગણાયછે.

મદ્રાસમાં કાથો સોપારીનો બનાવેછે, મદ્રાસમાં ખેરના ઝાડો છતાં તેમાંથી કાથો બનાવવાની કૃતિ તેમને માલમ નથી.

કાથાનો રંગમાં ઘણો ઉપયોગ કરવામાં આવેછે. કાથાના રંગમાં ફટકી અથવા ચુનો નાખી તેનો લાલરંગ બનાવવામાં આવેછે. કેટલેક ઠેકાણે ખેરના લાકડા સાથે ચુનો મેળવી આ રંગ બનાવેછે.

કાથામાં મોરથુથુ અને નવસાગર મેળવી જે રંગ બનાવવામાં આવે છે તે પંચરસી ધાતૂ પ્રમાણે લોબાન્યા રંગનો હોયછે. આ રંગ ઘણો પાકો બનતો હોવાથી રંગારી લોકો તેનો સારો ઉપયોગ કરેછે. ઉત્તર હિંદુસ્થાનમાં ૩ શેર કાથાને ૪૫ શેર પાણીમાં પકાવી તેમાં ૧॥ શેર ચુનો નાખી આ મિશ્રણને ૧૨ કલાક વેર રહેવા દેછે, પછી ઉપરથી રંગદાર પાણી કાઢી લઇ કાપડ રંગેછે, યૂરોપમાં જૂદીજ રીતે રંગ ચઢાવેછે.

કાથો ઘણો અરૂચીકારક હોવા છતાં તેનો ઔષધિમાં ઘણો ઉપયોગ કરવામાં આવેછે. અત્તિસારના દર્દિને પેટમાં અગન બળતી હોય, મોઢામાં પાણી છુટી પિત્ત વિકાર થતો હોય તો દેશી તબીબો જુવાન માનસને ૭॥ ગુંજભાર કાથાની ભૂકી મધમાં મેળવી પાય છે. દાંત દુખવાના દર્દ ઉપર એને મોઢામાં રાખેછે. ઠાંસો આવેછે ત્યારે એને મોઢામાં રાખી ચુસવાથી ફાયદો થાયછે. સર્દીથી ગળું બેઠું હોય તો તેને તેલમાં બોળી દાઢમાં રાખી તેનો રસ ગળીયાથી ગળું સાફ થાયછે. સ્ત્રી પ્રસૂત થયા પછી તેને ઘણો રકતસ્રાવ થાયછે ત્યારે કાથાના પાણીની પિચકારી મારવામાં આવેછે. ચામડી બળી હોય, જખમ થયો હોય, તેમજ ખજ વગેરે ઉપર પંજાબ તરફ કાથાનો મલમ બનાવી ચોપડે છે. મંજન બનાવવા માટે સોપારી, બદામનું કોટલું, ભિલાંમો, ફટકી, બાવળની છાલ અને બોળ એ સર્વ પદાર્થને બાળી તેના ભૂકામાં કાથાનો ભૂકો મેળવી બનાવેછે. આ મંજન ઘણો ગુણકારી હોયછે.

હિંદુ વિધવાઓ કાથાનું પાણી પી પોતાના જુસ્સાનો નાશ કરવા તેનો ઉપયોગ કરેછે. સૂજેલા પારા ઉપર બાળેલી સોપારી અને કાથો એનું ચૂર્ણ લગાડે છે, પણ તેથી દાંત સાત કાળા બને છે. સોમલના ઝેર ઉપર કાથો ઘશી પાવાથી ઝેર ઉતરે છે. તેમજ તોફાની ઘોડાને દરરોજ પા (¼) તોલો કાથો ખોરાકમાં ભેળી ખવડાવવાથી તે નરમ બનેછે.

હિંદુસ્થાનથી પૃથ્વીના બીજા ભાગોમાં દર વર્ષે ૩૦ થી ૪૦ લાખ રૂપ્યાનો કાથો જાયછે. ૧૮૮૦ થી ૧૮૮૪ માં પરદેશ રવાના કરવામાં આવેલા કાથાનું કોષ્ટક.

| વર્ષ. | વજન-હંદરવેટ. | કિંમત-રૂપ્યા. |
|---|---|---|
| ૧૮૭૯-૮૦ ... | ૨,૨૨,૧૨૩ ... | ૨૮,૧૩,૭૯૪ |
| ૧૮૮૦-૮૧ ... | ૩,૧૬,૦૭૭ ... | ૪૨,૨૨,૫૨૭ |
| ૧૮૮૧-૮૨ ... | ૧,૯૮,૮૯૭ ... | ૨૫,૮૦,૮૪૦ |
| ૧૮૮૨-૮૩ ... | ૨,૪૬,૫૦૬ ... | ૩૦,૫૨,૪૩૪ |
| ૧૮૮૩-૮૪ ... | ૩,૦૨,૩૦૨ ... | ૩૫,૩૨,૦૦૦ |

નીચલા કોષ્ટક ઉપરથી કયા દેશમાંથી કયા દેશમાં કેટલો ને કેટલી કિંમતનો માલ ગયો તે જણાશે.

| માલ મોકલનાર ઇલાકા. | વજન-હંદરવેટમાં. | કિંમત રૂપ્યા. |
|---|---|---|
| બંગાલ ... ... | ૬૮,૮૮૫ | ૯,૧૫,૫૦૪ |
| મુંબઇ ... ... | ૩,૨૬૩ | ૩૩,૫૮૨ |
| મદ્રાસ ... ... | ૧૪૯ | ૨,૮૧૪ |
| બ્રિટીશ બ્રહ્મદેશ... | ૨,૩૮,૦૦૫ | ૨૫,૮૦,૧૦૦ |
| જુમલે. | ૩,૧૦,૩૦૨ | ૩૫,૩૨,૦૦૦ |

| જે દેશમાં માલ મોકલ્યો તે દેશનું નામ. | વજન-હંડરવેટ. | કિંમત રૂપ્યામાં. |
|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ. | ૧,૨૧,૮૯૮ | ૧૩,૪૩,૭૮૯ |
| ઇજીપ્ત ... ... | ૫૧,૨૮૪ | ૫,૮૨,૮૧૪ |
| સેંટ હેલીના ... | ૩૩,૦૨૦ | ૩,૮૯,૯૨૦ |
| યુનાઇટેડ સ્ટેટ ... | ૬૭,૫૬૬ | ૯,૦૧,૫૧૩ |
| સ્ટ્રેટસ ... ... | ૨૧,૮૮૭ | ૨,૩૩,૫૦૩ |
| બીજા દેશો ... | ૬,૬૪૭ | ૮૦,૪૬૧ |
| જુમલે. | ૩,૦૨,૩૦૨ | ૩૫,૩૨,૦૦૦ |

**કાદ**—જરથોસ્તીઓના અવાસ્તાઇ ગ્રંથમાં આ જાણીતો પુરૂષ ગુશતાસ્પના નબીરા બહમનની છોકરીના છોકરા દારા પાદશાહનો દસ્તુર હતો. તેમજ સ્પેન્તમાન જરથોસ્તના કાકા આરાસ્તિના બેટા મેદ્યોમાહનો છોકરો હતો.

**કાદંબરી**—એ એક ગાન્ધર્વની કન્યા હતી. એણે તારાપીડ નામના ઉજનીના રાજાના કુંવર સાથે લગ્ન કર્યાં હતા. આ કન્યાની કથા જે ગ્રંથમાં છે તેને કાદંબરી કહેછે.

આ કાદંબરીનો પેહેલો ભાગ બાણભટે રચ્યો ને બીજો ભાગ તેના પુત્ર 'ભુષણ'ભટે રચ્યો હતો.

(૨) રાજ મહેંદ્ર માહેલી ગોદાવરી નદી કાંઠેનું શેહેર. આ ગામ બ્રાહ્મણોને મુકુટીશ્વર રાજાએ દાનમાં આપેલું છે.

**કાદમસ**—આ મેલિશિયન કવિ પ્રથમ ગ્રીક પંથી હતો. એ ઇ. સ. ૬ઠી સદીમાં થઇ ગયો હતો. એણે પેહેલ વેહેલી કવિતામાં 'આયોનિયા'ની તવારીખ રચી હતી, પણ તે ગુમ થએલી હોવાથી હાલમાં તે વિષે ઝાઝું જણાયું નથી.

**કાદર્દ**—સલજૂકી વંશના જાફરબેગ દાઉદનો બેટા અને અલ્પ અરસલાનનો ભાઇ ઇ. સ. ૧૦૪૧ (હિ. સ. ૪૩૩)માં એ એના કાકા તઘરલ બેગની મદદથી કેરમાનના સલજૂકી ખાનદાનનો પાદશાહ થયો. એણે ૩૨ વર્ષ રાજ્ય પદ ભોગવી ઇ. સ. ૧૦૭૨ (હિ. સ. ૪૬૫)માં મલેકશાહના પ્રપંચથી વિષવડે મરણ પામ્યો હતો.

કેરમાનના સલજુકી ખાનદાનના સુલતાનોની નીચે મુજબ ટીપ છે.

| રાજ્યકર્તા. | | ઇ. સ.—હિ. સ. |
|---|---|---|
| કાદર તે જાફરબેગ દાઉદનો બેટા | રાજ્યની શરૂઆત | ૧૦૪૧—૪૩૩ |
| (ઉપલાનો બેટા) સુલતાનશાહ | ,, ,, | ૧૦૭૨—૪૬૫ |
| ( ,, ) તુરાનશાહ | ,, ,, | ૧૦૭૪—૪૬૭ |
| ( ,, ) ઇરાનશાહ (અતિ ક્રૂર હોવાથી મારોં ગયો.) | | ૧૦૯૬—૪૮૯ |
| (અરસલાનનો બેટા) મુઘસઉદ્દીન મહમદ | ,, ,, | ૧૧૪૧—૫૩૬ |
| (મહમદનો બેટા) તઘરલશાહ | ,, ,, | ૧૧૫૬—૫૫૧ |
| (તઘરલના બેટાઓ) બેહરામ અરસલાન અને તુરાનશાહ. | ,, ,, | ૧૧૭૬—૫૬૫ |

બેહેરામશાહનો બેટો મહમદશાહ બાપના તથા બે કાકાના મોતબાદ કેરમાનની ગાદીએ બેઠો, પણ તૂર્કસ્થાનના ગાઝી ટોલાના મલેક દીનારે તેને ૧૧૮૭ હિ. સ. ૫૮૩ માં પદચ્યુત કરી સલજુકી વંશનો અંત આણ્યો.

**કાદીઆક**—દક્ષિણ અલાસ્કાના કિનારા ઉપરનો એક ટાપુ. એનું ક્ષેત્રફળ ૩૪૬૫ મૈલનું હોઇ તેને એક બંદર છે. લોક વસ્તી 'એસ્કવિમો' પ્રજાની ૧૪૮૨ ની છે ને તેઓ માછી મારનો ધંધો કરેછે.

**કાદેશ**—આ નામનો એક દેશ ખનાન દેશની દક્ષિણ સીમા પર હતો. તે 'હોરેબથી' ૧૬૫ મૈલ અથવા ૧૧ દિવસના રસ્તાપર 'આદોમ-ની સરહદપર 'ગરારા' પાસે હતું. આજ દેશને કોઇ કાદેશ, એનમિપાટ ને રિથમા વગેરે નામે ઓળખાવેછે.

**કાદેશિઆની લઢાઈ**—આ લઢાઇ યુફ્રેટીસ નદીને કાંઠે કાદેશિયાના મેદાનમાં ઇ. સ. ૬૩૨ માં થઇ તેમાં ઇરાનીઓની પુરી હાર થઇ ઇરાનનું જરથોસ્તી રાજ્ય સદાનું લય પામ્યું હતું. ઓમરની ખાલીફાત દરમ્યાન આ લઢાઇ લાગટ ૩ દિવસ વેર ચાલી હતી, તેમાં ઇરાનીઓનો સરદાર રૂસ્તમ અને આરબ સરદાર 'સાઅદ' હતો. આ લઢાઈમાં ઇરાનીઓના ૧૦૦૦૦૦ સીપાહો માર્યા ગયાં હતા ત્યારે આરબોના માત્ર ૮૦૦૦ માર્યા ગયા હતા.

**કાંદો**—હિંદના સર્વ ભાગમાં કાંદો ઉત્પન્ન થાયછે. વનસ્પતિ શાસ્ત્રમાં કાંદાની ગણના વૃક્ષોના મૂળિયાં સાથે કરીછે. કાંદાની ઉપરથી સર્વે પાતરીઓ છોલી કાઢયા પછી માહેથી ટુંકી જડ નિકળેછે. ઉપરની સર્વે પાંતરીઓ પાંદડાં છે અને માહે ડીરો હોયછે.

કલકત્તાના બજારમાં બે જાતના કાંદા વખણાય છે. એક મુંબઇના ને બીજા જંજીરા સંસ્થાનના. જંજીરાના કાંદા નાહના ને બેઠા હોયછે, પણ તે ઉંચી પ્રતિના કહેવાયછે.

કાંદો મનુષ્યનો મુખ્ય ખોરાક છે, પણ હિંદુઓમાં વૈષ્ણવ બ્રાહ્મણો કાંદાને અડકતા વટીક નથી. તેઓ જણાવછે કે "જો કોઈ બ્રાહ્મણ કાંદો ખાય તો તેને ફરીથી જનોઇ પેહેરવી જોઇએ."

દક્ષિણ હિંદુસ્થાન કરતાં ઉત્તર તરફનો કાંદો મોટો અને રસદાર હોયછે. બંગાલમાં પાટણના કાંદા પ્રસિદ્ધ છે.

કાંદાના ઇતિહાસ ઉપરથી જણાય છે કે પ્રાચીન ઇજીપ્ત દેશમાં કાંદા, લસણ અને લીક નામના કાંદાનો મોટો ઉપયોગ થતો હતો. ઇજીપ્તના પિરામીડ બાંધવા માટે રોકેલા મજુરોની એક ખોરાકી માટે લસણ તથા કાંદા ૪૨,૮૮,૦૦૦ રૂપ્યાના ખરીદવામાં આવ્યાં હતાં એવી એક જુની નોંધ મળી આવી છે.

યૂરોપમાં 'વેલ્સ કાંદા' નામે જાણીતા કાંદા ઉત્પન્ન થાયછે. ત્યાં ઈ. સ. ૧૬૨૯ માં સાઈબિરિઆથી પ્રથમ કાંદા આવ્યા હતા. ત્યાં બગીચામાં આ કાંદા વાવેછે પણ તેનો ખાવામાં ઝાઝો ઉપયોગ કરવામાં આવતો નથી. એના પાંદડા ઝીણા અણીયાલાં, દોઢ ફીટ લાંબા હોયછે. આ કાંદા ખાવાના કાંદા જેવાં હોતાં નથી પણ મૂળાના આકારનાં હોય છે.

હિમાલય પર્વત તરફના પ્રદેશમાં થતો કાંદો ઘણો તિખાસદાર હોયછે. એના પાંદડાની ચટણી બનાવવામાં આવેછે. તેના અંગે ઉષ્ણતા લાવવાની શક્તિ હોવાથી સરદ અને થંડા દેશોમાં તેનો ભારે ઉપયોગ કરવામાં આવે છે.

લીક નામનો કાંદો દુનિયાંની હસ્તી પછી તુરત જાણીતો થએલો જણાવવામાં આવેછે. આ 'લીક' કાંદાને અરેબીક ભાષામાં 'કિરાથ' અથવા 'કિરાસ' કહેછે. બંગાલમાં આ કાંદાને 'પારૂ' કહે છે. પ્રથમ આ કાંદો સ્વિતઝરલેંડ દેશમાં જાણીતો થયો એમ વિદ્વાનોનું મત છે. ઇજીપ્તમાં ફેરોહાની પાદશાહી વેળા એની મોટી ખેતી કરવામાં આવતી હતી. પ્લિનીના કહેવા મુજબ નીરો પાદશાહે પ્રથમ આ કાંદાનો ઉપયોગ કરતાં પ્રજાને શિખવ્યું હતું. ૬ ઠી સદીમાં સેક્સન પ્રજાને વેલ્સ પ્રજા સાથે લઢાઇ થઇ તે વેળા વેલ્સના સીપાઇ-

ઓએ પોતાની નિશાની તરીકે આ કાંદો પોતાની છાતીપર લટકાવ્યો હતો, અને આજ લઢાઇમાં વેલ્સ લોકોનો જય થવાથી તેની યાદગારીમાં ત્યારથી 'સેંટડેવિહડ'નો જે તેહેવાર પાળે છે તે વાર્ષિક દિવસે ઇંગ્લીશ પ્રજા દગલા ઉપર તેને પેહેરે છે.

ઇજીપ્તમાં પ્રાચીન કાળમાં કાંદાને પૂજ્ય માની પવિત્ર કેબલા ગાહમાં તેને ભેટ તરીકે મોકલતા. તેઓ કાંદાના સોગન સૌથી હડહડતા ગણાતા હતા, અને જ્યારે પણ સોગંદ લેવા પડતા ત્યારે કાંદાના સોગંદ લેતા.

જંગલી કાંદાની એક જાત જાણીતી છે. તેનો આકાર ગાજર જેવો હોયછે. આ કાંદો હિમાલયની વાયવ્ય દિશાએ ઘણો મળે છે. ત્યાંના લોકો એનું શાક કરી અથવા કાચાં ખાવાના ઉપયોગમાં લે છે.

**કાંદાની ખેતી** હિંદુસ્થાનમાં માર્ગશીર તથા પોષ મહિનામાં કરવામાં આવેછે, અને તે ફાગણ, ચૈત્રમાં તૈયાર થાયછે. કાંદાનાં બિયાંને એક જગામાં વાવી તેના તરુ કરે છે અને તેને ઉખેડી જે ખેતરમાં રોપવાં હોય તે ખેતરને ખેડી નરમ કરી તેમાં બનાવેલા કયારા વચ્ચે રોપે છે. કાંદાને જો એ રીતે રોપવામાં આવતાં નથી તો તેનો પાક ઉતરતો નથી. એનો રોપો હાથ સવાહાથ ઉંચો વધે છે. માત્ર કાંદા ઉપર જે નળીરોકી પાંદડીઓ ઉગે છે તે તેનો રોપો છે. આ પાંદડી ઉપર સફેદ ફુલો આવેછે, તેમાં બિયાં ઉત્પન્ન થાયછે. તેનો રંગ બંદુકના દારૂ જેવો હોયછે. કાંદામાંથી નિકળતી દાંડી કુમળી હોય ત્યારે તેનું શાક કરવામાં આવે છે.

કાંદો જો કે ગંધ મારતો ખાવાનો પદાર્થ છતાં તે પોતાના ઉપયોગી ગુણોથી ઘણો જાણીતો છે. તે માટે દેશી વૈદો તેને દવાદારુમાં ઘણી અગત્યની જગા આપે છે.

**ઔષધિ તથા ખોરાક તરીકે કાંદો**—ઘણો ઉપયોગીછે. કાંદો ખાધાથી લોહિ સુધરે છે ને ફુલ્લા તથા ખીલ થઈ હોય તે દફે થઇ શકે છે. કાંદા પાચન શકિત ધરાવે છે તેથી બચ્ચાંને ખાવા આપ્યાથી કરમ થતાં નથી. તે શિવાય ફુક્કા, ગુરદા, કલેજો વગેરેના દર્દો એ ખાધાથી દફે થાયછે.

ગળાંને લગતા (Croup) કરૂપ નામે ઓળખાતાં દર્દ ઉપર Goose oil સાથે કાંદાનું ગરમ પોટીસ મુકવાથી ફાયદો થાયછે. પગે થંડી લાગી હોય તો તેપર ભૂંજેલો કાંદો બાંધવાથી ફેર પડે છે.

ડેપથિરિયા યાને ઝેરી ગળસૂરાનાં રોગ ઉપર કાંદો અકસીર છે. એક કાચો કાંદો કપડામાં બાંધી છુછો કરી ગળસુરાના દર્દીના ગળા તથા કાન ઉપર બાંધવામાં આવે છે.

નખચર ઉપર પણ કાંદો અતિ અકસીર એલાજ છે. એક મોટા કાંદાને ભુંજીને તે માંહેલો નરમ ગર કાઢી તે બે ચમચા નિમક સાથે મેળવવો અને પછી સુજેલા ભાગ ઉપર તે બાંધવો. દિવસમાં બે વેળા તેની પોલટીસ ઉપર મુજબ બાંધતા ૮ દિવસમાં દર્દ મટે છે.

કાંદાનું તેલ નિકળે છે. તે તિખાસદાર છતાં જલ્દી ઉડી જનાર હોયછે. તે ઉત્તેજક, મૂત્ર વૃદ્ધિ કરનાર અને કફ વગેરે મેલને કાપનાર છે. તાપ, ઉદર રોગ, ઠાંસો વગેરેપર તે અતિ અકસીર છે.

સાંપ વગેરે વિષારિ જંતૂ કાંદાના વાસથી નહાશી જાયછે. સ્ત્રીઓને માસીક માંદગીમાં આસાની મળવા માટે કાંદો ખાવા આપવો ફાયદાકારક છે. ડાંસ, મધમાખ વગેરે પ્રાણીના ડંખથી અગન બળે છે, ત્યારે તે જગાપર કાંદાનો રસ ચોપડવાથી ફાયદો થાયછે.

કાંદાના બિયામાંથી નિકળતું તેલ ઔષધિ ઉપયોગી છે. અપસમાર, ફીફરાંથી યા કોઇ બેસુદ્ધિથી મનુષ્ય બેમાર થાય ત્યારે તેને કાંદો છુંદી સુંઘાડવામાં આવતાં તે 'સ્મેલિંગ સૉલ્ટ'ની ગરજ સારે છે. હડખાયલા કુતરાનાં ઝેરપર યા કામિનીપર હકીમો એનો ઉપયોગ કરે છે.

બંગાલમાં જ્યારે મર્કી ફાટે છે ત્યારે ત્યાંના લોકો કાંદાની માળા કરી તે ગળામાં પેહેરેછે,

તેમજ બારણાપર તેની તોરણ બાંધેછે. કાંદામાં દુરગંધી શોસી લેવાનો ગુણ હોવાથી કાપેલો કાંદો ઘણા વખત પછી કદી પણ ખાવો નહિ.

ખરાબ હવાથી ઉત્પન્ન થતા તાપ ઉપર અર્ધાકાંદાપર ૩ કાળા મરી સહવાર સાંજ ખાવા આપીયાથી દર્દ દફે થાયછે.

વિંછુના ઝેર માટે કાંદો એક અકસીર ઇલાજ છે. એક કાંદાની હાર કરી એક ચીર ઉપર ચુનાની કળી મુકી જ્યાં ડંખ માર્યો હોય ત્યાં ચોપડવાથી ઝેર ઉતરેછે.

ઉંઘ નહિ આવતી હોય તો સુવા આગમજ કાચો કાંદો ખાવાથી ઉંઘ આવેછે તેમજ સર્દી થઇ હોય તે દફે થાયછે.

કાંદાનો રસ ઉગ્ર, ઉષ્ણ પણ પાક છે. દેશી વૈદો એને અંગે ધાતુ પૌષ્ટિક ગુણ હોવાથી તેઓ કાંદાની ૪ ચીર કરી તેને મતોડીના વાસણમાં મેળી તેનીપર ઉપર વેર મધ રેડેછે અને તેને ૨૧ દિવસ વેર અગ્નિની આંચ આપી તેનો ૨૨ મે દિવસે પાક બનેલો કાઢી લેછે, આ પાક ધાતુ પૌષ્ટિક ગુણ ધરાવે છે.

ચીનમાં કાંદાની પેદાશ થોડી થતી હોવાથી તવંગર લોકો તેનો ઉપયોગ કરેછે.

**કાંદા જંગલી**—આ કંદ કોકણ તરફના સમુદ્ર કાંઠે તથા મુંબઇ રત્નાગીરીમાં મળેછે. તેમજ તે મેહેમની રેતાળ જમીનમાં જોરથી ઉગી શકેછે. એના ગુણ ગ્રીક તથા આરબ તબીબોએ શોધી કાઢયાં છે. કન્હૈયા લાલ દેવ, ડૉ૦ પાંડુરંગ ગોપાળે એની પર અખતરા કરી જંગલી કાંદાના ગુણો શોધી કાઢયાં છે. આ કાંદો કુમલો હોય છે, ત્યારે તેમાં ગુણ રહેછે પણ જૂનો થતાં તેમાંનો રસ પાંદડાના પોષણ અર્થે જઇ તેનો ઔષધિ ગુણ નાશ પામેછે. એની અથવા એના જાતના બીજા કાંદાની હજી અત્રે કોઇએ રસાયનિક પરિક્ષા કરી નથી, પણ યૂરોપમાં ભૂમધ્ય સમુદ્રના કિનારાપર ઉગનારી જાતના કાંદા ( Scilla Maritima ) ની પરિક્ષા ઇંગ્રેજ તથા ફ્રેન્ચ તબીબોએ કરી છે, તોપણ તેઓ વચ્ચે એજ ગુણ વિષે મતભેદ છે. માત્ર હમણાવેરની શોધ ઉપરથી એમાં બે ઝેરી ગુણ જણાયલાં છે. એક અગન ઉત્પન્ન કરનાર ને બીજો ઝેરી, તેમાંનો જે ઝેરી તત્વ છે તે બે ગુંજભાર કુત્રાને ખવાડયો હોય તો તે તરત મરણ પામેછે, પણ બીજું તત્વ ચામડીને ચોપડતાં તેથી સોજો ચઢી ખજ ઉત્પન્ન થાયછે. પણ તેથી તેવા ભાગ ઉપર જો ભૂંજેલો કાંદો બાંધ્યો હોય તો દર્દ નરમ પડેછે. એને જુદી જુદી રીતે ઔષધિ ઉપયોગમાં પણ લેવામાં આવેછે. એની ભુકી આપવાનું પ્રમાણ ૫ થી ૧૦ ગ્રેન યોજેલું છે. નાહના બચ્ચાંને આ કાંદાની દવા આપવી જોખમકારક છે. તાજો કંદ જૂના કંદ કરતાં પ્રમાણમાં અરધો અરધ ઓછો આપવામાં આવેછે.

**કાન**—મનુષ્યને પરમેશ્વરે સર્જેલી દરેક ઇંદ્રીની અમૂલ્ય બક્ષેસોમાં આ ઇંદ્રી એક મુખ્ય છે. કાન એક વિચિત્ર રચનાથી એવોતો બનેલો છે કે તેમાં ધુળ યા રજકણો સેહેલાઇથી કદી પણ પેવશ થઈ શકતી નથી.

કાન નાજુકમાં નાજુક ને ઇશ્વરની અજાયબ હુન્નરમંદીની એક બનાવટ છે. કાન માહેલા પડદાનો ત્વચાયૂક્ત ભાગ અંદરની બાજુથી અતિ સૂક્ષ્મ એવાં ૩૦૦૦ તંતૂનો બનેલો હોયછે, તેમાંનો દરેક તંતૂ વિશેષ સૂરમાં બેસાડેલો હોયછે, તેથી દરેક તંતૂ જાણે નાહાનાં પ્રતિધ્વનીનું કામ બજાવે છે. યાને દરેક તંતૂ વિશેષ ધ્વની અથવા સ્વર ગ્રહણ કરવા સમર્થ હોયછે. આથી જ્યારે નળીકાર અસ્થિતીનાં અને વાંકી નળી દ્વારે જ્યારે અવાજના મોજા આ તંતૂને પુગે છે ત્યારે એક તંતૂ અથવા અનેક તંતૂઓ તે મોજા ગ્રહણ કરી કંપિત થાય છે, અને બાકીના સ્થિર રહેછે, તેથી દરેક એકાકી સ્વરે એકજ તંતૂ કંપે છે પણ સંયૂક્ત સ્વરથી અનેક કંપીત થાયછે અને એથી અવાજ સંભળાય છે.

સ્પષ્ટ રીતે જોતાં કાનના છિદ્ર આગળથી એક નાહાની નળી જે ૧૧ ઈંચની હોયછે તે

શરૂ થાયછે. તેની ઉપર ચામડીનું પડ હોઇ તે આગળથી ઝીણા બાલ વડે ઢંકાયલું હોય છે. તેની અંદરની બાજુમાં નાહનાં ગાંઠ હોય છે તેથી કાનનો મેલ ઉત્પન્ન થાયછે. કાનનો મધ્ય ભાગ એક નાહનાં ખાડાનો બનેલો હોઇ તેની તથા બહારની નળીની વચ્ચે એક પતલો ગોળ પરદો હોયછે, જેને પડઘમ કહેછે. આ ભાગમાં ૩ ઘણા નાહના હાડકાં હોયછે, જેમાંના એકને તેના આકાર ઉપરથી હથોડી, બીજો એરણ ને ત્રીજાને પાવડો, એવાં નામો આપેલાં છે. એઓમાંના પેહેલાનો લાંબો છેડો 'કાનના પરદાની' અંદરની બાજુ સાથે વલગેલો હોયછે. આ ભાગમાંથી એક ઝીણી નળી નિકળેલી હોયછે, જે મોઢાનાં પાછલા ભાગ સુધી પોંહચેલી હોયછે જેથી મોહ સાથે કાનના મધ્ય ભાગને સંબંધ રહેછે.

કાનના તદન માહેલા ભાગમાં સાંભળવાનાં તંતૂ હોવાથી તે અગત્યનો ભાગ ગણાય છે. તેની બાંધણી એવીતો વિચિત્ર અને ગુંચવણભરી હોય છે કે જે સેહેજમાં સમજમાં ઉતરતો નથી. તેના ૩ ભાગો યોજેલાં છે. પેહેલો હૉલવાલો પોકળ જગાથી રોકાયલો છે. બીજો ભાગ ત્રણ અર્ધગોળ નળીઓનો બનેલો છે, જે માહેથી પોકળ હોયછે, અને ત્રીજો ભાગ ગોકળ ગાયનાં કોટલાં જેવો રહે છે. તેમાં સ્ક્રૂ પેઠે રૂ આંટા હોયછે અને તે વચલા ભાગ તથા હૉલ સાથે બે નાકાંઓથી સંબંધ રાખે છે, તથા સાંભળવાના તંતૂના ફાંટાઓ પેવશ થવા માટે તેમાં ઝીણાં છિદ્રો હોય છે. ત્યાં સાંભળવાના તંતૂના બે ભાગ થઈ એક ગોકળ ગાયના કોટલાં જેવા ભાગમાં અને બીજો હૉલમાં વધે છે. કાનથી આપણે લાંબેનું યા પાસેનું વધુ ઓછું સાંભળી શકીએ છિયે. જે જે અવાજ આપણે સાંભળીયે છિયે તેથી હવામાં દર્યાના મોજા પ્રમાણે ગતી ઉત્પન્ન થાયછે અને તે મોજા આપણા કાનના બહારના ભાગો સાથે અથડે છે. જેથી તેઓ એકઠાં થાયછે; અને કાનના બાહેરનાં છિદ્રમાં થઇ તે કાનના પરદાને લાગે છે; ત્યારે પડઘમના હિલતા ચામડા પ્રમાણે હિલે છે, તેથી તેની સાથે કાનના નાહનાં હથોડી જેવા હાડકાનો છેડો હિલવા માંડે છે, અને તેની સાથે લાગેલાં 'એરણ' અને પાવડા નામના ત્રીજા હાડકાઓમાંથી થઇને અવાજ આગળ વધે છે; અને તે નક્કર હોવાથી અવાજને હાડકાં વધારે છે. સેવટે આ અવાજની અસર ભેજાના સાંભળવાના તંતૂ જે માહેલા ભાગમાં હોયછે તેનીપર થતાં તેનો એસારો મગજને પોંહચવાથી આપણે તે અવાજ ઓળખીયે છિયે. કાનનો વચલો ભાગ અવાજના મોજાં વધારે છે અને અર્ધગોળ નળી અવાજની દિશા પારખવાને મદદ કરે છે. ગોકળ ગાયવાલા ભાગથી અવાજનો 'નાદ' સંભળાય છે.

કાનના દર્દ હિંદુસ્થાનમાં ઝાઝા ફેલાયલાં નથી પણ યુરોપમાં તે વધારે ફેલાવો પામેલું દર્દ ગણાય છે. હિંદુસ્થાનમાં આ દર્દનો વધારો વર્ષા ઋતુમાં તથા શિયાળામાં થાયછે, અને તેનું કારણ એ છે કે પવનવાલી સરદ જગ્યામાં સુતાથી કાનનું દર્દ ઝટ લાગુ પડે છે. તેમજ આ દર્દ જેમને પેન્સીલ, સ્ટીલ પેન, સોય, કાંડી, કાન કોતરની વડે કાન કોતરવાની ટેવ હોયછે તેમને જલ્દી લાગુ પડે છે.

કોઇ વેળા કાનના કોઇ ભાગમાં થોડો અથવા ઘણો વર્મ યાને સોજો ઉત્પન્ન થવાથી કાનનું દર્દ લાગુ પડે છે. આ સોજો થોડા દિવસ ચાલુ રહ્યા પછી કાન પાકે છે, અને તેમાંથી પરૂ વહે છે. કોઇ વેળા પાકપર ચઢયા પછી કાન બેહેરાં થાયછે, એ માટે કાનના દર્દની ત્રણ મુખ્ય જાત કરવામાં આવી છે. કાનનો સોજો, કાનનું પાકવું અને બેહેરાપણું. ઉપર જણાવેલા કારણોથી કાનના જૂદા જૂદા ભાગપર સોજો ચઢે છે.

'બગડેલા લોહીવાલા યા નબળી તંદરોસ્તીવાલા બાળકને દેખઈતા કારણ વિના કાનનું દર્દ લાગુ પડે છે. કાન તેના છિદ્ર આગળથી

સુજી આવવા પેહેલાં કાન સુક્કો થઇ જાયછે, તેમાં કીડ લાગે છે, તેમાં ધીમું દર્દ થાયછે, ગરદનની બાજુ અને કાનની પાસે ગાંઠ થઇ આવે છે. છિદ્ર સોજાને લીધે પુરાઇ તાવ લાગુ પડે છે પણ કાનમાંથી પરૂ વેહેતાં દર્દ નરમ પડી જાયછે. પણ કાન માહેલા પડધમ ઉપર સોજો ચઢતાં દર્દ ઘણું થાયછે તેમજ દર્દીપર સખત તાવના હુમલા સાથે નાડી જલદી ચાલી ઝાડો કબજ થઇ બેમાર બેચેન થાયછે. કોઇ વેળા તે સોજો ભેજાંપર અસર કરી જીવને જોખમમાં નાખે છે. તે માટે કાનપર સોજાની અસર જણાતાં તેનીપર ફલાનીન અથવા પોસનો સેક કરી કાનને ઝાઝી થંડી હવા ન લાગે તે સંભાળવા વિશે 'વૈદક જ્ઞાન' ગ્રંથમાં સુચના કરેલી છે.'

'કાનમાં ઘણો મેલ થઇ કીડ લાગે અને માહે મેલ ભરાયલો જણાય તો તેને કાન કોતરણીથી કાઢવાનો જોખમ ખેડયા કરતાં રાત્રે સાલીડ, બદામનું, મીઠું યા ગલીસરાઇન તેલના થોડા ટીપાં નાખી દર સહવારે કુકા પાણીએ અથવા કુકા પાણીમાં સાબુનું ફીણ નાખીને તે પીચકારીથી કાન ધોઇ નાખવો આથી મેલ નિકળી જાયછે.'

'કોઈ વેળા કાનમાં કાંઇ ચીજ જવાથી સોજો ચઢે છે માટે તેવી ચીજ તેના લાયકના હથીયારથી કઢાવવી. જો કોઇ વેળા નાહનું જંતુ માહે પેસે તો પછી લાડેનમના ૬ ટીપાં નામતાં પ્રાણી મરી જાયછે ને પછી પીચકારીથી ધોઇ કાન સાફ કરી શકાય છે.

થંડી હવા યા કાનના સોજામાં વધારો થતાં કાન પાકવાનું દર્દ લાગુ પડે છે, યા હાડકામાં સડો લાગુ પડતાં તેમાંથી પરૂ નિકળીયા કરે છે, પણ જ્યાં તે છેક માહેથી પાકે છે ત્યારે તેમાંથી જાડુ પરૂં યા ગંધાતું પરૂં નિકળે છે અને તે સાથે તાવનો હુમલો પણ થાયછે. તે માટે કાનનું કોઇ પણ દર્દ જણાતા તેના ખાસ તબીબથી તેનો એલાજ કરાવવાથી ઘણો ફાયદો થાયછે.'

'કોઇ વેળા કાનની અંદરનો ભાગ સજવાથી અથવા કાન પાકવાથી, ઘણું કાન કોતરવાથી, કાનમાં થંડુ પાણી જવાથી, યા ઘણા થંડા પાણીએ માથાને તથા કાનને ધોવાથી અને માથું ઢાંકીયા વિના હવામાં સુતાથી કાનમાં સોજો ચઢી બેહેરાપણું લાગુ થાયછે. તેમજ કાનમાં મેલ ઘણો એકઠો થતાં અથવા કાનમાં કાંઇ ચીજ જવાથી તેનું છિદ્ર પુરાઇ જઇ બેહેરાપણાની અસર લાગુ પડે છે. તે શિવાય કાન યા ગળામાં સોજો થયા વિના કાનની સાંભળવાના તંતૂમાં કાંઇ ફેરફાર થતાં યા કાનનો સંધીવા થતાં આ બેહેરાપણું લાગુ પડેછે.

**કાનકોન**—ગોવાપ્રાંતને તાબેનો એક જીલ્લો, એની ઉત્તરે બાલળી મહાલ, દક્ષિણે કાનડાપ્રાંત, પૂર્વે અષ્ટાગ્રહાર અને પશ્ચિમે હિંદી મહાસાગર છે. એ ૨૦ મેલ લાંબો ને ૧૪ મૈલ પોહળો છે. એનો ઘેરાવો ૧૦૩ મૈલનો છે. એને તાબે ૭ ગામો છે. તેમાં ૧૭૦૮૭ ની વસ્તી છે.

**કાનચીવરમ**—દક્ષિણ હિંદુસ્થાનનું આ એક કાશી જેવું ક્ષેત્ર, મદ્રાસની દક્ષિણ પશ્ચિમે રેલમાર્ગે ૪૫ મૈલપર છે. કાનચીવરમમાં ૩ મોટાં મંદીરો છે તેમજ ૭ મોટાં તલાવો છે. આ ગામ બુદ્ધ પંથ વાલાઓનું તિર્થસ્થાન છે. ૧૮૮૧ માં લોક વસ્તી ૩૭૨૭૫ ને ૧૮૯૧ માં ૪૨૫૪૮ ની હતી,

**કાનડી ભાષા**—આ ભાષા બેદર મ્હેસુર અને કર્નાટકમાં બોલાયછે. આ ભાષા બોલનારાઓની સંખ્યા ૧,૨૫,૦૦,૦૦૦ ની છે. આ ભાષાના મૂળાઅક્ષરો તેલંગી પ્રમાણે છે, આ ભાષાનાં જે જુનાલેખો છે તે સંસ્કૃતમાં છે. ચોથા સૈકામાં જૈનોએ ગ્રંથો રચ્યાં અને ૧૨ મી સદીમાં કેશવ કવિએ કવિતાઓ રચી હતી.

**કાનત્રોડી**—કાઠીયાવાડ ઇલાકામાં આ ગામ ધ્રાંગધરાંની નૈઋત્યે ૧૮ મૈલ ને વઢવાણ સ્ટેશનની પશ્ચિમે ૨૦ મલપર છે. આ ગામ પુરાણા વખતનું ગણાતું હોઇ તેને રાવ નોઘણે વરડ નામની ઓને જે ૧૨ ગામો

આપ્યાં હતા તેમાંનુ એક. અત્રે એક પુરાનો તલાવ છે કે જે અનિહલવાડના પાટણના રાજા જયસિંહે ખોદાવ્યું હતું. આગળ આ ગામ પાસે લોઢું ગાળવાની ભટ્ટીઓ હતી અને ત્યાં અસંખ્ય કુવાઓ હોવાથી આગળ આ ગામ મોટી વસ્તી વાલું હોય એમ જણાયછે. કેટલાક એને કનકસેન ચાવડાની રાજધાની કનકાવતી તરીકે જણાવેછે. ૧૮૮૧ માં લોક વસ્તી ૯૧૫ ની હતી.

**કાનપૂર**—વાયવ્ય પ્રાંતનો આ એક જીલ્લો ઈતિહાસમાં મોટી પ્રસિદ્ધતા પામ્યો છે. એનું ક્ષેત્રફળ ૨૩૭૦ ચોરસ મૈલ છે. કાનપૂર અલાહબાદનો પશ્ચિમ જીલ્લો ગણાય છે. એની ઉત્તર પૂર્વે ગંગા, પશ્ચિમે ફરૂકાબાદ અને ઇટવા, દક્ષિણ પશ્ચિમે જમના અને પૂર્વે ફતેહપૂર છે. મુખ્ય શેહેર કાનપૂર છે. આ જીલ્લાનો મુખ્ય ભાગ દુઆબમાં અથવા ગંગા અને જમનાની વચલો પ્રદેશ સમાય છે. એની ભૂમિ સપાટ અને નદી તથા નાળાંથી ભરપૂર હોઈ ફળદ્રુપ છે. દક્ષિણ પશ્ચિમની તરફ દેશ ઢોલાવદાર હોઇ તે તરફ નદીઓના ફાંટા વળેલા છે. વર્સાદની મોસમમાં કાનપૂર માહેલી ગંગા અને તેની નદીના પાટ ઉંડા બનતા હોવાથી તેમાં મોટાં વહાણો ફરી શકેછે. પણ ઉન્હાળામાં નદી છાલકી બનતી હોવાથી તેમાં નાહની હોડીઓ ફરી શકેછે. આ જીલ્લામાં ૪૦ થી ૫૦ નદી નાળાં ફરી વળેલાં છે. તેમાં ગંગાપર કામચલાઉ પુલ હોઇ જમનાપર હોડીઓનો પૂલછે.

કાનપૂરની તવારીખ ઉપરથી માલમ પડે છે કે લગભગ સાત દાહેકા થયા એ બ્રિટીશોની સત્તાતળે આવેલો દેશ છે. પણ આગળ મોહમેદન રાજ્યવેળા આ જીલ્લો અનેક પ્રગણામાં વેંહેંચાઇ તે અલાહબાદ અને આગ્રાના સુબાની સત્તાતળે હતો. દુઆબમાં ઇ. સ. ૧૧૯૪ માં શાહાબુદીન ઘોરીએ પોતાનો અમ્મલ સ્થાપન કર્યો હતો, અને રાજ્ય કર્તા અમલદારોનાં વંશજોમાંના ૫ સત્તાધિકારીઓ ૧૬ સદીવેર ત્યાં સત્તા ભોગવતા હતા. બાબરે ૧૫૨૯ માં આ જીલ્લો તાબે કીધો હતો. તેમજ શીરશાહના તાબામાં પણ કેટલાક વર્ષો રહ્યા પછી તે મોગલ શેહેનશાહાતની સત્તા તળેનો એક પ્રાંત ગણાતો હતો. તેમાં ઔરંગઝેબના અમલ વખતના નાહના ગામો તથા મસજીદો હાલમાં પણ અત્રેના ગામોમાં જણાય છે. ૧૭૩૬ માં મોગલ શેહેનશાહતની પડતી પછી એ મરાઠાની સત્તા તળેનો જીલ્લો ગણાતો હતો અને તેમના હાથમાં તે ૧૭૪૭ વેર હતો. પણ ફરી ઔદના નવાબ સફદર જંગને હાથ ગયો હતો. ઇ. સ. ૧૭૬૪–૬૫ માં બક્ષાર અને કોરાની લઢાઈની જીતથી બ્રિટીશોને નવાબ વઝીર શુજા ઉદદોલાએ ૫૦૦૦૦૦૦ રૂપ્યા ખંડણી આપી કાનપૂર અને ફતેહગરમાં બે છાવણીઓ રાખવાની સત્તા આપીયાથી બ્રિટીશોએ પેહેલી ઘોડેસ્વાર પલટણ બિલગ્રામમાં રાખી ને ૧૭૭૮ માં તે કાનપૂરમાં રાખી. ૧૮૦૧ ના તહનામાની રૂહે નવાબ વઝીરે બ્રિટીશોને નીચલો દુઆબ અને બીજો રાજ્યનો ભાગ આપ્યો.

૧૮૫૭ ના બળવા સમયે મેથી ડીસેંબર વેર બલવાખોરોએ શેહેર તથા ગામોનો કબજો પોતે રાખ્યો હતો. જુન માસમાં નાના સાહેબે કાનપૂરની તીજોરી કબજે કરી, અને ૬ ઠી જુને બીજી ઘોડેસ્વાર દેશી પલટણે બલવો કરી ખજાનો લુટી, જેલ તથા જાહેર ઈમારતોને બાળી નાખી હતી. ૨૬ મી જુને નાના સાહેબે યૂરોપીયન સ્ત્રી પુરૂષો તથા બાળકોની અતિ ક્રૂરપણે કતલ ચલાવી હતી. તે પછી ૬ ઠી ડીસેંબરે લૉર્ડ ક્યાડે મોટી ફતેહ મેળવી ખોયલા ભાગો એક પછી એક મેળવી ૧૮૫૮ ના મે માસમાં સર્વત્ર સમાધાની પાંથરી હતી, અને ફીરોજશાહ ૧૮૫૮ ના ડીસેંબરમાં સખત હાર પામી નહાશી ગયો.

કાનપુર જીલ્લાની ૧૮૫૧ માં લોક વસ્તી ૧૧,૭૪,૫૫૬ની, ૧૮૬૫ માં ૧૧,૯૨,૮૩૬ની, ૧૮૭૨ માં ૧૧,૫૬,૦૫૫ ની, ૧૮૮૧ માં

૨૩૭૦ ચોરસ મૈલના વિસ્તારમાંની થએલી ગણત્રી મુજબ ૧૧,૮૧,૩૯૬ ની હતી. આખા જીલ્લાની તે વેળાની ગણત્રી મુજબ ૧૯૭૦ ગામડાં તથા શેહેરો, અને તેમાં ૨,૦૧,૧૭૨ રહેવાનાં મકાનો હતાં. આ આંકડા ઉપરથી વસ્તી અને ગામનું તથા ઘરોનું પ્રમાણ નિકળે છે. દર ચોરસ મૈલે લોક વસ્તી ૪૯૮.૪, ચોરસ મૈલે ગામડાં ૮; ઘરો દર ચોરસ મૈલે ૮૪.૮ અને વસ્તી દર ગામદીઠ ૬૦૦ ની, દર ઘર દીઠ વસ્તી ૫.૮. જુમલે વસ્તીની ગણત્રીમાં ૬,૨૮,૮૯૧ પુરૂષો અને ૫,૫૨,૫૦૫ સ્ત્રીઓ હતી. તેમાં ૧૦,૮૪,૯૬૪ હિંદુ, જે વસ્તીના પ્રમાણમાં દર સેંકડે ૯૧.૮ ટકા. મુસલમાનો ૯૩૦૭૨ જે વસ્તીના પ્રમાણમાં દર સેંકડે ૭.૮; ખ્રિસ્તી ૩૨૦૦, જૈન ૧૧૪, જયુ ૨૩, પાર્સી ૧૬, અને શીખ ૬ હતા.

જીલ્લાની ભૂમિ રબી અને ખરીપ છે. ખરીપમાં મુખ્ય કરી ચોખા, મકાઇ, બાજરી, જુવાર, ર, ગળી વગેરેનો મોટો પાક થાયછે. તેમાં ચોખા સપટેંબરમાં તૈયાર થાયછે. ર ફેબ્રુવારીમાં ને બીજા ધાન્યનો પાક અકટોંબરમાં ઉતરે છે. રબી ભાગમાં ગહૂં, બાજરી, ઓટ કઠોળ વગેરે પાકે છે. તેની પેરણી નવેંબર યા અકટોંબરમાં કરી પાક માર્ચથી એપ્રેલમાં ઉતરે છે. તે શિવાય અફીણ તેલના બિયાં, તમાકુ પપેટા અને મરી મસાલાનો મોટો પાક થાયછે. શેરડીની ખેતી ઉત્તમ પ્રતિની જમીનમાં થાયછે, અને ગળીનો મોટો વેપાર બિહાર સાથે ચાલે છે. આ પાકો માટે ગંગા નદીની નેહેર વાટે પાણી ખેડુતોને બહુ ઉપયોગી થઇ પડે છે.

જીલ્લાના ૨૩૭૦ ચોરસ મૈલ ભૂમિનો ૧૩૬૩૦૯ ચોરસ મૈલ ભાગ ખેતી વાડીથી ભરપૂર છે. ૧૮૮૨–૮૩ માં ૩૫૩૦૫ ચોરસ મૈલ ભાગ ખેતીવાડીમાં રોકવામાં આવ્યો હતો. માત્ર ૬૪૨ ચોરસ મૈલ પડત જમીન રહેલી હતી. જૂદા જૂદા પાક માટે નીચે મુજબ જમીન રોકાયલી છે.

| | | એકર— |
|---|---|---|
| ખરીપ | જમીન | ૪૮૧૨૦૮ |
| રબી | જમીન | ૪૫૩૮૮૫ |
| જુવાર | માટે | ૧,૯૧,૯૮૭ |
| બાજરી | ,, | ૩૩૦૭૭ |
| મકાઇ | ,, | ૩૭૮૩૭ |
| કપાસ | ,, | ૧,૦૪૪૭૫ |
| શેરડી | ,, | ૬૨૩૩ |
| ગળી | ,, | ૫૯૧૦૦ |
| ગહૂં તથા બાજરી | ,, | ૩૨૮૧૧ |
| ગહૂંને ધાન્ય | ,, | ૨૨૧૪૨ |
| બારીજ | ,, | ૧૨૮૦૫ |
| બાજરી ને ધાન્યો | ,, | ૨૬૨૧૬૨ |
| તેહેવાર ધાન્યો | ,, | ૫૧૩૨૭ |

**કાનપૂર શેહેર**—વાયવ્ય પ્રાંતમાં ગંગા નદીના જમણા કાઠામાં **લખનો**ની દક્ષિણ પશ્ચિમે ૪૨ મૈલપર અને **દિલ્લી**ની દક્ષિણ પૂર્વે ૨૬૬ મૈલપર તથા કલકત્તાની ઉત્તર પશ્ચિમે ૬૨૮ મૈલપર છે. નદી શેહેર નજદીક વહે છે જે મોસમમાં ૫૦૦ યાર્ડથી ૧ મૈલ પોહોળી રહે છે.

કાનપૂર લાંબા વખતથી તેના વેપાર વણજ તથા ઈંગ્રેજ લશકરના મુખ્ય મથક માટે જાણીતું છે. ત્યાં ૭૦૦૦ સિપાઇઓને રાખવાની ખાસ ગોઠવણ કરેલી છે. ૧૭૭૭ થી આ એક ઔદના નવાબને તાબેનું ગામ હતું, પણ ૧૮૦૧ થી તે બ્રિટીશોને તાબે આવ્યું. ૧૮૭૨ માં લોક વસ્તી ૧૨૨૭૭૦ ની હતી. ૧૮૮૧ માં કાનપૂરની કેંપમાં ૭૦૦૦ ઘોડે સ્વાર પલટણ હોઇ, ૩૧૨૮૨ ની લોક વસ્તી હતી; અને શેહેરમાં કુલે વસ્તી ૧૨૦૧૬૧ની હતી, જે મળી જુમલે વસ્તી ૧,૫૧,૪૪૪ ની અંકાઇ હતી. તેમાં ૧,૧૩,૩૫૪ હિંદુઓ હતા. ૧૮૯૧ માં લોક વસ્તી ૧,૮૮,૭૮૨ની અને ૧૯૦૧માં ૧, ૯૭, ૦૦૦ ની હતી.

૧૮૫૭ ના બળવા દરમ્યાન ૧૦૦૦ યૂરોપીયનો બળવાખોરોને હાથે સપડાયા તેમાં

૫૬૦ સ્ત્રી બાળકો હતાં. આ ૪૪૦ યૂરોપીન પુરૂષોએ બળવાખોરો સામે ૩ અઠવાડીયાં વેર બહાદુરીથી લઢયા પણ તેમના મોટા લશકર સામે નહિ વળવાથી અલાહબાદ ખાતે વગર હરકતે જવા દેવાની શરતે શર્ણે થયાં. આ સર્વ બંધવાને નદી કાંઠે લઇ જઇ કૂર રીતે મારી નાખ્યા, તેમાંના ૪ જણા છટકી નહાશી ગયા. માત્ર ૧૨૫ સ્ત્રી બાળકો બચ્યાં, તેમનાપર વિશેષ જુલમ ગુજારતા કાનપુરના કિલ્લામાં લઇ જઈ કૂર રીતે ભાલા બર્છી ઉપર ઉછાળી કતલ કરી બગીચા માહેલા કુવામાં તેમના શબોને હોમાવી દીધાં. ૧૬ મી જુલાઇયે હેવલૉકે આવી બળવાખોરોને શિક્ષા કરી, જ્યારે નાનાસાહેબ નહાશી ગયો. હાલમાં આ કતલગાહના બગીચામાં તેમની યાદગારીના સ્થંભ તથા કબરો જાળવી રાખવામાં આવીછે.

**કાનકુશિયસ**—ચીનાઇ ઉચ્ચાર (K'ung F'u-Tsze) થાયછે. આ મહાન પુરૂષ ઈ. સ. પૂર્વે ૫૫૧ માં એક પ્રસિદ્ધ ખાનદાની બાનુને પેટે જનમ્યો હતો. એ પોતાની માતાની પેટે એક પુરો પુત્ર હતો પણ એના પિતાની બીજી બાઇડીને પેટે અનેક પુત્રો થએલાં હતા કે જેઓ સરકારી નોકરીમાં મોટા ઓધાપર હતા.

એનો જન્મ શાનટંગના પ્રાંતમાં લ્યૂના રાજ્યમાં ત્હૂહીના ગામડામાં થયો હતો. એ જ્યારે ત્રણ વર્ષની વયનો હતો ત્યારે એનો પિતા મરણ પામ્યો હતો. એના લગન ૧૯ વર્ષની વયે થયાં હતાં પણ વિદ્યા અભ્યાસ તરફ ધ્યાન ચોંટવાથી એણે તે લગન સંબંધ તોડી નાખ્યો હતો.

કાનફુશિયસે પોતાનો વિદ્યા અભ્યાસ વધારી દેશ દેશની રાજ્ય દરબારમાં ઉપદેશ કરતો ફરી, ત્યાંના રાજાઓને અવારનવાર લઢાઇ કરતાં રોકી સર્વત્ર શાંતતા સ્થાપી હતી. દેશેદેશનાં લોકોપર પોતાના ઉત્તમ નીતિ બોધક ભાષણોથી એવી તો અસર કરી કે તેના ૩૦૦ ચેલા થયા હતા. કાનફુશિયસની ઉંચી બુદ્ધિ અને રાજ્ય દુઆરી કુન્હે જોઇ 'લુ' શેહેરના રાજાએ તેને ઇ. સ. પૂર્વે ૫૧૭ માં પોતાનો વજીર નેમ્યો હતો. ત્યાં એણે એવી તો ઉત્તમ રાજ્યનીતિ ચાલુ કરી કે ચીનની શાહાનશાહતમાં તે સર્વોપરી રાજ્ય કહેવાયું. આથી 'સી' શેહેરના રાજાએ અદેખાઇને લીધે 'લુ'નું રાજય પાયમાલ કરવા બેહદ સુંદરતા ધરાવનારી કંચનીઓના એક તાયફા ને 'લુ'ના દરબારમાં મોકલ્યો. આ કંચનીઓની સોહબતથી લુ રાજા તથા તેના દરબારીઓ રંગરાગમાં પડયા. આથી કાનફુશિયસે તેની નોકરી તજી દઇ પોતે લોકોને બોધ કરતો દેશેદેશ ફર્યો. છેલ્લે તે 'સીન' શેહેરમાં જઇ રહી ત્યાં કંગાલીયતમાં જીંદગી ગુજારી હતી. તે પછી થોડી મુદત વિતાં બાદ 'લુ' શેહેરના રાજાએ ફરી તેને વજીરી દરજ્જો આપ્યો; પણ 'સી' શેહેરના રાજા સાથે લઢાઇ ઉઠતાં તે દેશના લોકોએ એને ગામ બહાર હાંકી મેલ્યો. તે પછી કાનફુશિયસે તત્વશાસ્ત્રનો અભ્યાસ ઇ. સ. પૂર્વે ૪૮૨ વેર કર્યો. અને નીતિરૂપી વિષયોનાં એવા તો ઉત્તમ ગ્રંથો રચ્યાં કે જેથી જમાનાઓ થયાં તેનું નામ કાયમ રહ્યું છે. એનું મરણ એની ૭૩ વર્ષની વયે ઈ. સ. પૂર્વે ૪૭૯ ના એપ્રેલની ૧૧ મીએ નિપજ્યું.

એની કબર 'સૂ' નદીને કાંઠે બાંધી હતી, તે હાલમાં પણ કાયમ છે. તે પછી ચીનની શેહેનશાહતમાં ફેરફાર થતાં તે દેશ એક છત્ર તળે આવતાં સર્વ દેશમાં કાનફૂશિયસના ગ્રંથ આધારે રાજ્ય પોરણ ચલાવવામાં આવતું હતું. કાનફુશિયસ જોકે કંગાલ હાલતમાં મરણ પામ્યો હતો પણ તેના વંશજોને રાજા તથા પ્રજાએ પોતામાં શ્રેષ્ટ પદ્વિ આપી નવાજી માન આપતા આવ્યા છે. તેમજ એ કુટુંબનો કોઇ પણ વંશજ ચીનનો ન્યાયાધિશ થાય તો તેની પાસથી કરવેરા લેવામાં આવતા નથી, તેમજ ચીનના દરેક ભાગમાં કનફુશિયસનાં નામે દેહેરાં બાંધી ત્યાં તેની પુંજા કરવામાં આવે છે.

એના ગ્રંથો નીતિશાસ્ત્ર ઉપર છે. પણ તેઓમાંના બે ઇતિહાસને લગતાં છે. જેમાંના પેહેલામાં પોતાની તવારીખ અને બીજામાં પ્રાચીનકાળની તવારીખ સમાવીછે. જે ગ્રંથમાં પ્રાચીન કાળની બાબતો છે તેનું એણે શું કીંગ નામ આપ્યું છે અને બીજો કાંયાશીકીંગ નામે જાણીતો છે, તેમાં શેહનશાહો આગળ ગવાતી કવીતા તથા ગીતો ફેરફાર સાથે સમાવેલાં છે.

**કાનફેડી**—એનાં છોડ ૩ ફીટ ઉંચા હોયછે, ને તેનીપર આંઠ આંગળ લાંબી ચપટી શિંગો આવેછે. આ છોડ ચોમાસામાં ઉગેછે, પણ સરદ જમીનમાં તે બારે માંસ ઉગે છે. વિંછી કરેડયો હોય તો કાનફેડીનો રસ જે બાજુએ તેણે ડંખ માર્યો હોય તે બાજુના કાનમાં રેડેછે, એટલે ઝેરની અસર ઉતરી જાયછે.

**કાનભદ્ર**—(જુઓ કારવાન.)

**કાન્યકુબ્જ**—(જુઓ કનોજ.)

**કાન્યૂમ**—બુશેહેરના કોનવાર જીલ્લામાં આવેલું આ ગામ સતલજ નદીના એક ઝરાથી ૧ મૈલપર પર્વતોની તળેટીમાં વસાયલું છે. આ ગામમાં એક બુદ્ધિસ્ત મંદીર અને તેને લગતું પુસ્તકાલય છે. આ પુસ્તકાલયમાં ટીબેટની ભાષામાં લખેલા પુસ્તકોનો સંગ્રહ છે. તેમાં એક 'એનસાઇકલોપીડિયા' ના ૨૨૫ દફતરોનો સંગ્રહ છે, તેમજ કુદરતિ જ્ઞાન શાસ્ત્રને લગતાં ૧૦૦ ગ્રંથો છે. આ 'સાઇકલોપીડિયા,' સંસ્કૃત ગ્રંથોને આધારે તરજૂમાં કરી લાકડાના 'ટાઇપથી' છાપેલી છે. કાન્યૂમ ગામ ત્યાંના લામાઓ અને બીજાઓને વિદ્યા અભ્યાસનું મથક ગણાય છે, અત્રેના લામાનો પોશાક રોમન કેથોલીક બિશપને મળતો હોયછે. અત્રે બુશેહેરના રાજાનો એક વજીર સત્તા ચલાવેછે અને રાજાને નામની વાર્ષિક ખંડણી આપેછે. આ ગામ સમુદ્ર સપાટીથી ૯,૨૯૬ ફીટપર છે.

**કાનરછંદ**—પીંગળ શાસ્ત્ર મુજબ આ છંદ ૮—૧૦ ને ૧૨ માત્રાઓની ૩ યતી અને ૧૨ ગણુનો બનેછે.

**કાનરા**—દિપક રાગની એક રાગણી, એનો ગાવાનો વખત ૬ થી ૯ વાગા વેરનો મુકરર કરેલો છે. એને ગાવાની ઋતૂ હેમંત ઠેરવેલી છે. સંગીત શાસ્ત્ર મુજબ એનો દેખાવ ખુદાઈ યાદમાં બેઠેલો ઔલિયા. તેના કપાળપર કપૂરની લીટી, જમણા હાથમાં તલવાર ધરી, ડાબા હાથમાં હાથીના ખેંચેલા દાંતો પકડેલા અને સામે એક ભાટ તેની સ્તૂતિ કરેછે. એના પુત્રો બે છે; વિહલ અને હિમાલ.

**કાનરા—સારેગમ.**

ધધ પપ મગ મપ નીસા નીની ધધ પપ મમ ગગ રેરે
સાસા નીરે ગમપધની સા રેરેરે નીનીની ધધધ પપપમમ ગગરેસા—ધધ.
મમ પપ ધધ નીની સાસા નીમગરેસા રેરેરે નીનીની ધધધ પપપ ગગ રેસા—ધધ.

**કાન્હો પાઠક**—આ કેંદુર ગામનો બ્રાહ્મણ મોટો ભગવત ભકત તરીકે શકે ૧૨૦૦ માં થઇ ગયો. કવિચરિત્રમાં એને શકે ૧૬૦૦ માં થઈ ગયલો જણાવવામાં આવેછે. એની વૃતિ બહારથી સંસારમાં નિમગ્ન જણાતી હતી, પણ અંતરમાં એ ઘણો વિરત હતો. એક સમે એક કાશીનો પંડીત એને ત્યાં આવ્યો ત્યારે કાન્હો પાઠક પોતાના બાળકને રમાડતો હતો તે જોઇ પેલો પંડિત બોલ્યો "મહારાજ! છોકરાની જાળમાં શા વાસ્તે ગુંતાયાછો? એનો ત્યાગ કરો." પેલા પડિતનું આ કહેવું માંની કાન્હો પાઠકે પેલા બાળકને કુંવામાં નાખી દીધો આથી તે પંડીત અતિશય પસતાયો, ત્યારે કાન્હોએ ઈશ્વર ભકિત કરી બાળકને હાંક મારતાં તે તેની પાસે આવી ઉભો. એવો એ ઇશ્વર ભકત હતો. એણે 'નામ પાઠકની અશ્વ મેધ' નામનો ગ્રંથ કર્યો છે તેમાં ૧૨૦ અધ્યાય છે.

**કાનાનોર**—મદ્રાસ ઇલાકામાં મલબાર પ્રાંતનું આ બ્રિટીશ છાવણીવાલું બંદર શેહેર; એના

કીનારાપર ૫ થી ૬ વામ પાણી રહેતું હોવાથી લંગર કરનાર વાહાણોને ભય રહેછે. આ શેહેર હાલહવાલ હાલતમાં છે. ત્યાં માપલા જાતના મુસલમાનોની મોટી વસ્તી છે, આગળ આ શેહેર બે માઇલના ઘેરાવાવાલું હોવાથી તેમાં માપલાઓ ઇસ્ટ ઇંડીયા કંપનીને વાર્ષિક રૂ ૧૪,૦૦૦ ભાડું આપી પોતાની માલેકી તળે રાખતા હતા. કાનાનોરનું બંદર અરબસ્થાન, બંગાલ, સુમાત્રા અને બીજા દેશો સાથે વેહેવાર રાખેછે.

ઇ. સ. ૧૮૮૧ માં લોક વસ્તી ૨૬૩૮૬ ની ને ૧૮૯૧ માં ૨૭,૪૧૮ ની હતી. તેમાં ૧૦,૬૫૬ હિંદુ, ૧૧,૬૧૭ મોહમેદન અને ૪,૦૮૭ ખ્રિસ્તીઓ રહેછે. ૧૮૮૦–૮૧ માં મ્યુનિસિપલ ઉપજ ૨,૬૫૮ પૌંડની ઉપજી હતી; શેહેરમાં મેજીસ્ટ્રેટ તથા જુડીશિયલ કોર્ટ, જેલ, ઇસ્પીતાલ તથા સ્કુલવાલી મોટી ઇમારતોછે. કસ્ટમ હોસ પણ એક ઉપજવાલું ખાતું છે. ૧૮૮૦–૮૧ માં દેશાવરથી આ બંદરે ૨,૦૨,૦૫૧ પૌંડનો માલ આવ્યો ને પરદેશ ખાતે ૧,૦૨,૦૫૦ પૌંડનો મોકલ્યો હતો.

મલબાર તથા કાનાનોર લશકરના મથક હોવાથી અત્રે લશકર રહેછે. તેથી અત્રે હમેશાં ૧ યુરોપીયન ને ૧ દેશી રીજમીટ પડી રહે છે. કાનાનોરમાં મસજીદો સુંદર બાંધણીની છે. ઇ. સ. ૧૪૯૮ માં વાસ્કોડીગામા અત્રે ઉતર્યો હતો, અને ૧૫૦૫ માં વાસ્કોડીગામાએ અત્રે કોઠી બાંધી હતી. ૧૬૫૬ માં ડચોએ અત્રે મજબુત કોઠી બાંધી કિલ્લો બાંધ્યો હતો કે જે તેમને તાબે ૧૭૬૬ વેર હતો, પણ તે પછી મામસોરના લશકરને હસ્તક ગયો હતો. ૧૭૮૪ માં કાનાનોર બ્રિટીશોએ જીતી લીધું અને ત્યાંના રાજાને ઇસ્ટ-ઇંડીયા કુંપનીનો ખંડીયો બનાવ્યો.

કાનાનોરમાં મરી, ધાન્ય, ઇમારતી લાકડાં, નાળીએરી વગેરેની મુખ્ય ઉત્પત્તિ થાયછે. દેશની હવા આફકારક હોઇ મોટો ભાગ જંગલથી ભરપૂર રહેછે. બ્રિટીશ છાવણી સમુદ્ર કાંઠે કિલ્લાની ઉત્તર પશ્ચિમ બાજુએ છે. આ કિલ્લાની મરામત ઇસ્ત ઈંડીયા કંપનીએ કરી મજબુત બનાવ્યો હતો. આ શેહેર માંગલોરથી દક્ષિણ પૂર્વે ૭૯, મુંબઇની દક્ષિણ પૂર્વે ૬૧૫, કોચીનની ઉત્તર પશ્ચિમે ૧૪૮ અને બેંગલોરની પશ્ચિમે ૧૬૮ મૈલપર છે.

**કાનિફનાથ**—મહાત્મા જાલંધરનો શિષ્ય. એ મદ્રદેશના રાજાનો પુત્ર અને એ જાતનો ક્ષત્રીય હતો. એની માતાનું નામ ભામિની હતું. નાથ લીલામૃતના ૧૯ માં અધ્યાયમાં એના વિષે લખેછે કે એ સૂરથનાથને ત્યાં જાલંધરનાથના પ્રસાદથી થયો હતો. એણે પોતાના પિતાની રાજ્ય ગાદીનો હક્ક તજી દઇ જાલંધર સાથ વૈરાગ્ય વૃત્તિથી ભટકવા લાગો. જ્યારે ગોપીચંદે જાલંધરને કુવામાં નાખી કેદ કર્યો ત્યારે એણે તેની પાસે જઈ તેને કાઢયો હતો. એ ૨૦૦૦ વર્ષ ઉપર થઇ ગયેલો જણાવવામાં આવેછે.

**કાનુન**—એક દેશી વાદ્યનું નામ. આ વાજીંત્રને ૨૩ તારો જોડેલાં હોય છે. આ વાજીંત્ર ઉપર વાદ્યકળાનાં બિકટમાં બિકટ કાનુન શિખી શકાતાં હોવાથી તેનું કાનુન નામ પડયું છે.

**કાનૂપાત્ર**—ભક્તિ વિજય ગ્રંથના ૩૯ માં અધ્યાયમાં આ સાદ્ધિ સ્રીનું ચરિત્ર આપવામાં આવ્યું છે. મંગળવેળા ગામમાં રેહેતી સ્યામ નામની એક કળાવંતિની એ પુત્રી હતી. એ રૂપમાં અતિ સુંદર હોઇ ગાયન કળામાં પ્રસિદ્ધતા પામી હતી. એની કુપાત્ર માતાએ એને બેદર લઇ જઇ ત્યાંના પાદશાહને અર્પણ કરવાનો નક્કી ઠેરાવ કર્યો પણ કાનૂપાત્ર આવા નીચ પેશાથી કમકમતી હોવાથી તે પંઢરપૂર તરફ નાહાથી ગઈ અને ત્યાં ઈશ્વર ભક્તિમાં કાળ ગાળવા લાગી. પેલી સ્યામ કંચનીએ પોતાની સુંદર બેટીની સુંદરતા અને હઠીલાઇની સર્વ બીના પાદશાહને જણાવી તેથી તેણે એક કામદારને કાનૂપાત્રને બનતાં સુધી સમજાવીને લઇ આવવા પંઢરપૂર મોકલ્યો, પણ જો તે હઠીલાઇ કરે તો જોર જુલમથી ઉઠાવી લાવવાની આજ્ઞા આપી.

કાનૂપાત્રે પેલા કામદાર તરફથી પાદશાહનો હોકમ સાંભળી સાથે આવવા કબુલાત આપી, પણ તે પેહેલાં દેવીની ભક્તિ કરવાની રજા માંગી મંદીરમાં જઇ ગુડને પડી પોતાનું શિયળ જળવાય તે માટે કરૂણારસીક પદથી ભક્તિ કરી કે તુરત ત્યાં એનું મરણ નિપજ્યું. આ સાધવિ સ્ત્રી મરાઠા સરદાર દામાજી પંથના સમયમાં હતી એવી કથા છે.

**કાનોદી**—આ જેસલમીરના દેશી રાજ્યનું શેહેર જેસલમીરની ઉત્તર પૂર્વે આવેલું છે. એ દક્ષિણ તરફ મિઠાના મોટા સરોવરને કાંઠે છે. આ સરોવર ૧૮ મૈલ ઉત્તરે લાંબો, ૮ મૈલ પોહળો છે. વર્સાદની મોસમમાં આ સરોવર છલાછલ પાણીથી ભરાય છે પણ ઉન્હાળામાં પાણી સુકાઇ જતાં હોવાથી તેમાં મિઠાના થર બંધાય છે. આ મીઠું જેસલમીરની સરકાર પરદેશ ખાતે રવાના કરે છે. આ સરોવર પૂર્વ ભણી જે નાળામાંથી વહે છે તેની લંબાઈ ૩૦ મૈલની છે. અને તે જોધપૂર અથવા મારવાડના રણમાં વધે છે.

**કાપડ**—પ્રાચીનકાળથી હિંદુસ્થાનમાં કાપડ વણવાનો હુન્નર પ્રસિદ્ધ છે. ઇરાનની પ્રાચીન તવારીખ ઉપરથી જણાય છે કે ઈ. સ. પૂર્વે હજારો વર્ષ ઉપર જમશેદ પાદશાહે ઉનનું કાપડ વણવાનો પ્રથમ હુન્નર પોતાની પ્રજાને શિખવ્યો, તે આગમજના લોકો ચામડાંનો પોશાખ સીવીને પેહેરતા હતા. આર્ય પ્રજા ઇરાનીઓથી જુદી પડી સિંધુ તરફના પ્રદેશમાં આવી વસી ત્યારે તેઓમાં કપડાં પેહેરવાનો રેવાજ હતો, તેમજ તેમના પ્રાચીન ધર્મ ગ્રંથ ઋગવેદમાં કાપડ વિશેનું વર્ણન આપેલું છે. બાલકૃષ્ણ ગુપ્તેના દેશી હુન્નરના ગ્રંથમાં દર્શાવ્યા મુજબ, આગળ ભરતખંડમાં ઝાડના પાંદડા યા છાલના કપડાં બનાવી પેહેરવાનો ચાલ હતો. હાલમાં ઓઢીયા પ્રાંતમાં 'જોવંગ' લોકોમાં તે હજી ચાલુ છે. તેઓ ઝાડનાં પાંદડાં એકપર એક ગોઠવી તેનાથી બદન ઢાંકે છે અને વાયવ્ય તરફની સરહદ ઉપરનાં લોકો બકરાની ચામડીના બનાવી અંગને સણગારે છે. હિંદુસ્થાનની ઉત્તરે 'શેવરી' નામના વૃક્ષની છાલના તથા હિંદુસ્થાનની દક્ષિણ ભણી ચાંદલ યા ચાંદકુડા નામના વૃક્ષની છાલના પાયજામા બનાવી પેહેરવાનો રેવાજ ચાલુ છે.

જુલીયસ સીઝરના વખતમાં યૂરોપ તરફ ઉનના કાપડનો વેપાર ચાલતો હતો અને સુતરાઉ કાપડ કરતાં તેનો ખપ વધારે થતો હતો. ઇ. સ. ૧૨૦૦માં ઉનનું કાપડ ઇગ્લંડમાં બનાવવામાં આવ્યું હતું. અને ૧૩૧૩ માં આ ધંદો મોટા પાયાપર ચાલવા લાગો હતો. ૧૬૦૮ માં રંગવાનો હુન્નર ઇગ્લાંડમાં દાખલ થયો. બીજા ચાર્લસે મનુષ્ય મરણ પામતાં તેને ખાસ ઉનના કપડામાં દાટવાનો સખત હોકમ કાઢયો હતો અને તે હોકમનું ઉલંઘન કરનારને ૫૦ સિક્કાનો દંડ કરવામાં આવતો.

આપણાં કપડાં જુદા જુદા પદાર્થોમાંથી બનેલાં હોયછે. તેમાં કપાસ, રેસમ, સણ અને ઉન એ ૪ જાતનાં મુખ્ય છે. સણ અને કપાસના કપડામાંથી ગરમી જલ્દી પસાર થઇ જાયછે, તેથી એવાં કપડાં અંગમાં પેહેડવાથી બદનની ગરમી જલ્દી બહાર નિકળી પડે છે અને તેથી અંગ સાધારણ ગરમ રહે છે. આથી સણ તથા કપાસના કપડાને થંડા કહેવામાં આવેછે. પણ રેશમ તથા ઉનના કપડામાંથી ગરમી જલ્દી પસાર થઇ શકતી નથી, તેથી બદન માહેલી ગરમી ઘણી જળવાઇ રહેછે, અને બદન ગરમ રહે છે તેથી રેશમ તથા ફલાનનના કપડાંને ગરમ કહે છે; આથી થંડા દેશમાં ગરમ કપડાં પેહેરવાં પડે છે અને ગરમ દેશમાં થંડા કપડાં પહેરવાં પડે છે.

હિંદુસ્થાનની જ્યારે એક તરફની પ્રજા જાડું સુતરાઉ કાપડ વણી તે વતી અંગને સણગારે છે ત્યારે બીજી તરફની પ્રજા આબવાન એટલે વેહેતું પાણી અને 'શબનમ' એટલે સાંહજે પડતું દવ આ નામે પ્રસિદ્ધ થએલ 'ઢાકા'ની ઝીણી મલમલ નામના કાપડથી અંગ ઢાંકે છે.

**સૂતરાઉ કાપડ**—'ખાદી, શેત્રંજી, ચારસા જેવા જાડા કપડાથી તે તદ્દન મલમલ સુધીના સાદાં કપડાં હિંદુસ્થાનમાં બનાવવામાં આવે છે. તેમજ ચારખણી, લુંગી, ખેસ વગેરે ચોકડીના કપડાં અને 'બુલબુલ ચશ્મ' એટલે બુલબુલ પક્ષીની આંખો એ નામે પ્રસિદ્ધતા પામેલું રંગબેરંગી કપડું, ધોતીયાં, સાડી, ચોળી, ખણુ વગેરે કિનારીના કપડાં તેહેંવાર બનાવવામાં આવે છે.'

'મુંબઈ ઇલાકામાં મિરજ, કોલ્હાપૂર, ફલ્ટણ, બેલગામ, શહાપૂર, વડોદરૂં અને અમદાવાદમાં તેહેંવાર ધોતિયાં વગેરે બને છે. સાડી, ચોળી, વગેરે સ્ત્રી ઉપયોગી વસ્ત્રો મુખ્ય કરી અમદાવાદ, વડોદરા, ખંભાત, મુંબઈ પુના, અહમદનગર, યવલા, સોલાપૂર, બારશી ભિમડી, નાશક, બેલગામ, શહાપૂર વગેરે ઠેકાણે વણાય છે. લુંગી, ખેસ, વગેરે ચોકડીદાર કામ સિંધ, વડોદરા, ભડોચ, ઠાણા વગેરે ઠેકાણે બને છે. યવલા, અમદાવાદ, ચાલીસગામ, વડોદરૂં, પના, મુંબઇ વગેરે ઠેકાણે ઝીણી ખુમાસદાર પાઘડીઓ વણાય છે.'

'અગાઉ પંજાબમાં દિલ્લીની મલમલ ઉત્તમ પ્રકારની બનતી હતી. આ મલમલ ચીનાઈ રૂની બનાવવામાં આવતી હતી. પણ ૧૮૮૬ માં આવી જાતની મલમલ લંડનના પ્રદક્ષણમાં મોકલવા માટે મેળવવાની કોશેસ કરવામાં આવી પણ તે હાલ બનતી નહિ હોવાથી મળી શકી નહિ. આ ઝીણી મલમલની પાઘડીઓ હુશારપૂર, સિરસા, જલંદર, લુધિયાના, શહાપૂર, ગુરૂદાસપુર અને પતિયાલા ગામમાં બને છે. પણ તે આગળ જેવી ખુમાસદાર બનતી હતી તેવી બનતી નથી. પંજાબમાં આવેલા રોહતક ગામમાં અતિ ઉત્તમ ખુમાસદાર ઝીણી મલમલ બને છે, અને તે મલમલને 'તાન્ઝેબ' કહે છે. જલંદરમાં 'ધાટી' નામનું ચળકતું સફેદ કપડું વણાય છે. ઈંગલંડથી નૉનકલૉથ આવવા આગમજ હિંદના અમીર ઉમરાવો આ 'ધાટી' કપડાનો ઉપયોગ કરતા હતા.

'દોરીયાની મલમલ' તથા બુલબુલ ચશ્મ નામનું કપડું આગળ પંજાબમાં વણાતું હતું. પણ હાલમાં લુંગી, દોસૂતિ, ગારી, ગિઝની, ખેસ વગેરે કપડું પંજાબમાં બને છે. પેશાવરમાં વણાતી લુંગી અતિ ઉત્તમ ને કિમતી હોય છે. લુધિઆના, ગુગોરા, કોહત, લાહોર, હુશિયારપૂર વગેરે ગામમાં પણ કપડાં વણાય છે.

'મુઝફ્ફરગઢ,' લાહોર, શિયાલકોટ, ફિરોજપૂર, કરનાળા, જંગ, ડેરાઇસમાઇલખાન અને પતિયાલામાં રંગીન ચોકડીદાર કપડું બનેછે. જલંદર, ગુરૂદાસપૂર, અને શિયાલકોટમાં 'સુસી' નામનું કપડું બનેછે. લુધીયાનામાં 'ગબરૂમ' નામનું કપડું વણાયછે, જે ઉન્હાળામાં પેહેરવા લાયકનું હોયછે'.

'રાજપૂતાનામાં જેપૂર પ્રાંતમાં સુસી, માન્હા, ગાઝી અને દોસુતી નામના કપડાં વણાયછે. ઈંગલંડથી ઝીણું સૂતર મંગાવી તેની મલમલ કોટામાં વણાયછે, તેને 'કોષ્ટી' કહેછે. આ મલમલની પાઘડીઓ બનેછે. 'શિંદે સરકાના રાજ્યમાં ચંદેરી ગામમાં ઝીણી ખુમાસદાર પાઘડી, દુપટ્ટા, ધોતીયું, ઓઢણું, વગેરે બનાવવામાં આવેછે. ધોતીયા તથા ઓઢણીઓને સફેદ રેશમી કિનારી બનાવેલી હોયછે, તેમજ રંગબેરંગી કિનારો પણ વણાયછે.

'હોળકર સરકારના રાજ્યધાની ઈંદોરમાં રેશમી તથા જરીના ચંદેરી દુપટ્ટા, ધોતિયાં વગેરે બનેછે. દેવાસ સંસ્થાનમાં, સારંગપૂરમાં ધોતીયાં, સાડી વગેરે ઝીણા વસ્ત્રો વણાયછે. આ કપડું વણુવા માટે ખુદ પીળા રંગના રૂમાંથી સૂતર કાઢવામાં આવેછે. આ પીળો કપાસ 'નાનકીંગ' કૉટનને નામે જાણીતો છે. ગવાલીયર તરફ ઉત્તમ પ્રકારના દોરીયાનું કાપડ વણાયછે.

મધ્ય પ્રાંતમાં બનતું સુતરાઉ કાપડ અતિ ઉત્તમ પ્રતિનું બનેછે. જેની નામના છેક પૂર્વ તરફના દેશોમાં પણ થયલીછે. તેમાં નાગપૂર, ભંડારા અને ચંદા એ ૩ જીલ્લામાં ઘણું ઝીણું કપડું વણાયછે. ૧૮૬૭માં નાગપૂરમાં

ભરાયલા પ્રદક્ષણમાં ચંદા ગામમાં બનેલું એક સૂતરનું બંડલ મોકલવામાં આવ્યું હતું તે **૧૧૭ મૈલ લાંબું** હોવા છતાં તેનું વજન માત્ર **૧ રતલનું** હતું.

મદ્રાસ ઇલાકા માહેલા અર્ણી ગામમાં અતિ ઝીણી મલમલ બનાવવામાં આવેછે. આવી જાતની મલમલ બનાવવા થકી 'પારૂથી' ગામમાં કપાસનાં ઝાડ રોપી તેને પાંચ વર્ષના થવા દઇ ને પછી તે ઉપરનો રૂ કાઢી તેનું ઝીણું સૂતર બનાવેછે. પાંચ વર્ષ આગમજ કાઢી લીધેલા કપાસમાંથી જાડું ત્યારે પાંચ વર્ષ પછીનાં કપાસમાંથી ઝીણું સૂતર બની શકેછે. આ પાંચ વર્ષ પછી ઝાડમાંથી એટલાતો ઝીણા તંતુદાર તારો નિકળેછે કે તેનું સૂતર 'ચીંગલ પટ'ના કારીગરો અતિ મુશકેલીથી બનાવેછે.

'ટ્રેવ્હેલોર તાલુકામાં ચેરિવ, ઇરૂંગલ, કુલાડ, પાંડવખ, ચિત્તલપખ અને કલહસ્ત્રી સ્વસ્થાનમાંના કત્રવર તથા તિંપરટકપૂર આ ગામના પારિયા જાતના લોકો ઝીણું સૂતર કાઢી શકેછે. પારિયા લોકો પ્રથમ કપાસના દીંડવા લઇ તેમાંના રૂને આંગળી વડે ખેંચી કાઢી તેના ઢગલા કરેછે, અને પછી તે ઢગલાને લાકડી વડે કુટેછે. તે વેળા નીચે પડેલા કપાસને કેળની સુકી છાલમાં વિંટાળી નાખેછે. પછી તે વિંટાળેલા બંડલને હાથમાં પકડી રેહેંટથી તેનું સૂતર બનાવેછે. આથી પેલું સૂતર મેલું થતું નથી. એવી રીતે સૂતર તૈયાર કીધા પછી ૩ માણસો મળી મલમલ વણેછે. આ મલમલનાં તાકાની લંબાઇ ૧૯ વાર હોઇ પોહલાઇ ૧$\frac{7}{8}$ વાર હોયછે. એક તાકાની કિંમત રૂ ૨૫ થી ૨૦૦ વેરની પડેછે. આવી જાતની મલમલ પથ્થરપર અફાળી ધોવામાં આવતી નથી, પણ એક જાડા કપડામાં રેતી ભરી તે રેતીના ગાંસડાપર પાણીમાં બોળેલી મલમલ અફાળી ધોવામાં આવેછે, આ મલમલને ધોવા થકી પ્રથમ ૨ ભાગ પાણી ૧ ભાગ થુંબઈ નામના ઝાડનો ચીક, અને પાંચ ભાગ 'પોલમાં' કળીનો ચુનો, એને એકરસ કરી તેમાં ૩ કલાક વેર કપડું બોળી તેને ઉકાળેછે. પછી તેને પાણીમાં અફાળી રેતીની ગાંસડી ઉપર અફાળી, ધોઇ બે દિવસ સુધી સુકવેછે, પછી સ્વચ્છ પાણીમાં એક વખત ઉકાળી તેને લીંબુના રસમાં ભીંજવવા મુકેછે. બીજે દિવસે સહવારે ફરી સ્વચ્છ પાણીમાં બોળી રેતીના ગાંસડાપર ધોયછે. એ મુજબ લાગટ ૧૦ દિવસ સુધી મેહેનત કીધા પછીજ મલમલ સૂદ્ધ સફેદ બનેછે. આ મલમલ ધોવાનું કામ ધોબીઓ કરેછે, પણ 'સાળી' લોકો તેનીપર દેખરેખ રાખેછે. આ કાપડને ખળ આપવાનું કામ 'સાળી' લોકોજ બજાવેછે. ઉપર મુજબ પાંચ થી છ દિવસ વેર ધોયા પછી તેને તેઓ હાથે ખળ આપેછે, ને મલમલ વણાઇ તૈયાર થઇ તેને ખળ આપી તેની ઘડી વાળતાં ૨૦ દિવસ વહી જાયછે.

નિજામના રાજ્યમાં રાયચોર ખાતે હલકી મલમલ વણાયછે. આસામમાં સૂતર કાંતવાનું તથા કાપડ વણવાનું કામ ઘેરેઘેર ચાલેછે. હિંદુસ્થાનના બીજા પ્રાંતો પ્રમાણે આ પ્રાંતમાં વેલાતી સૂતર આવવા લાગ્યાથી જાડું કપડું વણવા માટે ખૂદ કંતાવેલા સૂતર શિવાય દેશી સૂતર મળતું નથી, તોય ત્યાં દેશી પેદા થનાર કપાસમાંથી ઘણું કરી સૂતર બનાવી વણવામાં આવેછે. સાદાં ધોતીયાં ચાદર, રૂમાલ વગેરે ચીજો ત્યાં ઉત્તમ બનેછે. કોઇ કોઇ ચાદરો ઝીણી મલમલ જેવી બનાવી તેની ઉપર ઉંચુ ભરતકામ કરેછે. 'બરકાપર' નામનું એક શાલ જેવું કપડું વણવામાં આવેછે. તેમજ 'કાખીયા કાપર' નામનું ઝીણું કપડું વણી તેનીપર ભરત કામ કરી તેને ત્યાંના લોકો શાલ તરીકે ઉપયોગમાં લીયેછે.

હિંદુસ્થાનની ઇશાન્ય તરફ આવેલા મણીપૂરના રાજ્યમાં દરેક ઓરતો તહેવાર કપડાં વણતા હોવાથી તે વધારે સસતી કિંમતે વેચાયછે. ત્યાંનું વણેલું જાડું કપડું ઇંગલીશ કાપડ કરતાં સસતું વેચાયેછે. તેમની છોકરી-

એ બાલપણુથી વણુવાના કામપર લક્ષ આપી મોટપણે કામમાં વધારે ચબરાકી બતલાવે છે. બરમામાં પણ કપડું વણુવામાં આવેછે, ને તે માટે ત્યાંજ ઉગતો કપાસ વાપરવામાં લે છે. કપાસમાંથી કપાસ્યાં ને સાફ કરી તેમાંનુ સુતર આગળ ઈંગ્લંડમાં જે રીતે કાઢવામાં આવતું તે રીતે કાઢેછે. તેમજ ત્યહી લોકોના વણુવાના 'માગ, પણુ અર્વાચીન ઈંગલીશ માગને મળતાજ છે.

**રેશમી કાપડ** જમાના થયાં હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ છે. રેશમની પ્રથમ શોધનો દાવો ચીન દેશ કરેછે તોય હિંદુસ્થાન પણુ પ્રાચીન કાળથી રેશમ વિષે પ્રસિદ્ધતા પામતું આવ્યું છે. રામાયણુ તથા મહાભારતમાં રેશમી કાપડનું બાબજા વર્ણુન મળેછે, તે ઉપરથી બારત ભૂમિ પણુ રેશમની જન્મ ભૂમિ હોય એ સંભવિત જણાયછે. રેશમની ૪ જાતો પ્રસિદ્ધ છે. ૧ લું તુતીના ઝાડપર રેહેનારા કીડામાંથી ઉત્પન્ન થએલુ" તેને 'મલબારી' રેશમ કહેછે, અને તેના પિતાંબર, પૈઠણુ વગેરે કપડાં વણાયછે. બીજું 'ટસર' યા ધાટને નામે પ્રસિદ્ધ છે. તેનો રંગ તપકિર્યો હોઇ તે જેમ જેમ ધોવાયછે તેમ સફેદ બનેછે. આ જાતનું કપડું જાડું ને ખુમાસદાર હોયછે જે પારસીઓના બૈરાં સાડી તરીકે વાપરે છે. ૩ જું એરી નામનું રેશમ એરંડીયાના ઝાડપર વસનારા કીડામાંથી નિકળેછે. ૪ થું મુગા નામનું છે કે જે આસામ પ્રાંતમાં ઉત્પન્ન થાયછે. ૫ મી જાતનું બરમામાં ઉત્પન્ન થાયછે તેને 'કાયક્યૂલા' કહેછે, એ કેસરીયા પીળા રંગનું હોયછે. ઈસ્ટ ઈંડીયા કંપનીના રાજ્ય અમલ વેળા બંગાલમાં રેશમના કિડાને ઉછેરી તેનું રેશમ યૂરોપ તરફ મોકલવામાં આવતું પણુ કંપનીએ તે પછી વેપાર બંધ કરવાથી એનો વેપાર પડી ભાગ્યો હતો પણુ ૧૮૫૫માં ફરીથી સરકારે તેને ઉત્તેજન આપવા માંડ્યું હતું.

બંગાલ પ્રાંતમાં ભાગીરથિને કાંઠે રેલથી ભીની થએલી જમીનમાં રેશમના કિડા ઉત્પન્ન થાયછે. તે પ્રાંતમાં માલડા, બોગરા, રાજશાહ, મુરશીદાબાદ, બીરભૂમ અને બર્દવાન વગેરે ઠેકાણે ઉત્તમ પ્રતિનું રેશમી કપડું બને છે. ઇ. સ. ૧૫૭૭ માં મસાડથી 'શેખબિક' નામે શખસે ૩ વહાણો ભરી રેશમી કાપડ ઈરાની અખાતમાંથી રૂશિયા તરફ રવાના કર્યું હતું.

'બાંકુર તથા મીદનાપૂરમાં રેશમી કપડું ઉત્તમ પ્રકારનું વણાય છે. બંગાલની પશ્ચિમ તરફના ભાગમાં માનભૂમ, સિંગભૂમ અને લોહારડાગા ગામમાં 'થાટ' નામનું રેશમી કપડું વણાય છે. 'એરી' નામનું રેશમ હિમાલયની તળેટીમાં એટલે ઉત્તર બંગાલમાં મળે છે અને તેવું કપડું આસામમાં પણુ બને છે. મુંગા નામનું રેશમ ફક્ત આસામમાંજ ઉત્પન્ન થાયછે. મુંગા રેશમ જાડું હોયછે પણ તેના તાર ચીવટ હોવાથી તે જલ્દી તુટતો નથી. મલબારી રેશમનાં કિડાના જે 'કોશ' હોયછે તેમાંથી કિડાને પાંખ આવતાં તે ઉડી જાય છે, કે કોશનું રેશમ કરે છે. તેને હિંદુઓ બીજા રેશમી કાપડ કરતાં વધારે પવિત્ર માને છે, કારણ કે તે રેશમ મેળવતી વેળા પ્રાણી હંત્યા થતી નથી. જૈન તેમજ વૈષ્ણવો એવી જાતના રેશમી કપડાં મુખ્ય કરી પેહેરે છે.

'વાયવ્ય પ્રાંતમાં બનારસ તથા આગ્રામાં રેશમી કપડું વણાય છે. બનારસી શાલું, દુપટ્ટા, આખા હિંદમાં પ્રસિદ્ધ છે. તે શિવાય મુસલમાનોને માટે બનાવવામાં આવતું મશ્રુ નામનું અર્ધ સુતરનું ગજની કપડું, ઉત્તર તરફની સ્ત્રીઓનાં ઘાઘરા માટેનું સંગી નામનું કાપડ, ઈજાર થકી ગુલબદન નામનું કાપડ તથા પટ્ટા માટે 'સુરત' નામનું કાપડ ઉપલા પ્રાંતમાં ઉત્તમ બને છે. આગ્રામાં રેશમી કાપડ બનાવવાનો ધંધો મુસલમાનો કરે છે.'

'પંજાબમાં લાહોર, પતિયાલા, ભાવલપૂર, મુલતાન, અમૃતસર, બુખારી, પેશાવર, કોહત, જલંદર, અને બીજા અનેક ઠેકાણે રેશમી કપડું વણુવામાં આવેછે. આગળ લાહોરમાં ઉંચી જાતનું રેશમી કાપડ વણાતું હતું.

હાલમાં માત્ર ગુલબદન, હાર્યાથી એ બે જાતનું કાપડ વણાય છે. ગુલબદન કપડું લીલું ને લાલ, નારંગીયું, પીળું, વગેરે પટાદાર રંગનું હોયછે. આગલા વખતમાં મુલારીનું રેશમી કાપડ ભરતખંડમાં પ્રસિદ્ધ હતું. પેશાવર, કોહત, શહાપૂર અને ભાવલપૂરમાં રેશમી લુંગીઓ બને છે. આ કપડામાં તર્હેવાર રંગની તર્હા સાથે તેનીપર ઉંચી પ્રતિનું ભરતકામ પણ કરવામાં આવેછે.'

રજપૂતાના તથા મધ્ય હિંદુસ્થાનના પ્રાંતમાં રેશમી કાપડ જૂજ વણાય છે. માત્ર ચંદેરીમાં રેશમી કાપડ વણાય છે. મધ્ય પ્રાંતમાં સિઓની, બિલાસપૂર, સંબળપૂર અને ચંદા ગામમાં ઉત્તમ કપડું વણાય છે. બરહાનપૂરમાં મલબારી રેશમના કપડાં વણાય છે, અને તે ગામમાં તથા નાગપૂરમાં ધોતીયાની કિનારીના કાંઠા રેશમનાજ વણાય છે.'

મદ્રાસ ઈલાકામાં ઉત્તર સાલેમ, મદુરામાં પેરિયાકુલ, ગુડૂર, કરનૂલ ચીંગલપટ જીલ્લામાં કુંજ વિરાય, ગંજમ જીલ્લામાં બર્હામપુર, ત્રિચનાપલ્લી, બિલારી, કૃષ્ણા, આર્કાટ, કદપ્પા, વિજાગાપટ્ટણ, તંજાવર, અર્ચ્યપેંઠ અને ઉત્તર આર્કાટ જીલ્લામાં લાજા એ સઘળે ઠેકાણે ઉત્તમ પ્રતિનું રેશમી કાપડ વણાયછે. કુંજવિરામમાં સફેદ વેલબુટ્ટીનું રેશમી કપડું અતિ ઉત્તમ પ્રતિનું બને છે. મકુર, ચિંગલપટ અને તંજાવરમાં જરીકાંઠાનાં રેશમી કપડાં વણાય છે. મદુરામાં ભરતકામ કરવામાં આવે છે.'

'માઇસોરમાં પ્રાચીન કાળમાં ઉત્તમ પ્રતિનું રેશમી કપડું બનતું હતું પણ એક વખત કિડાઓમાં રોગ ફાટી નિકળવાથી તેમનો નાશ થયો હતો તેથી હાલમાં તેનો વેપાર નહિ જેવો થયોછે.

નિજામશાહીમાં રાયચોર ગામમાં રેશમી સાડી ઉત્તમ વણાય છે. હૈદ્રાબાદનું 'મશ્રુ' અને 'સંગી' કપડું પ્રસિદ્ધ છે. આ જાતનું કાપડ મુસલમાન લોકો વાપરે છે. ઇદોર તથા ક્ષેલ મંડલ ગામની રેશમી સાડીઓ પણ પ્રસિદ્ધતા પામેલી છે. ઔરંગાબાદનું રેશમી કપડું ઘણાં વર્ષો થયાં જાણીતું છે. ત્યાં હિમ્રુ નામે એક ગજની જેવું નકશીદાર કપડું વણાય છે તેનો ઉપયોગ ટોપી તથા બદીયાન બનાવવા માટે મુસલમાનો કરે છે.'

'મુંબઇ ઇલાકામાં રેશમ ઉત્પન્ન કરવામાં આવતું નથી. ઠાણા તથા મુંબઈ ટાપુની આસપાસ રેશમી કિડા પુશકળ મળે છે પણ તેનો ઉપયોગ કેમ કરવો તે કોઇ જાણતું નથી. માત્ર સાસવડ, બેલગામ, રેવદંડા, કલાદગી અને સોલાપૂરમાં રેશમી અથવા અર્ધ સુતરાઉ કપડું વણવામાં આવે છે. એવલામાં આ ધંધાપર લગભગ ૩૦૦૦ થી ૪૦૦૦ કુટુંબો પોતાનું ગુજરાન ચલાવે છે.'

ઇ. સ. ૧૭૬૧ (હિ. સ. ૧૧૫૫) માં યવલા એક નાહાનું ગામડું હતું. પણ તે વર્ષમાં રાઘોજી નાઇક નામના એક સરદારે 'શામદાસ વાલજી' નામના શખસ મારફતે પૈઠણ તથા ઔરંગાબાદના વણકરોને તેડી મંગાવી તેમને વસાવ્યા. રાઘોજીએ તેમને એ પ્રકારનાં વચન અને લેખ કરી આપ્યાં હતાં કે, તે લોકો શિવાય બીજા કોઇ પણ શખસે હુકમ શિવાય ત્યાં રેશમી કપડું વણવું નહિ, અને ચોર લુટારૂઓના ત્રાસથી રાઘોજીએ તેમનું રક્ષણ કરવું. નવા વેપારીને પરવાનો મેળવવા માટે રૂ ૫૦ નો કર આપવો પડતો. તેમાંનો રૂ. ૧૧ કાજીને તથા રૂ. ૧૨॥ પેશવા સરકારને તથા બાકીના રૂપ્યા રેશમી કાપડ વણકરોના સમાજીક ભોજન ખર્ચના ગણાતા. આ ધારો પેશવાઇનો અંત આવ્યા પછી ૧૮૨૭ વેર ચાલુ હતો. ઈ. સ. ૧૮૩૭ માં બાપુ નામના એક શખસે વગર પરવાને કારખાનું કાઢવા માટે રજા મેળાવવા થકી એસીસ્ટંટ કલેકટર પાસે અરજી કરી પણ તે અરજ નામંજુર થતાં, રેવિન્યૂ કમિશનરની કોર્ટમાં કજ્યો ચાલ્યો જેનો નિવેડો ૮ વર્ષ પછી ૧૮૪૫માં આવ્યો. તે પછી ૧૮૪૮ મા ૨૬ જાનેવારીએ ગુજરાતીઓએ નૂકસાનીની ફર્યાદી માંડી સિવ્હીલ

કોર્ટમાં કજીયો ચલાવ્યો અને પોતાની મરજીનો નિવેડો કરાવ્યો. તેપર અપીલ થવાથી કજ્યાનો ફડચો ૧૮૬૪ માં ૨૪ મી જૂને થયો, તે દિવસથી આ કર સદનતર નિકળી જઈ એવલામાં રેશમી કાપડની બંદીનો અંત આવ્યો. આથી તે પછી યવલામાં નવા ૮૦૦ થી ૯૦૦ કારીગરો જઈ વસ્યા પણ તેથી વેપાર સુધરવાને બદલે પડી ભાગો. સૂરત, ખંભાત અને વડોદરામાં પટોલો નામે અતિ ઉત્તમ પ્રતિનું રેશમી કપડું વણાયછે. સિંધ પ્રાંતમાં હૈદ્રાબાદ, કરાંચી અને શિકારપૂરમાં રેશમી કપડું પુષ્કળ તૈયાર થાયછે જેની વણત પંજાબી જેવીજ હોયછે.

**ઉનનું કાપડ**—હિંદમાં તેમ યૂરોપમાં વિશેષ વણાયછે (જુઓ ઉન)

**મિશ્ર વણતનું કાપડ**—યાને રેસમ તથા સૂતરની ભેળવાલું કપડું મુંબઇ ઇલાકામાં સૂરત, યેવલા, પુના, વિજાપૂર, કલાદગી, બેલગામ, બરહાનપૂર, નાગપૂર વગેરે ઠેકાણે વણાય છે.

બંગાલમાં આ જાતનું કાપડ બાકુંરા અને માનભૂમ એ બે જીલ્લામાં વણાયછે. બાંકુંરમાં રંગેલું રેશમ તથા રંગેલું સૂતર એકત્ર કરી કપડાં વણવામાં આવે છે તેને અસમાની કહેછે. ભાવલપૂર જીલ્લામાં સુધ્ધ સફેદ કપડું બનેછે. રંગપૂરમાં જૂટ તથા રેશમને એકત્ર કરી મખમલી નામે સ્ત્રીઓના પેહેરવાના કપડાં વણાયછે. ડાકામાં સૂતર તથા મુગા નામનાં રેસમના મિશ્રણનું કાપડ વણાયછે, તેને અજીઝુલ્લા યા અત્રીજી કહેછે. વાયવ્ય પ્રાંતમાં 'રંગી' નામનું સૂતર ને રેશમથી વણેલું કપડું પ્રસિધ્ધ છે. અમદાવાદ તથા બનારસમાં મશ્રૂ નામનું કાપડ વણાય છે.

યંત્ર વડે કાપડ વણવાનો હુનર હિંદમાં દાખલ થયા પછી હાથે વણવાનો હુનર અર્ધી સદી થઇ પડી ભાગો છે. આગળ કરતાં હાલમાં હિંદુસ્થાનમાં સૂતરાઉ, રેસમ, ઉનનું કાપડ વધારે વણાય છે છતાં આગલા વણકરો જે એ ધંધાપર નિર્વાહ કરતા હતા તેઓ તદન પડી ભાગા છે. હિંદુસ્થાનમાં કાપડની પેહેલી મીલ ઇ. સ. ૧૮૫૧ માં સ્થાપન થઇ. પછી ૧૮૫૮ માં મુંબઇ ખાતે બીજી મીલ ઉભી કરવામાં આવી ને પછી ૧૮૫૯ માં અમદાવાદમાં ત્રીજી મીલ સ્થાપન થઇ હતી. તે પછી ૧૮૬૧ માં મુંબઇમાં એક મીલ ઉભી થઇ ને ૧૮૬૨ માં સૂરત ખાતે પેહેલી મીલ સ્થાપન થઇ. બંગાલમાં સપર પેહેલી સૂતરની મીલ હાઉર ખાતે ૧૮૬૪ માં સ્થાપવવામાં આવી હતી.

હાલમાં તમામ હિંદુસ્થાનમાં કાપડની ૧૬૫ મીલો છે. તેમાં ૧૧૬ મુંબઇમાં, ૧૦ બંગાલમાં, ૬ વાયવ્ય પ્રાંતમાં, ૬ મધ્ય પ્રાંતમાં, ૧ અજમેરમાં, ૧૧ મદ્રાસ ઇલાકામાં, ૨ માઇસોરમાં, ૩ પાઁડીચરીમાં, ૧ ત્રાવનકોરમાં ને ૩ નિજામના રાજ્યમાં.

ઉપલી કાપડ સૂતરની મીલોમાં રૂ. ૧૪,૦૦,૦૦,૦૦૦ ની થાપણ રોકાયલી છે ને તેપર ૧,૫૦,૦૦૦ મજુરો કામ કરે છે. આ મીલોમાં ૩૭,૦૦૦ લુમો તથા ૪૦,૫૦,૦૦૦ સ્પિંડલો ઉપયોગમાં લેવાયલાં છે. આ મિલો મારફતે ૪૬,૨૫,૦૦,૦૦૦ રતલ સૂતર તથા ૯,૧૦,૦૦,૦૦૦ રતલ કાપડ (વણેલો માલ) નિકળે છે.

ઉનનું કાપડ વણવાના કારખાના કાનપુર, ધરીવલ, બેંગલોર અને મુંબઇમાં છે, અને તેમાં મુખ્ય કરી લશ્કરના તથા પોલીસના સીપાઇઓના બરના કપડાં વણાય છે. તેમજ આ મીલોને સરકાર તરફથી મોટી મદદ મળે છે.

રેશમી કાપડ વણવાના કારખાના મુંબઈ અને પુનામાં અને કેટલાક નાહના કારખાના બંગાલમાં છે. આ કારખાનાઓમાંથી ૧૮૭૫–૭૬ ના સાલમાં રૂ ૨૩,૮૦,૦૦૦ ની કિંમતનું ૨૪,૬૮,૦૫૨ વાર રેસમી કાપડ પરદેશ રવાના થયું હતું. અને ૧૮૮૦–૮૧ માં રૂ ૨૨,૦૪,૨૨૦ નો માલ ગયો હતો અને તે પછી લગભગ દર વર્ષે ૩૩,૧૯,૦૦૦ રૂપ્યાનો માલ પરદેશ રવાના થાયછે.

ગઇ સદીના સેવટમાં હિંદુસ્થાનમાં સૂતર તથા કાપડની મીલોમાં મોટો વધારો થયો હતો.

| ઈ. સ. | મીલ સંખ્યા. | સ્પીંડલો. | લુમો. |
|---|---|---|---|
| ૧૮૯૨–૯૪ | ૧૩૭ | ૩૫૩૯૬૮૧ | ૨૯,૩૯૨ |
| ૧૮૯૪–૯૫ | ૧૪૩ | ૩૭૭૧૬૬૯ | ૩૪૧૬૧ |
| ૧૮૯૫–૯૬ | ૧૪૭ | ૩૮૪૪૩૦૭ | ૩૭૨૭૮ |
| ૧૮૯૬–૯૭ | ૧૫૪ | ૩૯૭૫૭૧૯ | ૩૭૩૦૩ |
| ૧૮૯૭–૯૮ | ૧૬૩ | ૪૨૧૦૭૫૬ | ૩૬૯૪૬ |
| ૧૮૯૮–૯૯ | ૧૭૬ | ૪૪૪૫૨૩૩ | ૩૭૫૨૦ |

**કાપીબારા**—આ સુંદર પ્રાણી ગાએના, બ્રાઝીલ અને પેરાગ્યૂએના સરોવરને કિનારેના મેદાનમાં વસેછે. તેનો મુખ્ય ખોરાક ફળફળાદી હોવાથી તે ફળ ઝાડોનો મોટો નાશ કરેછે. આ પ્રાણીના પાછલા પગો આગલા પગો કરતાંલાંબા હોવાથી તે કુદતું ચાલેછે, પણ તે ઝડપમાં બીજા પ્રાણીઓ કરતાં તદન પછાત હોવાથી જલ્દી શેકાર થઇ પડેછે; પણ પોતાની લાંબી તથા મજબુત દાઢ વડે વાઘ, ઘોડો યા શેકારીને વટીક ઘણી વેળા આજેજ કરેછે. ફળફળાદી ઉપરાંત કાપીબારા માછલી પણ ખાયછે.

આ પ્રાણી જંગલી ડુક્કરને મળતું હોઇ તેની પુછડી હોતી નથી પણ માદાને ૧૨ સ્તન હોયછે. એનું માથું મોટું, જાડું, નાક પોહળું, આંખો મોટી, ગોળ કાન, પગટુંકા, શરીરના વાળટુંકા, ખબરાયલા ડુક્કરના બાલ જેવા કાંટાદાર બાલ હોયછે. આ પ્રાણી નાહના બકળીયા કરતાં સેહેજ મ્હોટું હોયછે–એ પાણીમાં તરવાની તથા પાણીની અંદર લાંબા વખતવેર દમ મારી રહેવાની અસાધરણ શક્તિ ધરાવતું હોવાથી તે ટોળામાં થઇ નદી દર્યામાં તરીયા કરેછે. એનું મૌસ દક્ષિણ અમેરિકા તરફનાં ઈંડીયનો ખાવાના ઉપયોગમાં લેછે, પણ એના મૌસને કસ્તુરીના જેવો સુગંધ આવેછે. આ પ્રાણી ટોળે ટોળામાં થઇ જંગલોમાં ફરેછે ત્યારે વાઘ તથા બીજા પ્રાણીઓ તેનો શેકાર કરેછે, તેમજ પાણીમાં મગરો તેમનો ઘાણ કાઢેછે, આ પ્રાણીની હોઝરી તદન સાદી એક કોથળીની હોવાથી તેના દાંતો એવાતો મજબુત અને આડકતરાં ગોઠવેલાં હોયછે કે મોહમાં લીધેલો ખોરાક તદન ઝીણો થયા પછીજ તે હોજરીમાં ઉતરેછે.

**કાંપિલ્ય નગર**—ભારતવર્ષનું આ શેહેર દરદ દેશમાં કાંબોજની ઇશાન્યે, પાંચાલ દેશનું રાજધાની શેહેર છે.' એનું ઉત્તર અક્ષાંસ સુમારે ૩૬ ને પૂર્વરેખાંશ ૭૪° છે.

(૩) સોમવંશી પુરૂકુલોત્પન્ન અજમિઢ વંશમાંનો ભમર્યાશ્વ અથવા ભદ્રાશ્વ રાજાના પાંચ પુત્રામાંનો ૪ થો (૩) કુદ્રપ રાજાના દક્ષિણ પાંચાલનું એક ગામ.

**કાફરકોટ**—આ અતિ વિશાળ દબદબાવાળું ખંડીયર ઈંડસ નદીને જમણે કાંઠે નદી અને વિશાળ ખીણની વચ્ચે આવેલું છે. આ અતિ પ્રાચીન કાળનાં ખંડીયરના અનેક મિનારાઓ પર્વતની હાર સાથે ઉંચાઇમાં બરાબરી કરી શકે છે. તેની મોટી દેવાલની અર્ધ પડી ગએલી હાર ઈંડસ નદીની પાળ સાથે લાગેલી છે. આ અતિ આશ્ચર્યકારક બાંધકામ જો કે હાલ તદન ખંડીયર સ્થિતિમાં છે તોય તેની અજાયબ હુન્નરમંદી અને ભવ્ય દબદબાદાર બાંધકામ જોતાં હેરત કરેછે. આ કોટ કયા જમાનામાં કોણે બાંધ્યો હતો તે વિષે કશું જણાયું નથી.

**કાફા**—અથવા પ્રાચીન થીયોડોશિયા. આ રશિયન બંદર શેહેર ક્રાઇમિયાની પૂર્વે સિમ્ફ્રોપોલની પૂર્વથી ઉત્તરે ૬૨ મૈલપર છે. આ શેહેર કિલ્લેબંદીથી મજબુત બાંધેલું હોઇ તેમાં ક્રાઇમિયાના આગલા ખાનનો પડત મેહેલ છે, તેમજ ગ્રીક દેવળો પણ છે. ત્યાંના લોકોનો મુખ્ય ધંદો માછીમારનો છે અને ત્યાં કાલુ અત્યંત મળે છે. મુખ્ય નિકાશ વેપાર ઉન, માછલી, ચામડાં, નીમક વગેરેનો ચાલે છે. શેહેરમાં ઉદ્યોગ ઉંટના બાલના ગલીચા, ચામડાં કેળવવાના કારખાનાં વગેરેનો છે. ૧૩ મી સદીમાં એ જીનોઈઝ સરકારને તાબે હતું ત્યારે ત્યાંનો વેપાર બોહોળો ચાલતો હતો. ૧૪૬૫ માં તૂર્કોએ આ શેહેર કાબીજ કીધું ત્યારે તેમાં ૧,૦૦,૦૦૦ની લોક

વસ્તી હતી. ૧૭૭૦ માં રશિયનોએ તેનીપર ચઢાઇ કરી લીધું, અને ૧૭૭૪ માં બીજા કાર્થેજિયનોને કેદ કરી સર્વત્ર સત્તા સ્થાપી. ૧૭૯૯ થી ત્યાંનો વેપાર ખીલવવા બંદર સર્વે માટે ખુલ્લું મેલ્યું. લોક વસ્તી ૧૦,૭૯૬ની છે.

**કાફ્રારિઆ**—અથવા કાફરલેંડ, આ દક્ષિણ પૂર્વે આફ્રીકાનું મોટું રાજ્ય છે. એની પૂર્વે ઈંડીયન ઓશન, દક્ષિણે કિસ્કમા, ઉત્તરે ઉમકીલકૂલ, અને પશ્ચિમે ડ્રાચીનબર્ગ અને સ્ટ્રોમબર્ગન પર્વત છે. એનું ક્ષેત્રફળ ૧૪,૦૦૦ ચોરસ મૈલછે. દેશ પહાડી હોઇ વચમાં જળમય હોઇ ફળદ્રુપ બનેલો છે. તેમાં મકાઇનો મુખ્ય પાક થાયછે. ૧૮૩૫ થી ૧૮૫૩ વેર કાફરોએ કેપ કાલોનીપર હુમલા કિધાથી હાલમાં આ ભાગને બ્રિટીશ કાફ્રારિયા કહેછે, અને તેના હાલમાં વિકટોરિયા, આલબર્ટ એવા બે ભાગ બનેલાં છે. બ્રિટીશ કાફ્રારિયાનું મુખ્ય રાજ્યધાની શેહેર કિંગવિલીયમ ટૌન છે. બ્રિટીશ કાફ્રારિયા ગ્રેટકીની પશ્ચિમથી કિશામાં સુધીનો ભાગ આગળ સ્વતંત્ર હતો પણ ૧૮૪૬–૪૭ ની લઢાઇ પછી તે બ્રિટીશોને તાબે આવ્યો, જે હાલ કેપ કાલોનીને લગતો ભાગ ગણાયછે.

અહીંના રહેવાશીઓને કાફ્રી લોક કહે છે. તેઓ રંગે તદન કાળાં હોયછે. તેઓ નગ્ન સ્થિતિમાં રહે છે. થંડીમાં ચામડું ઓઢે છે, કમરે તેહેજાતી જાનવરની પુછડી બાંધે છે, પિત્તળની કડીઓ ચોટલીમાં ખોસે છે, હાડકાનાં કડાં પગમાં પેહેરે છે તથા સિંહના બાલ સાથે પક્ષીઓનાં પીછને તેહેવાર રીતે ગુંથી તેનો માથામાં સણગાર કરે છે. તેઓ કુત્રા ઉપર અત્યંત ચાહ રાખે છે. અને એક કુત્રાની કિંમતમાં બે બળદ આપે છે. તેઓ આખો દિવસ શેકાર, ઝઘડો વગેરે કામમાં ગુજારે છે. તેઓ ભાલાવતી લઢવામાં એક્કા હોયછે, અને લઢાઈ સમયે તેઓ બળદના ચામડાની ઢાલનો ઉપયોગ કરે છે.

તેમની દોલત તેમના ઢોરો છે. તેઓ ઢોરોના શિંગડાપર ઉત્તમ તેહેની નક્ષી કરી જાણે છે. તેઓ પોતાની પાસે હાડકાંની વાંસળી રાખેછે અને તે વજાડતા તેમના ઢોરો તેમની પાસે દોડતાં આવે છે.

કાફ્રી લોકનો રાજા હોયછે પણ તે પોતાની પ્રજાપર કર બેસાડી શકતો નથી. તે તદન કંગાલ સ્થિતિમાં વસે છે છતાં તેનો દરજ્જો સર્વોપરી હોયછે. તેને ગમે તેટલી સ્ત્રીઓ સાથે પરણવાનો હક્ક હોયછે અને તેઓ ખેતીવાડી કરી વરનું પાળન કરે છે.

**કાફી**—આફ્રિકા ખંડમાં એબેસિનિયાની દક્ષિણે 'એનેરિયા' અને કાફા નામે પ્રાંતમાં કાફીના હજારો વૃક્ષો પોતાની મેળે ઉગી નિકળેછે.

ઉપલા ઠેકાણેથીજ પ્રથમ કાફી પરદેશો ખાતે રવાના કરવામાં આવી હતી. અરબસ્થાન, ઈરાન, હિંદુસ્થાન, હિંદી મહાસાગર માંહેલા ટાપુ, વેસ્ત ઇંદીજના ટાપુ, એશિયા ખંડ માહેલા ગરમ પ્રદેશ અને અમેરિકામાં એના વૃક્ષો ઉગી શકેછે. દક્ષિણ હિંદુસ્થાનમાં માયસોર સંસ્થનના ઉત્તર છેડા ઉપરથી તે છેક કન્યા કુમારી વેર ઘણાખરા ડુંગરોની તળેટીમાં અથવા પહાડપર એની ખેતી કરવામાં આવેછે. માયસોર કૂર્ગ તથા વાયનડ પ્રાંતમાં અને નીલગીરીની ચારો તરફ કાફીની ખેતી થાયછે. સીલોનમાં કાફીનો મોટા પાયાપર ઉદ્યોગ ચાલેછે. તેમજ ત્રાવણ કોર અને કોચીનમાં પણ ઉત્તમ કાફી પાકે છે.

ઇરાની દંતકથા મુજબ કાફીની પેહેલી શોધ 'જીબ્રાઇલ ફરેસ્તાએ' કરી લોકોને તેથી જાણીતાં કીધાં હતા. બીજી દંતકથા એવી છે કે એક ભરવાડે એક આરબ ફકિરને જણાવ્યું કે 'કોઇ કોઇ વેળા મારા ઢોરો કાફીનાં ઝાડના પાંદડા ખાયછે ત્યારે તેઓ આખી રાત જાગતા રહી ઘણું તુફાન મચાવેછે.' આ વાત સાંભળી પેલા ફકીરે કાફીના ઝાડના પાંદડામાં આવો કોઇ ગુણ છે કે નહિ તે જાણવા, પોતાના ચેલાવોને તે પાંદડા ખવાડયાથી તેઓ આખી રાત જાગ્રત રહી શકયા તે છતાં તેઓપર ઉજાગરાની કશી માઠી અસર થઇ નહિ. તેથી તેણે તે દીવસથી તેનો ઉપયોગ કરવા માંડયો હતો.

કાફી શબ્દ મૂળ આરબી શબ્દ 'કાહવાહ'નો તૂર્કી ભાષામાં 'કહાવે' બોલ થયાથી તે ઉપરથી હાલનો શબ્દ ઈંગ્રેજીમાં બન્યો છે.

કાફીનું પેહેલવેહેલું ઝાડ હિંદુસ્થાનમાં કેમ દાખલ થયું તે વિશે એવી દંતકથા છે કે "સુમારે ૨૨૫ વર્ષ ઉપર 'બાવા બુદાન' નામનો એક મલબારનો રહેવાશી મક્કે હજ્જ કરવા ગયો હતો, તેણે ત્યાંથી કાફીના મુળીયાં આણી માયસોરના એક ડુંગર ઉપર રોપ્યાં, અને ત્યારથી તે તરફ કાફીની ખેતી શરૂ થઇ. બાવા બુદાને જે ડુંગર ઉપર કાફીનું ઝાડ રોપ્યું હતું, તે ડુંગરને તથા તેની આસપાસની જગાને 'બાવા બુદાનનુંજ નામ મળેલું છે, અને બીજું કાફીને જે 'બુંદ' નામ પડયું તે બુદાનનો અપભ્રંષ છે.

કાફીનો પ્રથમ પ્રવેશ એબેસિનિયામાંથી અરબસ્થાનમાં ઈ. સ. ની ૬ ઠી સદીમાં એટલે મુસલમાની ધર્મનો તુરતનો ઉદય થઈ દારૂ પીવાની સખત બંદી થઇ હતી તેવે વખતે થયો. કારણકે તે આગમજ કાફીનો ઉપયોગ દવા તરીકે કરવામાં આવતો હતો, પણ ૬ ઠી સદીથી તે એક વ્યસન થઇ પડયું. પંદરમી સદીની આખેરીમાં કાફી પીવાનું લોકોમાં એટલું તો હદ બહાર વ્યસન વધ્યું કે મોટા મોટા મુલ્લા તથા હાકેમોએ વ્યસન દાબી દેવા કોશેસ કરવા માંડી. ઈજીપ્તના કેરો શેહેરમાંથી કાફી પિવાના મકાનો કાઢી નખાવ્યાં અને કાફીનાં ફળોના વૃક્ષોને બાળી નખાવ્યાં. આટલી હદ સુધી સખતાઇ વાપરવા છતાં કાફીનું વ્યસન નહિ છુટવાથી તુર્કસ્થાનના સુલતાને કાફી પિવી કાયદાસરની છે એમ ઠેરવ્યાથી એનો ધંધો ફરી જાગ્યો હતો.

ઈ. સ. ૧૫૧૧ માં કૉન્સટન્ટીનોપલમાં કાફી દાખલ થયા પછી ૧૬૬૯ માં પારીસના એલચી સુલેમાન આગાએ ફ્રાન્સમાં પેહેલી કાફી મોકલાવી હતી. ઇંગલંડમાં કાફી ૧૬૫૦ માં દાખલ થઇ હતી.

**હિંદમાં કાફીનો** મુખ્ય પાક દક્ષિણ હિંદુસ્થાનમાં થાયછે. માઇસોર, કુર્ગ અને મદ્રાસમાં આવેલો મલબાર તથા નિલગીરીના જીલ્લાઓમાંજ એનો મોટો પાક થાયછે.

માઇસોર ખાતે ૧,૨૫,૮૭૬, કુર્ગ ખાતે ૮૬,૧૫૫ અને નિલગીરી ખાતે તથા મલબારમાં ૩૮,૨૦૧ એકર જેટલા વિસ્તારની જમીન કાફીની ખેતી માટે રોકવામાં આવી છે. તે શિવાય ત્રાવનકોર તથા કોચીન ખાતે કાફીની ખેતીને માટે ૭,૬૨૪ એકર જેટલો જમીનનો વિસ્તાર ઉપયોગમાં લેવાય છે. એ રીતે જોતાં હિંદમાં કાફીની ખેતી માટે ઉપયોગમાં લેવામાં આવતો જમીનનો વિસ્તાર આસરે ૯,૪૦૪ ટકા જેટલો ભાગ તો માત્ર નૈઋત્ય કોસ્તા તરફના ઉંચ પ્રદેશમાં રોકે છે. મદ્રાસ ઇલાકામાં ઉપર જણાવ્યા ઉપરાંત સાલેમ તથા મદુરાના જીલ્લામાં કાફીની ખેતી થાયછે.

૧૮૯૭ થી કાફીની ખેતી બરમા માંહેલા 'તુંગુમાં' શરૂ કરવામાં આવી છે.

૧૮૯૫ થી મદ્રાસની કાફીની ખેતીમાં ઘટાડો કરવામાં આવ્યો છે અને ૧૮૯૪ થી કુર્ગમાં મોટા પાયાપર ખેતી ચાલુ કરવામાં આવી છે. તેમજ માઇસોર ખાતે પણ મોટા પાયાપર કાફીની ખેતી કરવામાં આવે છે.

હિંદુસ્થાનમાં કાફી ઉગાડવા માટે ઉપયોગમાં લેવામાં આવેલા જમીનના કુલે વિસ્તારનો લગભગ ½ ભાગ માઇસોરખાતે, ૩૧·૨ ટકા જેટલો ભાગ કુર્ગ ખાતે અને ૨૦·૩ ટકા જેટલો ભાગ મદ્રાસ ખાતે રોકવામાં આવ્યો છે. ૧૮૯૧–૯૨ માં હિંદમાં કાફીના ખેતર માટે ૪,૨૦,૦૦૦ એકર જમીન રોકવામાં આવી હતી. ૧૮૯૭ માં કાફીનો પાક ૨,૪૦,૦૦,૨૦૦ રતલ ઉતર્યો હતો.

૧૮૮૫ ના વર્ષમાં હિંદખાતે કાફીની ખેતીને માટે રોકવામાં આવેલો જમીનનો કુલે વિસ્તાર તેમજ એક વર્ષ દરમ્યાન આ દેશ મધે ઉતરેલો કાફીનો કુલે પાક કેટલો હતો, તે બેઉ બતાવવા થકી ૧૦૦ નો આંકડો લઇ તે પછીના દરેક વર્ષે દરમ્યાન કાફીની ખેતીને માટે આ દેશમાં ઉપયોગમાં

લેવામાં આવેલી જમીનના કુલે વિસ્તારમાં, તથા અત્રે ઉતરેલા કાફીનાં કુલે પાકમાં થએલા વધારા ઘટાડાનું પ્રમાણ નીચલા કોઠામાં બતાવવામાં આવ્યું છે.

| વર્ષ | જમીનનો વિસ્તાર | પાકની ઉત્તર |
|---|---|---|
| ૧૮૮૫ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૮૮૬ | ૯૭ | ૯૦ |
| ૧૮૮૭ | ૧૦૩ | ૧૦૯ |
| ૧૮૮૮ | ૧૦૪ | ૭૬ |
| ૧૮૮૯ | ૧૧૦ | ૮૫ |
| ૧૮૯૦ | ૧૧૪ | ૬૩ |
| ૧૮૯૧ | ૧૧૧ | ૧૧૩ |
| ૧૮૯૨ | ૧૧૦ | ૯૭ |
| ૧૮૯૩ | ૧૦૯ | ૧૦૯ |
| ૧૮૯૪ | ૧૧૭ | ૧૦૧ |
| ૧૮૯૫ | ૧૧૯ | ૧૧૫ |
| ૧૮૯૬ | ૧૨૧ | ૭૫ |
| ૧૮૯૭ | ૧૧૬ | ૬૯ |

હિંદી કાફીનો નિકાશ વેપાર તથા ખપ નીચલા આંકડાઓ ઉપરથી જણાશે.

હિંદી કાફી.

| | |
|---|---|
| કાફીના પાકની ઉત્તર ...... | ૩,૨૭,૪૪,૩૪૪ |
| નિકાશ કરવામાં આવેલી કાફી | ૨,૮૮,૨૨,૯૫૪ |
| હિંદમાં બાકી રહેલી કાફી... | ૩૯,૨૫૭૯૦ |

પરદેશી કાફી.

| | |
|---|---|
| આયાત કરેલી કાફી ...... | ૧૩,૬૧,૦૨૪ |
| પાછી નિકાશ થએલી...... | ૮૫,૯૦,૬૨ |
| હિંદમાં બાકી વધેલી ...... | ૫૦,૧૯,૬૨ |

જૂદાં જૂદાં દાહેકામાંનાં વર્ષમાં હિંદુસ્તાનથી નિકાશ થએલી કાફી.

| | |
|---|---|
| ૧૮૭૬ માં રૂ ............ | ૧,૬૨,૭૦,૦૦૦ |
| ૧૮૮૨ માં રૂ ............ | ૧,૪૪,૭૪,૦૦૦ |
| ૧૮૯૨ માં રૂ ............ | ૧,૯૭,૮૬,૦૦૦ |
| ૧૮૯૪ માં રૂ ............ | ૨,૦૦,૨૧,૦૦૦ |

યૂરોપમાં પેહેલવેલી કાફી ફ્રાન્સમાં દાખલ થઇ હતી. પેહેલવેહેલું કાફીનું કપ ૧૪ માં લુઇ માટે બનાવવામાં આવ્યું હતું કે જે વેળા કાફી ૬ પોંડે રતલ વેચાતી હતી. હાલમાં ફ્રાન્સમાં તે દર રહેવાશીએ ૩)૨, રતલને હિસાબે ખપે છે.

ઈંગ્લંડમાં પેહેલવેહેલું કાફીખાનું ૧૬૫૬ માં એડવર્ડસ નામના પૂર્વ ભણી મુસાફરી કરી આવેલા મુસાફરે કાઢયું હતું. તે વેળા તે અતિ ઘણી મોઘી કિંમતે વેચાતી હતી અને તેથી તેનો લાભ શ્રીમંતો લઇ શકતા હતા ત્યારે આજે તે માણસ દીઠ પોણો રતલ ખપવાની રાસ આવેછે. ઈંગ્લંડમાં સ્થાનિક ખપ માટે કાફીની આયાતમાં વર્ષોવર્ષ ઓછો ફેર પડતો નથી. ૧૮૮૭ માં તેની આયાત ૨,૬૧,૦૦૦ હંડરવેટ હતી ત્યારે ૧૮૯૭ માં ૨,૪૪,૦૦૦ હંડરવેટ થઇ હતી.

કાફીનો પાક નીચલા દેશોમાં મ્હોટા જથ્થામાં થાય છે—

| | |
|---|---|
| બ્રાઝીલ ... –... | કોલંબિયા. |
| જાવ............ | મેકસિકો. |
| વેનિઝુલા ...... | ફિલીપાઇન. |
| પોર્ટોરિકો ...... | બ્રિટીશવેસ્ટઈંડીઝ. |
| સિલોન ......... | અરબસ્તાન. |
| સાનસાલવ્હાડોર... | „ |

હાલમાં તમામ દુન્યામાં કાફી ૬,૫૦,૦૦૦ ટન ઉત્પન્ન થાયછે. તેમાંની ૩,૮૦,૦૦૦ ટન ફકત અમેરિકાનાં બ્રાઝીલ પ્રાંતમાં અને ૮૫,૦૦૦ ટન જાવામાં પેદા થાય છે, ત્યારે બાકીની ૧,૮૫,૦૦૦ ટન જૂદા જૂદા દેશોમાં ઉત્પન્ન થાયછે. આ ગંજાવર કાફીનો ઉઠાવ યૂરોપમાં મુખ્ય કરી થાય છે. તેમાં વસ્તીના પ્રમાણ મુજબ ડેનમાર્કમાં દર માણસ દીઠ ૨૪૭ ઔંસ, યૂનાઇટેડ સ્ટેટમાં ૧૧૫ ઔંસ, રશિયામાં ૩ ઔંસ, સ્પેનમાં ૯ ઔંસ, ગ્રેટ-બ્રિટનમાં ૧૧ ઔંસ, જર્મનીમાં ૭૮ ઔંસ, સ્વિટઝરલેંડમાં ૧૧૨ ઔંસ, ફ્રાન્સમાં ૫૩ ઔંસ, આસ્ટ્રીયામાં ૩૨ ઔંસ, ઇટલીમાં ૧૭ ઔંસ, હોલંડમાં ૧૬૦ ઔંસ, બેલજ્યમમા ૧૪૪ ઔંસ, અને નોર્વેમાં ૧૨૮ ઔંસ.

કાફીની ખેતી અને બનાવટનું વર્ણન જાણવાજોગ છે. કાફીનું ઝાડ વધારેમાં વધારે ૧૭ થી ૧૮ ફીટ ઉંચું વધે છે. આ ઝાડ

એક સરખું ઉંચે વધી તેની ડાંખળીઓ નીચે ઝુલીયા કરે છે અને એનો રંગ લીલાસપર હોયછે. પાંદડાં લંબોચાં હોયછે અને પાંદડાની નીચે ફુલોનો ઝુમખો હોયછે. દરેક ઝુમખામાં ૧૦ થી ૧૨ ફુલો હોયછે. તેનો રંગ સફેદ હોયછે. એનાં ઝાડ ફુલેછે ત્યારે તેના ફુલ ચમેલી જેવાં દેખાય છે, અને તેનો સુગંધ અતિ ખૂશકારક હોયછે. આ ફુલો ઝાડપર એક દિવસથી વધુ ટકતાં નથી. એના ઝાડ જલ્દી વધતાં નથી. ફુલો આવ્યા પછી ૮ મહીને કાફીના ફળો તૈયાર થાયછે. ઝાડ રોપ્યા પછી તેને પાંચથી છ વર્ષે સારાં ફુલો આવેછે, તે ત્રીજા ચોથા વર્ષમાં સાધારણ બહારથી ખીલેછે. દરેક ફળમાં બબ્બે બુંદ (બિયાં) હોયછે. કાફીના વૃક્ષો કેટલાં વર્ષો ટકેછે તે હજી જણાયું નથી. દક્ષિણ હિંદુસ્થાનમાં અને સીલોનમાં એના વૃક્ષો અનેક દાહેકાઓ સુધી જીવતાં જણાયલાં છે.

ચાહેમાં જેમ 'થીન' નામે એક પૌષ્ટીક તત્વ હોયછે તેજ મુજબ કાફીમાં 'કયારીન' નામે એક ચીકણું તત્વ હોયછે તેનાથી અંગમાંની આળસાઇ અને સુસ્તિ દૂર થઇ લોહિની વૃદ્ધિ થાયછે.

કાફીના ઝાડ ગમે તેવા થંડીના યા ગરમીવાલા પ્રદેશમાં ઉગી શકેછે, પણ સારી જાતની કાફી ગરમ દેશોમાંજ થાયછે. જે ઠેકાણેની જમીનમાં સારી બિનાસ હોઇ દમ હોયછે, તેમ ઉષ્ણુતા પણ તેમાં હોયછે એવે ઠેકાણે આ ઝાડ ઉત્તમ પ્રતિનાં ઉગી શકેછે. જે જમીન નરમ હોઇ તેમાં પાણી એખટું થતું હોય તે તદન નકામી ગણાયછે. કારણ કે તેવી બિની કાદવવાલી જગ્યામાં કાફીનાં મૂળીયાં કોહી જઇ ઝાડ સફેદ ફિક્કા રંગનું બનેછે, અને તે જલ્દી મરી જાયછે. જ્યાં ઘણી થંડી હવા હોય ત્યાં ઝાડ મોટું થયા છતાં તેનીપર બિયાં ઝીણાં આવેછે અને જ્યાં ગરમી ઘણી હોયછે ત્યાં તેના બિયાં મોટાં બની તેનીપર ફળો જલ્દી આવી તે ભરાવા પેહેલાં યા મોટા થવા આગમજ પાકેછે. મોટાં બિયાં થયા પછી તે વજનમાં ઓછાં ઉતરેછે. માફકસરની થંડી હવામાં જે ફળો વખતસર પાકે છે તેનું વજન ભારે હોયછે, અને તેનો સુગંધ સારો હોઇ તેમાં કયારીન એ તત્વ હોયછે.

ઘણું કરી જે ઠેકાણે થર્મામિટરમાં હવાનું પ્રમાણ ૮૦ થી ૯૦ ડીગ્રી હોઈ ત્યાં ૧૦૦ થી ૧૨૫ ઈંચ વર્સાદ પડતો હોય ત્યાં કાફીનાં ઉત્તમ પ્રતિનાં વૃક્ષો ઉગેછે.

કાફીનાં વૃક્ષોને ઘણો પવન નૂકસાન કરેછે. જે ઠેકાણે પવન ઘણો હોયછે તે ઠેકાણે ઝાડ સરખી રીતે વધતું નથી, અને તેનાં બુંદ તથા ડાંખળીપર ચીરા પડેછે અથવા પિળાસપર ચઢી ચીમરાઇ જાયછે. ઉપર જણાવ્યા મુજબ સર્વ રીતે સારો પાક કરવા કાફીની ખેતી ડુંગરની બાજુએ કરવી સારી. ડુંગરની પૂર્વ તરફ યા ઉત્તર ભણીની બાજુ લેવી પડેછે.

કાફીના ખેતીના અનુભવીઓના જણાવવા મુજબ એની ખેતી સમુદ્ર સપાટીથી ૩૦૦૦ થી ૪૦૦૦ ફીટ ઉંચાઇના પર્વતોપર ઉત્તમ થઇ શકેછે. સીલોનના કાફીના ઉત્તમ સ્થળો ૩૦૦૦ થી ૪૫૦૦ ફીટની ઉંચાઇપર છે. પણ ઘણાક સ્થળો ૨૦૦ થી ૩૦૦ ફીટની ઉંચાઇપર પણ છે. કેટલાક સ્થળો તદન સપાટ મેદાનપર છે. નિલગીરીમાં ૬૦૦૦ ફીટની ઉંચાઇપર કાફીની ખેતી કરવામાં આવે છે. માયસોરમાં ૩૫૦૦ થી ૪૦૦૦ ફીટની ઉંચાઈપર ઝાડો ઉગે છે. માયસોરની સપાટ ભૂમિપર એની ખેતી સારી થતી નથી. અરબસ્થાનમાં ઘણી ગર્મી પડે છે તોય એડનની નજદીક જે પર્વતો છે ત્યાંની હવા નરમ છે. આ પર્વતોની અરધી ઉંચાઇ ઉપર જે મેદાનો છે ત્યાં કાફીની ઉત્તમ ખેતી થાયછે.

કેટલેક ઠેકાણે મેદાનમાં ખેતી કરવામાં આવેછે. તેવા ખેતરોમાં બીજાં છાયાદાર ઝાડો ઉગાડી તેની છાયામાં કાફીના ઝાડ રોપેછે. ડુંગરપર વર્સાદ ઘણો પડે છે, તેથી જમીનમાં બિનાસ રહે છે પણ પાણી એકઠું થઇ રહેતું નથી. આપણા દેશના મેદાન યા સપાટ પ્ર-

દેશમાં જેટલી ઉષ્ણુતા રહે છે તેટલી પર્વતો-પર હોતી નથી. ડુંગરની પૂર્વ યા ઉત્તર ભ-ણીના મેદાનમાં કાફીની ખેતી કરવાથી દક્ષિણ તથા પશ્ચિમ તરફનો તુફાની પવન તેને કશું નુકશાન પોંહચાડી શકતો નથી.

સીલોનમાં તદન સમુદ્ર કાંઠે અને મદ્રાસ, ટેલેચરી, કલીકટમાં તદન સપાટ મેદાનપર કાફીનાં વૃક્ષો ઉગે છે. ત્યાં પવનથી બચાવ કરવા માટે કેટલાક ઇલાજો લેવામાં આવે છે, અને વર્સાદ શિવાય બીજી ઋતુમાં જમીનને ભરપૂર પાણી આપી તેમાં પુશકળ ભિનાસ રાખવો પડે છે. સીલોનમાં તપકિર્યા રંગની સુકી જમીન હોય તેમાં પથ્થરના ગોટા રહે છે, તે કાફીને માટે ઉત્તમ પ્રકારની જમીન ગણાય છે.

કાફીના ખુંદ (બિયાં)ના ૧૦૦ ભાર રાખ-માં મુખ્ય કરી નીચે દર્શાવેલા તત્વો હોયછે.

| | |
|---|---|
| ફૉસ્ફેટ ઑફ્ લાઇમ ... ... | ૪૫.૫ |
| ફાસ્ફૉરીક આસિડ ... ... | ૧૨.૮ |
| પોટાશ ... ... ... ... | ૧૬.૫ |
| સોડા ... ... ... ... | ૬.૭ |
| મૅગેનિસ્યા ... ... ... | ૫.૯ |
| ચુનો ... ... ... ... | ૨.૩ |
| સલ્ફેટ ઑફ્ લાઇમ ... ... | ૧.૭ |
| | ૮૦.૫ |

તે શિવાય તેમાં કારબૉનિક આસિડ, સિલિકા, સલફ્યૂરિક આસિડ અને ક્લોરાઈડ ઑફ્ સોડીઅમનો થોડો થોડો અંશ હોયછે. એ ઉપરથી જણાયછે કે કાફીમાં 'ફૉસ્ફેટ ઑફ્ લાઈમ ઘણો રહેતો હોવાથી જે જમીનમાં આ પદાર્થ વધારે હોયછે તે જમીન કાફીની ખેતી માટે પસંદ કરવામાં આવેછે. જે જમીનમાં સિલીકા યાને ગારની રજો પુશકળ હોયછે યાને જે તદન રેતાળ હોઈ તેમાં મટોડીનું મિશ્રણ હોયછે તે તેમજ ચીકણી જમીનમાં એની ખેતી થતી નથી.

કાફીમાં નીચે મુજબ તત્વો સમાયલાં છે.

| પદાર્થ. | સેંકડે ટકા. |
|---|---|
| પાણી ... ... | ૧૨ |
| ગુંદર ને સાકર... | ૧૫$\frac{1}{2}$ |
| ગલ્યુટન ... ... | ૧૩ |
| થીન ... ... | $\frac{3}{4}$ |
| ચર્બિને તેલ ... | ૧૩ |
| ટેનિક આસિડ ... | ૫ |
| રેષા ... ... | ૩૪ |
| રાખ ... ... | ૬$\frac{3}{4}$ |

કાફીના બિયામાંથી જે રોપા ઉગેછે તેને બરાબર જતનથી રોપીયાથી તેના મોટા વૃક્ષો બનેછે. મદ્રાસ ઇલાકામાં તથા સીલોનમાં એના બિયાં જૂદા જૂદા વાવી રોપા તૈયાર કરવામાં આવેછે. ત્યાં જે ઠેકાણે કાફીની ખેતી કરવામાં આવેછે તે ઠેકાણેના વૃક્ષોનાં ફળો નીચે પડવાથી યા તે પક્ષીઓએ આસપાસ લઈ જઇ નાખ્યાથી તેના આયતા રોપા તૈયાર થાયછે. તેમાંથી સારા રોપા લાવી ખેતીની શરૂઆત કરેછે, પણ હિંદુસ્થાનમાં પ્રથમ બિયામાંથી છોડ બનાવી ઉપયોગમાં લેવાનો ચાલ છે.

જૂના બિયામાંથી સારા રોપા ફુટતાં નથી. એના રોપા માટે મજબુત ઝાડના પેહેલાં ફળોના બિયાં ઉત્તમ ગણાયછે. એમાં જે જુની ૪ થી ૫ વર્ષની ડાંખળીપર બિયાં આવેછે તેમાંના જે રસભરિત ફળો પાકાં થતાં તેને કાઢી લેછે, આ ફળમાંના બે બિજ હાથ વડે દાબીને કાઢવાં પડેછે, કારણ કે યંત્રવડે કાઢવા જતાં બિયાંને નૂકસાન પોંહચે છે. આ બિયાંની આસપાસ જે મગજ હોયછે તેને ધોઇ નાખી રાખમાં મેળવી સૂકવી રાખેછે.

અકટોબર માસમાં ઉત્તમ ખાતરવાળી જમીનમાં પાંચથી ૭ ફીટ પોહળા ને ૧૬ ફીટ લાંબા કિત્તા કરવામાં આવેછે. અને તેમાં કોદાળીથી હારબંધ ખોદી તેમાં બિ વાવેછે. પછી તેપર મટોડીનું ૧ થી $\frac{1}{2}$ ઇંચ પડ કર-વામાં આવેછે. એક એકર કટકાને દોઢથી બે પાયલી બિ લાગેછે. આ બિ વાવ્યા પછી

તેપર સહવાર સાંજ પાણી સીપવું પડેછે પણ તડકું ન હોય તો એક દહાડે આંતરે પણ સીપી શકાયછે. આ મુજબ બિ વાવ્યા પછી રોપા ૧ મહિના પછી વધવા માંડેછે.

કાફીના ઝાડને વધવા દેતાં તે ૧૭થી ૧૮ ફીટ ઉંચા વધેછે. આવાં ઝાડ પવનથી ઇજા પામેછે. કારણકે તડકાથી તેના નીચલો ભાગ સૂકાવા માંડે છે તેથી ઝાડને ૭ ફીટથી વધૂ વધવા દેતા નથી. જે જમીન સપાટ હોયછે ત્યાં એના ઝાડને ઉંચા વધવા દે છે પણ છેટે છેટે રોપ્યા હોયતો તેને છાંટવા પડે છે.

કાફીના ઝાડપર કળીઓ ફુટી ફળો પાકાં થતાં સુધી ૯ માસ નિકળી જાયછે. ડીસેંબરના સુમારમાં કળીઓ આવેછે અને છેક સપટેંબરમાં ફળો પિળાં બની તેનીપર લાલ રંગ ચઢેછે. અકટોંબરની આખેરીમાં તે લાલ બનેછે, અને ત્યારેજ તેને કાઢવાની શરૂઆત કરવામાં આવેછે. થંડીવાલા પ્રદેશમાં ફળોને ઝાડપરથી તોડી કાઢેછે. અરબસ્થાન જેવા ગરમ દેશમાં તેને ઝાડપર પાકવા દઇ ઝાડ હીલવી નીચે પાડેછે. ફળો તોડયા પછી તેનો ગર યંત્ર દવારે દૂર કરવામાં આવેછે. જે ફળ નીચે પડેલાં મળેછે તેમાંનો ગર સુકાયલો હોયછે. તેને છુંદીયાથી તેનીપરનું પડ નિકળી બિયાં જૂદાં પડેછે.

કાફીના દરેક ઝાડમાંથી સુમારે ¼ થી ¾ ઔંસ કાફી નિકળેછે, અથવા દર એકરમાંથી ૬૦૦ થી ૭૦૦ રતલ કાફી મળેછે.

કાફીમાં ખાસ સુગંધ તે માહેલા ઉડી જાય એવાં તેલથી હોયછે. જેવું અને જેટલું તે તેલ કાફીમાં હોયછે તેટલી તેની સુગંધી વધતી ઓછી થાયછે. જૂદી જૂદી જાતની કાફીની કિંમત તેની સુગંધી ઉપરથી થાયછે. ઓખાની કાફી સર્વેથી ઉત્તમ ગણાયછે; જે તેમાં રહેતા તેલને લીધેછે. સીલોન, જેમેકા તથા હિંદની કાફી મોખા કરતાં ઉતરતી ગણાયછે તેનું કારણ તે માહેલું તેલ અહરો જવાનું છે.

કાફી થોડી પિવાથી ઘણા ફાયદા છે તેમ વધુ પિવાથી ઘણા ગેરફાયદા થાયછે. કાફી પીધાથી હુશિયારી આવેછે, ઉંઘ આવતી નથી, થાક ઉતરેછે, દુઃખથી ઉદાસી આવેલી ટળેછે, બદનમાં શકિતી આવતી જણાયછે અને ભેજામાં શકિતી આવેછે. કાફીથી શરીરમાંનો મેલ સાફ થઇ અન્ન થોડું ખપેછે તથા કોઠો સાફ રહેછે. પણ કાફી વધારે પિવાનું વ્યસન લાગતાં ભેજાંપર તેની માઠી અસર થઇ ધ્રૂજરીનું દર્દ લાગુ પડેછે. ચાહમાં જેમ 'થઇના નામે તત્વ છે તેમ કાફીમાં 'કાફેન' તત્વ છે. ૧૦૦ રતલ કાફીમાં એ પોણો રતલ હોયછે. આ કાફેન તત્વ જાનવરોને ખવાડી અખતરા કરી જોતાં જણાયું છે કે તેથી કેટલીક વખત પશુનાં અવયવો વળી જઇ ધનુરવા થવાની નિશાની જણાઇ હતી; તેથી નાડ ઝડપથી ચાલેછે, પણ લોહી સ્વાભાવિક રીતે જેટલું વેહવું જોઈએ તેમ તે ફરહર કરી શકતું નથી, કારણ તે કાફેન તત્વને લીધે રૂધયના મજ્જા તંતુમાં બગાડો કરેછે. કાફી એક ઔષધિ પદાર્થ છે અને તેથી તેને બીજી દવાઇ મુજબ પ્રસંગેજ ઉપયોગ કરવો. કાફી પીધાથી કોઠો સાફ થાયછે પણ તે ચાલુ પીધાથી દિવસો દિવસ પિવામાં વધારવી પડેછે અને તેથી છેલ્લે કબજીયાતનું દર્દ લાગુ પડી તંદરોસ્તી બગડેછે. કાફી પીધાથી પ્રથમ હુશિયારી આવેછે પણ તેની કેફ નરમ પડતાં થાક ચઢેછે. કાફી પીવાની જેને ટેવ હોય તે જો વધુ પિયે યા જેને નહિ ટેવ હોય તે જો પિયે તો તેને ઉલટી જેવું થઇ આવેછે. તેની નાડ જલ્દી ચાલેછે પણ તે કમજોર જેવી જણાય છે; તેના ગાલપર લાલી ચઢેછે પણ તે લાલી સ્વાભાવિક નહિ હોઇ તે લાલીનો જૂદોજ રંગ હોયછે. અંગ ગરમ બની રૂધય ધડકવા માંડેછે, હાથની નેસો ખેંચાયછે, સમજ સુચકતા વધેછે અને આગળ કરતાં તેને તે વેળા વધારે હુશિયારી આવેછે. પણ જેને કાફી પિવાની તદ્દન ટેવ ન હોય તે જો હદ ઉપરાંત પિયેછે તો તેની જે ચિત્ત વૃત્તિ હોય

તો તેનું માથું દુઃખે છે, હાથ પગ સરદ મારેછે, સ્વાભાવ બગડેછે, હાથ પગ કાંપેછે અને વગર કારણે રડવું યા હસવું આવતું હોય એવી ઉલટ મનમાં પેદા થાયછે.

**દવા તરીકે** હિંદમાં કાફી ખાંસીના દર્દ પર આપેછે. ફ્રાન્સમાં રેતીના મરજવાલાને કાફી ગુણકારી ગણાયછે. તેમજ ગૌટ તથા નજલાનાં દર્દ પર તે અતિ અકસીર છે. ટાઇફ્રાઇડ તાવ ઉપર કાફી એક ઉત્તમ ઇલાજ ગણાતો હોવાથી આ રોગ જ્યાં ફાટી નિકળેછે ત્યાં તેનો છુટથી ઉપયોગ કરવામાં આવેછે. એક દર્દીના ઓરડામાં કાફીના બુંદ સેકીયાથી ત્યાંની ખરાબ હવા દુર થાયછે. સહવારે નાસ્તો લેવા પેહેલાં દૂરગંદીવાલી જગ્યાઓમાં અને કોઇપણ ચેપી રોગનું દર્દ જામી રહ્યું હોય ત્યાંના રહેનારાઓને કાફી પિવી ઘણી લાભકારી છે, અને તેવી વેળા તે ક્વિનાઇનની ગર્જ સારેછે. દારૂની તલબ થતાં ગરમાં ગરમ કાફીનું કપ તે તલબ દૂર કરેછે. કાફીમાં તરસ મટાડવાની ખાશીયત હોવાથી તે દર્દીને પાવી ફાયદાકારક છે. નજલો તથા બીજાં દર્દો તથા શિતળામાં ઠાંસો થાય ત્યારે એનો કાવો પાવો ઘણો ફાયદાકારક છે.

કાફી ચોખી છે કે નહિ, તે પારખવા માટે નીચલો નુસકો પુરતો છે. ઘણી વેળા કાફીમાં ચીકોરીની ભેળ કરેછે કે જે સાદી નજરે પરખાતી નથી, તેથી આવી કાફીના ભૂકા પર થંડું પાણી રેડવું. કાફી જો ચોખી હશે તો પાણીનો રંગ સેહેજ બદલાશે પણ કાફીમાં ચીકોરીનો ભેળ હશે તો પાણીનો રંગ ભૂરો થાયછે.

**કાફી**—આ એક ઇસલામી ટોળો ઈરાનની પૂર્વે ખુરાસાનના દક્ષિણ તરફના સજીસ્તાન તથા 'કાદ' ના પ્રદેશમાં વસેછે. તેઓ આગલા વખતમાં જરથોસ્તી ધર્મ પાળતા હતા પણ ઇસલામી દોર પછી તે ધર્મ તજ્યો છે. હજી તેઓમાં આગલી જરથોસ્તી રીતભાત કાયમ રહેલી છે; તેમજ તેમની ભાષા શુદ્ધ ફારસી છે.

**કાફ્રીસ્તાન**—આ દેશ હજારો વર્ષ થયાં સ્વતંત્રતા ભોગવે છે. જંગીઝખાનનાં વખતથી તે અમીર રહીમાન સુધીમાં થઈ ગયલા દરેક સરદારોએ આ દેશપર ચઢાઈ કરી હતી. આ દેશ મધ્ય એશિઆમાં દક્ષિણ હિંદુકુશ પર્વત ભણી છે અને એની ઉત્તરે બદકશાન તથા હિંદુકુશ છે. જલાલાબાદ તથા કાબુલથી આ દેશ આઘો દૂર નથી. બદકશાનનો મુલક ૧૮૫૯ માં અફઘાનોએ તાબે કીધા પછી આ દેશપર ઘણી વેળા ચઢાઇ કીધી છતાં તેમનું કશું વળ્યું નહોતું.

કાફ્રીસ્તાનનો વિસ્તાર ૭૦૦૦ ચોરસ મૈલ છે, અને તેમાં એક લાખથી પાંચ લાખની લોક વસ્તી છે. આ દેશના વતનીઓ કાફીરને નામે જાણીતા છે. તેઓ રંગે ગોરા, મજબુત બાંધાના ને પ્રાચીન ઇરાનીઓની ઓલાદથી ઉતરી આવેલા છે. તેમની કેટલીક રીતભાતો આગલા ઇરાનીઓને પેશ પડતી છે. તેમનો મુખ્ય ખોરાક દુધ, ગહૂં ને ફળફળાદીનો છે.

આ પ્રજાપર ઇસલામી મજહબ ઉંડી અસર કરી શકયું નથી. તેઓનો મોટો ભાગ જાહેરમાં મોહમેદન છે પણ બાતેનમાં જરથોસ્તી મજહબની રાહરસમને ધારણ કરેલી છે. તેઓ આતશને પૂજ્ય ગણેછે અને તેથી તેને બુજવતા નથી યા તેપર થૂકતા નથી. તેઓ અગ્નિ આગળ ક્રિયાઓ કરી નાચ કરેછે. તેઓ પોતાના તંબુનો દરવાજો પૂર્વ દિશા ભણી રાખેછે. તેઓમાં નેકી અને બદી ઉપરની મવક્કલ શકિતઓ વિશેનું જ્ઞાન છે. તેઓ સર્વ શક્તિમાન ઇશ્વરને 'ઇમ્રા' કહેછે. તેઓ દેહરામાં પણ પૂંજા કરેછે પણ ધર્મગુરૂ તથા મૂર્તિને માન આપતા નથી. તેમની મુખ્ય દોલત ઢોરો છે. જ્યાં તેઓ અફઘાનો સાથે સંબંધમાં આવેછે ત્યાંજ માત્ર ઇસલામી ધર્મના તરીકાથી વર્તે છે. પણ એ પ્રજાનો મોટો ભાગ હજી મોહમેદનો તરફ ધિક્કાર ચાલુ રાખી પોતાના અસલી મજહબ તરફજ જાંફેશાની કરતા રહ્યા છે.

કાફ્રીસ્તાનમાં ૧૮૮૩ વેર કોઇપણ યૂરોપ્યન મુસાફરે પગ મેળયો નહોતો પણ તે પછી

પેહેલાં ત્યાં મુસાફરી કરનાર 'મેકનેર' નામે મુસાફર હતો.

કાફ્રીસ્તાનમાં મુખ્ય ૩ જાતો વસે છે. વેમલ, રામગલ અને બાશગલ એ તેમના નામો છે. આ નામો તે તરફની ૩ મુખ્ય ખીણો ઉપરથી પડેલાં છે. દરેકની ભાષા એકેકથી જૂદી છે. મરદો લઢાયક, બહાદુર અને ખડતળ બાંધાના છે.

**કાફીરેશિયાપોશ**—આ અજબજેવી રાહ રસમ પાળનારી પ્રજા મુખ્ય કરી હિંદુકુશ અને બોલારતાગના કાફ્રીસ્તાનવાલા મુલકમાં વસે છે. આ પ્રદેશની ઉત્તરે બદક્ષાન, દક્ષિણે કાબુલ, પૂર્વે તરફ કાશમિર અને પશ્ચિમે બલખ તથા ખોસ્તનો મુલક છે. આ પ્રજા દેખાવે ખુબસૂરત, નમ્ર, સખી અને સોનેરી બાલવાલી છે. તેમના નમ્ર સ્વભાવને લીધે તેઓ સુલ્હે સંપજમાં રહી શકે છે પણ તેઓ ઇસલામીઓ સાથે શત્રૂવટ રાખે છે. તેમનો ધર્મ એક નથી. સામાન્ય પ્રજા મૂર્તિપૂજક છે. તેમાં કોઈ બુદ્ધિસ્ત ધર્મ પણ પાળે છે. તેમના શિવ અને મહાદેવ ઇષ્ટ દેવતા છે, પણ તેમના બીજા રેવાજો જરથોસ્તીઓને એટલા તો મળતા આવે છે કે તેઓ મધ્ય કાળમાં ઇરાની જરથોસ્તીઓ હશે એમ મનાય છે. તેઓ પોતાની ધર્મક્રિયા આતશના કેબલા સનમુખ કરે છે અને તેને ગાય તથા બકરાનું બળીદાન આપે છે કે, જે ક્રિયા હિંદુઓના ચોકસ પંથમાં હોમની ક્રિયા દરમ્યાન થાયછે તેને મળતી છે. તેઓ દસ્તાનવાલી તથા સુવાવડી ઓરતની ઘણી સંભાળ લીયે છે. હમેલદાર ઓરતને ગામ બહાર રાખેલા એક મકાનમાં પ્રસૂતકાળે લઈ જઈ ૨૪ દિવસવેર તેને ત્યાં બનતી આવજત તળે રાખે છે અને ૨૬ મે દિવસે તે માતા તથા બાળકને ધામ ધુમથી ગામમાં આણે છે. તેઓમાં મરણ નિપજતાં શબને પર્વતપર મેળીઆવી પક્ષીઓ પાસે તેનો ભક્ષ કરાવે છે. તેમનું નવું વર્ષ જમશેદી નરોજથી શરૂ થાયછે અને તેમનો માસ ચાંદ્ર હોવાથી તેમનું વર્ષ ૩૬૦ દિવસનું ગણાય છે.



**કાફૂર મલીક**—દિલ્લીપતિ સુલતાન અલાઉદ્દીનનો એક ગુલામ. અલાઉદીનનું મરણ નિપજતાં આ ક્રૂર શખસે પોતાના પ્રપંચથી મળતીઆઓને ગવાલીયર મોકલી ત્યાં રેહેતા શાહાજાદા ખીજરખાન અને શહિદખાનની આંખો ફોડાવી, સૌથી નાહના શાહાજાદા શાહબુદ્દીનને સાત વર્ષની વયમાં ગાદીનશીન કરી પોતે વડો વજીર બન્યો. તે પછી એક મહિનો વિતો નહિ તેટલાં ઇ. સ. ૧૩૧૭ ( હિ. સ. ૭૧૬ )માં મુબારીક નામના ત્રીજા શાહાજાદાએ ચઢાઇ કરી કાફૂર મલેકને મારી નાખી પોતે રાજ્યનો ધણી થયો હતો.

**કાબા**—મક્કાની મસજીદમાં મધ્ય ભાગે ૧૮ હાથ લાંબું, ૧૪ હાથ પોહળું અને ૨૩ હાથ ઉંચું એવું દિર્ઘ ચતુષ્ટકોણ બાંધકામ છે. એમાં પ્રસિદ્ધ 'હજર ઉલ્લ અસ્વાદ યાને કાળો પથ્થર છે. કાબાનો અર્થ ધન છે. આ સ્થળ અતિ પવિત્ર ગણાય છે.

**કાબુલ**—આ અતિ પ્રાચીન કાળથી એશિયામાં પ્રસિદ્ધતા પામતું આવેલું શેહેર છે. એને જૂદી જૂદી પ્રજા પોતાના જમાનામાં અનેક નામે જણાવી ગઇ છે. તેમાં ઉર્ધસ્તાન, કપીલપૂર, કપીશા, ઓરતોસફોન, કૉફેન, કાબૅરા વગેરે નામો જાણીતાં છે.

ઇરાનની તવારીખ મુજબ આ શેહેર બહમન અસપંદિયારના બેટા અરદેશરે સ્થાપન કર્યું હતું અને તે વખતના ઇરાનના પાદશાહો આ શેહેરમાં રાજ્યભિષેક પામી ગાદીનશીન થતા હતા. ટૉલેમિના ગ્રંથ મુજબ કાબુલને જ્યાં જ્યાં 'કાબૂર' એમ લખેલું છે, તે તે ઠેકાણે 'ઑરતૉસફોન' એમ પણ બીજું પ્રાચીન નામ કાબુલ માટે લખેલું છે. સ્ટ્રૅબો, પ્લિની અને હ્યૂએન નામના ચીનાઇ મુસાફરે તથા બીજાઓએ પોતાના ગ્રંથોમાં કાબુલને 'ઑરતૉસફૉન' અથવા 'પૉરતૉસફૉન' એમ લખેલું છે. હવે ફ એ અક્ષર પુસ્તુ ભાષામાંના થ જેવો છે, અને પૉસતૉસનો અર્થ પુસ્તુ ભાષામાં ઉંચ એવો થાયછે; માટે 'પૉરતૉસ' અથવા 'ઑરતૉસ' એ સંસ્કૃતમાંના 'ઉર્દ્દસ'

અથવા 'ઉર્ધસ' નું રૂપાંતર હોય, ને ષ્ટાન એ સ્થાનનું રૂપ હોવું જોઇએ એમ, એમ. એચ. વિલસન અને જ્યૉર્જ કનિંગહૅમનો અભિપ્રાયછે.

ઑરતૉસ + ષ્ટાન = ઑરદૅાસ+ટૉન= ઉર્દ-સ્થાન = ઉર્ધસ્થાન એવાં એક ઉપરથી એક રૂપો થયાં હશે.

વળી કાબુલ શેહેરની રચના ઉપરથી એનું પ્રાચીન નામ 'ઉર્ધસ્થાન હોય એમ જણાય છે, કેમકે આ ગામ બીજાં શેહેરોથી ઉંચ પ્રદેશમાં આવેલો તેથી કદાચ પ્રાચીન લોકોએ તેને ઉર્ધસ્થાન નામ આપ્યું હશે.

ઉપલાં મત શિવાય એમ. વ્હી. સેન ડીસેંટ માર્ટીન જણાવે છે કે કાબુલ પાસે 'વરધક' નામની ખીણ છે, ત્યાંના લોકોનું વર્ધક એ નામ છે. તે વર્ધક પ્રજા ઉપરથી (કાબુલ) શેહેરને ઉર્ધસ્થાન એ નામ પડયું હશે. પણ વર્ધકની ખીણ કાબુલથી દૂર હોઇ ત્યાંના રહેવાશીઓ ઉપરથી કાબુલને એ નામ આપ્યું હોય એમાં શંકા રહેલી છે.

હાલના કાબુલનું નામ 'કવર' આ પ્રાચીન નામમાંના 'ર' ને ઠેકાણે લ દાખલ થઇ બનેલો છે. ટૉલેમિના ગ્રંથમાં કાબુલને 'કબુર' અને કાબુલી પ્રજાને 'કેબોલીટી' એમ જણાવવામાં આવી છે.

અલેકઝાન્ડર ધી ગ્રેટ જ્યારે હિંદુસ્થાનપર ચઢાઇ લઇ આવ્યો તે વેળા આ શેહેરનું નામ 'આર્તોસ્પન' હતું. તેમજ બીજું નામ Carura પણ હતું. ટૉલેમી મુજબ Carura નામ Caboura હતું અને એજ નામ ઉપરથી Cabul બનેલું દીસેછે.

બુદ્ધ એ 'શાક્ય' એટલે 'શક' નામના લોકો આગળ અફઘાનિસ્તાનના મોટા વિસ્તારમાં વસ્તા હતા. કપિલપુરને કાબુલનું પ્રાચીન નામ જણાવવામાં આવેછે. કપિલ અને કપિશા એ મૂળના એકજ નામ છે (જુઓ કપિશા). મુસલમાન ભૂગોળ વેત્તાઓ કાબુલને 'કપિશા' તરીકે જણાવી ગયા છે. વળી 'કપિશ' નામ પાણિનીના સૂત્રોમાં આવે છે. કપિશ તરફના દ્રાક્ષો અને દ્રાક્ષ રસને 'કાપિશાયન' એમ પાણિની કહેછે. હાલમાં પણ કાબુલ આસપાસની જમીન દ્રાક્ષ વેલા માટે પ્રસિદ્ધ છે. વરાહમિહીરના જણાવવા મુજબ 'કપિલ' નામની પ્રજા હાલમાં જ્યાં કાબુલ છે ત્યાં વસ્તી હતી.

કાબુલ અફઘાનિસ્તાનનું મુખ્ય શેહેર છે. એના પ્રાંતનું ક્ષેત્રફળ ૧૦,૦૦૦ ચોરસ મૈલ છે અને તેમાં કાબુલ, જલાલાબાદ, ગજની અને ઉસ્તલીફ એ મુખ્ય શેહેરો છે. એ પ્રાંત દક્ષિણ ગીજનીથી હિંદુકુશ અને બામિનથી ખાઇબર પાસ વેર લંબાયલો છે. મુખ્ય રાજધાની શેહેર કાબુલ સમુદ્રની સપાટીથી ૬,૪૦૦ ફીટ ઉંચાઇપર હિંદુકુશ પર્વતપર છે. આ ટેકડીના ચોરસ ભાગ પર શેહેરની પૂર્વે બાલાહિસારનો મજબુત કિલ્લો આવેલો છે.

કાબુલમાં થંડી સખત પડેછે અને ગરમીની મોસમમાં પારો માત્ર ૭૫° થી ૮૫° ઉપર ચઢેછે; કાબુલ ફળફળાદી માટે ઘણું જાણીતું છે. કાબુલ શેહેરમાં ૭૦,૦૦૦ ની લોક વસ્તી છે, તેમાં જૂદી જૂદી જાતની પ્રજા વસેછે. મુખ્ય પ્રજા અફઘાન, દુરાની, ગીલઝાઇ, હજારા, તાજીક, કીઝલબાષ વગેરે મોહમેદન ધર્મ પાળનારી છે અને બીજા જૂદા ભાગમાં હિંદુ તથા બીજી પ્રજાની પણ મોટી વસ્તી છે.

કાબુલ શેહેર મજબુત પથ્થરથી કિલ્લેબંદીવાલું હોઇ તેના બાલાહિસારના કિલ્લાવાલા ભાગમાં અમીરની દરબાર અને મેહેલ છે. તે તરફ ૫૦૦૦ની લોક વસ્તી છે. બીજો ભાગ દક્ષિણ પશ્ચિમ કિલ્લેબંદીવાલો કઝીલબાશ અથવા ઇરાનીઓવાલો ગણાય છે.

કાબુલ શેહેર તાર્તરી, તુર્કસ્થાન તથા હિંદુસ્થાન સાથે મુખ્ય વેપાર ચલાવતું હોવાથી અત્રે પૂર્વ તરફની દરેક પ્રજાના લોકો વસેછે.

કાબુલમાં ઘરો નાહના ને સપાટ છાજીયાંવાલાં બાંધવામાં આવેછે. શેહેરમાં ગલીચા, ઉઠના બાલના કપડાં વગેરેનો ઉદ્યોગ ચાલેછે. ઇંગ્રેજોએ કાબુલમાં પગપેસારો કર્યા પછી ત્યાં યુરોપ્યન પદ્ધતિની નવી નવી ગંજાવર

દુકાનો ઉભી કરવામાં આવીછે. હાલમાં રસ્તાની ચાલુ મરામત થતી હોવાથી દેશ પરદેશના કાફલાઓ વેપાર અર્થે પુશકળ આવેછે ને વેપાર દિનપર દિન વધતો જઈ શેહેરમાં નવા ઢપની મોટી ઇમારતો બંધાવા લાગીછે.

આ શેહેર તૈમુરલને ૧૩૯૪ માં તાબે કર્યું ને પછી ૧૭૩૯ માં નાદીરશાહે તેપર જીત મેળવી હતી; અને તેના બેટા અહમદશાહે દુરાની વંશની સ્થાપના કરી હતી. ૧૭૭૪ માં તૈમુરે એને અફ્ઘાનિસ્થાનનું પાય તખત શેહેર બનાવ્યું. ૧૮૪૨ માં આ શેહેર બ્રિટીશોએ સર કર્યું અને તે વેળા કેટલાક ભયંકર બનાવો બન્યા હતા (જુઓ અફ્ઘાનિસ્થાન); તે પછી ૧૮૭૯ વેર અવાર નવાર ઈંગ્રેજ સરકારને કાબુલની ખટપટમાં ગુંતાઉં પડયું હતું. પણ સર લુઇસ કેવેનરી નામે રેસીડંટના ખૂનને લીધે જે બખેડો જાગ્યો તેથી લૉર્ડ રૉબર્ટને મોટા સૈન્ય સાથે કાબુલપર ચઢાઇ કરવી પડી હતી અને આ બહાદુર શૂરવીરે ૧૮૮૦માં કાબુલ જીતી ત્યાંના રાજ્ય તખ્તપર અબદુલ રહિમાનને બેસાડયો હતો.

**કાબુલ નદી**—એને 'જયૂશીર' પણ કહેછે. આ નદી હિંદુકુશના દક્ષિણ ઢોળાવ ઉપર, સમુદ્રની સપાટીથી ૮૪૦૦ ફીટની ઉંચાઇપર વહેછે, અને તે પૂર્વ તરફ ૩૨૦ મૈલ વેહેતી ઉત્તર અફ્ઘાનિસ્થાનમાં '૭૫૦૦' ફીટ ઉપરથી પડતી ખાઇબરના પર્વતોમાંથી વહેતીપેશાવર ઉપર થઇ પંજાબમાં અટક પાસે ઈંડસને મળેછે. કાબુલ નદીને કાંઠે કાબુલ, જલાલાબાદ અને દુબન્દી નામના શેહેરો આવેલાં છે.

**કાબેજાત**—પેહેલાં દ્વારીકાનું રાજ્ય યાદવોનું હતું, તે કાબે લોકોએ જીતી લીધું ત્યારથી ઓખા મંડળ પ્રાંત પણ કાબે પ્રજાની સત્તા તળે આવ્યું. કાબે લોકો દ્વારીકાના બંદરમાંથી વાહાણો લુટી લેતા હતા તેથી ઈંગ્રેજ સરકારે ગાયકવાડ સરકારના પ્રધાન રાવજી અપ્પાજીની સાથે મળી જીતી લીધું, અને તે રાજ્ય ગાયકવાડ સરકારને સ્વાધીન આપ્યું. ૧૮૦૩ થી આ પ્રાંત ગાયકવાડ સરકાર પાસે રહેલો છે. આગળ કાબેના ઠાકોરને જે પેનશન આપતા હતા તે પાછળથી બંધ કરતાં તેઓએ ફરી બખેડો કર્યો હતો પણ ગાયકવાડ સરકારે ઈંગ્રેજોની મદદથી ફરી જીત મેળવી હતી.

**કાબે ઈબ્ન જહિર**—આ આરબ મક્કાનો રહીશ હતો. એણે હજરત મહમદની વખાણમાં લંબાણથી કવિતાઓ રચી તેનો એક મોટો ગ્રંથ રચ્યો હતો. આ કવિતાનો ઈંગ્રેજીમાં થએલો તર્જૂમો સર વિલીયમ જોન્સના એશિઆટીક રિચરસીચના બીજા ભાગમાં જોવામાં આવે છે. એ પેહેલાં જયૂઇશ રાબી હતો અને તે વેળા તેણે મહમદની સામે સખત લખાણો કર્યાં હતાં પણ પાછળથી મહમદની સફમાં જોડાયો હતો. એ ઘણોખરો હિજરી સનના ૧ લા વર્ષમાં મરણ પામ્યો હતો. ઇ, સ. ૬૨૨. પણ ઑકેલીયસકૃત સેરેસનોની તવારીખ મુજબ હિજરી સનના ૯ માં વર્ષમાં એ મહમદની સાથે ફરી મિત્રાચારી કરવા માટે પોતે ગયો હતો, અને બેઉએ પોતા વચ્ચે સુલ્હે કરી હતી. આ ઉપરથી જણાય છે કે કાબે ઇ૦ સ૦ ૬૩૧ માં હૈઆત હતો. તેમજ ઉપલી તવારીખના ગ્રંથમાં જણાવ્યા મુજબ એણે મહમદને કોરાન લખવામાં મદદ કરી હતી.

**કાંબોજ**—આ દેશ ઉત્તર અને પશ્ચિમ એવા બે વિભાગેલાંછે. તેમાં પશ્ચિમભણી એકજ કાંબોજ હોઇ ઉત્તર તરફ બે કાંબોજ છે, તેમાં એકનું નામ ઉત્તર કાંબોજ અને બીજું પરમ કાંબોજ. પાંડવોના સમયમાં અત્રે સુદક્ષિણ રાજા રાજ્ય કરતો હતો.

**કામ્બોડિયા**—ફ્રેન્ચ રાજ્યને તાબેનું આ ઇંડો ચાઈનાનું રાજ્ય. એનું ક્ષેત્રફળ ૩૮૦૦૦ ચૌરસ મૈલ છે. કિનારો ૧૫૬ મૈલ લાંબો છે. ઉત્તર તથા પશ્ચિમ ભણીના ૩૦૦૦ ફીટના પર્વતોમાં લોઢું, ચુનખડી, ચકમક, ત્રાંબુ વગેરે જડેછે. એનો ઉત્તર પૂર્વ ભાગ જંગલથી ભરપૂર છે; મુખ્ય નદી મીકૉંગ, કેમ્બોડિયા વગેરે છે. એપ્રેલથી અકટોબર વર્સાદ ઋતુ ગણાય છે

તેમાં આગસ્ટ સુકકો જાય છે. માત્ર અકટોંબરથી એપ્રેલ સુક્રો મોસમ ગણાયછે.

કુદ્રતિ પેદાયશમાં ચોખા, તમાકુ, મીઠું, વેનીલા, શેરડી, ગળી, મનુકા, ગટાપર્ચા વગેરેની છે. જંગલમાં ઇમારતી લાકડાંના મોટા વૃક્ષો છે, લોક વસ્તી ૧૫૦૦,૦૦૦ ની છે. તેમાં ૧,૦૦,૦૦૦ એનીમીટીસ, ૩૦,૦૦૦ મલાઇ, ૧૫૦૦૦૦ ચીનાઈ, થોડા સો ફ્રેન્ચો ને બાકીના કાંબોડિયન પ્રજાનાં વંશજો છે.

કાંબોડિયામાં ૪ થી સદી દરમ્યાન બૌદ્ધ ધર્મનો ફેલાવો થયો હતો. ૧૬ મી ૧૭ મી સદી દરમ્યાન પોર્ટુગીજ, સ્પેનિશ અને ડચ પ્રજાએ પ્રથમ પોતાની કોઠીઓ મિકાંગ નદીના મુખ પાસે બાંધી હતી.

અત્રેના આગલા રાજ્યકર્તા ખુમરના સમયમાં (૧૭ મી સદીમાં) રાજ્ય વ્યવસ્તામાં અંધાધુંધી ચાલવાથી અનામિસોએ અત્રે ફત્તેહ મેળવી, તે પછી ૧૮૧૨ માં સિઆમીસ ફાવ્યા. અને ૧૮૬૩ થી આ દેશ ફ્રેન્ચ સરકારને તાબે થયો પણ ૧૮૮૭ પછી અનામના વહીવટ સાથે અત્રેનો પણ કારોબાર જોડી નાખ્યો છે.

**કામ**—બ્રહ્મપુત્ર અને 'રતી'નો ધણી. એ પ્રથમ બ્રહ્માના રૂધયમાંથી સ્ત્રી રૂપે ઉત્પન્ન થયાથી બ્રહ્મા તેનાથી મોહ પામ્યા, પણ પ્રજાપતિએ કહ્યું કે એ તો તમારી પુત્રી થાય, ત્યારે બ્રહ્મા લજ્જીત થયા. એક સમે શિવ પાર્વતી વચ્ચે ઝઘડો થવાથી બેઉ ઉગ્ર તપ કરવા લાગ્યા કે પ્રલયાગ્નિ ઉત્પન્ન થયો, આથી પાર્વતીને દેવતાઓએ ગંગા મારફતે સમજાવી ભિલડી રૂપે પાર્વતી શિવ પાસે ગઇ કે ઇંદ્રે કામને શીખવી રાખ્યા મુજબ કામે મોહબાણ શિવને માર્યાથી તેઓ મોહિત થયા કે પાર્વતી પૂર્વ સ્વરૂપમાં જાહેર થયાં. આથી શિવે કામ ઉપર ક્રોધે ભરાઇ પોતાની ત્રીજી નેત્રથી તેને ભસ્મ કીધો. આ રીતે કામનું મોત નિપજવાથી રતી ઘણી શોક પામી શિવની સ્તૂતિ કરવા લાગી, ત્યારે શિવે કહ્યું કે હાલ તો તું શબરાસુર દૈત્યને ઘરે રહેજે ને કામ પાછો કૃષ્ણ રૂકમણીના પુત્ર રૂપે અવતરશે, ત્યારે તે તને વરશે (જુઓ પ્રધુમ્ન).

કામ દેખાવે સુંદર છે. તેના હાથમાં શેરડીનું અથવા ફુલનું ધનુષ્ય છે. ભ્રમર–મધમાખીની હાર રૂપી છ દોરીનો બાણ છે ને અક્કેકાં બાણ–તીરની અણી ઉપર અકેકું ફુલ એવાં પાંચ બાણ છે. આથી તે મનુષ્યની પાંચે ઇંદ્રીયોપર પોતાની સત્તા ચલાવે છે. આ પાંચ ફુલ કમળ, આસોપાલવનું ફુલ, આંબાનો મોર, સરસવનું ફુલ અને ભુરૂં કમળ છે. બીજા મત મુજબ ચાંપુ, આંબાનો મોર, નાગકેસર, કેવડો ને બીલીનું ફુલ છે. કામનું વાહન નૂરી અથવા પોપટ છે. જેનીપર બેસી એ ચાંદરણી રાત્રે ફરવા નિકળે છે, અથવા પોતાની સુંદર વાડીમાં મા અથવા સ્ત્રી સાથે વાતો કરવા બેસે છે, એના જાની મિત્રનું નામ વસંત છે. એની આગળ પાછળ જે મોહિનીઓ રહે છે તેમાંની મુખ્યની હાથમાં તેની ધજા છે. આ ધજાની લાલ ભોંય ઉપર માછલીનું ચિત્ર છે. એ અનેક નામે જાણીતો છે જેમકે–મન્મથ, મદન, દર્પક, મકરધ્વજ, મીનકેતન, સ્મર, કન્દર્પ, પંચશર, પ્રધુમ્ન, માર, શમ્બરારિ, રતીપતિ, મનસિજ, અને અનંગ.

**કામ ક્રીડા**—આ છંદ પાંચ મગણનો બને છે. તેમાં ત્રણવાર ચાર ચાર અક્ષરે વિસામો આવેછે. એને સારંગીકા છંદ પણ કહે છે.

**કામ છંદ**—આ છંદમાં બેજ ગુરૂ હોય છે. જેમકે–દાતા, ધાતા, પાતા, શાતા.

**કામટી**—મધ્ય પ્રાંતમાં નાગપૂરથી રેલ માર્ગે ઉત્તર પૂર્વમાં ૯ મૈલપર છે. કામટીમાં ઉન્હાળામાં સખત તાપ પડેછે અને જ્યાર ત્યાર તુફાન થઇ કરાંનો વર્સાદ વર્સે છે. ૧૮૩૦ માં પડેલા કરાંના વર્સાદ વેળા ૭ થી ૯ ઇંચ ઘેરાવાનાં કરાં વરસવાથી જાનમાલની મોટી હાની થઇ હતી. ૧૮૯૦ માં લોક વસ્તી ૪૩,૧૫૯ ની ને ૧૮૯૧ માં ૫૦૯૮૩ ની હતી.

**કામતા છંદ**—બે તગણ અને ગુરૂનો એ છંદ બને છે.

**કામતિપૂર**—પૂર્વ હિંદુસ્તાનની પ્રાચીનકાળમાં એ કયું રાજધાની શેહેર હશે તે વિષે મતફેર છે. કેટલાકોનું કેહેવું છે કે કામરૂપ નામે જે પ્રસિદ્ધ પૂર્વ પ્રદેશ હતો તેની ગોહત્તી એ રાજ્યધાની હતું; પણ હ્યુંએનસંગે આપેલા વર્ણન ઉપરથી તેને મજબુતાઈ નહિ મળતાં તેથી ઉલટું જણાય છે. એટલે હ્યૂએને કામરૂપ દેશની રાજધાની શેહેરનું જે વર્ણન અને અંતર આપ્યું છે તે ગોહત્તીથી નહિ બંદબેસ્તાં બીજા કામતીપૂર નામના પ્રાચીન શેહેર સાથે સરખામણીમાં ઉતરે છે. તે ઉપરથી સિદ્ધ થાયછે કે કામતિપૂર એ કામરૂપનું રાજ્યધાની શેહેર હોવું જોઈએ.

હ્યૂએનસંગ જ્યારે કામતિપૂરમાં મુસાફરી કરતો હતો ત્યારે તેણે ત્યાં ભાસ્કરવર્મા નામના રાજાને રાજ્ય કરતો દીઠો હતો. તે બૌદ્ધ ધર્મી હોઇ પાટણ (પાટલી પુત્ર) થી કનોજ (કાન્યકુબજ) તરફ ધર્મ સંબંધથી હર્ષવર્ધનનો મોટો સમાજ લઇ ઇ. સ. ૬૪૩ માં જતો હતો એમ તે મુસાફર લખી જણાવે છે.

પૂર્વ હિંદુસ્તાનમાં હ્યૂએન મુસાફરી કરતો હતો ત્યારે તેને સમુદ્ર તરફનો પ્રદેશ જળમય, ભાઠાનો હોઇ ત્યાંના લોકો કાળા તથા ઠીંગણા બાંધાના દેખાયા હતા.

**દસ્તુર કામદીન દસ્તુર ફ્રેદુન***—આ જાણીતા વિદ્વાન પુરૂષનો જન્મ ઇ. સ. ૧૭૩૧ માં થયો હતો. એવણ ઇ. સ. ૧૭૫૪ (સંવત ૧૮૧૦) માં પોતાના મરહુમ પિતા દસ્તુર ફ્રેદુનજીની જગાએ ભરૂચમાં દસ્તુર તથા ત્યાંની જંદ પેહેલવી મદરેસાના વડા શિક્ષા ગુરૂ તરીકે નેમાયા હતા. કામદીન અથોરનાન ટોળામાં એક જાણીતા ખાનદાનથી ઉતરી આવેલા હતા, તેમજ એવણ પોતાની વંશાવળી મુજબ મૂળ પુરૂપ શેહેરીયારથી ૧૯ મી પેઢીના પુરૂપ હતા. એ મુજબ જોતાં હાલમાં આ ખાનદાનના હૈયાત વારેસો ૨૭ મી પેઢીના ગણાય છે.

દસ્તુર કામદીનજીએ હાથીબાર આગલ ઇ. સ. ૧૭૭૭ માં (૧૮૩૩) માં એક દરેમેહેર બંધાવી હતી, ત્યાં આગળ જરથોસ્તીઓની સારી વસ્તી હતી તેથી કામદીને ત્યાંની જગ્યા પસંદ કરી કેટલાક મકાનો પોતાના નાણાથી ખરીદી દરમેહેરનું પુણ્યવંતુ કામ પાર પાડયું હતું, અને તે દરમેહેરના મુતવલી તરીકે એઓએ પોતાના છોકરા હોરમજદને નેમ્યા હતા.†

ઈ૦ સ૦ ૧૭૬૭ (સંવંત ૧૮૨૩) માં સૂરત મધે મીનોચેરજી ખુરશેદજી તથા ધનજીશાહ મનજીશાહ વચ્ચે કેટલાક મોબેદોની ઉશ્કેરનીથી કબીસાને લગતી બાબતોનો જબરો ઝગડો ઉઠયો હતો, તેથી દસ્તુર કામદીનજીને ઘણું હેરાન થવું પડયું હતું. તે વખતના ભરૂચના નવાબ મહમદબેગે કામદીન ઉપર અતિ દબાણ કરી હેરાન કરવાનો કસદ કીધો પણ તેમાં કશું નહિ વળતું જોઇ એક પ્રસંગે ત્રણ દિવસ સુધી નજર કેદ કર્યા હતા, આથી એ દસ્તુરના મામા કાવશજીએ નવાબ મહમદબેગને સમજાવી રૂ. ૨૧૦૦ ની ચીઠી કામદીન પાસેથી લખાવી આપી છુટકો અપાવ્યો હતો; પણ થોડા દિવસ નહિ વિત્યા કે નવાબે ફરી દસ્તુર કામદીનપર સતાવણી શરૂ કરી જબરદસ્તીથી તેમને સૂરત મોકલવાનો ઠેરાવ કીધો. એક રાત્રે ૧૦ વાગાને સુમારે કામદીનને પોતાના મેહેલમાં તેડી મંગાવી જોર જુલમથી તેમને બચ્ચાં છોકરાઓને મળયા વિના તથા પોતાને કપડાં યા સરસામાન લીધા વિના એકદમ સૂરત તરફ ચાલી જવાનો હોકમ કીધો. નાચારીએ આ આપખુદ હોકમને તાબે થઇ રાતોરાત

* મરહુમ શેઠ આ. સો. દ. કામદીન કૃત ભરૂચના દ. ખા. વંશાવલી ઉપરથી.

† 'મરહુમ હોરમજદે પોતાનાં વસ્યતનામામાં પોતાના છોકરા અરદેશરને અને અરદેશરે પોતાના છોકરા કેખશરૂને મુતવલી દાખલ ગણીયા હતા. હાલમાં જે મોટી દરેમેહેર છે, તે મરહુમ શેઠ નવરોજી કાવશજી નારીયલવાલાએ યજદેજર્દી સને ૧૧૫૨ ઇ. સ. ૧૭૮૩ સંવત ૧૮૩૮ માં બંધાવી હતી.'

ચોકી પેહેરા વચ્ચે નર્મદા નદીને બીજે કાંઠે જવું પડયું. સહવાર પડતાં તેઓ કાંઠેકાંઠે ચાલતા અંકલેશ્વર જઈ પુગા. અંકલેશ્વર જઈ ભરૂચથી પોતાના કપડાં તથા પુસ્તકો મંગાવી ભરૂચના કેટલાક બેહેદીનોને સાથે લઇ સૂરત ગયા.

દસ્તુર કામદીન ઉપર ગુજરેલી વિપત્તિની ખબર સૂરતમાં મીનોચેરજી ખુરશેદજીને પડતાં તેમને માટે માછલીપીઠમાં એક મકાન તૈયાર કરાવી ત્યાં ઉતારો આપ્યો. કામદીને તે પછી ત્યાં જરથોસ્તી શ્રોતાજનો સામે કબીસાની તકરાર ઉપર કેટલાંક ભાષાંણો કીધાં હતાં.

તે પછી શેઠ દાદાભાઇ મોદીના મકાનમાં તે વખતની સૂરતની પંચાયતના ૩ ત્રસ્ટીઓએ નાહની મોહટી અંજુમનો ભેગી કરી કબીસા વિશે ગરમા ગરમ તકરારો ચલાવી હતી. આથી કેટલાક વિરૂધ મતવાદીઓએ કામદીનને સતાવવાની અનેક કોશેસ કરી પણ મિનોચેરજી ખુરશેદજી તથા દાદાભાઇ મોદીની સાહ્યતા હોવાથી એમનીપર હુમલા થતાં ઘણો બચાવ થયો હતો. આવી રીતે કબીસાની તકરારે ગંભીર રૂપ લીધાથી સૂરતના નવાબની સરકારને વચમાં પડવું પડયું.

એક વેળા દાદાભાઇ મોદીને દસ્તુર કામદીનનો બચાવ કરવા જતાં નવાબના માનસોને હાથ માર ખાવો પડયો હતો. તેની ફર્યાદ સૂરતની ઇંગ્રેજી કોઠીના તે વખતના વડા મી૦ પરેસે નહિ સાંભળવાથી દાદાભાઇ મોદીએ તે ફર્યાદ મુંબઇ નોંધાવી જેથી મુંબઇ સરકારે મી૦ પરેસને સખ્ત ઠપકો આપ્યો હતો. આથી સૂરતના નવાબને બેઉ તડા વચ્ચે અરસપરસ લખતો કરાવી એ ઝગડાનો અંત આણવો પડયો હતો, અને દસ્તુર કામદીનને માનઅકરામથી ઘર રવાના કરવામાં આવ્યા.

આ વેળા ભરૂચના નવાબ મહમદબેગનો વિચાર કામદીનની તરફેણમાં થવાથી ભરૂચમાં દાખલ થતાં ભારે માન અકરામથી તેણે આવકાર આપ્યો હતો. તે પછી ઇ. સ. ૧૭૬૨ (સંવત ૧૮૧૮)માં દસ્તુર કામદીન મુંબઇમાં આવી ૧૧ માસ સુધી મુકામ કર્યો હતો.

કામદીજીનએ ભરૂચમાં રહી કબીસાની તકરાર ચાલુ ચર્ચાવ્યાથી એમના વિરોધીઓએ એમને ઘણા સતાવવા માંડયા હતા. આ વેળા ભરૂચમાં મી૦ ગમીયર નામે ઇંગ્રેજી અમલદારની સત્તા સર્વોપરી હોવાથી તેના તરફથી કામદીનને સારો ઇન્સાફ મલ્યો હતો, અને તેમના દુશમનોની બદમાશી કોઇ રીતે ફાવી નહોતી. આ જાણીતા કબીસાની તકરાર પોતાના મરણવેર ચાલુ રાખી ૫૦ વર્ષની વયે ઇ. સ. ૧૭૮૧ માં ૧૯ મી આગસ્ટે મરણ પામ્યા હતા.

**કામમર્દ**—એને મરાઠીમાં ટાંકળા કહે છે. આ વનસ્પતિ પ્રાચીન કાળથી ઔષધિ ઉપયોગમાં જાણીતી છે. એના પાંદડાં તથા બિયાંમાંથી 'ક્રિસો ફ્યાનિક આસિડ' નામનું રેસીન નિકળે છે. તે પિળા રંગનું હોઇ તેથી કપડાં રંગી શકાય છે. તે ઉકાળેલા તેલમાં રહી શકે છે. રાજનિઘંટ નામના વૈદક ગ્રંથમાં એના વિશે લંબાણથી વર્ણન કરેલું છે.

**કામમોહિની**—(જુઓ ચંદાના છંદ)

**કામ્યવન**—દુર્યોધને ધૂત રમી પાંડવોની સઘળી સંપતિ જીતી લીધા પછી યુધિષ્ટિર પોતાના ભાઇઓ સાથેદ્રૌપદીને લઇ પેહેલાં દ્વૈત વનમાં જઇ રહ્યો તે વેળા તેની સાથે ધૌમ્ય ઋષિ અને બીજા બ્રાહ્મણો હોવાથી તેમના નિર્વાહ અર્થે ઘણી આપદા પડવા માંડી. ત્યારે તે કામ્ય વનમાં ગયો ત્યાં સૂર્ય તરફથી તેને મદદ મળવાથી અસંખ્ય બ્રાહ્મણોને તે ભોજન આપવા લાગો. અત્રે રહી કેટલાક વર્ષ તિર્થ યાત્રામાં ગુજારી છેલ્લે એજ વનમાં મથક કર્યું હતું. આ વન હસ્તિના પુરની કઇ દિશા ઉપર હતું તે વિષે ભારતમાં ખુલ્લું વર્ણન મળતું નથી.

**કામરાન મિર્ઝા**—શેહેનશાહ બાબરનો એ બીજો બેટો અને હુમાયૂનનો ભાઇ. હુમાયુન ગાદીએ આવતાં કામરાનને ઇ૦ સ૦ ૧૫૨૦ હિ૦ સ૦ ૯૩૭ માં કાબુલ, ખંદહાર, ગીજની

અને પંજાબની હાકમી ઉપર નેમ્યો હતો, પણ ઇ૦ સ૦ ૧૫૫૩ (હિ૦ સ૦ ૯૬૦) માં એને અતિશય ગડબડ મચાવી પાદશાહને પદભ્રષ્ટ કરવાનો પ્રપંચ રચ્યો. આથી તેને કેદ કરી નસતર વડે એની આંખો ફોડી નાખવામાં આવી હતી. પણ તે દુઃખ એણે અતિશય સહન શકિત બતાવી સહન કીધું ત્યારે એની આંખમાં લીંબુનો રસ ને મીઠાનું પાણી રેડતાં એને અસહ્ય વેદના થતાં એણે પોતાના પાપોનો પશ્ચાતાપ કર્યો હતો. તે પછી કામરાને મક્કે જઇ ત્યાં ૩ વર્ષ વેર બંદગીમાં જીંદગી ગુજારી ઇ૦ સ૦ ૧૫૫૬ માં મરણ પામ્યો હતો. એને ત્રણ બેટી અને એક બેટો નામે અબદુલ કાસીમ મિર્જા હતો. આ અબદુલ કાસીમે અકબરના અમલમાં બળવા કર્યાથી તેને ૧૫૫૬ માં ગવાલીયરના કિલ્લામાં મારી નાખવામાં આવ્યો હતો.

**કામરૂપ**—નિચલા આસામનો એક બ્રિટીશ જીલ્લો. પૂર્વ પશ્ચિમ ૯૨ મૈલ લાંબો ને ૫૨ મૈલ પોહળો છે. એનું ક્ષેત્રફળ ૨૭૮૮ ચૌરસ મૈલ હોઇ તેમાં ૩૦,૦૦,૦૦૦ ની લોક વસ્તી છે. એના ‘ રાન્સકા દરવાજા ’ નામના ભાગમાં ચુનખડીની ખાણ છે.

**કામલતા**—એક ભગણ તથા એક યગણનો કામલતા છંદ બનેછે.

**કામશ્રમ**—સરયૂ અને ભાગીરથી વચ્ચે આવેલો ભારતિય દેશ. અત્રે શિવની ત્રીજી નેત્રાગ્નિથી કામદેવ ભસ્મ થઇ ફરી ત્યાંજ પ્રાપ્ત થવાનું વરદાન પામવાથી તે જગાનું નામ કામશ્રમ અથવા ‘અંગ’ પાડયું. પાંડવોના વખતે આ જગાનું નામ કામશ્રમ હોઇ ત્યાં કર્ણ નામે રાજા રાજ્ય કરતો હતો. ઇંદ્રપ્રસ્તથી પૂર્વ ભણી દૂર દરાજ આવેલો જે મધ્ય દેશ તેની આગ્ની તરફ આ દેશ છે, એમ ભારતિય ગ્રંથમાં વર્ણન આપેલું છે. એનું રાજધાની ચંપા નગરી છે. (જુઓ ચંપાશ્વર.)

**કામસચાટકા**—આ દ્વિપકલ્પ સાઇબિરિયાના અગ્નિકોણના છેડા પર છે. આ દેશમાં ઇમારતી લાકડાનાં વનો હોઇ સરોવરોને લીધે દેશ ફળદ્રુપ છે. ત્યાંની હવા ખરાબ હોવાથી ધાન્ય જવજ પાકેછે પણ પ્રજા માછલી તથા વનચર પશુના શેકારપર નિર્વાહ કરેછે. આ દેશમાં અતિશય થંડી પડી બરફ બંધાતું હોવાથી જમીનમાં ઝુપડાં બાંધી રહેવું પડેછે. તે તરફ બરફ ઉપર ચાલતી ગાડીઓ કુતરાં પાસે ઘસડાવેછે.

**કામળિયા**—એ રંગે લીલા, ભૂરા, ચપટા વગેરે જાતના આવેછે. એની મોટી સંખ્યાનો રંગ લીલો હોયછે. તેઓ પાંદડાં ખાઇ જીવેછે. ભૂરા રંગના કામળિયા ઝાડની છાલ અથવા ડાખળીઓપર રહેછે. કેટલાક કામળિયા ઘણા ચળકતા હોયછે, અને તેઓ પોતાના શત્રૂના હાથમાં સપડાયા વિના પોતાનો બચાવ દિવસે અજાયબ રીતે કરેછે. આ લીલા અને ભૂરા કામળિયાનો ભક્ષ દેડકા, પક્ષી, કરોળિયા વગેરે કરેછે તેથી તેઓ આખો દિવસ પોતાને મળતા રંગની છાલ અથવા તેવા પાંદડા ઉપર ચોંટી બેસેછે અને રાત્રે ખોરાકની શોધમાં નિકળે છે. ચળકતા રંગના કામળિયાઓને બીજા પ્રાણીઓ ખાતાં નથી કારણ કે તેઓ તેમને ઇજા કરેછે, આથી આ ચળકતા કામળીયા છુટથી ફરહર ફરી શકેછે.

બીજા કાળા રંગના કામળિયા માત્ર આગસ્ટ અને સપટેંબરમાં ઉત્પન્ન થઈ દોઢથી બે માસની હૈયાતી ભોગવી તેઓ પોતાનું અસલ સ્વરૂપ બદલી પંતગિયાને રૂપે ઉડી જાયછે ને કામળિયા રૂપી ખોળું સુકાઇ હેઠે પડેછે.

**કામા**—ભરતપૂરના રાજ્યમાં મુત્રાના બ્રિટીશ જીલ્લામાં, નજદીક ઉત્તર પૂર્વ સરહદપર મુત્રાથી ફીરોજપૂરના માર્ગમાં મુત્રાની ઉત્તર પશ્ચિમે ૩૯ મૈલપર છે. આ ગામને મજબુત કિલ્લેબંદી કરેલી છે. અઢારમી સદીની આખેરીમાં દિલ્લીપતિ શાહઆલમના સેનાપતિ મૂજફ્ફરખાને આ શેહેર જીતી લીધું હતું, પણ તે પછી થોડાજ દિવસમાં ભરતપૂરના રાજાએ પાછું મેળવ્યું હતું. મુત્રાની ઉત્તર પશ્ચિમે ૩૯ મૈલપર છે.

**કામા**—વોલગાની આ જાણીતી શાખા નદી વેટીકાના રશિયન રાજ્યમાંથી વહેતી ૧૫૦ મૈલપર વોલગાને મળે છે. એનો પાટ 'કેઝાન' ની નીચે ૪૩ મૈલપર છે. આ કામા નદી તથા તેની શાખા ૭૩૦ મૈલ વેર સફરી વહાણો ખેડવા લાયકચ્ય હાલતમાં છે. આ નદી વર્ષમાં ૨૦૦ દિવસ વેર બરફ રહીત થતી હોવાથી તેમાંથી વહાણવટીઓ વહાણો હંકારી જાય છે.

**કામાજી હોમાજી**—આ ગરીબ પણ ધર્મી જરથોસ્તીનો જન્મ ઈ. સ. ૧૬૩૮ માં ભરૂચ ખાતે થયો. આ ઘણી ગરીબ માબાપને પેટે અવતરેલો હોઇ પોતે વણકરના ધંધાપર ગરીબાઇથી કુટુંબનો નિર્વાહ ચલાવતો હતો. તેથી તેની જીંદગીમાં નોંધવાજોગ જોકે કશા બનાવો બન્યા નથી પણ ધર્મથકી પોતાનો છેલ્લે જે રીતે જીવ આપ્યો તે માટે પ્રસિદ્ધતા પામી ગયો છે.

ઇ. સ. ૧૭૦૨ ના ડીસેંબર માસમાં એક મુસલમીન વણકર સાથે મજુરી વિશેનો વાંધો પડતાં બોલાચાલી થવા ઉપરથી તે મુસલમીને ભરૂચના નવાબ હમીદબેગની સરકારમાં જઇ એવી ફર્યાદ નોંધાવી કે કામાજીએ 'તેને કૂફ્ર કહી ગાળો આપી હતી.' આથી નવાબે પોતાના કાજી મવલીઓ પાસે 'શેહરા'ના કાયદા પ્રમાણેનો ફતવો લઇ ઇન્સાફ કર્યો કે 'કામાજી જો જરથોસ્તી ધર્મ તજી ઇસલામી ધર્મમાં દાખલ થાય તો ગુન્હા માફ થઇ શકે, નહિ તો કતલ કરવાની શિક્ષા કરવી ઘટારત છે.' આવા જુલમી ઇન્સાફને શરણુ થઈ પોતાનો પવિત્ર ધર્મ તજવા કરતાં તલવારથી ગરદન કપાવવાની શિક્ષા કબુલ કરી, નવાબ હમિદખાનના ક્રૂર ઇન્સાફને શરણુ થઈ પોતાનો પવિત્ર આત્મા જલ્લાદની તલવાર તળે સોંપ્યો હતો. આ બનાવ તા૦ ૮ મી ડીસેંબરે બન્યો હતો.

પોતાના મજહબ ખાતર આ રીતે જીવ કુરબાન કરવાથી ભરૂચના અથોરનાનો જરથોસ્તી ધર્મને લગતી જાહેર ક્રિયામાં હજી સુધી તેમનું નામ માન સાથે યાદ કરે છે.

**કામિની**—આ ફુલ ઝાડ કલમથી ઉત્તમ પ્રકારનું ઉગે છે. આ ઝાડ ૮ ફીટ ઉંચું વધે છે. એના પાંદડા અતિ સુંદર હોઇ તે કાળા લીલા રંગના હોયછે. એનીપર ઉન્હાળા તથા શરદ ઋતુમાં સુગંધી ફુલો આવેછે ને તે પછી તેપર લાલ ફળો ઉગે છે.

**કામીસ**—આ શેહેર ખોરાસાનની દક્ષિણમાં તબરીસ્થાન ભણી દમાવંદના પહાડની પાસે પ્રાચીન કાળમાં 'જોહાક' નામના પાદશાહે વસાવ્યું હતું. શમશુલ ઓલમાં એરવદ મોદી કૃત ક્ષત્રોઇહાએ અઇરાન મુજબ એ દમાવંદના પર્વતને 'પાદશખ્વાર્ગર' નામના પર્વતનો ભાગ ગણેલો છે, ને જે પાદશખ્વારગર તબરીસ્તાનમાં છે.

**કામુસ**—એ અફ્રાશિઆબના લશકરનો સિપેહસાલાર હતો. એણે રૂસ્તમના મદદનિશ સરદાર અલવંદને માર્યાથી રૂસ્તમ તેની સામે લઢયો તેમાં એક વેળા રૂસ્તમનો 'રખશ' કમંદથી સીકડાઇ ગયો પણ તેના બળવંત સવારના જોરથી છુટો થયો. પણ કામુસના પેચ ભર્યા દાવથી રૂસ્તમ કામુસનાં કમંદમાં સપડાઇ જતાં બેઉ હાથોહાથ લઢતાં બળવંત રૂસ્તમના ગુરજથી કામુસ માર્યો ગયો હતો.

**કામોન્હા**—વાયવ્ય પ્રાંતમાં બુદેલખંડમાં પૂર્વ કાલી નદીના જમણા કાંઠાપર દિલ્લીની દક્ષિણ પૂર્વે ૬૪ મૈલપરનું કિલ્લેબંદીવાલુ ગામ. ઇ. સ. ૧૮૦૫ માં અમીરખાને (કોટાનો નવાબ) કામોન્હાના જમીનદાર તરફથી દુઆબ ભણીથી હલ્લો કરી માટીનો કિલ્લો તોડી પાડી બ્રિટીશો પાસથી ગામ તાબે કર્યું હતું. તે પછી ૧૮૦૭ માં જમીનદારે ફરી બળવો કર્યાથી તેની સાથે બ્રિટીશોએ બળતવારીથી લઢી તેને સખત શિક્ષા કરી હતી.

**કામોરીનનો ભૂશિર**—ત્રાવણકોરના દેશી રાજ્ય માહેલું એક ભૂશિર. આ ભૂશિરનો પશ્ચિમ ભાગ તદન વેરાન હાલતમાં છે, પણ

પૂર્વે ભણીના ભાગમાં કિલ્લો તથા ગામડું વસાયલું છે. ત્યાં મુખ્ય કરી માછીમારોની વસ્તી છે.

**કામોરેનો ટાપુ**—આ ૪ ટાપુઓનો ઝુમખો ૧૮૮૬ થી ફ્રેન્ચ સરકારને તાબે છે, એ આફ્રિકા અને મેડાગાસ્કરની વચ્ચે આવેલો છે. ક્ષેત્રફળ ૭૬૧ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૫૩,૦૦૦ ની છે. આ ટાપુઓપર જ્યાં ત્યાં જ્વાળામુખી પર્વતો છે. આ પર્વતો ૮,૪૦૦ ફીટ જેટલાં ઉંચા છે. પ્રજા આરબ અને મલાગસાય વસે છે.

**કામોશ**—(જુઓ ખેમાશ)

**કાયાકુટી**—એના વૃક્ષ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થનારાં નથી. પણ હિંદની દક્ષિણે અંબોયનાનાં ટાપુમાં તે ઉગે છે, તેમજ ઉત્તર આસ્ટ્રેલીયામાં પણ ઉગે છે. એના પાંદડામાંથી લીલા રંગનું સુગંધી પતલું તેલ નિકળે છે. ડૉ૦ પાડુરંગ ગોપાલે આ વનઔષધિનું વર્ણન કરતાં જણાવ્યું છે કે "એ તેલ સીંગાપૂરથી કાળી બાટલીમાં આવે છે અને તે દરેક બાટલી ૧॥। થી ૨ ૨ માં વેચાતી મળે છે. હિંદમાં એની પ્રથમ જાણ ૧૭૦૨ માં 'તૂમરીસ' નામના ડચ વિદ્વાને કરી હતી. આ તેલ ઘણું કરી સોજો, સંધિવામાં સાંધાપર લગાડે છે. એનો વાસ કપૂર જેવો હોઇ તેને મોહમાં રાખતા થંડો લાગેછે. કેટલાક વૈદો પેટ દુખવાપર અથવા મર્કીમાં એના બે થી પાંચ ટીપાં પિવા આપેછે. એનું વૃક્ષ પેર, લવંગ વગેરેના વર્ગનું હોઇ તેને મુંબઇના સરકારી બગીચામાં રોપેલાં છે.

**કાયદા**—પ્રાચીન ઇરાની રાજ્ય અમલમાં ખાસ કાયદાઓ બાંધી તે અમલમાં આણ્યા હતા. રાજ્યકિય ગુન્હેગાર અને ધર્મ સંબંધી ગુન્હેગાર માટે તે વેળા જૂદા જૂદા કાયદા બાંધેલા હતા. તેમાં પાદશાહી સત્તા સર્વોપરી ગણાતી હતી, છતાં ધર્મ સંબંધી બાબતોને લગતા ગુન્હાઓનો ઇન્સાફ ધર્મ ગ્રંથમાં ફરમાવેલા કાયદા મુજબ તે વખતના દસ્તૂરાન દસ્તૂર ચલાવતા હતા. આ રૂઢીના કાયદા સ્પેંતમાન જરથોસ્ત પછી અમલમાં આવ્યા પણ તે આગમજ પાદશાહ પોતે રાજ્યકર્તા તથા ધર્મ ગુરૂ તરીકેની બેઉ સત્તા ધરાવતો હોવાથી તે પોતાના વિચારથી શિક્ષા ફરમાવતો અને તેથી તે વેળા ચોકસ કાયદાનું બંધારણ ઠેરવેલું નહોતું.

યૂનાનમાં ઇ. સ. પૂર્વે ૧૮૦૭ માં પેહેલવેહેલા કાયદા રચવામાં આવ્યા હતા. અને તે પછી ઇ. સ. પૂર્વે ૮૮૫ માં 'લાઇકરગસે', ઇ. સ. પૂર્વે ૬૨૩ માં ડ્રેકોએ અને ઇ. સ. પૂર્વે સોલને પોતાના દેશને માટે કાયદા બનાવ્યા હતા.

હિંદુઓના કાયદા બાંધનાર મનુએ જે કાયદા બાંધ્યા છે તે ઇ. સ. પૂર્વે ૯૦૦ માં બાંધ્યા હોય એમ ધારવામાં આવે છે. પણ મનુ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ માં થઇ ગએલો કેટલાકો ધારતા હોવાથી તે કાયદા પણ ઇરાની કાયદા જેવા પુરાણા ગણાય છે.

પ્રસિદ્ધ શેહેનશાહ જસ્ટીનિઅને ઈ. સ. ૫૨૯ માં કાયદાઓનો એક સંગ્રહ બહાર પાડયો હતો. અને ઇ. સ. ૮૮૭ માં આલફ્રેડ પાદશાહે જે ધારા બનાવ્યા તે ઈંગલાંડના ચાલુ ધારામાં ગણાતા આવ્યા છે.

ઇ. સ. ૬૦૦ ના સુમારે હજરત મહમદે કાયદા બાંધ્યા તે હાલમાં પણ દરેક ઈસલામી રાજ્યમાં ધર્મ કાયદા તરીકે માન પામતાં હોઇ તેની રૂહે મુખ્ય ઇન્સાફ કરવામાં આવેછે.

હિંદુસ્તાનમાં શેહેનશાહ અકબરે ખાસ કાયદા પોથી લખાવી ઇન્સાફનાં ધોરણને સુધાર્યું હતું. કે જે કાયદા હાલમાં પણ વપરાય છે.

**કાયાફળ**—એના વૃક્ષ કોંકણ પ્રાંતમાં પ્રસિદ્ધ છે. એના પાંદડાં લાંબા હોવાથી તે પત્રાવળી બનાવવાના ઉપયોગમાં લેવાય છે. એનાં ફળ 'બિલામાંની' પેઠે ગોળ હોયછે. તેમાં સફેદ ને કાળી એવી બે જાતો છે. રાતું કાયાફળનું ઝાડ ઔષધિ ઉપયોગમાં લેવાયછે. એની છાલનેજ કાયાફળ કહેછે. સાંપના ઝેર ઉપર રાતા કાયાફળના ઝાડની છાલનો રસ પાશેર

અને થોડા કાળીવેલનો રસ કાઢી બન્ને એકત્ર કરી તેમાં મરીઆંની ભૂકી નાખી પાઇ તેના ઉતારમાં કાળી તુળશીનો રસ પાવામાં આવેછે. અત્તેસાર ઉપર કાયાફળના ઝાડની છાલનો કાવો કરી પાવામાં લેછે.

**કાયવિરોહણુ**—(જુઓ કારવાન.)

**કાયસ્થ**—હિંદુઓની એક જ્ઞાત. એઓ બુદ્ધિ તથા કેલવણીમાં આગળ વધેલી સુઘડ પ્રજા તરીકે જાણીતી છે. બંગાળમાં એ જાતનાં ૧૨ વિભાગ થએલા છે તેમાંના વાલ્મિક અને માથુર જાત સોળમી સદીમાં સિંધ, મારવાડ, અમદાવાદ ને સોરઠથી ગુજરાતમાં જઇ વસ્યા છે. એઓની ઉત્પત્તિ વિષે મનુ જણાવેછે કે બાપ બ્રાહ્મણ ને મા શૂદ્રથી જે વંશ ઉત્પન્ન થયો તે કાયસ્થ. પદ્મપુરાણમાં તેમને બ્રાહ્મણ તરીકે ગણેલા છે, મી૦ વિલસનના જણાવ્યા મુજબ બાપ ક્ષત્રી ને મા વૈસ્યથી ઉત્પન્ન થએલી પ્રજા તે કાયસ્થ. પણ કાયસ્થો પોતાની ઉત્પત્તિ બિશે વર્ણન આપેછે તે મુજબ 'મુત્સદી' નામે વર્ગ ઉત્પન્ન કરવા ચિત્ર ગુપ્ત રાજા જનમ્યો હતો, જેના ૧૨ પુત્રોથી બાર જાતના કાયસ્થની ઉત્પત્તિ થઇ છે. નર્મદાકૃત ગુજરાત સ૦ સંગ્રહ મુજબ ઇ૦ સ૦ ૧૫૭૩માં ગુજરાતમાં મુગલાઇ થતાં તેઓ આવી વસ્યાં હતાં. ગુજરાતના કાયસ્થો વાણીયાથી કાંઇક વધારે ચંચળ હોયછે. તેમની સ્ત્રીઓનો પેહેરવેશ વાણીયણ જેવો ને પુરૂષો મોગલાઇ ઢપની પાઘડી પેહેરેછે.

**કારકુલ**—મદ્રાસ ઇલાકામાં દક્ષિણ કેનેરાનું આ ગામ જૈન સંપ્રદાયના વખતના જૈન રાજાએ બાંધેલા બાંધકામોના ખંડીયરોથી ભરપૂર છે. દંત કથા મુજબ જણાયછે કે પ્રાચીન કાળમાં અત્રે ગોમંતરાય નામે બળવંત રાજા રાજ્ય કરી ગયો છે. અત્રે તે રાજાએ એક અડદિયા પથ્થરની મોટી શિલા કોતરાવી હતી, તે જમીનથી ૩૮ ફીટ લાંબી ને ૧૦ાા ફીટ પોહળી અને ૧૦ ફીટ જાડી હતી. આ શિલા જમીનમાં ૩ ફીટ દાટેલી છે. માંગલોરની ઉત્તર પૂર્વે ૨૬ મૈલપર અને મદ્રાસની પશ્ચિમે ૩૬૦ મૈલપર છે.

**કાર્ટર ઇલીઝાબેથ**—આ ઈંગલીશ બાનુ પ્રાચીન અને અર્વાચીન ભાષા શાસ્ત્રી તરીકે પ્રસિદ્ધતા પામી ગઇ છે. જન્મ ૧૬ મી ડીસેંબર ૧૭૧૭ માં થયો હતો. એનો પિતા ધર્મગુરૂ હતો. ઇલીઝાબેથે ૨૧ મે વર્ષે એક કાવ્યનું નાહનું પુસ્તક લખી પ્રગટ કર્યું. તે પછી બીજે વર્ષે એક લેટીન ભાષાના ગ્રંથનો તર્જુમો પ્રગટ કર્યો. આથી ઇલીઝાબેથ એટલીતો પ્રસિદ્ધતા પામી કે બીશપ બટલર આર્ચબીશપ શેકર, બર્ક, હૉરેસ, વૉલપોલ, અને ડૉ૦ જૉનસન જેવા એના ખાસ મિત્રો થઇ પડયા હતા. ડૉ૦ જૉનસન તો ઇલીઝાબેથના ગ્રીક ભાષાપરના કાબુથી એનીપર રીઝા રીઝા હતો. આ બાનુ ૧૯ મી ફેબ્રુવારી ૧૮૦૬ માં કુમારી સ્થિતીમાં લંડન ખાતે મરણ પામી હતી. એનો વૃત્તાંત ૧૮૮૦ માં બે દફતરોમાં રચી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

**કાર્ટરાઇટ પીટર**—જન્મ જ્યોર્જીયા ખાતે ૧ લી સપટેંબર ૧૭૮૫ માં થયો હતો. ૧૮૦૬ માં એણે કેન્ટરકે ખાતે ધર્મગુરૂ તરીકેની દિક્ષા લીધી અને ત્યાંથી ૧૮૨૩ માં ઇલિનોઇસ જઇ રહી જીંદગી ગુજારી હતી. એણે ત્યાં નિયમીતપણાથી જીંદગી ગુજારી જૉન વેલ્સલીના મતનો પ્રસાર કર્યો હતો. મરણ ૨૫ મી સપટેંબર ૧૮૭૨ માં નિપજ્યું હતું.

**કાર્ટરાઇટ થોમસ**—આ પ્યૂરિટન ધર્મગુરૂ હર્ટ ફોર્ટ શાયરમાં ૧૩૩૫ ના સુમારમાં જનમ્યો હતો. ધર્મ સુધારા તરફ એનું દઢ એકીન હોવાથી એને કેમ્બ્રિજ છોડી જવું પડયું હતું, પણ મેરીના મરણ પછી પાછો ફર્યો હતો. ૧૫૬૫-૬૭ વેર એ આયરલંડમાં હતો પણ ૧૫૬૯ માં એણે લેડી માર્ગરેટમાં વિદ્યાજ્ઞાન શાસ્ત્રી તરીકેની નોકરી મેળવી અને ત્યાં ઉત્તમ પ્રતિની વાએજો આપી ફીલસુફની પદ્વિ મેળવી હતી. તે પછી કૉન્સ્ટન્ટમાં મુસાફરી કરી ૧૫૭૨ માં ઈંગલંડ આવ્યો, પણ તે વેળા સરકાર તથા દેવળો વચ્ચે એને ભાંજગડ ઉઠતાં ઘણી વેળા કેદખાનું ભોગવવું પડયું હતું; પણ એક વેળા નાહ-

થીને એ એન્ટવર્પના દેવળમાં જઇ વાચજ-કર્તા તરીકેની જગાપર રહ્યો હતો. ૧૫૮૫ માં ફરી ઇંગલંડ આવતાં એની તપાસ થઇ તેથી એને બંદીખાનું સેહવવું પડયું હતું. કાર્ટરાઇટ પોતાના સમયમાં મહાન પ્યૂરિટન શિક્ષક ગણાતો હતો. વૉરવિકમાં એ ઇસ્પીતાલનો વડો અધિકારી હતો. એનું મરણ વૉરવિકમાં ૨૪ મી ડીસેંબર ૧૬૦૩ માં નિપજ્યું હતું.

**કાર્ટરેટ જૉન અર્લ ગ્રેનવેલી**—આ પ્રસિદ્ધ બ્રિટીશ વકતા, રાજદ્વારી પુરૂષનો જન્મ ૨૨ મી એપ્રેલ ૧૬૯૦ માં થયો હતો. જ્યારે એ પાંચ વર્ષનો હતો તે વેળા એનો પિતા મરણ પામ્યો. જેથી એ બેરનનો એલકાબ પામ્યો હતો. એણે પોતાની કેલવણી વેસ્ટમિન્સટર સ્કુલ તથા ખ્રાઈસ્ટચર્ચ કૉલેજ ઑકસફર્ડમાં લીધી હતી. ઑકસફર્ડથી એ લંડન જઇ રહી તે વખતના ગરમાગરમીભર્યા રાજદુવારી મામલામાં ભાગ લઇ સ્વિફ્ટ જેવા વિદ્વાનના સમાગમમાં આવ્યો હતો. ૧૭૧૦ માં લેડી ફ્રાન્સીસ સાથે લગ્ન થયાં હતાં. ૨ જી મે ૧૭૧૧ માં લૉર્ડની સભામાં દાખલ થયો. ૧૭૧૪ માં એણે પોતાનું પેહલું ભાષણ પ્રોટેસ્ટંટ હક્ક સંભાળવા વિષેનું કર્યું. ૧ લા જ્યૉર્જના અમલની શરૂઆતમાં એના ટોળીવાલા 'વિગસો'ની ફત્તેહે થતાં એને બેડ ચેમ્બરનો ઉમરાવ બનાવવામાં આવ્યો હતો. ૧૭૧૯ માં સ્ટેનહોપે એને એલચી તરીકે સ્વિડન મોકલ્યો હતો; ત્યાં એણે બે કામોમાં ફત્તેહ મેળવી. એક સ્વિડન, હૅનોવર અને પ્રૂશિયા વચ્ચે અને બીજું ડેનમાર્ક અને સ્વિડન વચ્ચેની સુલ્હેનું કામ હતું. ૧૭૨૪ માં એ આયરલંડના લૉર્ડ લેફ્ટનન્ટ તરીકે નેમાયો હતો. ૧૭૩૦ થી ૧૭૪૨ વેર એણે ઉમરાવોની સભામાં મોટી સત્તા ભોગવી. તે પછી એ ઉત્તર વિભાગના સેક્રેટરીના ઓધાપર નેમાયો જ્યાં ૧૭૪૪ વેર કાયમ રહ્યો હતો. એણે જીંદગીના અંત વેર જાહેર કામોમાં ભાગ લઈ ૨ જી જાનેવારી ૧૭૬૩ માં મરણ પામ્યો હતો. એની પેહેલી બાનું ૧૭૪૩ માં મરણ પામતાં ૧૭૪૪ માં તે વખતની જાણીતી ખુબસૂરતીની રાણી 'સોફીયા ફરમોરા' સાથે એ પરણ્યો હતો કે જે બાનુ એના મરણ પછી થોડાજ માસમાં મરણ પામી હતી.

**કાર્ટેજીના**—સ્પેનનું આ કિલ્લેબંદીવાલું બંદર શેહેર મેડીટરેનીયનના અખાતપર મેડ્રીડની દક્ષિણ પૂર્વે રેલ માર્ગે ૩૨૬ મૈલપર છે. એનું બંદર મજબુત ટેકડીના સાંકડા માર્ગપર હોઈ તેના દક્ષિણ ટાપુપર મજબુત કિલ્લેબંદી કરેલી છે. આગલા વખતમાં આ શેહેર તમામ યૂરોપમાં મુખ્ય બંદર તરીકે જાણીતું હતું. અત્રે દોરડાં, રેસમી કાપડ, ગલાસ કામના કારખાના વગેરે પુશકળ છે. ૧૮૮૭ માં લોક વસ્તી ૮૫,૭૫૩ ની હતી. આ શેહેર ઇ. સ. પૂર્વે ૨૪૨ માં હેસ્ડુબાલે કાર્થેજના તાબા તળે બંધાવ્યું હતું. આગળ એ કાર્થેજીનિયાનું મુખ્ય મથક હતું. ઇ. સ. પૂર્વે ૨૧૦ માં આ શેહેર પીસિપીઓએ તાબે કરી રોમન રાજ્યમાં પ્રસિદ્ધ કર્યું હતું. તે વેળા એની પાસે આવેલી ખાણોમાં રોજીંદા ૪૦,૦૦૦ માણસો કામ કરતા હતા. રોમનો પછી ગૉથ પ્રજાએ અને પાછળથી બીજા ફીલમને તાબે આવ્યું હતું.

**કાર્ડન જેરામ**—આ વિદ્વાન ગણીત શાસ્ત્રી, ખુદરતી જ્ઞાનશાસ્ત્રી, તબીબ અને ફીલસુફનો જન્મ 'પેવા' ખાતે ઈ. સ. ૧૫૦૧ માં ૨૪ મી સપટેંબરે થયો હતો. એણે પેવા તથા પાડુઆની યૂનિવ્હરસિટિમાં અભ્યાસ કરી પૅડુઆમાં વૈદકીની ડીગ્રી મેળવી હતી. એણે મિલેન ખાતે ગણીત શાસ્ત્રના 'પ્રોફેસર' તરીકે પદ્વિ મેળવી, તેજ વેળા વૈદકીનો વધુ અભ્યાસ ચાલુ રાખી ગરીબાઇ છતાં ખંત અને મેહેનતથી અભ્યાસ કરી મોટી યોગ્યતા પામ્યો હતો. ૧૫૫૨ માં એણે સ્કૉટલંડની મુલાકાત લીધી હતી. ૧૫૫૯ માં પેવા ખાતે વૈદકીનો વડો પ્રોફેસર નેમાયો, તે પછી બોલોગનમાં ૧૫૭૦ વેર શિક્ષણ આપવાનું

કામ બજાવ્યું હતું. ૧૫૭૧ માં રોમ જઇ રહ્યો. ત્યાંના બારમા પોપે એને પેનશન આપતું કરી તબીબી પાઠશાળાનો સભાસદ નેમ્યો હતો. ત્યાં એણે એકાંત જીંદગી ગુજારી ૧૫૭૬ માં ૨ જી સપટેંબરે મરણ પામ્યો હતો.

**કાર્ડ-રમવાના**—રમવાના કાર્ડ (પાના)ની ઉત્પતિ વિશે ચોકસ શોધ ખોળ થઇ નથી તોયે તેનો પેહેલો દાવો મીસર દેશ કરી શકે છે. કારણ કે ત્યાં આગળ ચામડા તથા સીંગડાના કાર્ડ બનાવવામાં આવતા હતા. ભારત વર્ષમાં પ્રાચીન કાળમાં કાર્ડ રમવાની રીત માલમ હતી અને તે જમાનામાં લાકડાના કટકાપર અથવા હાથી દાંતના પતરાંપર દેવતાઓના ચિતરો પાડી રમવાના કાર્ડ બનાવવામાં આવતા હતા. તે વખતે જે કાર્ડ બનાવવામાં આવતા તે ચોરસ નહિ પણ લંબગોલાકાર આકારના બનાવવામાં આવતા અને તેવા કાર્ડ હાલમાં પણ વપરાય છે.

ચાલુ જમાનામાં વપરાતા કાર્ડની શોધ માટે સ્પેનિશો પેહેલો દાવો રજુ કરેછે. ફ્રેન્ચ લોકોના જણાવ્યા મુજબ ફ્રાન્સનો રાજા ૬ ઠો ચાર્લસ બેમાર પડયો ત્યારે તેને ગમત આપવા માટે 'જેકવિસ ગ્રીનગોર્ન' નામના પેરીસના એક ચિતારાએ કાર્ડ બનાવી તેની તર્હેવાર રમતો શોધી કાઢી હતી. બેરન હેનકીન મુજબ 'પેહેલવેહેલા કાર્ડ જર્મનીમાં શોધી કાઢવામાં આવ્યા હતા, અને છેક ઇ. સ. ૧૩૭૯ માં સ્પેનમાં કાર્ડની રમત જણાયલી હતી. ૧૪ મી સદી પછી કાગળના કાર્ડ બનાવવામાં આવતા હતા. પણ તે આગમજ ચામડાં, હાથીદાંતના પતરાં યા ધાતુના પત્રાના બનાવવામાં આવતા હતા.

સ્પેનિશો કાર્ડની ઉત્પતિનો દાવો કરતાં કાર્ડપર ચિતારેલા ચિત્રો તથા ટીપકીદાર રંગોની મતલબ એવી જણાવે છે કે 'સૂરજની આસપાસનો પૃથ્વીનો માર્ગ બતાવનારૂં કુંડાળું પૃથ્વીના મધ્ય કટીબંધને જે બે બીંદુ આગળથી છેદે છે તે બે બીંદુ બતાવવાને કાર્ડમાં કાલો તથા લાલ એ બે રંગો વાપરેલા હોયછે. કાર્ડના રંગો વર્ષની ઋતુ થાયછે, જે વર્ષના દહાડા પણ બતલાવેછે.

સ્પેનમાં આગળ 'કેક'ના આકારનું એક પ્યાલું જાણીતું હતું કે, જે શિયાળાની નિશાની ગણાતી હતી. ખુરનાં જેવું એકોર્નનું પાતરૂં છે કે જે પાનખર ઋતુની નિશાની બતલાવે છે. 'ફુલાવરનાં' આકારનું 'ત્રીફૉઇલ' (એક જાતનું ત્રણ કાંટાવાલું પાંદડું) છે કે, જે ઉન્હાળાની છધાણી છે. અને 'દાયમંડ' જેવું એક ફુલ છે કે જે વસંતઋતુની યાદગારી છે. ચારો રંગના પાદશાહ, રાણી અને ગોલામ મળીને ૧૨ પુતળાં વર્ષના બાર મહિના બતલાવે છે. બાવન પાંના તે વર્ષના બાવન અઠવાડીઆંની યાદ આપેછે. દરેક રંગના ૧૩ પાનાં તે ચાંદની ચલણ પ્રમાણે ગણતાં ૫૧ વરષના અઠવાડીયાં બતાવે છે. દરેક ગોલામની ૧૧, રાણીની ૧૨ અને પાદશાહની ૧૩ તીપકી ગણતાં આખા કાર્ડની તીપકીનો સરવાળો ૩૬૪ થાયછે. વળી એ વર્ષની ચાર ઋતુઓની પણ યાદ આપે છે. વળી કેકનો રંગ અસલી પાદરીઓની ટોપીનો આકાર બતલાવેછે, અને તેટલા માટે પાદરીઓનો તે વર્ગ બતલાવે છે, ખુર એ એક પ્રકારના અસલી સ્પેનિશ ભાલાના છેડાનો આકાર છે, અને તેટલા માટે લઢવઇઆઓનો તે વર્ગ બતલાવેછે. દાયમંડનો રંગ શેહેરીઓ અને વેપાર ધંધાના માણસોની નિશાન છે, અને તેથી તે ધંધાદારીઓનો વર્ગ બતલાવેછે. ફુલાવરનો રંગ ત્રીફૉઇલનું પાત્રું છે અને તેટલા માટે તે ખેડુતોનો વર્ગ બતલાવેછે.

હિંદુસ્તાનમાં અસલી બનાવટનાં રમવાના પાના (ગંજીફા) માટે ૮ રંગ હોયછે. એને અકેકા રંગના બાર બાર લેખે બધા મળી ૯૬ પાના હોયછે. આ રમત ત્રણ જણાથી રમાયછે. બરાત, ખુમાશ, અશરફી, ચંગ, સમશેર, રૂપૈયો, તાજ ને ગુલામ. મળી ૧૦ અવતારનાં ગંજીફામાં ૧૨૦ પાનાં હોયછે.

યૂરોપીયન બનાવટને મળતાં કાર્ડ હિંદી રાજા, રાણી અને ગુલામનાં અતિ સુંદર ચિત્રવાળા હિંદ પ્રસિદ્ધ ચિતારા રાજા રવીવર્માએ પેહેલવેલાં ચિતારી—છપાવી પ્રગટ કર્યાં છે.

**કારડીગન**—કારડીગન શાયરતું આ બંદર શેહેર ટીરી નદીના જમણા કાંઠાપર અને કારડીફની ઉત્તર પશ્ચિમે રેલ માર્ગે ૧૧૭ મૈલ પર છે, ૧૮૫૧ માં લોક વસ્તી ૩૮૭૬ ની ને ૧૮૯૧ માં ૩૪૪૬ ની હતી. ૧૮૮૫ વેર અત્રેથી પાર્લામેંટમાં એક મેમ્બર જતો હતો. વેલ્સ અને નૉર્મન દેશનાં વિગ્રહ વેળા આ દેશ અનેક વેળા નાશ પામ્યું હતું.

**કારડીગન શાયર**—દક્ષિણ વેલ્સનો એક દેશ. એ કારડીગનના અખાત ઉપર છે. એનો કિનારો ૪૮ મૈલ છે. એની પોહળાઇ ૪૮ મૈલ ને ક્ષેત્રફળ ૬૯૩ ચૌરસ મૈલ છે. દેશના મધ્યમાં દક્ષિણ પશ્ચિમથી ઉત્તર પૂર્વે પર્વતની હાર વધેલી છે ને તેની એક બાજુ ટીરી નદી ને બીજે પાર સમુદ્ર છે. કાર્ડીગનના સ્વિટ શાયરમાં મોટા ધોધો આવેલાં છે. તેમજ દેશમાં અનેક નદી નાળાંઓ તથા ૨૦ સરોવર છે. મુખ્ય પેદાશ ત્રાંબુ, જસત, શિસૂં, અને ચાંદીની છે. આ દેશની સેંકડે ૬૨ ટકા જમીન ખેડાયલી છે. અત્રે જાડા ઉનના હાથમોજાં બનાવવાના કારખાના છે. ૧૮૦૧ માં લોક વસ્તી ૪૨,૯૫૬ ની, ૧૮૪૧માં ૬૮,૭૬૬-ની, ૧૮૬૧ માં ૭૨,૨૪૫ ની ને ૧૮૯૧ માં ૬૨,૬૩૦ની હતી.

**કાર્ડીનલ**—રોમન કેથોલીક પંથના ધર્માધિકારીઓમાં એ પેહેલી પદિવનો ધર્માધિકારી ગણાય છે. એ પોપની ખીદમતમાં રહેછે અને તેનું મુખ્ય કામ પોપને હરએક પ્રકારે સલ્હા આપવાનું હોયછે. રાજા પાસે જેમ મંત્રિમંડળ હોયછે તેમ ધર્માધિકારી પોપ પાસે પણ હોયછે. આગળ કાર્ડીનલની ચુંટણી કરી તેની નેમણુક પોપ કરતો હતો. કાર્ડીનલની ચુટણી વેળા તેના ઉમરની યા યોગ્યતાની દરકાર કરવામાં આવતી નહિ. આ કાર્ડીનલોનું એક મોટું મંડળ રોમમાં રહેતું હતું અને તેમનો પોશાખ તેમજ ટોપી પણ રાતા રંગની રેહેતી. એનું કારણ એ હતું કે, ધર્મ માટે તેઓ પોતાનું લોહી રેડવા પણ તતપર છે.

**કાર્ડીનલ પક્ષી**—એને અમેરિકામાં લાલ (રેડ બર્ડ) પક્ષી અથવા વર્જીનિયન નાઇટીંગલ કહેછે. એમાં નર પક્ષીનો રંગ લાલ હોયછે ને માથું હિંગળાના રંગનું ને ચાંચ નારંગીયા રંગની ને આસપાસનો ભાગ થોડો કાળો હોયછે. તેની કલગી લાલ રંગદાર ઉંચી ટોપી જેવી હોયછે. માદાનો ઉપલો ભાગ ભૂરો ને છાતી તરફ પિળો હોયછે. આ પક્ષીના ટોળેટોળાં ટેક્ષસ ફ્લોરીડા અને દક્ષિણ અમેરિકાંમાં મળેછે, એનો અવાજ સફાઇદાર, તિણો અને મધૂર હોયછે. એ સહવાર સાંજ મધૂર રાગ કાઢેછે.

**કારડીફ**—ગલેમરગન શાયરનું આ મુખ્ય બંદર શેહેર નાઇફ નદીને કાંઠે વસાયલું છે. એની ઉપર બાંધેલો નવો પૂલ ૧૮૯૦ માં ડયૂક ઑફ કલેરેંડને ખુલ્લો મેળિયો હતો. ગલાસેસ્ટરની દક્ષિણ પશ્ચિમે ૫૬ ને લંડનની પશ્ચિમે ૧૭૦ મૈલપર છે. આ શેહેર આખા રાજ્યમાં એવી તો ચઢતી કળાએ પુગુંછે કે તેવાં થોડાજ શેહેરો વધ્યાં હતા. ૧૮૦૧ માં લોક વસ્તી ૨૦૦૦ ની, ૧૮૪૧ માં ૧૦,૦૭૭ની, ૧૮૭૧ માં ૫૬,૯૧૧ની, ૧૮૮૧ માં ૮૨,૭૬૧ ની ને ૧૮૯૧ માં ૧,૨૮,૯૧૫ ની હતી. જાહેર ઈમારતોમાં તૌનહૉલ, ફ્રી લાયબ્રેરી, મ્યૂઝીયમ, જેલ, કાયદાની કોર્ટ, શેહેર સમાજીક હૉલ, યૂનિવ્હરસીટી કૉલેજ, રોમન કેથોલીક દેવળો, હમામખાના, નાટક ગૃહ, અને બીજી અનેક ટેકડીઓ જોવાજોગ છે, કારડીફ શેહેર લંડનથી મેલફોર્ડહેવન વચ્ચેની ગ્રેટ વેસ્ટર્ન રેલવેનું મુખ્ય સ્ટેશન છે.

પરદેશથી કાર્ડીફમાં ત્રાંબુ, ઢોરો, મીઠું, પ્રદેશી ફ્રૂટ અને ઉદભિજ, ધાન્ય, ફુલ, વગેરે માલ આવેછે. પિનર્થની ગોદી પશ્ચિમબણી ૧ મૈલપર છે, 'બારીડૉક' ૧૮૯૦ માં બાંધવામાં આવી તે ૮૦ એકર જગા રોકે છે. અત્રેથી ન્યૂયૉર્ક, લંડન, લીવરપૂલ, ગલા-

સગો, બ્રિસ્ટલ, કૉર્ડ, બ્હાઇટહેવન અને બર્નહેમ તરફ સ્ટીમરો સફરે જાય છે. આ શેહેરમાં પેહેલવેહેલી ગોદી ૧૮૯૩ માં બાંધવામાં આવી હતી. બીજી પૂર્વ ભણીની ગોદી ૧૮૫૪ માં બંધાઈ હતી.

પુરાણું લ્લાંડફ શેહેર કે જે હાલ તદન ગામડા જેવી સ્થિતિમાં આવ્યું છે તે કાર્ડીફ સાથે જોડાયલું છે. ૧૧૧૦ માં કાર્ડીફમાં બાંધવામાં આવેલો કિલ્લો હાલમાં તદન ખંડીયર સ્થિતિમાં છે; છતાં મારકવિસ ઑફ બ્યુટીએ મોટે ખર્ચે તેને સમરાવી તેમાં પોતે રહે છે. આજ કિલ્લામાં રૉબર્ટ ડ્યૂક ઑફ નૉરમંડી ૨૪ વર્ષ કેદખાનું ભોગવી મરણ પામ્યો હતો. અને ૧૬૪૮ માં ક્રૉમવેલે પ્રપંચથી આ કિલ્લો સર કર્યો હતો.

**કાર્તવિર્ય**—સોમવંશી યદુપુત્ર સહસ્ત્રજીતના વંશમાં જન્મેલા કૃતવિર્ય રાજાનો પુત્ર જે અર્જુન તેનું એ બીજું નામ. એણે દત્તાત્રેની પ્રસન્નતા મેળવી ૧૦૦૦ હાથો મેળવ્યા હતા, તેથી એ સહસ્ત્ર અર્જુનને નામે પણ પ્રસિદ્ધતા પામ્યો છે. એ અનૂપ દેશમાંથી માહિષ્મતી નગરીને રાજ્યધાની શેહેર બનાવી રાજ્યકારોબાર ચલાવતો હતો. એ દત્તાત્રેયનો શિષ્ય હોવાથી એ ઘણો ધાર્મિક હતો તેથી એણે ૮૫૦૦૦ વર્ષ રાજ્ય વૈભવ ભોગવ્યો હતો. એણે રાવણ જેવા બળીયાને પણ બંદીવાન કર્યો હતો. એની પાસે અગ્નિએ વન ભક્ષ કરવા માંગ્યાથી એણે તે આપ્યું હતું. આ વનમાં વસિષ્ટ ઋષિનું આશ્રમ બળી જવાથી ઋષિએ શ્રાપ આપ્યો કે તારા ૧૦૦૦ હાથો કપાઇ જશે.

એને ત્યાં એક હજાર પુત્ર સંત્તતિ થઇ હતી. તેમાં જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ અને ઉર્જીત વગેરે પુત્રો પ્રસિદ્ધતા પામ્યા છે. એક સમે એ મૃગ્યા રમવા ગયો ત્યાં તે જમદગ્નિ ઋષિના આશ્રમમાં જઈ ચઢયો, ત્યાં ઋષિએ પોતાની કામધેનૂના પ્રતાપથી તેનો સારો આદર સત્કાર કર્યો. આથી કાર્તવિર્યની દયાનત ફરી અને તેથી તે કામધેનુ હરી ગયો, ત્યારે જમદગ્નિના પુત્ર પરશુરામે તેના કાલાવાલા કર્યા પણ એણે તેને તુચ્છકારથી હાંકી મેલ્યો, આથી ઉભય પક્ષમાં યૂદ્ધ થયું તેમાં પરશૂરામને હાથે એના ૧૦૦૦ હાથો કપાઇ ગયા હતા.

**કાર્તિકેય**—હિંદુ ધર્મજ્ઞાન કથા મુજબ ‘ પેહેલા મહાદેવના ‘ રેત ’ શરણ વનમાં પડયા, તે પછી કેટલેક કાળે ગંગા, અગ્નિ વગેરેએ અનૂક્રમે તે ધારણ કીધું, તે પછી ૬ કૃતિકાએ ધારણ કીધું જેથી એનો જન્મ થયો. એને અનૂક્રમે સ્કંદ, ગાંગેય, અગ્નિભૂ, કાર્તિકેય વગેરે નામ પડયાં છે. એ દરેક કૃતિથી એક મુખ અને બે હાથ એવી આકૃતિથી છએ બાજુથી એકજ સરખો જનમ્યો. એની આકૃતિ ૬ મુખ અને ૧૨ હાથવાલી બની હતી, તેથી એને છ મુખી પણ નામ મળેલું છે. એ દેવતાઓના સૈન્યનો અધિપતિ થવાથી એ ‘સેનાની’ ને નામે પણ પ્રસિદ્ધ છે.

**કાર્થેજ**—આ પ્રાચીન નગર આફ્રિકાના ઉત્તર કિનારા પર વાયવ્ય દિશાએ આવેલું હતું. એ આગળ પેલેસ્તાઇનના કિનારા પર રેહનારા ફીનિશીયન નામે સેમેટીક પ્રજાએ ઇસવી સનની નવમી સદીમાં વસાવ્યું હતું. રોમ શેહેરની ૧૦૦ વર્ષ આગમજ એ પૂર્ણ કળાએ ચઢયું હતું. ત્યાંની રાજ્ય પદ્ધતિ પ્રજાસત્તાક હોઇ તે રોમનું હરીફ રાજ્ય હતું, આ પ્રજાસત્તાક રાજ્ય ૭૩૭ વર્ષ સુધી જાહોજલાલીમાં ટકી રહ્યું હતું. ઇ૦ સ૦ પૂર્વે ૧૪૭ માં રોમનોએ પાયમાલ કીધું. આ કાર્થેજ સાથે રોમનોને ૩ મરતબે લઢાઇઓ થઈ, આ લઢાઇઓ ‘પ્યૂનિક યૂદ્ધ’ તરીકે રોમન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, નાશ વેળા આ શેહેરમાં ૭૦૦૦૦૦ ની લોક વસ્તી હતી.

**કાર્નવાલ**—ઇંગલાંડના દક્ષિણ ભાગનો પ્રદેશ, એ લંબાઇમાં ૮૧ મૈલ ને પોહળાઇમાં ૪૫ મૈલ છે. જુમલે ક્ષેત્રફળ ૧૩૬૫ ચોરસ મૈલ છે. તેનો ૬૩૪ ટકા ખેતીવાડીથી ભરપૂર છે. કાર્નવાલમાંનો બ્રાઇનબેલી નામે પર્વત ૧૩૬૮ ફીટ ઉંચો છે. દક્ષિણ તરફ વેહેતી મોટી

નદી ઈંગલીશ ચેનલ તરફ વધેછે. એના ઉત્તર કિનારાપર માત્ર બે બંદરો છે.

આ દેશમાં ત્રાંબુ, જસત, લોઢું, કલ્લઇ, ચાંદી, કોબાલ્ટ, એન્ટીમની, મેંગેનિસ, બિસ્મિથ, સોમલ વગેરે વિપુલ જડી આવેછે. યુનાઇટેડ કીંગડમ કરતાં પણ આ એકજ પ્રાંતમાં ખનીજ પદાર્થો પ્રાચીન કાળથી વિપૂળ મળતા આવ્યાં છે. ૧૮૦૧ માં લોક વસ્તી ૧૯૨૨૮૧ ની ૧૮૬૧ માં ૩૬૯૩૯૦ ની ૧૮૯૧ માં ૩૨૨૫૭૧ ની હતી. અત્રેના ૧૮૩૨ વેર પાર્લામેંટમાં ૪૦ સભસદો બીરાજતા હતા, ૧૮૬૮ માં ૧૪, ૧૮૮૫ માં ૧૨ ને હાલમાં ૭ પ્રતિનીધિઓને મોકલવાનો હક્ક મળેલો છે.

**કાર્નવાલ**—ઓનટારીયોના પ્રવેશ માર્ગમાં કાર્નવાલ કેનલપરનું એક બંદર મૉન્ટરેલની દક્ષિણ પશ્ચિમે ૬૭ મૈલપર છે. અત્રે એક ઉનની મુખ્ય મીલ છે. લોક વસ્તી ૨૦૩૩ની છે.

**કારન**—એ કાવેઆહનગરનો એક શૂરવીર વંશજ હતો. એણે પોતાના ભાઇ કોબાદને અફ્રાશિઆબ સાથે લઢતાં માર્યા ગયાથી અફ્રાશિઆબપર વેર લેવા ચઢાઇ કરી, પણ તે વેળા થએલા સૂર્યગ્રહણના અંધકારથી લઢાઇમાં ઘોંટાળો થઇ ગયો અને તેથી તુરાનીઓએ ગોફણવડે પથરા ફેંકવા માંડયાથી કારનના ૫૦૦૦૦ સીપાહો માર્યા ગયા, તે પછી કારને પાદશાહ નોદર સાથે જોડાઇ તુરાનીઓ સામે લઢાઇ કરી પણ તેમાં ચુનન્દા સરદારો માર્યા ગયાથી એ 'દેહસ્તાન' તરફના કિલ્લામાં જઇ ભરાયો, પણ તેટલાં તેને બારમાન અને ફરૂખાનની સામી ફોજ આવતી જણાતાં રાતોરાત તેમની સામો લઢાઇમાં ઉતરી 'બારમાન'ને મારી આગળ ફતેહ મેળવતો વધી ગયો હતો. તે વેળા બીજી તરફ નોદર અફ્રાશિઆબને હાથે કેદ થતાં જાલ સાથે કારને પોતાનું લશકર જોડી અગ્રેરસની મદદથી ઇરાની લશકરનો છુટકારો કર્યો હતો.

**કારનરવૉન હેનિ હાવર્ડ મોલે નૅકસ હરબર્ટ અર્લ**—એનો જન્મ ઇ. સ. ૧૮૩૧ માં થયો. ઈટન કૉલેજમાં અભ્યાસ કરી પ્રાઇસ્ટ ચર્ચ ઑકસફર્ડમાં દાખલ થઇ ૧૮૫૨ માં પેહેલે નંબરે પસાર થયો હતો. એના પિતાના મોતથી ૧૮૪૯ માં ૪ થા અર્લ તરીકેનું પદ પામ્યો. તે પછી 'કનઝર વેટીવ' તરીકે હાઉસ ઑફ લૉર્ડમાં દાખલ થઇ ૧૮૬૦ માં લૉર્ડ ડર્બિએ એને કોલોનિઅલ સેક્રેટરી' ના ઓધાપર નેમ્યો હતો. ૧૮૬૭ માં તે ઓધો તજી ફરી ૧૮૭૪ માં ડીઝરાયલીનાં પ્રધાન મંડળ વેળા તે ઓધો સ્વિકાર્યો હતો. ૧૮૭૮ માં ડાર્ડિનલ્સપર બ્રિટીશ કાફલાની ભૂલને લીધે એણે પોતાનો ઓધો તજ્યો હતો. ૧૮૮૫-૮૬ માં આયરલંડના લૉર્ડ લેફ્ટનન્ટનો ઓધો મેળવ્યો હતો. મરણ ૧૮૯૦ માં ૨૮ મી જુને નિપજ્યું હતું. એણે ૧૮૬૦ પછી રાજદ્વારી વિષયો પર અનેક ગ્રંથો રચ્યાં હતાં.

**કારનિયા**—નિબ્રાસ્કાનું કારનિયા શેહેર પ્લાટી નદીને કાંઠે ઓમ્હાની પશ્ચિમથી દક્ષિણે ૧૯૬ મૈલપર છે. અત્રે હળ, ફરનીચર વગેરેના કારખાનાં છે. ૧૮૮૦ માં લોક વસ્તી ૧૭૮૨ ની ને ૧૮૯૦ માં ૮૦૭૪ ની હતી.

**કાર્નેજી એંડ્રુ**—આ માહાન સખાવતે બહાદુર તથા સહાસીક વેપારીનો જન્મ 'ડનફર્મલેન'ના ગામમાં વિલ્યમ કાર્નેજીને ત્યાં ૧૮૩૭ માં ૨૫ મી નવેંબરે થયો હતો, તે વેળા યંત્ર બળે તહેવાર ધંધા ચાલુ થવાથી તથા યાંત્રીક સાલો ચાલવાથી વિલ્યમનો ધંધો બેસી ગયો, આથી તે અમેરિકા ખંડ તરફ નસીબ અજમાવવા ગયો. ૧૮૪૮ માં સર્વ વેચી સાટી પોતાના કુટુંબ સાથ ન્યૂયૉર્ક પ્રાંતમાના પિટર્સબર્ગ નામનાં ગામડામાં કાપડ વણવાની મીલમાં નોકરી મેળવી અને ત્યાં જુવાન કાર્નેજી પણ નજીવા પગારની શરૂઆતથી રહ્યો. ૧૪ વર્ષની વયે તાર ઑફીસમાં સારી કુશળતા બતલાવી વધુ પગાર મેળવવા માંડયો. તે પછી થોડીક બંચાવેલી પુંજીમાંથી તેવણે સ્કૉટ નામના એક ગ્રહસ્થની મદદથી રેલવેની વેપારી કંપનીના

કેટલાક શેરો ખરીદયા અને આજ વેળાથી એન્ડ્રુકાર્નેજીનો સેતારો ચમક્યો. આ શેરોમાં સારો નફો થયો અને તે પછી લીધેલા સુનાની ખાણુ કંપનીના શેરોમાં પણુ ભારે લાભ થયો, આ અરસામાં લોખંડી પૂલ બનાવાની નવી યૂક્તિ નિકળતાં તે માટે કેટલાક સાહસિકોની મદદથી તેમણે શેરોથી ભંડોળ ઉભું કરીને પ્રથમ ઓહિયો નદીનો પૂલ તૈયાર કર્યો. આ વેળા ભાગ્યોદય ખિલ્યાથી વેપાર વધાર્યો અને તે પછી નોકરી છોડી વેપાર ઉપરજ લક્ષ આપવા માંડયું.

પછી કેટલેક વર્ષે લોખંડી કામ કરનારી કંપની સ્થાપી તેમાં શ્રેષ્ટ પ્રકારનું પોલાદ કામ બનાવવા માંડયું, અને તેમાં ફત્તેહ મેળવવા બીજા કારખાના સ્થાપન કર્યા. તે પછી કેરોસીન તેલનાં કુવા ખરિદયા, તેમાં મ્હોટો નફો મલ્યો. વળી પીટર્સબર્ગની આસપાસની લોઢાની તથા કોલસાની ખાણો વેચાતી લીધી. જગેજગ આડતો બાંધી, આડતિયાઓ સાથેનો સંબંધ સેહેલા કરવા માટે ખાનગી તારો નખાવ્યાં, તથા પોતાનાં માલ થકી સ્વતંત્ર રેલ્વે નખાવી. એ મુજબ તર્હેવાર પ્રકારે સહાસ ઉડાવતાં જઇ તેમાં ફત્તેહ મેળવતાં બેહદ દોલત મેળવી. તેમજ દુનિયાંની મુસાફરી કરી પોતાના જ્ઞાનમાં વધારો કરી તેનો એક ગ્રંથ રચ્યો છે. કાર્નેજીની દોલત ૬૦,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની ગણાય છે. રોજીંદી આવક ૫૪,૮૦૦ રૂપીયાની છે. આ ગંજાવર દોલતનો લાભ દેશી તથા પરદેશી પ્રજાને આપવા માટે કાર્નેજીએ ઉદાર જીગર બતાવ્યું છે. તેમાં તો ૧૯૦૧ માં ૩,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની સ્કૉટલંડમાં સ્કૉચ યૂનિવરસીટીને બક્ષેસ કર્યા છે. તેમાંનો અર્ધો ભાગ સ્કૉચ યુનિવરસિટીને સુધારવાના તથા વિદ્યા હૂનર, વૈદક અને સાહિત્યને કેળવણી આપવાના કામમાં વાપરવામાં આવશે, તથા અર્ધો ભાગ વિદ્યાર્થીઓની 'ફી' તથા બીજા ખર્ચના ઉપયોગમાં આવે તેવી શરત કરે છે. એન્ડ્રુ કાર્નેજીની જુમલે સખાવતા લગભગ ૨૫,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની અંદાઝ છે કે જેવી ગંજાવર સખાવત એકજ ધણીએ કરી હોય એવી આગલી કદી નોંધ મલતી નથી.

**કારનેહુબા**—બ્રાઝીલના ઉત્તર ભાગમાં ઉગતું આ તાડની જાતનું વૃક્ષ ૨૦ થી ૪૦ ફીટ ઉંચુ વધે છે. એનું લાકડું સરસામાન તથા બીજા અનેક કામોમાં વપરાય છે. એનીપર ઓલીવ્હ જેવાં ફળો આવે છે તે ખાવામાં રૂચીકારક હોય છે. એના બિયાં કાફી જેવી ખાશિયત ધરાવતા હોવાથી તેને બાફી તેની કાફી બનાવવામાં આવે છે. આ ઝાડના છોડનો ઉપયોગ કોઇબી પ્રમાણે કરી શકાય છે. એના પાંદડાનું મંજન બનાવવામાં આવે છે તેમ લાંબા પાંદડાની સાદડી વણાય છે. આ ઝાડની ડાંખળી તળેથી એક પ્રકારનું મીણ નિકળે છે તે મીનબત્તી બનાવવાના મિશ્રણમાં ઉપયોગી છે. આ કારનેહબા વૃક્ષ મનુષ્યના ઉપયોગના દરેક સાધનો પુરાં પાડે છે.

**કાર્નો**—આ મકાન ફ્રેન્ચ રાજદ્દુવારી પુરૂષનો જન્મ ઇ. સ. ૧૮૩૭ માં થયો હતો. એનો બપાવો મોટો પરાક્રમિ ને જાહેર પુરૂપ હતો. ફ્રાન્સમાં થએલા મોટા ફેરફાર સમયે તેણે મુખ્ય ભાગ બજાવ્યો હતો અને તેમાં તે પ્રમુખ હતો. તે પોતે રાજયક્રાંતિના ભડકણ વેળા મહાન રોબેસ્પિયરની સરદારી તળે હતો જેઓએ ૧૬ માં લુઇની ગરદન મારવાની સમંતિ આપી તેમાં એ પણ એક હતો. એવા રાજ્ય પ્રકરણમાં એનો હાથ હોવાથી તેને અનેક વેળા દેશ તજી નહાસવું પડયું હતું. નેપોલ્યનનો તદન પરાજય થયા પછી એને ફ્રાન્સ દેશ છોડી નહાશી જવું પડયું હતું. છેલ્લે તે ગરીબ અવસ્તામાં જર્મની ખાતે ૧૮૨૩ માં મરણ પામ્યો. તે પછી તેનો પુત્ર હિપોલાઇટ કાર્નો ફ્રાન્સમાં આવી મોટી પદ્દિ પામ્યો હતો. ફ્રાન્સના આ પ્રમૂખ કાર્નોને ૧૮૭૮ માં ફ્રેન્ચ સરકારે પબલીક વર્કસ ખાતાના સેક્રેટરી તરીકે નેમ્યો, ત્યારથી દરજ્જે બદરજ્જે વધતાં ૧૮૮૭ માં પ્રજામતથી ફ્રાન્સના 'પ્રેસીડંટ' તરીકેનો માનવંત ઓદ્દો

મેળવ્યો હતો. ઇ. સ. ૧૮૭૧ માં જર્મન લશકરે પારીસ શેહેર ઉપર ઘેરો નાખ્યો હતો તે વખતે તેના રક્ષણાર્થે જે એનજીન્યરો નેમ્યા હતા તેમાં મો૦ કાર્નો પણ એક હતો. તે વખતે એણે અતિ ઉત્તમ રીતે ફરજ બજાવી હતી અને તે પછી દરેક કામોમાં તેવીજ પ્રકાશીત કારકીર્તી પ્રકાવી હતી. મો૦ કાર્નોની કારકીર્તીમાં ફ્રાન્સમાં ઝાઝાં પ્રપંચી કામો થયાં નહિ પણ ફ્રેન્ચ લશકરમાં મોટો સુધારો થયો હતો. એના અમલમાં ફ્રાન્સ દેશ વેપારમાં આગળ વધ્યું, રશિયા સાથે ફ્રાન્સની ઘાડી મિત્રાચારી બંધાઇ, અને સિયામ ઉપર ફ્રાન્સ દેશનું સ્વામિત્વ સ્થાપન થયું હતું.

મો૦ કાર્નો રાજ્ય સંબંધી જમાખર્ચના કામમાં મોટો પ્રવિણ હતો; તેથી ફ્રાન્સના રાજ્યકારોબારમાં મોટો સુધારો થયો હતો. એનું મોત ૧૮૯૪ માં ૨૪ મી તારીખે નાટક જોવા જતાં માર્ગમાં એનારકીસ્ટે ખંજર મારવાથી નિપજ્યું હતું.

**કારનેડસ**—આ ગ્રીક ફીલસુફનો જન્મ આફ્રિકામાં ઇ. સ. પૂર્વે ૨૧૩ માં થયો હતો. એણે અથેન્સમાં ડાયોગોનસના શિક્ષણ તળે ફીલસુફીનો અભ્યાસ કર્યો હતો, પણ તે એકેડમીમાં એક પક્ષની તરફેણમાં રહી સ્ટોઇકસનો દુશમન થયો હતો. એણે એક ત્રીજી નવી એકેડમી સ્થાપન કરી હતી. ઈ. સ. પૂર્વે ૧૫૫ માં એને ડાયોગોનસ તથા ક્રેટોલેયસ સાથે એલચી તરીકે રોમ મોકલવામાં આવ્યો હતો, ત્યાં એણે બે અતિ ઉત્તમ ભાષણો આપી લોકોને છક્ક કરી નાખ્યા હતાં. એનું મરણ અથેન્સમાં ઇ. સ. પૂર્વે ૧૨૯ માં નિપજ્યું હતું.

**કારનોટ લૅઝારી નિકોલસ**—આ શૂરવીર સરદારનો જન્મ બર્ગંડીનાં નેલે ગામમાં ૧૭૫૩ માં થયો હતો. એ લશકરમાં એન્જીન્યર તરીકે દાખલ થયો હતો. ૧૭૯૧ માં 'લેજીસલેટીવ્હ એસેમ્બલી'નો સભાસદ હતો. એણે ૧૬ માં લુઇના શિરછેદ માટે મત આપ્યું હતું. ઉત્તર તરફ ગએલા મિશનમાં એણે ભાગ લઈ થોડો વખત વડો સરદાર થયો હતો અને વેટીગનમાં જય મેળવ્યો હતો. વતન પાછો ફર્યા પછી એને પ્રજારક્ષણની મંડળીમાં ૧૭૯૩ માં દાખલ કરવામાં આવ્યો હતો, જ્યાં પોતાની બાહોશી અને દુરઅંદેશીનો લાભ પ્રજાને આપ્યો હતો.

એણે પ્રજાસત્તાક રાજ્યના લશકરને એવી રીતે તો સુધાર્યું હતું કે તેથી ફ્રાન્સ જગતમાં મશહૂર થયું હતું. જ્યારે નેપોલ્યન પેહેલો કૉન્સલ થયો ત્યારે એને લશકર ખાતાના પ્રધાન પદપર નેમવામાં આવ્યો હતો. કૉન્સલને જન્મ સુધી નેમવાની એ તદન વિરૂધ હતો; તેથી એણે પોતાનો ઓદ્ધો છોડી દીધો હતો પણ રશિયન ચઢાઇ વેળા ફરી એને લઢાઇ ખાતાના વડાની જગા આપી એન્ટવર્પના લશકરના વડા તરીકે નેમવામાં આવ્યો હતો, કે જે ઓધ્ધો એણે ૧૮૧૪ વેર ભોગવ્યો હતો. નેપોલ્યનનું એલબાથી પાછું ફરવા પછી એ લશકર ખાતાનો વડો પ્રધાન થયો પણ શેહેનશાહાતના પડી ભાગવાથી એ વૉરશો જઇ રહ્યો હતો. એણે મેગડીબર્ગમાં જીંદગીના છેલ્લા દિવસો ગુજારી ૧૮૩૨ માં ૨૪ મી આગસ્ટે કૉલેરાથી મરણ પામ્યો હતો.

**કાર્પ**—એક જાતની માછલી. એના તમામ બદન પર મોટાં ભિંગડાં હોયછે. પણ માથાં પર હોતાં નથી. હોઠ, પડાકાર મોહડું પણ તેમાં દાંત હોતાં નથી, તેને બદલે ગળામાં દાંત હોય છે. એના વાંસ ઉપર મોટી પાંખો હોય છે, અને તેની પાસે બીજી નાહની પાંખો હોયછે. એની પીઠ કાળી અથવા ભૂરા રંગની હોયછે. પણ બાજુ પિલા ભૂરા રંગની હોયછે. પેટ તરફનો ભાગ પિળાસપર હોયછે. આ માછલીમાં નરના માથાપર ચોકસ ઋતુમાં ઝીણા ફોલ્લા ઉઠે છે. એની સાધારણ લંબાઇ ૧ થી ૨ ફીટની હોય છે. મોટી જાતની કાર્પ માછલી પાંચ ફીટથી વધુ લાંબી મળી આવેલી છે.

કાર્પ માછલી ભાજીપાલાપર નિર્વાહ કરે

છે પણ જો ઝીણા કીડા મળે છે તો તે પણ ખાય છે. મે તથા જુન માસ શિવાય આ માછલી સુસ્ત જીંદગી ગુજારે છે. એના ગર્ભાશયમાં ૭૦૦,૦૦૦ ઇંડાં હોય છે. ઘણું કરી આ માછલી નદીના શાંત ખઓચીયામાં પડી રહેછે. ને શિયાળામાં કાદવમાં ભરાય છે. એમની જીંદગી અતિ લાંબી હોયછે. કેટલીક કાર્પ જાતની માછલી ૧૫૦ થી ૨૦૦ વર્ષ વેર જીવે છે. એનું પેહેલું જન્મવતન એશિયા અને યુરોપ છે. અમેરિકામાં એ પાછળથી દાખલ થઇ હતી. ઈંગલંડમાં કાર્પ ૧૫ મી સદી આગમજ જણાયલી છે. ખાવામાં કાર્પ સ્વાદિષ્ટ હોઇ જલ્દી રાંધી શકાય છે. જરમનીના ચોકસ સરોવરમાં કાર્પને ઉછેરી વેચવામાં આવેછે. એને ખોરાક તરીકે ઉપ્યોગમાં મુખ્ય કરી યૂનાઇટેડસ્ટેટની પ્રજા લીએછે.

**કાર્પેંટર વિલીયમ બેનજામીન**—મીસ મેરી કાર્પેટરનો એ ભાઇ. જન્મ ઇ. સ. ૧૮૧૩ માં ૨૯ મી અકટોબરે એકસ્ટર ખાતે થયો હતો. એણે બ્રિસ્ટોલમાં અભ્યાસ કરી વેસ્ટ ઈંડીજમાં એક કુટુંબનાં તબીબ તરીકે કામ બજાવ્યું હતું. તે પછી બ્રિસ્ટોન, લંડન (૧૮૩૩) અને એડીનબર્ગમાં ૧૮૩૫–૩૯માં વિદ્યા અભ્યાસ કર્યો હતો. ૧૮૪૪ માં એ સર્વેન્દ્રિય શાસ્ત્રી તરીકે લંડન ઓસ્પીટલ અને યૂનિવ્હરસિટિ કોલેજમાં નેમાયો હતો. અને રેજીસ્ટ્રાર તરીકે ૧૮૫૬ માં નેમાયો હતો. એણે વૈદક સંબંધી માસીક ચોપાન્યાંમાં તથા વિદ્યા દૂત્તરની સાઇકલોપીડિયામાં લખાણો કર્યાં હતા (૧૮૪૩). ૧૮૭૯ મા એને સી. બી ના એલકાબ મલ્યો હતો. એનું મરણ ૧૮૮૫ માં ૧૯ મી નવેંબરે નિપજ્યું હતું.

**કાર્પેથિયન પર્વત**—આસ્ત્રેલીયામાં આ પર્વતની હાર ઉત્તર અક્ષાંસ ૪૪°–૩૦ અને ૫૦° સુધી પોહળા વર્તુલાકારમાં હોઇ તે ૭૫૦ મૈલછે. આ હાર મધ્ય ભાગે અતિ સાંકડી છે. આ હારરે વાયવ્ય, મધ્ય અને અગ્નિ તરફનાં એમ ત્રણ ભાગમાં વેહેંચવામાં આવે છે. આ પર્વતમાં 'હોએથાત્રા' નામે પર્વત સર્વોપરી ઉંચો છે. તેની ઉંચાઇ ૮૬૮૪ ફીટની છે. આ પર્વતપર ૮૩૩૦ ફીટપર તમામ બરફ બંધાઇ રહે છે. એના દક્ષિણ ભાગમાં સદા બરફ વરસ્તો નથી. ત્યાં સરાસરી વર્સાદ ૨૬૦૭ ઇંચ વર્સે છે. આ પર્વતપર નાહનાં નાહનાં ગામડાંઓ છે અને તે ૨૯૦૦ ફીટ ઉપર આવેલાંછે. ૫૧૮૦ ફીટ ઉપર ઝાડપાન ઉગી શકતાં નથી.

કાર્પેથિયન પર્વત ઉપરના પહાડી માર્ગ સમુદ્ર સપાટીથી ૨૦૦૦ ફીટપરછે. તેથી તે ઉપરથી માલ લઇ જવાનું સેહેલ પડે છે. આ પર્વતમાં બાત્રા નામની હાર ૬૦ ફીટ પોહળી ને અતિ લાંબી છે. ઝીપઝર બર્ગલેંડ પર્વત હોએત્રાની પૂર્વે ૪૧૦૦ ફીટપર છે. લિપહાઉડ એ હોએત્રાની દક્ષિણે છે. આ પર્વતના મધ્ય ભાગને વાલ્ટ કાર્થેથૈન કહે છે.

નૈઋત્યથી અગ્નિય તરફ જતાં આ હાર અતિ ઉંચી બને છે. કાળાથિઇસ અને શ્વેત થિયસની વચમાં રસ્કી નામના જે પર્વતનું ઉચું શીખર છે તેની ઉંચાઈ ૬૭૩૦ ફીટની છે.

**કારપોરલ**—બ્રિટીશ સૈન્યમાં સારજંટથી ઉતરતી પદ્દિનો અધિકારી. જ્યારે લશકર કવાયદપર હોય છે ત્યારે તેનો દરજ્જો બીજા સીપાહોની બરાબરીનોજ ગણાય છે; પણ છાવણીમાં તે પોતાના સિપાહોપર દેખરેખ રાખવાના કામથી વધુ સત્તા ધરાવેછે. કારપોરલનો દરરોજનો પગાર ૧ શીલીંગ ૮ પેન્સથી ૨ શીલીંગ ૪ પેન્સ વેરનો હોયછે. દરેક ઘોડેસ્વાર તુકડીમાં ૪ કારપોરલ હોયછે, ને દરેક પાયદલ ટોળીમાં પાંચ કારપોરલ હોયછે. 'અરમાર' પર કારપોરલ એક નાહના 'ઑફીસર' તરીકેનો ઓધ્ધો ભોગવે છે ને તેનું મુખ્ય કામ રાત્રે બત્તી વગેરે બુજવી નાખી સર્વત્ર દેખરેખ રાખવાનું હોય છે.

**કારફીલી**—દક્ષિણ વેલ્સનું આ એક વેપારી શેહેર કાર્ડીફથી ૭ મૈલપર ગ્લેમોર્ગન પ્રગણામાં આવેલું છે. અત્રે કાપડ બનાવવાના

નાહના કારખાનાઓ છે; તેમજ શેહેર પાસે લોઢાના તથા કોલસાના કારખાનાઓ છે. લોક વસ્તી ૩૦૦૦ ની છે. રેલ્વે સ્ટેશન નૉર્થ વેસ્ટર્ન લંડનનું છે. બીજા એડવર્ડના માનીતા સ્પેનસરે આ શેહેરમાં બાંધેલો કિલ્લો સારી હાલતમાં છે.

**કાર્બન**—લાકડું બળી જે કોયલો પાછલ રહે છે તે પદાર્થ. બત્તીપર જે મેસ બાઝે છે તે શુદ્ધ કાર્બન. કાગળ ઉપર લખવાની પેનસીલને શિસપેન કહીયે છિયે પણ તે કાળો પદાર્થ હોયછે, તે શિસું નહિ પણ કોલસાનો એક ભેદ છે. હિરો રસાયન શાસ્ત્રની નજરે કોલસાનો એક ભેદ છે. કારણ આ ત્રણે પદાર્થો હવામાં યા ઑકસિજનથી ભરેલા વાસણમાં બાળીયે તો એમ જણાય છે.

લાકડાનો કોલસો + ઑક્સિજન = કાર્બોનિક આસિડ નામે વાયૂ.

સૂખરપેનમાંનો પદાર્થ + ઑકસિજન = કાર્બોનિક આસિડ. હિરો + ઑકસિજન = કાર્બોનિક આસિડ.

કાર્બનથી ઑકસીજન, હૈદ્રોજન અને નૈત્રોજન આ વાયુ જૂદા જૂદા પ્રમાણથી સંયૂક્ત થઇ તેમાંથી પ્રાણીના શરીરમાંથી અનેક રસ ઉત્પન્ન થાયછે, અને કાર્બનથી ઉપર જણાવેલા વાયૂ અને બીજાં થોડાંક મૂળતત્વો સંયોગ પામી અનેક સંયૂક્ત પદાર્થો ઉત્પન્ન થાયછે.

**કારબિન**—ઘોડેસ્વારોને આપવામાં આવતી એક પ્રકારની ટુંકી બંદુક. મુખ્ય કરી માર્ટીન હેન્રિની કારબિન પ્રસિદ્ધ છે. પાયદળ લશકરને આ બંદુક કમરે લટકાવી કુચકરવા દેવામાં આવેછે. કિલ્લાના બચાવ માટે રાખવામાં આવતા તોપચીઓને એજ બંદુક આપવામાં આવેછે. આ કારબિન વડે ૧૧૦૦ યાર્ડ વેર ગોળી છોડી શકાય છે. તે વજનમાં ૭ રતલ હોય છે. તેની નળી ૧ ફીટ ને ૯$\frac{૩}{૪}$ ઈંચ લાંબી હોય છે. મઝલ-વેલોસીટીની કારબિન બંદુક દર સેકંડે ૧૧૨૫ વેર ગોળી છોડી શકેછે.

**કાર્બો ડાય સલફાઇડ**—ગંધક અને કાર્બોન એનો એ એક અજાયબ સંયૂક્ત પદાર્થ છે. આ પદાર્થ ઘણો ચપળ હોઈ એનો વાસ ઘણો તિક્ષણ આવેછે. એનો પાતલો પદાર્થ રંગહિન હોય છે. એ પાણી કરતાં ભારી હોય છે તેથી તે પાણીમાં જેમનો તેમ મિશ્ર થયા વિના રહી શકે છે. આલકોહલ, એંઝોલ, ટરપેનટાઇન અને સર્વ પ્રકારના સ્થિર તથા ચપળ તેલ એમાં મળી જતાં નથી. એમાં ગંધક, ફૉસ્ફોરસ અને આયોડીન માત્ર પિગળી શકેછે.

રસાયન શાસ્ત્રમાં એના જે પ્રયોગો કરી બતલાવેછે તે ઉપરથી એના ગુણ જણાય છે. કાર્બોન ડાય સલફાઇડના ચાર ટીપાં ચાર નળીમાં નાખી તેમાં ગંધક, ફૉસ્ફરસ અને આયોડીનની ઝીણી રજકણો નાખવી. એટલે તે તેમાં પિગળી જાય છે. ચોથી નળીમાં પાણીના ૪ ટીપાં નાખવા છતાં તેની સામે પાણી મળી જતું નથી.

આ વાયુ દમમાં જતાં તે હેરાન કરેછે યા બેહોશ કરે છે. યૂરોપમાં અનાજને કીડ લાગતી અટકાવવા ધાન્યના કોઠારમાં એની વરાળ છોડેછે તેથી એકુ બે કલાકમાં કીડ મરી જઇ ધાન્ય સ્વચ્છ રહેછે. આ કાર્બોનડાય સલફાઇડ જવાલા ગ્રાહીછે. ૧૧૮° ફ્યારન હ્ણ્ણુમાન ઉપર એની વરાળ બની ૪૨૦° ઉપર એ સળગે છે. લાલચોળ કોલસા ઉપર ગંધકની વરાળ છોડી આ પદાર્થ બનાવવામાં આવે છે.

**કાર્બોનિક ઑકસાઇડ**—આ પદાર્થ સૃષ્ટીમાં કેથે જણાતો નથી; એ કૃતિમ પદાર્થ છે. એની પેહેલ વેહેલી શોધ મીο પ્રિસ્ટલીએ કરી હતી. કાર્બોનિક આસિડ વાયૂમાંથી અર્ધો ઑકસિજન કાઢી યા તેમાં છે તેટલો બીજો કાર્બોન મેળવી આ પદાર્થ તૈયાર કરવામાં આવે છે. પ્રયોગ અર્થે આ ગ્યાસ બનાવવા આકઝેલિક આસિડ અને સલફ્યુરિક આસિડમાંથી કાઢવામાં આવે છે. એક ફ્લાસ્ક અથવા રિટાર્ટમાં થોડો આકઝેલિક

આસિડ નામનો ઝેરી પદાર્થ નાખી તેમાં તેથી દસઘણું વજને સલ્ફ્યૂરિક આસિડ નાખવું. આ મિશ્રણને ગરમ કરવાથી સલફ્યુરિક આસિડ અને આકઝેલિક આસિડમાંનું પાણી શોષાઇ ફક્ત કાર્બોનિક આસિડ અને કાર્બોનિક ઓકસાઇડનું મિશ્રણ બહાર પડેછે. આ મિશ્રણને 'લાઇમવાટર' યા કાસ્ટીક પોટાશના પાણીમાંથી પસાર કરવાથી સઘળું કાર્બોનિક આસિડ શોસાઈ જઈ શુદ્ધ કાર્બોનિક ઓકસાઇડ બહાર પડેછે.

કાર્બોનિક આસિડ એ રંગહિન, તેમ ગંધહિન ગ્યાસ છે. એનાથી સ્વાસોશ્વાસને સહાય નહિ મળતાં, પ્રાણી ઉપર તે ઝેરી અસર કરેછે. એમાં સળગાવેલી બત્તી મુકતાં તે બુઝાઇ જાયછે; પણ આ વાયુ હૈદ્રોજન જેવો પોતે ઓકસિજન પાસે સળગે છે. તેની જોત બલુ રંગની બનેછે. એ ગ્યાસ તથા ઓકસિજન જો સરખા આકારે મિશ્ર કરી સળગાવ્યાથી તેનો મોટો ધડાકો થઇ તેનો સંયોગ થાયછે; અને કાર્બોનિક ઓકસાઇડ પદાર્થ ઉત્પન્ન થાયછે.

**કારમાગનોલી**—ફ્રેન્ચ રાજ્યના ફેરફાર સમયે મંડળીમાં તથા લશકરમાં ગવાતું રાજ્ય ગીતનું નામ. આ ગાયણના છેલ્લા ચરણની લીટી નીચલા વાકયથી પુરી થાયછે.

Dansons la Carmagnole-vive le son du canon !

આ ગાયનનું જે નામ આપ્યું છે તે રાજ્યક્રાંતિ સમયે પ્રજાએ પેહેરવા માંડેલી ખાસ ડગલાની તર્હા ઉપરથી પડ્યું હતું. ૧૭૯૯ વેર આ ગાયણ લશકરી બેંડ તથા નાટકશાળામાં વગાડવામાં તેમજ ગાવામાં આવતું હતું. ઇટલી તથા ઇજીપ્તપર ફ્રેન્ચોએ જીત મેળવી તે વેળા પણ આજ ગાયણ લશકરી વાજાં સાથે વજાડવામાં આવ્યું હતું, પણ જ્યારે નેપોલ્યન 'કૉનસલ' થયો ત્યારે તેણે આ ગાયણ ખાસ કાયદો બાંધી બંધ કરાવ્યું હતું.

**કાર્મેન સિલ્વા**—રોમાનિયાની રાણી ઇલિઝાબેથનું લેખક તરીકેનું નામ. જન્મ ૨૯ મી ડીસેંબર ૧૮૪૩ માં થયો હતો. એના લગ્ન રોમાનિયાના રાજા ચાર્લસ સાથે ઇ. સ. ૧૮૬૯ માં થયાં હતાં. તેણીની એકપુરી બેટી ૧૮૭૪ માં મરણ પામવાથી ઇલીઝાબેથ ભારે શોક પામી. તે પછી તેણીએ મોજમઝાની જીંદગી તજી દઇ એકાંતમાં રહી સાહિત્ય તરફ લક્ષ લગાડયું. ૧૮૮૦ માં કાર્મેન સિલ્વાના તખલ્લુસ હેઠળ લીપઝિક ખાતે બે કાવ્ય પ્રસિદ્ધ કર્યાં હતા. તે પછી ૧૮૮૧ માં Sturme નામે ગ્રંથ લખ્યો હતો. ૧૮૮૨ માં બર્લીન ખાતે Leidens Erdengang નામે કાવ્ય રચી પ્રસિદ્ધ કર્યું હતું. ૧૮૭૭-૭૮ ની લઢાઇ સમયે જખમી થએલા સિપાહો તથા દુઃખી નિરાધાર સ્ત્રીઓની તરફ ઉંડી દીલસોજીથી ઉદાર મદદો કરી જાહેરમાં લોક કલ્યાણાર્થે ભાગ લેવા માંડયો હતો.

**કારમાર્થન**—દક્ષિણ વેલ્સનો એક જીલ્લો. એની ઉત્તરે કારડીગન શાયર, પૂર્વે બ્રેક નૉક શાયર, દક્ષિણે ગ્લેમૉર્ગન શાયર અને બ્રિસ્ટકેતલ અને પશ્ચિમે પેમબ્રોક શાયર છે. એ ૩૫ મૈલ લાંબુ ને ૩૩ મૈલ પોહળું છે. એ ટેકડી, ખીણો, વગેરેથી ઘેરાયલો જીલ્લો છે. જીલ્લાની ભૂમિમાં ઓટ, બાજરી વગેરેની ખેતી થાયછે. બકરાં તથા ઘોડાઓ અત્રેના પહાડી જંગલોમાં પુશકળ મળેછે. એ દેશમાં ઉત્પન્ન થતું ધાન્ય તથા ઓક, કોલસો, લોઢું, શિસૂં વગેરે પરદેશ રવાના કરવામાં આવેછે. એનું ક્ષેત્રફળ ૯૭૪ ચોરસ મૈલ છે અને તેમાં લોક વસ્તી ૧,૨૪,૮૬૧ ની છે. અત્રે ઉન, મોજાં અને લોઢાના કારખાનાઓ છે. મુખ્ય ખાણો લોઢું, શિસૂં, ત્રાંબુ, સ્લેટ, સંગેમરમર અને ચોકની છે.

**કારમાર્થન**—ઉપલા જીલ્લાનું આ મુખ્ય શેહેર દક્ષિણ વેલ્સમાં 'હોમ' નદીના જમણા કાંઠાપર છે; તે તરફ નદીપર એક પથ્થરનો પૂલ બાંધેલો છે, કે જે લેન્સની ઉત્તર પશ્ચિમે ૧૪ મૈલ પર છે. અત્રેનું સેંટપીટરનું દેવળ પ્રાચીન કાળની કેટલીક ચીજો સાથે કાયમ રહેલું છે. અત્રે વેપાર માટે એક ગંજાવર

ગોદી બાંધેલી છે. શેહેરમાં લાકડાં, લોઢું, શિસું, ધાન્ય, નિમક વગેરેનો બોહળો ઉદ્યોગ ચાલેછે, લોક વસ્તી ૧૦૫૧૨ ની છે.

**કાર્મેલ**—આ પર્વત પેલેસ્તાઇનમાં ભૂમધ્ય સમુદ્રના કિનારાપર છે. આ ડુંગર ખ્રિસ્તીઓના બાઇબલમાં પ્રસિદ્ધ છે. અત્રે પેહેલા ઇસ્રાઇલ લોકો 'હોમ' કરતા હતા અને તેમાં હજારો જાનવરોનું બળીદાન આપતા હતા. આ પર્વતની ઉંચાઇ સમુદ્રની સપાટીથી ૧૭૫૦ ફીટની છે. કાર્મેલ અથવા કાર્મેલનો અર્થ ફળદ્રુપ ખેતર એવો થાયછે. આ પર્વતપર જગેજગ ગુફાઓ આવેલાંછે.

**કાર્મોલિન**—આ ખ્રિસ્તીપંથ ઇ૦ સ૦ ૧૬૦૭માં ગોવામાં સ્થાપન થયો હતો. આ પંથના ખ્રિસ્તીઓ તથા તેમના ધર્મગુરૂ ગરીબ સ્થિતિનાં છે અને તેઓએ આગલા વખતમાં બાંધેલી ઇમારતો હાલમાં કાયમ રહેલી છે.

**કાર્લાઇલ એલેકઝાન્ડર**—જન્મ ડનફ્રૂ શાયરમાં ૨૬ મી જાનેવારી ૧૭૨૨ માં થયો હતો. એણે એડીનબર્ગ, ગલાસગો અને લેડન ખાતે કેલવણી લીધી હતી. તે પછી એણે ધર્મગુરૂ તરીકેની ૧૭૪૨માં દિક્ષા લઇ એડીનબર્ગ તરફના એક દેવળમાં વડા ઉપાધ્યા તરીકે રહ્યો. એણે તવારીખ નવેશ રૉબર્ટસનને સ્કૉટીશ ચર્ચની સ્થાપનામાં મદદ કરી હતી. તે પછી એની બોહોશી અને વાકચાતુર્યને લીધે એને દેવળ તરફથી આડતીયા તરીકે લંડન મોકલવામાં આવ્યો હતો. ૧૭૭૦ માં એની નેમણુક જનરલ અસેંબલીના મોડરેટર તરીકે થઇ હતી. એનું મરણ ૨૫ મી આગસ્ટ ૧૮૦૫ માં નિપજ્યું હતું.

**કાર્લાઇલ થૉમસ**—આ મહાન વિચાર શકિત વાલા લેખકનો જન્મ ડંફ્રૂશાયરમાં ૪ થી ડીસેંબર ૧૭૯૫ માં થયો હતો. એનો પિતા એક ખેડુત હોવાથી એણે પ્રથમ પોતાના ગામડાની એક નિશાળમાં શરૂઆતની કેલવણી લીધી હતી. તેમજ ઘેરમાં માત પિતા તરફથી ઇંગ્રેજી શિક્ષણ આપવામાં આવતું હતું. ૧૮૦૫ માં એણે 'લેટીન' ભાષાનો અભ્યાસ શરૂ કર્યો ને તેજ મુદતમાં ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ કરી ગણિતશાસ્ત્ર, બીજગણિત, ભૂગોળ વગેરેનો અભ્યાસ કરી એ એડીનબર્ગની યૂનિવ્હરસિટિમાં દાખલ થયો. ૧૮૧૪ માં એણે ડમફ્રૂશાયરમાં ગણિતશાસ્ત્રનો અભ્યાસ પુરો કરી 'એનાની' એકેડમીમાં શિક્ષકપણું સ્વિકાર્યું. તે જગાપર વાર્ષિક પગાર માત્ર ૬૦ થી ૭૦ પૌંડનો મળતો હતો; પણ પોતાના માતાપિતાની ગરીબાઇને લીધે એને તે જગા સ્વિકારવી પડી હતી. શિક્ષકનું કામ બજાવ્યા ઉપરાંત ત્યાં એણે ગ્રંથો વાંચી અભ્યાસ વધાર્યો હતો. તે પછી ૧૮૧૬ માં ક્રેકલીના મદદનિશ માસ્તરની નોકરી મેળવી; પણ તે પછી એણે સાહિત્ય શાસ્ત્રપર લક્ષ ચોંટાડી લખાણો કરવા માંડયા. એના પેહેલા ૧૬ લખાણો એડીનબર્ગ એનસાઇકલોપીડિયામાં દાખલ થયાં છે. તે પછી એ થોડો વખત લંડન જઇ રહ્યો ને ત્યાં અનેક ગ્રંથો રચી પ્રગટ કર્યા. વળી એણે જર્મન ભાષાનો વિદ્યા અભ્યાસ સંપાદન કરી એડીનબર્ગ ખાતે પાછો ફરતાં German Romance નામનો ગ્રંથ પ્રગટ કરી જાણીતા લેખકોના ઉત્તમ લખાણો તથા કેટલાક પરચુરણ લખાણોનાં ગ્રંથો રચી પ્રસિદ્ધ કર્યા હતા. તે શિવાય એડીનબર્ગ અને બીજા ચોપાન્યાંમાં એણે લખાણો કરવા માંડયા હતા. ૧૮૨૭ થી ૩૪ વેર એણે ડમફ્રૂશાયરમાં પોતાની સ્ત્રીની મીલકત ઉપર રહી વખત ગુજાર્યો અને ત્યાં અનેક ચોપાન્યામાં લખાણો પ્રસિદ્ધ કર્યા હતાં. ૧૮૩૪ માં ૨૦૦ પૌંડની પુંજી સાથે લંડનમાં આવી નશીબ અજમાવવાની હિમ્મત કરી. ત્યાં એણે ફ્રેન્ચ રાજ્યક્રાંતિનો ઇતિહાસ લખી ૧૮૩૦ માં પ્રસિદ્ધ કરી જાહેર માન પામ્યો. ૧૮૩૭–૩૮–૩૯ અને ૪૦ માં એણે જર્મન સાહિત્ય ઉપર તથા બીજા પરચુરણ વિષયો પર અનેક ભાષણો આપ્યાં હતાં. ૧૮૩૯ માં એણે Chartism, ૧૮૪૩ માં Past and Present વગેરે ગ્રંથો પ્રગટ કર્યા હતાં.

૧૮૫૧ માં એણે જૉન સ્ટરલીંગની જીંદગીનો જન્મ વૃત્તાંત રચી પ્રસિદ્ધ કર્યો હતો. તે પછી ૧૮૫૮ માં સખત મેહેનત પછી પ્રૂશિયાના બીજા ફ્રેડરીકની તવારીખ રચી પ્રગટ કરી. ઈ૦ સ૦ ૧૮૬૫ માં ૧૧ મી નવેંબરે કાર્લાઇલને એડીનબર્ગ યૂનિવ્હરસિટના લૉર્ડ રેકટર તરીકે ચુંટી કાઢી નેમવામાં આવ્યો. આ ચુંટણીમાં કાર્લાઇલે પોતાના હરીફ જો પર-૩૪૭ વધુ મતે ફત્તેહે મેળવી હતી. તે વેળા એણે કરેલા યાદગાર ભાષણનો છાપ સાંભળનાર તથા વાંચનારાં પર અતિ ઉંડો પડયો હતો. તેટલાં એની પ્રીય સ્ત્રીના મરણથી એણે તે પછી પોતાનો કાળ શાંત રીતે એકાંતમાં ગુજારવાનો નિશ્ચય કર્યો. એણે પોતાના મિત્ર જેમ્સ એન્થનીના અધિપતિપણા તળે પોતાનો યાદગાર ગ્રંથ Reminiscences ની માળા પ્રગટ કરાવી હતી; અને એજ ધણીએ એની જીંદગીનો વૃત્તાંત રચ્યો હતો. એનું મરણ ૧૮૮૧ માં ૫ મી ફેબ્રુવારીએ ચેલ્સામાં નિપજ્યું હતું. એના શબને વેસ્ટમિન્સટર એબીમાં દાટવાની પરવાનગી મળી હતી પણ એણે પોતાના માતપિતા તથા સ્ત્રીના શબ નજદીક દટાવાની ઇચ્છા બતલાવ્યાથી ત્યાં દાટવામાં આવ્યો હતો.

**કારલીના ગુફા**—પુના જીલ્લામાં આ ગામ બોરઘાટની પૂર્વે ૭ મૈલપર અને પુનાની ઉત્તર પશ્ચિમે ૪૦ મૈલપર છે. આ ગામ તેની પાસેના પર્વતમાં કોતરેલા પ્રાચીન ગુફાઓ માટે પ્રસિદ્ધ છે. આ પર્વતનો ભાગેલો કરાડો નીચલી ટેકડીનો રૂ ભાગ ઉંચો છે અને તેનો ઢોળાવદાર તટ લગભગ જમીનથી ૮૦૦ ફીટ ઉંચો છે અને તેમાં તહેંવાર નાહના મોટા મંદીરો પહાડ કોતરી બનાવેલાં છે. આ ગુફા ૪૫ ફીટ ઉંચા ને ૧૨૬ ફીટ લાંબા છે. ગુફા તરફ ઝાડી માર્ગે સંકડાસમાંથી જવાયછે. આ મંદીરના દરવાજાના થાંભા પાસે ત્રણ સિંહો એક પાછળ એક ગોઠવેલા છે. તેમજ અંદર ઠેક ઠેકાણે ગંજાવર હાથીઓપર તેમના માહવતોનાં પુતળાં ગોઠવેલાં છે. તેમજ કેટલાક હાથીઓને સણુગારી તેમની ઉપર હૌદા પણ ગોઠવેલા છે. કેટલાક સ્ત્રી પુરૂષોના નગ્ન પુતળાં મનુષ્ય આકૃતિથી પણ અહિં ગંજાવર કદના ગોઠવેલાં છે. આ ગુફામાં પાલી અથવા માગધી ભાષામાં કોતરેલા અનેક શિલા લેખો છે. તે ઉપરથી કેટલાક ગુફા શાલી વાહન શકે પૂર્વે ૬૦૦ ઉપરના જણાયાં છે.

**કાર્લિઅન્સ**—અથવા કેસ્ટલ ઑફ લીજીઅન. આ મનમૌથ શાયરનું પ્રાચીન શેહેર 'ઉસ્ક' નદીને જમણે કાંઠે ન્યૂપોર્ટની ઉત્તર પૂર્વે ૨ મૈલપર છે. અગળ અત્રે આર્ચબિશપનું મથક હતું પણ ઈ૦ સ૦ ૫૧૮ માં સેંટડેવ્હિડે તે ખસાડયું હતું. ૧૨ મી સદી આગમજ આ એક જાણીતું વેપારનું મથક હતું, પણ વેલ્સ અને એંગલોસેકસનો વચ્ચેની લઢાઈ પછી તે પડતી દશાએ પોહચ્યું છે. અત્રેથી પ્રાચીન રોમનોના વખતનાં પુતળાં, નળીયાં, નાણા વગેરે મળી આવ્યાં છે. આ ગામમાં એક પુરાણા કિલ્લાની દેવાલ ૧૮૦૦ યાર્ડ લાંબી ને ૧૦ ફીટ પોહળી કાયમ રેહલી છે. કીંગઆર્થરની ગોળ ટેબલ નામે જગા લંબગોળ આકારમાં ૨૨૨ ફીટ લાંબી ને ૧૯૨ ફીટ પોહળી કાયમ રહેલીછે. શેહેરમાં લોક વસ્તી ૧૩૦૦ ની છે.

**કારલિઓન**—મનમૌથ શાયરનું આ ગામ 'ઉસ્ક' ઉપર છે. આ શેહેરમાં જતાં એક પથ્થરની મજબુત બાંધણીનો પુલ ન્યૂપોર્ટથી ૨॥ મૈલના છેટાપર છે. લોક વસ્તી ૧૩૦૦ ની છે. આ ગામનું પ્રાચીન રોમન નામ Castrum Legionis હતું. આ ગામ વેલ્સ તથા એંગલો નોરમનોની ભયંકર લઢાઈ થઇ ત્યાંવેર ચઢતી કળામાં મહાલતું હતું પણ તે પછી પડી ભાગું છે.

**કાર્લિન એમિલી**—આ સ્વિડીશ નવલ કથા રચનાર બાનુનો જન્મ સ્ટોમ્સટેડમાં ૧૮૦૭ માં ૮ મી આગસ્ટે થયો હતો. ૧૮૩૮ માં પોતાની રચેલી પેહેલી વાર્તા પ્રસિદ્ધ કરી

હતી. ૧૮૪૧ માં સ્ટોકહોલ્મ ખાતેના એક બારિસ્ટર તથા કવિ જે. જી. કેર્લિન સાથે બીજવર પરણી હતી. એણીએ ૩૦ નવલ કથાઓ રચી પ્રસિદ્ધ કરી હતી. તેમાં મુખ્ય સ્ટોક હોલ્મમાં રહી ૧૮૬૯ થી ૧૮૭૫ વેરમાં રચી હતી. મરણ ૧૮૯૨માં ૫ મી ફેબ્રુવારીએ નિપજ્યું હતું.

**કારલિસ્લી જ્યૉર્જ વિલ્યમ ફ્રેડરીક હાવર્ડ ૭ મો કે૦ જી**—જન્મ ૧૮ મી એપ્રેલ ૧૮૦૨ માં લંડનમાં થયો હતો. વિદ્યા અભ્યાસ ઇટન અને ખ્રાઇસ્ટચર્ચ ઑકસફર્ડમાં કર્યો હતો. ૧૮૨૧ માં પેહેલે નંબરે પરિક્ષામાં પસાર થઈ ચેનસેલર તથા ન્યુડીગેટનું ઇનામ મેળવ્યું હતું. ૧૮૩૦ માં એ યૉર્ક-શાયર તરફથી પાર્લામેંટમાં દાખલ થયો હતો. રિફૉર્મ બીલ પછી એ વેસ્ટ રીડીંગમાં જઈ રહ્યો ત્યાં લૉર્ડ મેલબોર્નના હાથ તળે આયરલંડના મુખ્ય સેક્રેટરી તરીકે ૧૮૩૫થી ૧૮૪૧ વેર રહ્યો હતો અને લૉર્ડ જૉન રસલના હાથ તળે જંગલના વડા 'કમિશનર' તરીકે ૧૮૪૬ વેર કામ બજાવ્યું. ૧૮૪૮ માં એને અમીરી પદ્વિ મળી. ૧૮૫૫ માં એને પાલમર્સ્ટનને આયરલંડના લૉર્ડ લેફટન્ટનો ઓધો બખસ્યો હતો. એણે પોતાની મુસાફરીના ઉત્તમ ગ્રંથો રચી પ્રસિદ્ધ કર્યા છે. મરણ ૫ મી ડીસેંબર ૧૮૬૪ માં નિપજ્યું.

**કાર્લોવિંહ'જીઅનનો વંશ**—જર્મનીના પ્રાચીન ઇતિહાસમાં આ રાજવંશ પ્રસિદ્ધતા પામી ગયું છે. આ ધરાણાનો મૂળ પુરૂષ 'મેરોવિંહ'જીઅન' રાજાની કારકીર્તિમાં ખાસ કારભારી તરીકેના ઓધ્ધા ઉપર હતો અને તેના સગા સ્નેહિઓ મુખ્ય મંત્રીનું પણ કામ સંભાળતા. પેપિન ધી શૉર્ટ આ રાજ્ય વંશનો મૂળ પુરૂષ હતો. એના અમલમાં કાર્લોવિંહ'જીયનના વંશને રાજ્ય પદ પ્રાપ્ત થયું. આ પેપિન અધિપતિનો બપાવો ઘણો શૂરવીર અને અદલ ઇન્સાફી હતો. તેમજ પેપીન ધી ગ્રેટનો પિતા ચાર્લસ માર્ટેલ પોતાના પિતાથી પણ શૂરવીર હતો. ચાર્લસે ઇ. સ. ૭૩૨ માં આરબો ઉપર જીત મેળવી જર્મની તથા બીજા ખ્રિસ્તી રાજ્યોમાં માન પામ્યો. તેનું મરણ ઇ. સ. ૭૪૧ માં નિપજ્યું. ઇ. સ. ૭૪૨ થી ૭૫૨ સુધી પેપીન ધી શૉર્ટ રાજ્ય કારભારી થયો, એણેજ મેરોવિંહ'જીઅન રાજાને પદભ્રષ્ટ કરી રાજ્ય ગાદી મેળવી. એણે લાંબાર્ડિના રાજા વિરૂધ પોપને મદત આપવાથી પોપે એને પેટ્રિઆર્ક ઑફ રેમ (રેમન પ્રજાનો પ્રતિપાલક) એવી પદ્વિ આપી. પેપીન ઇ. સ. ૭૬૮ માં મરણ પામ્યો, તે પછી શાર્લમેન ગાદીનશીન થયો. તેનું મરણ ૮૧૪ માં નિપજ્યું. તે પછી લુઈ ધી પાયસ ગાદીનશીન થયો, ને ૮૪૦ માં મરણ પામ્યો. તે પછી તેનો વડો કુંવર લોથેઅર પાદશાહ થયો, પણ વ્હર્ડનના કોલકરાર થયાથી રાજ્યની વેંહેંચણી થઇ તેથી જર્મનીનું રાજ્ય જૂદું બની તે લુઇ ધી જર્મનને મળ્યું. લોથોક ૮૬૨ માં મરણ પામ્યો. તેના મરણથી તેના ભાઇ લુઈ ધી જર્મન તથા ફ્રાન્સના બાદશાહ ચાર્લસે તે વેંહેંચી લીધું. આ વેંહેંચણીથી લૉરેન પ્રાંત જર્મનીને મળ્યું. લુઇ ૮૭૬ માં મરણ પામ્યો તે પછી તેનો પુત્ર ચાર્લસ ધી ફેટ ગાદીનશીન થયો. એને પ્રજાએ પદભ્રષ્ટ કરી તેના ભત્રીજા આર્નલ્ફને ૮૮૭ માં ગાદીનશીન કીધો. એ ઘણો શૂરવીર હતો. એણે ઇટલી દેશ ઉપર પણ જીત મેળવી હતી. એ શૂરવીર હોવાથી એના દુશમનોએ એને ઇટલીમાં ઝેર આપી ઇ. સ. ૮૯૯ માં મારી નાખ્યો. તે પછી તેનો બાળક બેટો ગાદીનશીન થયો. પણ તે બાળવયમાંજ ૯૧૧ માં મરણ પામવાથી કાર્લોવિંહ'જીઅન ધરાણાએ કુલે ૧૬૦ વર્ષ રાજ્ય વૈભવ ભોગવ્યો અને જર્મનીમાં તે પછી સરદારો સત્તાધિકારીઓ થયા હતા.

### આ ધરાણાની વંશાવળી.




**કારવલ્લી**—આ કારેલાની જાતનો એક પ્રકારનો વેલો છે. એનાં ફળનો તથા પાંદડાંનો રસ ઔષધિ ઉપયોગમાં યોજેલો છે. સુશ્રૂત મુજબ એનો રસ કફનો નાશ કરે છે, તથા તાપ વગેરે રોગ ટાળે છે. રગતપિતના રોગમાં એનો રસ ચોપડવામાં આવે છે. આરબ હકીમો એમાં પાચક ગુણ છે એમ માને છે. હાથ પગ ઉપર સોજો ચઢયો હોય તો એના પાંદડાંના રસમાં થોડું નિમક નાખી તેનો લેપ ચોપડવાથી સોજો ઉતરી જાય છે.

**કારવાન**—આફ્રિકા, ઇરાન તથા એશિઆના કેટલાક ભાગોમાં મુસાફરી કરવા થકી મુસાફરોનો જે કાફલો એકત્ર થાય છે તેને કારવાન કહે છે. કારવાનમાં ૧૦૦૦ થી વધારે ઉંટો યા ખચ્ચરો હોય છે. મુખ્ય કરી રણમાં ઉંટ અને પહાડી ભાગમાં ગધેડાંનો ઉપયોગ કરવામાં આવે છે. વેપારી તથા જાત્રાળુઓના કારવાન, મક્કા, મદીના વગેરે ગામો તરફ જાત્રાએ તથા વેપાર અર્થે જાય છે. મક્કા તરફ વધારે જવા માટે જે મોટો કારવાન જમાવ થાય છે તેમાં મુખ્ય કેરો અને દમાસ્કસના ગંજાવર સંખ્યાવાલા કારવાન જાણીતા છે. હજ કરવા જતાં કારવાનનાં વડા સરદારને 'અમીર અલહાજી' કહે છે અને વેપારી કારવાનનાં વડાને 'કારવાનબાશી, અથવા 'લૂયસ' કહે છે. કારવાન સાથે મુસાફરી કરવામાં લુટારાઓનો ભય હોતો નથી અને તેથી ઘણાખરા લોકો કારવાન સાથેજ મુસાફરીએ નિકળે છે.

**કારવાન**—ગુજરાતમાં ગાયકવાડ સરકારના તાબેનું રેલ્વે સ્ટેશનવાલું ગાંમ, મિઆગામની પૂર્વે ૫ મૈલપર ને ડભોઇની પશ્ચિમે ૭ મૈલ

પર છે. આ ગામમાં એક પવિત્ર તલાવ છે. તે વિશે એવી દંતકથા છે કે કોઇ બ્રાહ્મણ તથા તેની બાઇડી ભરૂચ નજદીક ભૃગુક્ષેત્રમાં રેહેતા હતા. તેમનો એક પુરો ૮ વર્ષનો પુત્ર નર્મદા નદીમાં ડુબી મરણ પામતાં તેઓએ ભારે શોક કર્યો, ત્યારે શિવે તે છોકરાનું રૂપ લઈ તેમને પોતાની પાછળ દોડાવી કારવાનના તલાવ પાસે આવી પોતાનું રૂપ પ્રગટ બતાવી દર્શન આપ્યાં ને ત્યાં રહી પોતાની પૂંજા કરવા કહી પોતે તળાવમાં અદર્શ થયા. લોક વસ્તી ૩૨૦૦ ની છે. આ ગામના ચાર જૂદા જૂદા નામો છે. દંતકથા મુજબ આ ગામ શિવને અતિ પ્રિય છે. સત્ય યૂગમાં આ ગામને તેહપુરી, ત્રેતાયૂગમાં કાનભદ્ર અથવા મયપુરી, દ્વાપરમાં મેધાવતી ને કલિયૂગમાં કાયવિરોહણ કેહતા હતા, હાલનું કારવાંન નામ કાયવિરોહણનું અપભ્રંશ છે. આ ગામમાં અનેક મંદીરો તથા તલાવો અને કુંડો છે. તેમાં ગયા કુંડ પ્રસિદ્ધ છે.

**કારવાર**—મદ્રાસ ઈલાકામાં ઉત્તર 'બ્રિટીશ કેનેરા' માંહે કાલી નદીની ખાડીના દક્ષિણ બાજુનું આ પડતી હાલતમાં આવેલું શેહેર. આગળ આ શેહેર વેપારનું મુખ્ય મથક હોઈ ૧૬૬૩ માં ત્યાં ઇસ્ટઈંડીયા કુંપનીની કોઠી હતી. તે વેળા આ શેહેર હૈદરઅલી તથા તેના પુત્ર ટીપુસુલતાનને તાબે હતું અને તેજ સમયે એ પડતી હાલતે પુગું હતું. કારવાર જીલ્લો ગોવાની તદન સંમાતરમાં દક્ષિણ પૂર્વે ૫૦ મૈલપર અને મુંબઈની દક્ષિણ પૂર્વે ૨૯૫ મૈલપર છે.

**કારવોટા**—ઇસ્ત ઈંડીજમાં આ એક અતિ ઉંચું તાડનાં ઝાડનાં વર્ગનું વૃક્ષ પુશકળ પેદા થાય છે. એનું ફળ અતિ તિખાસદાર હોય તેનો ગર જો ચામડીપર ચોપડયો હોય તો તેથી અતિશય વેદનાં થાય છે. આ ફળ પાસે છિદ્ર પાડવાથી તેમાંથી તાડી જેવો રસ વહે છે. કોઇ વેળા ગરમ ઋતુમાં એક ઝાડમાંથી દર કલાકે ૪ પાઇટ તાડી વહેછે. આ તાડીને ઉકાળી તેની સાકર બનાવવામાં આવતી હોવાથી તેને ત્યાંના લોકો Jaggery Palm કહે છે. એનાં ઝાડનાં ગરમાંથી વાંશિયા ચોખાદાણા નિકળે છે. એના પાંદડાંનાં દાંડા માંહેથી નિકળતા શાખાના દોરડાં વાહાણો માટે તેમ ઝીણી દોરી જાળી બનાવવાના ઉપયોગમાં આવે છે.

**કારશી**—આ બોખારાનું શેહેર બોખારા શેહેરની દક્ષિણ પૂર્વે ૯૫ મૈલપર અને સમરકંદની દક્ષિણ પશ્ચિમે ૮૦ મૈલપર છે. અત્રે કાબુલ, બોખારા અને હિંદુસ્થાન સાથેનો ચાલુ વેપાર વેહેવાર ચાલે છે. આ ગામમાં ઉત્તમ પ્રકારની ચાકુ છરી તથા બંદુકો બને છે. લોક વસ્તી ૨૫૦૦૦ ની છે.

**કાર્સ**—રશિયન આર્મેનિયાનો આ કિલ્લો અર્ઝરૂમની ઉત્તર પૂર્વે ૧૧૦ મૈલપર છે. આ કિલ્લો સમુદ્રની સપાટીથી ૬૦૦૦ ફીટની ઉંચાઇના સપાટ મેદાન ઉપર સખત થંડી વાલી ઋતુવાલા ભાગમાં છે. લોક વસ્તી ૮૬૭૨ ની છે. તેમાં મુખ્ય વસ્તી આર્મેનિયનોની છે. એશિયામાં ઓટોમન શેહેનશાહાત સમયનો અત્રે એક ગંજાવર કિલ્લો છે. આ કિલ્લો ૧૮૨૮ માં રશિયનોએ જીતી લીધો હતો. ૧૮૪૫ માં ૬ માસ વેર આ કિલ્લા સામે ધુજારો ચલાવવામાં આવ્યો હતો. પણ ૧૮૭૭ માં બર્લીનની કૉંગ્રેસે રશિયનોને સ્વાધિન આપ્યો. તે પછી એની કિલ્લેબંદી વિશેષ મજબુત કરવામાં આવી છે.

**કાર્સટેરીસ વિલ્યમ**—આ જાણીતો રાજદુઆરી તથા ધર્મોપદેશકનો જન્મ ગલાસગો પાસે કેથકેટમાં ૧૧ મી ફેબ્રુવારી ૧૬૪૯ માં થયો હતો. ૧૬૬૩ માં એડીનબર્ગની યૂનિવ્હરસિટીમાં અભ્યાસ કરી પોતાની બાહોશી અને ચંચળાઈથી ૧૬૬૭ માં ગ્રેજ્યૂએટ થયો. ત્યાંથી એ ૧૬૬૯ માં ખુદ્રતી જ્ઞાન શિખવા યૂટ્રીરથ ખાતે ગયો ત્યાં એણે નમ્રતા, મનુષ્ય અભ્યાસ, રાજદુઆરી વિષયો વગેરેનું પુખ્ત જ્ઞાન સંપાદન કરી પ્રસિદ્ધતા મેળવી. ૧૬૭૨ માં એ લંડન ગયો. ૧૬૭૫ માં એને પ્રજામાં બેદીલી ફેલાવવા માટે કેદ કરી ૧૬૭૯ માં

એડીનબર્ગના બંદીખાનામાં પુર્યો. ૧૬૮૨ માં એને હૉલંડ તરફથી નીશાન સાથે મોકલવામાં આવ્યો હતો. એ ઈંગલીશ અને સ્કૉટીશ કોલકરારનાં પ્રપંચમાં શામેલ હતો અને તેનાં વડા રસલ અને આર્ગાઇલ હતા. એ રાઇહૉસ પ્લોટ વિશે જાણતો હતો પણ તે તરફ એ બીલકુલ પસંદગી ધરાવતો નહોતો. એને તે માટે કેદ કરી આર્ગાઈલના પ્રપંચની ખબર મેળવવા ઘણી રીતે હેરાન કરવામાં આવ્યો પણ એણે તે વિશે જરાએ બાતમી આપી નહિ, આથી એને લંડન, એડીનબર્ગ અને સ્ટરલીંગમાં ૧।। વર્ષ કેદ રહેવું પડ્યું. ૧૬૮૫ માં હૉલંડ જવા દીધો અને ૧૮૮૬ માં લીડનના ઈંગલીશ ચર્ચના બીજા ઉપાધ્યાની જગાપર નેમવામાં આવ્યો. એણે સ્કૉટીશ રાજ્ય અમલમાં અતિ અગત્યનો ભાગ ભજી બતાવી ૧૭૦૪ માં એડીનબર્ગની યૂનિવ્હરસિટીનો પ્રિન્સીપાલ થયો. એનું મરણ તા૦ ૨૮ મી ડીસેંબરે ૧૭૧૫ માં નિપજ્યું હતું. એના મોતથી સ્કૉટલંડે એક વીરલો, સખાવતે બહાદુર પુરૂપ ખોવાનો ભારે શોક પાળ્યો હતો.

**કારાકેલસ**—આ ક્રૂર અને પ્રપંચી રોમન શેહેનશાહ પોતાના કપટ ભાવથી વેર લેવા માટે જાણીતો થઇ ગયો છે. જન્મ લેયોન્સ ખાતે ઈ૦ સ૦ ૧૮૮ માં થયો હતો. જન્મ નામ એસીનીયસ હતું. એણે તખ્તનશીન થતાં ઓસ્રોહૅની પ્રાંતના હાકમ અબ્ગારસને ઈ૦ સ૦ ૨૧૨ માં કેદ કરી આર્મેનિયાના રાજાને પણ દગાથી કેદ કરી અશકાનિયન શેહેનશાહાત પ્રપંચથી હાથ કરવાની બાજી રચી. તે વેળા અશકાની શેહેનશાહ અર્દવાન હતો. તેની પર કારાકેલસે એલચીખાતું મોકલી અર્દવાનની બેટીને નેકામાં માગી, પણ અર્દવાન ચતૂર હોવાથી કુન્હેથી તે માંગણી પાછી ફેરવી છતાં કારાકેલસે બીજું એલચી ખાતું મોકલી લગ્ન નકી કર્યાં. લગ્ન થકી પોતે મુદ્દ મદાયનમાં ઈ૦ સ૦ ૨૧૫ માં લશકર સાથે દાખલ થઇ જ્યારે ઇરાનીઓ નભરવક્ષ બની રંગરાગમાં મશગુલ હતા ત્યારે તેમની પર અચાનક હુમલો કરી મોટી લુટ ચલાવી રોમ તરફ નહાશી ગયો. કારાકેલસના આવા પ્રપંચથી અર્દવાનને ઘણું ખમવું પડયું પણ તે પોતાનું તાજો તખ્ત બચાવી શકયો. બીજી તરફ કારાકેલસે અશકાનિયાન શેહેનશાહત હાથ કરવા નવી ચઢાઇ કરવાની શરૂઆત કરી કાર્હિ ખાતે ગયો, પણ ત્યાં માહાતાબ દેવતાના મંદીરનો નાશ કરવા જતાં 'જુલ્યસ માર્શિયાલીસ' નામે તેના એક ચોકીબાને જાન લીધો. આ બનાવ ઇ. સ. ૨૧૭ માં ૮ મી એપ્રેલે બન્યો.

**કારા મોહમદ તુર્કમાન**—એશિયા માઇનરનાં તુર્કમાંન ટોળા બે ભાગમાં વેંહેંચાયલા છે. એકને કારા ને બીજાને આકા ટોળાનાં કહેતા. કારા મોહમદ કારા ખાનદાનનો સ્થાપક સરદાર હતો. આર્મેનિયામાં એના રાજ્યનું 'વાન' મુખ્ય શેહેર હતું. ત્યાં એ સ્વતંત્ર હાકમી ચલાવતો હતો. એનો બેટો કારાયૂસુફ તેની પછી ગાદીએ બેસતાં તેણે સર્વત્ર પોતાની સત્તા સ્થાપવા માંડી પણ તૈમુરલંગે તેને હરાવી નહસાડયો હતો. પણ જ્યારે તૈમુર મરણ પામ્યો, કે યુસફ ઇજીપ્તથી પાછો ફરી બગદાદનાં રાજયકર્તા સુલતાન મહમદ જલાયાર ઇલ્કાની પર જીત મેળવી તેને ૧૪૧૦ હિ. સ. ૮૧૩ માં મારી નાખ્યો. અને ૧,૦૦,૦૦૦ માણસોનું મોટું લશકર એકઠું કરી તૈમુરના બેટા સુલતાન શાહારૂખ પર ચઢાઇ લઈ ગયો પણ માર્ગમાં બેમાર પડી ઈ. સ. ૧૪૧૧ (હિ. સ. ૮૧૪) માં તૈબ્રિજ ખાતે મરણ પામ્યો. તેના પછી તેના બેટા સેકંદર તર્કે લશકરની સરદારી લીધી પણ તેને ૧૪૨૧ માં શાહારૂખે હરાવ્યો. એણે અનેક લઢાઇઓ કરી પણ તેમાં ફતેહ પામ્યો નહિ. તેટલાં એનાજ બેટાએ એને ૧૪૩૭ માં મારી નાખ્યો. આથી મહારૂખે 'રે' શેહેર પોતાના રાજ્ય સાથે જોડી નાખ્યું; અને તૈબ્રિજ સેકંદરના ભાઇ જહાનશાહને આપ્યું. જહાનશાહ ઈ. સ. ૧૪૬૭ માં

તુર્કમાન સરદાર ઉઝુન હસન સાથે લઢતાં માર્યો ગયો. તેને ૩૦ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો.

**કારિકલ**—મદ્રાસ ઇલાકમાં આ ફ્રેન્ચ મથક તાંજોરના બ્રિટીશ જીલ્લામાં કારોમાંડળના કિનારાપર કાવેરી નદીના એક ઝરા નજદીક આવેલું છે. બ્રિટીશ તાંજોરમાં જે ફ્રેન્ચ સંસ્થાન આવેલું છે તે માત્ર ૬૩ ચૌરસ મૈલ છે. ૧૮૧૪ માં થએલી ગુપ્ત સંધિકરણથી ત્યાં કિલ્લો બાંધવામાં આવ્યો હતો. આ શેહેર તથા ત્યાંના ફ્રેન્ચ સંસ્થાનની જુમલે વસ્તી, ૪૯૭૩૦૭ ની ૧૮૯૦ માં અંકાઇ હતી. કોલકરાર મુજબ ત્યાં ફ્રેન્ચોથી લશકર રાખી શકાતું નથી પણ તેમને માત્ર પોલીસ સિપાઇઓ રાખવનો અખત્યાર છે. ગામમાં દીવાણી દરબાર, એક નાહની તુકડી અને સરકારી ઑફીસો છે. તાંજોરની પૂર્વે ૪૭ મૈલપર અને મદ્રાસની દક્ષિણે ૧૫૦ મૈલપર છે.

**કારિંદા**—કોકણ તથા કર્નાટકમાં એના વેલા ઉગેછે. ગુજરાત તથા દખણમાં આ કંદ થતાં નથી. એના વેલા એટલા જલ્દી વધેછે કે કોઇ વેળા એક દિવસમાં એક હાથ ઉંચા વધી જાયછે. એના વેલાપર દોઢ હાથ આંતરે ગાંઠો હોયછે, ત્યાંજ પાંદડા આવેછે, તે ગાંઠપર ફણગા ફુટી તે વેલો આસપાસ પસરી જાયછે, આ ગાંઠની નીચે મૂળિયાં ફુટી તેને નાહના નાહના કારિંદા લાગેછે તે ત્યાંજ વધી કેરી જેવડાં થાયછે, વેલા સુકાતા કારિંદા કાઢી લે છે તથા જે જમીનમાં તે પાકેછે તે જમીન ખોદી નાખેછે.

મૃગના વર્ષાદનો વખત આવતાં કોકણના જંગલોમાં જ્યાં ત્યાં કારિંદા ઉગેછે. આ કારિંદા ખાધાથી ઘેન ચઢેછે, તથા ઉલટી થાયછે; તોપણ ગરીબ લોકો તેને ખાવામાં લીયેછે. આથી ઉપદ્રવ ન થાય તે માટે તેને છોલી કાતરી કરી તેને રાખ ચોપડી પાણીમાં બોળી કાઢી ફરી ધોઇ નાખી તડકામાં સુકવી ખાવાના ઉપયોગમાં લેછે.

કારિંદાની કડવી ને મીઠી બે જાતો છે. મીઠા કારિંદાની છાલ કાળી હોયછે, તે ખાધાથી કાંઇ પણ ઉપદ્રવ થતો નથી અને કડવા કારિંદાની છાલનો રંગ સફેદ હોયછે. મિઠાં કારિંદા સેકી તથા બાફી ખવાયછે. કારિંદાનો વેલો ઔષધિ ઉપચારમાં અકસીર છે. રક્તાતિસાર ઉપર કડવાં કારિંદા બાફી તેનો ભૂકો કરી તેમાં જીરની ભુકી અને મેદા ખાંડ તથા ઘી નાખી ખાવા આપવામાં આવેછે.

**કારિબ્સ**—આ અમેરિકન ઇંડીયન પ્રજાએ કોલંબે વેસ્ત ઈંડીયાનાં ટાપુમાં પ્રથમ વસાહત કરી હતી, પણ હાલમાં તેમની મુખ્ય વસ્તી કારિબિયન સમુદ્ર કાંઠે ડેરીનની સામુદ્રધુનિ એમેઝોનના મુખ વેર પસરેલી છે. શ્રેષ્ટ કારિબ્સ પ્રજા ઓરીનિકો અને ગાયનામાં વસેછે, તેમનું અસલ નામ કેરીના, કેલીનાગો અને કેલીના (જે પરથી આદમ ખોર કહેવાયછે) પરથી કારિબ્સ કહેવાય છે. દક્ષિણ અમેરિકા તરફના કારિબ્સો હજી મનુષ્ય ભક્ષ કરેછે. મિશ્ર કારિબ્સ પ્રજા ગવાટેમાલામાં તથા મોસકવેહાના કિનારા તરફના જંગલમાં વસેછે. ઇ૦ સ૦ ૧૭૩૮ માં સેંટ વિન્સેન્ટમાંથી ઈંગલીશોએ તેમને હાંકી મેળી દૂર જઈ વસવાની ફરજ પાડી હતી.

**કારૂ**—કેપ કોલોની માહેલો એક ઉંચ પ્રદેશ, મુખ્ય કારૂનો ભાગ સમુદ્રની સપાટીથી ૩૦૦૦ ફીટ ઉંચો છે. આ ભાગ ૩૫૦ મૈલ લાંબો ને ૭૦ થી ૮૦ મૈલ પોહળો છે. આ પ્રદેશ ન્યુવૉલ્ડબર્ગની ઉત્તરે અને ઝ્રૉર્થબર્ગની દક્ષિણે છે.

**કારૂન**—શાહાનામામાં આ ઇરાની સરદારને રૂસ્તમની જોડે જોડ અને અફ્રાસીઆબની સામે લઢતો જાબજા દર્શાવ્યો છે. કારૂન ઘણુંકરી લશકરના મધ્ય ભાગનો સરદાર ગણાતો હતો. એણે કયકોબાદના અમલમાં થએલી અફ્રાશિઆબ સાથની લઢાઇમાં શીમ્સ જેવા તુરાની શૂરવીરને મારી નાખ્યો હતો.

**કારૂન**—ઇરાનની આ જાણીતી નદી ઇસ્પહાન નજદીક ઝર્દેખો પર્વતમાંથી વહેતી બખતિયારી

નદીના પશ્ચિમ ડુંગરાની જોડમાંથી 'શુસતર' તરફ વહેતી વધેછે. આ નદી અહવાઝ નજદીક અતિ ઝડપથી વહેછે. કારૂનનો નીચલો પાટ હાલ ખેડવા લાયક છે, એનાં કાંઠાપર ૧૮૯૦ થી ટ્રેમવે ચાલુ કરવામાં આવી છે. અહવાઝ નજદીક કારૂન ૩૦૦ થી ૫૦૦ યાર્ડ પોહળી છે. ત્યાંથી એ એક સરખી ૧૧૭ મૈલ દેશમાંથી વહેછે. આથી એની આસપાસનો પ્રદેશ ફળદ્રુપ છે. યુક્રેટીસ અને ટાયગ્રીસના સંગમપર મોહરા આવેલું છે. ૧૮૪૨માં લેફ્ટનન્ટ સ્લબી કારૂનથી શુસતર વેર ગયો હતો પણ ૧૮૮૮ વેર ત્યા સુધીનો માર્ગ કોઇએ બરાબર ખેડીયો નહોતો.

**કારેન**—આ ખાનદાન સાસાનિઆન શેહેનશાહતના જમાનામાં પ્રસિદ્ધતા પામી ગયું છે. આ ખાનદાન પોતાને પાદશાહ ગુશતાસ્પના વંશજ તરીકે જણાવતા હતા અને તેમના વંશજોમાં ઝાબ, ઉર્વન્તનો છોકરો કરેસ્ત, તેમજ વિરસ્પ, આઝાત અને ફ્રાઇઓધ જેવા નામીચા પુરૂષો પ્રસિદ્ધતા પામી ગયા છે.

**કારેનો**—બ્રહ્મદેશમાં કારેનના પહાડી પ્રદેશમાં આ કારેનો પ્રજા વસે છે. તેઓ લાલ વસ્ત્ર પેહેરતા હોવાથી રાતા કારેનોને નામે જાણીતા થએલા છે. તેમનામાં પાઘડી, જામો વગેરે સર્વ વસ્ત્રો લાલ પેહેરે છે અને સ્ત્રીઓ રંગબેરંગી વસ્ત્રો પેહેરવાનો શોખ ધરાવેછે. સ્ત્રીઓ કપડાં સીવીને કદી પેહેરતી નથી પણ માત્ર કમરે કટકા વિંટાળી બીજો છેડો ખાંધ ઉપર વિંટાળી તેને ગાંઠ મારી બાંધે છે. તેમની સ્ત્રી તથા મરદો રૂપાના તથા દાણાના અલંકારો પેહેરવાનો શોખ ધરાવે છે.

આ પ્રજાને માથે 'સઉબવા' નામે એક સરદાર હોયછે, તેની સત્તા ટોળાપર ચાલેછે. આગળ તેઓ લુટારૂનો ધંધો કરી વટેમાર્ગુઓને પકડી ગુલામ તરીકે વેચતા હતા. પણ એક વેળા એવો બનાવ બન્યો કે બરબાના રાજ્ય દરબારમાંથી એક શાહાજાદો નાહાશી કારેનો પ્રજાના સરદાર 'સઉબવા' પાસે જઈ રહ્યો અને ત્યાં સ્વપરાક્રમે સરદારની પદ્વિ પામ્યો અને પછી બ્રહ્મદેશના રાજાને જણાવ્યું કે જો તેનો ગુન્હા માફ કરી સુલ્હે કરશે તો તે કારેનો પ્રજાને તેનું વડપણ કબુલતાં શીખવશે. રાજાએ તેને માફી બક્ષવાથી તે વખતથી કારેનો પ્રજા બ્રહ્મદેશના રાજાની રૈયત ગણાઇ હતી.

આગળ કારેનો પ્રજામાં ગોલામી ધંધો ચાલુ હતો ત્યારે એક જુવાન સ્ત્રીની કિંમત રૂ. ૮૦ ને જુવાન મરદની કિંમત બલદની એક જોડ જેટલી ગણુતા હતા. તેઓ 'ઇપે' નામના દેવતાને માનેછે.

**કારેલુ**—એના વેલાને કારેલી ને ફળને કારેલાં કહેછે. એ સફેદ અને લીલા એવાં બે જાતના થાયછે. એના બિયાં વર્ષમાં બે વખત વાવવામાં આવેછે. પ્રથમ જૂન માસની શરૂઆતમાં અને બીજા નવેંબરમાં. પેહેલા વાવેલા કારેલાં સપટેંબરમાં આવેછે. કારેલાં સ્વાદમાં કડવાં પણ ગુણકારી હોયછે. સાધારણ કારેલું ૧ ઇંચથી ૭ ઇંચ લાંબુ હોયછે પણ ફળદ્રુપ જમીનમાં તે ૧ ફીટ જેવડા લાંબા થાયછે.

એના વેલાના પાંદડા તથા ફળનો રસ ઔષધિમાં અતિ ઉપયોગી ગણાય છે. સુશ્રુત મુની મુજબ એ કફહર, કૃમિનાશક, અરૂચિનાશક, કફવાત, પ્રશમન, પાચક, વગેરે ગુણો ધરાવે છે. એના પાંદડાં અથવા ફળનો રસ કાઢી નાહનો ચમચો ભરી તેમાં ખાંડ ભેળી 'શતાર્શ' રોગપર આપેછે. તે શિવાય સોજા વગેરેપર તે ઉપયોગી છે. રગતપિત્તના રોગપર એના પાંદડાનો રસ કડવાં કવઠના તેલમાં ભેળી ચોપડવાથી બુરૂં દરદ દફે થાયછે.

વાંઝ કર્ટોલી એ એક એજ વનસ્પતિની જાતી છે ને તેનાં મૂળીયાં ઔષધિમાં ઉપયોગી છે.

**કારોનર**—વગર વારેસનું અથવા શકભર્યું મરણ નિપજતાં તેના મરણના કારણની તપાસ કરવા બેસનારી પંચનો વડો. આ રેવાજ અસલ વારેથી સર્વ દેશમાં ચાલુ છે. જ્યાં મોત નિપજ્યું હોય ત્યાં વસતા પાંચ શખસોને એકઠા કરી ગામનો આમલતદાર અથવા પટેલ પંચાયત નામું વાંચતો અને

તેનો ફડચો કરતું. હાલમાં પણ તેજ રૂઢીએ કામ લેવામાં આવેછે પણ મોટા શેહેરોમાં ખાસ વડો કારોનર નેમેલો હોયછે.

ઈંગલંડ દેશમાં આ રેવાજ ૧૪૭૦ થી શરૂ થયો. ૧૮૬૦ માં ઈંગલંડમાં સઘળી મળી ૩૧૦૦૦ જૂરી ભરવામાં આવી હતી. હાલમાં ૬૭૦૦૦ ના આંકડાપર કામ વધી ગયુંછે.

**કારેનેડસ**—બિઆમાં ઉતારેલી લોઢાની નાહની તોપ. એના નલાનો ગાળો ૬ થી ૬૮ રતલી ગોળો સમાવી શકે તેવડો પોહળો આવેછે. એની પેહેલી બનાવટ ઈ. સ. ૧૮૫૨ માં જનરલ રોબર્ટ મેલવેલીએ શોધી કાઢી અને ૧૮૭૯ માં મી૦ ગેસકોઇગને પોતાના કારખાનામાં આ બનાવતા હતા. આ તોપ દરયાઇ કાફલામાં અતિ ઉપયોગી ગણાઇ છે, અને તેનો ગોળો ઘણે છેટે જઇ શકેછે.

**કારોબ**—અથવા અલગારોબા. આ અંજીરના ઝાડને મળતું વૃક્ષ મેડીટરેનીયનમાં ઉગે છે. એના પાંદડા હરહમેશ લીલાં હોઇ તે લંબ ગોળાકાર ૩ થી ૪ નાહની પાંદડીદાર હોયછે. ફુલો કળી વિનાના, ફળ કળીદાર ૪ થી ૮ ઈંચ લાંબુ હોય છે. એનો ગર સ્વાદિષ્ટ હોયછે, પણ બિયાં કડવાં હોવાથી તે કશા ઉપયોગમાં આવતા નથી. એનો ગર તથા કળી સાઈપ્રસ તરફના લોકો ખાવાના ઉપયોગમાં લીયેછે.

આ ફળ મૂર તથા આરબોમાં પ્રિય ખાણું ગણાયછે. આ ફળમાંથી નિકળતો ગર ઘોડા તથા ઢોરોના ખોરાક માટે પુષ્ટિકારક ગણાયછે. બ્રિટનમાં એ 'લોકાસ્ટીબીન'ને નામે જાણીતું છે. દરેક ઝાડ ઉપરથી ૮૦૦ થી ૯૦૦ રતલ શીંગો નિકળેછે. એનું લાકડું મજબુત ને ટકાઉ હોવાથી તે ઘણું વપરાયછે. એની છાલમાંથી રંગ બનાવવામાં આવેછે.

**કારોમાંડલનો કિનારો**—દક્ષિણ હિંદુસ્થાનનો પૂર્વ કિનારો. એ બંગાળના અખાતનો કિનારો બનેછે. આ કિનારાપર ઘણીક નદીઓની ખાડીઓ ફેલાયલી છે, પણ એનો કિનારો દરેક ઋતુમાં વહાણોને સલામતી ભર્યા રીતે લંગરવાનું મથક ધરાવતું નથી. માત્ર બલેકડઉનું બંદર ઉપલાથી નિરાળું છે; અને ત્યાના બંદર પર ડક્કો બાંધેલો હોવાથી તે ઉત્તર તરફના વેપારનું મથક ગણાયછે. બીજી જગાઓપર બંદર બાંધેલાં નહિ હોવાથી વાહાણોને ખુલ્લા સમુદ્રમાં લંગર કરી પડી રહેવું પડેછે. વર્ષની આખેરીમાં જ્યારે ઉત્તર પૂર્વ તરફનો તુફાની પવન સાથે વર્સાદ વર્સે છે ત્યારે તે કિનારો તદન ભયભર્યો બનેછે. દરેક ઋતુમાં કારોમાંડલના નીચલા બંદરો પર વેપાર ચાલુ હોયછે. મુખ્ય બંદર શેહેરો નિગાપટ્ટન, નેગોરી, ત્રાંકવેબાર, કદ્દાલોર, પોન્દેચરી, સેદ્રાસ, મદ્રાસ, અને પ્યૂલટકે છે. કારોમાંડલનો કિનારો બ્રિટીશ સત્તાતળેના તાનજોર, આર્કાટ, ચીંગલપટ ને નેલોરનો સમાવેશ કરેછે.

**કારોલ**—આ તાલુકો ખાસ ઝાલાવાડ પ્રાંતમાં ભોઇકા થાણાની હદમાં છે. તેમાં ૧૧ ચોરસ મૈલ જમીન ને બે ગામો છે. વસ્તી ૧૩૦૦ ની છે. વાર્ષિક ઉપજ સુમારે રૂ ૬૦૦૦ ની ઉપજે છે, તેમાંથી બ્રિટીશ તથા જુનાગઢ સરકારને રૂ ૭૯૬ આપવા પડેછે. અહીંના તાલુકદારો જાતના રજપૂતો હોઈ લીંમડીના ભાયાત છે. કારોલ ચુડાના રેલ્વે સ્ટેશનથી પૂર્વે ૫ મૈલપર છે. તેમાં ૧૦૮૦ ની લોક વસ્તી છે.

**કારોલીન એમિલી ઈલિઝાબેથ**—૪ થા જ્યૉર્જની બાનુ. ડયૂક ઑફ બ્રોંકસવિક ચાર્લસ વિલ્યમની બીજી બેટી ને જ્યૉર્જની બાનું. જન્મ ઈ. સ. ૧૭૬૮ ૧૭ મી મે માં થયો. ૧૭૯૫ માં પ્રિન્સ ઑફ વેલ્સ સાથે એના લગ્ન થયાં હતાં; પણ આ પ્રિન્સ કુછંદી અને પરસ્ત્રી સાથે વ્યવહારમાં જણાતાં વરવહૂ વચ્ચે સખત અનબનાવ થયો. કારોલીને એક બેટીનો જન્મ આપી જૂદી થઈ. તે વેળા એનીપર જૂઠાં આળ અડાવવામાં આવ્યાં પણ તેણી કલંક રહિત બની છુટી ગઇ હતી. ૧૮૧૪ માં આથી

કારોલીન પ્રાકૃતિક જઇ રહી. ત્યાંથી મેડીટરૅનિયનના કાંઠાપર ફરતી કોમો સરોવર તરફ છુપે નામે જઇ રહી. પણ ૧૮૨૦ માં એનો પતી ઈંગલંડનો રાજા થતાં પોતાનો રાણી તરીકેનો દરજ્જો તથા ૫૦,૦૦૦ પૌંડનું વર્ષાસન માંગ્યું હતું જે તેણીને આપવામાં નહિ આવવાથી તેણીએ ઈંગલાંડમાં જવાનો ઠેરાવ કર્યો. આથી જ્યૉર્જે પોતાના વજીરો મારફતે પાર્લામેંટમાં એની પર વ્યભિચારનું તોહમત મૂકાવી સજા કરાવાનો પ્રયત્ન કર્યો. આથી રાણીપર લોકોને દયા આવી ને તેથી એના લાભ થકી લોકોએ તુફાન ઉઠાવ્યું. 'બ્રાહામ' નામે બુદ્ધિમાન વકીલ રાણીનો બચાવ કરવામાં પ્રસિદ્ધતા પામ્યો. આથી અંતે કારોબારીઓએ એની પરનું કામ પડતું મેળયું. ૧૮૨૧ માં ૧૯ મી જુલૈયે રાજ્યાભિષેકની ક્રિયા વેસ્ટમિન્સટર એબીમાં થઇ ત્યાં વગર તેડે કારોલીને જવાની કોશેસ કરતાં પોહોરેગીરોએ તેનું અપમાન કરી બહાર કાઢી. આવા અપમાનના સંતાપથી દુઃખી થઇ તેજ વર્ષમાં ૭ મી આગસ્ટે મરણ પામી. રાજાની નાતરસ ચાલથી કારોલીનનું મોત નિપજવાથી પ્રજા રાજા સામે બેદીલ થઇ હતી.

**કાલકા**—આ પ્રજા ચીનાઇ પ્રજાની વંશજ ને માંગોલીયનોને મળતી છે. તેમનું કાલકા નામ એક કાલકાપીરા નામે નદી ઉપરથી પડ્યું છે. કાલકા પ્રજાની વસતીવાલો ભાગ પૂર્વથી પશ્ચિમ વેર ૨૨ અંશ અને દક્ષિણથી ઉત્તર સુધી પરૂ અંશ વેર ફેલાયલો છે. એઓ ૪ એમકોમાં વેંહેંચાયલા હોઈ ખાનોની સરકારી તળે વસે છે. આ પ્રજા ગલીચ અને જંગલી સ્થિતિમાં હોવા છતાં શૂરવીર અને ખડતળ છે. તેમના ચેહેરા માંગોલીયન ચેહેરા કરતાં કદરૂપા હોઈ બેડોળ ઘાટના હોયછે. તેઓ ઐયાશી જીંદગી ગુજારે છે અને શિયાળામાં આખો વખત ઘેરમાં ભરાઈ રહી વખત ગુજારે છે. ઉન્હાળામાં ઢોરોનાં દુધપર તેમજ ભટકવામાં જીંદગી ગુજારે છે, તેમના સરદાર ચીનના શેહેનશાહના ફરમાબરદાર ગણાય છે છતાં તેઓ તીબેટના લામાઓને પૂજ્ય ગુરૂ તરીકે માનેછે.

**કાલકુટ**—એક પ્રકારની વનસ્પતિ. એનું કાલકુટ નામ સંસ્કૃત છે, પણ બીજી ભાષામાં તેનું નામ જડતું નથી, કારણકે આ વનસ્પતિનો હજી નિર્ણય થયો નથી અને પ્રાચીન વૈદોએ એનું સૂક્ષ્મ વર્ણન આપ્યું નથી. એ બછનાગ જાતનાં એક ઝેરી વનસ્પતિનું મૂળીયું છે.

સૂશ્રુત મુનિએ જે ૯ ઝેરોનું વર્ણન આપેલું છે તેમાં આ એક છે અને મુખ્ય કરી કાલકૂટ માલવા પ્રાંત તથા વિંધાદ્રિ પર્વતપર મળેછે એમ વર્ણન કર્યુંછે. ડૉ પાંડુરંગ ગોપાલ એને હેલીબોર Hellebore Black સાથે સરખાવે છે, ચરકમુનિના વખતમાં એને નવ ઝેરોમાં ગણી એનો ઔષધિ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો.

(૨) ભારત વર્ષિય ઉત્તર આનર્તની ઉત્તર તરફનો દેશ. (૩) મગધ દેશમાંનો એક પુરાણ પ્રસિદ્ધ પર્વત.

**કાલકેય**—કશ્યપ ઋષિની સ્ત્રી કાલાના પુત્ર તથા વંશજ, તેઓ વૃત્રાશુરનાં બળાથી દેવતાઓ સાથે યૂદ્ધ કરતા હતા, ત્યારે ઈંદ્રે વૃત્રાસૂરને માર્યો ત્યારે એઓ સર્વ સમુદ્રમાં જઇ ભરાયા. એઓ દિવસે પાણીને તળીયે છુપાઇ રહી રાત્રે પાણી બહાર નિકળી ઋષિઓનો ભક્ષ કરતા, તેથી એક સમે ઉર્વરિત ઋષિ ભય પામી ગુફામાં જઇ ભરાયો પણ તેથી ધર્મ કર્મ થઇ શકયા નહિ. તે પછી સર્વ ઋષિઓએ ઈંદ્રની સાક્ષતાથી બ્રહ્માને શરણે ગયા ત્યારે બ્રહ્માએ સઘળાને અગસત્ય પાસે મોકલ્યા. અગસત્ય ઋષિએ તપોબળે સમુદ્ર પી ગયા જેથી કાલકેય પણ તેમના પેટમાં પચી ગયા.

**કાલપી**—એજ નામના પ્રગણાનું આ શેહેર જમના નદીના જમણા કાંઠાપર આવેલુ છે. આ તરફ નદીનો પાટ ૧॥ મૈલ પોહલો છે; પણ ઉન્હાળામાં તેનો પાટ માત્ર અરધા માઇલનો રહેછે. નદી અને શેહેર વચ્ચે એક

નાહનો કિલ્લો આવેલો છે. જે ૪૦ ફીટ ઉંચોછે. આ કિલ્લો કુદ્રતી રીતે સિદ્ધો ઉંચા ખડક ઉપર આવેલો છે છતાં કિલ્લાની નબળી બાંધણીને લીધે તે શત્રૂ સામે ટેકાવ કરવા જેવડો મજબુત નથી. ૧૮૨૫ માં ત્યાંના જમીનદારે ૫૦૦ માનસોની એક તુકડીની મદદથી કિલ્લાપર હલ્લો કર્યો હતો, પણ બ્રિટીશ સૈન્યના બળ આગળ હારપામી જમીનદાર કેદ પકડાયો હતો.

આગળ કાલપી એક મુખ્ય શેહેર હોઇ ત્યાં મુખ્ય ટંકસાલ હતી. પણ હાલમાં માત્ર તે બુંદેલખંડના કપાસ માટેનું પ્રખ્યાત મથકછે. અત્રે કાગળ બનવવાનું તથા ખાંડનું કારખાનું છે, કે જે પોતાની હુન્નરમંદી માટે હિંદમાં વખણાય છે. ૧૮૫૩ માં અત્રે ૨૧૮૧૨ ની વસ્તી હતી.

કાલપી શેહેર ખંબાતના અધિપતિ વાસુદેવે ઇ. સ. ૩૩૦ થા ૪૦૦ માં વસાવ્યું હતું, પણ ૧૧૯૬ માં કુતબુદીન નામે મહમદ ઘોરીના સુબાએ જીતી લીધું હતું ૧૫૨૭ માં પઠાનોનાં હાથથી દિલ્લીના પાદશાહ બાબરને તાબે ગયું હતું. તે પછી દિલ્લીના શેહેનશાતની પડતી પછી અહમદશાહ દુરાનીની ૧૭૬૧ ની ચઢાઇ પછી તે મરાઠાઓને તાબે થયું, અને ૧૭૭૮ માં બ્રિટીશોને હાથ આવ્યું, પણ તેઓએ તુરત છોડી દીધું હતું. પણ વસાઇના કોલકરાર સમયે ઇસ્તઈંડીયા કંપનીને સ્વાધિન કર્યું હતું. જે પછી નાનાગોવિંદ નામે જાલોનના જમીનદારે પોતાની વિરૂધતા દરશાવી હક રજુ કરાથી બ્રિટીશ સરકારને નાહની ઝપાઝપી પછી ૧૮૦૬ માં કાલપી તથા નાનાગોવિંદ તાબે થયાં હતા. કાલપી આગ્રાની દક્ષિણ પશ્ચિમે ૧૩૦ મૈલ પર કાનપૂરની ઉત્તર પશ્ચિમે ૪૬ મૈલપર અને અલાહબાદની ઉત્તર પશ્ચિમે ૧૫૩ મૈલ પરછે.

**કાલમકસ**—આ માંગોલીયન પ્રજાનો મુખ્ય ભાગ મધ્ય એશિઆ અને પશ્ચિમ તરફ દક્ષિણ રશિયામાં વસેછે. આ પ્રજાની મુખ્ય દોલત ઘોડા, ઢોરો ને બકરાં છે. તેમના રીતી રેવાજો માંગોલીયન પ્રજાને મળતાં હોઇ 'લામા'ના ધર્મને તેઓ માનેછે. તેમની ભાષા પૂર્વ માંગોલીયન પ્રજાથી તદન નિરાળી છે. તેમનું સાહિત્ય મુખ્ય કરી ધર્મજ્ઞાન કથાઓનું છે. ઇ. સ. ૧૬૫૦ માં કાલમકસ પ્રજાને લગતો ટોરગોડ ટોળો રશિઆ માહેલા ઝુંગેરિયામાંથી દેશત્યાગ કરી ૧૬૭૩ માં ડૅરબૉડ ટોળાને અને ૧૬૭૫ માં કૉશકુંડને મળી ઉકાખાનની રાહબરી તળે પરદેશ ગયો હતો. અને ઘણીક મુસીબતો પછી અઢારમી સદીની સેવટમાં આલતાઇ પર્વત તરફ ચીનના ઇલી પ્રગણામાં જઈ ઠર પડયા હતા. હાલમાં યૂરોપિયન રશિયામાં આ પ્રજાની લગભગ ૧,૧૦,૦૦૦ ની લોક વસ્તી છે અને એશિઆટીક રશિઆમાં ૫૫૦૦ ની વસ્તી છે. ચીનમાં આ પ્રજાની વસ્તી પાંચ લાખ કરતાં વધુ છે.

**કાલમાર**—સ્વિડનનું આ બંદર શેહેર કાલમાર સૌન્ડના ટાપુમાં ઓલેંડ ટાપુ નજદીક છે. આ બંદર શેહેર છે તેમજ ત્યાં કેથીડ્રલ તથા કિલ્લાઓ છે. કાલમારમાં ચીકોરી, દીવાસળી અને તમાકુના કારખાનાઓ છે. અત્રે વહાણો ઘણી ઉત્તમ કારીગરીથી બાંધવામાં આવે છે. લોક વસ્તી ૧૮૯૧ મુજબ ૧૧૮૨૨ ની હતી.

**કાલમેઘ**—આ બંગાલી વનસ્પતિ કરિયાતાથી તદન વેગળી પણ તેનાજ વર્ગની છે. એને સંસ્કૃતમાં ભૂનિંબ કહે છે. એ કફ તથા પિત્ત, તાપ નાશ કરવાનો ગુણ ધરાવે છે. એના નાહના છોડ બગીચામાં જ્યાં ત્યાં ઉગી નિકળે છે. મુખ્ય કરી બંગાલમાં એ ઘણી ઉત્પન્ન થાય છે. એને અંગે કડવો રસ વિપૂલ હોયછે. બોપદેવે એને તાપ ઉપર અકસીર જણાવી છે.

હિંદમાં એને મળતી બાજી ૪ થા ૭ જાતની વનસ્પતિ જાણીતી છે. ઉદી કરિયાતું, શિલાજીત, ઝીપ્રેગાંઠી કરિયાતું, અફીત (અરબી નામ છે.) મમીજવા અને પાષાણભેદ. એ સર્વે આષધિ એક સરખા ગુણ ધરાવે છે. એનો કાવો બનાવવાનું વર્ણન ડૉ૦ ડીમકકૃત મેટિરિયા મેડિકા નામના ગ્રંથમાં આપેલું છે.

**કાલયવન**—કોઇ એક યવનાધિપતિએ યાદવોનાં પરાજ્યાર્થે પોતાના ક્ષેત્રમાં (સ્ત્રી-થી) ગર્ગ-મુનિ પાસેથી નિર્માણ કરેલો પુત્ર. એ કાબુલના **તાલજંઘ** નામના ક્ષત્રીય રાજાનો પુત્ર હતો. એ મોટો પરાક્રમી અને યાદવોને અજીંક્ય હતો. એક પ્રસંગે એ મોટા સૈન્ય સાથે યાદવોપર ચઢાઇ લઇ ગયો. ત્યારે બેઉ વચ્ચે મોટું યૂદ્ધ થયું તેમાં કૃષ્ણે એને જય મેળવતો જોઇ યૂક્તિથી તેને મારવા માટે લઢાઇ દરમ્યાન કૃષ્ણ નહાટો એટલે કાલયવાન તેની પાછળ દોડયો. કૃષ્ણ મુચકુંદ રાજાના ગુફામાં દાખલ થયો. ત્યાં મુચકુંદને સૂતેલો જોઇ તેની ઉપર. કપડું ઓઢાડી પોતે બીજી તરફ સંતાઇ બેઠો. કાલયવાન કૃષ્ણની શોધ કરતો ગુફામાં આવી ચઢયો. તેણે મુચકુંદને કૃષ્ણ સમજી લાત મારી ઉઠાડ્યો કે મુચકુંદે જાગૃત થઇ ક્રોધથી કાલયવનપર નજર ફેંકતા તે બળીને ભસમ થયો હતો.

**કાલવિન**—આ મહા વિદવાન ધર્મ સુધારક નો જન્મ ૧૫૦૯ માં થયો હતો. એણે પારીસ ખાતે વિદ્યા અભ્યાસ કર્યો હતો. ફ્રાન્સમાં રહેવું જોખમ ભર્યું જણાતાં એ સ્વિતઝરલેંડ માના 'બાલા' શેહેરમાં આવી રહ્યો, ત્યાં એણે ઇ. સ. ૧૫૩૫ માં 'ખ્રિસ્તી ધર્મના મૂળ તત્વો' એ નામનું પુસ્તક પ્રગટ કર્યું. તે ગ્રંથથી એની કીર્તી જગેજગ આશકારા થઇ અને યૂરોપની દરેક ભાષામાં એના ગ્રંથનો તર્જૂમો કરવામાં આવ્યો હતો. બીજે વર્ષે તે જીનોવા ખાતેના ધર્મ તત્વજ્ઞાનનો શિક્ષક નેમાયો પણ મતભેદ અને તકરારોને લીધે ત્યાંથી જલદીથી 'સ્ટાર્સબર્ગ' તરફ નહાશી જવું પડયું. પણ ઈ. સ. ૧૫૪૧ માં ફરી જીનો આના લોકોએ ફરી તેને તેડાવ્યો, ત્યારથી તે પોતાની જીંદગીના અંત સુધી ધર્મ ઉપદેશક તથા ગ્રંથ રચવાનું કામ કર્યો ગયો. તે મોટો ઉદ્યોગી હતો. દર વર્ષે તે ૧૮૬ વાએજો અને ૨૮૬ કીર્તનો અને તે શિવાય લોકો સાથે વાદવિવાદ થતાં તેના ઉત્તરમાં આપવામાં આવતા ભાષણોની સંખ્યા સર્વેથી વધુ હતી. એનું મરણ ઈ. સ. ૧૫૬૪ માં નિપજ્યું. સ્કૉટલંડની પ્રજા હાલમાં એનો ધર્મ મત પાળેછે.

**કાલઠિહુ**—કોસિયાનો આ દ્વિપકલ્પ કાલવીના અખાતપર, બાસ્ટીયાની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં ૩૮ મૈલપર છે. ૧૭૯૪ માં નેલસને ૫૧ દિવસ ઘેરો નાખી આ શેહેર તાબે કીધું હતું. તે પછી કોરસિયાંને ૧૭૯૫ માં જીતી લીધું હતું લોક વસ્તી ૧૯૮૭ ની છે.

**કાલવિભાગ**—વેદાંગ જ્યોતિષ જે કાળે રચાયું તે વેળા કાલ વિભાગ તેજ ક્ષેત્ર વિભાગની પદ્ધતિ સ્થાપન થઇ હતી. સૂર્ય સિદ્ધાંતાદિ જ્યોતિષ ગ્રંથમાં કાલ વિભાગ અને ક્ષેત્ર વિભાગ (ગોલાર્ધનાં ભાગ) નું કોટક નિચે મુજબ આપેલું છે.

| | | | |
|---|---|---|---|
| ૬૦ | પળ | = | વિપળ |
| ૬૦ | વિપળ | = | દિવસ |
| ૩૦ | દિવસ | = | માસ |
| ૧૨ | માસ | = | વર્ષ |
| ૩૬૦ | દિવસ | = | વર્ષ |

| | | | |
|---|---|---|---|
| ૬૦ | વિકલા | = | કલા |
| ૬૦ | કલા | = | અંશ |
| ૩૦ | અંશ | = | રાશી |
| ૧૨ | રાશી | = | ગોલાર્ધ પરિઘ |
| ૩૬૦ | અંશ | = | ગોલાર્ધ પરિઘ |

એમાં કાલવિભાગ અને ક્ષેત્ર વિભાગ એકજ રીતે ગણત્રીમાં લેવાય છે. એજ મુજબ વેદાંગ જ્યોતિષમાં નક્ષત્રની કલા '૬૧૦' છે, અને દિવસમાં તે માહેલો ચંદ્ર જેટલો ચાલે છે તેટલો એટલે ૬૦૩ કલા દિવસની માને છે. (ઋક પાઠ શ્લોક ૧૮ અને ૨૧ મો) દિવસની કલા ૬૦૩ એ ગણીતને ધોરણે ઠીક ગણત્રી જણાતી નથી, પણ નક્ષત્ર સંબંધથી બરાબર છે. આ ક્ષેત્ર ઉપરથી કાલ વિભાગ બન્યો, અને ૧૨૪ પર્વ ઉપરથી નક્ષત્રના ૧૨૪ અંશ માનેલાં છે. આ કાલ વિભાગને અનૂસરે એવો ક્ષેત્ર વિભાગ થયો આ રીતે વેદાંગ જ્યોતિષ છે અને વેદથી ચાલતા આવેલા વર્ષના ૩૬૦ દિવસતેમાંજ છે,

અને સૌર વર્ષના બરાબર ૧૨ વિભાગ એટલે ૧૨ સૌરમાસ, મહિનાના ૩૦ દિવસ એ 'કાલમાનો' છે તો પછી તે ઉપરથી સેહેજમાં જણાઈ આવનાર ગોલાર્ધના રાશી વિભાગ ઠેરવવા એ કલ્પના, વેદાંગ જ્યોતિષ રીતી જેમાં સ્વતંત્રપણે જાણીતી થઇ, એ નિર્વાદ છે. (જુઓ કોષ્ટક.)

**કાલવૃત્તાંત**—આ નામના બે ગ્રંથો જુના કરારમાં છે. આ ગ્રંથો 'એજ્રા' નામના શખસે રચેલાં હશે એવો તર્ક છે. કાલવૃત્તાંતના પેહેલા ગ્રંથમાં આદમથી એજ્રાના વખત સુધી વંશાવળીઓ આપેલી હોઈ તેમાં વચ્ચે વચ્ચે ઈતિહાસ સમાવ્યો છે. એમાં 'શૌલ' રાજાની થોડીક હકીકત લખ્યા પછી છેલ્લે ડેવિહ્ડ રાજાની કારકિર્દીનું વર્ણન આપેલું છે. કાલવૃત્તાંતના બીજા ગ્રંથમાં સુલેમાનના રાજ્યની યાહુદી પ્રજા 'બેબિલોનીયાથી' પાછી આવી ત્યાં વેરનો ૪૮૦ વર્ષનો ઇતિહાસ છે.

**કાલહસ્તી**—આ શેહેર મદ્રાસની વાયવ્યે ૫૦ મૈલપર છે. અત્રે કાલહસ્તી નામના એક મહાદેવનું મંદીર છે; અને તે મહાદેવને વાયૂલીંગ એવી સંજ્ઞા છે, તેનું કારણ ચમત્કારીક છે, કે તેના લીંગ પાસે મેળેલી બત્તી તુરત બુજાઇ જાયછે. આથી તેને પવનલીંગ પણ કહેછે.

**કાલ્હા**—હાલમાં આ ખંડીયર શેહેરને 'નીમરોદ' ને નામે ઓળખવામાં આવેછે. ૧૮૪૯ માં મી૦ લિયાર્ડે ખોદકામ ચલાવ્યું ત્યારે તેમાંથી 'અશૂર નાઝીરપાલનો બાંધેલો આકાશ મંદીર, બીજા શાલમેનનો મેહેલ, નેબો નામના દેવતાનું દેવાલય વગેરે ૩૦૦૦ વર્ષ ઉપરની ઇમારતો મળી આવી હતી.

**કાલાપાની**—વાયવ્ય પ્રાંતમાં કયૂમોનના જીલ્લામાં વહેતો એક જાણીતો ઝરો. ત્યાંના દેશીઓ આ ઝરાને કાલી નદીનો એક ફાંટો ગણી પવિત્ર તરીકે માનેછે. આ ઝરો ઉત્તર પૂર્વ ઢોલાવ ઉપરનાં પર્વત ઉપરથી વહેતો બ્યન્સ પાસની દક્ષિણ પશ્ચિમે ૫ અને અસ્કોટની ઉત્તર પૂર્વે ૪૫ મૈલપર વહેછે. એનું પાણી પશ્ચિમ ભણી થોડા સો ફીટ નીચે વહેછે ત્યાં તેને કાલાપાની કહેછે, આ ઝરાને બ્યન્સ પાસમાં બે નદી મળવાથી તે ઉત્પન્ન થએલો છે. આ ઝરો સમુદ્ર સપાટીથી ૧૧૪૧૩ ફીટ ઉપર વહેછે, માન સરોવર તરફ જતાં જાત્રાળુઓ ચોકસ ધર્મક્રિયા કરવા માટે પ્રથમ કાલાપાનીમાં સ્નાન કરી પવિત્ર બનેછે.

**કાલાબાગ**—આ શેહેર ઈંડસ નદીના જમણા કાંઠા ઉપર છે. અત્રેથી ક્ષાર પર્વતની હાર લંબાયલી પંજાબથી અફ્ઘાનિસ્થાન વેર ફેલાઇ છે. આ તરફ વેહેતા નાળાનો ઉંચો ઢોળાવ અતિ ઘણો પોહળો હોઇ તે ગામ નજદીક ૩૫૦ યાર્ડ પોહળો છે. નદી કાંઠેના ખડકનો કરાડો અતિ સાંકડો હોઇ તે પાણીથી ૧૦૦ ફીટ ઉંચો છે. ગર્મીમાં કાલાબાગ ખાતે સખત તાપ પડેછે. એની પાસેના પર્વતમાંથી સ્લેટ તથા ફટકી મળેછે. આ ફટકી બનાવવા થકી થરો એકઠા કરી તેને ઉષ્ણતા આપી તેમાંથી ફટકી બનાવેછે. તેમજ પશ્ચિમ હિંદુસ્થાન તથા અફ્ઘાનિસ્થાન માટે અત્રેથી નિમક રવાના કરવામાં આવેછે. કાલાબાગ પાસે કોલસાની ખાણો છે પણ તેમાં ઝાઝો કોલસો મળતો નથી. કાલાબાગ તરફની નદીમાંથી મુલતાન અને કરાંચી સુધી જવાયછે. લોકવસ્તી ૨૫૦૦ ની છે.

**કાલાહિંદ**—આ પહાડી પ્રદેશની ઉત્તર પશ્ચિમે બંગાલની સરહદ, પૂર્વે બોદ, કટકની સ્વતંત્ર પહાડી જાતનો પ્રદેશ ને જેપૂરનો મુલક છે. એ દક્ષિણ ઉત્તર ૧૫૦ મૈલ લાંબો ને ૪૬ મૈલ પોહળો છે.

**કાલિકાચાર્ય**—વિક્રમ સંવત પૂર્વે ૧૭ માં આ એક જૈન જતી થઇ ગયો છે. એ ધારાવાસ નગરના રાજા વૈરસિંહનો પુત્ર હતો. એને જૈન મતના સાધુઓએ બોધ આપ્યાથી એ જતી થયો હતો અને પોતાની બેહેન 'સરસ્વતી' ને જૈન મતનો બોધ કરી આરજા બનાવી હતી.

સરસ્વતી એક સમે બીજી આરજાઓ સાથે

ફરતી ઉજ્જની નગરમાં જ્યારે જઇ ચઢી ત્યારે ત્યાંના રાજા ગાંધર્વસેને તેનું રૂપ જોઇ તેનીપર મોહીત થયો. ગાંધર્વસેને સરસ્વતીને બળજબરીથી પોતાના અંતઃપુરમાં દાખલ કરી. આથી કાલિકાચાર્યને ઘણો ક્રોધ ચઢયો. તેણે રાજાને ઘણી રીતે સમજાવ્યો પણ તે નહિ સમજવાથી કાલકાચાર્ય સિંધુ નદીને બીજે કાંઠે રેહેતા "સાહી' રાજા પાસે જઇ મદદ મેળવી માળવાપર ચઢાઇ કરી ગાંધર્વસેનને હરાવી નહસાડયો ને પોતાની બેહેન સરસ્વતીને આરજા બનાવી ને ઉજ્જનીનું રાજ્ય જય મેળવનાર સાહી રાજાને સોંપી આપ્યું. તે વખતથી સિથિયન અથવા શક વર્ષ માળવામાં સ્થાપન થયો હતો.

**કાલિકાછંદ**—આ છંદમાં પેહેલો, ત્રીજો, પાંચમો ને સાતમો રગણ, બીજો, ચોથો ને છઠો નગણ ને ૧ લઘુ ને ૧ ગુરૂ હોયછે. આ છંદમાં ૧૨ અક્ષરે વિસામો આવેછે.

**કાલીકુટલી**—આ વનઔષધિ હિંદમાં બે પ્રકારની મળેછે. એક જાત નેપાળમાં ને બીજી રાતા સમુદ્રમાં મળેછે. એના એક જાતનાં મૂળીયાં ૪ થી ૬ ઇંચ લાંબા હોઇ માહેથી તે કાળાં હોયછે, ને તે બહારથી ગાંઠવાલા હોયછે. એની બીજી જાત ઉપલા જેવીજ પણ માહેથી તે સફેદ હોયછે. બેઉ જાતના મૂળીયાં ઔષધિ ઉપચારમાં કામ આવેછે.

**કાલીગુલી**—'ઇંડીગો ફેરા' નામના એક ઝાડના પાતરાં, તથા ડાંખળીને પાણીમાં પિગળાવી તેના રસમાંથી આ પદાર્થ બનાવવામાં આવે છે. એ રંગની મૂખ્ય વસ્તૂ ગણાયછે. એની મોટી પેદાશ હિંદ તથા અમેરિકામાં થાયછે. એનો રંગ ખુદ બલુ છે પણ બીજી ચીજો સાથે મેળવ્યાથી તેનો રંગ કાળો બનેછે. આગલા વખતમાં આ પદાર્થ હિંદુસ્થાનમાંજ ઉત્પન્ન થતો હતો અને ત્યાંથી અલેકઝાન્ડ્રયાને માર્ગે યૂરોપ તરફ જતો હતો. બંગાલ શિવાય મદ્રાસમાં તિનાવલ્લી, જાવામાં ફીલીપાઇનના ટાપુ અને ગવાટી માલામાં પણ એના ઝાડ ઉગે છે. ( જુઓ ગુળી )

**કાલિદાસ**—આ મહાન સંસ્કૃત ભાષાનો કવિ તથા નાટકગુરૂ તરીકે પ્રસિદ્ધતા પામી ગયો છે. એના જમાના વિશે વિદવાનો વચ્ચે ઘણો મતફેર છે. કોઇ તેને રાજા વિક્રમના વખતમાં તો કોઇ ભોજના એક મંત્રી તરીકે ઓળખાવે છે. કાલિદાસનો જન્મ ઇ. સ. ૪૭૫ થી ૫૫૦ વેરમાં થએલો જણાય છે. કેમકે કુમારીલ સ્વામિએ કાલિદાસ વિષે પોતાના એક ગ્રંથમાં ઇસારો કરેલો છે, અને એજ કાલિદાસે ઇ. સ. ૪૭૬ માં થઈ ગએલા આર્યભટ્ટ પાસેથી ખગોળ વિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. તેમજ વરાહ મિહિર ઇ. સ. ૫૮૭ માં મરણ પામ્યો હતો; અને પંચતંત્ર નામના બાળકોને બોધ આપનારા કિંમતી ગ્રંથમાં વરાહમિહિરનું નામ જોવામાં આવે છે. આ ગ્રંથનો ૧૩૦૦ વર્ષ ઉપર ફારસી ભાષામાં તર્જુમો થએલો છે, અને એજ સમે કાલીદાસ વરાહમિહિરનો સોબતી હતો. તે શિવાય તેની સાથે ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, અને વરરૂચિ એ વિક્રમ રાજાના સભા માંહેલા નવ રત્નો ગણાતાં હતાં. એક શહાદત એવી છે કે સીલોનનો રાજા કુમારદાસ જે ઇ. સ. ૫૧૫ માં રાજ્યગાદીએ બેઠો તે કાલિદાસનો ચૂસ્ત વખાણનાર હતો.

જેમ વિક્રમાદીત્ય નામ ઘણા રાજાઓએ ધારણ કરેલું જણાય છે તેમ કાલિદાસ નામનાં ઘણાં પંડિતો થઇ ગએલા માલમ પડેછે, ત્યારે જે કવિએ રઘુવંશ, કુમારસંભવ, મેઘદૂત, શકુન્તલ નાટક, વિક્રમોર્વશી નાટક, ઋતુસંહાર, આદિગ્રંથો રચ્યાં તે કયા વિક્રમાદિત્યના વખતમાં થઇ ગયો તે વિશે ભિન્ન ભિન્ન મત ચાલે છે.

ડૉ૦ ભાઉદાજીએ આ વિષે કેટલોક શોધ કરી પોતાના એક નિબંધમાં 'રાજતરંગિણી' નામના સંસ્કૃત ભાષામાં લખાએલા કાશમિર દેશના ઇતિહાસના આધારપરથી તથા બીજા પ્રમાણો ઉપરથી એવો અભિપ્રાય આપ્યો છે કે "જે વિક્રમાદિત્યના વખતમાં કાલિદાસ

ઉપરાંત બીજા વિદ્વાનો થઇ ગયા, તે હર્ષ વિક્રમાદિત્ય રાજા જાણવો. એ સંવત નામનો શકકર્તા નહિ. હર્ષ વિક્રમાદિત્ય પાસે માત્ર ગુપ્ત નામનો મ્હોટો કવિ હતો અને તે સિવાય વેતાલભટ્ટ, ભૃર્તૃભટ્ટ, અમરસિંહ, વરાહમિહિર વગેરે વિદ્વાનો પણ હતા, માત્ર ગુપ્ત એ કાલિદાસનું બીજું નામ હશે. હર્ષ વિક્રમાદિત્યની વખતે ન્યાય, વ્યાકરણ, અલંકાર આદિ શાસ્ત્રોનું અધ્યયન સારૂં ચાલતું હતું. એવી કથા છે કે એક વખત વિક્રમરાજા કાલિદાસની વિદ્યા અને બુદ્ધિ જોઇ એટલો પ્રસન્ન થયો કે તેણે પોતાના રાજ્યમાંનો કેટલો એક ભાગ તેને સ્વાધિન કર્યો. આ કથાને મળતી આવે એવી એક વાર્તા રાજતરંગિણીમાં આપેલી છે કે "વિક્રમે મંત્રિગુપ્તને કાશમિરનો રાજા ઠરાવ્યો, કારણ તે વખતે તે દેશનો રાજા પ્રવરસેન બાલ્યાઅવથામાં હતો, ત્યાં મંત્રિગુપ્તે ૪ વર્ષ ૯ માસ રાજ્ય કર્યું હતું, અને તે પછી પ્રવરસેનને રાજ્યગાદી સોંપી હતી. કાલિદાસ ઉજ્જનિમાં રેહેતો હતો ખરો, પણ એની જન્મભૂમિ કાશમિરમાં હતી એમ જણાયછે. એની ઉપમાં તથા એના અલંકાર હિમાલય પર્વત સંબંધી ઘણાં છે, અને જે જે વનસ્પતિઓનાં નામ એણે ઉપમાં સારૂં પોતાના ગ્રંથમાં લખ્યાં છે તે તમામ વનસ્પતિયો કાશમિર પ્રાંતમાં મળે છે.

ભોજપ્રબંધ ઉપરથી ભોજની સભામાં પણ એક કાલિદાસ કવિ પ્રસિદ્ધતા પામી ગયો છે. આ પ્રમાણે કાળના અંતર ઉપરથી એ બન્ને કાલિદાસ નામના કવિ થયા, પણ તેમના ગ્રંથો ઉપરથી તેમને ઓળખી શકાય છે. રઘુવંશ, અને કુમાર સંભવ એ મહાકાવ્યમાંના બે કાવ્યો, શકુન્તલ નાટક અને વિક્રમોવર્શી નાટક વિક્રમાદિત્યના વખતના કાલિદાસે રચ્યાં હતા એવું જણાવવામાં આવેછે. બીજાં પણ કાલિદાસ કૃત જે ગ્રંથો મળી આવેછે તે આ પ્રમાણે—શૃંગાર, તિલક, અસજ્જન વર્જન, ઋતુસંહાર, માલવિકા ગ્નિમિત્ર નાટક, શૃતબોધ, મેઘદૂત કાવ્ય, હાસ્યાર્ણવ નાટક વગેરે.

રઘુવંશ—માહા કાવ્યના ૧૯ સર્ગછે, એમાં રઘુના કુળનું મૂળથી ઉત્તરે ઉત્તર વર્ણન કરેલું છે, આ કાવ્ય રામાયણમાંના એક ભાગ ઉપરથી રચ્યું છે.

કુમાર સંભવ—મહાકાવ્યના ૧૭ સર્ગ છે, એમાં કાર્તિકસ્વામિની ઉત્પંતિ વર્ણેલી છે, અને તેનીપર મલ્લિનાથે ટીકા કરી છે.

મેઘદૂત—કાવ્યમાં કાલિદાસે કરૂણારસ ઉત્તમ પ્રકારે બતાવ્યો છે અને આ કાવ્ય તમામ પોતાની કલ્પનાથી ઉત્પન કરેલું છે. તેમાં તેની મહાન કલ્પના શકિત પ્રગટ જણાયછે.

શાકુન્તલ નાટક મહાભારતમાંની એક કથા ઉપરથી રચ્યો છે. તેના ૭ અંકો છે. તેમા શાકુન્તલ અને દુષ્યંત રાજાનો મેલાપ, વિયોગ અને પુનર્સયોગ વર્ણેલો છે. આ નાટકમાં પિયૂ અને પ્રિયાના મન ઉપર રતિ-પતિ કોપીને કેવી અસર કરે છે તેનું શૃંગાર રસમાં વર્ણન કરી હદ વાળી છે. આ નાટક ઉપરથી સર વિલ્યમ જોન્સે કાલિદાસને હિંદુસ્થાનના શેકસપિયરનો ખેતાબ આપ્યો છે.

એ નાટકો શિવાય 'બાલ' ભાષામાં રચેલું 'હયગ્રીવ વધ નાટક' પણ કાલિદાસેજ રચેલું કહેવાય છે. પ્રોફેસર વિલ્સને શકુન્તલ તથા વિક્રમોર્વશી એ બે નાટકોનું તથા 'મેઘદૂત' કાવ્યનું ઈંગ્રેજી ભાષામાં ઉત્તમ રીતે ભાષાન્તર કર્યું છે. તેમજ જર્મનીના વિદ્વાન ઑડાલ્ફ ફ્રેડરીક સ્ટેનઝરે રઘુવંશ અને કુમાર સંભવ એ ગ્રંથો ઉપર લૅટીનમાં ટીકા કરી છે.

**કાલિંદી**—કૃષ્ણની ૭ મી સ્ત્રી, કાલિંદી પોતાને કૃષ્ણ પતિ મળે તે થકી યમુના તીરે તપ કરતી હતી. એ યમુનાની કન્યા હાવી જોઇએ કેમકે એ કોણની બેટી હતી તે વિષે કયે વર્ણન મળતું નથી. એક વેળા ઈંદ્ર ચર્તુમાસમાં ઈંદ્ર પ્રસ્થ ઉપર હતો તે વેળા અર્જુનને સાથે લઇ શેકાર ગાહમાં ગયો જ્યાં કાલિંદીને તપ કરતાં જોઈ. તેણીની ઇચ્છા જાણી ઈંદ્ર પ્રસ્થ

સાથે લઇ ગયો. તે પછી કાલિંદીને દ્વારકા મોકલી કૃષ્ણુ સાથે પરણાવી હતી. એને શ્રૃત વગેરે પુત્ર થયાં હતાં.

**કાલિદુંગા**—વાયવ્ય પ્રાંતમાં કૂમોનના જીલ્લાનું આ ગામ, એજ નામના પર્વત ઉપર 'ગાવરા' નદીને જમણે કાંઠે આવેલું છે. આ શેહેર ચંપાવતની છાવણીની દક્ષિણ પૂર્વે ૨૦ મૈલપર છે, ને સમુદ્ર સપાટીથી ૧૧૧૫ ફીટપર છે. આ પર્વતના સપાટ મેદાનથી ૧ મૈલ ઉપર કાલી નદીના ઓવારાની પેલે પાર ઇસ્ટ ઇંડીયા કુંપની અને નેપાલના રાજ્યની હદ બંધાતી હતી.

**કાલિ નદી**—મુંબઇ ઇલાકામાં ધારવાર જીલ્લામાંથી આ નદી વહે છે. આ નદી દક્ષિણ પશ્ચિમમાં વલાણ લઇ ૮ મૈલ વેહેતી સદાશીવઘર તરફ અરબી સમુદ્રને મળે છે. બારાબુતી એના મુખથી ૪૦ મૈલપર અને દક્ષિણથી વેહતી બીદહાથી નદી મળે છે.

**કાલિ નદી**—પૂર્વની.—દુઆબમાં આ નદી ગંગા અને જમનાની વચમાં વહેછે. સમુદ્ર સપાટીથી એ ૯૦૦ ફીટ ઉંચાઇપર વહેછે. મીરત શેહેરની નજદીક પશ્ચિમ મુખથી ૨૫ મૈલપર એ ખોદારાનાળાને મળેછે કે, જે નાળું આગળ કાલી નદીને પશ્ચિમ ભણીથી જોડાયલું હતું પણ હાલ તદન સુકાઇ ગએલું છે. ખોદારાનાળા બ્રિટીશ હદમાંથી પસાર થાયછે. તેનીપર બે પુલો બાંધેલાં, તેમાંનો એક ઇસ્ટઇંડીયા કુંપનીએ અને બીજો બેગમ સમરૂએ બાંધ્યો હતો. ઉન્હાળામાં કાલિ નદીમાં થોડાં પાણી રહેતાં હોવાથી તેમાંથી પગે ચાલી જઇ શકાય છે. બુલંદશિહોર નજદીક આ નદી ૭૬૪ ફીટ ઉંચાઇપર વહેછે. આ નદી એકંદર ૩૩૦ મૈલ વહેતી કનોજથી ૩ મૈલપર ગંગાને મળેછે.

**કાલિ નદી**—પશ્ચિમની.—આ દુઆબની નદી જમના અને ગંગા નદીના પ્રદેશ વચ્ચે શહરાનપૂરના જીલ્લામાંથી વહેછે. આ નદી સમુદ્રની સપાટીથી ૧૦૦૦ ફીટ ઉંચે છે. એ દક્ષિણભણી ૫૦ મૈલવેરની વલાણ લેછે અને મુઝફર નગરથી એક મૈલપર પશ્ચિમે વધી કર્નૂલનો માર્ગ પસાર કરી મુઝફર નગરની ૧૦ મૈલ નીચે દક્ષિણ પશ્ચિમે હિંદ નદીને મળેછે. એની એંકદર લંબાઇ ૭૫ મૈલની છે. આગળ આ નદી મીરતથી વહેતી ખોદારાનાળા સાથે સંબંધ રાખતી હતી પણ મહમદ અબુખાને નેહેર બાંધવાથી એ સીર દહાનાની ૮ મૈલ ઉત્તરે ખસી ગઇ છે.

**કાલિફ્લાવર**—આ ભાજીનું મૂળ વતન યૂરોપ તરફના દેશો છે. જ્યારથી યૂરોપીયનોએ હિંદુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપન કરી ત્યારે ત્યાંના ઝાડ સાથ એને પણ અત્રે લાવી રોપી હતી.

એનું બી ખાતર નાખી તૈયાર કરેલી જમીનમાં આગસ્ટ મહિનાના બીજા અઠવાડીયાથી સપટેંબર સુધી પંદર પંદર દિવસને આંતરે વાવેછે, અને તેને ૩ દિવસ આંતરે પાણી પાયછે જેથી તે ૧૦ દિવસમાં ઉગી નિકળેછે. તે પછી તે ઉગેલા રોપા ઉખેડી કાઢી તેને ખાતરમાં રોપેછે. પછી ત્યાં ૯ ઇંચ વધતાં બીજા ખાતરવાલી જગ્યામાં તેને વાવેછે. ત્યારે તેનું અંતર ૧૦ ઇંચ રાખવામાં આવેછે ત્યાં તેના મૂળીયાં પોણો ઇંચ જાડા થતાં તેને બીજા ખાતરવાલા કયારામાં ૨½ ફીટ અંતરપર રોપે છે. ત્યાં તેને બે દિવસ આંતરે પાણી પાઇ વધવા દીયે છે. કાલિફ્લાવરનાં મૂળમાં કીડા નહિ થાય તે માટે હિંગના પાણીમાં મૂળીયાં બોળી દાટવામાં આવે છે. કાલિફ્લાવર ઉપર થંડીમાં ફુલો આવવા માંડે છે. તે વેળા તેના બાજુનાં બે ફુલો કાપી લઇ તેના માથાપર બાંધેછે એટલે ફુલનો રંગ સફેદ થાયછે. કાલિફ્લાવરની અનેક જાતો છે તેમાં વાલચેનર, અર્લીલંડન, અર્લી એશિઆટીક, લેટ એશિઆટીક અને કાર્ટસ મનમથ એ મુખ્ય છે.

**કાલિમિરી**—આ તેકડી દક્ષિણ પૂર્વે તાંજોરની તરફ આવેલી છે. અત્રે નારીયળીના ઝાડની મોટી ઝાડીઓ આવેલી છે. ત્રીંકાબારની દક્ષિણે ૫૦ મૈલપર છે.

**કાલિય**—કાદ્રવેય કુળનો એક નાગ. એ પેહેલાં રમણદ્વિપમાં રેહતો હતો. તે દ્વિપમાં ગરૂડ અવારનવાર ઉતરી પડી સાંપોનો ભક્ષ કરતો તેથી સર્વેએ એક વિચારે ચોકસ દિવસે આ ગરૂડને ચોકસ ભક્ષ આપવાનો ઠેરાવ કરી તે ગરૂડને જણાવ્યાથી તે મુજબ તે વખતસર મેલેલો ખોરાક ખાઇ જતો. એક વેળા ગરૂડ માટે મેલેલો ખોરાક કાલિય ખાઇ ગયો. આથી બેઉ વચ્ચે ઝગડો ઉઠયો તેમાં કાલિય હારી નહાશીને યમુનાના ખોમાં ભરાયો, આથી ગરૂડ પાછો ફર્યો કારણ કે તે સ્થાન સૌભરિઋષિના શ્રાપથી ઝેરી બન્યો હતો; અને આ ભેદ કાલિયને માલમ હોવાથી તે ત્યાં જઈ ભરાયો. આ પાણીની ઝેરી વરાળ પણ એટલી વિષારી હતી કે ઉપરથી ઉડી જતા પક્ષીઓ વટીક ત્યાં મરણ પામતા. એક સમયે કૃષ્ણનું ગોવાળ ત્યાં આવી ચઢતાં તેણે ભૂલથી પાણી પીધાથી તે સર્વે મરણ પામ્યા ત્યારે કૃષ્ણે આવી તે ડોહમાં કુદી પડી કાલિયને પકડી પાડી મારવા માંડયો તેથી કાલિયના સ્ત્રી બાળકોએ કૃષ્ણની પ્રાથના કરી શુદ્ધ કરી નાખ્યું ને ગોવાળનું ઝેર ઉતાર્યું. આથી કૃષ્ણે કાલિયને જીવતદાન બક્ષી ગોવાળને રમણક દ્વિપમાં મોકલ્યું.

**કાલિસિંહ**—આ માલવાની નદી વિંધ્યાચળ પર્વતની દક્ષિણ તરફ વહેછે, એનો પ્રવાહ સાધારણ રીતે ઉત્તર ભણીનો છે. પોતાના મૂળથી લુદખાનના ડાબા ભાગ પર ૬૦ મૈલપર અદુ અને અમજાર નામના ઝરાઓને ગાગરૂન તરફ મળેછે. મુંકંદ્રાની દ્વારથી ૩૫ મૈલ નીચે એ નવાજને મળેછે, એ રીતે ૨૨૫ મૈલ વધી કાલિસિંદ અંબાલાને મળેછે. મૂખથી ૫૦ મૈલપર આંદગોંગ પાસે એ- ખોટાથી સાગર પસાર કરેછે. આ તરફ એની પોહોળાઇ ૪૫૦ યાર્ડની રહેછે. વર્શાદ સિવાયની બીજી ઋતુમાં આ નદી તદન છાલકી બનેછે.

**કાલુ**—અથવા કાળુ. એ એક જાતની કોટલાં સુધાની માછલીનું નામ છે. સીપની અંદર જે માવા જેવો મૌસનો પદાર્થ હોયછે તેને ઘણાકો ખાવામાં લેછે.

એક જાતના કાલુ કે જેના કોટલાંમાંથી મોતી નીકળેછે તેને મોતીનાં કાલુ કહેછે. આ જાતના કાલુમાંથી મોતી મળતા હોવાથી તે જાતના કાલુની કિંમત મોટી થાયછે. કાલુનું કોટલું બહારથી કઠણ, ખરબચડું અને મજબુત હોઈ માંહેથી ચળકતું હોઇ રંગબેરંગી હોયછે. એને સાધારણપણે સીપને નામે ઓળખવામાં આવે છે. તેના છરીના હાથા, ઘડીયાળનાં કોટલાં વગેરે તર્હેવાર ચીજો બનાવવામાં આવે છે. એક કાલુ માછલી એક વર્ષમાં દસ લાખ બચ્ચાં ઉત્પન્ન કરી શકે છે. કાલુના કોટલાં સોપારીથી તે નારીયળ જેવડાં મોટાં હોય છે. મેડેગાસકરના ટાપુમાંથી એક સમે એક કોટલું મલ્યું હતું તે દોઢ ફીટ લાંબુ હતું.

પ્લિનીના જણાવ્યા મુજબ ચોકસ કોટલાવાલી કાલુ માછલી વર્સાદના ટીપાં પોતાના મુખમાં ઝીલી લઈ તેનું મોતી બાંધે છે. અને આજે પણ વિદ્યાની નજરે એમજ મનાય છે કે કાલુ ચોકસ નક્ષત્રમાં પોતાનું મોહ ખોલ્લું રાખો વર્સાદના ટીપાં ઝીલી લિયે છે એટલે તેનું મોતી બંધાય છે.

યૂનાઇટેડ સ્ટેટના ઉત્તર ડાકોટા માહેલા ભાગમાં બે કાલુ માછલીથી ભરપૂર ટેકડીઓ છે. આ ટેકડીઓ ૨૦૦ ફીટ જેવડી ઉંચી છે. કાલુના ગંજાવર જથ્થાવાલી આ ટેકડીઓ લોગન પ્રગણાના દક્ષિણ પશ્ચિમ ભાગને છેક છેડે અને મિસાઉરી નદીની ૩૪ મૈલ પૂર્વે આવેલી છે. જમીનની સપાટીથી ૧૦૦ ફીટ ઉંચાઇ સુધી પોણો મૈલ પોહળી અને લંબ ચોરસ આકારની તે એકજ તેકડી છે પણ તે પછી તે બે ભાગમાં વેંહેંચાયલી છે.

બ્રાઇટનથી ૭ મૈલ દૂર આવેલા ન્યૂહેવનના બંદરની નજદીક કૅસલહીલ નામની જગા આગળ સમુદ્રની સપાટીથી ૧૫૦ ફીટ ઉંચી એક ટેકડી છે તે ઉપર પણ ઘણા ફીટની જાડાઇનું કાલુ માછલીનાં કોટલાનાં પડો છે.

કેન્ટમાં આવેલા બ્રોમલી અને બર્કશીયરમાં આવેલા રીડીંગમાં પણ તેવાજ જથ્થામાં તે મળે છે.

ગાલવેના અખાત નજદીક આવેલી કેગન્સ નામની જગામાં કાલુના કોટલાંઓના નાના નાના ડુંગરો છે. આ ટેકરા ૨૦૦ ફીટ લાંબા ને ૬૦ ફીટ પોહળા ને ૮ ફીટ ઉંચા હોય છે.

મનીલા ખાતે સખત તાપ પડતો હોવાથી ત્યાં એના કોટલાંને કાચની બારીઓમાં બેસાડે છે. ત્યાંના ઘરો અને ઑફીસોની બારીઓ સરાસરી ૬ ફીટ લાંબી ને ૪ ફીટ પોહળી હોય છે. તે બારીઓમાં કાચને બદલે એનાં કોટલાં જડવામાં આવે છે. આ દરેક બારીમાં નજદીક ૨૮૦ કોટલાં જડેલાં હોય છે.

**કાલુર**—હિંદનું આ દેશી રાજ્ય બિલાસપૂરના રાજયને નામે પણ ઓળખાયછે. એનું ક્ષેત્રફળ ૪૪૯ ચૌરસ મૈલ છે ને તેમાં ૮૬,૦૦૦ ની લોક વસ્તીછે. વાર્ષિક પેદાશ ૩૧,૦૦,૦૦૦ ની થાય છે. દેશનો મુખ્ય ભાગ પાહાડી હોવા છતાં સતલજ નદી જે જે ભાગમાંથી વહેછે ત્યાંનો પ્રદેશ સપાટ હોઇ ફળદ્રુપ છે; તેમાં ગહૂં, બાજરી, જુવાર, મઠ, ચોખા, શેરડી, કપાસ, જવ, તમાકુ વગેરે પુશકળ પાકેછે. લોકવસ્તી શીખ, બ્રાહ્મણ, મુસલમાન અને રજપૂતોની છે. મુખ્ય ભાષા હિંદિ બોલાયછે. રાજ્યના લશકરમાં ૮૮૦ પ્યાદળ, ૨૦ તોપો ને ૨૦ ગોલંદાજો છે.

કાલુપોર અથવા વિલાસપૂર મુખ્ય રાજ્યધાનિ શેહેરો છે. ગામમાંનું બજાર તથા સતલજ નદી કાંઠે બાંધેલો ઓવારો જોવા જોગ છે. કાલુર અને આનંદપૂર મુખ્ય શેહેરો હોઇ ત્યાં બોહોળા પાયાપર ખેતીવાડી ચાલેછે.

કાલુરનો રજપૂત અધિપતિ 'રાજા' ના એલકાબથી જાણીતો છે. આ રાજ્યમાં ઓગણીસમી સદીની શરૂઆતમાં ગુરખાઓએ પોતાનો પગ પેસારો કરી ત્યાં સત્તા સ્થાપી હતી; પણ ૧૮૧૫ માં ઇંગ્રેજોની મદદથી ત્યાંનાં રાજાએ પોતાની ગાદી મેળવી હતી. ૧૮૪૮ માં પંજાબ ઇંગ્રેજોને તાબે થતાં અહીંના રાજા હિરાચંદે પણ ઇંગ્રેજોની સર્વોપરી સત્તા કબુલી ખંડીયું બન્યું હતું. ૧૮૫૭ માં રાજાએ બળવા સમયે સરકારને મદદ કરવાથી બદલામાં રૂ ૩૦૦૦૦ નો કિંમતી પોશાખ ને ૭ તોપનું માન મેળવ્યું હતું. હિરાચંદ રાજા ૩૨ વર્ષ રાજ્ય કરી મરણ પામતાં હાલના રાજા અમીરચંદને ગાદી મળી.

**કાલોકસા**—આ હંગેરીમાં આવેલું શેહેર ડેન્યૂબ નદીપર બ્યૂદાપેસ્તની દક્ષિણે રેલ્વે માર્ગે ૮૬ મૈલપર છે. ગામમાં કેથીડ્રલ હોઇ આર્ચ બિશપનું મથક છે અને એક મોટી વેધશાળા પણ છે. લોક વસ્તી ૧૫૭૮૯ ની છે.

**કાવ્યછંદ**—આ છંદ ૬, ૧૨ ને ૬ માત્રાઓ ની ૩ યતિયોનો બને છે.

**કાવસજી અસપંદીયારજી કામદીન દસ્તુર**—આ ભરૂચના વિદ્વાન દસ્તુરનો જન્મ ઇ. સ. ૧૭૭૬ માં થયો હતો. કાવસજીના પિતા જાણીતા દસ્તુર અસપંદીયારજી કામદીન ભરૂચમાં માન અને ઇજ્જત પામ્યા હતા. તેના બરની કાવસજીને પણ કેળવણી આપવામાં આવેલી હોવાથી કાવસજીએ ગુજરાતી ફાર્સી વગેરે ભાષાનું ઉંડુ જ્ઞાન મેળવ્યું હતું. પોતાના પિતાના મરણથી ઇ. સ. ૧૮૨૬ માં ભરૂચના દસ્તુર થયા હતા, અને તે ઉપરાંત ઇંગ્રેજ સરકાર તરફથી મુનસફના ઓહ્દાપર નેમાયા હતા. તે પછી ૧૮૩૨ માં ૧ લી જુલાઇથી ભરૂચના નેટીવ પ્રિન્સીપૉલ કમિશનર થયા હતા કે જે ઓહ્દો પોતાના મોત સુધી ભોગવ્યો હતો.

દસ્તુર અસપંદીયારજી પછી તેઓએ અધુરી મેલેલી કબીસાની તકરાર ઇ. સ. ૧૮૨૬–૨૭ ના મુંબઇ સમાચારમાં ચલાવી હતી. મરણ ઇ. સ. ૧૮૩૭ માં ૪થી આગસ્ટે નિપજ્યું હતું.

**કાવશજી એદલજી કાંગા**—આ વિદ્વાન એરવદનો જન્મ ઇ. સ. ૧૮૪૧ ના સુમારે થયો હતો. એવણે બચપણથી ધર્મજ્ઞાન વિષય સંબંધી યોગ્ય કેળવણી લઈ ૧૮૬૧ માં શેઠ ખ. રૂ. કામાના શિક્ષણથી પેહેલવી તથા

અવસ્તા ભાષાનો અભ્યાસ શરૂ કરી તેમાં જાતી ચંચળાઇથી મોટો વધારો કર્યો હતો; અને ૧૮૬૩ થી મુલ્લાંફીરોજ મદ્રેસામાં જંદ વ્યાકરણની તથા ફાઇલોલૉજીને કાયદે અવસ્તા શિખવવાની દાખલ થઇ. ૧૮૬૪ની આખેરીમાં ઉપલી મદ્રેસાના 'હેડ માસ્તર'ની જગા મેળવી હતી કે જે જગાપર હજી તેવણ કાયમ છે.

ઇ. સ. ૧૮૬૬ માં અવસ્તા શિખનાર વિદ્યાર્થીઓની સગવડ માટે એ૦ કાવશજીએ મરહુમ નોશેરવાનજી મંચેરજી કામાજીના ધર્મખાતાંના આશરા હેઠળ, વંદીદાદની પેહેલી તથા ઓગણીસમી પ્રગર્દના તથા ઇજશ્નેના ૯ માં હાના તર્જુમાં તથા 'ટેક્ષ્ટ' માં આવેલા શબ્દોનું વ્યાકરણ સાથના ૩ ચોપાન્યા છપાવી પ્રગટ કર્યાં હતાં. ઇ. સ. ૧૮૬૬ ના વર્ષમાં ફરહંગ સાથે સંપૂર્ણ વંદીદાદનો તર્જુમો કરનારને રૂ ૮૦૦ નું ઇનામ આપવાની એક જાહેર ખબર શેઠ ખ. રૂ. કામાજીએ છપાવી હતી તે ઉપરથી કાવસજી કાંગાએ વંદીદાદનો તર્જુમો શરતો મુજબ કરી ૧૮૬૯ માં વગર હરીફાઇએ ઇનામ મેલવ્યું હતું. આ કિમતી રેસાલો ૧૮૭૪ માં છપાઇ બહાર પડતાં નામદાર મુંબઇ સરકારે તેની પિછાન કરી રૂ ૧૨૦૦ નો તેમને આશરો આપ્યો હતો.

'આકુંટીલડુપેરો, નામના ફ્રેન્ચ વિદ્વાને લખેલા જરથોસ્તી ધર્મને લગતા પુસ્તકોનો તર્જુમો એરવદ કાવશજીએ ઇંગ્રેજીમાં કરી તે ગ્રંથ ૧૮૭૬ માં છપાવી પ્રગટ કર્યો હતો. ૧૮૮૦ માં ખોર્દે અવસ્તા બામાએનીનું પુસ્તક લખી પ્રગટ કીધું કે જેની અનેક આવૃતિઓ કાઢની (પાંચ) પડી છે. વંદીદાદના તર્જુમાની આવૃતિ ૧૮૮૪ માં ને ત્રીજી ૧૮૯૫ માં પ્રગટ કરી હતી. ૧૮૮૬ માં ઇજશને તથા વિસ્પરદનો તર્જુમો તૈયાર કરી છપાવ્યો હતો. ૧૮૯૧ માં અવસ્તા ભાષાનું વ્યાકરણ ઇંગ્રેજીમાં લખી પ્રગટ કર્યું હતું. તેજ મુજબ મરહુમ અરદેશર સોહરાબ દસ્તુર કામદીને છપાવેલું રૂ ૫૦૦ નું ગાથાના તર્જુમા માટેનું ઇનામ પણ એરવદ કાંગાએ મેળવ્યું હતું. તેજ મુજબ શેઠ અરદેશર કામદીનજીનું બીજું રૂ ૧૨૦૦ નું તમામ અવસ્તાના કોશવાલું ઇનામ પણ વગર હરીફાઇએ ૧૮૯૫ માં મેળવ્યું હતું કે જે ગ્રંથ ૧૯૦૦ માં છપાઇ પ્રગટ થયો હતો. ઇ. સ. ૧૯૦૧ માં તમામ યસ્તોનાં તર્જુમાં સાથનો ગ્રંથ પ્રગટ કર્યો હતો.

૧૮૯૧ માં નામદાર મુંબઇ સરકારે તેમને મુંબઇની યૂનિવ્હરસિટિના ફેલો નેમી તેમની વિદ્વત્તાની કદર બુજી હતી.

**સર કાવસજી જહાંગીર રેડીમની નાઇટ સી. એસ. આઇ.**—આ સખાવતે બહાદુર નરનો જન્મ ઈ. સ. ૧૮૧૨ નાં જુન માસમાં થયો હતો. એમના વડવાએ ઇ. સ. ૧૭૦૦ ના વર્ષમાં સુરત તથા ગંદેવીથી મુંબઇ આવી મુકામ કર્યો હતો. ઈ. સ. ૧૭૯૦ માં જ્યારે મોટો દુકાળ પડયો હતો તે પ્રસંગે સર કાવશજીના એક વડવા સોરાબજી મનચેરજી રેડીમનીએ દિવસો સુધી પોતાને ખરચે ૨૦૦૦ અનાથોને અન્નદાન આપ્યું હતું. ૧૮૦૫ માં જ્યારે મોટી મોંઘવારી થઈ તે વેળા એમનાં મમાવા અરદેશર દાદીશેઠે ૨૦ દિવસ વેર ૫૦૦૦ ગરીઓને રોજનું ભોજન પુરૂં પાડયું હતું. સર કાવશજી પારસીઓના ૩ જાણીતા ખાનદાન સાથે સંબંધ ધરાવતા હતા. બાપ તરફથી બનાજીના ખાનદાનમાં, એક તરફથી રેડીમની અને બીજી તરફથી દાદીશેઠના ખાનદાન સાથે સંબંધ હતો.

સર કાવશજીનો જન્મ બનાજીના ખાનદાનમાં થયો હતો પણ મરહુમ હીરજી રેડીમનીનાં વિધવાએ એમને પાલક કરી લીધાથી પાછળથી પોતાની અટક રેડીમની રાખી હતી.

પોતાના વખતની રૂઢી મુજબ ૧૪ વર્ષની વય સુધી ટુંક કેળવણી સંપાદન કરી પોતાના મમાવા ખરશેદજી દાદીશેઠને હસ્તકની પેઢીપર શિખાઉ તરીકે રહી મી૦ ડંકન ગીબગીની ઑફીસમાં 'ગોડાઉન કીપર'ની જગા મેળવી. ત્યાં વર્ષોવેર કામ બજાવી, તક મળતાં તેજ ઑફીસની દલાલીનું કામ પોતાના માસા

ડોશાભાઈ ફરામજી મામા સાથે શરૂ કરી ઈ સ. ૧૮૩૧ થી પોતે સ્વતંત્ર રીતે ધંધો ચલાવવા માંડયો હતો. સર કાવશજીએ પોતાની જાતી ચાલાકીથી વેપારમાં ધ્યાન દોડાવી તે વખતની મુંબઈની દરેક જાણીતી બેંકોના એક ડીરેકટર તરીકેનો ઓધો ભોગવ્યો હતો. તે વેળા અમેરિકાની ઉઠેલી લઢાઈથી મુંબઈમાં નવી ઉભી થએલી બેંકો, ફિનેન્સો તથા બીજા તેવાજ ખાતાંઓ સાથે સર કાવસજીનો સબંધ હોવાથી જ્યારે તે પરપોટાનો વખત થતાં મુંબઈના વેપારીઓ જે રીતે પાયમાલ થયા તેમાં એવણ સપડાયા છતાં પોતાની આંટ જાળવી શકયા હતા.

સર કાવશજીના લગન નાનાભાઈ જમશેદજી ગજદરના બેહેન રતનબાઈ સાથે થયાં હતાં. પણ કાવશજીને પુત્ર સંતાન નહિ હોવાથી પોતાના ભાઈ હીરજીભાઈના બેટા જેહાંગીરને પાળક કરી લીધા હતા. સર કાવશજીના હાથ પગ વૃધાપકાળે નિર્જીવ થઈ ગયા હતા પણ તેમનું ભેજું અતિ ચાલાક રહયું હતું; આથી તેવણ સર્વે બનાવોમાં રાજદ્વારી તથા વેપારી કે ખાનગી કામમાં ભાગ લીધા વિના રહેતા નહિ.

ઈ. સ. ૧૮૬૦ માં મુંબઈમાં પેહેલ વેહેલો ઇનકમટેક્ષ નાખવામાં આવ્યો ત્યારે સર કાવશજી તેના એક અસેસર ઠર્યા હતા. કોટના એલફીન્સટન સરકલનો પલાન મી. ફાર્જટને સર કાવશજીએ સુચવ્યો હતો. ૧૮૭૨ માં તેમને સ્ટાર ઑફ ઇંડીયાનો ખેતાબ મલ્યો હતો, અને તેજ વર્ષમાં માહારાણીની વર્ષ ગાંઠની ખુશહાલીમાં તેમને નાઈટહુડનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. આ ચાંદ બક્ષવાની ક્રિયા ૧૮૭૨ માં ૧૬ મી નવેંબરે કરવામાં આવી હતી, અને ૧૮૭૮ નાં વર્ષમાં એમનું એક આખા કદનું બાવલું પ્રજામાં ભરાયલા રૂ ૨૦૦૦૦ ના ઉઘરાણાથી બનાવી ખુલ્લું મેલ્યું હતું.

સર કાવસજીએ ન્યાત જાતના તફાવત વિના એવી સખાવતો કરી છે કે તેનો લાભ દરેક વર્ણના લોકો લીયેછે. તેમજ સર કાવશજીએ ખ્રિસ્તી ધર્મના કામોમાં ઘણી મોટી મદદો કરી હતી.

સર કાવશજીએ ઇ. સ. ૧૮૫૩ થી ૧૮૭૨ વેર લગભગ ૧૫,૦૦,૦૦૦ ની જાહેર સખાવત કરી હતી.

| | |
|---|---|
| ૨,૧૨,૦૦૦ | એલફીન્સટન કૉલેજનું મકાન બાંધવા તથા તેના ઉપલગ ખરચ થકી ૧૮૭૧ ની ૨ જી ફેબ્રુવારીએ આપ્યા. |
| ૨,૦૦,૦૦૦ | ફીનેનશીઅલ એસોશિએશનને મદદ તરીકે ભેટ કરેલા. |
| ૧,૫૦,૦૦૦ | સુરતવાસીઓને પાણી પીવાને માટેના બાંધકામ પાછળ. |
| ૧,૨૦,૦૦૦ | સર. જે. જે. ઑસ્પીટલના ચોકમાં આંખના દર્દીની ઇસ્પિતાલ બાંધવા. |
| ૧,૦૭,૦૦૦ | પ્રિન્સ ઑફ વેલ્સના લગનની ખુશહાલીમાં યૂનિવ્હરસીટી સેનેટ હૉલ બાંધવા માટે ૧૮૭૮ માં ૩૧ મી ડીસેંબરે. |
| ૭૫,૦૦૦ | સુરતની ઇસ્પીતાલ બાંધવા માટે આપેલા. |
| ૫૦,૦૦૦ | સેનજરહોમ નામની ઇમારત બાંધવા માટે કરેલી મદદ. |
| ૫૦,૦૦૦ | પુનાની સિવ્હીલ એંજીનિયરીંગ કૉલેજને મદદ તરીકે. |
| ૫૦,૦૦૦ | 'એલાવા' આતે દવાખાનું સ્થાપવા. |
| ૫૦,૦૦૦ | સિંધ હૈદ્રાબાદમાં દેવાનશાળા બાંધવા માટે. |
| ૪૦,૦૦૦ | મુંબઇ શેહેરમાં જૂદે જૂદે ઠેકાણે ૪૦ ફુવારા બાંધવા માટે. |
| ૩૭,૦૦૦ | નવસારીની જરથોસ્તી મદ્રેસાને મદદ તરીકે. |
| ૩૦,૦૦૦ | પોતાના મરહૂમ ન્યાયાગાનોના નૈયતે પંચાતને સોંપેલા. |
| ૩૦,૦૦૦ | મુંબઇના જરથોસ્તી આંધળા લંગડાના ફંડમાં. |

| | |
|---|---|
| ૩૦,૦૦૦ | ખેતવાડી ખાતે જરથોસ્તી છોકરીઓની નિશાળ માટે. |
| ૨૦,૦૦૦ | ગદેવીની ઇગ્રેજી નિશાળને મદદ. |
| ૧૫,૦૦૦ | લંડન ખાતે રીજેંટપાર્ક નામે બંધાવેલા ફુવારા માટે. |
| ૧૩,૦૦૦ | મુંબઇની રૉયલ એશિયાટીક સોસાઇટીને આપેલી મદદ. |
| ૧૨,૦૦૦ | રાંદેરના દવાખાના પાછળ ખરચ્યા. |
| ૧૧,૦૦૦ | વલસાડના " " " |
| ૧૧,૦૦૦ | ઇરાનના જરથોસ્તીના જજીયા કરના ફંડમાં મદદ તરીકે. |
| ૫,૪૦૦ | ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લઢાઈમાં ઘાએલ થએલા ફ્રેન્ચોના મદદ ફંડમાં. |
| ૫,૪૦૦ | ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લઢાઇમાં ઘાએલ થએલા જર્મન મદદ ફંડમાં. |
| ૧૦,૦૦૦ | કલકત્તા તથા મદ્રાસના ગરીબોના સંકટ નિવારણ ફંડમાં. |
| ૧૦,૦૦૦ | 'ગ્રાંટમેડીકલ કૉલેજ' માં પોતાનાં નામની બે સ્કૉલરશિપ માટે. |
| ૧૦,૦૦૦ | ચોપાટી તરફ ગરીબ ઇરાની ધર્મશાળા બાંધવા પાછળ. |
| ૮,૮૦૦ | લંડનના જૂદા જૂદા ધર્મખાતાંને મદદ તરીકે. |
| ૭,૫૦૦ | કોલાબાના 'સેંટજૉન' દેવળનો મિનારો બાંધવા. |
| ૭,૫૦૦ | સેંટ ઝેવીયર કૉલેજ બાંધવાના ફંડમાં. |
| ૭,૦૦૦ | સેંટ થૉમસ દેવળમાં બાંધી આપેલા ફુવારા પાછળ. |
| ૫,૫૦૦ | અલેકઝાન્ડ્રા નેટીવ ગર્લસ સ્કુલના ફંડમાં. |
| ૫,૫૦૦ | ગનદેવીના દવાખાના માટે. |
| ૫,૦૦૦ | નવસારી મોટા ફળીયાના દવાખાના પાછળ. |
| ૩,૫૦૦ | વિકટોર્યા ગાર્ડનના આલબર્ટ મ્યૂઝીયમ બાંધવાનાં ફંડમાં. |
| ૩,૫૦૦ | સર. જે. જે. ઇન્સ્ટીટયૂટના ફંડમાં. |
| ૩,૫૦૦ | ચોપાટીની ધર્મશાળાના જરથોસ્તીને વર્ષ દહાડે મેજબાની ખાતે. |
| ૨,૦૦૦ | લંડનની ફીવર હૉસ્પીટલને મદદ તરીકે. |
| ૧,૫૦૦ | ફ્રીમેલ નારમલ સ્કુલની મદદ માટે. |
| ૧,૪૦૦ | રૂસ્તમજી જમશેદજીની યાદગારીનાં ફંડમાં. |
| ૧,૨૫૦ | દસ્તૂર પેશુતનજી પાસેથી પેહેલવી વ્યાકરણ ગ્રંથની ખરીદી માટે. |
| ૧,૦૦૦ | મુંબઇ એસોસીએશનને મદદ તરીકે. |
| ૧,૦૦૦ | ડૉ○ લિવીંગટનના શોધક કાફલાની મદદમાં. |
| ૧,૦૦૦ | ઇંગલંડથી આવેલા એક કાફલાની મેજબાનીના ઉઘરાણામાં. |
| ૧,૦૦૦ | ખાનદેશ તથા નાશક રેલના સંકટ નિવારણ ફંડમાં. |
| ૬૦૦ | બોમ્બેફિલ હારમોનિયમ સોસાયટીને ગાયનના ગ્રંથો ખરીદવા. |
| ૫૮૯ | કાંદાવારા મોહલાની લાયબ્રેરીને. |
| ૫૪૦ | શીતલાની રસી પોતાને ખરચે મુકાવવા આપેલાં. |
| ૫૦૦ | ફોર્ટ ઇમ્પ્રૂવમેંટ લાયબ્રેરીને મદદ તરીકે. |
| ૫૦૦ | સેંટ વિસેંડ-ડી-પાલના ઉઘરાણામાં. |
| ૫૦૦ | કસરતશાળા માટે. |
| ૫૦૦ | કાવશજી જહાંગીર મદરેસાને ભેટ તરીકે. |
| ૫૦૦ | પુનાની ૪ સ્કુલોને ભેટ તરીકે. |

૫૦૦ નવસારી 'કાવસજી જહાંગીર' મદરેસાને ભેટ.
૪૦૦ અરદેશર ફરામજી મુસની મુસાફરીના ગ્રંથને ભેટ તરીકે.

તે ઉપરાંત એમની ખાનગી સખાવતો કે જે હજારોથી સેંકડોની થઇ છે તેની ટીપ ઘણી લંબાણ હોવાથી અત્રે લખી શકાતી નથી. સર કાવશજીએ ન્યાત જાતના તફાવત વિના જે સખાવતો કરી છે તે પારસી કોમને એક મગરૂરી લેવાજોગ દાખલો છે.

સર કાવશજીનું મરણ ઈ. સ. ૧૮૭૮ માં નિપજ્યું હતું. તે વેળા સરકાર તરફથી ગવર્નમેંટ ગેઝેટનો ખાસ વધારો નિકળ્યો હતો તેમાં તેમના મરણ માટે નીચે મુજબ નોંધ લીધી હતી.

બૉમ્બે કૅસ્ટલ ૧૯ જુલાઈ ૧૮૭૮.

આજ રોજે સહવારના સર કાવસજી જહાંગીર રેડીમની નાઇટ સી. એસ. આઇ. ના મરણની ખબર સાંભળી 'ગવરનર' ની કૌન્સીલ ઘણી દીલગીર છે.

છેલ્લી પા સદીમાં સર કાવશજીની ઓહોળી સખાવતો અને બક્ષેસો યાદ રાખીને સરકાર ધારે છે કે તેમના આ માહાભારત કામની આ જાહેર નોંધ લેવી જોઇએ.

તેમના મરણથી સરકારે પોતાની એક વફાદાર રૈયત, હિંદનો હાતમ નર અને મુંબઈએ પોતાનો જાણીતો તથા માનીતો આપ અખત્યાર શેહેરી ખોયો છે.

ઑનરેબલ ગવરનર ઇન કૌન્સીલના હુકમથી

ઈ. ડબલ્યૂ રેવન્સ કરાફર્ડ

ચીફ-સૅક્રેટરી.

**કાવશજી દીનશાહ એદનવાલા સી. આઈ. ઈ.**—એડનના આ સાહાસીક વેપારીનો જન્મ ઇ. સ. ૧૮૨૭ માં થયો હતો. બાળ વયમાં ટુંક કેળવણી લઇ ૧૬ વર્ષની વયે 'સોસાયટી સ્કુલ' તજી ૧૮૪૩ માં એક છાપાખાનામાં શીખાઉ તરીકે કામપર રહી રૂ ૩ ના નાહના પગારથી પોતાની શરૂઆત કરી પણ ૧૮૪૫ માં એડન ખાતે પોતાના પિતા દીનશાહજી,-મંચેરજી એદલજી સોપારીવાલાની પેઢીપર નોકરીએ હતા ત્યાં નોકરી મેળવી હતી. ૧૮૫૦ માં સ્વદેશ પાછા આવી શેઠોની વાજબી સાબાસી મેળવી ચદતા પગારથી ફરી એદન જઇ દુબાશનું કામ કરવા માંડયું હતું. તે વખતે 'સ્ટીમરો' અચોકસ રીતે કીનારે આવતી હોવાથી મધરાત યા મધ્ય બપોરે તેમને સખત થંડી યા તાપમાં દર્યા કાંઠે ભમવું પડતું; ને જેવી સ્ટીમર જણાતી કે લાંબે વેર દર્યો ડોહવી તેમને માટે ખોરાકી ૭ થી ૮ મૈલવેર ગામમાં જઇ લાવવી પડતી. એ રીતે ૧૮૫૪ વેર સોપારીવાલાની પેઢી તરફથી કામ બજાવી ૧૮૫૫ માં તેમનાથી છુટા પડી પોતાને હિસાબે કામ આરંભ્યું ને ૧૮૬૯ માં પોતાના ભાઇઓને ભાગીયા બનાવી પોતાના દુબાસના કામ ઉપરાંત વેપાર રોજગારમાં પડી અરબસ્તાન, આફ્રિકા, યૂરોપ અને હિન્દના અનેક ભાગો સાથે વેપાર વેહવાર ચાલુ કરી ઘણીએક પેઢીની આડત મેળવી હતી. તેમજ ઈંગ્લંડ અને યૂરોપખંડની મોટી શીપીંગ કંપનીઓના તેઓ એજંટ હતા. તે પછી પોતાના મરણ સુધી દર્યાઇ અને ખુશકી સૈન્ય ખાતાના મુખ્ય આડત્યા તરીકે કામ બજાવ્યું હતું. એબિસિનીયા ને માલટાની લઢાઇ વેળા ઈંગ્રેજ સરકારને મોટી મદદો કરવાથી સરકારે ઇ. સ. ૧૮૯૪ માં સી. આઇ. ઇ. નો ખેતાબ બખસ્યો હતો. આગળ એદન જે એક ઉજડ ને હાલહવાલ બાંધણીવાળું ગામ હતું તેને કાવશજીએ

પોતાના સાહાસીકપણુથી સુંદરતાએ પોંહચાડયું છે, અને ત્યાં પોતાના બોહોળા વેપારની ઇમારતો તથા ધંધા રોજગારથી મુખ્ય મથક બનાવ્યું છે. તેમજ એદન માર્ગે હિંદુસ્થાનમાં જેઓ રાજવંશી શાહજાદા, સુબા યા હાકેમ આવતા તેમને આ સાહસિક વેપારી તરફથી પ્રથમ દીલોજાનીભર્યો આવકાર અને માન મળતું. એદનમાં પેહેલવેહેલાં અગીઆરી તેમજ ધર્મના મકાનો એવણે બંધાવી ત્યાં ગાહમબારો તથા જશનો કરવાની પેહેલ કરી હતી. તેમજ ત્યાં એક દવાખાનું પણ પોતાને ખરચે ચાલુ કરાવ્યું છે. એદનના બારામાં શેઠ કાવશજીએ એક તરતી ગોદી પોતાને ખરચે બંધાવી છે. તેમજ એદનના બારાના તેવણ એક ત્રસ્તી હતા. વળી સ્પેન અને પોર્ટુગલના રાજાઓનાં પ્રતિનિધી તરીકે એદનમાં ઉપલા રાજ્યોના એવણ કૉનસલ તરીકેનો ઓધ્ધો ભોગવતા હતા. નેનોલીમાં તેવણે એક અગીયારી પરઠાવી હતી, તેમજ મુંબઇમાં પોતાને નામનું જાહેર પુસ્તકખાતું ઉઘાડયું હતું. જે હાલમાં પુનામાં સ્થાપન કરવામાં આવ્યું છે. મરણ ઈ. સ. ૧૯૦૦ માં નિપજ્યું હતું.

**કાવશજી નાનાભાઈ દાવર**—મુંબઇના મીલ ઉદ્યોગનો પેહેલો પાયો નાખનાર આ સાહાસિક નરનો જન્મ ૧૮૧૪ માં મુંબઇમાં થયો હતો. તે વખતની રૂઢી મુજબ ટુંક કેળવણી સંપાદન કરી ૧૮૩૦ માં પોતાના પિતાની પેહેડીમાં મદદનીશ તરીકે જોડાયા હતા. કાવશજીના પિતા તે વેળા મેશર્સ બ્રાઉન રીંગની કુ૦ ના એક દલાલ હતા. પણ ઉપલી પેઢી ભાગી પડતાં તેમજ પોતાના પિતાના મરણથી પોતાના ભાઈઓ સાથે સ્વતંત્ર ધંધો ચલાવવા માંડયો હતો. ૧૮૪૪ માં પોતાના ભાઈના મરણથી એખલે હાથે વેપાર ચલાવવા માંડયો હતો.

ઈ. સ. ૧૮૪૫ માં મુંબઇમાં પેહેલવેહેલો કપાસ દાબવાનો ‘ હાઇડ્રોલીક પ્રેસ ’ ઉભું કરી નવો સાહાસ દાખલ કર્યો હતો. કાવશજીના મનમાં મુંબઇમાં મીલ ઉદ્યોગ શરૂ કરવાનો વિચાર જડ ઘાલી બેસવાથી તે વખતે જાણીતા કામદારોની ગેરહાજરીમાં આ બીકટકામ અસાધારણુ જોખમભર્યા અખતરા સાથે ઉઠાવી લેવાની હિમ્મત કરી ઈ. સ. ૧૮૫૧ નાં મેશર્સ પલાટ બ્રધર્સની પેઢી સાથે પ્લાનો અડસટા વગેરેને માટે સંધેશા ચલાવી ૧૮૫૪ માં રૂપ્યા પાંચ લાખની ગંજાવર થાપણુ સાથે ‘ ધી બોમ્બે સ્પીનીંગ એન્ડ વિવિંગ કુ૦ ’ તારદેવ તરફ સ્થાપન કરી હતી. આ મીલમાં તે વેળા ૨૦,૦૦૦ સ્પિંડલો ગોઠવેલાં હતા. આ મીલમાં કાવશજીએ પાંચ ટકાનું કમીશન લેતું કરી પોતે એજંટ તરીકે કારોબાર ચલાવ્યો હતો. તે મીલે ૧૮૫૮ ના ડીસેંમબરમાં ૬ માસમાં વ્યાજ તરીકે ૫૦૦૦ ના એકેક શેરપર રૂ. ૫૦૦ આપ્યા હતા. તેમજ ૧૮૫૯ ના જુનની વેંહેંચણી તરીકે રૂ. ૪૦૦ આપ્યા હતા. અજબજેવી એ બીના છે કે આ પેહેલી મીલની મદેહનજર શુક્રવારેજ પ્રગટ થઇ હતી અને તેનો આગથી નાશ ઇ. સ. ૧૮૮૭ માં ૬ઠી મે ને શુક્રવારેજ થયો હતો.

ઇ. સ. ૧૮૫૫ માં મુંબઇના કોલાબા તરફ કૉટન કલિનીં કુંપનીને નામે કપાસ સાફ કરવાનું એક ખાતું સ્થાપન કરી ૧૮૬૧ માં તે બંધ કર્યું હતું. ૧૮૫૭ માં ‘બૉમ્બે ઓરસ્તલ મીલ્સ’ નામની એક મીલ સ્થાપન કરી કે જે મીલના ભાગ્યાઓમાં ઉઠેલા વાંધાને તથા ગેરવહિવટને લીધે રૂ. ૭,૦૦,૦૦૦ ની કિંમતે વેચી નાખવામાં આવી હતી કે, જે હાલ ‘અલાયન્સ સ્પીનિંગ એન્ડ વિવિંગ મીલ’ના નામે જાણીતી છે. ઈ. સ. ૧૮૭૩ માં ‘બૉમ્બે કૉટન સ્પિનિંગ કું૦’ નામની એક મીલ સ્થાપન કરી હતી. જે ૬ વર્ષ વેર ચાલુ રહી હતી.

મીલો ઉપરાંત કાવશજી દાવરે મુંબઇમાં ૧૮૪૫ માં કમરશીઅલ બેંક નામનું ખાતું સ્થાપન કરી તેના મુખ્ય ડીરેકટર તરીકે કામ

બજાવ્યું હતું. આ ખાતું ૨૧ વર્ષ વેરની કારકીર્દી ભોગવી ૧૮૬૬માં નાદર થઇ પડયું હતું. ૧૮૫૩ માં મરકનટાઇલ બેંકની સ્થાપના કરવામાં આગેવાનીભર્યો ભાગ બજાવ્યો હતો. ને એ બેંકે પાછલથી બાદશાહી સનદ મેળવી પોતાનું વડું મથક લંડન ખાતે સ્થાપન કરવાથી કાવશજીએ તેની સાથનો સંબંધ તજ્યો હતો.

તે શિવાય ઓરીયંટલ બેંક અને બ્રાકર્સ લોન ડીસકોન્ટ એન્ડ બેંકીંગ કું૦ ઉભી કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તે ઉપરાંત ફોજદારી અને દયાવર્થી સેશનમાં ખાસ જુરર તરીકે બેસવાનું માન મેળવ્યું હતું. કાવશજી દાવરના સહાસીક ખંતીલાપણાને પ્રતાપે મુંબઇ હિંદુસ્તાનનું એક મેનચેસ્ટર ગણાયછે. તેવા આ ઉદ્યોગી બાહોશ નરે પોતાની છેલ્લી જીંદગી એકાંતમાં સુખવાસ વચ્ચે ગુજારી ઇ. સ. ૧૮૬૩ માં ૫૯ વર્ષની વયે મરણ પામ્યા હતા.

**કાવશજી બેહેરામજી દમણવાલા**—આ સહાસિક વેપારીનો જન્મ ઇ. સ. ૧૭૯૧ માં થયો હતો. બાળવયમાં ટુંક કેળવણી સંપાદન કરી હતી. પોતાના પિતાની સાથે વેપારમાં શામેલ થઇ, તેમનું ૧૮૩૨ માં મરણ નિપજતાં પોતાના ભાઇઓ સાથે વેપાર ચલાવ્યો હતો. તે વેળા માળવા તથા પાટણનું તમામ અફીણ ઊંટપર કરાંચીને માર્ગે ચીન મોકલવા દમણમાં આવતું. તે વેપારની સઘળી આડત કાવશજીએ એક હાથ કરી હતી, અને તેથી મુંબઇ, ગુજરાત, રજપૂતાના તથા બીજા દેશોના એવણ એખલા આડતીયા ગણાતા હતા. કાવશજીએ ધરમપૂર તથા માંડવીના રાજાને ચોકસ શર્તે નાણા ધીરી તેમના રાજ્યમાં એક મોટા હાકેમ જેવી યોગ્યતા મેળવી હતી. કાવશજીની કુંપની હસ્તગના પોર્ટુગીજ સરકારને તાબેના ગામોનો તેમજ પાર્ડીના ગામનો ખુશકી તથા તરીની જકાતનો ઇજારો હતો. ઈ. સ. ૧૮૨૮ માં પોર્ટુગલના રાજાએ કાવશજીને એક ચાંદ એનાયત કર્યો હતો. ૧૮૨૫ માં ઉદવારા ખાતે એક ધર્મશાળા તથા ૧૮૩૪ માં એક મોટો કુવો બંધાવ્યો હતો. તે શિવાય કાવશજીની ખાનગી સખાવત ઓહોળી હતી. એમનું મરણ ઇ. સ. ૧૮૫૪ માં ૫ મી જુલૈએ નિપજ્યું હતું. દમણમાં કાવશજીનો દોર અને દમામ એક હાકેમના છાજતા તોરથી જળવાયલો હતો.

**કાવશજી શાપુરજી કપતાન**—આ પેહેલવેહેલા પાર્સી નૌકાશાસ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૭૯૭ માં નવસારીના એક ગરીબ મોબેદને ત્યાં થયો હતો. બાળવયમાં મુંબઈમાં ટુંક કેળવણી લઇ ઈ. સ. ૧૮૧૮ માં મોતીચંદ અમિરચંદના આડતિયા થઇ પિનાંગ સફર કરી, અને તે પછી અવારનવાર સફરો કરતાં નૌકાશાસ્ત્રનો અભ્યાસ કરવા વહાણોના કેપટન તથા બીજા અધિકારીઓ સાથે પલોટાઈ જઈ તેમની પાસેથી નૌકાનયનનો અભ્યાસ કર્યો. આ હુન્નર પાંચ વર્ષમાં એવી તો ચંચળાઇથી શીખી લીધો કે ૧૮૨૪ નાં માર્ચમાં 'રૉબર્ટ સ્પન્કી' નામની ૧૦૦ ટનની એક 'બ્રિગ' ખરીદ કરી તેમાં પોતાનો તથા બહારનો નોલી માલ ભરી તેની સરદારી પોતાના હાથમાં રાખી મલાઇ કોસ્તા તરફ વહાણ હંકારવાને પેહેલવેહેલા 'કૅપટન' તરીકે બહાર પડયા હતા. કાવશજીને રંગુન, મોરીસ, વગેરે બારાંઓની સફરો લાભકારક જણાતાં તેજ તરફ સફરો કરવા માંડી હતી. આ નાહના વહાણ મારફતે ૧૬ વર્ષો સુધી વેપાર ચલાવી ૧૮૪૦ માં સીંગાપૂરમાં એક ઇંગ્રેજ કેપટન સાથે કર્નલબર્નિ નામે ૫૦૦ ટનનું વહાણ વેચાતું લઇ તે વડે સફર કરવા માંડી, પણ ૧૮૪૩ માં તે ઇંગ્રેજ ભાગ્યા કેપટનની દયાનત બગડવાથી તેણે માલ ભરેલા વાહાણને મલાઇ કોસ્તાની નજદીક એક ટાપુપર અથડાવી તેનું ખોખું તથા માલ પડત ભાવે વેચી પોતે કલકત્તાથી યુરોપ ભણી વંજો માપી ગયો; અને તેજ વેળા કાવશજીના એક પુરા બેટા

મેહેરવાનજીના ખૂનથી એમને બેવડો ગમ ઉપજ્યો. તે પછી કાવસજી એકાંતમાં જીંદગી ગુજારી. ઇ. સ. ૧૮૫૨ માં ૨૨ મી નવેંબરે એમનું મરણ નિપજ્યું હતું.

**કાવશજી રૂસ્તમજી પટેલ**—આ સાહાસિક વેપારીનો જન્મ ઇ. સ. ૧૭૪૪ માં મુંબઇ ખાતે થયો હતો. પોતાના સમય મુજબ ટુંક વિદ્યા અભ્યાસ કરી પોતાના પિતાના વેહવારમાં શામેલ થઇ મુંબઈની પટેલાઇનો કારોબાર પોતે ચલાવવા માંડયો હતો. ઇ. સ. ૧૭૬૨ માં મુંબઇમાં પેહેલવેહેલો 'કાવશજી પટેલનો આંબો' એવણેજ વાવી ઉત્પન્ન કર્યો હતો, જે આજ દીન સુધી ઉપલેજ નામે જાણીતો છે. ઇ. સ. ૧૭૬૩ માં રૂસ્તમજી પટેલના મરણથી મુંબઈની પટેલાઇનો એખત્યાર એમને મળ્યો હતો. તે પછી ૧૭૭૪ માં જ્યારે ઇંગ્રેજ સરકારે મરાઠા સરદાર રઘુનાથરાવ દાદાસાહેબ પાસથી પૈસા તથા વસાઇ લીધું ત્યારે તે જીલ્લાઓને લગતા ગામો ચરણી બંદર, મનપેશર, ત્રોંબે, મડ, મરવે, મનોરી, વેશાવું, દાંડા, વાંદરા, કલીયાણી, ભિમડી વગેરે ગામોની પટેલાઇ પણ પોતેજ મેળવી પોતાના ભાઈ દોરાબજી સાથે સર્વ કારોબાર ચલાવ્યો હતો. તે પછી થાણા ગામમાં જરથોસ્તીઓને લાવી વસાવી તેમને ધંધે રોજગારે લગાડયા હતા. વળી તેમના ઉપયોગ માટે ઇ. સ. ૧૭૮૦ માં એક દોખમું, આતશદાદગાહ તથા નશાખાનું બંધાવી આપ્યું હતું. ઇ. સ. ૧૭૭૦ માં 'ઓટકંત્રાકટ' લઈ કંપની સરકારનો અસબાબ જૂદે જૂદે બંદરે પોંહચાડવાની સહેલાઇ કરી આપી હતી. આથી ૧૭૭૫ માં મુંબઇના ગવરનર વિલ્યમ હૉર્નબીએ કાવશજીને ડ્રેસ ઑફ ઑનર અથવા ખેલાત બક્ષેસ કરી હતી. ઇ. સ. ૧૭૭૬ માં મુંબઈ માં ખેતવાડીને નાકે એક મોટો તલાવ બંધાવી આપ્યો હતો. તે વખતના પારસી ટોલાના અકાબરોમાં કાવશજી પટેલ એક મુખ્ય અકાબર હતા. તેવણનુંમરણ ઈ. સ. ૧૭૯૯ માં ૬ ઠી આગસ્ટે નિપજ્યું હતું.

**કાવળ**—એક પ્રકારની વનસ્પતિ. એના વેલાની છાલ ઔષધિ ઉપયોગમાં યોજેલી છે. એના વેલા ખંડાલા વગેરે ઘાટપર ઉત્પન્ન થાયછે. ડૉ૦ પાંડુરંગ મંત્રિ પોતાના અનુભવથી જણાવે છે કે એના છાલની ભૂકી બે માસા આપ્યાથી પિત્તની ઓકારી થઇ પસીનો છુટે છે; તેથી આ ઔષધિ 'ઇપિકાકયૂના' ને મળતી છે. એનો ઔષધિ ગુણ મૂળીયાની જૂની છાલ તથા થડની જૂની છાલમાં રહે છે.

**કાવળા**—ગોવા પ્રાંતના કાવળાના વૃક્ષ ૮ થી ૧૦ ફીટ ઉંચા વધે છે. તેનીપર આમલીનાં જેવાં પાંદડા હોઈ તેપર લીલા વટાણા જેવા જાંબુડા રંગનાં ફળો આવે છે. આ ફળો સેહેજ સ્વાદિષ્ટ હોવાથી તેને બાળકો ખાવાના ઉપયોગમાં લીયે છે.

**કાવી**—આ વિચિત્ર ચંચળ પ્રાણી 'પાટાગોનિયા'નું વતની છે. આ પ્રાણી પોતાનો નિર્વાહ લીલોતરીવાળાં મેદાનમાં રહી કરે છે. એમનામાં ખુદરતી ચપળતા હોવાથી તે મેદાનોમાં શેકારીઓને બહુ હંફાવે છે. તેઓ ઘણું કરી વાસાચા નામના પ્રાણીના આયતા બનાવેલા કોતરો પોતાના રેહેઠાણ તરીકે ઉપયોગમાં લે છે. આ પ્રાણીને પકડવા શેકારીઓ કુતરાને ઉપયોગમાં લે છે અને તે કુતરાથી જલ્દી ઘેરાઇ જઈ શેકાર થઇ પડે છે. એની માદા એકી વેળા બે બચ્ચાંનો જન્મ આપે છે. એના ભરેલાં અને નરમ રૂવાંટીવાલી ચામડી કામળી જેવું કાપડ બનાવવાના ઉપયોગમાં આવે છે. એની પીઠપરનો રંગ કાબરચિત્રો અને શરીરની બાજુ પીળા રંગની હોયછે, પણ ખભાં તરફની ચામડી કાળાસપર હોયછે. એની છાતી તથા પેટ પણ સફેદ હોયછે, અને તેનું મોઢું સસલાના ચેહેરા જેવું દેખાય છે. આ કાવી લગભગ વજનમાં ૧ મણ હોયછે. એનું મૌંસ સુકું ને બે સ્વાદ હોયછે. મી૦ ખોરીકૃત પ્રાણી વિદ્યાના ગ્રંથમાં જણાવ્યા મુજબ એ પ્રાણીની બીજી જાત આવેછે જે પોતાના

દાંતની રચના માટે વખણાય છે. એ જાતનાં ૪ કરડનારા દાંત અને ૧૬ દાઢ હોયછે, જે દાઢ મિશ્ર છે. પાછળના દાંતો સર્વથી લાંબા હોયછે અને તે ઘણીક પત્રીનાં બનેલાં હોયછે; જે પત્રીઓ સાદી અને સરખી લીટીઓમાં ગોઠવાયલી હોયછે; અને માંહેલા દાંત કાંટાદાર હોયછે.

**કાવીઅર**—યૂરોપ મધ્યે રૂશિયા દેશની આસપાસના દર્યાવમાહે મળતી 'સ્ટરજીઅન' નામની અને બીજી મોટી માછલીઓના ગર્ભમાંથી બનાવેલો એક પદાર્થ. જે ત્યાંના લોકો સુકવીને તેલ તથા લીંબુના રસની સાથે ખાયછે.

**કાબુલ**—(જુઓ કાબુલ).

**કાવે**—આ ઇરાની લુહાર, પાદશાહ ફરેદુનના જમાનામાં યાને ઇ. સ. પૂર્વે ૩૪૪૦ ના સુમારમાં પ્રસિદ્ધતા પામોયો હતો. એ ઇસ્પહાનનો રહેવાશી હતો. જ્યારે જમશેદની રાજ્યગાદી જોહાકે છિનવી રાજ્ય ચલાવવા માંડયું ત્યારે તેના ખભાંપર કાંઇ દર્દ ઉભરી નિકળવાથી તેને દરરોજ એ મનુષ્યાના ભેજાં ખાવા આપવા પડતાં હતા, તે મુજબ કાવેના ૧૮ બેટાઓનો જોહાકે ભોગ લીધાથી એ ઉશકેરાઇ જોહાકની દરબારમાં ગયો ને પોતાની દુઃખી હાલતનું બ્યાન કરી ઇન્સાફ માંગ્યો. જોહાકે કાવે જેવા હિમ્મતવાનને પોતાની મદદમાં લેવાથકી તેના બેટાને છોડી મેલી પોતે તૈઆર કરાવેલા 'મેહેજર' માં એક વફાદાર શેહેરી તરીકે પાદશાહને દરેક કામમાં મદદ આપવા થકી સહી માંગી. પણ કાવેએ તે પાપી પાદશાહની તાબેદારી સ્વિકારવા ના પાડી પોતાના પક્ષના લોકો સાથે મોટો બળવો કરી પ્રથમ ઇસ્પહાનના હાકેમને મારી નાખ્યો, અને ત્યાંનો ખજાનો હાથ કરી અલબુર્જ તરફના એક ગુફામાં વસતા ફરેદુનને શોધી કાઢી તેને પોતાનો પાદશાહ બનાવ્યો. આ વેળા કાવેને ફરેદુને વડો સપેહસાલાર નેમ્યો હતો. તે પછી કાવેએ બેબિલોન ઉપર ચઢાઇ કરી તે તરફના દેશો ૨૦ વર્ષ દરમ્યાન તાબે કીધાં ને ત્યાં ફરેદુનની સત્તા સ્થાપન કરી પોતાને વતન જઇ રહ્યો હતો.

ફરેદુને આ મહાન શરવીર યોદ્ધાને તેના લાયકનું માન બક્ષી ઇરાનથી આજર બાઇજાનની સરહદ સુધીનો દેશ બક્ષેસ કરી ત્યાં પાદશાહી કરવાનો ખાસ હક્ક આપ્યો ને તેની પાસે જે કાવેયાની નામના ચામડાનો ઝુંડો હતો તેને પોતાની ઈરાની પાદશાહીનો ઝુંડો બનાવ્યો. કાવેએ તે પછી ૧૦ વર્ષ સુધી આધિપત્ય ભોગવ્યું. એના મરણ વેળા તેના બે બેટા કારેન તથા કોબાદને ફરેદુન પાદશાહે કાવેને આપેલી રાજ્ય કરવાની સનદ ફરી પાછી કરી આપી. તેમને તથા કાવેના ખાનદાનને દરબારમાં સર્વોપરીમાન આપવાનો કાયદો બાંધ્યો હતો.

**કાવેયાની ઝુંડો**—અથવા દરફશે-કાવયાની યાને પ્રાચીન ઇરાનીઓનો પાદશાહી ઝુંડો ઇતિહાસમાં પ્રસિદ્ધતા પામ્યો છે. જ્યારે કાવે નામે લુહારે જોહાક સામે બળવો કાધો ત્યારે તેણે ભઠ્ઠી આગળ બેસી હથિયાર બનાવતાં પોતાના બદન ઉપર જે ચામડું નાખતો તે ચામડાના કટકાને ભાલા ઉપર લટકાવી તેને ઝુંડાનો આકાર આપી પોતાની સફમાં પ્રજામત મેળવી મોટું લશકર એકઠું કરી ફરેદુનને શોધી કાઢી ઇરાનપર ચઢાઈ કરી. આ ચામડાના વાવટાનાં સબકતાં દર્શનથી પ્રજામત મેળવ્યા પછી ફરેદુને તેનીપર તહેવાર રંગબેરંગી કપડાનો સનગાર કરાવ્યો હતો, અને એ ઝુંડાની બરકતથી કાવેએ તે પછી લાગત ત્રીસ વર્ષ વેર લઢેલી લઢાઇમાં જાબજા ફતેહ મેળવવાથી ફરેદુને તેને પાદશાહી વાવટાનું રૂપ આપવા હીરામાણેકથી સણગારી પાદશાહી ખજાનામાં રાખ્યો હતો.

તે પછી ગુશતાસ્પ પાદશાહના જમાનામાં અરજાસ્પે કરેલી ઇરાનપર ચઢાઇ દરમ્યાન આ વાવટો દુશમનોને હાથ ગયો હતો, પણ અસપંદીયારને ગુશતાસ્પે કેદખાનેથી મુક્ત કરતાં તે કાવેયાની ઝુંડો તથા પોતાની બેહેનોને છોડવી લાયો હતો. પાદશાહ ગુશતાસ્પના

જમાના પછી આ ઝુંડો કયાની શેહેનશાહતના છેલ્લા પાદશાહ 'હુક્ષત્ર' ના રાજ્ય સુધી ઈરાનીઓના હાથમાં બચી રહ્યો હતો પણ તે શેહેનશાહાત ઉપર સેમેટીક ટોળાના એસેરીયન પાદશાહ 'નૈનસ' તથા તેની રાણી સેમિરામિસે ઈ. સ. પૂર્વે ૨૦૫૮ માં ૨૦,૦૦,૦૦૦ માણસોની મોટી ફોજ સાથે ચઢાઈ કીધી ને કયાની શાહાનશાહાતની આખેરી આણી કાવેયાની ઝુંડો બીજીવાર પરકોમના હાથમાં ગયો હતો. તે પછી ઘણી સદીઓ પછી પારકા રાજ્યની ઝુસરીમાંથી સ્વતંત્ર થવા માટે મિડીયન તાયફાવાલા જરથોસ્તીઓએ ઇ. સ. પૂર્વે ૭૧૦ માં એસિરિયાના છેલ્લા પાદશાહ 'સાર્દાનેપ્લસ' ના રાજ્ય સામે એક મોટો બળવો ઉઠાવી ઈરાનનું પ્રાચીન રાજ્ય 'ડોજેસીસ' નામે મીડીઅન જરથોસ્તી સરદારે ફતેહ કરી લીધું તે વેળા કાવેયાની ઝુંડો ફરી ઈરાનીઓને હાથ આવ્યો હતો.

તે પછી મીડીયન શાહાનશાહાતનાં પાદશાહ એસ્તાયજીસનાં અંધેર રાજ્ય કારોબારથી પારસના પારસી રહેવાશીઓ કંટાળી ગયાથી પારસના 'હખામન્યાન' વંશના પાર્સી હાકમ કમ્બાઇસીસના બેટા 'કાઈરસ' (સાઇરસ) ની સરદારી તળે મ્હોટો બળવો ઉઠાવી મિડી શહાનશાહતનો અંત આણ્યો. તે પછી ઈ. સ. પૂર્વે ૫૫૮ માં પાર્સી શાહાનશાહાતનો પાયો સાઇરસે નાખ્યો. એ વેળા મીડીયનો પાસથી કાવેયાની ઝુંડો ઇરાનીઓના હાથમાં આવ્યો હતો. તે એ વંશના છેલ્લા પાદશાહ 'દારાયસ' કાદોમનસના રાજ્ય સુધી કાયમ રહ્યો હતો. પણ એના રાજ્યમાં યૂનાનના પાદશાહ સેકંદરે આરબેલાની લઢાઈમાં દારાને ઇ. સ. પૂર્વે ૩૩૧ માં હરાવી ઇરાનનું મોટું રાજ્ય તાબે કીધું, પણ કાવેયાની ઝુંડો દુશમનોના હાથમાં જતો 'અરસ' નામના એક ઇરાની સરદારના કાકાએ બચાવી છુપાવી રાખ્યો હતો. તે વિશે જીનતુલ તવારીખ મુજબ જણાય છે કે આ ઝુંડો છુપાવી રાખી પાછળથી તેની સાહ્યતા વડે ઇરાનીઓને ઉશ્કેરી યૂનાનીઓ સામે ઇ. સ. પૂર્વે ૨૫૦ માં લઢાઈ કરી અંતે પાર્થીયન ટોળાના મૂળ પુરૂષે ઇરાનીઓને ગ્રીકોના પંજામાંથી મૂક્ત કર્યા હતા. એ સમયમાં અશકાનીયાન જેવા એક જરથોસ્તી તૂર્કી વંશના મૂળ પુરૂષ અશકે ઇ. સ. પૂર્વે ૨૫૬ માં પાર્થીયા દેશમાં એક મોટું રાજ્ય સ્થાપ્યૂં હતું; તે વેળા કાવેયાની ઝુંડો તેઓ પાસ ગયો હતો. એ વંશના છેલ્લા પાદશાહ અર્દવાનના જુલમથી અર્દશીર બાબેગાને ઇ. સ. પૂર્વે ૨૨૬ માં મોટું બંડ કરી ઈરાનમાં સાસાન્યાન તબકકો સ્થાપન કીધો, તે વેળા આ ઝુંડો ફરી હાથ આવ્યો હતો. તે છેક યજદેજર્દ શેહેરીયાર વેર ઇરાનીઓના હાથમાં રહ્યો હતો, પણ એજ પાદશાહના અમલ દરમ્યાન ઈ. સ. ૬૩૬ માં 'સાઅદ બીન વકાસ' નામના ખલીફ ઓમરના એક સરદારે કાદેશીયાની લઢાઇમાં ઇરાનીઓનો નાશ કરી કાવેયાની ઝુંડો હાથ કીધો હતો.' આ ઝુંડો દુશમનોએ હાથ કરવા આગમજ સેંકડો ઇરાનીઓને કતલ કીધા પણ જ્યારે તે ઝુંડો એક સેપાહ ઝુંટાવી લઈ સાઆદ પાસે લઈ ગયો ત્યારે તે સરદારે તે સેપાહને તેની અસાધારણ બહાદુરીના બદલામાં ૩૦૦૦૦ સોના મોહોરનું ઇનામ આપ્યું હતું. આ ઝુંડો તે વેળા લગભગ ૨૨ ફીટ લાંબો અને પંદર ફીટ પોહળો હતો, અને તેનીપર અસંખ્ય હીરા માણેકના ચિતારો ચિતારેલાં હતા. તેનીપર મુખ્ય ચિતાર શાહામૂર્ગ, ગરૂડ અને સૂર્યના હતા. ઈસલામીઓની તે વખતની રીત મુજબ તેજ વેળા આ મોટા ઝુંડાના કટકા કરી સઘળા લશકરમાં વેંહેંચી આપી તેનો અર્ધો ભાગ ખલીફ ઓમર ઉપર રવાના કરવામાં આવ્યો હતો. આ ઝુંડો ઇ. સ. પૂર્વે ૩૪૪૦ માં કાવેએ એક ચામડાના કટકામાંથી બનાવ્યો હતો અને તેની આખેરી છેક ઈ. સ. ૬૩૬ માં આવી હતી. એ મુજબ જોતાં આ ઝુંડો ૪૦૭૬ વર્ષ વેર ઈરાન સર જમીનપર અનેક પાદશાહોનાં હાથમાં જળવાઇ રહ્યો હતો ત્યાં વેર તેમનું રાજ્ય ચઢતી

પડતી વચ્ચે પૃથ્વીપર કાયમ રહ્યું હતું, પણ તેના અંત સાથે ઇરાની શેહેનશાહાતનો પણ સદાનો અંત આવ્યો છે.

**કાવેરી**—હિંદુસ્થાનમાં દક્ષિણ પ્રાંતમાં આ નદી અતિ ઉપયોગી ગણાઇ છે. ઘાટપર મ્હૈસૂર પ્રાંત અને નીચે કરનાટક પ્રાંત એના પ્રતાપથી આબાદ છે. આ નદીનો ઉગમ પશ્ચિમ તરફના ઘાટમાં કુર્ગ દેશમાં થએલો છે. ત્યાંથી આ નદી પૂર્વ ભણી ૩૦ મૈલની વલાણ લઈ ઉત્તર પૂર્વે ૮ મૈલ વળે છે જ્યાં તે માયસોરના રાજ્યને અડકી ૨૦ મૈલ કૂર્ગની સરહદપર ઉત્તર પૂર્વ વધે છે. તે પછી માયસોરમાં વધી દક્ષિણ પૂર્વ ભણી ૯૫ મૈલ તૂલકાદવેર વધી ઉત્તરે વલાણ લેતી પૂર્વ વધી માયસોરનું દેશી રાજ્ય અને કોઈંબતૂરના બ્રિટીશ સંસ્થાનથી ૪૦ મૈલ સરહદ બાંધે છે. ત્યાંથી દક્ષિણ પૂર્વ ૪૭ મૈલ વલાણ લઇ કાવેરીપૂરમ તરફ વધી પૂર્વ ઘાટમાંથી દક્ષિણે ૪૭ મૈલ વધે છે. પછી પૂર્વ ભણીથી ૯૦ મૈલ વહેતી ત્રીચનાપલ્લીને અડકી ત્યાં અનેક ફાંટામાં વેંહેંચાઇ બંગાલના ઉપ-સાગરને મળે છે. આ નદીની કૂલે લંબાઇ ૪૭૨ મૈલની છે. આ નદીને નૈરૂત્ય અને અગ્નિય તરફથી બીજાં નાળાંઓ મળેછે. શ્રીરંગાપટણ આ નદીમાંના એક બેટપર છે. તેથી આ નદી શ્રીરંગાપટણ ની આસપાસ ફરી વળેછે. ત્રીચનાપલ્લી શેહેરની સામે આ નદી બે ફાંટામાં વેહેંચાઇ શ્રીરંગાપટણ ને ટાપુ બનાવેછે. આ ટાપુ પાસે બેઉ ફાંટા એકત્ર થઇ ત્રીચનાપલ્લીથી ૧૫ મૈલપર ફરી બે ફાંટામાં વેંહેંચાઈ જાયછે. તેમાંનો એક ફાંટો કોલરૂન નામનો છે. દક્ષિણ તરફના ફાંટાની અનેક નેહેરો બની તે તંજાવર પ્રાંતને ફળ-દ્રુપ બનાવેછે. કાવેરીને ભવાની વગેરે અનેક નદીઓ મળેછે. આ ભવાની નદીને મોયાર નામે બીજી નદી મળેછે.

**કાવેલ્લી વેકંટ બોરય્યા**—આ કવિ આર-વેલ્લી નિયોગી નામે બ્રાહ્મણની શાખામાં ઉત્તર સરકારનાં ગામની નજીક 'એલોર' નામે કિલ્લો છે ત્યાં ઇ૦ સ૦ ૧૭૭૭ માં થયો હતો. એનો પિતા વિજયાનગરના રાજાનો મંત્રિ હતો. એણે ૧૦ વર્ષ ની વય સુધી એલોરમાં વિદ્યા અભ્યાસ કરી કાવ્ય શીખવા લાગો. એણે પાંચ છ માસમાં સંસ્કૃત માં કવિતા બનાવવામાં એટલી તો બાહોશી મેળવી કે તે વખતના કવિઓ અજબ થતા હતા. તે પછી એ એક કાજી પાસે હિંદુસ્થાની તથા ફારસી ભાષા શીખ્યો ને તે પછી ૧૫ મે વર્ષે મછલીપટણમાં મી૦ મૉર્ગન નામે ઈંગ્રેજે ઉઘાડેલી ઇંગ્રેજી શાળામાં અભ્યાસ કર્યો ને તે પછી કર્નલ પીયર્સ નામના એક વિધ્વાન સાથે દોસ્તી થતાં તેની મદદથી લશકરને પગાર વેંહેંચનારની નોકરી મેળવી ઓંગોલ, મનુબોલ, કોડવલ્લી વગેરે ઠેકાણે ફોજને પગાર વેંહેંચવાનું કામ બજાવ્યું. ૧૮ મે વર્ષે માધવ પાલ્ય માં મી૦ ડેલક ના કારકુન તરીકે કામ કરવા માંડયું. ત્યાંથી લેફ્ટનન્ટ મેકેન્ઝી નામના સરવેયર જનરલ ઑફ ઈંડીયાની ઓફીસમાં નોકરી મેળવી. ત્યાં કાવેલ્લી દુભાશિયા તથા ભાષાંતર કર્તા તરીકેના મોટા દરજ્જા પર નેમાયો હતો.

ઇ૦ સ૦ ૧૭૯૮ માં ટીપૂ સુલતાન સાથે લઢાઇ ચાલતી હતી તે વેલા આ કવિ મેકન્ઝી સાથે ગયો, અને નિઝામના રાજ્યમાં ગદવાલ નામે એક માંડલીક સંસ્થાન છે ત્યાં પોંહ-ચતાં સુધી માર્ગમાં જે રોજ બીના બનતી ગઇ તેનું એણે કાવ્ય રૂપે ટાંચણ કરી મુકતો. એક વેળા મેકેન્ઝીના કાગળપત્રો જમીનદાર લુટારૂઓએ ચોરી લીધાં તે એણે દુશમનોના હાથમાં જઈ કેદ થતાં તેમને પોતાના વાકચાતુર્ય ને કવિત્વ શકિતથી વશ કરી તેમનું બેહદ માન જીતી પોતાના સાહેબના સર્વે કાગળીયાં પાછાં લાવી શકયો. ટીપુ સુલતાનની હાર પછી કર્નલ મેકન્ઝીને માયસોરની માપણી કરવાના કામપર જવું પડયું. તે વેળા કાવેલ્લી તેની સાથે બેંગલોર નિગાગાલ અને શીરા એ પ્રાન્તોને રસ્તે

થઇને ચિત્ર દુર્ગ ગયો. કર્નલ મેકેનઝીને દક્ષિણ હિંદુસ્થાનનો ઈતિહાસ રચવામાં મોટી મદદ કરી હતી.

ઇ. સ. ૧૮૦૦ માં સર આર્થર વેલ્સલીની ફોજે મહારાજ ધુંડીને હરાવી હરીહરમાં પકડયો; તે વખતની બીનાઓનું કાવેલ્લીએ એક કાવ્ય રચ્યું હતું. એણે 'શ્રીરંગરાજ ચરિત્ર' નામનો એક ગ્રંથ રચ્યો તેમાં ઉમાતૂર દેશની સ્થાપના થઇ ત્યારથી શ્રીરંગા પટણના રાજાઓની વંશાવળી તથા શ્રીરંગપૂરનું રાજ્ય યાદવોએ કેવું કર્યું તેનું વર્ણન છે. જ્યારે શ્રીરંગા પટ્ટણમાં ઈંગલીશ ફોજની દુરદશા થઇ તે વેળા કાવેલ્લી ઈંગ્રેજ ફોજે જીતી લીધેલા પ્રાન્તોમાં થઇને જતો હતો, તે વખતે જનરલ કેંબેલ, કર્નલ ટોમસન, મનરો અને તેવાજ બીજા નામાંકીત સરદારોએ કાવેલ્લીની મુલાકાત લીધી હતી. કર્નલ મેકેનઝીની સલ્હાથી એણે લઢાઇ પુરી થતાં ભૂગોળ, ભૂમિતી, જ્યોતિષ વગેરે નાના પ્રકારના વિદ્યાજ્ઞાનના વિષયો ઉપર રટણ કર્યું હતું. વળી કાવેલી જૂદા જૂદા ભાગોના નકાશા બનાવવામાં અતિ મોટી વિદ્વત્તા ધરાવતો હતો.

કાવેલ્લીએ જૂદા જૂદા પ્રકારનાં નાણાઓનો સંગ્રહ કર્યો હતો. વળી દોદરીમાં પથ્થરની શિલા ઉપર પ્રાચીન કાનડી લિપિમાં લેખ કોતરેલો હતો તેનો એણે ઉતારો કર્યો હતો. તે ઉતારો હાલમાં કલકત્તાની એશિઆટીક સોસાયટીના સંગ્રહસ્થાનમાં જાળવી રાખવામાં આવ્યો છે. એક સમે કર્નલ મેકેનઝીને બે વર્ષ સુધી મદ્રાસમાં રોકાઇ રહેવું પડયું હતું ત્યારે ત્યાં કાવેલ્લીએ સાથે રહી અનેક હસ્ત લેખીત પુસ્તકોનું ભાષાન્તર કર્યું હતું.

આ વિદવાન ને ચંચળ જવાન ઇ. સ. ૧૮૦૩ માં અપસ્માર રોગથી ૨૬ વર્ષની ટુંક વયે મરણ પામ્યો હતો. કર્નલ મેકેનઝીએ એની યાદગારીમાં એનું એક પુતળું બનાવી ખુલ્લું મેળાયું હતું.

**કાસ**—એના ઝાડપર જે કરડી જેવા સફેદ અને કહેણુ બી આવેછે, તે ઔષધિ ઉપયોગમાં વપરાય છે. કાશ ભોર જેવાં ઝાડપર ઉગેછે.

**કાશગંજ**—બુશાએરની આ નદી કોનવારમાંથી પંજી સંગમનો માર્ગ વટાવે છે. નદી સમુદ્રસપાટીથી ૮૨૪૦ ફીટ પર વહેછે. નદી બેહોળા વિસ્તારમાં અતિ વેગ સાથે વહેછે, અને તે સતલજમાં દક્ષિણ પૂર્વમાં મળેછે.

**કાશગર**—પૂર્વ અને ચીનાઇ તુર્કસ્થાનનું આ રાજધાની શેહેર યારકંદ જેવું બીજું યાદગાર શેહેર છે. પ્રાંતની લોક વસ્તી ૧૨૦૦૦૦ ની છે. જુના શેહેરમાં એક નાહનો કિલ્લો કઝીલ નદી નજદીક નવા શેહેરથી જૂદો પડે છે, અને તેમાં ચીનાઇ સુબાનું રહેવાનું મથક હોઇ ત્યાં મોટી જુમામસજીદ છે. પ્રજાનો મુખ્ય વેપાર ઉધોગ કપાસ, રેસમ, ગલીચા, જીન વગેરેનો છે. તેઓ મુખ્ય કરી રશિયનો સાથે વેપાર કરે છે. કાશગર શેહેર પૂર્વ તુર્કસ્થાનમાં રેહેતા મોહમેદનોનું કેળવણીનું મુખ્ય મથક ગણાતું હોઇ તે એક જીયારતનું મથક ગણાય છે. ૧૭૫૮ માં ચીનાઇ સરકારે કાશગર તાબે કીધું હતું પણ તે થોડા વખતવેરજ તેમને તાબે હતું. ૧૮૬૪ થી ૭૭માં યાકુબ કુશબેગે સખત બંડ ઉઠાવ્યું પણ તુરત ચીનાઈ સરકારે તેને તાબે કીધું હતું. હાલમાં કાશગરમાં રશિયન સરકારનો મુખ્ય લાગવગ છે.

**કાશમિર**—હિંદુસ્થાનમાં બેહેસ્તની ઉપમાં પામેલું આ કુદરતી લીલાલેહેરથી ભરપૂર સ્થાન હિંદની છેક ઉત્તરે છે. એની ઉત્તર કારાકોરમ પર્વત, પૂર્વે તીબેટ, દક્ષિણે બ્રિટીશ રાજ્ય અને પશ્ચિમે પંજાબ ઇલાકો છે. દેશનું ક્ષેત્રફળ ૬૮૦૦૦ ચોરસ મૈલ યાને ૯૦ મૈલ લાંબો ને ૩૦ થી ૩૬ મૈલ પોહળો છે. તેમાં લોક વસ્તી ૧૮૮૦ માં ૧૫,૦૦,૦૦૦ ની હતી. ૧૮૯૧ માં ૨૫,૪૩,૯૫૨ ની અને ૧૯૦૧ માં ૨૯,૦૬,૧૭૩ ની હતી. તેમાં ૧,૧૬,૨૧૦ સરકારી નોકરો, ૮૪,૭૭૩ ઘેરના નોકરો, ૧૭,૬૨,૮૪૩ ખેડુતો, ૮૩૭૭૮ વેપારી, ૩,૨૬,૭૦૫ વેપાર હુન્નરવાલા, ૭૪૭૧૮ મજુરો ને ૯૪,૯૨૫ સ્વતંત્ર ઘર ધણીઓ હતા. આ દેશમાં ૧૩ જાતની ભા-

પાઓ બોલાય છે ને કેશમિરી ભાષા સંસ્કૃત ને તદન મળતી છે.

દેશની વાર્ષિક પેદાશ ૮૨,૩૨,૦૦૦ રૂપ્યાની થાયછે. કાશમિર દેશ પાહાડી હોઇ કેટલેક ઠેકાણે સપાટ છે. સપાટ ભૂમિ ૭૫ મૈલ લાંબી ને ૩૦ મૈલ પોહળી છે. સિંધુ નદી એટમાંથી વહેતી કાશમિરના ઉત્તર ભાગમાંથી સિંધમાં ધસે છે. જેહેલમ નદી આ દેશના બારામુલા નામે પર્વતોની ખિણમાંથી વહેતી પૂર્વ સરહદપર વર્ષે છે. દાલ નામે સરોવર શ્રીનગરથી ઇશાન્ય ખુણે છે, જેની લંબાઇ પાંચ મૈલની છે. એન્યર સરોવર એ શ્રીનગરની ઉત્તરે, માન્સબાલ જેહલમની દક્ષિણે અને વૂલર નામનો મ્હોટો સરોવર ૧૦ મૈલ લાંબો અને ૧½ મૈલ પોહળો છે. એ શિવાય બીજા કેટલાક સરોવર પર્વત ઉપર છે, તેમાં પંજાબ પર્વત ઉપર કોન્સ નાગપીર નામે સરોવર છે. તે શિવાય સિસાનાગ, ગંગાબાલ નાગ, અને સરવા નાગ એ મુખ્ય સરોવર છે. કાશમિર દેશની હવા તંદરોસ્ત છે. કારણ કે તેમાં ઓઝોન નામની ગ્યાસ વધારે છે કે જે ગૅસ હવાની નજીસાતને સ્વચ્છ રાખનાર ઑકસીજન ગેસનું ઘટ અથવા જમાવ થએલું રૂપ છે. વિજળી અને ગગડાટના તુફાનો પછી ત્યાંની હવા એ ગૅસને લીધે વધારે સ્વચ્છ બની વિજળી પડવા યોગે તે વધારે ઉતપન્ન થાય છે. અહીંની હવા અતિ તંદરોસ્ત છે તોપણ તેની ગર્મિના પ્રમાણમાં કોઇવાર એક દિવસમાં મોટા ફેર પડે છે, તેથી કેટલાકો તેની હવાને માટે 'પંખા પોશતીન' શબ્દો કહેવત તરીકે વાપરે છે. એટલે કે કોઈ દિવસ પંખો તો કોઇ વેળા પોશતીન નામનું ગરમ કપડું પેહેરવું પડે છે. શિયાળાની ગરમીના પ્રમાણની સરાસરી ૪૦° આવેછે. આ દેશમાં લોઢું પુશકળ જડે છે, પણ તે ઉત્તમ પ્રતિનું નિકળતું નથી. તે શિવાય ત્રાંબાની ખાણો જ્યાં ત્યાં આવેલી છે ને જેલમશીરની રેતીમાંથી સુનાની રંજકણો મળી આવે છે.

દેશમાં ગહૂં, ચોખા બાજરી, મકાઇ, જવ, કુકમ, સણ, કેશર, દ્રાક્ષ વગેરેનો મોટો પાક થાયછે. ચોખાનો જો પાક બગડે છે તો મોટો દુકાળ પડે છે. જંગલમાં દેવદારનાં મોટા મોટા વૃક્ષો ઉગે છે, તે શિવાય આ દેશમાં તીબેટ દેશના બકરાનું ઉન આવેછે. ઉનની કાશમિરી શાલો જગપ્રસિદ્ધ છે. તેમાં મુખ્ય શાલો પાળેલાં બકરાં, વગડાઉ બકરાં, જંગલી મેંઢા અને રાની કુતરાના બાલની બનાવવામાં આપેછે. મુખ્ય પ્રજા હિંદુ તથા ઈસલામીઓની છે. આ દેશમાંની સ્ત્રીઓ પોતાની બેહદ ખુબસૂરતી માટે અતિ પ્રસિદ્ધ છે. ત્યાંની લોક ભાષા હિંદુસ્થાની હોઈ લિપિ દેવનગરી છે.

કાશમિર અથવા શ્રીનગર એ રાજધાની શેહેર જેહેલમ નદીને બેઉ કાંઠે વસાયલું છે. અહીં શાલો વણવાના કારખાનાછે. માહારાજા જમ્મુમાં વસે છે. આ શેહેર આ રાજ્યની દક્ષિણ દિશાએ રાવી નદીને કિનારે શિયાલકોટની ઇશાન્યે ૫૦ મૈલપર છે. શિયાલકોટ વજીરાબાદ રેલ્વે સ્ટેશનથી ૩૦ મૈલ પૂર્વે છે. તે શિવાય બિજહાર, બારામુલા, ઇસ્લામાબાદ, રામપૂર, સોપુર અને શાહબાન નામે પ્રસિદ્ધ શેહેરો છે. માહરાજા પાસે યૂદ્ધસામગ્રી સારી છે. તેના લશકરમાં ૧૪૦૦ સ્વારો, ૨૫૫૦૦ પાયદલ, ૧૬૮ તોપો ને ૧૨૯૦ ગોલંદાજો છે.

કૌરવ–પાંડવોના સમયમાં કાશમિર દેશ ઉત્સવસંકેત, સપ્તગણ અને લોહિત આ બે દેશની વચમાં હતો.

'કાશમિર દેશ ભરતખંડનાં સર્વોત્તમ સ્થાનમાંનું પેહેલું સ્થાન, જેને દેવતાઓનું સ્થાન ગણવામાં આવે છે એવા હિમગિરિનાં નિચાણવાળા પ્રદેશમાં તે આવ્યું છે. આ પ્રદેશની ઉત્પતિ માટે જે અદભૂત વર્ણનો મળે છે, તે અજાયબી ઉપજાવે છે. પૂર્વ કલ્પથી માંડીને ૬ મન્વન્તર સુધી હિમાલયની તળેટીમાં જળથી સંપૂર્ણ ભરેલું સતી સરોવર નામે એક સરોવર હતું. ચાલુ વૈવસ્વત

નામનાં મનવંતર બેઠા પછી, પ્રજાપતિ બ્રહ્મા, ઉપેન્દ્ર અને ઇન્દ્ર વગેરે દેવો ઉત્પન્ન થયા. તે વેળા બ્રહ્માના પૌત્ર કશ્યપ ઋષિએ સતીસર સરોવરમાંથી પાણી ખાલી કરી તેને હાલનું રૂપ આપ્યું.

મુસલમાન લેખકોના જણાવવા મુજબ એ ઘણી કશફ અથવા કસબ નામનો એક જીન હતો, જેણે સુલેમાન, જેનું નામ તેઓએ તખ્તે સુલેમાન નામના પર્વત સાથે જોડયું છે તેના હુકમથી બારામુલને માર્ગે આ સરોવરને ખાલી કર્યું. 'વકઆતે કેશમીર' નામની મોહમદ અઝીમે લખેલી ચોપડીમાં એ દંતકથા રૂપે છે. તે જણાવે છે કે જળ દેવ અથવા ચાલદેવ નામનો રાક્ષસ આ સરોવરમાં રહી કિનારાપરના માનસોનો ભક્ષ કરી ત્રાસ વર્તાવતો હતો. કશ્યપ નામના ઋષિએ ત્યાં આવી સૂમર પર્વત ઉપર આવતાં આ જુલમીના કૂર કર્મો જાણી 'નાવ બંધન' પર્વત ઉપર ૧૦૦૦ વર્ષ તપ કરી મહાદેવને અરજ કરી કે 'જળદેવનો નાશ કરો.' મહાદેવે વિષ્ણુ તથા બ્રહ્માને આ કામ સોંપ્યું. વિષ્ણુએ ૧૦૦ વર્ષ લડાઇ કીધી પણ ચાલદેવ સરોવરના પાણીના ઉંડાણુમાં ભરાઇ બેસતો હોવાથી, લાચાર થયો. છેલ્લે નવી યોજના યોજી તેણે બારામુલા આગળથી રસ્તો કાઢી પાણી ખાલી કરી નાખ્યું. ચાલદેવ ઉઘાડો પડયો ને વિષ્ણુને હાથે માર્યો ગયો. તે પછી કશ્યપ—કશફ ઋષિના નામ ઉપરથી કાશમિરને કસ્યપમીર—કશફમીર અને પછી કાશમિર એમ નામો મળ્યાં.

વિન્ય નામનો મુસાફર તથા ભૂરચના શાસ્ત્રી પોતાના અવલોકન ઉપરથી જણાવેછે કે કાશમિરનો મુલક આગળ એક મ્હોટો સરોવર હતો એવી જે દંતકથા છે તે ખરી હશે,. તેના જણાવવા મુજબ અસલ અહીં કોઇ બળતા પર્વતો હશે કે જે ફાટવાથી તેના ગંજાવર મુખથી અહીં એશિયા ખંડનું સર્વોપરી ઉંડું ને મ્હોટું સરોવર બન્યું હોય. આ દેશ અગાઉ બળતા પર્વતોની ચપળ હાલત ભોગવતો હતો, તેની સાબેતી અહીંના કોઈ ગરમ પાણીના ઝરાઓ ઉપરથી અને અવારનવાર લાગતા ધર્તિકંપના આંચકાઓ ઉપરથી મળેછે, કે જે આંચકાઓથી કાશમિરને ઘણું વેઠવું પડયું છે. ઇ૰સ૰ ૧૫૫૨, ૧૬૮૦ ને ૧૮૨૮ ના જૂનમાં જે ભયંકર ભૂકંપો થયાં તેના વૃત્તાંતો કાશમિરની તવારીખમાં જાણીતાં છે. છેલ્લા ધર્તિકંપથી ૧૨૦૦ ઘરોનો નાશ થયો હતો ને ૧૦૦૦ માનસો મરણ પામ્યા હતાં. ૧૮૮૫ ની ૩૦મી મેએ જે ભૂકંપ થયો હતો તે ઉપલા ત્રણેથી ભયંકર હતો. આ ભૂકંપનો આંચકો ૧,૩૦,૦૦૦ ચોરસ મૈલના વિસ્તારને લાગો હતો ને ૫૦૦ મૈલ સુધી તો તે નાશકારક નિવડયો હતો. આ ભૂકંપમાં ૨૦,૦૦૦ ઘરો, ૩૦,૦૦૦ ઢોરો અને ૩,૦૦૦ માનસોનો નાશ થયો હતો. આ ભૂકંપનું મધ્યસ્થાન બરેમ્યૂલામાં હતું, જ્યાં ઘણું નૂકસાન થયું હતું. આવા જ કોઇ ભૂકંપથી કાશમિરનો સરોવરવાળો પ્રદેશ પૃથ્વીમય થયો હોય એ છેકજ અસંભવિત નથી. કાશમિર દેશપર ઇ. સ. પૂર્વે ૨૨૪૮ માં હિંદુ રાજા રાજ્ય કર્તા હતા. પેહેલો રાજ્ય કર્તા વંશ ગોનન્દના નામે પ્રસિદ્ધતા પામ્યો છે. આ વંશે ઈ. સ. પૂર્વે ૨૨૪૮ થી ઇ. સ. ૫૭૯ વેર રાજ્ય કર્યું. તેમાં ૮૯ રાજ્ય કર્તાઓ થઈ ગયા તે પછી કર્કોટક વંશના ૧૮ રાજાઓ થઈ ગયા, તેઓએ ઈ. સ. ૬૪૦ થી ૮૭૨ વેર રાજ્ય કર્યું. તે પછી કલ્પપાલ વંશ થયો તેણે ઇ. સ. ૮૫૫ થી ૯૩૯ વેર રાજ્ય કર્યું, તેમાં ૧૫ રાજાઓ થઇ ગયા હતા. તે પછી વીરદેવ વંશ ગાદીએ આવ્યો, તેણે ૯૩૯ થી ૯૮૦ વેર રાજ્ય કર્યું. આ સમયમાં ૧૦ રાજ્ય કર્તા થઇ ગયા. વીરદેવ વંશની છેલ્લી દિદ્દા રાણી માહા પરાક્રમી ને કૂશળ નિવડી, પણ લંપટીપણાથી તેણીએ પોતાની પ્રજાને ઘણી નારાજ કરી હતી. તેમજ તેણીએ રાજ્ય લોભને લીધે ઘણાક રાજપુત્રોને મારી નાખ્યાં હતા.

આ રાણી કાશમિરી સંવંત ૮૯ ના ભાદ્રપદની આઠમે મરણ પામી કે યૂવરાજ સંગ્રામદેવે ગાદી મેળવી, ઉદય રાજ્ય વંશની સ્થાપના કરી. આ વંશે ઇ. સ. ૧૦૨૪ થી ૧૧૦૧ સુધી રાજ્ય કર્યું; તેમાં ૬ રાજાઓ થયા. છેલ્લો હર્ષ રાજા માહાપરાક્રમિ નિવડયો. તેણે કાંઇ એવાં તો સાહાસ કામ કર્યા હતાં કે જેથી ઘણા દેશો આબાદ થયાં ત્યારે પરીણામે દુ:ખી પણ થયાં હતાં. ઇ. સ. ૧૦૩૦ માં મહમદ ગજનીએ કાશમિરપર ચઢાઈ કરી પણ પાછો ફરતાં તેને કાશમિરીઓએ ઘેરી લઈ માહા મુસીબતે જવા દીધો; જે પછી તેણે કદી કાશમિરનું નામ લીધું નહિ. તે પછી ૧૩ મી સદી સુધી હિંદુ રાજાઓએ આબાદાની સાથે રાજ્ય કર્યું હતું. પણ તેટલાં ચંગીજ નામે તાતારવંશે કાશમિર દેશ જીતી ૧૫૮૭ સુધી ત્યાં પોતાની સત્તા સ્થાપી. તે પછી અકબરશાહે કાશમિર દેશ તાબે કરી ત્યાંના તાતાર રાજ્યકર્તાને અમિરાત તથા બિહાર તરફના દેશો જાગીરમાં આપી કાશમિરમાં પોતે વાસો કીધો હતો.

ઇ. સ. ૧૭૩૮ માં ઈરાનના શાહ નાદીરશાહે દિલ્લી સર કરી ત્યારે આ દેશ તાબે કર્યો હતો. ઇ. સ. ૧૭૫૨ માં અહમદશાહ દુર્રાનિએ આ દેશ પર જીત મેળવી પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો, પણ ૧૮૦૯ માં ત્યાંના સુબા અહમદ અજીમખાને બળવો કરી કાબુલની સત્તા તુચ્છકારી પોતે સ્વતંત્ર રાજા થયો હતો, ને એ મુજબ તેણે પોતાની સત્તા મજબુત કરી. તે પછી ૧૮૧૯ માં પંજાબના માહારાજા રણજીતસિંહે કાશમિર તથા તેની આસપાસનો મુલક પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો.

માહારાજા રણજીતસિંહ પછી પંજાબમાં ભારે અવ્યવસ્તા ચાલી. કુંવર ખરકસિંહ ૧૮૪૪ માં ગાદીએ આવતાં ચાર માસમાં માર્યો ગયો કે શેરસિંહ આદીપતિ થયો, પણ તે તથા તેના પુત્રો દગાથી માર્યા ગયા. ઘણી ખટપટો એ મુજબ ચાલ્યા પછી નાહના કુંવર દુલિપસિંહને ગાદીએ બેસાડયો. પણ આ કુંવર નામનો રાજા હતો ત્યારે તેની માં પોતાના માનિતા પ્રિતમ લાલસિંહ, ભાઇ જોરાવરસિંહ અને જમ્મુના રાજા ગુલાબસિંહની મદદથી પોતે રાજ્ય ચલાવતી. ૧૮૪૫ થી ૧૮૪૬ માં લઢાઇ થઇ. ૧૮૪૭ ની લઢાઇમાં ઈંગ્રેજોએ જીત મેળવીને કાશમિર તથા હજારા પ્રાંત મેળવ્યા. આ પ્રાંતો ઈંગ્રેજ સરકારે જમ્મુના રાજા ગુલાબસિંહને એક કરોડ રૂપયે વેચાતા આપ્યા. આ ગુલાબસિંહ રણજીતસિંહનો એક હજુરીયો સ્વાર હતો પણ સ્વપરાક્રમે વધતો જઇ જમ્મુનો જાગીરદાર થયો, ને શીખોનું બળ ઘટતાં તે બળીયો રાજા થઇ પડયો હતો. ૧૮૫૭ માં ઈંગ્રેજ સરકારને તેણે મોટી મદદ આપી તથા દિલ્લીના છુટકારા માટે પોતાના કુંવરને લશકરની સરદારી આપી મદદે મોકલ્યો, પણ તેજ સમયે રાજા મરણ પામવાથી રણબીરસિંહ કાશમિર આવી રાજ્યાસને બેઠો. આ રાજાએ પોતાનાં દેશમાં રેશમનો ઉદ્યોગ ખીલવ્યો હતો. એનું મરણ ઇ. સ. ૧૮૫૫ માં ૧૩ મી સપટેંબરે નિપજ્યું. તે પછી પ્રતાપસિંહ ગાદીનશીન થયો એ હાલના માહારાજા છે.

ઈ. સ. ૧૮૪૬ માં ૧૫ મી માર્ચે ઇંગ્રેજ સરકારે કાશમિરની રાજધાનીના જમુના માહારાજા ગુલાબસિંહ સાથે કોલકરાર કર્યા હતા. તેની ૧૦ મી કલમમાં એવી શર્ત છે કે એક અશ્વ, સારી રીતે ઉછરેલા શુદ્ધ જાતીના ૧૨ ઘેટા તેમાં ૬ નર ને ૬ માદા, ૩ જોટા કાશમિર શાલના સરકારને આપવાં. તે કરાર હજી પાળવામાં આવે છે.

**કાશમિરી ફળ**—આ વનસ્પતિના ફળના રસનું મિશ્રણ દેશી વૈદો મૂત્રદાહ ઉપર આપે છે.

**કાશી**—હાલમાં હિંદુઓમાં કાશીક્ષેત્રનું મોટું માહાતમ ગણાય છે, પણ એનું માહાત્મ ૧૦૦૦ વર્ષ થયાં હિંદુઓમાં પ્રસરેલું છે. તેની આગમજ શ્રુતી તથા માહાભારતમાં કુરુક્ષેત્રનું માહાત્મ વર્ણેલું છે.

કાશીનું પ્રાચીન નામ 'વારણાશી' હતું. કારણકે ઇશાન્ય દિશાએ વારણા નદી અને નૈઋત્ય દિશાએ 'અસિ' નામે નાહાની નદીની વચમાંનો જે પ્રદેશ તે 'વારણાશી' (વારણા+અસિ=વારણાસિ=વારણાવાસી.) અને હાલમાં પણ આ નામ કેથે કેથે ચાલુ પ્રચારમાં છે.

આ 'અસી' નદી તદન ન્હાની હોવાથી તેને નકાશામાં બતાવેલી નથી. આ વારણાશી ઉપરથી હાલનું ઈંગ્રેજી નામ 'બનારસ' પડયું છે. પણ કેટલાક વારણાશીના લેખકો જણાવે છે કે આ બનારસ નામ અત્રે 'બનાર' નામે રાજા થઇ ગયો ને તેણે આ નગરી ફરી બાંધી તેથી તેનું નામ બનારસ પડયું છે. તેમના જણાવ્યા મુજબ આ બનારસ રાજાએ ૮૫૦ વર્ષ ઉપર નગરી બાંધી હોવી જોઇએ.

અબુલફજલે પોતાના ગ્રંથમાં આ શેહેરને વારણાશી લખેલું છે અને સાતમી સદીમાં મુસાફરીએ આવેલા વિદ્વાન મુસાફર હ્યુએને પોતાના ગ્રંથમાં 'શ્રાવસ્તિથી' આ શેહેરનું અંતર જણાવી તેને 'પોલોનિસી' નામે જણાવ્યું છે. આ પૉલૉનિસી શબ્દનુંજ વારણાશી એવો તર્જુમો ચિનાઇ ભાષાના પ્રોફેસર જુલિયને કર્યો હતો. આ પૉલૉનિસી શબ્દમાંનો 'પ' અને 'લ' અક્ષરો સંસ્કૃતમાંના 'વ' અને 'ર' એ અક્ષર બદલે ચીનાઇ ભાષામાં લખેલા છે. તેથી 'પ' ને બદલે ચીનાઇ ભાષામાં 'વ' અને 'લ' અક્ષરને બદલે 'ર' આવે છે. જેમકે—પૉલૉનિસી–વૉરૉનિસી=વારાનસી=વારાણસી.

વારાણશી એ નામ બૌદ્ધના ગ્રંથમાં જગેજગ જડી આવે છે, અને એજ જગાપર બૌદ્ધે પ્રથમ બોધ આપવા માંડયો હતો એમ જણાવવામાં આવે છે. તેમજ વારણાવાશીની ઉત્તરે ૩ મૈલપર 'ધમક' નામે એક 'સ્તૂપ' છે તેજ બુદ્ધનું ઉપદેશ કરવાનું સ્થાન હતું એમ જણાવવામાં આવે છે.

હાલમાં જે **કાશી** નામ ચાલુ પ્રચારમાં છે તે પણ જુનુંજ છે. તે માટે હિંદુઓના જણાવ્યા મુજબ ચંદ્ર વંશમાંના કાશી એ નામનો કોઇ રાજા 'વારણાશી'માં હતો તે ઉપરથી કાશી નામ પડયું છે. ટૉલેમીએ કાશીપૂરનું કાશીદા અથવા કાશીદિઆ (Kassida or Kassidia) એવો ઉચ્ચાર કરેલો છે.

કાશીખંડ મુજબ આ ક્ષેત્ર શિવે ઉત્પન્ન કરેલું કહેવાય છે. વૈષ્ણવોના જણાવવા મુજબ એ અયોધ્યા નગરીનું સ્મશાન હતું. ગંગા નદીની દક્ષિણ તરફ રામનગર એ રાજધાની શેહેર હોઇ તેને 'બ્યાસ કાશી' એ નામ મળેલું છે, પણ તેને શિવે શ્રાપ આપ્યો હતો. કાશીક્ષેત્ર પ્રાચીન કાળનું જણાતું નથી, પરંતુ મુસલમાનોએ મુખ્ય સ્થાનો તોડી પાડી તે ઉપર મિનારાઓ બાંધેલાં છે તેથી જૂના સ્થળો ભાંજેલા ધારવામાં આવે છે. કાશીમાં ૩૦૦૦ મુખ્ય દેવળો અને ૫૦,૦૦૦ દેવતાઓની મૂર્તિઓ છે. ત્યાં મુખ્ય દેવાલય વિશ્વેશ્વર (મહાદેવ)નું છે. તે શિવાય ૯ ગ્રહોનાં દેવળો (સૂર્ય, ચંદ્ર, મંગળ, ઇ૦) અન્નપૂર્ણા, શિતળા વગેરેનાં મંદીરો છે. કાશિનું મહાત્મ કાશી ખંડમાં વર્ણેલું છે.

સારનાથ માત્ર પ્રાચીન છે પણ આગળ મરાઠાઓના અમલ દરમ્યાન તે જીર્ણ અવસ્તાએ પુગું તેથી તે હજી તેવીજ સ્થિતિમાં છે. કાશીમાં 'મન્કનકા ઘાટ' પવિત્ર સ્નાન કરવાનું તિર્થ ગણાય છે. અત્રે ઔરંગજેબે બાંધેલી મસજીદ ઉંચા ભાગ ઉપર છે. વિશ્વનાથ માહાદેવનું ગંજાવર મંદીર જોવાજોગ છે. હાલ જ્યાં વિશ્વનું દેહેરૂં છે ત્યાં આગળ નિલમની એક મૂર્તી હતી તેને ઔરંગજેબે લુટી તેની જગે મસજીદ બંધાવી હતી, તે હાલમાં કાયમ છે. કાશીમાં મુખ્ય ઉદ્યોગ પીત્તળ, ભરત અને કિનખાબનો ચાલે છે.

કાશીના રાજ્યનું ક્ષેત્રફળ ૯૮૫ ચૌરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૩,૯૩,૦૦૦ની છે. વાર્ષિક ઉપજ રૂ. ૮,૦૦,૦૦૦ની છે. જેમાંથી ૩૨,૯૮,૬૦૦ બ્રિટીશ સરકારને ખંડણી પેટે ભરવાં પડે છે.

અત્રેનો રાજ્યકર્તા ગૌત્તમ બ્રાહ્મણુ જાતનો હોઇ તે માહારાજાના એલકાબથી ઓળખાય છે. આ રાજ્યનો સ્થાપક મુનસારામ નામે એક જમીનદાર ગૌત્તમ બ્રાહ્મણુ હતો. તે પેહેલાં ઉટેરીયા ગામમાં રાજ્ય કારભારમાં હતો. તેણે પોતાની ૧૯ વર્ષની કારકિર્દીમાં કાશીનાં સુબાની કૃપાથી ૨૪,૫૦,૦૦૦ ની ઉપજનો દેશ મેળવ્યો. તે ઇ. સ. ૧૭૩૯માં મરણુ પામતાં તેનો પુત્ર બળવંતસિંહ ગાદીએ બેઠો, તેણે ઉટેરીયાની ચોતરફ કિલ્લેબંદી કરી તેનું નામ ગંગપૂર રાખ્યું ને તે પછી દિલ્લીના મોગલ પાદશાહને રૂ ૨૧,૭૭૦ નજરાણાના આપી જુવાનપૂર, બનારસ અને ચુનારના પ્રગણા તથા 'રાજા બહાદુર'નો એલકાબ મેળવ્યો. આ રાજાએ કૂશળતાથી પોતાના રાજ્યની ઉપજ રૂ. ૩૫,૦૦,૦૦૦ ની કરી હતી. બળવંતસિંહ ૧૭૬૩ માં મીર કાસીમને મદદ કરવા શાહાઆલમને મળી ઇંગ્રેજોની સામે થયો, પણુ હાર પામતાં ઇંગ્રેજોને મળી જઇ પૂર્વવત માન મેળવ્યું. આ રાજા ૧૭૭૦ માં મરણુ પામતાં ચૈતસિંહ ગાદીપતિ થયો. આ રાજાને વાર્ન હેસ્તિંગ સાથે કજ્યો થતાં એને રાજગાદી મેલી નાહાશી જવું પડ્યું, અને તે બુંદેલખંડમાં ૧૮૧૦ માં મરણુ પામ્યો. બીજી તરફ વાર્ન હેસ્હિંગે બળવંતસિંહના દોહિત્રા મહિપત નારાયણુસિંહને રાજ્યગાદી આપી. આ રાજાએ ઇંગ્રેજોને રૂ ૪૦,૦૦,૦૦૦ ની ખંડણી આપવા કબુલી. આવી ગેરવાજબી રીતે રાજ્યપર જુલમ કરી પૈસા કઢાવવા માટે ૧૭૮૨ માં કોર્ટ ઑફ ડીરેકટરે આ 'ગવરનરને સખત ઠપકો આપ્યો હતો. તે પછી ૧૭૯૫ માં ઉદિત નારાયણુ ગાદીપતિ થયો, તે ૧૮૩૫માં મરણુ પામતાં તેના દત્તક પુત્ર ઇશ્રીપ્રસાદ નારાયણુસિંહ ગાદીનશીન થયો. આ રાજા ૧૮૮૯ માં મરણુ પામતાં તેનો દત્તક પુત્ર પ્રભુ નારાયણુસિંહ ગાદીએ બેઠો આ હાલ કાશીનો માહારાજા છે.

**કાશિનાથ ત્રીંબક તેલંગ**—આ વિદ્વાન ન્યાયી પુરૂષનો જન્મ ઈ. સ. ૧૮૫૦ નાં સપતેંબરમાં થયો હતો. પોતાની ૯ વર્ષની વયે એલફીન્સટન હાઈ સ્કુલમાં જઈ ૧૮૬૪ માં મેટ્રીક્યુલેશનની પરિક્ષા પસાર કરી, એલફીન્સટન કૉલેજમાં વધુ વિદ્યાઅભ્યાસ કર્યો. ઇ. સ. ૧૮૬૭ માં બી. એ. ની ડીગ્રી મેળવી ૧૮૬૮ માં એમ. એ. ની ડીગ્રી મેળવી. ૧૮૬૯ માં એલ. એલ બી. થયા. ૧૮૭૨માં બેરિસ્ટરનો અભ્યાસ કરી ૧૮૭૭માં યૂનિવરસિટીનાં એક ફેલોનું પદ પામ્યા હતા. ૧૮૮૦ માં ઠાણુાના જૉઇંટ જડજની જગા રૂ ૧૪૦૦ ના માસીક પગારની સરકારે આપવાની માંગણી કરી હતી, તે ઉપકાર સાથે ના પાડી હતી. પણુ તે પછી હાઇ કોર્ટના જડજનો ઓદ્દો સ્વિકાર્યો હતો. ૧૮૮૨ માં સરકાર તરફથી એજ્યૂકેશન કમીશનના મેમ્બર તરીકે નેમણુક થઇ હતી. આ કમિશનમાં જસ્ટીસ તેલંગે ઉત્તમ રીતે કામ બજાવ્યાથી સરકારે સી. આઇ. ઇ. નો એલકાબ બખસ્યો હતો અને ૧૮૮૪ માં મુંબઇ સરકારની કાયદા કૌંસીલના મેમ્બર તરીકે નેમાયા હતા. વિદ્યા વૈભવથી જે જે પદ્વિએ ચઢી તેવણે ઉચ્ચ પદ્વિ મેળવી તેમાંની આ માત્ર મુખ્ય બાબતો અત્રે જણાવી છે. આ પગથીયાંઓ ચઢતાં મરહુમ તેલંગને જે સન્માન મળ્યાં તે પોતાની ૩૬ વર્ષની ટુંક વયમાં મેળવેલી અસાધારણુ કીર્તિ હતી. મરહુમ તેલંગ સંસ્કૃતમાં પૂર્વિણુ હતા અને તેથી તેવણે કેટલેક ઠેકાણે સંસ્કૃત ગ્રંથ સૂચક ટીકાઓ જોડેલી છે. તેવણે ભગવતગીતાનું ઈંગ્રેજીમાં ગદ્ય તથા પદ્યમાં ભાષાંતર કર્યું હતું. રામાયણુ એ હોમરના ગ્રંથ આધારે રચવામાં આવ્યુંછે એમ મી૦ વેબરે જે પ્રસિદ્ધ કીધું હતું તેની સામે મરહુમ તેલંગે એવા તો રદીયા આપ્યા હતા કે મી૦ વેબરે ચુપકીદી પકડી હતી. તેજ મુજબ લાસન નામના જર્મને જાહેર કીધું હતું કે 'ભગવત ગીતા' ખ્રિસ્તી બાઇબલ ઉપરથી રચવામાં આવ્યું છે તેનું ખંડન જસ્ટીસ કાશીનાથે અતિ વિદ્વત્તા ભર્યાં લખાણોથી કર્યું હતું. મરણુ ૧૮૯૩, ૩૧ મી આગસ્ટે નિપજ્યું હતું.

**કાશીપૂર**—દિલ્લીની ઈશાન્ય દિશામાં કાશીપૂર નામનું એક પ્રાચીન શેહેર ઉત્તર અક્ષાંસ ૩૦૦ અને પૂર્વ રેખાંશ ૬૯૦ માં છે. ચંપાવતી નગરીનો રાજા દેવીચંદના આશ્રયમાં રહેલા કોઇ કાશીનાથ નામે શખસે આ શેહેર વસાવ્યું હતું, તેથી એનું નામ કાશીપૂર પડયું એમ મી૦ સહસ્રબુદ્ધે જણાવે છે. આ કાશીપૂરના પૂર્વમાં એક માઇલપર 'ચોજન' નામનો એક પ્રાચીન જુન્નો કિલ્લો છે. તેની લંબાઇ ૩૦૦૦ ફીટ અને પોહળાઇ ૧૫૦૦ ફીટની છે. કિલ્લાની આસપાસ ગીચ્ચ ઝાડી હોઈ જગે જગ સુંદર તલાવ બાંધેલા છે. તેમાં એક દ્રોણ સાગર નામનું તલાવ ૬૦૦ ચોરસ ફીટનું બાંધેલું છે. આ તલાવ તથા કિલ્લો પાંડવોએ પોતાના ગુરૂ દ્રોણાચાર્ય માટે બાંધ્યો હતો.

**કાશીનાથોપાધ્યાય**—આ મહાન પંડીત અનંતો પાધ્યાયનો વડો બેટો હતો. હિંદુ ધર્મશાસ્ત્રમાં ધર્મ સિંધુ નામે જે ગ્રંથ છે તે એણે લખ્યો હતો. એ જાતનો કર્હાડ બ્રાહ્મણ હતો અને તેનું મુકામ પંઢરપૂરમાં હતું. વારકરી જાતનાં હિંદુઓ એને પોતાના પૂજ્ય ગુરૂ તરીકે માનેછે. હાલમાં તુકારામનો લખેલો જે ૪૫૦૦ અભંગનો ગાથાછે તે એની સંમતિથી મલાપ્પા વારકરીઓએ કાયમ કરી ભકિત ગ્રંથ તરીકે ઉપયોગમાં લે છે. કર્નાટક માહેલા કૃષ્ણા ચાર્યદીક આચાર્ય એનાજ શિષ્યો છે. એ છેલ્લા બાજીરાવ પેશવાના સમયમાં હિંદુસ્થાનમાં એક ભકત તરીકે પ્રસિદ્ધતા પામી ગયો હતો.

**કાશીપૂર**—આસામને લગતા પ્રાંતનું ક્ષેત્રફળ ૬૦૪૧ ચોરસ મૈલ હોઈ લોક વસ્તી ૧,૯૭,૯૦૪ ની છે. અત્રે ભારે વર્સાદ વર્સેછે. છેલ્લા ૨૦ વર્ષની સરાસરી પડત ૪૮૯ ઈંચની આવેછે. ઈ. સ. ૧૮૬૧ માં ૮૦૫ ઈંચ (માત્ર જુલૈમાં ૩૬૬ ઈંચ) પડયો હતો. અત્રેથી ચુનખડી, ચુનો, નારંગી વગેરે પુશકળ મળેછે. અત્રે ૧૮૩૦ થી મોટા પાયાપર પપેટાની ખેતી કરવાની શરૂઆત થઇ હતી. દેશની ભૂમિમાં કોલસો તથા લોખંડ ભરપૂછે. અત્રેની પ્રજા ઈંડોચાઇનીજ પ્રજાની વંશજ છે.

**કાશીપૂર**—વાયવ્ય પ્રાંતમાં મુરાબાદના બ્રિટીશ જીલ્લામાં મુરાદાબાદથી અલમોરાના માર્ગમાં મુરાદાબાદની ઉત્તરે ૩૧ મૈલપરછે. આ ગામ ઘાસવાલી લીલોતરીવાલા મેદાન વચ્ચે વસાયલુંછે. બદ્રીનાથ જનારા જાત્રાળુઓ આ ગામમાં આવેલા દેવ મંદીરો તથા પવિત્ર તલાવની ભેટ લીયેછે. એની દક્ષિણ પૂર્વે થોડા છેટાપર આવેલો એક કિલ્લો ખંડિયર સ્થિતિમાં પડેલો છે. આ શેહેરમાં વેપાર કામ્યૂ અને ચીનાઈ સરહદ સાથે ચાલેછે. આ ગામ ૫૦૦ વર્ષ ઉપર વસાયલું હતું તે વેળા ત્યાં દેશી રાજા રાજ્ય કરતો હતો કે જેણે તેને રોનકદાર બનાવ્યું હતું, સમુદ્ર સપાટીથી ૭૫૬ ફીટપર છે.

**કાશીફળ**—ગોવા તથા કર્નાટક દેશોમાં પૌષ તથા માઘમાં કાશીફળનો પાક ઉતરેછે. કાશીફળ કોહળાની એક જાતછે પણ એ ગોળ હોઈ નારંગીની પેઠે એ બાજુથી અને રંગે લીલાસપર હોયછે. એની ઉપર કોહળાં પ્રમાણે કાપા હોઇ તેપર પટા હોયછે. કાશીફળનો વેલો કોહળાના વેલા જેવો પણ વિશેષ નાજુક હોયછે. એ માહેલા બિયાં સેહેજ તૂરાં હોયછે. કાશીફળ ૬ મહિનાથી વર્ષ વેર રહી શકેછે. એના વેલા ખરબુચનાં વેલા સાથે ઉગેછે.

**કાંસકી**—ઘણા પ્રાચીન જમાનાથી બાલ ઓરવા માટે આ ચીજનો ઉપયોગ થતો આવ્યો છે. મહાભારત ઉપરથી જણાય છે કે આગલા આર્યનોમાં હીરા માણેકની મઢેલી સુન્ના ચાંદીની બનાવેલી કાંસકીઓ વપરાતી હતી. પ્રાચીન ઇરાનીઓમાં પણ સ્ત્રી પુરૂષોના બાલ ઓરવા માટે ધાતુની કાંસકીઓ વાપરવાનો ચાલ હતો અને તેઓ કાંસકી વડે બાલોને 'કર્લ' આપવાની કળા જાણતા હતા. હાલનાં પારસીઓમાં પણ કાંસકીઓ એક સારા સગનની નિશાની ગણાયછે અને લગન આગમજ આદરણી નામના તીરથમાંની સેસમાં કોપરબરાસ, ચાંદી યા સુન્નાની કાં-

સકી મુકવાનો ચાલ છે. આ કાંસકી વડે પેહલવેહેલાં વહુના માથાપર ગેલાબ છાંટી તે વડે બાલ ઓરેછે.

હજારો વર્ષની વાત ઉપરની ઈજીપ્તમાંથી બાલ સાફ કરવાની કેટલીક સામગ્રીઓ જે મળી આવી છે તે લંડન ખાતેના બ્રિટીશ મ્યૂઝીયમમાં જાળવી રાખવામાં આવીછે. તેમાં ચોટલા ગુંથવાના સૂઇયા, આરસીઓ સાથે કાંસકીઓ પણ જોવામાં આવેછે.

યૂરોપની સઘળી જંગલી કે સુધરેલી પ્રજા છેક અસલી જમાનાથી કાંસકી વાપરતી હતી એ તવારીખ પ્રસિદ્ધ છે. પ્રાચીન રોમનો 'બૉક્સ વુડ' નામે ઝાડનાં લાકડાની તથા હાથીદાંત અથવા તેવીજ બીજી કોઇ ચીજની વાપરતા હતા.

દટાઈ ગએલા પૉમ્પિઆઇ શેહેરનાં ખંડીયરોમાંથી ઘણીક કાંસકીઓ મળી આવીછે. કેમબ્રિજ શિયરમાં આવેલા ઇલાઇ શેહેરની અસલી તવારીખમાં એક ઠેકાણે જણાવવામાં આવેલું છે કે ઇંગલંડ ઉપર ચઢાઇ લઇ આવનાર અસલી ડેન લોકો દરરોજ કાંસકી વડે પોતાનાં બાલ ઓરતા હતા.

ઈ. સ. ૭૬૬ (સંવંત ૪૪૭) માં વલ્લભીપૂરનો નાશ એક હિરાજડીત કાંસકી માટે થયો હતો. તે વખતના જાણીતા કાકુ નામના મારવાડી સાહૂકારની છોકરી પાસે અમૂલ હીરાજડીત એક કાંસકી હતી; તે શિલાદિત્યે પોતાની કુંવરી માટે બળજબરીથી મેળવવા ઉપરથી કાકુએ મલેચ્છોની મદદથી શિલાદીત્ય સાથે લઢાઇ કરી તેનો પ્રાણ લીધો હતો અને એ રીતે એક કિંમતી કાંસકી માટે ગુજરાતમાં રાજ્ય પ્રકરણમાં મોટી ઉથલ પાથલ થઇ હતી.

સર ટૉમસ બ્રાઉનના જણાવ્યા મુજબ ઇ. સ. ૧૬૫૮ માં એક ખેતરમાંથી ચાલીસથી પચાસ વાસણો દાટેલાં મળી આવ્યાં હતાં. તેમાંના દરેકમાંથી માથાની ખોપરી, જડબાં, તથા બીજા હાડકાં અને નાહની કાંસકીઓ પણ મળી આવી હતી. આ ઉપરથી જણાય છે કે ઇંગલંડમાં આગળ થઇ ગએલા ડેનીશ લોકોને જીવતાંજીવત પ્રિય ચીજો હતી. તે તેઓ મોત પછી સાથેજ દાટતા હતા, અને તે વેળા ઈંગલંડમાં કાંસકીનો ખાસ હુન્નર જાણીતો હતો. આગળ ખ્રિસ્તી ધર્મગુરૂઓ કાંસકીથી બાલ ઓરી ચોકસ ક્રિયાઓ કરતા હતા, અને કેટલીક વેળા તો (૧૪મી સદીમાં) ચોકસ ક્રિયા કરતી વેળા વારંવાર કાંસકી વડે ક્રીયા કરનાર ધર્મગુરૂના બાલ બીજો ધર્મગુરૂ છુટા પાડવામાં રોકાઇ જતો, અને જ્યારે ધર્મગુરૂ મરણ પામતો ત્યારે તેની સાથે કાંસકીને પણ દાટવામાં આવતી. ૧૮૨૭ માં દરહામના દેવળમાં દાટેલી "સેંટ કુથ બર્ટની" લાશ ખોદી કાઢવામાં આવી હતી, તે વેળા તેની છાતી ઉપર ૬ા ઇંચ લાંબી અને ૪ા ઇંચ પોહળી હાથીદાંતની એક કાંસકી મળી આવી હતી. તે કાંસકી ઉપલા દેવળમાં હજી સુધી જાળવી રાખવામાં આવી છે.

સેન્ટ કેથીડ્રલના દેવળમાં ૬ ઠી સદીની એક કાંસકી જાળવી રાખવામાં આવી છે તે ઉપર પ્રાણીઓની આકૃતિ પાડી તેમાં હીરા જડવામાં આવેલા છે. ઈંગલંડના રાજા હેન્રિ ત્રીજાએ કેન્ટરબરીના ધર્મગુરૂને હીરાથી મઢેલી એક કાંસકી ભેટ આપી હતી. ૮ મો હેન્રિ ગ્લોસ્ટનબરી ખાતે લુટ ચલાવી જે કેટલીક ચીજો ઉપાડી લાવ્યો તેમાં આંઠ ઔંસના વજનના કિંમતી નંગો જડેલી કેટલીક કાંસકીઓ પણ હતી.

લંડનનાં જુના દેવળની તીજોરીમાં જે કેટલીક કિંમતી ચીજો જાળવી રાખવામાં આવીછે તેમાં પણ કાંસકીઓ હતી. ખ્રિસ્તીઓની ધારમીક ક્રિયાઓ સાથે કાંસકીને મોટો સંબંધ છે. કેથોલીક પંથના એક ધર્મગુરૂને 'બિશપ'ની પદ્વિએ ચઢાવતી વેળા તેના માથા ઉપર તેલ લગાડી તેના બાલ કાંસકી વડે સાફ કરવામાં આવે છે.

સત્તરમી સદીમાં બાલનો અસલ રંગ બદલી તેને કાળા કરવા માટે સીસાંની બનાવેલી કાંસકી વાપરવામાં આવતી.

જ્યારથી બાલની બનાવટી ટોપીઓ પેહેરવાની ફેશીન નિકળી ત્યારથી તેવી ટોપીઓને બરાબર રાખવા માટે તર્હેવાર ઘાટની કાંસકીઓ બનાવવામાં આવે છે.

મુખ્ય કરી કાંસકી સીંગડા, હાથીદાંત, હાડકાં, ધાતુ, ઈંડીયા રબર તથા કાચબાના કવચની બનાવવામાં આવે છે. હાલમાં બનાવવામાં આવતી કાંસકીઓ તે માટે ખાસ બનાવેલી કરવતી વડે બનાવી શકાય છે. આ કરવતી એટલીતો તેજદાર હોય છે કે ૧ ઈંચ લાંબી કાંસકીમાં ૭૦ થી ૮૦ દાંતા પાડી શકાય છે. તેને કાનસથી ઘસવામાં આવતાં તે સફાઈદાર બને છે.

ઈંડીયા રબરમાંથી જે કાંસકી બનાવવામાં આવે છે, તે માટે રબરનો રસ સાંચામાં રેડી ઘણી ઝડપથી બનાવી શકાય છે. બરમીસો માથામાં પેહેરવાના એક ભૂશણ તરીકે કાંસકીનો ઉપયોગ કરે છે.

**કાસ્ટીંગ**—મિશ્ર ધાતુને ગાળી તેના ઘાટ મુજબની ઓતેલી ચીજો બનાવવામાં આવે છે તે. મુખ્ય કરી બીડ, પિત્તળ, પોલાદ વગેરેની મિશ્ર ધાતુના યંત્રોને બરના ઘાટ મુજબના બનાવવામાં આવતા ઓતેલા યંત્રો ઘણા ઉપયોગી હોયછે. બ્રોંઝ ધાતુના પુતળાં, ઘંટ વગેરે ચીજો એની બને છે

**કાસ્ટીલ**—સ્પેન દેશના મધ્ય ભાગમાંના કેટલાક પ્રાંતોના નામ. અત્રે અગીયારમી સદીની શરૂઆતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરી ૧૪૭૪ માં ઍરેગૅાનના ફર્ડીનાન્ડ અને કાસ્ટીલની ઇસાબેલાના લગ્ન સંબંધથી આ રાજ્ય એકત્ર થયું હતું.

**કાસંદ્રો**—સંસ્કૃત કાસ=ખાંસી+મર્દ યાને મટાડનાર ઉપરથી કાસંદ્રો નામનો એક છોડ ગુજરાતમાં ઘણે ઠેકાણે ઉત્પન્ન થાયછે. ગુજરાત તરફ એને 'સમંદર સેણુ' કહે છે. આંખો દુખતી હોય તેનીપર તેના પાંદડાં બાફી સેક કરવામાં આવે છે. એના બિયાં ગવારના જેવાં ને ચપટાં હોયછે.

**કાસ્પિયન સમુદ્ર**—આ દુન્યામાં સૌથી મોટો સમુદ્ર યૂરોપ તથા એશિયામાં ફેલાયલો છે. એની ઉત્તર દક્ષિણ લંબાઇ ૬૮૦ મેલ અને પોહળાઇ ૧૩૦ થી ર૭૦ મૈલની છે. જુમલે ક્ષેત્રફળ ૧,૭૦,૦૦૦ ચોરસ મૈલ છે. એમાં મોટી ભરતી ચઢતી નથી પણ તુફાનો ઘણા ભયંકર થાયછે. ઉત્તર ભણી આ સમુદ્ર અતિ છાલકો છે. એ ૧૦ મૈલ વેર ૧૪ ફીટ ઉંડો ને ૧૩૦ મૈલ સુધી ૭૨ ફીટ ઉંડો છે. ઉત્તર તરફ ઉંડામાં ઉંડો ભાગ ૨૫૨૬ ફીટ ને દક્ષિણ ભણી ૩૦૦૯ ફીટ ઉંડો જણાયલો છે. આ સમુદ્રમાં વૅાલ્ગા, યૂરલ, એમ્બા, ટ્રેક, કયૂરા અને ઍટ્રેકના પાણી આવી મળે છે. એનું પાણી સાધારણ ખારૂં હોયછે. ઉત્તર તરફનો ભાગ થંડીમાં બરફથી બંધાઇ જાયછે. આ સમુદ્રની ત્રણ બાજુએ રશિયન રાજ્યની સરહદ ફરી વળેલી છે, માત્ર દક્ષિણ કીનારાપર ઇરાની રાજ્ય છે. એના કાંઠે રશીયાનું કેરોસીન માટેનું જાણીતું બાકુનું બંદર છે ને તે શિવાય અસ્ત્રાખાન, દરબન, બાકુ, ક્રૅસનૅાવો ડસ્ક નામના શેહેરો છે.

**કાસમ અનવાર સૈયદ**—અટક મયનઉદ્દીન અલી. આ જાણીતો મહાન શાએર તાઇબ્રિજ ખાતે જનમ્યો હતો. એ સૈયદી ટોલાની જૂદી જૂદી મંડળીમાં મોટું માન પામ્યો હતો. જવાનીમાં એ શેખ સફઉદ્દીન મુસા અર્દીબલની પાસે સુફી પંથનો અભ્યાસ કરવા માંડયો હતો. પછી એણે ગીલાનમાં મુસાફરી કરી ત્યાં મોટો આવકાર મેળવ્યો, પછી ત્યાંથી ખોરાસાન ગયો. જ્યારે એ હીરાત ગયો ત્યારે ત્યાં જાણીતા અમીર ઉમરાવો તરફથી મોટું માન મળવાથી બીજા સૈયદો ની ઉશકેરણીથી તૈમુરલંગના બેટા મીર્ઝાશાહરૂખે અદેખાઈ કરી એને રાજધાની બહાર કાઢયો. ત્યાંથી એ બલખ અને સમરકંદ જઇ થોડા વર્ષો રહ્યો. અને પાછો હિરાત આવ્યો ત્યારે પણ એને આગલ મુજબજ માન મળ્યું હતું. એનું મરણ હિરાત નજદીકના ગામમાં ઈ. સ. ૧૪૩૧ માં નિપજ્યું હતું.

**કાસમ અલીખના**—( જુઓ મીરકાસીમ. )

**કાસમખાન**—શેહેનશાહ અકબરના અમલમાં એ કાબુલનો સુબેદાર હતો. એનું ખૂન ઈ૦ સ. ૧૬૦૦ માં મહમદ ઝમાન નામના શખસે કર્યું હતું. મહમદ ઝમાન પોતાને શાહા રૂખમિર્ઝા ના બેટા તરીકે ઓળખાવતો હતો અને પ્રથમ તેણે બદખશાન હાથ કરી ત્યાં રહ્યો; પણ અબદુલખાન ઉઝબેગે તેને હરાવ્યાથી કાબુલ આવી રેહેતા કાસમખાને એને કેદ કીધો, તેથી એણે તેનું ખૂન કીધું હતું. પણ કાસમખાનના બેટાએ પોતાના પિતાના વેરમાં એનો પ્રાણુ લીધો હતો.

**કાખમખાન જુયની—નવાબ**—એ શેહેનશાહ જહાંગીર અને શહાજહાનની દરબારમાં ૫૦૦૦ સીપાહોનો સરદાર હતો. એ સબઝવારનો વતની હોઈ નૂરજહાન બેગમની બેહેન મનિજાહબેગમ સાથે પરણેલો હતો. ૧૬૨૮ માં શાહજહાને એને ફીદાખાનને જગે બંગાલના સુબેદાર તરીકે નેમ્યો હતો. એ ઇ. સ. ૧૬૨૮ માં ૧૦,૦૦૦ પોર્તુગીજ ઓ, મરદો અને બાળકોની કતલ કરી તેમને હુગલી નદીને બીજે પાર હાંકી મેળયા હતા. એનું મરણુ ઇ. સ. ૧૬૩૭ માં નિપજ્યું હતું. એણે આગ્રામાં એક ગંજાવર ઇમારત બાંધી હતી કે તેને માટે ૨૦ વિંધા જમીન રોકાઇ હતી, અને તેના બગીચા માટે ૧૦ વિંધા જમીન રોકી હતી. હાલમાં આ મેહેલની નિશાની કેથે મળતી નથી.

**કાસમ બરીદશાહ**—દખણના બરીદશાહી રાજ્યનો સ્થાપક. એ એક જ્યૉર્જીયન તુર્ક ગુલામ હતો પણ દખણના રાજા મહમદશાહના વખતમાં વજીરાત પામ્યો અને એટલીતો સત્તા મેળવી કે પાદશાહ તો માત્ર પુતળા જેવો ગણાવા લાગ્યો અને ઇ. સ. ૧૪૯૨ માં એણે અદીલશાહ, નિઝામશાહ અને ઇમાદશાહની સલ્હાથી '૨' જા મહમદશાહને માત્ર નામનો પાદશાહ કરી અહમદાબાદ બેદરના કિલ્લામાં રાખી પોતે ગાદી નશીન થઇ પોતાના નામના નાણા પાડવા માંડયા. એના પછી ૧૨ વર્ષ રાજ્ય કરી ૧૬૦૪ માં મરણુ પામ્યો. એના પછી એનો બેટો અમીર બેદર ગાદીએ બેઠો. બરીદશાહ ખાનદાનના અહમદાબાદ બેદરમાં ૭ રાજ્ય કર્તા થયા તેમનાં નામોઃ—

| | | |
|---|---|---|
| કાસમ બેદર ૧ લો | શરૂઆત ઈ. સ. | ૧૪૯૨ |
| અમીર બેદર... ... | ,, ,, | ૧૫૦૪ |
| અલીબેદર (સ્વતંત્ર થયો) | ,, ,, | ૧૫૪૨ |
| ઇબરાહિમ બરીદશાહ... | ,, ,, | ૧૫૬૨ |
| કાસમ બરીદશાહ બીજો | ,, ,, | ૧૫૬૯ |
| અલી બરીદશાહ ૨ જો. | ,, ,, | ૧૫૭૨ |
| અમીર બરીદશાહ ૨ જો. | ,, ,, | ૧૬૦૯ |

**કાસ્ચ્યુ**—હંગેરીનું આ એક સુંદર શેહેર હરનાદની ફળદ્રુપ ખીણુમાં બુદાપેસ્તની ઉત્તર પૂર્વે રેલમાર્ગે ૧૩૦ મૈલપર છે. અત્રે ૧૨૭૦ તથા ૧૪૬૮ માં બાંધેલું એક કેથિડ્રલ ગૉથીક નમુનાપર બાંધેલું છે. અત્રે તમાકુ, કુંભારકામ, ફરનીચર, કાંજી, કાગળ વગેરેના કારખાનાઓ છે. અત્રે ૧૬૫૯ માં એક યૂનિવ્હર્સિટિ બાંધવામાં આવી હતી. લોકવસ્તી ૨૯૧૯૬ ની છે.

**કાંસાળું**—એને જંગલી પિયાજ અથવા વિશાળપત્ર કહેછે. એના કંદના છોડ ગોવા તથા કર્નાટકમાં પાણીવાળી જગ્યામાં પુશકળ ઉગેછે. એની બે જાતો છે. કાળી અને ધોળી. એના પાંદડા તથા દીંડવા આળુ કરતાં વિશેષ મોટાં ને જાડાં હોયછે. એનો કંદ પાંચથી ૬ વર્ષ વેર વધેછે અને તે લંબાઇમાં બેથી ત્રણુ હાથ લાંબો, ફીટ દોઢ ફીટ પોહળો થાયછે. એને ગરીબ લોકો દુકાળ સમયે રાંધી ખાયછે, એનો કંદ ઔષધિમાં ઉપયોગી છે.

એનો રસ અતિ તિક્ષણુ હોયછે. એના રસને ચામડીપર ચોપડતાં અગન બળી મૂત્ર પ્રવાહને વધારેછે. વધારે પ્રમાણુમાં આપ્યાથી રૂધિરની ગતિ ઓછી કરી હાથને ધ્રુજરી થાયછે. દેશી વૈદો બચ્ચાંઓને ઉલટી માટે કંદની ભૂકી ૩ થી ૪ ગુંજ અથવા કંદને છુંદી (૧૫ તોલો) વાસમાંના ૨½ તોલા પાણી સાથે મિશ્ર કરી તે રસ પાયછે. આ

રસ નાહના બે ચમચાથી વધારે અપાતો નથી. આથી કફ પતળો થઇ પડેછે. કાસાળું કંદ મુખ્ય કરી વાત વિકાર ઉપર ૧ તોલો પીળી તેનો રસ કાઢી, નારીયળીના દુધમાં ખાવા આપવામાં આવેછે.

**કાસીમ બઝાર**—બંગાલમાં મુરશીદાબાદના જીલ્લામાં મુરશીદાબાદની તદન પડોસમાં દક્ષિણ ભણી આવેલુંછે. ભાગીરથીનો એક મોટો ફાંટો અત્રે વલાણ પોતાના આડા રેહથી દ્વિપકલ્પ પાર કરી કાસીમઝાર ને બેટનું રૂપ આપેછે. આગલા વખતમાં કાસીમબઝાર રેસમી કારખાનાઓ માટે પ્રસિધ્ધ હતું. બ્રિટનના રેશમી કપડાં સસ્તા વેચાવા માંડયાથી ત્યાંનો વેપાર પડી ભાગોછે. આ શેહેર આસ પાસના ભાગમાં રેશમ ઉત્પન્ન કરવામાં આવેછે. આગળ અત્રે ઇસ્ત ઈડીયાની સંખ્યા બંધ કોઠીઓ હતી. ઈ. સ. ૧૭૫૬માં બંગાલના નવાબ સુરાજ ઉદ્દૌલા તરફથી વગર હરકતે આ શેહેર લઈ લેવામાં આવ્યુ હતું, ૧૯૨૯ માં અત્રે ૧૩૦૦ ઘરો હતાં ને તેમાં ૩૫૩૮ ની લોક વસ્તી હતી, તેયાં ૧૩૨૫ મુસલમાન, ૨૨૧૩ બ્રાહ્મણો હતા. કલકત્તાની ઉત્તર પૂર્વે બરહાનપૂરને માર્ગે ૧૨૦ મૈલપર અને જળ માર્ગે ૧૬૩ મૈલપર છે.

**કાસીર ગોદી**—મદ્રાસ ઇલાકામાં દક્ષિણ કેનેરાનો એક તાલુકો. એતું ક્ષેત્રફળ ૧૦૩૨ ચોરસ મૈલ હોઇ તેમાં ૨૪૩ ગામો અને ૪૫૨૮૭ ઘરો હતાં. ૧૮૮૧ માં લોક વસ્તી ૨,૪૩૮૮૧ ની હતી. તેમાં ૧,૨૦,૮૫૭ પુરૂષો ને ૧,૨૩૦૨૪ સ્ત્રીઓ હતી. વાર્ષિક મેહેસૂલ ૨૪,૩૬૭ પૌંડની ઉપજે છે.

(૨) ઉપલાજ તાલુકાનું આ મુખ્ય શેહેર ચંદ્રાગીરી નદીને કાંઠે છે. ૧૮૭૨ માં લોક વસ્તી ૬૪૬ ની હતી ને ઘરો ૧૧૭૮ હતા ૧૮૭૧ માં વસ્તી ૫૦૦૦ ની હતી.

**કાસીરસ**—આ સ્પેનને લગતું શેહેર એજ નદી ઉપર હયૂક્ષીલોનની પશ્ચિમે ૨૫ મૈલ પર છે. આ શેહેરમાં સણ, ઉન, તમાકુ, ટોપી, સાબુ વગેરેના કારખાનાઓ છે. લોક વસ્તી ૧૨૫૦૦ ની છે.

**કાસીરીજ**—ફીલીપાઇનના ટાપુને લગતું શેહેર દક્ષિણ કામાનિસમાં લ્યુઝોનના ટાપુમાં આવેલું છે. આ શેહેર નાગા અથવા સાંતાક્રુઝ નદીના કાંઠાપર વસાયલું છે. કાસીરીજ મનીલાની દક્ષિણ પૂર્વે ૧૭૫ મૈલપર છે. લોક વસ્તી ૧૪૮૪૦ ની છે. એજ નામના એના જીલ્લામાંની લોક વસ્તી ૩,૧૪૮૬૧ ની છે.

**કાસું**—આ ધાતુમાં ૪ ભાગ કલ્લઇ અને ૧ ભાગ શીસું હોયછે. ચાહે બનાવવાની કીટલી માટે જે સફેદ મિશ્ર ધાતૂનો ઉપયોગ કરવામાં આવેછે તે ધાતૂ બનાવવા થકી કલ્લઇ, પીત્તળ એંટીમની અને બિસ્મીથ ધાતૂઓ પ્રમાણ પ્રમાણે લીયેછે. કોઇવેળા ૧૨ વેળા ૧૨ ભાગ કલ્લઇ, ૧ ભાગ એંટીમની અને થોડું ત્રાંબુ મેળવી એક પ્રકારની મિશ્ર ધાતુ બનાવવામાં આવેછે.

કાસું બનાવવાની બીજી રીત એ છે કે ત્રાંબાને પિગળાવી તેમાં કલ્લઇ ઉમેરે છે. તે વેળા પિગળેલી કલ્લઇ અતિ લાંબો વખત વેર હવાના સંબંધમાં રહે નહિ તેની સંભાળ રાખવાની ઘણી અગત્ય છે, કેમકે તેમ કરવાથી તે જલ્દી અદર્શ થઇ જાયછે અને ઑકસાઇડ ઑફ તીન નામનો પદાર્થ તેમાંથી ઉત્પન્ન થાયછે. માટે આ પધાર્થ ઉત્પન્ન થતાં તેને કાઢી નાખવાની જરૂર પડેછે કેમકે તેથી કાસું અતિશય સખત બનેછે.

**કાસું સરોવર**—આ સરોવર અવસ્તાઇ ગ્રંથોમાં પ્રસિદ્ધતા પામેલો છે. આ સરોવરમાંથી દુન્યાની આખેરીના વખતમાં સોષ્યોસ નામે શૂરવીર જન્મ લેશે. જમીયાદ યશ્તનાં ૬૬ માં ફકરામાં લખે છે કે "હએતુંમંદ નદી કાંસવ (કાંસુ) સરોવરમાં પડે છે. આ કાંસુ સરોવરને અવસ્તામાં 'જરયો કાંસવ' કહેલો છે." હવે એ તો જાણીતું છે કે અવસ્તાની હેતુમંદ તે હાલની હેલમંદ નદી છે અને એજ નદી કાસું સરોવરમાં પડેછે. અને આ હેલ્મદ સીસ્તાનના હેઠાણમાં આવેલા હામુન અથવા જરાહ સરોવરમાં પડે છે. આ હામુન સરોવર તેજ અવસ્તામાં

જણાવેલો કાંસુ સરોવર છે. માત્ર તેનું પ્રાચીન નામ બદલાઇ ગયું છે. તે શિવાય આ સરોવરને કેટલાક 'જરાહ,ને નામે પણ ઓળખે છે એમકે અવસ્તામાં સરોવરનો જે શબ્દ 'જરયો' છે તે જરાહને ફેરવાયલે રૂપે આજે સરોવરનાં વિશેષ નામ રૂપે ઓળખાય છે; અને ખરેખર જે કાસું તે વિશેષ નામ ભૂલી જવાય છે.

**કાસુંદરો**—કાસુંદરાનાં વૃક્ષ ૩ થી ૪ ફીટ ઉંચા વધે છે, એનીપર પીળાં રંગનાં ફુલો આવેછે. તેમજ તેનીપર જે શિંગો આવેછે તે જાડી અને લાંબી હોય છે. આ ઝાડ વાડની નજદીકમાં તેમજ ખાલી જગ્યામાં આપોઆપ ઉગી નિકળે છે. એ ઔષધિમાં અતિ ઉપયોગી વનસ્પતિ ગણાય છે. સોજા ઉપર એના પાંદડાને બકરીના દુધમાં વાટી ચોપડવાથી સોજો નરમ પડે છે, તેમજ પારાના ઉતારા તરીકે એના પાંદડાનો રસ અકસીર કહેવાય છે.

**કાસેન્દા**—માહાત્મા સાઇરસની એ ઇરાની રાણી હતી. એના પુત્રો કમ્બાઇસીસ ને સ્મર્દીસ ઈતિહાસમાં મશહૂર થઇ ગયા છે. કુરશ કાસેન્દા ઉપરાંત બીજી રાણીઓ સાથે પરણ્યો હતો. તેમાં મિસરવાલી શાહાજાદીને તે વધારે ચાહાતો હતો તેથી કાસેન્દા બેહદ દુ:ખી થતી. માતાને દુ:ખી થતી જોઇ કમ્બાઇસે એક વેળા દિલાસો આપતાં જણાવ્યું કે વખત આવશે ત્યારે મિસરની પ્રજાને શિક્ષા કરશે; અને તે મુજબ તે તખતે આવતાં વરત્યો હતો. (જુઓ કમ્બાઇસીસ.)

**કાહિરો**—જુઓ કેરો.

**કાહોર્સ**—ફ્રેન્ચ રાજ્યને તાબેનું આ ગામ એક સામુદ્રધૂનિવાલા ખડકપર છે. અત્રે ૧૨ મી સદીમાં બાંધેલું એક કેથીડ્રલ હોઇ ત્યાં ૧૪ મી સદીનો એક પૂલ તથા રોમન રાજ્ય કાળના ખંડીયરો જોવામાં આવે છે. વસ્તી ૧૩,૪૫૧ ની છે.

**કાળજુ**—(જુઓ કલેજું.)

**કાળમાપક યંત્ર**—(જુઓ ઘડિયાળ.)

**કાળજ્ઞાન**—મરણની આગમચેતી સમજવાના ચિન્હો. જ્યાં વેર મનુષ્ય મરતતોલ માંદગી ભોગવતો નથી ત્યાંવેર તે આ ચિન્હો જાણી શકતો નથી. કોઇ વેળા મનુષ્ય અંતની ઘડીપર આવી પાછો ઔષધિ ઉપચાર અને નશિબના બળથી સાજો થઇ શકે છે. પણ મરણ નિપજશે એવી કોઇ ચોકસ અગમચેતી કરી શકતું નથી, તેમ તેના વિશે શાસ્ત્રમાં જણાવવામાં આવ્યું નથી. પણ હિંદુ શાસ્ત્રમાં તે વિશે થોડીક સુચના મળે છે.

એકાએક પતલું અથવા જાડું થવું, સ્વભાવમાં એકાએક ફેરફાર થવો, યાને ગુસ્સાબાજનું શાંત થવું ને નરમ સ્વભાવવાલાનું ગુસ્સેબાજ થવું એવા ચિન્હવાલો મનુષ્ય ૬ થી ૧૦ મહિનામાં મરે છે.

જીભ કાળી, મોઢું લાલ, જીભને સ્પર્શ થતાં કાંઇ માલમ નહિ પડે તે જલ્દી મરણ પામવાની નિશાની છે. જેના માથાને વારંવાર ઠંડી વાગી પસીનો છુટે ને તાવ ચઢે તે પણ જલ્દી મરવાનાં ચિન્હ છે.

મરણ દિવસે. નિપજે ભવાં છે કે નહિ, તેની સમજ

| | | |
|---|---|---|
| ગુમ થતાં ... ... | ,, ૯ | ,, ,, |
| નાક ને ગંધની સમજ ગુમ થતાં | ,, ૪ | ,, ,, |
| જીભની રૂચી જતીરહે ત્યારે મરણ | ૧ | ,, ,, |
| કાન બેહેર મારીજાય ત્યારે મરણ | ૭ | ,, ,, |

**કાળાવડ**—નવાનગરની અગ્નિ દિશાએ ૨૮ મૈલપર કિલ્લેબંદીવાલું ગામ. દંતકથા મુજબ ઢાંક વંશનો કોઇ વાળા રજપૂત આ ગામના એક કાઠીની પુત્રી સાથે પરણ્યો જેથી તેમની સંતતી તે કાઠીને નામે જાણીતી થઇ. ૧૭૮૦ ના સુમારમાં આ ગામમાં 'પાંખોર' નામનું ખાદીનું કપડું વણાતું હોવાથી એ ગામ પ્રસિદ્ધતા પામ્યું હતું; કારણ કે આગળ આ જાતનું કપડું શ્રીમંતો વટીક પેહેરતા હતા. ૧૮૮૧ માં લોક વસ્તી ૧૪૦૫ ની હતી.

**કાળીખજૂર**—કડવા લીંબડાના વર્ગનું આ

ઝાડ સૈહ્યાદ્રી પર્વતના પ્રદેશમાં ઉગે છે. એના પાંદડા ૧ ફીટ લાંબા ને વિભાગમાં વધે છે. તેનીપર આવતા સફેદ ફુલોનો સુગંધ અતિ ઉગ્ર હોયછે. એનીપર આવતાં ફળો કાળી ખજૂર જેવાં હોઇ તે ખાવામાં અતિ કડવાં હોયછે. પિત્ત ઉપર આ ફળને ઘશી પાય છે.

**કાળીચૌદસ**—અથવા નર્ક ચતુરદશી નામનો હિંદુ તેહેવાર. પાછલી રાત્રે કૃષ્ણે નરકાસૂરનો વધ કર્યો અને ૧૬,૦૦૦ રાજ કન્યાને બંધમૂકત કરી માટે સૂર્યોદય થતાં પેહેલાં મંગળસ્નાન કરવું પડેછે. એ દિવસે લોક હનુમાનને તેલ ચઢાવે છે. એ રાત્રે મંત્રવિદ્યા શિખવામાં આવે છે.

**કાળીવેલ**—આ વેલો વાડ ઉપર ઉગેછે. એના પાંદડા એરંડના પાંદડાના આકારનાં હોય છે, પણ લંબાઈમાં વિશેષ હોયછે. માથામાં પડેલી જૂ મારવા માટે એના પાંદડાનો રસ તેમાં કપૂર વાટી રાત્રે સૂતીવેળા માથાપર ચોપડવાથી તે મરી જાયછે.

**કાળુ જીરૂં**—એના છોડ ત્રણથી ૪ ફીટ ઉંચા વધે છે, અને તેનો દોડો પતલો હોયછે. તે પર જે દીંડા આવેછે તેમાં જીરૂં હોયછે. એ ગુણમાં ઉષ્ણ અને તૂરૂં છે તેથી તે સસણી, કફ, વગેરે ઉપર અપાય છે.

**કાળો ઉંબરો**—એનાં વૃક્ષ મુખ્ય કરી કોકણ પ્રાંતમાં ઝાઝાં ઉગેછે. એના પાંદડાં મોટાં ને ખરબચડાં હોયછે, કુતરાના ઝેર ઉપર એના પાંદડાનો રસ તથા ધતૂરાના ફળને ચોખાના પાણીમાં વાટી પાય છે, તેમજ આ ઝાડના મૂળનો લેપ સોજા ઉપર ચોપડવાથી સોજો નરમ પડેછે.

**કાળોકુડો**—આ ત્રણ જાતના વૃક્ષો ઉગે છે ને એની છાલ ઔષધિ ઉપયોગમાં લેવાય છે. એની બે મુખ્ય જાતો હિંદમાંના સર્વ ડુંગરો પર તેમાં મુખ્ય કરી રાજમહેંદ્રી પાસે, નિલગીરીની પશ્ચિમે, પારઘાટ, રામઘાટ અને અંબાળાના ઘાટપર ઉગે છે. ડૉ૦ પાંડુરંગ ગોપાળે એનાં ઝાડ માથેરાનના ડુંગરપર ૫૦થી ૧૦૦ ફીટ ઉંચા વધેલા જોયાં હતા.

તેનીપર વરસાદમાં સુગંધમય લીલા સફેદ રંગના ફુલો આવેછે તેમજ તેપર ફળો પણ ઉગેછે. ડૉ૦ રૉક્સબર્ગેને આ ઝાડનાં ફુલ, ફળ દક્ષિણ અમેરિકામાંના સિંકોનાના વૃક્ષ જેવા જણાયાથી તેણે એનું નામ સિંકોના એકસલસાએ આપ્યું છે. એના વૃક્ષની રસાયનિક પરિક્ષા ઇ. સ. ૧૮૭૦ થી અત્રે કરવામાં આવે છે. મી૦ વિ. હે. નેલરે એની છાલમાંથી બે કડવાં તત્વો શોધી કાઢયાં હતા અને ટયાનિક આસિડ તેમાં હોયછે એવું સિદ્ધ કર્યું હતું. તેમાંનો એક અલકલૉયડ જેવા તત્વને Hymenodictgonic નામ આપેલું છે. એનો ઉપયોગ તાપ ઉપર યોજેલો છે.

**કાળો રોગ**—આ એક માહા બુરો રોગ દુન્યામાં આગળ ફેલાવા પામ્યો હતો. આ રોગ જેને લાગુ પડતો તેના શરીર ઉપર કાળા રંગના ધાબા અને છાગરા ફુટી નિકળતા હતા. પેહેલાં આ રોગને કૉલેરાની જાતનો ધારવામાં આવ્યો હતો, પણ જ્યારે તે પૂર જોરમાં ફાટી નિકળ્યો ત્યારેજ તેની શોધ કરતાં આ રોગ તદન જૂદોજ જણાયો હતો.

આ કાળી મર્કી વિશે પ્રસિદ્ધ વિદ્વાન 'હેકર' જણાવે છે કે 'પૃથ્વીના ગોળાના મધ્ય ભાગમાં થએલા ખુદ્રતી તોફાનને સબબે તે મર્કી ફાટી નિકળવા પામી હતી. ઇ. સ. ૧૩૩૩ માં ઘણે ઠેકાણે ધર્તિકંપના જબરા આંચકા લાગવાથી અને એશિઆના ઉત્તર ભાગમાં જવાળામુખી પર્વતો ફાટવાને સબબે ભારે નૂકસાની થવા પામી હતી, અને તેજ વર્ષમાં ઇટલી, ગ્રીસ, ફ્રાન્સ તથા જર્મનીને પણ ધર્તિકંપના આંચકા અને જવાળામુખીના ઉભારાથી બહુ ખમવું પડયું હતું.

યૂરોપમાં જ્યારે આ મર્કી ફાટી નિકળી ત્યારે ત્યાંના ખ્રિસ્તીઓ એમ ધારવા લાગા કે યાહુદીઓના પાપને લીધે એ ફાટે છે તેથી તેમને તેઓ ઘણી રીતે સતાવવા લાગા હતા. આથી ઘણાખરા યાહુદીઓ ગુફાનીઓથી

બચવા પોતાના મકાનમાં ભરાઇ રેહેતા હતા. આવા ૧૨૦૦ ઘરો બાળી તેમાંના કુટુંબોને ખ્રિસ્તીઓએ બાળી નાંખ્યાં હતા.

આ મર્કી એશિઆ ખંડની ઉત્તર સિમા ભણી આવેલા કૉકેસસ પર્વત તરફથી ઉત્તર ભૂમધ્ય સમુદ્રના કિનારા તરફ વધેલી જણાઇ હતી; અને તે પછી તમામ યૂરોપમાં ફેલાઇ તેણે રૂશિયામાં આફત વર્સાવી હતી.

'ચીન તરફથી મધ્ય એશિઆમાં આવેલી વણજારો મારફતે મધ્ય એશિયામાં તે દાખલ થવા પામી હતી અને ત્યાંથી કાળા સમુદ્ર સુધીનો ભાગ તેમાં સપડાયો હતો. તેમજ કાળા સમુદ્રના કિનારા ઉપરથી વાહણો મારફતે તૂર્કસ્થાનના કૉન્સટન્ટી નોપલમાં દાખલ થઈ બીજા દૂરદરાજ દેશમાં પણ ફેલાઈ હતી.

ઇ. સ. ૧૩૪૭ માં આ મર્કી સીસીલીમાં થઈ ઇટલીના કેટલાક બંદરોપર ત્રાસ વર્તાવી માર્સેલ્સમાં ખાનાખરાબી કરી હતી. ઇ. સ. ૧૩૪૯ મા યૂરોપનો છેક ઉત્તરનો ભાગ અને ૧૩૫૧ માં રૂશિયામાં તેણે ત્રાસ વર્તાવ્યો હતો.

આ ત્રાસદાયક મર્કીથી જૂદે જૂદે મથકે નીચે મુજબ મનુષ્ય મરણ પામ્યા હતા.

| | | |
|---|---|---|
| ફ્લોરેન્સમાં | ૬૦,૦૦૦ | |
| વેનીસમાં | ૫૬,૦૦૦ | એક મહિનામાં મુવાં હતાં |
| પેરીસમાં | ૫૦,૦૦૦ | ,, ,, ,, |
| એવીગનેનમાં | ૬૦,૦૦૦ | ,, ,, ,, |
| સ્ત્રેસબર્ગમાં | ૧૬,૦૦૦ | ,, ,, ,, |
| એસલમાં | ૧૪,૦૦૦ | ,, ,, ,, |
| એરફૂર્થમાં | ૧૦,૦૦૦ | ,, ,, ,, |
| નોરીસમાં | ૫૦૦૦ | ,, ,, ,, |

**કિઆંગકીંગ**—તાતસીંગ વંશનો કીનલુંગનો આ શાહાજાદો ઇ. સ. ૧૭૯૨ માં પોતાના પિતાની હૈઆતીમાં ગાદીએ બેઠો હતો. પણ કિનલૂંગના ૧૭૯૬ માં નિપજેલા મરણ પછી એના બેશીઓએ એને પદભ્રષ્ટ કરવાની બાજી રચી મેહેલમાં ગડબડ મચાવી તેમાં નહિ ફાવતાં સર્વે કેદ થઇ માર્યા ગયા હતા. એના અમલ વેળા ચાચીયાઓનું બળ વધી જતાં તેમને જરની લાલચ આપી વશ કરી કેટલાકોને ફાંસીએ ચઢાવ્યા હતા, આ ચાંચીયાઓના સરદારની એક વિધવા સર્વોપરી ગણાતી હતી, તેને વશ કરી પોતાના કાફલાની મુખ્ય બનાવી હતી. આ સ્ત્રી સરદારે ઘણાં વર્ષો વેર સરદારી ચલાવી નામના મેળવી હતી. એણે નામદારી મેળવવા જોગ કાંઇ કામો બજાવ્યા નહોતાં, પણ બળવંતોને જરથી ને નબળાને સત્તાથી વશ કરી રાજ્ય ચલાવ્યું હતું, એનું મરણ ૧૮૨૧ માં નિપજ્યું હતું.

**કિઆનસીંગ**—મીંગ ઓલાદનો તશ્રૂંગશી શાખાનો આ શેહેનશાહ ચીનની શેહેનશાહાત પર ઇ. સ. ૧૫૨૨ માં બેઠો. એ જ્યારે ગાદીએ બેઠો ત્યારે જ્યાં ત્યાં, તાઓનાં વગેરે પંથવાળાઓએ બખેડા કરવાથી તેમની ઉપર જુલમ ગુજરી સર્વત્ર શાંતતા પાંથરી હતી. જેપાનીસો જેઓ આગળ એશિઆ ખંડમાં ઘણા જણાયલા નહોતા તેમને ચીનાઓએ વેપાર કરતાં અટકાવ્યા ઉપરાંત તેમના એલચીને અપમાન આપવાથી તેઓ સમુદ્ર કાંઠેના ગામો અવારનવાર લુટવા લાગા. કિઆનસીંગે જ્યાં ત્યાં કિલ્લાઓ બાંધી ખેડુતોનું રક્ષણ કર્યું. આ વેળા કોચીન ચીનનો મુલક બળવો કરી કિઆનસીંગની સત્તાથી વેગળો થઇ સ્વતંત્ર બન્યો હતો. તેટલાં શેનસી સંસ્થાનનો તારતર સરદાર રાજપર ચઢાઈ કરી આવ્યો. તે વેળા કિઆનસીંગ 'આબેહેયાત' પીને અદર્શ થયો હતો એવું ચીનની તવારીખમાં વર્ણન આપેલું છે. કેટલાકો એવું જણાવેછે કે કોઇએ તેને આબેહેયાતને બદલે ઝેર પાઈ મારી નાખ્યો હતો.

**કિઓંથલ**—આ પાહાડી દેશ સતલજ અને જમના વચ્ચે છે. એની ઉત્તરે સીમલા અને કોથી, મડહાન, થિઓગા તથા ગુંદ નામના કિંઓંથલને લગતા ભાગો, પૂર્વે બુલસન, દક્ષિણે સરમોર અને પતિયાલાના રાજ્યનો ભાગ, અને પશ્ચિમે 'ભગત' તથા પતિયાલાનું રાજ્ય છે. એ દક્ષિણોત્તર ૧૫ મૈલ લાંબો અને તેટલોજ પોહોળો છે, આ દેશનો સર્વે ભાગ પાહાડી હોઈ તે ભાગ ૩૦૦૦ ફીટથી

નીચો નથી. દક્ષિણુ પૂર્વમાં ગિરી નદી વહે છે. રાણાના રહેવાનું મુખ્ય ગામ જ્યૂંગ છે. કિઓંથલનું ક્ષેત્રફળ ૧૩૭ ચોરસ મૈલ છે. પણ તેના સર્વ ભાગો સાથે ગણુતા ૨૭૨ ચોરસ મૈલ છે. ફક્ત કિઓંથલના ભાગની વસ્તી ૧૪,૦૦૦ ની છે પણ સર્વ ભગો સથે ૨૬૦૦૦ ની છે, વાર્ષિક ઉપજ ૨૦૦૦ પૌંડની છે,

**કિટો**—આ શેહેર ઇકવેડોરની રાજ્યધાની શેહેર ભૂમધ્ય રેખા પાસે સમુદ્રની સપાટીથી ૯૫૦૦ ફીટ ઉપર છે, શેહેર પાસે જ્વાળા મુખી પર્વત હોવાથી તે ઘણી વેળા જોખમાયલું છે.

**કિઠા**—વાયવ્ય પ્રાંતમાં હમીરપૂરના જીલ્લાનું આ ગામ કાલપીથી જબલપૂરના માર્ગમાં કાલપીની દક્ષિણે ૫૨ અને જબલપૂર ઉત્તરે ૨૧૭ મૈલપર છે. આ ગામની પાસે બરમા નામની નાહાની નદી વહે છે, અને તેના કિનારાની હવા ખરાબ હોવાથી ત્યાં સદા મેલેરીયા તાપની સાત ચાલુ રહેછે. આથી ૧૮૨૮ માં ત્યાં આગળ પડી રેહેતી બે લશકરી રેજીમેંટને બીજે ઠેકાણે મોકલવામાં આવી હતી.

**કિદ્દાન**—( જુઓ કરસેવર્જ.)

**કિનઈ**—એના વૃક્ષ મુખ્ય કરી યમુનાં નદીના પૂર્વ ભાગમાંના પ્રદેશમાં, બંગાલ તથા બહાર, સાતપુડા ના પર્વતો, મધ્યપ્રાંત, બરમાહ, ગુજરાત અને દક્ષિણુ હિંદુસ્થાનમાં ઉત્પન્ન થાયછે. એના ઝાડમાંથી ગુંદર પુશકળ નિકળેછે, અને એની છાલમાંથી નિકળતા રંગ વડે ચામડાં રંગવામાં આવેછે. એની છાલ નરમ, જાડી ને તે રંગે પિળાસપર હોયછે. એના ગાભાનું લાકડું મજબુત, તપકિરું, ચલકતુ, કાળું તથા સફેદ ચટાપટાવાલું હોયછે. દર ઘન ફીટ લાકડાનું વજન ૨૬ થી ૬૦ રતલ હોયછે.

એનું લાકડું ઇમારતબાંધવાના ઉપયોગમાં લેવાયછે, તે શિવાય તેના ઘાણી, હળ, ચાક, ગુલ વગેરે બનાવવામાં આવેછે, એના લાકડાનો બનાવવામાં આવતો કોયલો ઉત્તમ પ્રતિનો બનેછે.

**કિન્ડર ગાર્ટન**—અથવા બાલોધાન શિક્ષણુ (Kind child + Garten garden) યાને બાળકોને બગીચામાં શિક્ષણુ આપવાની શાળાને આ નામ આપવામાં આવ્યું હતું.

બાળકોમાં કસરત રમત ગમત, અવલોકન તથા અનુકરણુ વગેરે માટે જે કુદરતી વલણુ હોયછે તેને તૃપ્ત કરીને તથા ખીલવીને તેમને શિક્ષણુ આપવાનો આરંભ કરવાની શિક્ષણુની પદ્ધતિને આ નામ મળ્યું છે.

કિંડરગાર્ટન શબ્દ હાલમાં ઘણાકો જાણે છે, પણ બીજી શિક્ષણુ પદ્ધતીથી વધારે ફાયદાકારક, દોષરહિત અને સેહેલ છે. એ વાત કિંડરગાર્ટનનું શિક્ષણુ આપણી તરફ હજી વધારે પ્રચારમાં નહિ હોવાથી તે વિશે ઘણાકોને પૂર્ણ ખબર નથી. નીયમસર શિક્ષણુ કેમ આપવું, આ સંબંધમાં જર્મનીમાં પ્રથમ વિચાર શરૂ થયો; અને મનુષ્યનું તથા મુખ્ય કરી બાળ સ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણુ કરી, જર્મન વિદ્વાન ફ્રેડરીક ફ્રોએલે કિંડરગાર્ટન શિક્ષણુ ઇ. સ. ૧૮૨૬ જાહેરમાં મેલ્યું; અને એવું શિક્ષણુ આપવા માટે તેણે જે શાળા ઉઘાડી તે એક બગીચામાં ઉઘાડેલી હોવાથી તેને કિન્ડરગાર્ટન નામ મળયું, અને દિવસો દિવસ યૂરોપ તથા અમેરિકામાં આ શિક્ષણુ પદ્ધતિમાં સુધારા કરવા તરફ લોકોએ ધ્યાન પોંહચાડયાથી તેમાં આજે તેઓ ઘણાં આગળ વધ્યા છે.

ઉપયોગી શિક્ષણુનો સંબંધ અને તેની વૃધી, પછી તે શિક્ષણુ બાળકોનું યા મ્હોટા માનસ માટેનું હોય, દેખાતી ચીજપર આધાર રાખેછે એટલુંજ નહિ પણ એકજવેળા દૃષ્ય અને દર્શક ચીજનો ઉપયોગ કરવો એ શિક્ષણુથી માલમ પડે છે. નહિ દેખાતી અને દેખાતી ચીજ વિશેની જાણુ કરનારી ચીજ એટલે શબ્દોથી સંબંધ ધરાવનારી વાણી અને લખવું વાંચવું એ છે. નાહના બાળકો લખવા વાંચવાનું શિક્ષણુ લેવાની ઇચ્છા એ ઉદ્યોગ અને જીજ્ઞાસા એમનું દશક છે. છોકરાંઓને આ ઇચ્છા ચટપટ અને જીજ્ઞાસા

એમનાથી ઉત્પન્ન થાયછે. આપણા લાગતા વળગતા વડીલો ચારે તરફ ધ્યાન આપે છે, એ જોઇ આપણે પણ સઘળે દેખાતી વસ્તુ માંના એક છિયે એવા વિચારની એ ઇચ્છા દર્શક છે. આ ઇચ્છા બાળકોમાં ઓછી વધારે સ્વકલ્પનાં હશે, તે ધોરણે વધારે ઓછી હશે. આ ઇચ્છા યોગે આપણો પિતા અને ઘણું કરી આપણી માતા કાંઈ કામકાજ કરતી હોય તો તેમને મદદ કરવી એવી તેને ઇચ્છા ઉત્પન્ન થાયછે. બાળકોને એ કારણો લીધે એમ ભાસે છે. આ કારણો જોતાં એકજ વખતે આપણે અપૂર્ણપણે સ્વતંત્ર છિયે, અને આપણી આસપાસની દેખાતી સૃષ્ટીમાંના એક ભાગ છિયે, એમ લાગેછે. આપણે સૃષ્ટિનો ભાગ છિયે તોય સ્વતંત્ર અને અપૂર્ણ છિયે, આ વિચાર દરેક બાળકને થોડા ઘણા પ્રમાણમાં બચપણમાં હોયછે. બાળકોમાં રહેલા આ વિચારનું મૂળ સૂક્ષ્મ રીતે જોતાં તેને કેળવી અને આ વિચારને યોગ્ય રીતે વલણ આપવું એ મનુષ્યનાં ખરા શિક્ષણનો પાયો એટલે શરૂઆત અને વધ છે. બાળકોની આ મનોવૃત્તી તરફ બેદરકાર રહી તેમને બીજુંજ શિક્ષણ આપવાથી તેનું પરિણામ સારૂં આવતું નથી. આપણે અપૂર્ણ અને આપણે દુનિયાનો એક ભાગ છિયે એમ તેને દરેક વાતમાં લાગેછે. બીજી ચીજથી તુલનાં કરતાં (મુખ્ય કરી વડીલો આપણાથી ભિન્ન છે એમ બાળકો જાણેછે) આપણે પૂર્ણ અને સ્વતંત્રતા વગરનાં છિયે એમ તેઓ જાણે છે. જ્યારે વડીલો પાસે બેસી બાળકોની બુદ્ધિ ખીલવનારી રમત તરફ તેમનું લક્ષ ખેંચે છે ત્યારે આ સર્વ સાધ્ય કરનારી બુદ્ધિ વિશેષ જાગૃત થાયછે. આ વેળા સર્વ વસ્તૂને મગજમાં એકત્ર કરનારી બુદ્ધિ રૂપે છુપા સંબંધથી અસ્તિત્વ બાળકોનાં મન ઉપર નહિ સમજતાં ઠસે છે. આ શિવાય અતિ પાસેનો અને અતિ દુરનો સંબંધ બતાવનારી, એક દેખાતી અને મન ઉપર તરત ઠસી જનારી એવી વસ્તુ એટલે લખવા વાંચવાની કળા છે એમ તેમનાં મન ઉપર ઠસે છે. અને જે કળા યોગે મનુષ્યને રમુજ, દુઃખ, મોજ આપવાની શકિત છે તે લેખન વાંચન કળા તરફ બાળકોનું ઘણું જલ્દી લક્ષ પોંહચે છે. લખવું વાચવું એ આ વિશયનો સામાન્ય રીતે, અને ભાગને બીજા ભાગથી સંબંધ જોડનારાં સાધનો છે એ જોઇ આપણી જગત સાથે બે પ્રકારનો સંબંધ છે એમ બાળકોના મગજમાં સેહેજમાં આવે છે. બાળકોને કાગળ લખવાની ઉલટમાં આ બે પ્રકારનો સંબંધ તરત જણાય છે. કાગળ ઉપર કાંઇ પણ આડી ઉભી લીટીઓ દોરી અથવા કાગળની વાંકી તીકી ઘડી કરી તે પત્ર આપણે કોઇને મોકલીએ છિયે, એમ બાળકો પોતાની સમજુત કરે છે. અથવા પરદેશથી પોતાના સગા સ્નેહિનું આવેલું પત્ર હોય તેમ કોઇ પણ કાગળનો કટકો લઈ તે વાંચતાં હોય તેમ કાંઈ પણ બબડેછે. બીજું એક કારણ કહીએ તો જે પ્રમાણે રોપાનાં ઝાડ બનવા માટે સૂર્યકિરણો, જમીનની ઉષ્ણુતા, હવા તથા પાણી એ અવશ્ય જોઇએ, તે મુજબ બાળકોને સર્વ રીતે પૂર્ણ વધ માટે માયનું માયાળુપણું, પિતા તરફની યોગ્ય પરપુછ અને બીજા સગાં સ્નેહિઓની સારી સાબ્તતા અવશ્યની છે. ત્યારે બાળકોને શિક્ષણ આપનારે લક્ષમાં રાખવું કે, બાળક એ સર્વવ્યાપક જીવંત વસ્તુનો એક સભાસદ છે, એ ધ્યાનમાં રાખી તેની સર્વ રીતે વધ થાય એવું શિક્ષણ તેને આપવું જોઇએ. બાળકોની ઈચ્છા અને વળન અને બોલવા તરફ ધ્યાન આપવાથી, બાળકો વિશેનું ઉપલું વર્ણન બરાબર છે એમ ધ્યાનમાં આવશે, અને મને લખવા વાંચવા શિખવો એમ બાળકોનું બોલવાનું બીજ પણ એમાંજ છે એમ દેખાઈ આવશે. લખવાની ઇચ્છા બાળકોને કાં ઉત્પન્ન થાયછે એ સેહેજમાં જણાઇ આવશે અને તે યોગે તેને આનંદ આપવા પણ યોગ્ય એ નહિ જતાં ઇચ્છા ઉત્પન્ન થવા બરાબર સાધ્ય થતાં તરફ કુદરત

મારવો જોખમકારક છે. બાળકોને સાધારણ સમજ આવતાંજ, કોઇ પણ વાત સાધ્ય કરી લેવા તેની શકિત ખીલવવી જોઇએ; અને યોગ્ય સાધનનો ઉપયોગ યોગ્ય રીતે કરવો જોઇએ; વિગેરે વાતો બાળકોનાં ધ્યાનમાં ઠસવા જેવી કૃતી, માયબાપે અથવા શિક્ષકો એ બાળકો માટે વારંવાર તેઓ સામે ધરવી; એટલે આગળ કાંઇ જ્ઞાન મેળવવા માટે આપણે હાલમાં કાંઇ કરિયે છિયે એવો કંટાળાનો વિચાર તેમના મનમાં આવશે નહિ. બાળકો જગત માંહેલી ચીજો તરફ વધારે ખેંચાય છે; એની ખીલવણી માટે માત પિતાએ મદદ કરવી જોઇએ. ફકત પદાર્થ જોવાથીજ બાળકોની તૃપ્તિ થતી નથી, પણ તેમને કારણો જાણવાની ઈચ્છા થાયછે અને એ ઇચ્છા પુરી કરવી જોઇએ. સાધ્ય અને સાધનો તદન પાસે પાસે હોવાં જોઇએ; એટલે તેમનો કાર્ય કારણ સંબંધ બાળકોના ધ્યાનમાં સેહેજમાં ઉતરશે અને સાધનો બાળકોની શકિત પ્રમાણે નાહના મ્હોટા આકાર તથા વજનનાં હોવાં જોઇએ. બાળકોએ એક કૃતિ સેહેજ કીધી એટલે તે તેના ધ્યાનમાં સ્હેજમાં ઉતરી શકે છે. બીજી કળા પ્રમાણે લખવાની કળામાં પણ પરસ્પર વિરૂદ્ધ એવી વાતોનો મિલાપ કરવાનો હોયછે, એટલે સજીવ એવો શબ્દ અને નિર્જીવ એવી કલમ એમનો સંયોગ, બાળકોની ઇચ્છા અને કાએલ કલમ એમનો સંયોગ, એ જડ અને ચૈતન્ય તેનો સંયોગછે. બાળકોને લખવાની ઇચ્છા ઉત્પન્ન થતાં પોતે લખેલું બીજાએ વાંચવું એમ તેને ઉચ્છા હોયછે. આ તેમની ઉલટનો માત પિતા તથા શિક્ષકો એ ફાયદો લેવો જોઇએ, અને ચીજો સામે મેળી શબ્દો વડે તેની સમજ આપવી જોઇએ. ખરા શિક્ષણની ઇમારત બાળકોની ઈચ્છા રૂપ પાયાપર ઉઠાવેલી હોયછે. બાળકોની ઇચ્છા અને ઉલટ, ચંચળાઇ જોઇ તે ઈચ્છા પુરી પાડી તે ઉલટને યોગ્ય વલણ આપવું એજ શિક્ષણ છે. બાળકોને પોતાનાં સગાં સ્નેહિઓનાં નામો તેઓ આપણાથી ભિન્ન છે એમ બતાવે છે, પણ બાળકોને પોતાનું નામ સમજ પડતાં આપણે સ્વતંત્ર અને પૂર્ણ છિયે એમ તેને તે નામે હાંક મારતાંજ તે સમજેછે, ત્યારે શિક્ષણની શરૂઆત વધતાં અને બીજી ચીજોનો બાળકો સાથે (પોતાથી) શું સંબંધ છે, એ બાળકોનાં ધ્યાનમાં સેહેજ ઠસે છે. આ બીના માત પિતાનાં ધ્યાનમાં આવતાં બાળકોની ઇચ્છા અને કૃતી માત પિતાની ઇચ્છા વિરૂધ થતી નથી. બાળકોની ઇચ્છા અને પૃવૃતિ જાણી શિક્ષણ આપ્યાથી બાળકોમાં જોશ, અને જેહેન બચપણથી વધે છે. બાળકોનાં શિક્ષણ સાથે માત પિતાનો સંબંધ, બિયાંનું ઝાડ થવા સૂર્ય અને પાણીનાં સંબંધ જેવો છે; એટલે બીજ રૂપે રહેલા જ્ઞાનાદિ શકિતનો વધારો કરવામાં માતપિતાની મદદ અતિ જરૂરની છે.

શિક્ષણ એટલે કાંઇ બાહારનો પદાર્થ છે એમ બાળાકોના મનપર ઠસાવા દેવું નહિ. હાલની શિક્ષણ પધ્ધતિ બાળકોને નુકસાન કારકછે, અને જોકે હાલમાં શિખવવામાં આવતા શિક્ષણનો આગળ લાભ થાયછે તો પણ બાળકોની નજર આટલે દુરવેર પોંહચવાની તેમનામાં શકિત નથી અને નાહન પણમાં તેમને આપવામાં આવતા શિક્ષણમાં રમુજ, અને જેહેન તેજ કરનારી બીના કાંઇ નહિ હોવાથી, શિક્ષણ એટલે તેમને બોજો માલમ પડેછે. શિક્ષણનો ઉપયોગ તમામ જીંદગી સુધી હોવાથી, જીંદગીમાં ઉપયોગી પડનારી સર્વ વાતોનું જ્ઞાન શિક્ષણથી મેળવવું જોઇએ. બાળકોમાં બીજ રૂપે રહેલી સર્વ શકિત સેહેજ પ્રફુલ્લિત અને જોમદાર થવી જોઈએ અને સર્વ શિક્ષણની ઉત્પત્તિ બાળકોની ઇચ્છા શકિતમાંથી આપો આપ થવી જોઇએ. કિન્ડરગાર્ટનનું શિક્ષણ આપનારે આ વાતો લક્ષમાં રાખીને તે મુંજબ યત્ન કરવો જોઇએ.

* 'આ શિક્ષણની નવી રૂઢીમાં બાળકોને

* ખાનબહાદુર દારાશાહ ચીચગરનું એજ વિષય ઉપરનું ભાષણ. ૧૮૯૫-૭-૪.

ઉત્તેજન અને હિમ્મત આપવી, તેમજ તેમનાં કુમળાં મગજને ભારથી દાબી ન નાખતાં તેમની દાઝ અને દયા રાખી, રમત અને ગમત આપી, ગાયનમાં મશગુલ કરી તેમને રોકવાં એ આ રીતનો મુખ્ય ભરમ છે. નાહનાં છોકરાંઓની આદત અને ટેવ તેમનાં ખવાસનો અભ્યાસ જેણે કીધો હોય તેજ આ કામ ઉઠાવી શકે છે. એ રૂઢીને જો બરાબર અમલમાં મુકવામાં આવે તો તે આપણાં મનની સઘળી શક્તિ અને કૌવતને વગર દબાણુ કરવે ખિલવી પ્રકાશિત કરે છે અને ઉંચ કેળવણીને માટે પાયો નાખી આપેછે. એથી ઉલટી રૂઢીમાં, ઠસાવીને અને ચાંપી ચાંપીને બાળકના મગજ ભરવા તથા પોપટિયા બનાવવાનો રીવાજ આજ લાંબો વખત થયાં ચાલુ થઇ રહ્યો છે. લાંબે અરસે જોવામાં આવ્યું છે કે એથી શરીર પીલાય છે અને મન ખરી ચપળતા ખોઇ બેસે છે.'

ફક્ત પદાર્થ આગળ મેળી બાળકોનું મન અને પદાર્થ એમનો સંયોગ કરનારો જે વિચાર દર્શક શબ્દ, તેનો ઉપયોગ નહિ કરવાથી શિક્ષણનો કશો ઉપયોગ થનાર નથી. પદાર્થ, બાળકોનું મન અને શબ્દ એમનું એકીકરણ થતાં બાળકો આપોઆપ કાર્ય કારણભાવ શોધી કાઢે છે (ખરાં શિક્ષણમાં તથા વ્હેવારમાં ચીજોનો પરસ્પર સંબંધ અને કાર્ય કારણભાવ સમજવું અથવા માત્ર સમજવાની ઇચ્છા ઉત્પન્ન થવી અને તેપર લક્ષ રાખવું અતિ અગત્યનું છે).

કિન્ડરગાર્ટનની રૂઢીથી બાળકોનાં જ્ઞાનની સર્વ રીતે વધ ક્રમે થતી હોવાથી પરમેશ્વરની હૈયાતી વિશેનાં જ્ઞાનની સમજ બેમાલુમ રીતે આવે છે. બાળકો પાસેથી તર્હેવાર કામો તેમના મનની ખીલવણી માટે કરાવવામાં આવે છે, ત્યારે તેમને જણાય છે કે આપણે શીખેલા અને હાથે બનાવેલી ચીજોનો સંબંધ પોતા સાથે છે એમ તેના ધ્યાનમાં આવેછે. કુદતિ ચીજોનો બુદ્ધિ સાથે સંબંધ છે એમ તેના ધ્યાનમાં આવેછે, અને જગત તરફ જોઈ પરમેશ્વરની હયાતી ને કુદ્રતમંદીની સામાન્ય કલ્પના તેનાં મનમાં આવે છે. સરખા દેખાતા જૂદી જૂદી તર્હેનાં બનાવેલાં પદાર્થો બાળકોને હાથે બનાવીયાથી, અનેકત્વને જગે એકત્વ છે આ નિયમ બાળકોનાં મનમાં ઠસે છે. પરમેશ્વરની હયાતી માનવી, અને અનેકત્વને જગે એકત્વ જોવાની બુદ્ધિ, સમાજ અને રાષ્ટ્ર માટે અતિ અગત્યની છે. શબ્દ એ પદાર્થ અને વિચાર એમનાં સંયોગનો દર્શક હોવાથી, વિચાર એ ક્રિયા જે તત્વયોગે થાયછે, તે તત્વની બાળકોને ઓળખાન પડે છે: લખવા વાંચવાથી બાળકોની બુદ્ધિ કેવી ખીલે છે એ એની ઉપરથી જણાશે.

કિન્ડરગાર્ટન શિક્ષણ રૂઢીની નેમ બાળકોનાં જ્ઞાનને સર્વ તર્હેથી ક્રમે ક્રમે સુધારવાની હોવાથી, આ સુધારાને અનુકૂળ એવાં તત્વો બાળકોમાં બીજ રૂપે સમયલાં હોયછે; માટે આ રીત સ્વિકારી તે મુજબ વર્તવું જોઇએ. આ તત્વ કુદ્રતી કાયદે આપો આપ ફેલાય છે, અને આ વધારાને ચતુરાઈ અને દૂર નજરે મદદ કરવાથી તથા તેને હરકત નહિ કરવાથી આ શિક્ષણથી ફાયદો પોંહચેછે, આથી બચ્ચાંની બુદ્ધિની ખીલવણી માટે યોગ્ય શિક્ષણ આપનારે, બાળકોની શક્તિ કેવી રીતે વધેછે એટલુંજ સમજી ચુપ નહિ બેસતાં જે નિયમે બાળકોની બુદ્ધિ તિવ્ર થાયછે તે નીયમે આપણે બાળકો સાથે વરતવું જોઈએ.

એ શિવાય શિક્ષણ આપતી વેળા, બાળકોનો સ્વભાવ, વૃત્તિ અને બુદ્ધિમાં ક્રમે શું શું ફેરફાર થાયછે, તે તરફ પણ તેણે સૂક્ષ્મ લક્ષ પોંહોચાડવું જોઇએ, અને તે રીત મુજબ શિક્ષણનો ક્રમ અને વલણ બદલવાથી શિક્ષણનું પરિણામ બાળકોના મગજ ઉપર થઇ તેનો લાભ થશે. કિન્ડરગાર્ટનની રૂઢી લખવા તથા વાંચવા સેહેલી રીતે કેમ શિખવેછે તે આગળ જણાવ્યું છે. મનમાંના વિચાર, પદાર્થ અને યાદદાસ્ત એમનો સંબંધ, શબ્દ અને

દાખલાથી લખવા વાંચવાનું કેમ આવડે છે, એ ધ્યાનમાં રાખી લખવા વાંચવાનું શિખવ્યાથી તેઓ તે જલ્દી શીખી શકેછે. ભાષા એટલે, મનુષ્ય અને બ્રાહ્મસૃષ્ટિ (વસ્તુ જાતી) માંહેલી, અને મનુષ્યનાં વિચાર અને કૃતિ એમનો પરસ્પર સંબંધ છે. આ વાત બાલબોધાન રૂઢીમાં ધ્યાનમાં રાખી ઉપયોગમાં લેવાય છે, આથી ભાષાશાસ્ત્રની ઉત્પતિ, માણુસ જાતનો પરમેશ્વર અને સૃષ્ટીથી પરસ્પર સંબંધ વગેરે ગહન વિષયોમાંની સમજ કિન્ડર ગાર્ટન રૂઢી શિખ્યાથી સેહેજમાં આવેછે.

* ખાનબહાદુર દારાશાહ ચીચગરે એજ વિષયપર આપેલા એક ભાષણમાં પોતાનો આ બાબતમાં ઉંડો અભ્યાસ અને અનુભવ દર્શાવતાં જણાવ્યું હતું કે "જુની રૂઢીમાં નિશાળના વખતમાં જબરીથી એકદમ ચુપ અને હાથ જોડાવી બેસાડવાની કોશેસ થાયછે અને તેઓ જ્યારે તે બંધનમાંથી છુટેછે ત્યારે તેમની હીલચાલનું લોલક છેક બીજી બાજુપર કુદરતી રીતે જાયછે અને તેઓ તકસીરમાં આવી ગુન્હેગાર થઇપડી માર ખાયછે. કિન્ડરગાર્ટન રૂઢીમાં કામ, રમત, શરૂઆતનો અભ્યાસ અને ગાયન સાથે જોડાયલાંજ રહે છે. એમાં કેટલાક રમવાનાં દાવ અને ખેલ, ગાયન અને કસરત નીયમિત રીતે આપવાનું ઠરાવેલું હોયછે. એમાં પદાર્થો દેખાડી તેમની પાસેજ તેની સુંદર રચના કરાવવામાં આવેછે. લાકડાનાં ચોકઠાંના બંગલા બનાવેછે, તેમાં તેઓ બારી બારણાં ગોઠવેછે, ભીંત ઉભી કરેછે, છાપરૂં બનાવેછે અને આસપાસ ફુલપાનનો ચોક બનાવી શકેછે. તેઓ થોડીવારમાં તે બાંધેલા ઘરને ખંખેરી નાખેછે અને ફરી બાંધેછે એજ લાકડાનાં કડકા વડે, તેઓ ખુરસી, ટેબલ, કોચ, વગેરે ઘર સંસારી ચીજોનાં આકારો બનાવેછે. આ કટકાને પેહેલી બીજી બક્ષિશ (ગિફ્ટ) એવા કોમળ સુંદર નામથી તેઓ બોલેછે. આ રૂઢીના રચનારનાં દિલમાં મીઠી મધુર વાણી છે. આપ કળા અને હુશીઆરીથી જે બાળક બંગલા અને ઘર બાંધી શકેછે તેમને માટે આ બક્ષીસો છે. તેને પ્રથમ આવડતું નથી પણ તેને હાથેજ શિક્ષક એક પછી એક ગોઠવણ કરવાની સુચના તેની સામે મુકેછે. તેને હાથે એકાદ આકાર બંધબેસ્તો મળી આવી ગયો તો તે સૂચના કરી તેની નજરે પાડેછે. તેઓને જરાએ કંટાળો લાગવા શિક્ષક દેતાં નથી, પણ તેના મનની રૂઢી પ્રમાણે જલ્દીથી બીજા કામ ઉપર તેની લાગણી દોડાવેછે. ગોળ ચીજો તેઓ પાસે ગબડાવેછે તે ઉપરથી ઢોલિયા તથા દાદર ઉપરથી ગબડી પડવાનું તેમને ધ્યાન આવેછે. ચોરસ કટકા દડા મુજબ ગબડતા નથી તેનું તેમને જ્ઞાન થાયછે; ચોરસની ધાર તેઓ તપાસે છે. તેને કેટલીક બાજુ તથા ખુણા છે, તે પોતાને હાથે ગણેછે, શિક્ષક ફક્ત તેમાં વચે વચે મદદ કરેછે. તે ઉપરથી ઓરડાનાં ખુણા તથા બાજુ જાણી શકેછે. ઓરડો ધ્યાનમાં રાખી બારીબારણાં કેટલાં છે તે સમજવા માંડેછે, નાહની સળીઓ વડે નિસરણી, બંગલા, થાંભલા વગેરે બનાવે છે. તે ઉપરથી સીધી, ઉભી, આડી લીટીઓનું જ્ઞાન તેમને થાયછે. છોકરાંઓ આ બનાવી થોડો વાર રમતની રીતે અવલોકન કરી એ બીજી ચીજ સાથે મુકાબલો કરતાં શિખેછે. ટાંચણી વડે કાગજ ઉપર ટોંચી તર્હા પાડેછે. તે આખી તર્હા નકશી અને પોતાની કારીગરીથી કીધેલા બુટા તેનાં મગજમાં બરાબર ઠસેછે. વટણાંને ભીંજવી નરમ કરેછે અને તેને સળીઓમાં ખોસી નવા આકારો બનાવવાને તેઓ શક્તિવાન થાયછે. મતોડીનાં તર્હેવાર ઘાટ બનાવે છે, વગેરે વગેરેથી ખુશી ખુશાલીથી કામ કરેછે. તેઓની આંખ કેળવાયછે, તેઓ ધ્યાન ધરેછે, નિહાળીને જોતાં શિખેછે, તે ઉપર હસીને પોતાનાં મનમાં આવે એવી સરેહ કરેછે અને પોતાના નાના વિચારો ભેગા કરવાની તક હાથ ધરેછે; શિક્ષક તે કામ ઉપર નિગાહ રાખેછે."

* તા૦ ૨૧ એપ્રેલ ૧૮૯૫. જ્ઞાન પ્રસારક મંડળી તરફનું ભાષણ.

પદાર્થનું શિક્ષણ આપવાથી ઉતપ્તત્તિ (Theory) અને રીતિ (Practice) એ એ-કદમ તેમની આંખો સામે ઠરેછે, અને સાધ્ય સમુદાય તથા કૃતિ વચ્ચે ઘણો વખત લાગતો નથી. આ શિક્ષણમાં અનુક્રમે અનુભવ સેહેજ આવતો હોવાથી અને પોતાની અક્કલ ઘડી ઘડી ખર્ચ કરવી પડતી હોવાથી, અને સાધનો વડે કૃતી બનાવવામાં આવતી હોવાથી, ટાપ ટીપ વગેરે ગુણ આપોઆપ આવડતા હોવાથી કામની ખરી યોગ્યતા, આવસ્યકતા અને ઉપયોગીપણું આ બાળકોનાં મન ઉપર ઠસેછે. તેનાં યોગે બુદ્ધી અને વિચાર શકિત વધેછે, અને તે પછી ઇચ્છા શકિત અને કામ કરવાની ઉલટ બુદ્ધિની વધ સાથે વધેછે: અને બાળકોનાં ભવિષનાં સુવિચાર તથા સ્વભાવ અને દૃઢ નિશ્ચયનો પાયો આજ વખતે નાખવામાં આવેછે.

કિંન્ડરગાર્ટન શિક્ષણની ઇમારત જગત નિ-યમ, કાર્ય કારણ ભાવ, કાયદા જ્ઞાન, અનુભવ અને પોતાપણું વગેરે ઉપયુકત અને મુસ્ત-કીમ પાયાપર રચાયલી હોવાથી તેના યોગે સારાં પરિણામ નિપજવાંજ જોઇએ. આ શિક્ષણને શાસ્ત્ર (વિદ્યા) અને કળા એ બેઉ નામો આપી શકાશે. આ શિક્ષણ આપનાર ને આ વિષયનું યથાર્થ જ્ઞાન, આ શિક્ષણની નેમ અને સાધ્ય સાંધનનો પૂર્ણ પરિચય હોવાથી એને શાસ્ત્ર કહી શકાય. શિક્ષણનાં સર્વ વ્યાપકપણાની કલ્પના આ શિક્ષણનાં મૂળમાં હોવાથી, અને મનોરંજકતા આ રૂઢી-નો વિશેષ ગુણ હોવાથી એને શિક્ષણની કળા પણ કહી શકાશે. આ બેઉ કરતાં આ શિક્ષણને સેહેલ સેહેજમાં શિખી શકાય એવું વ્યવ્હારિક શિક્ષણ એ નામ વધારે શોભશે. કારણ આ શિક્ષણ યોગે પ્રાપ્ત થતી નીતિ, સદગુણ, ઉદ્યોગ તરફની પ્રિતી અને દૃઢ નિશ્ચય વગેરે ગુણો આપોઆપ ઠસે છે તે યોગે કુટુંબ અને રાષ્ટ્ર આ સર્વેની ઉતપંતિ થશે, તેથી મ્હોટા લાભો થશે.

આ શિક્ષણથી કલ્યાણ થશે એમ કહેવાતું નથી, એ ખરૂં છે, માટે સરખી સ્થિતિમાં-ના બે બાળકો માંહેલા એકને આ રૂઢીનું અને બીજાને હાલની ચાલુ રૂઢીથી શાળામાં અપાતું શિક્ષણ આપવું, અને બેઉ વચ્ચે થોડા દિવસમાં શું ભેદ પડે છે તે જોવું, એટલે આ રૂઢીનું મહત્વ આપોઆપ જણા-શે. તે શિવાય મ્હોટપણે પણ આ રૂઢીએ શિખેલાની બુદ્ધિ વધારે તેજ રહેશે, અને સ્વભાવમાં પણ વધુ મુસ્તકીમપણું, ઉદ્યોગ, પ્રિતી વગેરે ગુણો દેખાઇ આવશે, એમાં જરા સંદેહ નથી.

માત્ર પ્રેમને લીધે જોકે ઘણીક માતાઓ-ની વર્તણુક બાળકોથી માયાળુપણાની હોયછે, તોય તેમનાં સ્વાભાવિક મનો વૃત્તિને (માયાળુ સ્વભાવને) જ્ઞાનની પુષ્ટી મળવાથી બાળકોથી તેમની દરેક વાતમાં વર્તણુક વધારે ફળ આ-પનારી થશે. બેહદ લાડ અને બેહદ ધાક ઘણે ઠેકાણે જણાય છે તે રહેશે નહિ. બાળકો સાથે ઉપલી રૂઢીએ વરતવાથી તેમનાં અવય-વ, ઈંદ્રી અને મન એમની યોગ્ય વધ થશે કારણ એકાદ ચીજ બાળકોની નજર સામે ધરતાં તેમની ઇચ્છા શકિત જાગૃત થઈ તે લેવાને પ્રયત્ન કરે છે. ઇંદ્રીઓની વધ સાથે વિચાર શકિત અને ઇચ્છા શકિત વધે છે અને અવયવોમાં પણ શકિત આવે છે. છ મહિનાથી બાળક પોતાના હાથ પગ હિલવ-વવાનો યત્ન કરે છે, ને થોડો મ્હોટો થતાં તે અદબ વાળવા, ટાલી પાડવા વગેરે કૃતિ કરે છે. આ કૃતિ તદન અનુકરણ રૂપ નહિ હોવાથી માયે બાળકો સાથે બોલવું, હસવું અને તેને રમાડવું વગેરે વાતોની તેમનાપર સારી અસર થઇ તેમની ઈંદ્રી, અવયવ અને મન એમનો પરસપરથી નિકટ સંબંધ છે એ વાત પણ માતાનાં ધ્યાનમાં આવ્યા વિના રહેતી નથી. ગાયનની તો બાળકોપર અજબ અસર થાયછે, આ બીના દરેક માતા જાણેછે.

બાળકોના મનમાં વિચારની લેહેરો કેમ ઉત્પન્ન થાયછે એવો પ્રશ્ન સેહેજ ઉઠે છે. વિચાર શકિત અને ચંચળાઇ એ જીવિત્વ છે;

અને સૃષ્ટી જીવિતદ્વારે જગતનાં આદિ કારણોથી સંબંધીત છે. આથીજ દરેક ચીજો બાળકને સજીવજ ભાસે છે. શિવાય બાળકો રમતી વેળા જે એકાદ ચીજપર બીજી વસ્તુ જણાવે છે, એટલે એક ચીજ બીજી ચીજ છે એમ કલ્પે છે, તે ખરેખરજ બીજી ચીજ છે એમ તેમની સમજ હોયછે. દાખલા તરીકે નાહની મ્હોટી લાકડીને ઝાડ કહેવું, પથ્થરને મનુષ્ય સમજવું, મતોડીના ઘોડાને ખરો ઘોડો સમજવો, આ વાતનું કારણ માત્ર બાળકોની અંદર પૂર્ણ કલ્પના શકિત એટલે બીજ રૂપે પૂર્ણ કતૃત્વ શકિત ભરેલી છે.

બાળકોનાં પ્રથમ રમતનાં સાધનો પથ્થર, દડા, એટ, વગેરે છે, જેથી તેની વિચાર અને કતૃત્વશકિતની વધ થાયછે. બાળક જ્યારે—એકાદ ચીજ જોઇ તેનું ચિત્ર કાઢવાની કોશેસ કરે છે તે વખતે તેની વિચાર શકિત વધારે વધે છે. અને જો કે તે આડી ઉભી લીટી દોરી ખુશી થાયછે તે તેનો પ્રયત્ન જે ઇચ્છાથી ઉત્પન્ન થયો, તે ઇચ્છા ફોકટની નથી પણ તે જગદાદિ કારણની ઇચ્છાનું પ્રતિબીંબ છે એમાં કાંઇ શક નથી. બાળકની ઉમર વધતાં તે સ્લેટ, પેન, કાગળ, કલમ, શાઇ, ચૉક, રંગ વગેરે લઈ તે વડે ચિત્ર કાઢવાની યા લખવાની કોશેસ કરે છે. (એ એક શિક્ષણનો અતિ અવસ્યનાં અંગ છે.) બાળકોને સર્વ પ્રકારનાં અવાજ અને ગાયન તો અતિ પ્રિય હોયછે, અને કેટલાક બાળકો તો તદન નહાનપણથી સૂર કાઢવાનો યત્ન કરે છે. આથીજ ચિત્રકળા અને રંગકળા પ્રમાણેજ, પણ તેથી વધારે ગાવાની કળા અતિ અગત્યની અંગે હોયછે. તદન નહાનપણમાં કોઈ પણ વિદ્યા (મનોરંજક કળા સુધાં) શાસ્ત્રીય રીતે એટલે નીરસ રીતે કદી પણ શિખવવી નહિ. કારણ કે કોઇ પણ વિધ્યા સેહજમાં સેહેલી રીતે શિખવાનો ગુણ બાળકોમાં હોતા નથી, પણ આ ગુણ તેઓમાં બીજ રૂપે હોવાથી નાહનપણની પૂર્ણ વધને લાવવાનું અતિ મહત્વનું કામ કિન્ડરગાર્ટન રૂઢીમાં છે. આથીજ આ રૂઢી મનુષ્યને મ્હોટપણે શાસ્ત્રીય રીતે આપવામાં આવનાર (અથવા આપવા યોગ્ય) શિક્ષણરૂપ ઇમારતનો મજબુત પાયો છે. આથીજ કિન્ડરગાર્ટનની રૂઢીમાં કવાયદ (શારરિક શિક્ષણ), કાગળની ઘડીઓ કરી તેની જૂદી જૂદી ચીજો બનાવી દેખાડવી, પદાર્થ વિજ્ઞાન, પદાર્થ, તેમનાં આકાર, રંગ, (ભૂમિતિ ચિત્રકળા વગેરે) તેમજ શિલ્પ શાસ્ત્ર (ઘેરો વગેરે બાંધવાની કળા) એટલે બુધ્ધિ વિષયક શિક્ષણ, ગાયનની મદદથી બાળકોને સેહેલ અને મનોરંજક રીતે આપવામાં આવે છે.

કિન્ડરગાર્ટન રૂઢીનાં શિક્ષણથી બાળકોના સર્વ મનોવૃતિને વળણ આપવા ગાયન કળા જેવી મનોરંજક કળાનો આશ્રય લેવાથી, અને સર્વ નીતી શિક્ષણ અને ધર્મ એટલે સર્વ મનોવૃતિને ઉત્તમ વળણ હોવાથી કિન્ડરગાર્ટન રૂઢીમાં જૂદું નીતિ શિક્ષણ અને ધર્મ શિક્ષણ આપી બાળકોનાં મનપર નહિ ઠસાવતાં, સર્વ મનોવૃતિને વલણ આપવાનું ધર્મ શિક્ષણ બાળકોને સેહેજમાં અને નહિ જણાતાં પ્રાપ્ત થાયછે.

બાળબોધાન શિક્ષણ એટલે પદાર્થની ઓળખ અને પદાર્થનાં ભાગનો સંયોગ વગેરે હાથે બનાવી આંખે જોવું, અને સામાન્ય નિયમનું બંધારણ સામાન્યે કરી તેમનાં ધ્યાનમાં સેહેજમાં નહિ બોલતાં ઠસાવવું એ છે. આ શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ એટલે પ્રત્યક્ષ પદાર્થ બતાવી તેનાંથી બાળકોને સર્વ પ્રકારનું જ્ઞાન આપવું. આ રૂઢીમાં પોપટ પંચી યા ધાક આપવાની રીતીનું તત્વ કગરસ પણ નથી. હાલમાં બાળકોને જે રૂઢીથી શિક્ષણ અપાયછે તેમાં તેમને જૂદા જૂદા ગહન વિષયોનો અભ્યાસ મોઢે પાઠ કરાવી કરાવવામાં આવેછે. તેજ મુજબ ઈતિહાસ, ભૂગોળ વગેરે વિષય ઉપર તેમને ભારે લક્ષ આપવું પડેછે; આથી તેમને તેમાં ભારે કંટાળો ઉપજેછે, અને તે શિવાય મ્હેતાજીઓની છડીનાં ધાકથી તેમને દબાઇ બેસી રહેવું પડેછે. આથી તેવી

શાળામાં જતાં બાળકોને સેહેજમાં કંટાળો ઉપજેછે, પણ કિંન્ડરગાર્ટનની રૂઢીએ આ સર્વે દોષ જડમૂળથી કાઢી નાખ્યાં છે. પ્રત્યક્ષ પદાર્થ બતાવી તેની સમજ બાળકોને આપવાથી તે તેમનાં મનમાં સારી રીતે ઠસેછે. શિવાય ગાયન અને ચિત્ર કળાનો કિંન્ડરગાર્ટનમાં સમાવેશ હોવાથી તે શિક્ષણ બાળકોને અત્યંત રમણીય લાગેછે. Laugh & Learn એટલે "હસો અને શિખો" એ તે શિક્ષણ પદ્ધતિનો ઉપક્રમ છે.

એડવર્ડ વેબે ( Edward Wiebe ) બાળકોનું ઇંદ્રભૂવન (Paradise of child hood ) નામનું એક પુસ્ત રચી પ્રગટ કર્યુંછે; તે એવુંજ ઉપયોગી છે. તેમાં કિંન્ડર ગાર્ટન રૂઢીનું વર્ણન આપી તેમાં આ શિક્ષણની જૂદી જૂદી સીઢી (Gifts=બક્ષિસ) આપીછે.

૧ લી બક્ષિસ—એમાં બાળકોનાં મનઉપર પ્રથમ ઠસનારાં પરિણામ એટલે રંગ—આકૃતિ અને ગતિ એમનો સમાવેશ કીધોછે.

૨ જી બક્ષિસ—એમાં ગોળ, ધન (Cube) અને નળાકાર (Cylinder) એમનો વિચાર કરેલો છે.

૩ જી બક્ષિસ—એમાં આંઠ ધન મળી બનાવેલી બે ઇંચની આકૃતિ કેમ બનાવવી તેની સમજ આપીછે.

૪ થી બક્ષિસ—આંઠ લંબોચી ઈંટરડીનો એક ધન એટલે ઘેરો કેમ બાંધવાં અને ઘેરમાં સામાન કેમ મેળવો તેનો વિચાર આપેલો છે.

૫ મી બક્ષિસ—૩૯ કટકાનાં ૩ ઇંચ ધનનાં સમવિભાગ બનાવી તેનાથી કેવી આકૃતિ બનેછે તે બતાવેલું છે.

૬ ઠી બક્ષિસ—૩૬ કટકાની ૩ ઈંચની ધનની મદદથી તેહેંવાર આકૃતિ બનાવવા માટે સમજ આપીછે.

૭ મી બક્ષિસ—ચોખૂણાકાર અને ત્રિકોણાકારથી ભૂમિતી માહેલી જૂદી જૂદી આકૃતિ કેમ તૈઆર કરવી તેની સમજ આપીછે.

૮ મી બક્ષિસ—સળીની મદદથી જૂદી જૂદી આકૃતિ બનાવવાની સમજ આપીછે.

૯ મી બક્ષિસ—નાહની મ્હોટી સળી ઉપરથી જૂદી જૂદી આકૃતિ કરવાની સમજ આપીછે.

૧૦ મી બક્ષિસ—ચિત્રકળા સંબંધી વાંકી, ઉભી અને આડી લીટીઓની સમજ આપીછે.

૧૧-૧૨ મી બક્ષિસ—કાગળને છિદ્ર પાડી આકૃતિ કાઢવાની અને ભરતકામની સમજ આપેલી છે અને તેમાંજ Emberoidary રંગની સાધારણ સમજ આપેલી છે.

૧૩ મી બક્ષિસ—કાગળનાં કટકા બનાવી તેમાંથી આકૃતિ કરવાની સમજ આપીછે.

૧૪ મી બક્ષિસ—વણત કામની સમજ આપીછે.

૧૫-૧૬ મી બક્ષિસ—સળીઓ જોડી જૂદી જૂદી આકૃતિઓ બનાવવાની સમજ.

૧૭ મી બક્ષિસ—જાળી કામની સમજ આપીછે.

૧૮ મી બક્ષિસ—કાગળની ઘડી કરી જૂદી જૂદી આકૃતિ કરવાની સમજ આપેલીછે.

૧૯ મી બક્ષિસ—દાણાં અને તારની મદદથી જૂદી જૂદી આકૃતિ કાઢવાની સમજ આપીછે.

૨૦ મી બક્ષિસ—પદાર્થનાં ચિત્રો કાઢવાની સમજ આપીછે.

આ સર્વે બક્ષિસ નાહનાં બાળકો સેહેજમાં શિખી શકે તેવી છે અને તે આવડ્યા પછી તેમનાં મન ઉપર સારી અસર થઇ તેની બુદ્ધી એકદમ વધી ખુલેછે. એટલી સમજ આપ્યા પછી બાળકોને ગણીત, ચિત્રકળા, શિલ્પશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર વગેરે વિષયોની થોડી સમજણ સેહેજમાં આપેછે. ઇતિહાસ, ભૂગોળ શિખવવાની કિંન્ડરગાર્ટન રૂઢીમાં એવીજ એક મોજની રીત ઉમેરેલીછે. તે રીતમાં મતોડીનાં ચિત્રો બનાવી તેની ઉપરથી નદી, સરોવર, સમુદ્ર, સામુદ્રધુની, સંયોગીભૂમિ વગેરેની સમજ વગેરે આપવામાં આવે છે,

અને પ્રસિદ્ધ પુરૂષોનાં ચરિત્રો અને તેમની વાતો કહી બાળકોને ઇતિહાસીક સમજ આપવામાં આવે છે. આ મુજબ સર્વે પ્રકારની મનોરંજક અને ઉપયુકત સમજ નાહનપણમાં છોકરાં છોકરીઓને સેહેજ શિખવ્યાથી તેમનાં મન પૂર્ણ બની બુદ્ધિની વધ થઇ તેમને આગળ મ્હોટા ગહન વિષયો શિખવાની ઉલટ થાય છે.

હાલમાં આ કિન્ડરગાર્ટન રૂઢીનું શિક્ષણ મુંબઇ મધેની મરહુમ શેઠ સોરાબજી બંગાલીની કન્યા શાળામાં આપવામાં આવે છે. અને ત્યાં આ શિક્ષણ દાખલ કરવાનું માન ખાનબહાદુર શેઠ દારાશાહ ચીચગરને ઘટે છે કે, જેવણે આ શિક્ષણ ઉપલી શાળામાં દાખલ કર્યા પછી, તેમનાંજ શિક્ષણ અને સલ્હાથી પુણા, અમદાવાદ તથા કોલ્હાપૂરની ચોકસ શાળાઓમાં આ રૂઢીનું શિક્ષણ આપવામાં આવેછે. પુનામાં ફીમેલ હાઇ સ્કુલમાં શારદાસદનમાં તથા છાવણીમાંની મીસીસ સોરાબજી શાળામાં તથા કોલ્હાપૂરની સરસ્વતી મંદીરમાં કિન્ડરગાર્ટનની રૂઢીનું શિક્ષણ ચાલુ આપવામાં આવે છે.

**કિન્નર**—એક પ્રકારના સ્વર્ગ માહેલા ગાંધર્વો. એઓ કુબેરના ગણ કહેવાયછે. એઓનું ધડ પુરૂષ જેવું ને મ્હોડું ઘોડા જેવું હોયછે. તેમનો ધંધો ગવૈયાનો છે.

**કિનયારી**—પંજાબમાં બારીદુઆબના ભાગમાં આ શેહેર ચીનાબ નદીના ડાબા કાંઠાપર લાહોરની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૪૧ મૈલ પર છે. ઇ. સ. ૧૮૪૮ ના મુલતાનના બળવા સમયે ભાવલપૂરના લશકર સાથે કેપટન એડવર્ડ અને જનરલ કૉર્ટ એડવર્ડના લશકર સાથે ઝપાઝપી થઇ ત્યારે મુલરાજે ટેકાવ કરી રાખ્યો હતો.

**કિન્નરીવિણા**—આ દેશી વાજીંત્રની તુમડી શાહામૂર્ગના ઈંડાની યા સુબ્રા રૂપાથી મઢેલી યા બનાવેલી હોયછે. યૂરોપખંડ માહેલા જ્યૂ લોકોનું 'કિનોર' વાદ્ય આ વાજીંત્ર ઉપરથી બનાવવામાં આવ્યું છે. મદ્રાસ ઇલાકામાં કિનરી વાદ્યના છેડા ઉપર રાક્ષસની આકૃતિઓ કોતરેલી હોયછે, અને તેના દરેક છેડા ઉપર બે તુમડાં જડેલાં હોઇ તે પર બે તાર હોયછે.

**કિપચેકસ**—એક પ્રજા. આ ટર્કીશ પ્રજાએ પોતાની પેહેલી વસાહત ૧૧ મી સદીમાં દક્ષિણ પૂર્વ રશિયામાં ઉરલ અને ડૉનની વચમાં કુમા નદીની ઉત્તરે કરી હતી. જંગીઝખાનના મરણ પછી તેના ૪ પુત્રોમાં એક 'બાટુ' એ ૧૨૩૮ થી ૪૩ વેર રશિઆના મધ્ય અને દક્ષિણ ભાગપર રાજ્ય કર્યું, ને કિપચેકસનું રાજ્ય સ્થાપ્યું. જેમ જેમ આ પ્રજા પશ્ચિમ અને દક્ષિણ તરફની ખેડુત પ્રજાના સહવાસમાં આવતી ગઈ તેમ સુધરતી ગઇ. આ પૂર્વ ને પશ્ચિમ તરફની કિપચેક પ્રજા ૧૩૭૮ માં ભેળાઈ ગઇ અને તેમનાં એકત્ર થએલા રાજયનો ઇ૦ સ૦ ૧૩૯૦—૯૫ માં તૈમૂરલેને નાશ કર્યો. આ કિપચેકસનો નાશ પછી તેમના બાકી રહેલા વંશજો આજે 'તારતર ઑફ કાઝાન' તરીકે ઓળખાયછે, ને તેઓ ક્રાઇમિઆ, અસ્ત્રાખાન વગેરેમાં વસેછે. આ ટોળાથી ઉત્પન્ન તએલો બીજો ટોળો કિરગઝાઇને નામે ઓળખાયછે.

**કિંપુરશપર્વ**—જંબુદ્વિપના ૯ ભાગમાંનો એક ભાગ. એની ઉત્તરે હેમકુટ પર્વત, દક્ષિણે હિમાલય, પશ્ચિમે સાર સમુદ્ર છે. એનું બીજું નામ હૈમવતવર્ષ છે, ત્યાં કિન્નર નામની દેવયોનિ વગેરે માનવીઓની વસ્તી છે. અગ્નિધ્રનો પુત્ર કિંપૂરૂષ અત્રેનો અધિપતિ હતો.

**કિંબર્લી**—દક્ષિણ આફ્રિકામાં પશ્ચિમ ગ્રિકવા લેંડનું મુખ્ય શેહેર. કેપકાલોની ને લગતું આ જાણીતું શેહેર કેપટૈનની ઉત્તર પૂર્વે રેલ માર્ગે ૫૪૦ મૈલપર છે (૩૦ કલાકમાં પુગી શકાય છે). આ શેહેર હીરાની ખાણો માટે જાણીતું છે. ૧૮૬૯–૭૦ માં આ ૩૦૦ ની લોક વસ્તીવાલું ગામડું પ્રથમ દુન્યામાં હીરાની ખાણોને લીધે જાણીતું થયું હતું, તે વેળા જૂદા જૂદા શેહેરથી આવેલા વેપારીએ જમીનના કટકા ખરીદી હીરા કાઢવા લાગા પણ

વેપારીઓ વચ્ચે હરીફાઇ વધતાં હીરાના ભાવ ઘટી ગયા હતા, આ ઉપરથી મી૦ સીસીલ. જે. રૌહડસ નામે ધનવાન વેપારીએ કુન્હેથી. ૧૮૮૫ માં સઘળી જમીન એક હાથ કરી, ડી'બીયર્સ કનસોલીડેટેડ માઇનીંગ' નામની કંપની સ્થાપન કરી હતી, અને તેથી હીરાના વેપારમાંથી હરીફાઇ તુટી હતી. તે પછી યુરોપ અને અમેરિકાના ખપ જોગાજ હીરા કાઢવામાં આવેછે. આ ઉપલી કંપનીના કામદારો માટે 'કેલીનવર્થ નામનો એક ખાસ લતો નાહના સુંદર બંગલાઓ બાંધી વસાવવામાં આવ્યો છે.

ઇ. સ. ૧૮૭૧ ના નવેંબરમાં અત્રે બ્રિટીશોનો વાવટો ઉડતો થયો હતો પણ ૧૮-૮૦ વેર પશ્ચિમ ગ્રિકવાલેંડરોએ તેમની સત્તાકબુલ કરી ન હોતી પણ ૧૯૦૧ થી અત્રે ફરી બ્રિટીશ સત્તા ચાલુ થઇ છે. અત્રેથી કેપટૌન જવાનો સિધો માર્ગ હોપ એરેંજ-સ્ટેટ પર દર્યા માર્ગે જવાનો મારગ છે અને ત્રાન્સવાલ વગેરે એની ઉત્તરે છે, શેહેરમાં સુંદર ટૌનહૉલ, પોસ્ટઓફીસ, હાઇકોર્ટ, જાહેર લાયબ્રેરી વગેરે ઇમારતો છે. અત્રે ૧૮૭૧ થી હીરા કાઢવાનું કામ ચાલે છે. ૧૮૯૧ માં લોક વસ્તી ૨૮,૭૧૮ ની હતી.

**કિંબર્લી**—એ નોટસને તાબેનું ગામ નોટીંગહેમશાયરની ઉત્તર પશ્ચિમે ૫⅞ મૈલપર છે, લોક વસ્તી ૬૪૫૭ ની છે.

(૨) નૉરફોલકનું આ એક પરૂં. અત્રે અર્લ ઓફ કિંબર્લીનું મથક છે.

**કિમ્રીઅન**—આ પ્રજાએ ખ્રિસ્તી સન પેહેલાં ચોથી સદીમાં રહાઇન નદી ઉતરી ગૅાલ દેશ ઉપર સ્વારી કરી. એમને રોમનો બેલજીઅમ પ્રજા તરીકે ઓળખતા. એ નામ તેઓએ પ્રથમ જે મુલકપર હલ્લો કીધો, તે દેશ તેમને મળવાથી હાલમાં યૂરોપખંડમાં તે દેશ સ્વતંત્રપણે રાજ્ય કરે છે, તેમના ઉપરથી એમનું બેલજીયન નામ પડયું. આ કિમ્રીઅન પ્રજાએ સેન તથા લાવ નદીના વચમાંના પ્રદેશ માહેલી કેલ્ટ પ્રજાને નહસાડી ત્યાં પોતાની વસાહત કરી હતી, એટલુંજ નહિ પણ ગ્રેટ બ્રિટનના મધ્યમાં ગૅાલ લોકોની પાછળ રહી તેમની પાછળ પોતાની વસાહતો સ્થાપી હતી. કિમ્રિઅન પ્રજાની ૧૭ જાતો હતી, અને તેમાં સેંકડો પેટા જાતીઓ હતી. આ કિમ્રીઅન પ્રજાની પશ્ચિમ દેશમાં વસતી એક જાત 'આમેરિક' નામે પ્રસિદ્ધ થઇ છે.

કિમ્રીઅન પ્રજા અજ્ઞાન, ક્રૂર પણ ચંચળ હતી, તેઓ કદી લઢાઇમાં ગુંતાઇ જતા યા કદી શાંતપણે આળસાઇમાં જીંદગી ગુજારતા, એ એમનો મુખ્ય ધંધો હતો. તેઓ પોતાની આસપાસ વસતી બીજી પ્રજાને લુટી તેઓપર નિર્વાહ ચલાવતા. તેઓ પોતાના ઘોડાના ગળામાં યા દરવાજા ઉપર સણગાર તરીકે પોતાના દુશમનના ડોકાં લટકાવતા હતા. તેઓ પોતાના દેવતાને મનુષ્ય બળી તરીકે આપતા. લઢાઇમાં પકડાયલાઓને તેઓ ઝાડ સાથે બાંધી બાળી નાખતા; અને તેઓ દારૂના વ્યસનમાં સદા મગ્ન રહી તે માટે ગમે તેવા ભોગ આપવા ચુકતા નહિ.

**કિમલીઆ**—બુશાહિરમાં આ 'પાસ' હિમાલય પર્વતની એક શાખાપર છે. એની દક્ષિણે કુનાઉર છે. આ પાસ ઘણી ખરી જાવ આવ કરવા માટે ઝાઝી ઉપયોગી નથી, કારણ કે મે, જૂન અને જુલૈ પછી અત્રે એકાએક બરફ પડવાથી બકરાં તથા ઢોરો અને મનુષ્યોનો મોટો નાશ થાયછે; તેથી આ માર્ગ કોઇજવેળા વર્સાદ પુરો થવા પછી ઉપયોગી ગણાય છે. આ 'પાસ' સમુદ્ર સપાટીથી ૧૭૦૦૦ ફીટ ઉંચો છે. એનું શીખર પાસની દક્ષિણ પશ્ચિમે બે મૈલપર છે કે, જેની ઉંચાઇ સમુદ્ર સપાટીથી ૧૯૪૮ ફીટની છે.

**કિમિયું**—ડૉકટર જ્યૉર્જ વિલસન મુજબ કેમિયા (Chemeia) શબ્દ ગ્રીક ભાષાનો છે, અને ૧૧મી સદીમાં કેટલીક ચોકસ પ્રજામાં તે જાણીતું હતું. તેનો અર્થ એવો જણાવવામાં આવે છે કે 'હાથે સોનુ' બનાવવાનો હૂનર. કેટલાક લેખકોનાં જણાવ્યા મુજબ એ બોલ 'નોહાના' પુત્ર 'હેમ' ઉપરથી નિકળેલો હતો.

જેનો એક નજીકનો એશી પેહેલવેહેલો કિમિયાગર તરીકે જાણીતો થયો હતો. બીજાઓના જણાવ્યા મુજબ મીસર દેશ જૂદા જૂદા નામે ઓળખાતો હતો તેમાં કેમિયા (Chemia) કરીને પણ તેનું એક નામ હતું; અને તેજ વખતે રસાયન શાસ્ત્રનો તે પેહેલો હરીફ જનમ્યો હતો.

કયૂવિઅરનાં જણાવ્યા મુજબ કિમિયાને 'અલકેમી' કહે છે. તેની ઉત્પત્તિ 'કીમ' નામના શબ્દ ઉપરથી નિકળી હતી. આ 'કીમ' ઓલ ઇજીપ્તના એક પ્રાચીન શેહેરનું નામ હતું, અને ત્યાંના વિદ્વાન કિમિયાગરો ઘણા બાહોશ ગણાતા હતા. બીજાઓના જણાવ્યા મુજબ ગ્રીક શબ્દ કિમોસ (Chymos) જેનો અથ પ્રવાહી અથવા રસ થાય છે તે એ શબ્દનો મૂળ છે.

ઇસિવી સનની ૭ મી સદીમાં આરબોએ મીસર દેશ જીત્યા પછી ત્યાંની અનેક કળા કૌશલ્યા તથા વિધ્યા પોતાને હાથ કરી લીધી અને કિમિયાનો અભ્યાસ વધારવા માટે કોર્દોવા, હોલેડો, સેવિલ વગેરે ઠેકાણે પાઠશાળાઓ સ્થાપી, પણ તેઓમાં તે ચડસ વધ્યા છતાં તેમાંથી તેઓએ કશો ફાયદો હાંસલ કર્યો હોય એ જણાયું નથી. તેમની દેખાદેખી ઉપરથી ઉપલી સ્પેનિશ કિમીયાની શાળાની નકલ પેરીસ, શાલામેન્કા અને પેડુઆની પ્રસિદ્ધ પાઠશાળાઓમાં કરવામાં આવી અને ત્યાં કિમીયાની વિધ્યાનેજ શિખવવાનો હક મળ્યો હતો. આ વિધ્યા તેઓએ તદન ગુપ્ત રાખી પોતાના વિશે લોકોમાં ઉંચું મત પ્રકાવતા. એ રીતે ચૌદમી અને પંદરમી સદીમાં યૂરોપના લોકોમાં કિમિયાનો ચડસ ફેલાયો હતો.

હિંદુસ્થાનમાં કિમિયાનું ચેટક એટલું તો ફેલાયું હતું કે ઠગારા ફકીરોને તેથી ઘણું લુટવાનું મળતું હતું પણ તે વિધ્યાથી કોઈને ફાયદો થએલો જાહેર થયો નહોતો. પણ કાશ્મિરના ઇતિહાસમાં પ્રસિદ્ધતા પામેલો લલિતાદિત્ય રાજા પાસે ઇ. સ. ૭૦૦ માં ચકુણ નામે એક વિદ્વાન રસાયન શાસ્ત્રી હતો. તેણે કિમિયાના પ્રતાપે રાજાને સોનું બનાવી આપી ખજાનો ભરપૂર કર્યો હતો.

કિમિયાને લોકો અમાનુષિક, દેવતાઈ યા જડીબુટ્ટીના જ્ઞાન તરીકે ઓળખેછે; યાને તેમની સમજ એ છે કે જડીબુટ્ટી યોગે ત્રાંબુ, પિત્તળ વગેરે ધાતુને સુવર્ણ રૂપમાં ફેરવી શકાય છે. આ સમજ તદન બેહૂદી છે, કારણ કે કિમિયું એ મૂળનો અરેબિક શબ્દ છે. ઈંગ્રેજી ભાષામાં રસાયન શાસ્ત્રને 'કેમિસ્ત્રી' અને રસાયન શાસ્ત્ર વેત્તાને 'કેમિસ્ત' કહેછે. આરબી ભાષામાં રસાયન શાસ્ત્રને 'આલકિમિયા' કહેછે, અને ફારસીમાં કિમિયા કહેછે. તેમજ ફાર્સી ભાષામાં રસાયન શાસ્ત્ર વેત્તાને કિમિયાગર કહેછે. રસાયન શાસ્ત્રનો ફેલાવો હિંદુસ્થાનમાં પેહેલ વેહેલો અરબસ્થાનમાંથી થયો હશે, તે ઉપરથી અલ શબ્દોનો લોપ થઇ કિમિયા નામ રહી ગયું એવો કેટલાકોનો તર્ક છે; પણ આ તર્ક ભૂલ ભર્યો છે, કેમકે ઇસવી સનની શરૂઆતમાં હિંદમાં કિમિયા વિશેની સમજ ફેલાયલી હતી.

રસાયન શાસ્ત્રમાં સૃષ્ટી પદાર્થના ગુણ ધર્મ જણાવેલાં છે. એકાકી પદાર્થ કયો, સંયૂકત પદાર્થ કયા, તેમનો એક મેકથી સંબંધ કેવો છે, તે કયા નીયમથી પૃથક્કરણ પામેછે અને તે પદાર્થ ઉપર સંયોગ યા પૃથક્કરણ વખતે કયા કયા કાર્ય બનેછે એ સઘળું રસાયન શાસ્ત્ર શીખવાથી સમજ પડેછે. કોઇપણ એક પદાર્થ બીજા પદાર્થથી સંયોગી કરણ પામી તર્હેવાર જૂદા જૂદા રૂપ લઇ બન્યો હોય તો, રસાયનકર્ષન અથવા રસાયન પ્રિતીના નિયમ જેને માલમ હશે તે પેલા સંયૂકત પદાર્થનું પૃથક્કરણ કરી તેમાંના મૂળના પદાર્થ અથવા તત્વો જૂદા કાઢી શકશે.

કેટલાક પદાર્થોમાંથી રસાયન યોગે ત્રાંબુ, રૂપું, સોનું બનાવી શકાય છે, આવી જાતના પ્રયોગો કરવામાં 'સ્પિરિત લેંપ' નો ઉપયોગ કરવો પડેછે. ત્રાંબુ બનાવવા માટે કોયલાનો એક નાહનો કટકો, તેમાં એક ખાડો પાડી તેમાં ૪ માસા મોરથૂથૂ (સલ્ફેટ આફ કૅાપર)

નો કટકો મુકવો, પછી તેનીપર થોડી કોલસાની ભૂકી અને કારબોનેટ ઑફ્ સોડાની ભૂકી નાખવી, પછી તે કોલસાને ચીપીયાવડે પકડી સ્પિરિટ ઑફ્ 'લેમ્પની' જોત સામે ધરી એક ઝીણા છિદ્રવાલી ફુંકણી વડે જોશથી સોની ઓ ફુંકેછે તે મુજબ ફુંકવું, એટલે તેની જ્વાલા કોયલાની આસપાસ વ્યાપી જશે. પછી થોડા વખતમાં પેલા ખાડાની ઉપર થોડી રાખ દેખાઇ તેની અંદર ત્રાંબુ જણાશે, તે પછી વધારે ફુંકવાનું કામ ચાલુ રાખતાં તેમાં એક નાહનોં કહણ અને લાલ ધાતૂનો દાણો બનેલો જણાશે. આ પ્રયોગમાં જે મોરથૂથ્ છે તે સંયૂકત પદાર્થ હોઈ ત્રાંબુ અને ગંધકનો તે જાતનો બનેલો હોયછે. ત્રાંબુ મૂળનું એકાકી પદાર્થ છે. ગંધકનો તેજાબ એ ગંધક અને ઑકસીજન એ પદાર્થો નો બનેલો છે. ત્યારે મોરથૂથૂમાં ત્રાંબુ, ગંધક અને ઑકસિજન એવા ૩ એકાકી પદાર્થો હોયછે. આ પ્રયોગમાં બીજો એક પદાર્થ કાર્બોનેટ ઑફ્ સોડા એ સંયૂકત હોઇ તેમાં સોડીયમ એ એકાકી ધાતુ અને કાર્બોનિક આસિડ (કારબોન અને ઑકસિજન એ એકાકી પદાર્થનો બનેલો છે) એ બે તત્વો છે. તેજાબ અને સોડીયમ એમની રસાયન પ્રિતી ધાડી હોયછે. એ બેઉ સંયોગ પામતાં તેમાંથી સલ્ફેટ ઑફ્ સોડાખાર તૈયાર થાયછે. ઉપલા પ્રયોગમાં મોરથૂથૂપર કારબોનેટ ઑફ્ સોડા નાખી ગર્મી લગાડીયાથી રસાયણ પ્રિતીના નિયમ મુજબ મોરથૂથ્ માહેલો તેજાબ કારબોનેટ ઑફ્ સોડા માહેલા 'સોડિયમથી સંયોગ પામી, સલ્ફેટ ઑફ્ સોડીયમની રાખ બની કોલસાના ખાડાની ઉપર રહેછે, અને બાકી રહેલા તત્વો એટલે ત્રાંબુ અને કોરબોનિક આસિડ એ બેઉમાં રસાયન પ્રિતી નહિ હોવાથી તેમાંનુ કારબોનિક આસિડ એ વાયુ રૂપી હોવાથી હવામાં ઉડી જાયછે, અને ત્રાંબુ એખલું કોલસાના ખાડમાં રહેછે.

**ચાંદી** બનાવવા માટે સુમારે ૧૦ ગુંજ નૈટ્રેટ ઑફ્ સિલ્વ્હર (કૉસ્ટિક સિલ્વ્હર) ને વરાળના એક તોલા પાણીમાં પિગળાવી તે તત્વો એક કાચના વાસણમાં મુકવાં. પછી તેજ મુજબ ૮ ગુંજ ભારૈં મીઠું એક તોલા પાણીમાં પિગલાવવું અને તેને બીજા કાચના વાસણમાં મુકવું. પછી તે બેઉ ચીજો એક મોટા વાસણમાં એકત્ર કરવાં, કે તેનો સફેદ થર થશે તેને બ્લૉટીન પેપરથી ગાળી કાઢવું યા બ્લૉટીનના દાબથી સૂકો કરવો. પછી તેને પેહેલા પ્રયોગમાં જણાવ્યા મુજબ કોળસાની ખળમાં નાખી તેની ઉપર કારબોનેટ ઑફ્ સોડા અને કોલસાની ભૂકી નાખી જવાલામાં પકડી રાખવું; કે થોડા વખતમાં ખાડાના મોહ ઉપર બળેલી રાખ જણાઇ ખાડમાં ચાંદીનો દાણો જણાશે. તેને એરણ ઉપર હથોડાવતી ઠોકી જોતાં યા તપાસી જોતાં તે ચાંદી જેવુંજ માલમ પડશે.

આ પ્રયોગમાં વપરાતો નૈટ્રેટ ઑફ્ સિલ્વ્હર એ પદાર્થ સંયૂકત હોઇ ચાંદી એ નૈટ્રક આસિડની બનેલી છે, અને ચાંદી એ એકાકી પદાર્થ છે. નૈટ્રીક આસિડ એ નૈટ્રોજન અને ઑકસિજન એનો સંયૂકત બનેલો છે. બીજો પદાર્થ મીઠું એને ઈંગ્રેજીમાં કલોરેડ ઑફ્ સોડિયમ એરસાયનીક નામ છે. તેમાં સોડિયમ એ એકાકી ધાતૂ અને કલોરીન ગ્યાસ એવા બે તત્વો છે. નૈટ્રેટ ઑફ્ સિલ્વ્હર અને મીઠાના દ્રવને એકત્ર કરતાં બેઉનું પૃથૂકરણ થઇ મિઠામાંનું સોડિયમ નૈટ્રેટ ઑફ્ સિલ્વ્હર માંહેલા નૈટ્રીક આસિડથી સંયોગ પામી નૈટ્રેટ ઑફ્ સોડીયમક્ષાર બને છે, અને નૈટ્રેટ ઑફ્ સિલ્વ્હર માહેલી ચાંદી મીઠાં માહેલી કલોરિનથી સંયોગ પામી કલોરૈડ ઑફ્ સિલ્વ્હર ક્ષાર બને છે. આ બે નવા બનેલા ક્ષારમાંનો પેહેલો પાણીમાં પિગળનારો હોવાથી જણાતો નથી અને બીજો કલોરૈડ ઑફ્ સિલ્વ્હર નહિ પિગળનારો હોવાથી તેનો સફેદ થરો વાસણના તળીયામાં પડી રહે છે. તેને કારબોનેટ ઑફ્ સોડાથી સંયોગ કરી સ્પિરિટ લેંપની સખત ગર્મી આપવાથી તે માંહેલું કલોરિન અને કાર્બોનેટ

આફ સોડિયમની રાખ બને છે. કારબોનિક આસિડ વાયૂરૂપી હવામાં ઉડી જઇ બાકી ચાંદી તળીયામાં ગોળી રૂપે રહી જાયછે.

**સુનું બનાવવા** માટે 'ટર કલોરૈડ આફ ગોલ્ડ' યા ક્ષારના દ્રવમાં ફૅાસફરસ અથવા પ્રોટો સલ્ફેટ આફ આયર્ન યા ઓક-સેલિક આસિડ અથવા ઓકસિજનહારક કોઇ પણ પદાર્થ નાખ્યો હોય તો સુન્નાની રજ્જો બને છે. સુન્નાનું ક્ષાર ઘણું મોઘું મળે છે. તેથી તે બનાવવા માટે સુન્ના કરતાં વધારે ખર્ચ બેસે છે. માત્ર પ્રયોગ અર્થે ટર કલોરૈડ ઑફ ગોલ્ડના દ્રવના થોડા ટીપાં લઇ તેમાં ફોસફરસની સળી બોળવી એટલે તેની પર બંધાયલી સુન્નાની રજ્જો જણાશે.

ઉપર જે પ્રયોગ જણાવ્યા તે માહેલા પ-દાર્થો બનાવવા માટે પણ રસાયન શાસ્ત્રમાં સંયોગી કરણના કાયદા છે. તેવી કૃતિથી કિમિયાગરો લોકોને વધારે લોભાવે છે, યાને તેઓ ત્રાંબાનું યા ચાંદીનું ગમે તેમ પાણી કરી શકે છે. તે તેમની ઠગાબાજી અજ્ઞાનીઓ પર ઉંડી અસર કરે છે. હવે ધાતૂનું મોરથૂથૂ બનાવવું હોય તો ત્રાંબાનું જૂનું પતરૂં યા કટકા ડિ્‌લ્યૂટ સલફયૂરિક આસિડમાં ભિનવી ખુલ્લી હવામાં મુકવાં કે તે થોડા વખતમાં બેઉ તત્વો સંયોગ પામી તેમાંથી મોરથૂથૂ બનશે. (૨) એક લોઢાના વાસણમાં ત્રાંબાનો ભૂકો નાંખી તેનીપર સલફયૂરિક આસિડ અને થોડું પાણી નામી કાઢવું, એટલે તે ત્રાંબુ તેજાબથી સંયોગ પામી તેનો મોરથૂથૂ બનશે અને તે રંગ ઉપરથી જણાશે, પણ તે પાણીમાં પિગળનારૂં હોવાથી દ્રવમાં દેખાશે નહિ તોય દ્રવનું પૃથક્કરણ કરતાં મોરથૂથૂ જણાશે.

હવે ચાંદીને અનદીઠ કરવા માટે નૈટ્રિક ઑફ આસિડને એક કાચના વાસણમાં નામી તેમાં શુદ્ધ ચાંદીની તાર નાંખવી, અને પછી બત્તિપર ગરમ કરવું કે થોડા વખતમાં સઘળી ચાંદી પિગળી જઇ દેખાશે નહિ. કારણકે ચાંદી નૈટ્રીક આસિડથી સંયોગ પામવાથી તેનો નૈટ્રૅટ આફ સિલ્વ્હર બનશે અને તે પાણીમાં પિગળનારો હોવાથી દ્રવમાં જણાતો નથી, તોયે તેને ધીમી આંચપર બાળીયાથી કેટલાક વખત પછી તે ઘટ બનસે, તેને લોઢાના સાંચામાં નામી થંડુ કરતાં તેની સળીઓ થશે.

નૈટ્રૅટ ઑફ સિલ્વ્હરના દ્રવમાં નીમક અથવા સૈનેટ આફ્ પોટયાશનો દ્રવ મેળ-વ્યાથી કલોરૈડ આફ સિલ્વ્હર અથવા સૈનેડ આફ સિલ્વ્હરની રજકણો એકઠી થશે, તે માટે સૈનેડ આપ્ પોટાશના દ્રવને નૈટ્રૅકટ આફ સિલ્વ્હરના દ્રવમાં ધીરે ધીરે નામવો એટલે રજકણો સારી પડે છે; પણ જો તેને એકદમ રેડીયું હોય તો રજકણોનો થર પિગળવા માંડે છે. આ થરને એક કાચના પાત્રમાંથી ગાળી સૂકવ્યાથી 'રાખ' જેવો પદાર્થ જણાશે, તેને કિમિયાગરો ચાંદીની ખાક તરીકે ઓળખાવે છે.

સુનેરી ગીલીટ ચઢાવવા માટે નીમકનો તેજાબ અથવા નૈટ્રૅટ ઑફ પોટયાશનું મિણ (અકવારે જીયા અથવા નૈટ્રેમ્યૂરીઆટિક આસિડ) કરી તેમાં સુન્નું પિગળાવવું પડે છે, આ કૃતિને કિમિયાગરો સુન્નું પિગળાવી નાખ્યું એમ જણાવી પોતાની જડી બુટ્ટીની હવાઇ અસર અજ્ઞાનોપર સજ્જડ કરે છે.

બીજી રીતે બનાવટી સુન્નું બનાવવા માટે ૩ ઔંસ ટારટર (Tarter), ૨ ઔંસ બાફેલા ઇંડાની ડાર, ½ ઔંસ ઓળીએ, ૯ ગ્રેન કેસર, ૨ ગ્રેન ટરમેરીક (Turmeric) એ સર્વે ચીજોને એક મટોડીનાં વાસણમાં મેળી ઉકાળી તે મિશ્રણમાં લોઢાનો કટકો બોળીયાથી તે સુન્ના જેવા બને છે, પણ તે કાંઇ ખરૂં સુનું થતું નથી.

**કિયોરકિન્સ**—આ રૂશિયન ખેતાબ અસાધા-રણ મોટાઇ ધરાવેછે અને તે ઓગણીસમી સદીમાં ૨૪ યોદ્ધાઓનેજ બક્ષવામાં આવ્યો હતો. આ ખેતાબને પેહેલી રૂશિઆની શેહેનશાહબાનુ કેથેરાઇને હસ્તીમાં આણ્યો હતો. આ ખેતાબના ૪ દરજ્જા કરવામાં આવ્યા છે, અને તે અસાધારણ પરાક્રમ

બતાવનારાનેજ આપવામાં આવેછે. આ ખેતાબમાંના ૪ દરજ્જામાંનો કોઇ પણ ખેતાબ બક્ષવાની સત્તા એક ખાસ સત્તાધિકારી મંડળીનેજ છે, અને તે મંડળી દેશ માટે તનમન ધનથી પરાક્રમ કરનારનેજ મોટા દબદબા ભર્યા મેલાવડો કરી બક્ષેછે.

આ સત્તાધિકારીની મંડળીએ રૂશિયન શેહેનશાહ પેહેલા એલેકઝાન્ડરને મોટી લઢાઇ પછી પેહેલા દરજ્જાનો ઉપલો ખેતાબ એનાયત કરવાની માંગણી કરી હતી, પણ તે વેળા શેહેનશાહે તે માન લેવા ના પાડયું હતું, અને જણાવ્યું હતું કે "એ ખેતાબ એટલો તો મોટો અને માન ભરેલો છે કે તે મેળવવાની લાયકાત હું ધરાવતો નથી." એ રીતે આ ખેતાબ કબુલ નહિ કરી શેહેનશાહે તે પાછો વાળ્યો હતો. પણ ૧૮૦૫ ની લઢાઇ પછી વળી એ મંડળીએ આખા રૂશિયન લશકરની ભલામણ ઉપરથી પેહેલા દરજ્જાનો ખેતાબ શેહનશાહને એક વાર ફરીથી બક્ષવાની કોશેસ કરી હતી; પણ તે વેળા પણ નાકબુલ કરી તે ખેતાબના ૪ થા દરજ્જા નો માત્ર ખેતાબ કબુલ કીધો હતો. ત્યારે તેણે આ ખેતાબની મોટાઇમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે "હજી સુધી મેં મારા દેશની એવી સેવા નથી બજાવી કે જેથી પેહેલા દરજ્જાનો એ ખેતાબ કબૂલ રાખવાને હું લાયક ગણાઉં. પણ મારા કામોના બદલામાં જો મને ૪ થા દરજ્જાનો ખેતાબ આપવામાં આવે તોપણ તે ઘણો મોટો ગણાય; પણ જ્યારે મને ઉપલો ખેતાબ આપવાનો ઠરાવજ કર્યો છે તો પેહેલા દરજ્જાનો નહિ પણ ૪ થા દરજ્જાનો ખેતાબ હું સ્વિકારૂં છું." એ રીતે ફિયોર કિન્સ ખેતાબની મોટાઇ ને આ શેહેનશાહે ઘણી વધારી આપી હતી.

**કિર્ગેઝાઇ**—આ પ્રજા ઓલગા, ઇરતસ્ક, ચીનાઇ તૂર્કસ્થાન, આલતાઇ પર્વત, સયરે—દરાય અને કાસ્પિયન સમુદ્રવાલા ભાગમાં વસેછે. આજ પ્રદેશમાં કાલમક પ્રજા પણ વસેછે. આ સર્વ પ્રદેશ પહાડી હોઇ ઉંચા શિખરો તથા નદીઓથી ભરપૂર છે. આ કિર્ગેઝાઇ એક તર્કીશ જાત જેવી હોઉ તેઓ પૂર્વ તુર્ક ભાષા બોલેછે. આ ટોળો શ્રેષ્ટ, મધ્યમ, અને ટોળાઓમાં વેંહચાયલો છે. પેહેલી જાત દક્ષિણ પશ્ચિમ ભાગમાં ભટકતી રહેછે ને તે રશિઆમાં અલાત્યૂ ને ખોકંદ તથા ચીનમાં જણાય છે; જે રાજ્યમાં તેઓ ભટકે છે ત્યાં તે રાજ્યની પ્રજા તરીકે ગણાય છે. મધ્યમ ટોળો ઘણું કરી અસહિમ, ઈરતસ્ક બલખશ સરોવર, ખોકંદ વગેરે ભાગમાં ભટકેછે; ને અલ્પ ટોળો રશિઆના જૂદા જૂદા ભાગોમાં જણાય છે. રશિઅનોએ ૧૮૭૩ માં ખીવા તરફ જીત મેળવ્યા પછી આમુદર્યા તરફ તેમનું એક મથક બનાવ્યું છે.

કીર્ગેઝાઈ, પ્રજાની એકંદર વસ્તી ૨૫,૦૦,૦૦૦ ની છે. આગળ જેવી આ લઢાયક પ્રજા હતી તેવી હાલમાં રહી નથી; પણ તેઓ ખેતીવાડી ઉપરજ ગુજરાન કરે છે. રશિઆમાં તેમને કેળવણી આપવા માટે ખાસ નિશાળો સ્થાપવામાં આવી છે. તેમનો ધર્મ મહમદી છે.

**કિરણુ લેખા**—(હિલિઓ ગ્રાફ) આ યંત્ર વડે બે દૂરની જગા વચ્ચે કિરણ વડે સંદેશા ચલાવી શકાય છે. આ યંત્ર કળામાં અમૂક નિયમ મુજબ કાચની એક અથવા વધારે આરસીને ગોઠવીને સૂર્યના કિરણોનું પ્રતિબિંબ પાડવાથી નજરે દેખાય એવી નિશાનીઓ મેળવી શકાય છે. આ યંત્ર જે જગ્યાએ આકાશ વાદળાં વિનાનું સાફ હોય અને ઘણાં વખત સુધી હવા ચોખ્ખી રહી શકતી હોય ત્યાંજ ફાયદાકારક રીતે કામે લગાડી શકાય છે; પણ આકાશમાં ફેરફાર થતાં સંદેશો મોકલતાં ઢીલ થાય છે. આ યંત્ર ગમે ત્યાં લાવ લઇજાવ કરી શકાય છે. આ વડે ગમે તેટલી દૂરની જગ્યાએ સંદેશો મોકલી શકાય છે, અને જે લોકો રસ્તે કિરણુ જતાં હોય તે રસ્તા ઉપર હોયછે તેઓજ માત્ર તે સંદેશો ઉકલાવી શકે છે.

સૂર્યનાં કિરણોને કાચની આરસીઓ ઉપર

પડવા દેવાથી એ કિર્ણોનો એક સીધો થાંભલા રૂપે અથવા દોરડાં રૂપે પ્રતિબિંબ પડે છે. પ્રતિ બિંબ પડેલા કિરણ સ્થંભને એ દૂરની જગ્યાએ વારા ફરતી બતાવીયાથી અને દેખાતું કરવાની નિશાની આપી શકાય છે. થોડીવાર દેખાવો દેખાઇ વળી બંધ કરી દે, એમ વધારે ઓછો વખત લગાડીને જૂદી જૂદી નિશાનીઓ પાડવામાં આવે છે. નિશાનીઓ તેજની લીટી (—) અને મીંડુ (૦) એવી બે જાતની હોય છે. જેમ તારમાં સાંભળવામાં આવેછે તેમ આમાં નજરે જોઇને લીટી અને મીંડુ ઉલટી સૂલતીરચનાથી અક્ષર ઓળખાય છે. એક લીટી પછી એક ટપકું (—૦) એટલે 'ક' થયો. એક લીટી ને બે ટપકાં (—૦૦) એટલે ખ થયો. એ મુજબ પ્રતિબિંબ થએલા કિરણને ચલાવવાથી વાકગો વાંચી શકાય છે. આ નિશાનીઓ મૂકવાની બે રિતો છે, એકતો જ્યારે જરૂર પડે તે વખતેજ જે જગ્યાએથી સંદેશો મોકલવો હોય તે જગ્યાએથી કિરણ સ્થંભ મોકલવામાં આવેછે, અને સામી જગ્યાએ કોઇ કાળી સપાટીવાલી વસ્તૂ ઉપર તે લેવામાં આવેછે. બીજી રીતી એવી હોયછે કે કિરણ સ્થંભ આખો દિવસ એક જગાએથી બીજી જગાએ રાખી મેળેછે, અને સંદેશો મોકલવો હોય ત્યારે તેને આમ તેમ ગતિ આપવામાં આવેછે.

'ઉપલામાંની પેહેલી રીતી નવા શિખાઉ સેહેલાઇથી વાંચી શકેછે, અને બીજીમાં આંખને મેહેનત આપવી પડેછે, અને એમાં બીજો એક ફાયદો એ છે કે ગમે તે વખતે યંત્ર બરોબર કરવાની નિશાની, મોકલનારથી બની શકેછે'

'ઉપલી રીતિથી કેટલા અંતર સુધી નિશાની મોકલી શકાય તે કામમાં લીધેલી કાચની આરસીના કદ ઉપરથી તથા સૂર્ય કિરણ અને આરસી ઉપર તે પ્રતિબિંબ થઇને નિકળે તે બેની વચ્ચેના ખુણા ઉપર આધાર રાખેછે. કારણ કે તે વધારે કિરણોનું પ્રતિબિંબ પાડેછે, અને તેથી ઘણે દુર વેર દેખાયછે. જ્યારે એ કોણ (—Angle) કાટ ખુણા (Right Angle's)જેટલો મોટો હોય ત્યારે સૂર્યનાં ઘણા કિરણો આરસીપર પડવાથી વધારે પ્રકાશ આપેછે. પણ આવી નિશાની કેટલી દુર આપી શકાય એ બાબત હવાની સ્થિતિ ઉપર એટલો બધો આધાર રાખી શકેછે કે જ્યારે હવા બહુ સ્વચ્છ હોયછે ત્યારે કિરણ હવામાં થઇને કેટલે દૂર દેખાશે તેની હદ બાંધી શકાય છે.'

'હિમાલય પ્રર્વત ઉપર પાંચ ઇંચ ચોરસ આરસીથી ૬૦ મૈલ છેટે બહુ સારી રીતે નિશાની આપી શકાતી હતી, પણ હવા ધુમસવાલી થતાં તેનાં કરતાં મોટી આરસી વાપરવી પડી હતી.

ઇંગ્રેજી લશકર ખાતામાં હાલમાં એ જાતનાં યંત્રો વપરાય છે. તેમાંનાં એકનું નામ હેલિઓસ્ટટ ( Begbie's Field Heliostate ) છે. તેમાં વપરાતી આરસીઓ ચોરસ હોયછે. ઘણું કરી તેની એક બાજુ પાંચ ઇંચિની હોયછે. આ કામ માટે બે જાતની આરસી રાખવામાં આવે છે. એક ઉપર સૂર્યનાં કિરણ લેવામાં આવે છે અને તેમાંથી એ કિરણો બીજી આરસીપર લઇ તેના વડે નિશાની મોકલવામાં આવે છે. આ આરસીઓને ૩ પગવાલી ઘોડીઓપર ઇસ્કૂથી જડી લેવામાં આવે છે.

**કિર્તન**—હિંદુઓમાં દેવ મંદીરોમાં સર અવસરે કિરતનો કરવામાં આવેછે. તે સમે તર્હેવાર કવિતામાં જોડેલી સ્તૂતિની કવિતાઓ સાજ સાથે ગાવામાં આવેછે. ગુજરાતીમાં મીરાબાઇ, અખો વગેરેના કિરતનો જાણીતાં છે. મરાઠાઓમાં તુકારામ ભકતના તથા જ્ઞાનેશ્વર ને મોરોપંથના કિર્તનો જાણીતાં છે. હિંદમાં કિરતનો કરવાનો ચાલ પ્રાચીન જમાનાથી ચાલ્યો આવે છે.

યૂરોપ્યનોમાં ખ્રિસ્તમસ ટાંકણે ગાવામાં આવે છે. આ કિરતન ગાવાનો ચાલ ૧૫મી સદીથી શરૂ થયો હતો. તે વખતના જોડાય

લા કિરતનો Cherry Free larol અને larol of St. Stephen ' નામના પ્રસિદ્ધ હતાં. આગલા વખતમાં જે લાંબા કિરતનો કરવામાં આવતાં હતા તેના હાલમાં છુટા છવાયા કડકા મળે છે. પણ ૧૮ મી સદીની અધવચમાં બરમિંગહેમ્પમાં એક પુસ્તક પ્રગટ કરનારે એવાં કિર્તનોનો ગંજાવર જથ્થો એકઠો કરી છપાવ્યો હતો. પણ પેહેલ વેહેલા છપાયલા કિર્તનો ૧૫૨૧માં પ્રસિદ્ધ થયાં હતા. તેમાંના હાલમાં કેટલાક પ્રસિદ્ધ છે. Boar's Head Carol હાલમાં ક્વિન્સ કૉલેજ ઑક્સફર્ડમાં ખ્રિસ્તમસને દહાડે ગવાડવામાં આવે છે. ૧૫૫૦ માં રીચર્ડ નામના શખસે કેટલાક કિર્તનોનો સંગ્રહ છપાવ્યો હતો. કવચિત મળતા અને ઘણા પ્રસિદ્ધ કિર્તનો ઇ. સ. ૧૬૪૨, ૧૬૬૧ ને ૧૬૮૮ માં છપાયાં હતા, કે જે ખેડુતો તથા ભરવાડોના ઘરોમાં ખાસ ખ્રિસ્તમસ ઉપર ગવાય છે. પ્યૂરિટનોએ એવાં કિર્તનો એકઠાં કરવાની સંભાળ લઈ ઘણાંક પ્રગટ કર્યાં છે. વિલ્યમ સન્ડેના કિર્તનો (૧૮૩૩)નો સંગ્રહ સંપૂર્ણ ગણાય છે. ફ્રેન્ચ કિર્તનોનો સંગ્રહ પ્રથમ ૧૬ મી સદીમાં પ્રગટ થયો હતો. રશિયન કિર્તનોનો સંગ્રહ સર્વેથી શ્રેષ્ટ ગણાય છે. તેમાં ઘણાં ખરાં કિર્તનોનો સંગ્રહ હાથનો લખેલો છે.

**કિરતાર**—સિંધના પશ્ચિમ ભાગમાં આવેલી અતિ ઉંચી પર્વતની એક હાર. એમાંથી છેક પશ્ચિમ ભણી હાલા પર્વતની મોટી શાખા લંબાયલી છે. એની સરાસરી ઉંચાઇ ૨૦૦૦ ફીટની છે.

**કીરમજ**—એક પ્રકારના કીડા કે જેમાંથી રંગ જેવો પદાર્થ બની શકે છે. આગળ કીરમજને અનાજના દાણા તરીકે ઓળખાવવામાં આવતો હતો પણ વિદ્વાનોએ તે ભૂલ દર્શાવીને એક જીવડો છે એવું સાબેત કરી આપ્યું છે. પ્રથમ આ જીવડો અમેરિકન મેક્સિકોમાંથી મેળવી તેને યૂરોપ મોકલી 'ઑપન્સિયા' નામના પંજાકૃતિ કાંટા વિનાના થુવરથી તેને ઉછેરવામાં આવ્યો હતો, અને તે પછી તેની સંતતિ વધારી હતી. આ કીડામાં નીચે મુજબ તત્વો સમાયલાં છે.

| | ભાગ |
|---|---|
| રંગીન પદાર્થ સેંકડે ... ... | ૫૦ |
| ગુંદરને મળતો પદાર્થ ... ... | ૧૪ |
| ચળકતો પદાર્થ ... ... ... | ૧૪ |
| પ્રવાહી પદાર્થ ... ... ... | ૧૦ |
| ચરબદાર પદાર્થ ... ... ... | ૧૦ |
| ક્ષારો ... ... ... | ૨ |
| | ૧૦૦ |

કીરમજ બે જાતની આવે છે. એમાં એકનાં દાણા ઉપર ૩ જેવાં રૂંવા ઉગેલાં હોયછે, અને બીજી જાત તેથી નિરાળી હોયછે. પેહેલી જાતની ઉત્પતિ ઓહોળા પ્રમાણમાં થાયછે. અમેરિકન દેશમાં એની જગેજગ ખેતી કરવામાં આવે છે. વરસાદ તુફાન અને ગાજવીજથી એના પાકને નૂકસાન પુગે છે, પણ રૂવાંટી ઉગ્યા પછી તેના પાકને ઉપલાથી અડચણ થતી નથી.

બીજી જાતની કીરમજ ઉતમ પ્રકારની હોઇ તેની ખેતી સંભાળથી કરવી પડે છે.

ઉપર જણાવેલા પંજાકૃતિ થૂવરનાં દીંડવા જ્યારે પાકપર ચઢે છે ત્યારે તે ઉપર કીડાઓ ઉંચકી લઈ જરૂર પુરતાં ગરમ પાણીમાં નાખે છે, જેમાં પડતાંજ તેઓ મરણ પામે છે. બીજી વેળા તેની ખેતી માટે થોડાક કીડાઓ બી તરીકે રાખે છે, તેમને પુરતા મરણ પામેલા જોઇ તરત પાછા કહાડીને ગરમ કરેલા પત્રાંપર અગર ભઠ્ઠી આગળ મુકીને સુકવે છે. એ મુજબ જ્યારે તેઓ તદન સુકાઇ સુકકાં થાયછે ત્યારેજ તે ખરો લાલ કીરમજી રંગ પકડે છે. તે આગમજ તેનો રંગ ફિકકો અને કાબરચિત્રો હોયછે.

કીરમજ સુકાયલી હોયછે ત્યારે સેહેજ કાબરચિત્રી અને ઝાંખા જાંબુડા રંગપર દેખાય છે. આ દાણો કાચબાની ઢાલ જેવો હેઠેથી ચીમરાયલું અને તે કીડાની પાંખ ખરી ગએલી હોયછે. તેવા દેખાવવાલો ખરો કીરમજ જાણવો.

આ ફીરમજ સુકાયલી સ્થિતિમાં લાંબા કાળ સુધી રહી શકે છે. આ પદાર્થ ઘણો મોંઘો વેચાય છે.

**કિરિયાથ સેફર**—યાને ગ્રંથોનું શેહેર. ઇસ્રાઇલ લોકોએ જ્યારે ખનાન દેશ જીતી લીધો ત્યારે આ શેહેર તેમને જડયું હતું. આ શેહેરમાં કાબિરિયમ નામે ખનાનના દેવતાઇ શખસે લખેલા લેખોનો સંગ્રહ કર્યો હતો. તે વખતે આ દેશમાં લેખન કળા ચાલુ હતી, અને તે પછી હિબરૂભાષાના મૂળાક્ષરો આ દેશના અક્ષરો ઉપરથી બનાવવામાં આવ્યા હતા.

**કિરોલ દેશ**—આ દેશી રાજ્ય રજપૂતાનાની પૂર્વે સરહદ ઉપર ગવાલીયરની પશ્ચિમે છે. એની ઉત્તરે ભરતપૂરનું રાજ્ય, ઈશાન્યે ધોળપૂર સંસ્થાન અને વાયવ્યે તથા પશ્ચિમે, જયપૂરનું રાજ્ય આવેલું છે. આ રાજ્યનો વિસ્તાર ૧૮૭૦ ચોરસ મૈલ હોઇ ૧૮૮૧ માં લોક વસ્તી ૧,૨૫,૦૦૦ ની હતી. ૧૮૯૧ માં લોક વસ્તી ૧,૫૬,૫૮૭ ની હતી. વાર્ષીક ઉપજ રૂ ૫,૦૦,૦૦૦ ની છે.

દેશ પાહાડી હોઇ ઝાડીથી ભરપૂર છે. બનાસ નામે નદી દેશમાંથી વહેતી પશ્ચિમે જયપૂરમાં થઈ નૈઋત્ય ભણી ચંબલને મળે છે. દેશમાં નદીના પાટથી અને કુવા તલાવના પાણીથી ખેતી કરવામાં આવતી હોવાથી દેશમાં સાધારણ અનાજનો પાક થાયછે. મુખ્ય પેદાશ ગહૂં, બાજરી, જુવાર, ડાંગર, મકાઇ, તલ, શેરડી, અળશી, કપાસ, તંબાકુ વગેરેનો મુખ્ય છે. મુખ્ય લોક વસ્તી રજપૂત તથા જાટોની છે, તે શિવાય ગુજ્જર, મીના, મુસલમાન તેમજ જૂજ કારીગરોની પણ છે. મુખ્ય ભાષા હિંદુસ્થાની છે.

મુખ્ય શેહેર કિરોલ દેશના વાયવ્ય ખૂણામાં ધોળપૂરના રેલ્વે સ્ટેશનથી નૈઋત્ય ખૂણે ૬૫ મૈલ ઉપર અને નદબાઇના રેલ્વે સ્ટેશનથી દક્ષિણે ૫૦ મૈલને અંતરે આવેલું છે. અહીંનું દેશી રાજ્ય બ્રિટીશ સરકારનું ખંડીયું છે અને તેમાં ૪૦૦ સ્વાર, ૩૨૦૦ પ્યાદલ, ૪૦ તોપ અને ૪૦ ગોલંદાજો છે.

**કિરોલ**—એજ નામના ઉપલા દેશી રાજ્યનું મુખ્ય શેહેર, નસરાબાદથી ગવાલીયરના માર્ગમાં નસરાબાદની પૂર્વે ૧૫૨ મૈલપર અને ગવાલીઅરની પશ્ચિમે ૮૯ મૈલપર છે. આ રાજધાની શેહેર દુશમનના હુમલાથી બચાવ કરી શકે તેવી કુદરતી કિલ્લેબંદીવાલા ભાગમાં છે. શેહેરની પાસેજ જોડાયલી બે ટેકડી ઓપર બે કિલ્લાઓ છે. તેમાંના એક લાલ પથ્થરની દેવાલવાલા કિલ્લામાં રાજાના મેહેલો તથા તેના ભવ્ય મિનારાદાર બાંધકામો છે. શેહેરમાં લોક વસ્તી ૨૩,૧૨૪,ની છે.

**કિલમારનૉક**—આઇરીશ હેઅરનું મુખ્ય શેહેર. હેયરની ઉત્તર પૂર્વે ૧૫½ મૈલપર છે, અને ગલાસગોની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૨૪ મૈલપર છે. આ શેહેરનું નામ ૭ મી સદીમાં થઇ ગએલા એક સેંટના માનાર્થે બાંધેલા દેવળ ઉપરથી ૧૨૦૦ માં રાખવામાં આવ્યું. અત્રે ૧૭૭૭ માં ગલીચા બનાવવાનાં મોટા કારખાનાં નિકળ્યા હતા અને ૧૭૭૦ થી કાલીકો છાપવાનો હુન્નર ચાલતો હતો. ૧૮૫૮ થી ગલાસગો અને દક્ષિણ પશ્ચિમ રેલવેનું કામ કરવાનું અત્રે કારખાનું ચાલુ કરવામાં આવ્યું હતું. શેહેર ૧૬૬૮ તથા ૧૮૮૦ માં આગથી જોખમાયું હતું અને ૧૮૫૨ ના રેલથી મોટી મોટી ઇમારતો પડી ભાગી હતી. ટૌનહૉલ ૧૮૦૫ માં, કોર્ટહોસ ૧૮૫૨ માં આલબર્ટ ટાવર ૧૮૭૬ માં (૧૧૦ ફીટ ઉંચો) બાંધવામાં આવ્યોછે, ૧૮૯૧ માં લોક વસ્તી ૧૯૩૯૮ ની ને ૧૮૯૧ માં ૨૮૪૪૭ ની હતી.

**કિલીઓરીસ**—માસાગાન દેશના રાજા 'આસાકાનસ'ની બે બાનુ હતી. એનો ખાવંદ મરણ પામવાથી કિલીઓરીસે સર્વ રાજ્ય કારોબાર પોતાને હાથ રાખી દરેક લઢાઇમાં પોતે સરદારી લઇ લઢતી હતી. જ્યારે સિકંદર 'ઓઆસપીસ' નદી ઉતરી માસાગાનપર ચઢાઇ લઈ ગયો ત્યારે આ રાણીએ પોતાના ૩૦,૦૦૦ લઢવૈયાની મદદથી દુશમનો સામે બળતવારીથી લઢાઇ કરી. તેમાં સીકંદર જખમી થયો પણ તેના મોટા લશકરની સામે

આ રાણી પોતાના મુઠીભર માનસોની કુમક પર ટકી શકી નહિ અને તેથી છેલ્લે સુલ્હે કરી રાજ્ય ચલાવ્યું હતું.

**કિલ્લે સફીદ**—ઇરાનવેજમાં સિપંદ નામના પર્વતપર આ અતિ મજબૂત કિલ્લો હતો. આ કિલ્લો શીરાજની વાયવ્ય ખૂણે ૭૬ માઇલ પર આવેલા પર્વતપર દર્શાવવામાં આવેછે. આ કિલ્લો ૩ મૈલ ઉંભા પર્વતપર બાંધેલો છે. આ કિલ્લા પાસે ૫૦૦ થી ૬૦૦ વારની ઉતરાણુ અતિશય ઢોળાવદાર છે. આજ કિલ્લા ઉપરથી નરીમાનને શત્રુઓએ ગબડાવી માર્યાથી જાલે પોતાના જહાં પેહેલવાન રૂસ્તમને ત્યાંના કિલ્લાદારપર ચઢાઈ કરવા મોકલ્યો હતો. રૂસ્તમ નિમકના વેપારી તરીકે કિલ્લામાં પેવશ થઇ પોતાની સાથે વનજારાના વેશમાં આણેલા સીપાહોથી ત્યાંના હાકેમ તથા તેના લશકરનો સંહાર કરી કિલ્લાને જમીનદોસ્ત કીધો હતો.

**કિલ્લો**—ભરતખંડમાં પ્રાચીન કાળથી જૂદી જૂદી જાતના કિલ્લાઓ બાંધવામાં આવતા હતા અને તેને જૂદે જૂદે નામે ઓળખવામાં આવતા. પ્રાચીન ઇરાનમાં ઇસ્તખર, કિલ્લે સફીદ, વગેરે અનેક તર્હાના કિલ્લાઓ બાંધવામાં આવતા. આગળ દારૂગોળા જેવુ લઢાઇમાં કશું વપરાતું નહિ હોવાથી કેટલાકો લક્કડ કોટ બાંધતા અને આવા પ્રકારના કિલ્લા આગળ ઇંગલંડમાં લઢાઇ પ્રસંગે વાપરતા હતા. કિલ્લા તથા કોટ બનાવવાની હાલની રીત યૂરોપમાં ઇ. સ. ૧૫૦૦ માં દાખલ થઈ હતી. ઈ. સ. ૧૫૨૭ નાં એક ખાસ હૂન્નર તરીકે તેનો અભ્યાસ થવા લાગ્યો, અને એજ વર્ષમાં તે બાબત ઉપર એક ગ્રંથ લખાયો હતો. ૧૭૦૦ માં વાબન નામના શખસે આગલી રીતમાં ઘણો મોટો સુધારો કર્યો હતો.

હિંદુસ્થાનમાં આગળ જૂદી જૂદી બાંધણીના અનેક જાતના કિલ્લાઓ જાણીતા હતા, અને તેની બાંધણી ઉપરથી તેનું નામ પાડવામાં આવતું.

| | |
|---|---|
| ૧—ધન્વ કિલ્લો. | ૯—ખાઇનો કિલ્લો. |
| ૨—મટોડીનો ,, | ૧૦—પારિધ ,, |
| ૩—પાણીનો ,, | ૧૧—સૈન્ય ,, |
| ૪—ઝાડનો ,, | ૧૨—મહિ ,, |
| ૫—નૃ ,, | ૧૩—મૃ ,, |
| ૬—પહાડી ,, | ૧૪—માનવ ,, |
| ૭—બંધ ,, | ૧૫—ધાવ ,, |
| ૮—ઐરિણી ,, | ૧૬—ગિરિ ,, |

૧—ધન્વ કિલ્લો=જે કિલ્લાથી ઘણા દૂરપર પાણી હોય ને જ્યાં દુશમનો ઘેરો નાખતા પિડાય તેવી જગાવાલો કિલ્લો.

૨—મટી ,, =જેને મટોડીથી ચણતર કરી બનાવેલો હોય તે.

૩—આબ ,, =જેની પાસે અતિશય પાણી હોય તે. આ પ્રકારના કિલ્લા નદી યા ટાપુપર હોય છે.

૪—ઝાડનો ,, =જે ગીચ્છ ઝાડીઓના આશ્રયમાં બાંધવામાં આવ્યો હોય તે.

૫—નૃ ,, =જ્યાં વીર પુરૂષો તથા તીરંદાજોનું મુખ્ય રેહેઠાણુ હોઇ તેમના રક્ષણ તળે હોય તે.

૬—પહાડી ,, =પર્વત ઉપર બાંધેલો હોય તે.

૭—બંધ ,, =જે જગાની આસપાસ પાણીનું નામ ન હોય તેવી જગાપર બાંધેલો.

૮—ઐરિણી ,, =અતિશય ઉજ્જડ જગા વચ્ચે બાંધેલો હોય, ને જેની આસપાસ કાંટાના ઝાડ હોય તે કિલ્લો.

૯—ખાઇનો ,, =આસપાસ ખણેલી ચરવાલો કિલ્લો.

૧૦—પારિધ ,, =કિલ્લો બાંધી તેની આસપાસ ઝાડોની ગીચ્છ ઘટા બનાવેલી હોય તે, તેમજ આવા કિલ્લા આસપાસ ખાઇ હોય છે.

૧૧—સૈન્ય કિલ્લો=આ અતિ મજબૂત કિલ્લાનું નામ છે, કે જે બળવંત રાજાનેજ તાબે હોય છે.

૧૨—મહી ,, =તૂરતાતૂરત કામ પડવે મટોડીના ઢગ કરી બનાવેલો કુદ્રતી કિલ્લો.

૧૩—મૃ ,, =આ પ્રકારના કિલ્લાની ત્રણ તહીં છે, તેમાં કોઇ માટી ઈંટ તો કોઈ પથ્થરથી ચણેલા હોય છે.

૧૪—માનવ ,, =વીર પૂરૂષથી ઘેરાયલો કિલ્લો.

૧૫—ધાવ ,, =જે કિલ્લાની પાસે ઉજડ પાણી રહિત જગા હોય તે.

૧૬—ગિરી ,, =જે કિલ્લાની ચારે તરફ ખુદ્રતી પહાડી દેવાલ આવેલી હોય તે.

કિલ્લાથી કરી થોડાં માણસો બળવંત લશ્કરથી પોતાનો બંચાવ કરી શકે છે; પણ જો તેમાં સામગ્રી બરાબર હોતી નથી તો પછી તેવા લડવૈયા હારી જાય છે. તે માટે હિંદુ શાસ્ત્રમાં કિલ્લાઓને ખાસ કરી ફળદ્રુપ અને પાણીવાળી જગ્યાપર બાંધવાનું ફરમાવવામાં આવ્યું છે. અસૂરાચાર્ય ઉશનાએ પોતાના નિતીસાર નામે ગ્રંથમાં ઉપલા કિલ્લાનું વર્ણન આપતાં તેમની સરસાઇ માટે નિચે મુજબ વર્ણન આપેલું છે. "ખાઇના કિલ્લા કરતાં ઐરિણી કિલ્લો સારો; તેના કરતાં પરિઘ ઉત્તમ, તેથી ઉત્તમ વનનો યાને ઝાડીવાલો, તેથી ઉત્તમ ધન્વ, તેથી પાણીનો ઉત્તમ, તેથી પહાડી ઉત્તમ કિલ્લો જાણવો" એ રીતે વર્ણન કરતાં સર્વથી ઉત્તમ કિલ્લો સૈન્ય કિલ્લાને શ્રેષ્ટ ગણ્યો છે. કેમકે જેની પાસે સૈન્ય કિલ્લો હોય તે સર્વોપરી મહારાજા ગણાય છે.

કિલ્લાઓ વિશેનું વર્ણન મનુ, યાજ્ઞવલ્કય, કામન્ધક, ભોજ વગેરે રાજનીતિના ઉપદેશ આપનારાઓના ગ્રંથોમાંથી મળી આવે છે. તેમના ગ્રંથોમાં અસલના જૂદી જૂદી બાંધણીના કિલ્લાનું સ્પષ્ટ વર્ણન જડે છે, જે ઉપરથી હિંદુસ્થાનના જાણીતા કિલ્લાઓ બાંધવામાં આવ્યાં હોય એ સંભવિત છે. વિશ્વકર્મ સંહિતા તથા રાજવલ્લભ વગેરે શિલ્પશાસ્ત્રમાં કિલ્લાઓ બાંધવાનું વર્ણન આપેલું છે.

હિંદુસ્થાનમાં ઉત્તર અને દક્ષિણ ભાગમાં અનેક પર્વતોની હારો આવેલી છે, અને તેથી તે તરફ બચાવના બાંધકામ તરીકે પહાડી કિલ્લાઓ (ગઢ) મોટી સંખ્યામાં બાંધવામાં આવ્યા છે. તેમાંના મુખ્ય નિચલા છે.

| | |
|---|---|
| સતારાનો કિલ્લો. | પ્રતાપગઢ. |
| મકરંદગઢ. | સાખરગઢ. |
| કલ્યાણગઢ. | ગુણવંતગઢ. |
| કમાલગઢ. | પ્રચિતગઢ. |
| ભૂપણગઢ. | ચંદ્રગઢ. |
| પાંડવગઢ. | પન્હાળગઢ. |
| સંતોષગઢ. | ત્રિંબકગઢ. |
| વિજયગઢ. | થાળનેર કિલ્લો. |
| મંગલગઢ. | ક્ષિનેરીગઢ. |
| નારગઢ. | રાજગઢ. |
| પુરંદર કિલ્લો. | રાયગઢ. |
| સદાશિવગઢ. | પ્રચંડગઢ. |
| જંગલી જયગઢ. | વારૂગઢ. |
| વિતંડગઢ. | ગંભીરગઢ. |
| વિશાળગઢ. | હર્ષગઢ. |
| સૂષેણગઢ. | પટગઢ. |
| ચાંદવડ. | અશીરગઢ. |
| આંવઢાગઢ. | ચિતોરગઢ. |
| માંડવગઢ. | કુંજળગઢ. |
| દેવગઢ. | મેહમાનગઢ. |
| બહિરવગઢ. | વર્ધનગઢ. |
| ભગવંતગઢ. | વ્યાઘ્રગઢ. |
| મછિંદ્રગઢ. | સજ્જનગઢ. |
| વસંતગઢ. | મનમોહનગઢ. |
| વંદનગઢ. | અવચિતગઢ. |
| ચંદનગઢ. | હરિશ્ચંદ્ર. |
| અરનાળ. | રોહિડા. |
| પાવાગઢ. | વિચિત્ર. |

| | |
|---|---|
| સુંદરગઢ. | માહલી. |
| મહીમંડળ. | તારાગઢ. |
| મહિપત. | કર્નાળ. |
| વૈરાટગઢ. | રાઘવગઢ. |

જમીનપર બાંધેલા નીચલા મુખ્ય છેઃ—ચાકણ, આગ્રા, પ્રયાગ, મિરજ, માડેગામ, અહમદાબાદ, વિજાપુર વગેરે.

સમુદ્ર કાંઠે આવેલા નિચલા કિલ્લા છેઃ—કુલાબા, ખાંદિરિ, ઉંદેરી, રત્નાગિરિ, ઠાણા, આરનાળા, માલવણ, વિજયદુર્ગ, રેવદંડા, સૂવર્ણ દુર્ગ, જંજીરા વગેરે.

**કિશીનાફ**—બસરાબિયાના રશિયન પ્રાંતનું આ મુખ્ય શેહેર ડીન્સટરના ખંડીયા રાજ્યમાં છે. ૧૮૧૨ માં જ્યારે એ રશિયનોને તાબે આવ્યું ત્યારે ત્યાં માત્ર ૭૦૦૦ ની લોક વસ્તી હતી. પણ તે પછી આ શેહેર ચઢતી કળાએ પુગે છે. હાલમાં ત્યાં તમાકુ, આટો વગેરે બનાવવાનો મોટો વેપાર ચાલે છે. પુરાણું શેહેર નદી કાંઠે છે પણ નવું શેહેર નદીથી ૪૦૦ થી ૫૦૦ ફીટ ઉંચી જગાપર છે. અત્રે આર્ચ બીશપનું મુખ્ય મથક છે. ૧૮૪૯ માં લોક વસ્તી ૪૨૬૧૩ ની, ૧૮૭૧ માં ૧,૦૨,૪૨૭ ની ને ૧૮૯૧ માં ૧,૧૭૧૦૮ ની હતી.

**કી**—આ જાતના પોપટને મળતા પક્ષી ન્યૂઝીલેંડમાં ટોળેટોળાં ફરે છે. આ કી પક્ષની ચાંચ લાંબી ને અતિ તિક્ષણ હોયછે. તેઓ ઘણું કરી પાહાડી ભાગમાં વસે છે, ને ત્યાં ચરતા ઘેટાં, બકરા વગેરે પ્રાણીપર તુટી પડી તેમની ચામડી ચીરી ચરબી ખાય છે. તેમજ આ પક્ષી બીજા જીવડાંઓ ખાઈ તેપર ગુજરાન કરે છે.

**કીંગ**—આ ટાપુ તિનાસરીમની પશ્ચિમે ૧૦ મૈલપર છે. લંબાઇ ઉત્તર દક્ષિણ ૨૬ મૈલ, ને પોહળાઈ ૧૦ મૈલની છે. આ ટાપુમાં વાઘ અને સાપોની મોટી વસ્તી છતાં મનુષ્યોની વસ્તી સારી છે. જંગલમાં ઇમારતી તથા વહાણ બાંધવા લાયક લાકડાનાં વૃક્ષો છે.

**કીંગપેન**—દુન્યામાં સૌથી પુરાણું આ અઠવાડીક પત્ર ચીનના પેકીન શેહેરમાં છેક ઇ. સ. ૯૧૧ થી પ્રગટ થતું આજવેર ચાલુ છે. લગભગ એક હજાર ઉપર વર્ષો થયા છતાં આજવેર આ પત્રે પોતાના અંકોમાં કદી ખાડો કીધો નથી અને તેમાં આવતા રાજકીય લેખો ઉપરથી આ પત્ર રાજદુવારી વાજીંત્ર ગણાય છે.

**કીંગફીશર**—આ માછલી ખાનાર પક્ષી યૂરોપમાં ઘણું જાણીતું છે. આ પક્ષી ચાંચથી પુછડીવેર ૭ ઇંચ લાંબુ હોયછે. એની પાંખો રંગે બલુ તથા લીલી હોઇ ટુંકી હોયછે. આ પક્ષી અતિ શરમાળ અને બિહિકણ હોવાથી તે ઘણું કરી જલ્દી પકડાઈ શકાતું નથી. એની ચાંચ અતિ લાંબી અને મજબૂત હોયછે, પણ પગ ટુંકા ને નબળા હોયછે. તેમાં પગનો અંગુઠો ઘણો મજબૂત હોયછે. યૂરોપમાં આ પક્ષી નદીનાળા અને સરોવર કાંઠે મળી આવેછે. હિંદુસ્થાન અને આફ્રિકામાં આ પક્ષી કાબરચિત્રા રંગના મળે છે. કીંગફીશ પોતાનો નિર્વાહ માછલીપર કરે છે, અને માછલી ખાતાં જે હાડકાં વધે છે તેના તેઓ માળા બાંધે છે. કીંગફીશ એપ્રેલ મહિનામાં સફેદ રંગના ૭ થી ૮ ઈંડા મેળે છે.

**કીંગ વિલ્યમ્સ ટૌન**—કેપકાલોનીની દક્ષિણ પૂર્વે જાણીતું આ શેહેર બફેલો નદીને કાંઠે 'ગ્રેહૅમ્સ ટૌન' ની પૂર્વથી ઉત્તર પૂર્વે ૮૦ મૈલ પર છે, અને રેલ માર્ગે પૂર્વે લંડનની પશ્ચિમથી ઉત્તર પશ્ચિમે ૪૨ મૈલપર બંદર શેહેર છે. એ વેપારી શેહેર છે અને ત્યાં લશ્કરી છાવણી તથા પાઠશાળા છે. લોક વસ્તી ૭૨૨૬ ની છે.

**કીંગ્સટન**—ઑનટેરીયો સરોવરને મથાળે આવેલું મુખ્ય શેહેર. અત્રે જાહેર સરકારી ઈમારતો અતિ સુંદર કારીગીરીથી બાંધેલી છે. કેનેડાની બાદશાહી લશકરી પાઠશાળા ૧૮૭૬ માં બાંધવામાં આવી હતી, રાણીની પાઠશાળા ૧૮૪૧ માં બંધાઇ તેમજ વેધશાળા,

બાદશાહી પાઠશાળા, વૈદક શાસ્ત્રની કૉલેજ (૧૮૫૪માં) અને સ્ત્રીઓની વૈદક પાઠશાળા ૧૮૮૩ માં બાંધવામાં આવી હતી. આ શેહેરપર એક મોટું બંદર હોઈ તે કિલ્લેબંદીથી બચાવ ભરી હાલતમાં મેળેલું છે. શેહેરમાં વહાણો બાંધવાની ગોદી, યંત્ર બનાવવાના કારખાનાં, ચામડાં, બુટ, ખેતીવાડીનાં ઓજારો અને બીજા અનેક કારખાનાઓ છે, ૧૮૪૧ થી ૧૮૪૪ વેર આ શેહેર કેનેડાનું પાયતખત હતું. ૧૮૮૧ માં લોક વસ્તી ૧૪૦૯૧ ની ને ૧૮૯૧ માં ૧૨૭૫૩ ની હતી.

**કીંગ્સટન-થેમ્સ**—સરેને લગતું એક પ્રગણું. લંડનની દક્ષિણ પશ્ચિમે ૧૨ મૈલપર થેમ્સ નદીને જમણે કાંઠે છે. અત્રે નદી પસાર કરી જવાનાં બે મોટા પુલો બાંધેલા છે. આ શેહેર પોતાના વેપાર ઉદ્યોગ તથા સુંદરતામાં ઘણું જલ્દી વધી ગયું હતું. શેહેરમાં હેમ્પટનકોર્ટ, બગીચા અને રીચમંડપાર્ક જોવા જોગ છે. ૧૮૦૧ માં વસ્તી ૪૪૩૮ ની હતી. ૧૮૩૧ માં ૭૨૫૭ ની ને ૧૮૯૧ માં ૪૧૪૮૬ ની હતી. 'કૌન્સીલ બિલડીંગ' ૧૮૯૦ માં ૩૬૦૦૦ પૌંડના ખર્ચે બાંધવામાં આવી હતી. એંગલો સેકસન વંશના ૭ રાજાઓને અત્રે રાજ્યભિષેક કરવામાં આવ્યો હતો. ફેઅર ફેકસોએ ૧૬૪૭ માં એને પોતાનું લશકરી મથક બનાવ્યું હતું અને તે પછી બાદશાહી તથા રૌંડ હેડસટોળીઓ વચ્ચે અત્રે લઢાઇ થઈ હતી.

**કીંગ્સટન વિલ્યમ હેન્રિ ગીલ્સ**—બાળકોના આનંદ માટે વાર્તાઓ લખનાર તરીકે જાણીતો થએલો લેખક. જન્મ ૧૮૧૪ માં ૨૮ મી ફેબ્રુવારીએ લંડનમાં થયો હતો. એ નાહનપણમાં પિતા સાથે રહી 'ઓપોરોટો'માં વેપાર કરતો હતો; તેજ વેળા એણે બે ગ્રંથો પ્રગટ કર્યા હતા, તેમાં પોર્ટુગલની મુસાફરીનું એક પુસ્તક હતું. ૧૮૫૧ માં એણે પીટરપી વ્હિલર' નામે બાળકોના આનંદ માટે એક નવો ગ્રંથ રચ્યો. તે પછી એણે ૩૦ વર્ષ દરમ્યાન ૧૨૦ ગ્રંથો રચી પ્રગટ કર્યા હતાં. એના સેંકડો ગ્રંથોમાં નીચલા ઘણા પ્રસિદ્ધ છે. The Three Midshipmen ; The Three Admirals વગેરે છે, એનું મરણ વેલ્સડન ખાતે ૧૮૮૦ માં ૫ મી આગસ્ટે નિપજ્યું હતું.

**કીંગસ્ટોન**—જમેકાનું મુખ્ય શેહેર ભૂવેષ્ઠિત બંદરની ઉત્તરે છે. ૧૮૭૧ માં વસ્તી ૩૪૩૧૪ ની ને ૧૮૯૧ માં ૪૬૫૪૨ ની હતી. એની સ્થાપના ૧૬૯૩ થી ૧૭૦૩ માં થઈ હતી. તે પછી થએલા ધર્તિકંપથી શેહેરનો નાશ થયો હતો પણ પાછું બાંધવામાં આવ્યું હતું. ૧૭૪૬ થી સ્પેનીશ શેહેર સાથે રેલ માર્ગે જોડી નાખવામાં આવ્યું હતું. ૧૭૫૮ માં સ્પેનીશ શેહેર એનું મુખ્ય શેહેર બન્યું; પણ ૧૮૭૨ થી કીંગસ્ટોનમાં સરકારી કચેરી લાવવામાં આવવાથી આ શેહેર મુખ્ય બંદર શેહેર બન્યું છે.

**કીંગસ્ટોન**—ન્યૂયૉર્કમાં ઉલ્સટનું આ મુખ્ય શેહેર હડસન નદીના જમણા કાંઠાપર આલબનીની દક્ષિણે ૫૪ મૈલપર છે. અત્રે રેલ્વે હોઇ તે નેહેરવાલું બંદર ધરાવે છે. ૧૮૮૦ માં વસ્તી ૧૮૩૪૪ની ને ૧૮૯૦ માં ૨૧૨૬૧ ની હતી.

**કીંગ્સકૌન્ટી**—આયરલંડનાં લીન્સટમાં આવેલો પ્રદેશ. એ ઉત્તર દક્ષિણ ૨૦ મૈલ લાંબો ને ૫૮ મૈલ પોહળો છે. ક્ષેત્રફળ ૭૭૨ ચોરસ મૈલ અથવા ૪૯૩૯૮૫ એકર છે. આ ભૂમિનો સેંકડે ૨૩ ટકા ઘાસ ચારા માટે ને ૨૫ ટકા ભાગ ધાન્ય માટે રોકવામાં આવ્યો છે. લોક વસ્તી ૧૮૪૧ માં ૧,૪૬,૮૫૭ ની, ૧૮૬૧ માં ૯૦૦૧૩ ની ને ૧૮૯૧ માં ૬,૫૫,૬૩૦ ની હતી. તેમાં ૫૮૨૬૪ રોમન કેથોલીકોની છે. ભૂમિનો મુખ્ય ભાગ સપાટ છે. સ્લેવ્હ બ્લૂમ પર્વત ૧૭૩૩ ફીટ ઉંચો છે અને તેને લગતો દક્ષિણ ભાગ પહાડી છે. ઉત્તર ભાગમાં મોટી નેહેર વહેતી 'શૈનોન' ને મળે છે. ૧૫૫૭ માં હાલનું નામ કીંગફી લીપના માનાર્થે આપવામાં આવ્યું હતું. અત્રેથી પાર્લામેંટમાં બે મેમ્બરો મોકલવામાં

આવે છે. મુખ્ય શેહેરો ટુલામોર, પર્સન્સ ટૌન અને પાર્ટર લીગટન છે.

**કીંગ્સવીનફોર્ડ**—સ્ટેફોર્ડ શાયરનું આ ગામ સ્ટોર બ્રીજની ઉત્તરથી પશ્ચિમે ૩½ મૈલપર છે. અત્રે લોઢા તથા કોલસાની ખાણો છે. તેમજ લોઢું, કાચ કામ તથા ઈંટ બનાવવા ના મોટાં કારખાના છે. ૧૮૫૧ માં લોક વસ્તી ૨૭૩૦૧ ની ને ૧૮૯૧ માં ૩૬૪૧૧ ની હતી.

**કીંગહૉર્ન**—ફાઇફને લગતું આ પરૂં ફર્થ ઑફ ફોર્થ નદીપર કીક કલેડીના દક્ષિણે ૩ મૈલપર છે. કીંગહૉર્નખાતે ૩ જો અલેકઝાન્ડર ૧૨૮૬ માં માર્યો ગયો હતો; તેની યાદગારીમાં એક સ્થંભ ૧૮૮૭ માં ઉભો કરવામાં આવ્યો છે. વસ્તી ૨,૦૩૬ ની છે.

**કીચક**—પૂર્વે મત્સ્ય દેશાધિપતિ વિરાટ રાજાની સુદેષ્ણા નામે સ્ત્રીનો ભાઇ. એના બીજા ૧૦૫ ભાઇઓ હતા, અને તે સર્વે એકજ નામે ઓળખાતા હતા. એ સર્વે ભાઇઓમાં વડો કીચક પ્રાક્રમી હોવાથી વિરાટ રાજાએ એને સેનાધિપતિ બનાવ્યો. વનવાસ પુરો થતાં પાંડવો વિરાટ ઘરે રહેલા હતા, ત્યારે દ્રૌપદી સૈરંધ્રી નામ ધારણ કરી સુદેષ્ણા પાસે રહી હતી. તે વેળા દ્રૌપદીએ સુદેષ્ણા સાથે બોલી કરી હતી કે તે કોઇનું અઍઠું અન્ન ખાશે નહિ, નીચ કામ કરશે નહિ, તેમજ તેનીપર જે કોઇ બદ નજર કરશે તેને તે પોતાના પાંચ ગાંધર્વોની મદદથી શિક્ષા કરશે. એ મુજબ દ્રૌપદી ઉર્ફે સૈરંધ્રી સુદેષ્ણા પાસે રહેલી હતી ત્યારે એક દિવસે કીચક પોતાની બેહેનને મળવા આવ્યો. તેણે સૈરંધ્રીનું રૂપ જોઇ મોહિત થઈ બેહેનની શરમ કર્યા વિના તેની સાથે પ્યારભર્યાં વચનો બોલી પોતા સાથે પરણવા કહ્યું. ત્યારે દ્રૌપદીએ જવાબ નહિ આપવાથી તે સમજ્યો કે પોતાની બેહેનની શરમને લીધે તે બોલતી નહિ હશે. દ્રૌપદી એ માટે ચુપ બેઠી હતી કે તેનો બચાવ સુદેષ્ણા કરશે પણ તે કાંઈ બોલી નહિ ત્યારે દ્રૌપદી બોલી "કોઇ પણ સતી સ્ત્રીપર દુષ્ટ નજર કરવાથી કોઇનું ભલું થએલું છે? તું એમ જાણતો હશે કે મારા કોઈ રક્ષણ કર્તા ન હશે તો તેમ તું ધારતો ના. મારૂં રક્ષણ કરનાર પાંચ ગાંધર્વો છે અને તેઓ સદા છુપી રીતે મારૂં રક્ષણ કરેછે, માટે જો તેઓ આ વાત જાણશે તો તને ઘણું ભારી પડી જશે."

સૈરંધ્રીનું આવું ભાષણ સાંભળી તે સમજ્યો કે સ્ત્રીઓ ઘણી વેળા મનમાં ચાહવા છતાં બહારથી એમ ડોલ બતાવેછે. ત્યારે કીચકે પોતાની બેહેનને તેને સમજાવવા કહ્યું. તેણીએ સૈરંધ્રી સાથે થએલો કરાર કહી બતાવી એ વાત મનમાંથી કાઢી નાખવા કહ્યું; પણ તે પછી ખાનગીમાં કહ્યું કે "હું કોઇ નિમીતે તેને તારી પાસે મોકલીશ ત્યારે તું તેની સાથે ગમે તેમ વર્તજે." આથી કીચક ખુશી થઇ ઘરે ગયો. આ વાતને થોડા દિવસો પસાર થયા પછી એક દિવસે કીચકને ઘરે સૈરંધ્રીને પોતાને માટે મધ લાવવા મોકલી. ત્યાં કીચકે તેની પાસે પોતાની કામ વાસના જણાવી, ત્યારે સૈરંધ્રીએ ધિક્કારથી તેનીપર ફીટકાર નાખી નહાસવા લાગી. ત્યારે કીચક પણ પાછળ દોડયો. સૈરંધ્રી રાજ સભામાં જઇ ભરાઈ ત્યાં કીચક આવી ચઢયો અને એના બાલ પકડી લાતે માર મારયો, તેટલાં સૂર્ય કે જેની સૈરંધ્રીએ સ્તૂતિ કરી હતી તે દુતવેશે આવી કીચકને બેફામ બનાવ્યો. સૈરંધ્રીએ વિરાટ રાજા પાસે ઇનસાફ માંગ્યો ત્યારે તે બોલ્યો "સ્ત્રીઓના કૃત્યો કેવાં હોય છે તે તો પરમેશ્વર જાણે." તે વેળા કંકે એને ક્રોધથી ઘરે જવા કહ્યું. સૈરંધ્રીએ ઘરે જઇ સુદેષ્ણાને સર્વ બીના કહ્યાથી સુદેષ્ણાએ તેણીનું ઘણી રીતે સમાધાન કરી હવે પછી કોઈ પણ નહિ મોકલીશ એમ કહ્યું: આથી દ્રૌપદીનું મન સમાધાન થયું. તેણીએ રાત્રે ભિમ પાસે જઇ સર્વ બિના કહી તેથી તેણે કહ્યું કે "બીજે દિવસે જ્યારે કીચક

ફરી તારી પાસે આવે ત્યારે તેને સારી રીતે આવકાર આપી મધરાત્રે નૃત્યુ ગૃહમાં આવવા કહેજે. ત્યાં હું આવીને છુપાઇ રહીશ. અને પછી તેની સાથે કેમ વર્તવું તે મુજબ વર્તીશ"

બીજી તરફ કીચક એફામીમાંથી ઉઠી ઘરે આવ્યો. ને બીજે દિને પોતાની બેહેન સુદેષ્ણાને ઘરે ગયો. ત્યાં સેરંધ્રીને પ્રફૂલ્લિત મુખથી હાસ્ય કરતી જોઇ તેણી પાસે ગારી માંગી પોતાની કામ વાસનાં નરમ શબ્દોમાં જણાવ્યાથી દ્રૌપદીએ કહ્યું કે "આજે મધરાતે તું નૃત્યુ ગ્રહમાં આવજે. ત્યાં તે સમયે અંધારૂ રાખીશ કારણ કે તેથી મને મારા ગાંધર્વો જોઇ શકશે નહિ." આવાં વચનો સાંભળી તે ખુશી થતો ઘરે વિદાય થયો. રાત્રે ગોઠવણ મુજબ ભિમ નૃત્યૂ ગૃહમાં ભરાઈ બેઠો હતો તે તરફ કીચક જઇ લાગો. ત્યાં ભિમે એની સાથે યુધ્ધ કરી એનો પ્રાણ લીધો અને બીજે દિને એના ભાઈ લટવા નિકળયા તેમનાં પણ તેજ હાલ કર્યા.

**કીંજળ**—આ ઈમારતી લાકડાનું ઝાડ અતિ વિશાળ ઉગેછે. એના લાકડા માટે દેશીઓમાં એવો વેહેમ છે કે એના લાકડાનો કટકો પાસે રાખવાથી તેનીપર જાદુમંતરની અસર થતી નથી. એના પાંદડાનો રસ અફીણના ઝેરનો ઉતાર ગણાય છે.

**કીડામારી**—આ વાર્ષાયૂ વનસ્પતિના વેલા દક્ષિણ હિંદુસ્થાન તરફ આગસ્ટ માસમાં નદી કાંઠે ઉગે છે. એના પાંદડાનો રસ ઔષધિ ઉપયોગમાં અતિ અકસીર હોય છે, અને તે સ્વાદે કડવો ને ઉગ્ર હોય છે. એના પાંદડાનો રસ ક્ષત ઉપર ચોપડવાથી કીડ મટે છે, તેમજ દરાજ ઉપર એના પાંદડાનાં રસને એરંડીયાના તેલમાં મેળવી ચોપડે છે. ડૉ૦ ગિબસનના મત મુજબ એના રસનો ઉપયોગ આંતરિયા તાવપર અકસીર ગણાય છે. તેમજ ઢોરોનાં પગમાં કીડા પડે છે તેનીપર એનો રસ નિચવ્યો હોય તો કીડા મરી જાય છે; આથી એને કીડામારી કહે છે. એના રસનો ઉપયોગ તામીલ વૈદો પુશકળ કરે છે. ડૉ૦ પાંડુરંગ મંત્રીના જણાવ્યા મુજબ સાધારણ પેટના દુખારા ઉપર એના બે પાંદડા પાણીમાં મેળવી ૨૪ કલાકે પાવાથી પેટ દુખતું બંધ પડે છે. એના પાંદડાનો રસ એરંડીયામાં મિશ્ર કરી દરાજ ઉપર ચોપડીયાથી તે મટે છે. ચરક મૂનિના કાળમાં આ વનસ્પતિ જાણીતી નહોતી.

**કીડી**—કીડી સફેદ, લાલ, કાળી અને કાબરચિત્રા રંગની પણ મળી આવેછે. હિંદુસ્થાનમાં થતી કીડીઓ ઘણી ભયંકર હોતી નથી પણ તેના ડંખ કેટલીક વેળા વેદના આપે છે. પશ્ચિમ આફ્રિકામાં વસતી કીડીઓ ઘણી ભયંકર હોયછે. તે એક રાતમાં ખેતરો તથા જાનવરોનો નાશ કરી શકે છે. તેમજ તેમનાં ત્રાસથી માનસો ગામ છોડી નહાશી જાયછે. યા તો પાણીમાં જઇ મુકામ કરે છે. તેઓ સૂરજના તાપથી મરણ પામે છે તેથી વાદળાં ઘેરાતાં યા રાત્રેજ દરમાંથી બહાર નિકળે છે. કોઇ વેળા વાદળાં ઘેરાયલાં જોઇ નિકળી પડતાં જો સૂરજ પ્રકાશે છે તો પછી પોતાના મોહમાંથી એક જાતની લબ કાઢી તેની છાયા તળે છુપાઇ રહે છે. આ જાતની કીડી જો સાંપને ડંખ મારે છે, તો તે મરણ પામે છે. ત્યાંના લોકો આ ઝેરી કીડીઓને પકડી પોતાના હથીયાર ઝેરી કરવા માટે તેનો બનાવેલો મસાલો ચોપડે છે.

કીડીઓનું કદ ધ્યાનમાં લેતાં તેમના જડબાં ઘણા ભયંકર હોયછે. અને તેટલા માટે તેઓ અકેક સાથે લઢતી વેળા હમેશ તેનો ઉપયોગ કરે છે. લઢતી વેળા તેઓ એકમેકને કરડે છે અને તેમના જડબાંની ચુંગાલ એટલી તો મજબૂત હોયછે કે તેમના પગ કપાઇ જવા છતાં તેઓ એક મેકને આવી હાલતમાં પકડી મુવેલી મળી આવે છે. તે વેળા તેમનો દેખાવ વિચિત્ર હોયછે. કેમકે તેવી હાલતમાં કોઇનો પગ તો કોઇનું શરીર છુટું પડેલું હોયછે. જે વેળા આ કીડી જડબાં વડે લઢે છે ત્યારે તેમના જડબાં એકમેકમાં એટલાં

તો ભેરવાઇ જાયછે કે તે પાછા છુટતાં નથી. આથી દક્ષિણ અમેરિકાના બ્રાઝીલ દેશના ચોકસ જાતના ઈંડીયન લોકો આ વાતથી વાકેફ હોવાથી તેઓ કીડીઓનો એક ઘણો અછો ઉપયોગ કરે છે. જ્યારે કોઇને ઉંડો ઘા પડે છે ત્યારે તે ચામડી સીવી લેવાને બદલે તેઓ ચીરાયલી ચામડીપર આ જાતની કીડીઓ લાવી તેમના જડબાં એ ફાટ થએલી ચામડીપર ધરતાં તેઓ તેને વળગી પડે છે કે તુરત તે કીડીની ડોક તળેનો ભાગ કાપી નાખવામાં આવે છે; અને ઘા રૂજાતાં તે ડોકાં ખેંચી કાઢે છે.

કીડીઓ દરમાં પોતાનું મુકામ કરે છે ત્યારે કેટલીક ઝાડના છિદ્રોમાં વસે છે. અમેરિકાના યૂનાઇટેડ સ્ટેટમાં ઍલીગાન નામના પર્વત તરફ કીડીઓના બે હજાર માળાઓ છે. આ માળાઓ બે થી છ ફીટ ઉંચા હોય છે. આ માળા તેઓ સેંકડો મળીને બાંધે છે. આ પોતાના સંસ્થાનમાં તેઓ મોટી ચતૂરાઈથી કારોબાર ચલાવે છે અને પોતાના ઉપરીને માન આપે છે.

કીડીઓ કેટલાંક વર્ષવેર જીવે છે એ હજી ચોકસ જણાયું નથી. પણ ચોકસ વિદ્વાનો પોતાના અનૂભવથી જણાવે છે કે તેમને જો સંભાળ ભરી રીતે રાખી હોય તો તેઓ ૧૩ થી ૧૫ વર્ષ સુધી જીવે છે; પણ છુટાપણાની હાલતમાં કયાં સુધી જીવે છે તે જણાયું નથી. કેટલાક જણાવે છે કે કીડી ૧૩ વર્ષની થતાં ઈંડા આપવા માંડે છે.

સફેદ કીડીઓ જો લાકડાં, કાગળ, ચોપડી, ફરનીચર કપડાં વગેરે જણસો ઉપર લાગુ પડતાં તેમાં છિદ્રો પાડેછે. એક જાતની કીડીને ચોમાસામાં પાંખ આવેછે ત્યારે તે મનુષ્યને ઘણાં હેરાન કરેછે. આ જાતની કીડીમાં જે મોટી હોયછે તે ૨ થી ૩ ઈંચ લાંબી હોયછે, અને તે શરીરે પણ તેવીજ જાડી હોયછે.

ઈ. સ. ૧૮૯૬ ના જુલૈ માસમાં જેરૂસલેમ ખાતે કીડીઓનો વર્સાદ થોડો વખત વરસ્યો હતો પણ સાંજે સખત ધર્તિકંપનો આંચકો લાગો હતો.

**કીતાન**—( જુઓ ગર્સેવજ. )

**કીદરપૂર**—બંગાલમાં કલકત્તાની નજદીકનું એક પરૂં. એમાં મુખ્ય કરી યૂરોપીયનોના રહેવાનાં બંગલાઓ છે. આગળ ત્યાં મી૰ જેમ્સ કયદની માલેકીની એક ગોદી હતી, પણ હાલમાં તે બ્રિટીશ સરકારને તાબેછે, હાલમાં તે સ્ટીમરોનું સમારકામ કરવાના ઉપયોગમાં લેવાયછે. ફોર્ટ વિલીયમથી આ પરૂં ૪ મૈલપર છે.

**કીદર મિન્સટર**—વારચેસ્તર શાયરને લગતું આ ગામ સેવ્હર્નના જંકશનની ઉપર ૪ મૈલપર ઉરનેસ્તરની ઉત્તરે ૧૪½ મૈલપર અને લંડનની ઉત્તર પશ્ચિમે ૧૨૧ મૈલપરૂં છે, ૧૭૩૫ થી આ શેહેર ગલીચા બનાવવાના ઉદ્યોગ માટે પ્રસિદ્ધ છે. સૂતરની મીલો તથા રંગવાની મીલોનો ઉદ્યોગ પણ સારો ચાલેછે. રીચર્ડ બેક્ષટર ૧૪ વર્ષ વેર અત્રે ધર્મ ઉપાધ્યા તરીકે હતો અને તેનું એક પુતળું ૧૮૭૫ માં જાહેરમાં મેળવામાં આવ્યું. મુખ્ય ઈમારતોમાં પેરીશ ચર્ચ, ટૌન હૉલ (૧૮૭૭) ધાન્યની વખારો (૧૮૫૫) ફ્રી લાયબ્રેરી વગેરે મુખ્ય ઇમારતો છે. ૧ લા ચાર્લસના વખતનું અત્રે મ્યુનિસીપલ ખાતું છે. પાર્લામેંટમાં ૧૮૩૨ થી એક સભાસદ મોકલવાનો આ શેહેરને હક્ક છે. ૧૮૫૧ માં વસ્તી ૧૮૪૫૩ ની ને ૧૮૯૧ માં ૨૪૮૦૩ ની હતી.

**કીનકાજુ**—આ પ્રાણી અમેરિકાનાં ગરમ દેશમાં તથા સ્પેનમાં વસે છે. દેખાવે ગરીબ પણ ઝનુની ને બીલાડી જેવું હોયછે. એનું માથું પોહળું, મોઢું ટુંકું અને મજબૂત હોયછે. આ પ્રાણી આખી રાત ખોરાકની શોધમાં ફરતું ફરી બામદાદ પડતાં તે ઉંઘાઇ જાયછે, અને સંહાજ પડતાં ચપળ બની જાયછે. એની આંખો કુંડાળા જેવી હોઇ તે ચપળ હોયછે. એનું માથું, તમામ બદન અને પુછડી કાબરચિત્રા કાળા રંગથી આછાદિત હોયછે. ગળાની બાજુ અને પગના

અંદરના ભાગો ચળકતા પીળા રંગના હોઈ પેટ ભૂરા રંગનું અને તેપર છાંટ હોયછે.

કીનકાજુ મધનું ઘણું શોકીન હોવાથી તે મધપૂડાની શોધમાં ફરતું ફરે છે. એના દાંતો ગુચવણભર્યા ને મજબૂત તીણી ધારવાલાં હોયછે. મોઢું ટુકું પણ જીભ લાંબી અને પતળી હોયછે. એના પગને પાંચ આંગળાં હોઇ તેપર મજબૂત નખો હોય છે.

**કીનટાયર**—એ લાંબુ અને સાંકડું આરગાઈલ શાયરનું દ્વિપકલ્પ એટલાનટીક અને ફર્થ ઑફ્ કલાઇડની વચ્ચે, દક્ષિણ પશ્ચિમે ૪૨ મૈલ લાંબુ અને ૪૩/૪ થી ૧૧૩/૪ મૈલ પોહળું છે. એનીપર ૧૪૯ ફીટ ઉંચાઈના પર્વતોની હારો છે. ઈ. સ. ૧૭૮૭ માં અત્રે જે દીવાદાંડી બાંધવામાં આવી હતી તે ૨૮૭ ફીટ ઉંચી છે.

**કીનકરડીન શાયર**—સ્કૅાટલંડનો એક પ્રાંત. એની ઉત્તરે એબરડીન શાયર અને 'ડી,' દક્ષિણ પશ્ચિમે ફોરફાર અને પૉર્થઇરક અને પૂર્વે ઉત્તર સમુદ્ર છે. ક્ષેત્રફળ ૩૮૪ ચોરસ મૈલ અથવા ૨,૪૫,૩૪૬ એકર છે. તેમાં ૧,૨૦,૦૫૦ એકર જમીન ખેતીવાડી માટે રોકવામાં આવી છે; અને ૨૩'૧૫૩ એકર જંગલથી છવાયલી છે. આ દેશના ૪ ભાગ કરવામાં આવેલા છે. મુખ્ય શેહેર સ્ટોનહેવન બરવ્હાઇ, બનચોરી અને ક્રૉન્સહેવન છે. ૧૮૦૧ માં વસ્તી ૨૬,૩૪૯ ની, ૧૮૭૧ માં ૩૪૬૩૦ ની ને ૧૮૯૧ માં ૩૫૪૫૨ ની હતી.

**કીનલવર્થ**—વારવિક શાયરનું આ પરૂં વારવીકની ઉત્તરે ૫ મૈલપર અને કૉવ્હેનટરીની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૫ મૈલપર છે. અત્રે ૧૧૨૦ માં જીયૉફ્રે ડી કલિનટને કિલ્લો બાંધ્યો હતો. આ કિલ્લો લગ્ન સંબંધથી જૉન ઑફ્ ગાન્ટને મળ્યો અને પછી તેના પુત્ર ૪ થા હેન્રિને મળ્યો. તે પછી આ કિલ્લો ૧૫૬૩ સુધી પાદશાહી મતા ગણાતી હતી. આ ગામમાં ચામડાં રંગવાનો મુખ્ય ઉદ્યોગ ચાલે છે. ૧૮૫૧ માં લોકવસ્તી ૨૮૮૬ ની ને ૧૮૯૧ માં ૪૧૭૩ની હતી.

**કીનરૉસ શાયર**—આ નાહાનો સ્કોટીશ પ્રાંત, પર્થશાયર અને ફાઈફની વચ્ચે છે. ક્ષેત્રફળ ૭૮ ચો. મૈલ અથવા ૪૯૮૧૨ એકર છે. એની ભૂમિ ઢોળાવદાર હોઈ તેપર ૭૩૪ થી ૧૫૭૩ ફીટ ઉંચાઇના પર્વતો છે. સેંકડે ૬૩ ટકા ભૂમિ ખેતીવાડીથી ભરપૂર છે, અને ૨૭૩૩ એકર જંગલથી ઘેરાયલી છે. અત્રેથી પાર્લામેંટમાં એક સભાસદ મોકલવામાં આવેછે. ૧૮૦૧ માં વસ્તી ૬૭૨૫ ની, ૧૮૫૧ માં ૮૯૨૪ ની ને ૧૮૯૧ માં ૬૬૬૩ ની હતી.

**કીનલૂંગ**—તાતસીંગ વંશનો આ ચીનનો શેહેનશાહ ઈ. સ. ૧૭૩૬ માં ઇ ઉંગચીંગના મરણથી ગાદીએ બેઠો. એણે ઇલૂથ પ્રજાના સરદારો તથા મોહમેદનોને દાબી નાખ્યા હતા. પ્રથમ કાલમક પ્રજાને પોતાની સત્તાથી માનચૂર્યન પ્રજાના પ્રાંતો તાબે કરી તે સર્વ પ્રાંતોને ઇલી સંસ્થાનનું નામ આપી રાજ્ય સાથે જોડી નાખ્યા. તે વેળા હિંદુસ્થાનની મોટાઈ અને શ્રિમંતાઇની વાતો સાંભળી તે તરફ ફતેહે કરવા મોટા સરદારોને રવાના કરયા પણ તેઓ બરમાના મૂલકમાંજ બે વેળા હાર ખાઇ પાછા વળ્યા. તે પછી કોચીનપર નજર દોડાવી ત્યાંના લઢતા શાહજાદાઓ વચેનો એક પક્ષ પકડી પોતાનું કામ કાઢવા જતાં મોટી શીકસ્ત ખાધી. કીનલુંગે તિબેટનું રાજ્ય તાબે કરી ત્યાંના લામાઓ ઉપર તરેહવાર ઉપકારો કરી ત્યાં સેહેલાઇથી ફતેહે મેળવી હતી, તેટલાંમાં શાનતુંગના સંસ્થાનના એક ધર્મગુરૂએ બળવો ઉઠાવી શેહેનશાહતનો મોટો ભાગ તાબે કીધો, પણ જ્યારે તેમને મોજ મઝામાં પડેલા દીઠા ત્યારે કીનલૂંગે તેમનીપર ચઢાઇ કરી તે ધર્મગુરૂને મારી નાખી ત્યાં સત્તા સ્થાપી. માત્ર ફારમોસાના બળવંત બળવાખોરો કીનલૂંગને પજવવામાં ફાવ્યા હતા. કીનલૂંગની રાજ્યનીતિ ઇન્સાફી પણ જુલમી હતી. તે પોતાના ફતેહમંદ સરદારોને નવાજતો ત્યારે હારેલાંઓને કતલ કરતો હતો. એના અમલમાં વલંદા, ઈંગ્રેજ

અને પોર્તુગીજોના એલચીઓએ ઘણા લાભ મેળવ્યાં હતાં. એણે રૂશિઆ સાથે ઉઠેલી લડાઈ થવા જોગ ભાંજગડ 'સલ્હે' કરી પટાવી હતી. એણે પોતાના અમલ દરમ્યાન ૩ વેળા મેહેસુલ માફ કરી પ્રજાને સંકટમાંથી તારી હતી. આ શેહેનશાહ વિદ્યા વિલાસી હોવાથી પાયતખ્તમાં તેણે એક પુસ્તકશાળા સ્થાપન કરી હતી. આ શેહેનશાહ ગદ્ય તેમજ પદ્ય લખાણો કરવામાં એક્કો હતો. એનું મરણ ઇ. સ. ૧૭૯૬ માં નિપજ્યું. એણે પોતાની હૈઆતી દરમ્યાન પોતાના વડા બેટાને તખતે બેસાડવાનો નિશ્ચય કર્યો પણ તે તેટલામાં મરણ પામ્યો; એ રીતે એના અનેક બેટા એની હૈયાતી દરમ્યાન મરણ પામ્યા હતા. છેલ્લે કીંઆંગને ઇ. સ. ૧૭૯૨ માં ગાદીએ બેસાડયો.

**કીનવાન**—ચીનની શેહેનશાહાતપર મીંગવંશના પરાક્રમી 'હુંગઉ'નો એ પૌત્ર હતો. બપાવાના મરણ પછી શુરાતન બતાવી ઇ. સ. ૧૩૯૯ માં શેહેનશાહ તરીકે ગાદીનશીન થયો. એનો કાકો મીન, તસીઆંગ અને તસીના દેશોપર સત્તા ચલાવતો હતો, તેને બરતરફ કરવાથી પ્રજા ઘણી ખફા થઇ. માત્ર એનો એક કાકો ઈઉંગલો જે ઇએન દેશપર રાજ્ય કરતો હતો તે બચી ગયો. તેણે પોતાના ભાઇની ખરાબી ભત્રિજાથી થએલી બીના જાણી પાયતખ્ત નાનકીનપર ચઢાઇ કરી રાજ્યગાદી મેળવી, આથી કીનવાન જંગલમાં ભટકી મરણ પામ્યો. તેની રાણી મેહેલને આગ લગાડી તેમાં બળી મુઇ અને એ રીતે ઇ. સ. ૧૪૦૩ માં કીનવાનની જુલ્મી રાજ્યનિતીનો અંત આવ્યો. એના રાજ્ય અમલ દરમ્યાન ન્યાય શાસ્ત્રને લગતો મોટો ગ્રંથ લખાઇ પુરો થયો હતો અને તે ગ્રંથને હાલમાં પણ ન્યાયશાસ્ત્રના ઉત્તમ ગ્રંથ તરીકે સ્વિકારવામાં આવે છે.

**કીનસેલ**—કૌંટીકૉર્કનું આ બંદર શેહેર કીનસેલના બંદરની પાસે છે. અત્રે ઉન્હાળામાં ઘણા શોખીનો હવા ખાવા ઉતરી પડે છે. એના બંદરનો સુવેષ્ટિત ભાગ ૨ મૈલ લાંબો ને ½ મૈલ પોહળો છે. આગળ આ શેહેર દક્ષિણ આયરલંડનું મુખ્ય બંદર શેહેર હતું પણ હાલમાં એના હરીફ કૉર્ક અને કવિન્સ્ટોનથી એનો વેપાર ભાગી પડયો છે. અત્રે માછી મારેનો મોટો ધંધો ચાલે છે. અત્રેની દીવાદાંડી પાણી ઉપર ૨૩૬ ફીટ ઉંચી બાંધેલી છે અને તેનો પ્રકાશ ૨૧ મૈલપર પડે છે. ૧૮૫૧ માં વસ્તી ૫૫૦૬ ની ને ૧૮૯૧ માં ૪૬૦૫ ની હતી.

**કીનાંના ટાપુ**—ઇસ્ત ઈંડીજના આ નાહના ટાપુઓનો ઝુમખો ન્યૂડચ ગાયનાની દક્ષિણે અને ટીપોરની ઉત્તર પૂર્વે આવેલાં છે. તેમાં મોટા કીના, નાહના કીનાં ને છુટા કીનાંના ટાપુઓ છે. એનું એકંદર ક્ષેત્રફળ ૬૮૦ ચૌરસ મૈલ હોઇ તેમાં ૨૦૦૩૦ ની લોક વસ્તી છે. આ લાંબો ને સાંકડો ટાપુ ઉત્તરથી દક્ષિણે લંબાયલો હોઇ તેમાંના કેટલાક પર્વતો જવાળામુખી છે, ને ઉંચામાં ઉંચા પર્વત ૩૦૦૦ ફીટ ઉંચા છે. ૧૯ મી સદીની અધવચમાં અત્રે મોટા ધર્તીકંપ થવાથી આ ટાપુમાં કેટલોક જાણવાજોગ ફેરફાર થઇ ગયો છે. જંગલો ઇમારતી લાકડાનાં વૃક્ષોથી ભરપૂર છે, અને ત્યાંની પ્રજાનો ધંધો માછી મારેનો છે. ૧૬૪૫ થી આ ટાપુ ડચ સરકારને તાબે છે.

**કીમ**—જરથોસ્તી ધર્મ એત્તેકાદ મુજબ 'કામા નેમો ઝામ નામના ગાથાના ૪૬ માં હાઃતું સંક્ષીપ્ત નામ, કે જે માટે હાદોખ્ત નુસ્કમાં જણાવ્યા મુજબ' એક પાપી રવાન પોતાના શબ આગળ બેસી એ 'કીમ ગાથા' નાસીપાસીથી ભણે છે. [ અને તેથી પોતાનો છુટકારો કદાચ થઇ શકશે એમ ધારે છે].

**કીરૂંગા**—આ જવાલામુખી પર્વત આફ્રિકામાં કીરૂ નામના સરોવર પાસે જમીનની સપાટીથી ૧૧૨૦ ફીટ ઊંચો છે. એના બળતા મુખનો ઘેરાવો લગભગ ૧ મૈલનો છે. આ જવાલામુખીની પેહેલી શોધ જર્મન મુસાફર લેફટનન્ટ કૌંટ ગીએટઝોંએ કરી હતી.

**કીરે**—દક્ષિણ પશ્ચિમ આયરલંડનું આ બંદર કાંઠેનું શેહેર તથા જીલ્લો મન્સ્ટર પ્રાંતમાં છે. એનું ક્ષેત્રફળ ૧૮૫૩ ચોરસ મૈલ અથવા ૧૧૮૫,૯૧૮ એકર છે. તેમાંનો ૨/૭ ભાગ ધાન્ય ઉગાડવા માટે, ૧/૪ ઉજડ અને ૧૧ ટકા કરતાં વધારે ભાગ ઘાસચાર માટે રોકાયલો છે. એની વધતામાં વધતી ઉત્તર દક્ષિણ લંબાઇ ૬૭ મૈલ ને પોહળાઇ ૫૫ મૈલ છે, અને એનો કિનારો લગભગ ૨૨૦ મૈલ લાંબો છે. પ્રદેશમાં નાહની નાહની નદીઓ વહે છે, તે શિવાય અનેક સરોવર છે. દેશની ભૂમિમાંથી લોહું, ત્રાંબુ અને શીશું નીકળે છે. કિનારા તરફના ભાગમાં ૨૦૦૦ માછીમારો વસે છે. ૧૮૪૧ માં વસ્તી ૨,૯૩,૮૮૦ ની, ૧૮૭૧ માં ૧,૯૬,૦૧૪ ની ને ૧૮૯૧ માં ૧,૭૯,૧૩૬ ની હતી. મુખ્ય પ્રજાનો ધર્મ રોમન કેથોલીક છે.

**કીલડૅરી**—આયરલંડમાં લિંસ્ટર પ્રાંતનું એક પ્રગણું. એની આસપાસ ડબલીન, વિકલૉ, કવિન્સ અને કિંગસના મહાલો છે. એનું ક્ષેત્રફળ ૬૫૪ ચોરસ મૈલ અથવા ૪,૧૮,૮૬ એકર છે. એની ભૂમિ સર્વત્ર સપાટ હોઇ અતિ ફળદ્રુપ છે. આ દેશનો સર્વ ભાગ ખેતીવાડીથી ફળદ્રુપ હોઈ લૅફાય અને ઓસનો ભાગ જાણીતો છે. મુખ્ય નદી ઑાયની અને બ્લેકવૉટ દેશમાંથી વહે છે. આ પ્રગણા તરફથી પાર્લામેંટમાં બે સભાસદો બીરાજે છે. ૧૮૪૧ માં લોકવસ્તી ૧,૧૪,૪૮૮ ની ને ૧૮૯૧ માં ૭૦,૨૦૬ ની હતી તેમાં ૫૯૦૩૪ કેથોલીક પંથી હતા.

મુખ્ય શેહેર કીલરી ડબલીનની દક્ષિણ પશ્ચિમે ૩૦ મૈલપર છે. લોકવસ્તી ૧,૧૭૨ ની છે. ૧૬ મી અને ૧૭ મી સદીમાં થએલી લઢાઇથી આ ગામનો ઘણો નાશ થયો હતો. અને ૧૭૯૮ ને ૯૯ ના બંડ વેળા મોટી હાની પોહચી હતી.

**કીવરિન્ત**—(જુઓ કંગદુઝ ફુખ્ત.)

**કીશનગંગા**—આ પંજાબની જાણીતી નદી ૩૪° અને ૪૮' કળામાં ૭૫° ને ૪'ની લંબાઇમાંથી વહેતી કાશમિરની ઉત્તર પૂર્વ સિમાપરથી ઉત્તર ખીણમાં વલાણુ લઇ ૧૨૦ મૈલ ફરી જેહેલમને મુઝફરાબાદ પાસે મળે છે. આગળ એનીપર લાકડાનો પૂલ હતો પણ હાલમાં તે ભાગી ગએલો છે.

**કીશનગઢ**—એક હિંદનું દેશી રાજ્ય. એની પૂર્વે તથા ઇશાન્ય ખૂણે જયપૂરનું રાજ્ય, અગ્નિ ખૂણે શાહાપૂર, નૈઋત્યે અને પશ્ચિમે અજમેર અને વાયવ્યે મારવાડનો મુલક છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૭૨૪ ચોરસ મૈલ છે અને તેમાં ૫,૦૦,૦૦૦ ની લોકવસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ ૧,૫૦,૦૦૦ ની છે. જમીન પહાડી ને ખરબચડી છે. નદીઓમાં બનાસ મુખ્ય છે. ભૂમિમાં શેરડી, કપાસ, અફીણ, તંબાકુ, ગહૂં, ચણા કસુંબી, જુવાર, ડાંગર, મકાઈ અળશી, તલ વગેરે પાકે છે. મુખ્ય લોકવસ્તી રજપૂત, ભીલ, જાટ, ગુજ્જર, મુસલમાન, વાણિયા વગેરેની છે. મુખ્ય ભાષા હિંદી ચાલુ પ્રચારમાં છે. રાજ્યનું પાયતખત કીશનગઢ અજમેરની ઇશાન્યે ૧૮ મૈલપર છે. શેહેરમાં મહારાજાના સુંદર મેહેલો છે. આ શેહેર પાસે ૩ મૈલપર રેલ્વે સ્ટેશન છે. રાજ્યના લશકરમાં ૫૫૦ સ્વાર, ૩૫૦૦ પાયદળ ને ૩૬ તોપો તથા ૧૦૦ ગોલંદાજો છે.

**કીશનગઢ**—ઉપલા રાજ્યનું રાજધાની શેહેર, નસરાબાદથી હાન્સીના માર્ગમાં નસરાબાદની ઉત્તર પૂર્વે ૨૧ અને હાન્સીની દક્ષિણ પશ્ચિમે ૨૨૨ મૈલપર છે, શેહેર અસલી વખતની બાંધણીવાલું કિલ્લેબંધી પામેલુંછે, શેહેરમાં આગલા વખતના ખંડીયરો જોવાજોગ છે.

**કીશનઘર**—બંગાલમાં નદ્દાના બ્રિટીશ જીલ્લાનું આ ગામ દીવાની કોર્ટનું મુખ્ય મથક છે. કલકત્તાની ઉત્તરે ૬૪ ને બરહામપૂરની દક્ષિણે ૫૪ મૈલપર છે. ગામ પાસે જીલંગી નદી વહેતી હોવાથી તેની મારફતે ૧૦ મૈલ સુધી હુગલીમાં જવાય છે, ને તે દવારે વહાણો સમુદ્રમાં જઇ શકે છે. આગલા વખતથી આ ગામ ઉત્તમ પ્રકારની મલમલ બનાવવા માટે જાણીતું છે. તેમજ ત્યાં મટોડીના પુતળાં વગેરેનો હુન્નર ઘણો ખીલેલો છે. અત્રે એક સરકારી પાડશાળા છે.

**કીશપુર**—દક્ષિણ પશ્ચિમ સરહદપર છોટા નાગપૂરના વડા સત્તા ધિક્કારીનું મુખ્ય મથક. અત્રે દિવાની ને ફોજદારી ગુન્હેગારો માટેની મુખ્ય જેલ છે, આ શેહેરની દક્ષિણે ૧½ મૈલપર દોરંદા નામે લશકરી મથક છે. ઇ. સ. ૧૮૪૪ માં ગામની પાસેની જમીનમાં કાફીની ખેતી માટે અખતરા કરી જોતાં તેના ઝાડ સારા થવા માંડયાથી હાલમાં ત્યાં મોટા પાયાપર તેની ખેતી કરવામાં આવેછે.

**કીશનપુર**—સરહિંદમાં બ્રિટીશ જીલ્લાનું આ ગામ લુધિયાનાથી ફીરોજપૂરના માર્ગમાં લુધિયાનાની પશ્ચિમે ૩૨ મૈલપર છે. આ ગામની નજદીક સતલજ નદીનો મોટો ફાંટો વહેછે, મુલક સપાટ હોઇ ફળદ્રુપ છે. કલકત્તાની ઉત્તર પશ્ચિમે ૧૧૩૪ મૈલપર છે.

**કીશહેમ**—આ ઈરાનનો ઉજડ ટાપુ પર્શિયન ગલ્ફમાં દાખલ થવાના માર્ગમાં છે, એ ૫૫ મૈલ લાંબો ને એનું ક્ષેત્રફળ ૫૧૫ ચૌરસ મૈલ છે. લોક વસ્તી ૫૦૦૦૦ ની છે. ઇ. સ. ૧૮૮૪ માં થએલા ધર્તિકંપથી અત્રેના ૧૨ ગામડા જોખમાયા હતાં અને ૨૦૦૦ મનુષ્યો નો પ્રાણ ગયો હતો.

**કીશાહેનગન**—બવેરિયાનું આ જાણીતું જળ મય સ્થાન ફ્રેંકફોર્ટઆન-મેનની પૂર્વથી ઉત્તરે ૬૦. મૈલપર સાલી નદીને કાંઠે છે. અત્રે ખ ણીજ ઝરાનું પાણી નાહવા તથા પીવાના ઉપયોગમાં લીધાથી તંદરોસ્તીમાં મોટો સુધારો થાયછે. આ પાણીથી ચામડીનાં દર્દો તથા 'ગૌટ'નું દર્દ દફે થાયછે. વસ્તી માત્ર ૪૦૨૪ ની છે, પણ ઝરાની મુલાકાત લેનારા ઓની સંખ્યા ૧૪૦૦૦ ઉપર થવા જાયછે. આ ખનીજ પાણીનાં ઝરાની પેહેલી શોધ ૯ મી સદીમાં થઇ હતી પણ તેનો અકસીર ગુણ ૧૬ મી સદી સુધી કોઇ જાણતું નહોતું. આ ઝરા ૧૯ મી સદીમાં ખરી પ્રસિદ્ધતામાં આવ્યા હતા. દર વર્ષે આ ઝરામાંથી ૫,૦૦,૦૦૦ થી ૬,૦૦,૦૦૦ બાટલી ભરી પાણી પરદેશ રવાના કરવામાં આવે છે.

**કીસ્તવાર**—આ ગામ કાશ્મિરમાં હિમાલય ના દક્ષિણ ઢોળાવપર ચીનાબના ડાબા કાંઠાપર છે. એની પાસે ૧૦૦૦ ફીટ ઉંચા ખડકો ની હારો લંબાયલી છે. ગામમાં નાહના ઝુંપડાં હોઇ ત્યાં એક મોટો કિલ્લો છે. ત્યાં શાલ બનાવવાનો ઉદ્યોગ મોટા પાયાપર ચાલે છે. મુખ્ય પ્રજા હિંદુ અને મોહમેદનોની છે. આ ગામ આગળ શીખ લઢાઇ થઈ તે વેળા ઘણું જોખમાયું હતું. કીસ્તવાર સમુદ્ર સપાટીથી ૫૦૦૦ ફીટ ઉપર છે.

**કીસવિક**—અથવા કેઝવિક. કંબરલેંડને લગતું આ શેહેર અંબલ સાઇડની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૧૬ મૈલ પરછે. એની નજદીક એક સુંદર લાકડાનો કિલ્લો અને ઝરો છે; કે જે ઝરો ઉત્તરે ૩૦૫૮ ફીટ વહે છે. આ નાહના ગામમાં અર્ધા ડજન સુંદર હોટેલ, જાહેર પુસ્તકાલય ટૈનહૉલ (૧૮૧૩ માં), સીસા પેન બનાવવનાં કારખાનાં, અને દેવળ (૧૮૩૯ માં) વગેરે ઉત્તમ બાંધકામો છે. ૧૮૫૧ માં વસ્તી ૨૬૧૮ ની ને ૧૮૯૧ માં ૩૯૦૫ ની હતી.

**કુઆસિઆએ**—એના ઝાડ અમેરિકામાં ઉગે છે. એ કદે અતિ લાંબા ને ફળદાર હોય છે. એનાં ફળો રંગે પીળાં ને સ્વાદે કડવાં હોય છે. બીરમાં કડવાસ લાવવા માટે એનું લાકડું ભઠીમાં નાખવામાં આવે છે, પણ દારૂમાં એના લાકડાંને નાખવાની સરકારની સખત બંદી છતાં તેનો ઉપયોગ છુટથી કરવામાં આવેછે.

**કુક**—આ કંદમૂળનાં ઝાડ ઘણું કરી કર્નાટકમાં આલપાઇ, ઉડપી, માંગલોર વગેરે તરફ ઉગેછે. એના કંદ જેષ્ટ માસમાં રોપવામાં આવે છે. જમીનને પોકળ કરી તેમાં લાંબા ને ઉંચ્ચા કયારા કરી ત્યાં એના કંદ રોપવામાં આવે છે. એનાં ઝાડ ૧ હાથ ઉંચાં વધે છે અને તેનાં પાંદડાનો વાસ અજમાનાં પાંદડાને મળતો આવે છે. આ ઝાડ વાંકુંતીકું વધેછે. કુકની છાલ કાળી અને પતળી હોય છે. એની છાલ પપેટા પ્રમાણે કાઢી અંદરનો માવો ખાવાના ઉપયોગમાં લેવાય છે.

**કુકટૌન**—ઉત્તર ક્વિન્સલેંડનું આ ગામ બ્રિસ-બેનની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૧૦૫૦ મૈલ પર છે. એની સ્થાપના ૧૮૭૩ માં થઇ હતી; પણ કેપટન કુકે ૧૭૭૦ માં અત્રે આવી પોતાનું વહાણ લંગર્યું હતું. આ ગામ એન્ડવ્હર નદીના દક્ષિણ ભણી ૧½ મૈલ પર છે. ગામમાં જાહેર ઇમારતો તથા કેપટન કુકની યાદગારીના બાંધકામો છે. અત્રે સુન્નું, તથા બીજા ખનીજો ઉત્પન્ન થાય છે. વસ્તી ૨૯૮૦ ની છે.

**કુકડવેલ**—એક પ્રકારનો વેલો. એના ફળ તુરિઆંના જેવાં પણ નાહના ને કડવાં હોય છે. આ ફળો ઔષધિ ઉપચારમાં વપરાય છે.

**કુકલાદીજ**—જમના નદીની પડોસમાં વસતા ટોલાનું નામ. તેમના પૂર્વજો યુનાન તરફ જઇ વસ્યા તેઓ કુકલાદીજ તરીકે જાણીતા થયા. તેઓ ગાય ઢોર ચરાવવાનો ધંધો કરે છે, પ્રથમ ગોકુલથી નિકળી જમના કાંઠે આવી વસ્યા હતા અને તેઓ પોતાને કૃષ્ણના ગોવાળના વંશજ જણાવે છે.

**કુચબિહાર**—એક હિંદનું દેશી રાજ્ય. એની ઉત્તરે તથા પશ્ચિમે દાર્જલીંગ જીલ્લો. પૂર્વે ગોવળપારા અને દક્ષિણે તથા નૈરૃત્યે રંગપૂર જીલ્લો છે. એનું ક્ષેત્રફળ ૧૩૦૬ ચૌરસ મૈલ છે, અને તેમાં લોકવસ્તી ૬૦,૨૦૦૦ની છે. વાર્ષીક ઉપજ દસલાખ રૂપ્યાની થાયછે. આ દેશ સપાટ હોવાથી અતિ રસાળ છે. તેમાં દરેક જાતનાં ધાન્ય ઉપરાંત કપાસ, તલ, ગુલી, તમાકુ, ખસખસનાં છોડ વગેરેનો પણ પાક થાયછે. મુખ્ય લોક વસ્તી હિંદુ તથા મુસલમાનોની છે.

મુખ્ય રાજધાની શેહેર કુચબિહાર આ દેશના ઇશાન્યખુણે આવેલો છે; તેમાં રાજા રહેછે. આ શેહેર ઇસ્તઇંડીઆ રેલવે લાઇન પરના રાજમહાલ સ્ટેશનથી ૧૨૫ મૈલ દુર છે. કુચબિહારના મહારાજાનો મૂળ પુરૂષ 'હાજો' નામે શખસ હતો, તેમજ કેટલાકો તેમનાં મૂળપુરૂષ તરીકે 'હરીઆ'ને જણાવે છે, હીરા અને જીરા એ બેહેનો રાજાની સ્ત્રીઓ હતી, તેમાંની હીરાને કેટલોક દેશ મલ્યો પણ જીરાએ શિવનામે શખસનો પ્યાર મેળવી પદ્વિપામી. તેણીને તેથી વિશુ અથવા બિસવાસિંહ નામે પુત્ર થયો તે કુચબિહીરનો પેહેલો રાજા થયો, તેનો પુત્ર નરનારાયેણ ૧૫૫૦ માં રાજ્યાસને આવતાં કામરૂપ દેશ તાબે કરી આસામમાં અનેક દેવમંદીરો બંધાવ્યા, એ પરાક્રમી રાજા થઇ ગયો છે, એણે ભૂતાનના 'દેબ' રાજાને તાબે કરી તેની પાસથી ખંડણી લીધી હતી. તે પછી લક્ષમીનારાયણ ગાદીનશીન થયો તેણે મોગલ પાદશાહોની તાબેદારી સ્વિકારી હતી. તે પછી લક્ષમીનારાયણ નામે રાજાપર ભૂતાનના લોકોએ ચઢાઇ કરી રાજાને કેદ કીધો; પણ ઇસ્તઇંડીયા સરકારે મદદ કરવાથી મહારાજાએ બ્રિટીશોની બાંહેધરી કબુલ કરી પોતાનું છુટાપણું મેળવ્યું. ૧૭૮૦ માં ધૂજીન્દ્રનારાયણ ગાદીનશીન થયો તેણે ૩ વર્ષે રાજ્ય કર્યું. તે પછી કુંવર હરીન્દ્રનારાયણ રાજા થયો, તેણે ૫૬ વર્ષ રાજ્ય ભોગવી ૧૮૩૬ માં મરણ પામ્યો. તે પછી સલીંદ્ર નારાયણ રાજા થયો તેણે ૮ વર્ષ રાજ્ય ભોગવ્યું, તે પછી તેના ભત્રીજા નરેન્દ્રનારાયણને ગાદી મળી. તેણે ૧૮૬૩ સુધી રાજ્યપદ ભોગવ્યું. તે પછી તેના પાટવી કુંવર નૃપેન્દ્રનારાયણ રાજા થયો તે હાલનો કુચબિહારનો મહારાજા છે.

**કુકરપાડાનો વેલો**—આ વેલાદાર વનસ્પતિનાં કંદ ઘણા વર્ષોવેર ઉગેલા વેલાને બાઝે છે, જે કંકોલ આકારનાં હોયછે. એનાં ફળ સુકવી ભાંજ્યાથી તેમાંથી બિયાં નિકળે છે. એ સ્વાદે અતિ કડવી હોયછે. એ દરેક જાતના વિષના ઉતાર તરીકે અકસીર ગણાય છે.

**કુચૈલ**—કૃષ્ણ અને બળરામ એ બે ભાઇઓ સાંદીપની નામે ઋષિ પાસે વિદ્યા અભ્યાસ કરવા થકી રહ્યા હતા, ત્યાં તેમની આગમજ કુચૈલબ્રાહ્મણ વિદ્યા અભ્યાસ કરતો હતો, આથી તેને તેઓ વડો ગુરૂ બંધુ તરીકે ઓળખતા હતા. એ મોટો વિદવાન હોવાથી તે

દરિદ્રતામાં પણ સંતોષી હતો. (એને સુદામા યા શ્રીરામા તરીકે પુરાણમાં જણાવવામાં આવ્યો છે પણ ભાગવતમાં કુચૈલ તરીકે જણાવ્યો છે.) એ પોતે કુટુંબી હતો. એક સમે એની સ્ત્રીએ કહ્યું કે "તમારો ગુરૂબંધુ કૃષ્ણ છે અને તે બ્રાહ્મણ ભક્ત છે તો તેની પાસે કાં નહિ જતા? આથી તે દ્વારિકા ગયો. ભેટ તરીકે ફાટાં તુટા કપડામાં થોડાક પહુઆ લઇ ગયો. એના આવવાની ખબર કૃષ્ણને મળતાં તેણે એનો સારો સત્કાર કર્યો પણ એણે તેની પાસે કશું માંગ્યું નહિ તેથી તેઓએ એને ખાલી હાથેજ વિદા કીધો.

રામ કૃષ્ણે તેને ખાલી હાથે ઘરે મોકલ્યો ખરો પણ વિશ્વકર્મા મારફતે તેનું નવું ઘેર બંધાવી ધન દોલતની રેલ છેલ કરી મુકી. જ્યારે એ પોતાના ઘર પાસે આવ્યો ત્યારે ઝુંપડીને ઠેકાણે મેહેલ જોઇ બહારજ વિચારમાં ઉભો. તેટલાં તેની સ્ત્રીએ આવી કૃષ્ણે પોતાની અલૌકીક શક્તિથી કેવો ફેરફાર કરી નાખ્યો તે જણાવી પોતાની જીંદગી ઇશ્વર ભક્તિમાં ગાળી.

**કુંજ**—એનો વેલો અતિ સુંદર ઉગે છે. એના પાંદડા રૂવાંટાવાલાં હોઇ તે નરમ હોયછે. એનીપરના ફુલો સુગંધીત હોય છે. એના વેલા ઉત્તમ પ્રકારની જમીનમાં છાંયડાવાલી જગામાં ઉગી શકે છે.

**કુટકી**—એક પ્રકારની હિંદમાં ઉત્પન્ન થતી વનસ્પતિ. એને સંસ્કૃતમાં કટુરોહિણી કહેલી છે. એના મૂળીયાં કુમૌન હિમાલય તરફથી પરદેશ મોકલવામાં આવે છે. આ મૂળીયાં કફહર, યોનિદોષહર, પાચક વગેરે ગુણ ધરાવે છે. એ મૂળીયાં યૂરોપીયન 'જેનશન' મૂળીયાં કરતાં નાહનાં હોયછે, પણ ગુણમાં તેના જેવાંજ હોયછે. આ મૂળીયાં હજી ઝાઝી પ્રસિદ્ધતા પામ્યાં નથી.

**કુટિઆના**—પોરબંદરની પૂર્વે ૨૫ મૈલપર ભાદર નદીના કાંઠાપરનું ગામ. એ મહાલનું મુખ્ય મથક હોઇ ત્યાં વહિવટદાર તથા પેહેલા વર્ગના મેજીસ્ટ્રેટની કચેરી છે, ગામના નામ વિશે એવી દંતકથા છે કે "કુંતી નામની કોઇ ચારણાણી ઢોરનાં ટોળાં સાથે હાલ જ્યાં આ ગામ છે, ત્યાં આવી બેસતી. પેહેલાં તેણે ત્યાં એક નેશ બાંધ્યો જે પછી પાછળથી કુંતીઆણા નામે ગામ વસ્યું, જેનું હાલ પ્રચારમાં નામ કુટિઆણા=કુંતિઆણા છે. જુનું કુટિઆણાના અથવા સાકુકાનો ટિમ્બો હાલના ગામથી પશ્ચિમે એક મૈલપર છે. ત્યાં કિલ્લાના પાયાના ખંડીયરો જણાય છે. પુરાણું કુટિઆના ઇ. સ. ૧૨૦૦ માં ઉજડ થયા પછી હાલનું ગામ વસાવવામાં આવ્યું હતું. કાઠીયાવાડ સર્વ સંગ્રહ મુજબ જુના કુટિઆણામાં એક કુવો છે તેમાં ક્ષેત્રપાળની મૂર્તિ છે જેને નવું પરણેલું જોડું પગે લાગવા જાયછે. કહે છે કે રૂકમિણીના પિતા ભિષ્મનું કુંડીનપૂર તે અહીં હતું. અત્રે રૂકમ સાથે કૃષ્ણનું યૂદ્ધ થયું તેમાં રૂકમ હારી ગયો આથી તેણે કુંડનપૂરમાં પગ નહિ મેળતાં કુટિઆંનાની દક્ષિણે ૩ મૈલપર ભોજકટ નામે એક ગામ વસાવ્યું કે જે ગામ હાલમાં કતવાણને નામે જાણીતું છે. કુટિઆણાના ભાટ તથા કવિઓ જાણીતા થયા છે. તેમાં મુખ્ય રાવલાખણ, સોરઠીઆ સારસ્વત વૈકુંઠ, ક્ષત્રીહરદાસ, ભગત, ભાટ ઠાકુરદાસ અને ભાટ ભૂપતસિંગ છે.

ગુજરાતમાં સુલતાન મુઝફ્ફર હલીમ જ્યારે સોરઠનો સુબો થયો ત્યારે તેણે કુટિઆણામાં મુસલમાનોને વસાવી તેની આસપાસ કોટ ચણાવ્યો, ને તેને મુઝફરાબાદ નામ આપ્યું. ત્યાંની જુમા મસજીદમાં ઇ. સ. ૧૫૩૯ ના સાલનો એક ફાર્સીમાં લેખ છે.

કુટિઆણામાં કાછા, લુંગી, ધોતીઆં, મીરખાની, ગજીઆણી તથા અલાયચા ઉત્તમ પ્રકારનાં બને છે.

કુટિઆણા મુસલમાનોના અમલ દરમ્યાન ચઢતી કળાએ પોંહચ્યું હતું, અને તે વખતના કાશીદાસ નામના હાકમે એની

આસપાસ કોટ ચણાવી શેહેરને મજબુતાઇ આપી હતી, પણ મોગલાઇની પડતી પછી અત્રેના મુસલમાનો ગામના ધણી થઈ નિઆમતખાન નામના સરદારને હાકેમ બનાવ્યો હતો, તે પછી પોરબંદરના રાણા સુલતાજીને હાથ કિલ્લો જતાં ૧૭૫૯ માં પ્રજાએ બંડ કરી નવાબ બહાદુરખાનના દત્તક શાહાજાદા હાશીમખાનને કિલ્લો તથા ગામ આપી દીધું હતું. પણ ૧૭૬૦ માં જુનાગઢના દિવાન અમરજીએ હાશીમખાન પાસેથી કુટીઆણા જીતી લીધું ને તે પછી અનેક ફેરફાર થતાં પણ તે જુનાગઢનેજ તાબે રહ્યું છે. ઇ. સ. ૧૮૭૨ માં લોક વસ્તી ૯૯૧૨ ની હતી, પણ ૧૮૭૮-૭૯ ના દુષ્કાળ પછી ૧૮૮૧ ની ગણત્રી મુજબ ૮૧૭૭ ની રહી હતી.

**કુંડલ**—પ્રાચીનકાળથી આ કાનમાં પેહેરવાનું ઘરેણું પ્રસિદ્ધ છે. આ ઘરેણું ચઢ ઉતર પતરીથી 'ચંગ' આકારનું બનાવેલું હોય છે અને તેની આસપાસ, મોતી હીરા અથવા માણેક જડેલાં હોયછે. આ ઘરેણું પ્રાચીનકાળમાં હિંદુ સ્ત્રી પુરૂષો પેહેરતા હતા. હાલમાં ઉત્તર હિંદુસ્થાનમાં પેહેરવાનો ચાલ છે. કુંડલો વિષે હિંદુ ધર્મ કથામાં જાબજા વર્ણન મળેછે.

**કુંડલી**—જન્મ કાળની કુંડલી ઉપરથી મનુષ્યના જીંદગીમાં બનનાર ફેરફાર ગણત્રીથી કાઢી જાણી શકાય છે.




જન્મ કાળના *લગ્નની રાશી ૧ લા આસ્થાને (ઘેરમાં) લખવામાં આવેછે. તે સ્થાનને પેહેલું સ્થાન કહે છે. પછી તે સ્થાને ૧૨ રાશીમાંની કોઇ પણ રાશી આવે. કુંડળીમાં બે, ત્રણ, ચાર ઇત્યાદી અંક માંડેલા હોયછે, તે તે સ્થાનને ત્રીજું ચોથું વગેરે સ્થાન કહેછે, અને તે તે રાશીને જન્મ કાળે જે જે ગ્રહ હોય તે તે સ્થાને લખવું. આ ૧૨ સ્થાનને અનુક્રમે જ્યોતિષ શાસ્ત્રમાં તનુ, ધન, સહજ, સુહૃત, સૂત, રિપુ, મૃત્યુ, ધર્મ, કર્મ, આય, વ્યય એવી સંજ્ઞા આપી છે. આ સંજ્ઞાથી બોધીત થનારી અને તે સંબંધી સર્વ વાતોનો વિચાર તેના સ્થાનની રાશીના ગ્રહ ઉપરથી અને બીજો વિચાર ગ્રહોનો તે સ્થાન સાથે નજર સંબંધ હોય તે ઉપરથી કરે છે.

દાખલા તરીકે પત્ની સંબંધી સર્વ ફળનો વિચાર સાતમાં સ્થાન ઉપરથી કરેછે. આ બાર સ્થાનને બીજી પણ ઘણીક સંજ્ઞાઓ છે, જીંદગીમાં આ બારજ વાતોનો સંબંધ હોયછે, એમ નથી પણ તે સામાન્ય સંજ્ઞા છે જે વાતોનો વિચાર કરવો હોય તે ૧૨ માંના કોઇ પણ સ્થાનમાં કલ્પેલી હોય છે. દાખલા તરીકે રાજા સાથે સંબંધ ધરાવનારી ઘણીખરી વાતોનો વિચાર ૧૦ માં સ્થાનપરથી કરવામાં આવેછે. ઘણાંખરા ફળનો વિચાર જન્મ લગ્ન કુંડલી ઉપરથી કરે છે. કદાચજ રાશી કુંડલી ઉપરથી એટલે જેમાં જન્મ રાશી પ્રથમ સ્થાને લખેલી છે એવી કુંડલી ઉપરથી કરે છે. તે શિવાય કુંડલીના બીજા અનેક પ્રકાર છે.

* લગ્ન એટલે જન્મકાળે જે રાશી ક્ષિતિજમાં હોય એટલે ઉદય થતી હોય તે. તે કુંડલી ભૂમિપર લંબસ્થ ક્રાંતિવૃત્તના પાતાળમાં પકડવી. લગ્ન પૂર્વ બાજુએ અને સાતમું સ્થાન પશ્ચિમે એટલે તેજ ઇષ્ટ કાળની આકાશમાંની ગ્રહ સ્થિતિ કહેવાય. તેમાં ઉપરનું અર્ધું ઉદય પામેલું અને નીચેનું અસ્ત પામેલું હોય છે. ૧૦ મું સ્થાન મધ્ય અને ૪ થું તદન પાતાળમાંનુ સ્થાન છે.

**કુંડલીયા છંદ**—પિંગળ શાસ્ત્ર મુજબ કુંડલિયા છંદમાં જે પ્રથમ વ્યંજન બે ત્રણ આવે તેજ વ્યંજન પાછા અંતે આવવાં જોઇએ, એવો નિયમ આગળથી ચાલ્યો આવેછે. તેમાં પેહેલો દોહરો કરીએ, પછી દોહરાના ૪ થા ચરણનો બીજી વેળા ઉચ્ચાર કરીને રસાવળીછંદના પાદની બીજી યતી મેળવીયે. એટલે તે રસાવળીનું ૧ પાદ પુરૂં થઇ રહે, તેવાં બીજા ૩ પાદ કરવાથી ૧ રસાવળી છંદ પુરો થાયછે. એ રીતે બરાબર દોહરાને બીજો રસાવળી એમ ૨ છંદ બોલિયે એટલે ૧ કુંડળિયો પુરો થાયછે.

**કુડો**—આ ઉદભિજ વનઔષધિ વર્ગનું છે. એના ફુલો તથા શીંગોનું શાક બને છે. એના ફુલો સફેદ અને શીસવાનાં ફુલ જેવાં હોય છે. એ સ્વાદે કડવાં છતાં તેનું શાક બનાવવામાં આવે છે.

**કુડો સફેદ**—એક જાતની વનસ્પતિ. એનાં બિયાં તથા છાલ ઔષધિમાં યોજેલાં છે. એના ફળમાંથી જે બિયાં નિકળે છે તેને ઈંદ્રજવ કેહે છે. ડૉ૦ પાંડુરંગ મંત્રીના જણાવવા મુજબ મૂળવ્યાધીમાં રકતસ્ત્રાવ બંધ કરવા ડૉકટર કષ્ટાગ્રીએ ૧૫ માસના બાળકને જે પેટવારે લોહી પડતાં હતા તે એના કાવાથી બંદ કરી શકાયા હતા. એની છાલ તથા બિયાંમાંથી એક પ્રકારનો અર્ક કાઢી શકાય છે. તેને 'કુર્ચીન' અથવા 'રૈટીન' કહે છે. એનાં મૂળીયામાં તથા છાલમાં તાપનો નાશ કરનાર તથા રકત શુદ્ધિ કરવાનો જાતી ગુણ છે. એનો કાવો નીચે મુજબ બનાવવામાં આવેછેઃ—૮ ઔંસ છાલ, ૨૪ ઔંસ પાણીમાં ઉકાળી અર્ધા શેરને અર્ધપાવ પાણી રહે ત્યાં વેર તેને ઉકાળવું ને તેમાંથી ૧ાા ઔંસ દિવસના ૩ વખત પાઉં. એનાથી ગમે તેઓ હઠીલો તાપ નરમ પડે છે. એનાથી કુર્ઈનન જેવા બીજા અવગુણ થતાં નથી. અર્વાચીન શોધકોએ આ છોડના છાલ કરતાં ફળ માહેલાં બિયાંનો ઉપયોગ રક્તાતિસાર અને આંતર્યા તાવ પર યોજેલો છે. આ ઝાડની છાલ કરતાં એના મૂળિયામાં વિશેષ ગુણ હોયછે, અને તેમાં સેંકડે ૩ ભાગ પ્રમાણમાં એક સત્વ મળે છે તેને 'કેનસીન' કહે છે.

**કુતબુદ્દીન અયબક**—આ દિલ્લીપતિ પેહેલાં શાહાબુદ્દીન ઘોરીનો ગુલામ હતો, પણ દરજ્જે બદરજ્જે વધતો લશકરનો સરદાર થયો. ઈ. સ. ૧૧૯૨ માં અજમેરના રાજા પૃથુરાજને હરાવી મોટી નામના મેળવી. એજ વર્ષથી કુતબુદ્દીને દિલ્લી તથા મિરતમાં રાજ્ય સત્તા સ્થાપી અને પોતાની સત્તા બંગાલ સુધી વધારી ૧૨૦૬ માં શાહાબુદ્દીન મરણ પામતા તેનો ભત્રીજો ગયાસુદ્દીન મહમદ ગાદીનશીન થયો. તેણે એજ વર્ષમાં ૨૭ મી જુને કુતબુદ્દીનને સુલતાનનો ઈલકાબ આપી રાજ્યછત્ર, તખ્ત અને તાજ ભેટ તરીકે આપ્યાં. તે પછી કુતબુદ્દીને દિલ્લી શેહેર પોતાનું પાયતખત બનાવી ત્યાં ૪ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો; પણ એણે જાહોજલાલીભરી સત્તા ૨૦ વર્ષ વેર ભોગવી હતી. એનું મરણ ઈ. સ. ૧૨૧૦ માં લાહોર ખાતે ઘોડા ઉપરથી પડી જતાં નિપજ્યું હતું. એના પછી એનો દત્તકપુત્ર ગાદીનશીન થયો.

જુની દિલ્લીમાં જે જામે મસજીદ હાલ કુવત અલ ઇસલામને નામે જાણીતી છે, તે આગળ હિંદુનું મંદિર હતું અને તેને ભાંજી ફેરફાર કરી કુતબુદ્દીનને મસજીદમાં બદલી નાખ્યું અને પછી શમ્સઉદ્દીન અલ્તમસ તથા અલાઉદ્દીન ખીલજીએ તેમાં ફેરફાર કર્યો હતો. દિલ્લીમાં આ ગુલામ (તુર્ક) વંશના ઘોર ખાનદાને નીચે મુજબ રાજ કર્યું.

| | ઈ. સ. | હિ. સ. |
|---|---|---|
| કુતબુદ્દીન અયબક ... ... ... ... ... | ૧૨૦૬ ... | ... ૬૦૨ |
| અમીરશાહ (ઉપલાનો બેટો) ... ... ... ... | ૧૨૧૦ ... | ... ૬૦૭ |
| શમ્સઉદ્દીન અલ્તમસ ... ... ... ... | ૧૨૧૦ ... | ... ૬૦૭ |

| | ઈ. સ. | હિ. સ. |
|---|---|---|
| રૂકનુદ્દીન ફીરોજ ... ... ... ... ... | ૧૨૩૬ ... | ... ૬૩૩ |
| સુલતાના રજીઆ (અલ્તમસની બેટી)... ... ... | ૧૨૩૬ ... | ... ૬૩૪ |
| બેહરામશાહ (અલ્તમસનો બેટો) ... ... ... | ૧૨૪૦ ... | ... ૬૩૭ |
| અલાઉદ્દીન મસાઉ (ફીરોજનો બેટો) ... ... ... | ૧૨૪૨ ... | ... ૬૩૯ |
| નાસરઉદ્દીન મહમદ (અલ્તમસનો બેટો) ... ... | ૧૨૪૬ ... | ... ૬૪૪ |
| ગ્યાસુદ્દીન બલબન (અલ્તમસનો ગુલામ.) ... ... | ૧૨૬૬ ... | ... ૬૬૪ |
| કયકોબાદ (અલ્તમસનો પૌત્ર) ... ... ... | ૧૨૮૬ થી ૧૨૮૮ ... | ૬૬૫ થી ૬૬૮ |

**કુતબુદ્દીનખાન કોકલતાશ**—એનું જન્મ નામ શેખકુતબ હતું અને એ જહાંગીર પાદશાહનો દુધભાઇ હતો. જહાંગીરે એને ૫૦૦૦ ના લશકરના સરદારની પદ્ધિ અને ૧૬૦૬ માં બંગાલની હાકમી આપી હતી. એને બર્દવાન ખાતે શેરઅફ્ઘન ખાને મારી નાખ્યો હતો. આ શેર અફ્ઘનખાન નૂરજહાનનો ભર્તાર હતો અને તેની પાસે જહાંગીર તરફથી નૂરજહાનને તલાક અપાવવા એ શેરઅફ્ઘનને સમજાવવા જતાં તેના ગુસ્સાનો ભોગ થઇ પડયો હતો. (જુઓ નૂર જહાન) એના શબને ફતેહપૂર શીકરીમાં દાટવામાં આવ્યું છે.

**કુતબુદ્દીન મહમદ ઘોરી**—અલાઉદ્દીન ઘોરીનો એ બેટો. એ ગીજનીના બેહરામશાહની બેટી સાથે પરણ્યો હતો. એણે ઘોરમાં પોતાનું ફીરોઝખો નામે શેહેરને પાયતખત બનાવ્યું અને પોતે પાદશાહી એલકાબ ધારણ કર્યો હતો. એણે ગીજનીપર ચઢાઈ કરવાનો નિશ્ચય કરતાં સુલતાન બેહેરામે એની મતલબ જાણી એનો પ્રાણ લીધો હતો. આ વખતથી ઘોર અને ગીજની ખાનદાન વચ્ચે કુસંપ જાગ્યો હતો. સફઉદ્દીન સુસે આ પોતાના ભાઇના ખૂનનો બદલો લેવા ગીજની પર ચઢાઇ કરી પણ હાર પામી હિંદુસ્થાન નહાશી ગયો. થોડી મુદત પછી સફઉદ્દીન ગીજનીના વતનીઓને હાથે સપડાયાથી સુલતાન બેહેરામે એને બળદપર ઉંધો બેસાડી આખા શેહેરમાં તેને નામોશી વચ્ચે ફેરવી તેનું ડોકું કાપી તેના કાકા સુલતાન સનજાર ઉપર મોકલ્યું હતું.

**કુતરો**—પ્રાચીન દંતકથાઓ મુજબ ઇશ્વરે મનુષ્યની ઉત્પતિ સાથે કુતરો પેદા કર્યો હતો. જ્યારે ઈશ્વરે પ્રથમ 'આદમ'નું પુતળું બનાવ્યું ત્યારે તેને ઘોડાઓના પાદશાહે મારી નાખ્યું, આથી ફરીથી તેને બનાવી તેની રખેવાળી માટે કુતરો પેદા કીધો હતો.

જરથોસ્તીઓના ધર્મ સંબંધી ગ્રંથોમાં કુતરા વિશે જાબજા વર્ણન મળે છે, તેમાં વંદીદાદમાં કુતરાની ૧૦ જાતો વર્ણવી છે. તે મુજબ—ભરવાડનો કુતરો, પ્રફસ્તરોનો શેકાર કરનાર, ઘેરની પાસબાની કરનારો, નાહનો કુતરો, આંધળું કુતરૂં, ઝંઝુ કુતરો, 'અઇવીઝુ કુતરો, વિઝુ કુતરો. ઉરૂપી જાતનો, અને વહ્રૂપર કુતરો. 'અવસ્તાઇ પ્રાણી વર્ણન' નામની ચોપડીમાં જણાવ્યા મુજબ "ઉપર જણાવેલી જાતોમાંથી ભરવાડી કુતરો, મોહલાની પાસબાની કરનાર કુતરો, શેકારી કુતરો, નાનું કુતલીયું, આંધળું કુરકુરીયું; એઓના કામ અને ઉપયોગ વિષે તેમના નામો ઉપરથી આપણને સમજણ પડી શકે છે, પણ 'ઝાંઝુશ' આઇવીઝુશ અને વિઝુશ નામો કયા જાતના કુતરાઓને આપવામાં આવ્યાં હતા, તે નક્કી થયું નથી. ધાતુ ઉપરથી તેમનો અર્થ ઝું=તરતનું ભસવા શીખેલો, અથવા ભસવું શરૂ કરનાર અને હજી અવાજ નહિ કાઢી શકનાર કુતરો થઇ શકે છે. આ અઇવિઝુ કુતરાના કાન ભેંસના જેવા લાંબા હોયછે. એ જાતોમાં 'વહ્રૂપર' જાતના કુતરા વિષે વંદીદાદમાં વર્ણન આપ્યા મુજબ આ કુતરો તિક્ષણ કાંટાવાલો, નાજુક માથું ધરાવનાર છે. જેને બુરૂં બોલનાર માણસો

'કુજક'ના નામથી ઓળખેછે. સ્પેન્તામઇન્યુશના પ્રાણીઓમાંનું આજ પ્રાણી સ્પેન્તામઇન્યુશને લગતું છે કે, જે દર બામદાદે સુરજ ઉપર ચઢતાં વાર હંજાર દુશમનોને મારી નાખનાર લઢવૈયા મિસાલે અંઘરેમઇન્યુશની સામે ધરે છે. આ તિક્ષણ કાંટાવાલો, નાજુક માથું ધરાવનાર, વહ્હાપર કુતરો, જેને બુરૂં બોલનાર સખસો 'દુઝક' કરી કહેછે તેને ઓ "પવિત્ર જરથોસ્ત જે કોઇ મારી નાખેછે તે પોતાના રવાનને મોહોત બક્ષે છે (અને તેની અસર), તેના નવ પહેડીનાં સગાંઓ સુધી (પોહચેછે) અથવા જો તેણે પોતાની જીંદગીમાં તે (વાંક) માટે (ફરમાવેલી) તોજેશ સંપૂર્ણ કરી ન હોય તો પ્રથમ તેને ચિન્વદપૂલ પસાર કરવો મુશ્કેલ પડેછે." આ વહ્હાપર અથવા દુઝક કુતરો તે ડૉ૦ હાર્લે મુજબ હિંદુસ્થાનની ઉત્તરે અફઘાનિસ્થાનમાં મળતા હતા. ગીન (Phatagin) અથવા પૅન્ગોલીન (Pangolin) જાનવરને મળતું છે. કારણકે આ 'દુઝક' વિષે આવેલાં બુનદેહેશ અને સદ્દર કેતાબના ફકરાઓની સરખામણી કરીને આ વિદ્વાનના જણાવ્યા મુજબ 'આ જાનવરોની રીતભાત અને બાંધા ઉપરથી તેમને વહ્હપર અથવા 'દુઝક' સાથે સરખાવી શકાય છે, કારણકે તેઓ બન્ને કિડીઓના શોખીન, ઘણીજ ધીમીચાલનાં, પાતલા તથા લાંબા માથાવાલાં તથા શરીર ઉપર ઘણા તિક્ષણ ભિંગડા ધરાવનારા હોયછે. આ જાનવરના હરીફ તરીકે 'જઇરિમ્યકઉર' પ્રાણી છે. એ દિવસ અને રાત દરમ્યાન એકજ વેળા ભસેછે. જેમ વહ્હા કુતરાને મારનારને મોટો ગુન્હા લાગે છે તેમ આ જઇરિમ્યાકને મારવાથી સવાબ હાંસલ થાયછે, અને તેના સર્વે ગુન્હા ભરેલા વિચારો, સુખનો અને કામો ધોવાઇ જાયછે." વળી વંદીદાદની ૧૩ મી પરગર્દમાં જુદી જુદી જાતના કુતરાને મારનારને માટે તેમજ તેમના કાન, પગ, પુછડી વગેરે અવ્યવોને ઇજા કરનારને ચઢતી ઉતરતી શિક્ષા ફરમાવેલી છે.

વંદીદાદની ૧૩ મી ફરગર્દના ૪૪–૪૮ ફકરાઓ મુજબ કુતરો આથ્રવનના જેવી, લઢવૈયાના જેવી, ખેડુતના જેવી, ગુલામના જેવી, ચોરના જેવી, શેકારીના જેવી, અને બાળકના જેવી જુદી જુદી ૩૨ ખાશીયતો ધરાવેછે.

અવસ્તાઇ જમાનામાં પણ કુતરા પાસે, ઘેર ઢોર વગેરેની પાસબાનીનું કામ કરાવવામાં આવતું હતું અને તેમને ગોસ્ત, દુધ, ચરબી વગેરેનો ખોરાક ખાવા આપવામાં આવતો હતો. જ્યારે કુતરો હડખાયલો થતો ત્યારે તેની સંભાળ લેવાની ખાસ ફરજો વંદીદાદમાં દર્શાવ્યા ઉપરાંત, એવો કુતરો કોઇ ગોસપંદ યા મનુષ્યને કરડે તો તેને તેના ગુન્હાના પ્રમાણમાં શિક્ષા ફરમાવી છે. તેમજ દર્દી કુતરાને બેદરકારીથી કુવા તલાવ યા નદીમાં પડવા દીધાથી તેનો ગુન્હા બાજદીયસની દીનવાલાને લાગતો હોવાથી આ ઉપયોગી પ્રાણીને બનતાં સુધી સંભાળવાનું ફરમાન છે.

'સગદીદ' યાને મુવેલા શબ ઉપર કુતરાની નજર પાડવાની રીત અવસ્તાઈ જમાનાથી જરથોસ્તીઓમાં ચાલતી આવેલી છે. આ સગદીદ કરવાની મતલબ એ છે કે જાનવરની આંખમાં કોઇ એવી ગુપ્ત શક્તિ હોયછે કે જેથી નજીરાત તે શબ પાસથી દૂર થઇ શકે છે. જ્યાં કુતરા મળતા નથી ત્યાં માંસ ખાનારા પક્ષીઓને તે શબ ઉપરથી ઉડાડવામાં આવે છે. વંદીદાદની ૭ મી પરગર્દના ૩ જા ફકરા મુજબ કુતરો લાસને જોય અથવા ખાય યા માંસ ખાનારા પક્ષીઓ તેની તરફ ઉડી જાય ત્યાંવેર તે 'દ્રુજે નસૂસ' ગુજરેલા ઉપર રહે છે. જ્યારે કુતરો તે જોય અથવા ખાય ત્યારે 'દ્રુજે નસૂસ' પશ્ચિમ દિશા ભણી એક માખના રૂપમાં ઉડી જાયછે, તે માટે મનુષ્ય મરણ પામતાં જ તેને સગદીદ કરવાનો જરથોસ્તીઓમાં રેવાજ ચાલુ છે.

જરથોસ્તીઓમાં કુતરાને જેમ વખાણ્યો છે તેમ કેટલીક પ્રજાએ તેની તરફ નાપસંદગી બતાવી છે. તેમ દુન્યાની જૂદી જૂદી

કોમોમાં તેને કોઇએ પુજ્ય માન્યો છે ત્યારે કેટલાકોએ તેને ધિક્કાર્યો છે.

પ્રાચીન હિન્દુઓ કુતરાને ઘણું નાપાક જાનવર ગણતા ને તેથી તેને ધિક્કારતા.

સિરિયા દેશમાં કુતરાઓની મૂર્તીની પુંજા ઘણા ભક્તિભાવથી કરે છે. પ્રાચીન ઇજીપશીયનો કુતરા તથા શિયાળના મિશ્ર ચેહેરાવાલા 'અન્યૂ બિયસ' નામના દેવતાને ભક્તિભાવથી પૂજતા હતા. ઇજીપશિયનો એક વેળા કુતરાને અતિ પવિત્ર પ્રાણી ગણી તેને પુજતા. તેને પીડા આપનારને સજા કરતા. એક વેળા કોઇ રોમન શખસે અજાણતા એક કુતરાનો પ્રાણ લીધો તેથી લોકોએ તેને મારી નાખ્યો હતો. એક ગામમાં પવિત્ર ગણાતા આ પ્રાણીને બીજા ગામડાના કોઇ માણસે માર્યું હોય કે ખોરાકમાં વાપર્યું હોય તો તે ગામના લોકો બીજા ગામ પર ચઢાઇ કરતા. કોઇ ઘેરમાં કુતરૂં મરી જાય તો એક સગું મરી ગયું હોય તેમ ઘેરનાં માણસોને શોક પાળવો પડતો, અને શબમાં સુગંધી ભરી તેને પવિત્ર ભૂમિમાં દફનાવતા હતા. સિરીયસ જેને Dog-Star કહે છે, તેની નિશાન લેખે કુતરાને પુંજવામાં આવતો. તેનું કારણ તેઓ એવું માનતા કે એ 'ડૉગ સ્ટાર' જ્યારે દૃષ્ટિ મર્યાદા આગળ દેખાય છે, ત્યારેજ નાઇલ નદીમાં મોટી રેલ આવેછે, અને તેથી એને નાઇલ નદીમાં પુર લાવનાર દેવતા તરીકે માને છે.

'હાઇપર બોરિયન' પ્રજા કુતરાને ખરા ભક્તિભાવથી પૂંજે છે, અને તેઓ કુતરાને મનુષ્ય જાતનો જન્મ આપનાર ગણે છે. ચિપ્પૂઅન પ્રજાની દંતકથા મુજબ તેઓની ઉત્પંતિ કુતારાથી થઇ છે, તેથી તે લોકો કુતરાને પુંજે છે.

'ગ્રિન્સલેંડ'ની પ્રજા કુતરાને આદમ જાતના પૂર્વજ તરીકે માને છે ને તેથી તેની તરફ માન ધરાવે છે. જ્યારે ગ્રહણ થાયછે ત્યારે તેઓ એવું માને છે કે સૂર્યની પુઠે તેનો ભાઇ ચંદ્ર દોડે છે, માટે કુતરાના કાન મરડી તેને ભસવાની ફરજ પાડે છે. જો કુતરાનાં કાન મરડીયા છતાં તે ભસતું નથી તો તેઓ આફત આવવાની નિશાની સમજે છે.

જેપાનીસો પણ કુતરાં તરફ ભક્તિભાવ ધરાવી તેને પૂંજે છે, કેમકે તેઓ એવું માને છે કે કુતરાનાં ગ્રહમંડળ વખતે ત્યાંના રાજાનો જન્મ થયો હતો અને તેથી તે પવિત્ર છે.

કેટલીક પ્રજા કુતરાનું મૌસ ખાવાના ઉપયોગમાં પણ લીયે છે. નામીચો યુનાની તબીબ હિપોક્રેટીસ જણાવે છે કે કુતરાનું મૌંસ ખાધાથી ગોટલાં બંધાય છે, પણ એ મૌંસ પાચન થવું મુશકેલ છે.

પ્લિનિ કહે છે કે આપણા વડવાઓ કુતરાના મૌંસને એટલો તો નાદર ખોરાક ગણતા હતા કે ઘણીક વખત પ્રાયશ્ચિત અર્થે કુતરાનું મૌસ પકાવીને કુરબાન કરતા. હાલમાં પણ દેવતાઓના માનમાં કરવામાં આવતા ખાણા પર નાહના કુતરાનું મૌસ પીરસવામાં આવે છે.

એપિકસ નામનો એક ગ્રંથકાર જે ખાણુ પકાવવા બાએ એક નવાઇ જેવો ગ્રંથ બહાર પાડી ગયો છે, તેના જણાવવા મુજબ 'રોમન લોકો મોટા કુતરાઓને માતેલા બનાવી તેને મારી ખાતા હતા.

હાલમાં ચીનના પેકીન શેહેરમાં કોઇપણ મોટા ખાનાની ટેબલપર કુતરાના મૌંસની વાણી હોવી જોઇએ એવો ચાલ છે. પલુટાર્કના જણાવવા મુજબ કુતરાને મારી ખાઇ જવા માટે એક ખુનખાર લઢાઇ થઇ હતી. 'ઑકસીરીન્ચીસ'ના લોકોએ કુતરાને મારી નાખીને તેના મૌસનો ખોરાક તરીકે ઉપયોગ કીધાથી 'સાઇનો પોલીસ્ટ'ના લોકો જેઓ કુતરાને ઘણું માન આપતા હતા તેઓએ જબરી લઢાઈ લઢી હતી.

હરકયુલીસના ૧૨ મહાભારત કામોમાં એક ૩ માથાના કુતરાને મારવાનું કામ જાણીતું થએલું છે. આ ૩ માથાનાં કુતરાને હરકયુલિસે મારી ઑલિવ્હનું તાજ પેહેર્યું હતું.

અમેરિકાની ઉત્તરે આર્ટીક મહાસાગરના

એસકિમો નામના બરફના મુલકમાં વસતા કુતરા જન્મથી મરણ સુધી બરફમાંજ વસે છે અને તેઓ બરફ ઉપરથી ગાડી ઘસડવાનું કામ અતિચાલાકીથી બજાવેછે. આ કુતરાની જાત કદી ભસતી નથી.

કુતરાને પાણીની તંગીથી, ખરાબ હવાની અસર યા ખરાબ ખોરાકને લીધે હડખું લાગેછે. હડખાયલું કુતરૂં બીજા કુતરાને કરડવાથી બીજું કુતરૂં પણ હડખાયલું બનેછે.

કુતરાને જે હડખું લાગેછે તે તેની ઝેરી લાળમાં હોયછે, અને તે કડવાથી યા કોઇ જખમ ચાટવાથી મનુષ્ય યા કોઇ પણ પ્રાણીને તે દર્દ લાગુ પડે છે.

કુતરૂં મનુષ્યને કરડીયા પછી કોઈ વેળા તેની તુરત અસર થાયછે. કુતરાને હડખું લાગતાં તે ચીરડાઉ, બેચેન, ધબરાટથી દોડતો, પોતાની ચામડી જોશથી ચાટતો, કાવરો બાવરો બની સામા ધણીપર ઘુરકવા મંડી જાયછે. તેની રૂચી જતી રહી, નહિ ખાવા લાયક ચીજો તે કરડેછે, ઝીપલાં મારે છે અને બાંધ્યો હોયતો છુટતાં જેને તેને કરડવા દોડેછે. તે વેળા જેટલા કુતરાને યા માણસને તે કરડેછે તેમને હડખું લાગેછે. બીજે દિવસથી તેના મોહમાંથી લબ ગળવી શરૂ થઇ તેને પાણીની સોખારી લાગેછે, તે પછી તે એવીજ ટવલતી હાલતમાં અછાડ પછાડ કરતો દોડી મરણ પામેછે.

મનુષ્યને કુતરાનું હડખું લાગતાં તેને પ્રથમ સૂયા ભોકાતા હોય તેવી વેદના થઇ ઝણઝણી ભરાઇ આવી વવ ઉત્પન્ન થાયછે; પછી તેને થંડી તેમજ ગરમી લાગવા માંડી ફેર આવે છે, અને તેની ઉંઘ ઉડી જઈ તેને બેચેન બનાવે છે. આવી વેળાએ તેને પાણીનાં નામે કંપારી છુટે છે, તેથી નહાસતો ફરે છે પણ તેને પાણીની સોખારી હદ ઉપરાંત લાગે છે, તે છતાં તે પાણીના નામે દૂર નહાછે. તેનાથી ખોરાક લેવાતો નથી અને ખોરાક લેતાં ગળુ ચીમરાઇ જાયછે, ને વેદના થાયછે, તેમજ તેની ચામડી અતિ નાજુક બની હવામાં ફેરફાર થવા સાથે તેનામાં ઘણો ખરાબ ફેરફાર થાયછે, અને એવી વેળા તેને જરા પણ અવાજ પસંદ હોતો નથી, અને તેટલાં જો વાદળની ગર્જના થાય છે તો તેથી તે બાવરો બની જીવને જોખમમાં નાખે છે. આ વેળા અકસીર ઈલાજ તેપર અજમાવવામાં નથી આવતો તો તે ૭ થી ૮ દિવસમાં મરણ પામે છે.

**કુંતલરપૂર**—સૂરતની દક્ષિણે ૮૦ મૈલ ઉપર દમણ બંદરથી ઇશાન્ય તરફ ૬ મૈલપર બગવડા નામે ગામ છે, તેની પાસે અર્જુનગઢ નામનો પેશવાએ બંધાવેલો કિલ્લો છે અને આ કિલ્લાથી પાંચ મૈલ ઉપર કુંતિલભોજ રાજાનું કુંતલપૂર નામે નગર હતું. પણ હાલમાં તે એક નાહના ગામડા જેવું છે. તેની પાસે રૂકમિણીનું દેવાલય છે. આજ દેવળમાં કૃષ્ણ તથા રૂકમણિના લગ્ન થયાં હતાં. તેમજ દેવળ પાસે શીશુપાળનો ગુફો છે, કે જ્યાં શીશુપાળ મરણ પામ્યો હતો.

જે દેવીના મંદીરમાં રૂકમણિનું લગ્ન થયું તે દેવી પેશવાઇ અમલ વેળા અર્જુનગઢમાં હતી, પણ હાલમાં તેનું મંદીર કિલ્લાની તળેટીમાં ગંજાવર બાંધણીનું છે, અને તેના ખર્ચ માટે ઈંગ્રેજ સરકાર તરફથી દર વર્ષે ચાલુ વર્ષાસન મળે છે.

**કુંતી**—યદુકુલોત્પન્ન 'શૂર' રાજાની કન્યા પૃથા. એનેજ કુંતીભોજે દત્તક કરી લીધી તેથી એનું નામ કુંતી પડયું. એ કુમારી હતી ત્યારે દુર્વાસા ઋષિ કુંતિભોજ રાજાને ઘરે મેહેમાન તરીકે ઉતર્યો, તે વેળા કુંતીએ તેની સારી સેવા કરવાથી તે પ્રસન્ન થયો; અને જતી વેળા સૂર્ય, યમધર્મ, વાયુ, ઈંદ્ર અને અશ્વનીકુમાર આ દેવતાના મંત્રો શિખવ્યાં અને કહ્યું કે, "જ્યારે તું પરણીને પુત્રસંતાન લાયકની થાય ત્યારે તું આ મંત્રનો જપ કરશે કે તે દેવતા પ્રગટ થઇ તને પુત્ર આપશે, પણ યોગ્ય અવસ્તા વિના આ જપ કરવો નહિં." આ મુજબ ચેતવણી આપી ઋષિ ગયા કેડે એક સમે કુંતીના મનમાં

મંત્રની ખૂબી જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, આથી તેણીએ સૂર્યનું મંત્ર ભણ્યું કે તૂરત સૂર્ય પ્રગટ થયો, ત્યારે કુંતી ભયભિત થઇ; સૂર્ય પાસે માફી માંગી પાછો જવા વિનવ્યો, પણ સૂર્ય પાછું નહિ જતાં તેની સાથે રત કીધું, તેથી કુંતીને ગર્ભ રહ્યો. આથી કુંતી શરમને લીધે ૯ માસ ખાનગી જગામાં જઈ રહી. કવચકુંડળ યૂકત સુંદર પુત્રનો જન્મ આપ્યો. આ બાળકને જન્મ આપતાં એક પેટીમાં મેળી અશ્વ નદીમાં વેહેતી મુકી. આજ પુત્ર તે પછી કર્ણને નામે પ્રસિદ્ધ થયો (જુઓ કર્ણ.)

તે પછી કેટલેક કાળે એણીના લગ્ન પંડુ રાજા સાથે થયાં, પણ તે શ્રાપીત હોવાથી એણીએ તેને પુત્ર પ્રાપ્તિના મંત્રની બિના કહી, તેની આજ્ઞાથી ક્રમે ક્રમે દેવતાઓના મંત્ર ભણી તેમના પ્રતાપે પુત્ર પ્રસાવ્યા. પાંડવોનો દ્વેશ પંડુ કરતો તેથી એ ઘણી દુઃખી થઇ હતી, પણ વનવાસ વેળા એ પાંડવો સાથે નહોતી. પછી યૂદ્ધ પ્રસંગ વિતાં ધૃતરાષ્ટ્ર મરણ પામ્યો અને યુધિષ્ઠીરને રાજ્ય મળયું, ત્યારે એણીએ સુખ મેળવ્યું હતું. કેટલેક કાળે વિદુર ધ્રુતરાષ્ટ અને ગાંધારી મહાપ્રસ્થાને જવા નિકળીયાં ત્યારે તેમની સાથે એ પણ ગઇ હતી અને ત્યાંજ મરણ પામી હતી.

**કુતુબદિયા**—ચીતાગોંગના કિનારાપર આ ટાપુ એક મેકની નજદીક હોઇ એઉ ૧૨ મૈલ લાંબા છે. આ ટાપુ નિચા જંગલથી ભરપૂર છે; દક્ષિણ તરફ સ્વચ્છ પાણીનાં ઝરાઓ વહેછે. અત્રે નાહની નાહાની ખાડી ઓછે તેમાં પાઇલટકોટાની ખાડી બે ટાપુ વચ્ચે હોઇ તેના પાણી ૫ થી ૬ વામ ઉંડા છે. આ ખાડીના પાણી પશ્ચિમ ભણી દર્યાને મળે છે.

**કુંદ**—એનાં વેલા ચંબેલીનાં વેલા જેવાં હોય છે, એનીપર આસો, કાર્તિક માસમાં ફુલો આવેછે. એનીપર થતાં ફ્લો રાનમોગરી જેવાં હોયછે ને તે કદે લાંબા હોયછે. એનીપર ચૈત્ર વૈશાખમાં બ્હાર આવેછે અને તે ફુલોનો વાસ ઉગ્ર હોયછે.

**કુદકી**—એને સંસ્કૃતમાં કાકતુંડી કહેછે. આ વનસ્પતિ હિંદુસ્તાનમાં ઉગેછે. એનાં ફળમાંથી નિકળતો ચીક, પાંદડાંનો રસ અને મુળીયાં ઔષધિ ઉપયોગમાં આવેછે. મલબારપ્રાંતમાં વૈદો પેટ દુખતું હોય તેપર એનાં ફળ તથા પાંદડાં ખાવા આપેછે; અને મુખ્યકરી આ વનસ્પતિ તેજ પ્રાતમાં પુશકળ ઉત્પન થાય છે. એના મુળીયાની છાલ ખાધાથી ઓક આવેછે.

**કુદવરી**—અબુલ હસન અહમદ બીન મોહમદ કે જે બગદાદમાં મોટા વિદ્વાન તરીકે પ્રસિદ્ધતા પામ્યો તેની અટક. એ હનફી પંથનો હતો. એણે મુખતસેસર ઉલ કુદરત નામે ગ્રંથ અબુ હનફીની ફીલસુફી મુજબ રચ્યો હતો, આ ગ્રંથને હિંદુસ્થાનમાં મોટું માન આપવામાં આવેછે, તેમાં કાયદાકાનુનો દર્શા વેલાંછે, અને તેમાં ૧૨૦૦ પ્રકરણો છે, મરણ ઇ. સ. ૧૦૩૬ માં નિપજ્યું.

**કુન્દ**—જરથોસ્તી એતેકાદ મુજબ એક દેવનું નામ. આ દેવ વાદળાને રૂપે વર્સાદને હરકત કરે છે તેથી તેને ધિક્કાર્યો છે.

**કુનૂર**—મદ્રાસ ઇલાકાનાં મલબાર પ્રાંતમાં નિલગિરી પર્વત ઉપરનું એક મથક. આ મથક સમુંદ્રની સપાટીથી ૬૦૦૦ ફીટ ઉંચાઇ પર પર્વતના દક્ષિણ પૂર્વ ભાગનાં શિખર ઉપર છે. ત્યાં મુખ્ય વસ્તી યૂરોપીયનોની છે, આ ટેકડીપર હૉટેલ તથા ખ્રિસ્તી દેવળો બાંધેલાં છે. દેશીઓ માટેના મકાનો ટેકડીના નિચાણ ભાગમાં છે. જૂન મહીનામાં દક્ષિણ પશ્ચિમનો વર્સાદ પડે છે. આ મથક કોઇમ્બતૂરની ઉત્તરે ૨૬ મૈલપર છે.

**કુફા**—હિંદીયા નેહેરને કાંઠેનું આ પ્રાચીન મોહમેદન શેહેર આગલા વખતમાં વેપારનું મોટું મથક ગણાતું હતું. હાલમાં આગલા શેહેરના ખંડીયર નજદીક હાલનું નાહનું ગામ વસાયલું છે. આ શેહેરમાં ઇસવીસન ની ૩ જીથી ૫ મી સદીવેરમાં ચાંદી ત્રાંબાનું

ચલણ ચાલતું હતું. અબ્દઅલ મલેક બીન મેરવાન નામના ખલીફાએ ઈ. સ. ૬૯૦ માં અત્રે સુન્નાનું ચલણ ચાલુ કર્યું હતું. ગામ માં કિલ્લાના આકારની એક મસજીદ છે, જેમાં સૈયદ અલીને ઇબ્ન મુલજીયને હાથે મારી નાખવામાં આવ્યો હતો. તે કતલગાહ હાલમાં પણ કાયમ છે, તેની પાસે ખૂતબો પઢવાનો મિંમ્બર છે, કે જ્યાં અલી ખૂતબો પઢતો હતો. મસજીદમાં અનેક જીઆરતો છે, તેમજ કુફાના ખંડીયરો ખોદી કાઢવામાં આવ્યા પછી તેમાંથી કેટલીક ઇમારતો તથા મસજીદો મળી આવી હતી.

**કુબલાઈ**—ચીનની શેહેનશાહતપર આવતાં આ ઈઉએન વંશના ઇસલામી શેહેનશાહે પોતાના અમલનાં મોગલ સીપાહોનું મોટું લશકર રાખી સર્વત્ર શાંતતા પાંથરી હતી. એણે ખેતીવાડી અને હુન્નર ઉધાગને ઉત્તેજન આપી શેહેરનાં વેપાર ઉદ્યોગને વધારવા મોટી નેહેર બંધાવી હતી. એણે પેહેલ વેહેલા કાગળની નોટોનું ચલણ ચાલુ કર્યું હતું. એના વૃદ્ધાઅવસ્તામાં એની બાયડી તથા છોકરાં મરણ પામવાથી એણે બુદ્ધ ધર્મ સ્વિકાર્યો હતો. એની રાજ્ય સત્તા સાઇબિરિયાનાં કોસ્ટાથી એશિઆખંડના જાણીતા શેહેરો સુધી સ્થાપી ચીન તથા કાસ્પિયનના દેશોપર હકુમત વધારી હતી. આજ શેહેનશાહે જેપાનનું રાજ્ય જીતવા ૪૦૦૦ બારકસોનો એક કાફલો તૈયાર કરી કોરીયાના રાજાને તે મુલકના ઉત્તર ભાગમાંથી હુમલો કરવાઉશકેરી મેલ્યું, પણ ન ધારેલી રીતે પાદશાહી કાફલો 'પીરકેદોર'ના ટાપુ આગળ તુફાનમાં સપડાઇ નાશ પામવાથી જેપાનનું રાજ્ય બચ્યું હતું. કુબલાઈએ હિંદી સમુદ્ર માંહેલા ટાપુપર હકુમત કરવા કોશેસ કરી પણ તેમાં ફાવ્યો નહિ. એનું મરણ ઇ. સ. ૧૨૯૪ માં નિપજ્યું હતું.

**કુબેર**—સ્વાયંભૂ મનવંતરમાંના પુલસ્ત્ય પુત્ર વિશ્વા ઋષિનો પુત્ર. એનું મુખ્ય નામ સોમ તથા વૈશ્રવણ છે. એની આકૃતિ ભયંકર હોવાથી એ કુબેર તરીકે જાણીતો છે. એને ૩ પગ, ૮ દાંત ને ૧ આંખ કાણી અથવા તે ઠેકાણે પીળો ડાઘો છે. એની માંનુ નામ ઇલવિલા, સાવકા ભાઇનું નામ રાવણ હતું. બાઇડીનું નામ યક્ષી અથવા ચામુંડા યા રૂદ્ધી હતું. એનો પુત્ર નલકુબેર મણિગ્રીવને નામે પ્રસિદ્ધ થયો છે. એ સંપૂર્ણ યક્ષનો અધિપતિ અને દેવતાઓમાં શ્રીમંત છે, એની વાડીનું નામ ચૈત્રરથ ને નગરીનું નામ અલકાપુરી છે. એના યક્ષ, ગુહાર, કિન્નર વગેરે સેવકો હોઇ, પ્રહાર નામે મહાપંડીત મંત્રિ છે, તે શિવાય ગૌ, પુષ્કર, શુક્ર, પાંટપદ, મણિ ભદ્ર, મણિમાન, મણિકંવર, મણિભૂપ વગેરે વિદ્વાનો એની સભામાં રહેછે.

એણે ૧૦,૦૦૦ વર્ષ તપકર્યું તેથી બ્રહ્માએ પ્રસન્ન થઇને તેને પુષ્પક વિમાન ને લંકાનું રાજ્ય ભેટ આપ્યું હતું. રાવણના સમજાવવા ઉપરથી જ્યારે એના પિતાએ લંકાનું રાજ્ય રાવણને આપ્યું ત્યારે કુબેર અલકાપૂરીમાં જઇ રહ્યો. જ્યારે રાવણે દેવતાઓ ઉપર જુલમ કરવા માંડયો ત્યારે કુબેરે પોતાનો દૂત મોકલી ઠપકો આપ્યો તેથી રાવણને ક્રોધ ચઢયો ને બેઉ વચ્ચે યુદ્ધ થયું, તેમાં રાવણે પુષ્પક વિમાન છિનવી લઇ તેને અલકાપુરીમાંથી કાઢી મેળયો, તે પછી કુબેર કૈલાસપર જઇ રહ્યો હતો.

**કુબો**—એના ઝાડ ૨ થી ૩ ફીટ ઉંચા વધે છે. એના ઝીણાં પાંદડા લંબોચા હોઈ તેની પર સફેદ ઝીણા ફુલો આવેછે. એના ફુલો પુજામાં વપરાય છે, આ ઝાડ ખંડીયરોમાં અથવા ઝાડ ઉપર ઉગેછે. એ ગુણમાં ઉષ્ણ ને વાયુનાશક છે. તેથી તે ઔષધિ ઉપયોગમાં વિશેષ વપરાય છે. ચોથીયા તાવ ઉપર કુબાના રસનું અંજન કરેછે. ને કમળી ઉપર પણ તેજ અકસીર ગણાયછે.

**કુંભ**—આ રાશિ રાશીચક્રમાં ૧૧ મી છે, અને તે મકરરાશીની પાછળ તદન વળગેલી છે. આ રાશીની ચિત્રયુકત આકૃતી મનુષ્ય જેવી હોઇ તેના હાથમાં પાણીનું વાસણ છે.

એને મકર રાશીના બકરા આકૃતિની પુછડી વળગેલી છે અને એના ડાબા હાથમાં એક લાકડી છે.

**કુંભકર્ણ**—વૈવસ્વત મનવંતરમાં પુલસત્ય પુત્ર જે વિશ્રવા ઋષિની કૈકસી નામે સ્ત્રીને થએલો પુત્ર. એ રાવણનો નાહનો ભાઈ હતો. એ પેદા થયો તે વેળા તે પર્વત જેવડો મોટો થયો અને તેજ ક્ષણે ૧૦૦૦ મનુષ્યને ભક્ષ કર્યા; તેથી ઈંદ્ર ઐરાવત ઉપર બેસી તેની સામે લઢવા આવ્યો ને પોતાના વજ્રથી એને મારવા માંડયો પણ એણે તેની દરકાર નહિ કરતાં ઐરાવતનો એક દાંત તોડી પાડીને ઈંદ્રને એવી તો શીકસ્ત આપી કે તે નહાશીને બ્રહ્મા પાસે જઇ ભરાયો. આથી બ્રહ્માએ કુંભકર્ણ સદા નિંદ્રાવશ રહે એવો શ્રાપ આપ્યો. આ બીના રાવણે સાંભળી ત્યારે તેણે બ્રહ્માની પ્રાર્થના કરી તેને પ્રસન્ન કીધો, ત્યારે બ્રહ્માએ કહ્યું કે ૬ માસમાં તે ૧ દિવસ જાગશે.

પોતાપર બ્રહ્મદેવનો થએલો કોપ શાંત થઇ મોટું ઐશવર્ય મળે તે થકી એણે ગોકર્ણ ક્ષેત્રમાં ઉગ્રતપ કર્યું. એ મુજબ ૧૦,૦૦૦ વર્ષ સુધી તપ કરવાથી બ્રહ્મદેવ એને માંગવા મુજબ વર આપવા તૈયાર થયા. પણ દેવતાઓએ પ્રારથના કરી કે આજવેર એણે ઈંદ્રની ૭ અપ્સરા, ૧૦ દેવદૂત અને અસંખ્ય ઋષિઓને ભક્ષ કર્યાં છે માટે એને વર આપો તો મોહ પમાડી આપો; તેથી સરસ્વતીને એની જીભ ઉપર બેસાડવાથી એણે ઈંદ્રાસન ને બદલે નિંદ્રાસન માંગ્યું. પાછળથી એણે જ્યારે માહા દેવને વિનવ્યા ત્યારે શિવે કહ્યું કે "તું ૬ મહિના ઉંઘીશ ને ૬ મહિના જાગીશ."

એ લંકામાં રાવણની સાથે રહેતો હતો. વિરોચન પુત્ર બળીએ પોતાની દોહિત્રી વજ્રજવાલાને એની સાથે પરણાવી હતી. વજ્રજ્વલાનું વૃત્ર જ્વલા એ બીજું નામ છે. કુંભકર્ણને ઘડી ઘડી નિંદ્રા આવવા માંડવાથી રાવણે એક યોજન પોહળું ને બે યોજન લાંબુ એક મકાન બાંધી અપાવ્યું, જ્યાં એ સદા સુઇ રહેતો, અને જાગો થતાં બેહદ અન્ન ભક્ષ કરી મધપાન કરતો, અને પછી એ કદી કદી રાજ સભામાં જતો.

લંકા બાળીને હનુમાન કિષ્કિંધમાં ગયા પછી એક દિવસે રાવણની સભામાં વિચાર ચાલ્યો હતો કે રામ લક્ષમણ વાનર સૈન્ય સાથે ચઢાઈ લઇ આવે ત્યારે શું ઉપાય કરવો, તે વેળા કુંભકર્ણ પણ સભામાં હતો, તેણે કહ્યું કે "સીતા રામને પાછી આપી દેવી એટલે કલ્હ મટશે." આથી રાવણ રીશે ભરાયો. તેથી એ બોલ્યો કે "હું યૂદ્ધમાં ઉતરી સઘળાનો ભક્ષ કરીશ પછી તું સીતા સાથે પરણજે."

થોડા સમય પછી રામ લક્ષમણ સમુદ્રપર પૂલ બાંધી વાનર સૈન્ય સહિત લંકા ઉપર ચઢી આવ્યા અને સૂવેલચલપર એખટાં મળી લઢાઇ ઉઠાવી. ધૂમ્રાક્ષ, વજ્રદંષ્ટ્ર, અકંપન તેમજ રાવણનો મુખ્ય પ્રધાન પ્રહસ્થ વગેરે મરણ પામતાં રાવણ પોતે રામ સાથે યૂદ્ધ કરવા ગયો, પણ પરાજ્ય પામી પાછો ફરતાં કુંભકર્ણની યાદ આવતાં તેને જાગૃત કરવા રાક્ષસો તથા મંત્રીઓને મોકલ્યા. ત્યાં જતાંજ યૂપાક્ષે કુંભકર્ણના મંદીર દ્વાર પાસે બકરાં, ઢોર, વરાહ વગેરે પશુઓને એખટાં કરી રાખ્યા, ધાન્યની ગુણો મુકી, તેમજ લોહિથી ભરેલા વાસણો રાખ્યાં અને પછી માહે રાક્ષસોને મોકલ્યા, પણ તેના શ્વાસોસ્વાસથી તેઓ ઉડી બહાર પડયા. સેવટે ઘણી મેહેનતે તેની પાસે કેટલાકો ગયા ને ત્યાં શંખ, કર્ણાઇ વગેરેનો અવાજ કાઢવા માંડયો પણ તે જાગો થયો નહિ. ત્યારે તેના અંગ ઉપર હાથીઓને ચલાવ્યા, તેમજ હજારો શંખ, કર્ણાઇના અવાજો અને કાનમાં પાણી રેડવા માંડયું તેથી તે જાગૃત થયો, ત્યારે યૂપાક્ષ રાક્ષસ પાસે જઇ સર્વ વૃત્તાંત નિવેદન કરવા લાગો, તે સાંભળી કુંભકર્ણ લઢવા તૈયાર થયો. પ્રથમ જેટલું ખવાયું તેટલું ખાઈ બે હજાર મધના શીશા પી સભામાં ગયો. રાવણની

આજ્ઞાથી યૂદ્ધમાં જતાં એની ભયંકર આકૃતિ જોઇ વાનરો નહાસવા લાગ્યા. એનું કદ ભય ઉપજાવે તેવું હતું. એની ઉંચાઈ ૨૪૦૦ હાથની હતી. એ સમુદ્રને મધ્ય ભાગે ઉભો રહેતો ત્યારે માત્ર કમરવેર પાણી આવતા. જ્યારે એ ઉંચો શ્વાસ લેતો ત્યારે ૧૨ જોજન લગીના પશુ પક્ષી એના નાકમાં ભરાઇ જતાં ને જ્યારે શ્વાસ નિચો મુકતો ત્યારે તે સહુ તેટલાજ દૂર પછડાઇ પડતા. વાનર સૈન્યને નહાસતાં જોઇ અંગદે સઘળાઓને ધીરજ આપી લઢવા ઉશ્કેર્યા. આ વેળા હજારો વાનરો એના બદનપર ચઢી એને કરડવા લાગા પણ તે એકી વેળા ૭૦૦ થી ૮૦૦ને જમીનપર પછાડતો, ત્યારે કેટલાકોને સામટો ખાઇ જતો. એણે લક્ષમણ સાથે યૂદ્ધ નહિ કરતાં રામ સાથે કર્યું. રામે એના હાથો કાપી ભૂમિપર નાખ્યો તેથી અનેક રાક્ષસો તથા વાનરો એના બદન તળે છુંદાઈ મુવા. પછી એના પગો ને છેલ્લે એનું માથું કાપ્યું હતું. એના કુંભ અને નિકુંભ એવા બે બળવાન પુત્રો હતાં.

**કુંભારકામ**—મટોડીનાં વાસણ બનાવવાનો હૂન્નર ઘણા પ્રાચીન કાળથી જાણીતો હતો. ભારત વર્ષમાં અતિ પ્રાચીન કાળમાં આ હૂન્નર જાણીતો હતો અને તેના વાસણો બ્રાહ્માણ શિવાય બીજા વર્ણની સર્વ પ્રજા ઉપયોગમાં લેતી. પ્રાચીન ઇરાનમાં પણ આ હૂન્નર જાણીતો હતો પણ ત્યાં મોબેદો એનો કદી ઉપયોગ કરતા ન હોતા; કારણકે એમા અન્ન ખાધાથી એ ફરી પવિત્ર થઇ શકતું નથી, કેમકે તેના શૂક્ષ્મછિદ્રોમાં અન્નતું તત્વ બાકી રહેછે. ત્યારે ઝલેદાર વાસણમાં યા ધાતુનાં વાસણમાં તે પચતું નથી, તેથી તેવાં વાસણો પવિત્ર ગણાતા હોવાથી તેજ વપરાતા હતા અને તેથી કુંભારકામનો હુન્નર ઝાંઝેખીલ્યો ન હોતો, પણ ગરીબો તેનો ઉપયોગ કરતા.

ઇ. સ. પૂર્વે ૧૪૯૦ માં ઈજીપ્તમાંથી આ હૂન્નર ગ્રીસમાં દાખલ થયો હતો, જ્યાંથી તે રોમમાં દાખલ થયોહતો. હાલનાં વખતમાં વધારે સારી રીતે વાસણો બનાવવાની રીત મૂર લોકોએ ઇ. સ. ૭૧૧ માં સ્પેનમાં લાવ્યા હતા. ઈંગ્લંડમાં પેહેલ વેહેલાં મટોડીનાં વાસણો ૧૩ મી સદીમાં બનાવવામાં આવ્યાં હતાં, વેજઉડ નામે ગ્રસ્થે આ હૂન્નરમાં ઘણો સુધારો દાખલ કીધો હતો.

હિંદના દરેક શેહેર કે ગામડામાં કુંભારોની વસ્તી હોયછે. તેઓ પોતાના હૂન્નરમંદ ઉદ્યોગથી ગરીબ તેમજ તવંગરોને બરનાં મટોડીનાં વાસણો બનાવેછે. કુંભારો ઘણું કરી પાણી, ઘી, તેલ, અનાજ વગેરે ભરવાનાં બરનાં વાસણો તથા ઈંટ, નળીયાં, રમકડાં, વગેરે વસ્તુઓ પણ બનાવેછે. તેઓ ઘણું કરી પોતાના ઉદ્યોગમાં તળાવ કે ખબોચીયાનું મટોડું તથા લાલ મટોડી વાપરેછે. તેમનું મુખ્ય ઓજાર લાકડી, ટીપ ટીપચું, ચાક વગેરે હોયછે. કુંભારો મટોડું ખોદી ગધેડાપર લાધી લાવે છે. તેઓ જે વાસણો બનાવેછે તે હિંદના ગરીબ વર્ગના લોકોને બરના બનાવે છે. ઉત્તર ગુજરાત, અમદાવાદ, અજમેર, મુંબઇ વગેરે ઠેકાણે નકસીદાર તથા ઝલેહદાર વાસણો બનાવવામાં આવે છે. (જુઓ 'ચીની કામ')

**કુંભાર**—ભરતપૂરના દેશી રાજ્યમાં આ શેહેર ભરતપૂરની ઉત્તર પશ્ચિમે ૧૧ મૈલપર છે. આગળ એ મટોડીના કોટથી કિલ્લેબંદીવાલું શેહેર હતું. ઘરો સુંદર અને એઠી બાંધણીનાં છે. રાજાના રહેવાના મેહેલો સુંદર અને ઉત્તમ બાંધણીનાં છે. આ શેહેર ૧૮ મી સદીની શરૂઆતમાં જેપૂરના અથવા અંબરના રાજા જયસીંગે સ્થાપન કર્યું હતું. ૧૭૫૪ માં મરાઠાઓએ જીતી લીધું; પણ ૧૮૨૬ માં ભરતપૂરને બ્રિટીશોએ જીતી લીધા પછી વગર હરકતે આ ગામ તાબે કીધું. આગ્રાની ઉત્તર પશ્ચિમે ૪૫ મૈલપર છે.

**કુંભારીઆ**—દાંતાના રાજ્યમાં અંબિકાની પાસેનું ગામ. આ ગામ કુંભા રાણાએ વસાવ્યાથી તેનું નામ કુંભારીયું પડયું હતું. ત્યાં સંગે મરમરના પથ્થરથી ગંજાવર મંદીરો

બાંધેલાં છે. આ મંદીરો વિમળશાહ નામે વેપારીએ બંધાવ્યાં હતા. તે માટે એવી દંતકથા પ્રસિદ્ધ છે કે અંબિકા દેવીએ વિમળશાને ધન આપી પારસનાથના ૩૬૦ મંદીરો બંધાવ્યાં; પણ વિમળશાએ મગરૂરી કરી તેથી દેવીના કોપથી પાંચ મંદીરો શિવાય સર્વ મંદીરો બળી ગયાં હતા. બીજી અટકળ એવી છે કે તે વેળા ફાટેલા જવાલામૂખીમાંથી વહેતા રસને લીધે દેવળોનો નાશ થયો હશે. કેમકે હાલમાં ત્યાં બળેલા પથરા જ્યાં ત્યાં રખડતા પડેલા જણાય છે. આ દેવળોના નાશ પછી વિમળશાએ આબુના ડુંગર ઉપર દેલવાડામાં પારસનાથનું દેહેરૂં બંધાવ્યું હતું. આ કુંભારીયાના નેમનાથના દેહરામાં જે અર્વાચીન લેખો છે તેમાં એક લેખ સંવત ૧૩૦૫ ના સાલનો છે. તેમાં કુમારપાલ સોલંકીના પ્રધાન ચહાડના પુત્ર બ્રહ્મદેવે મંદીર બંધાવ્યાની વધારે સુચના લખી છે. કુમારપાળ સોલંકી થકી આ લેખમાં લખેલું છે કે તેણે 'પાદ્દપુરા' ગામમાં 'ઉંદર વસાઇકા' નામનું મંદીર બંધાવ્યું હતું.

**કુંભો**—આ એક જાતનું વૃક્ષ હિંદમાંના ધાટ વાલા ભાગમાં ઉગે છે. એના ફળમાંનાં બિજ તથા છાલ ઔષધિ ઉપયોગમાં યોજેલાં છે. એનાપર ગરમીની મોસમમાં સફેદ ફુલોનો બહાર આવે છે. એની ગંધ અતિ ઉગ્ર હોયછે, ને ફળમાં ૪ બિયાં હોયછે. એના બિયાંને ઉકાળી તેનો રસ મર્કીપર અકસીર હોવાથી અપાય છે. છાલમાંથી સફેદ રંગનો ગુંદર નિકળે છે, તેને વૈદો ખાંસીપર આપે છે. તેમજ અત્તેસાર ઉપર એનો કાવો પાવામાં આવે છે.

**કુંભોજી**—ગોંડળના રાજ્યને પૂર્ણ કળાએ ચઢાવનાર આ મહા પ્રતાપી ઠાકોર હાલોજી પછી બીજા કુંભોજીને નામે ગાદીએ બેઠો હતો. કુંભોજીએ પોતાના કુંટુંબ શાખાના સરધાર તાબાના ૭૦૦ ગામોમાંથી શિરજોર કરી દસમો ભાગ પચાવી પાડયો હતો. એણે જુનાગઢ વગેરે આજુ બાજુના રાજ્યોમાંથી અનેક ગામો મેળવ્યાં હતાં. કુંભોજીના અમલ દરમ્યાન પ્રસિદ્ધ દિવાન અમરજી, નવાનગરમાં મેહેરામણ ખવાસ દિવાન તથા કચ્છમાં ફતેહ મંહમદ જેવા પ્રસિદ્ધ નરો થઇ ગયા હતા. કુંભોજીએ નવાબ મોહબતખાનજીને જુનાગઢની ગાદીએ બેસાડી ઘણાંક હકો તથા ગામો મેળવ્યાં હતાં. જુનાગઢનો તે વેળા પ્રતાપી અમરજી જેવો બાહોશ દિવાન હોવાથી તેને યૂક્તિથી મારી નાખવા માટે કુંભોજીએ નવાબની સમંતિ મેળવી પણ તે પછી મોહબતખાનજીના મરણથી ૧૭૭૫ માં હામિદખાનજી ગાદીએ આવતાં તેને પણ અમરજીની સામે ઉશકેરી પોતાનું કામ કાઢી લેવા માંડર્યું; પણ અમરજીની યુક્તિ આગળ નહિ વળવાથી કુંભોજીએ નવાનગરના દિવાન મેહેરામણ ખવાસ તથા પોરબંદરના રાણા સાહેબ સુલતાનજીને ઉશકેરી ૧૭૮૨ માં કુતિયાણાં પ્રગણાપર હલ્લો કરી અમરજીને નહસાડયો, અને પોતે દેવડાનો કિલ્લો જીતી લઇ તોડી પાડયો. આ વેરનો બદલો વાળવાને અમરજીએ વેર લેવા ધાર્યું પણ ૧૭૮૪ માં નવાબ તથા દિવાન અમરજી ઝાલાવાડ તથા ગોહેલવાડ ગયા હતા, ત્યાંથી નવાબે નાદરૂસ્ત તબીયતને બહાને જુનાગઢ વળ્યા કે માર્ગમાં કુંભોજીએ નવાબની સારી માવજત કરી અમરજીનો પ્રાણ લેવની સમંતિ માંગી. નવાબે સમંતિ આપવાથી ૧૭૮૪ માં ૬ ઠી માર્ચે અમરજીને તેનાજ માનસોને હાથે મારી નખાવ્યો. તે પછી કુંભોજીએ અમરજીના જે કુટુંબીઓને નવાબે કાઢી મેળયા હતા તેમને પોતાને આશ્રે લઇ, જુનાગઢને નબળું પાડવાનો વિચાર કીધો, પણ મરાઠાઓની અમરજી પ્રત્યેની સારી ભક્તિને લીધે નવાબને અમરજીના પુત્ર તથા કુટુંબીઓને શેહેરમાં પાછા તેડી લેવા પડયા હતા. આથી કુંભોજીની યુક્તિ રદ થઇ. ઇ. સ. ૧૭૮૮ માં પોરબંદરના રાણાએ વેરાવળ બંદર ઉપર હુમલો કરીને જીતી લીધું હતું. આ મદદના બદલા તરીકે

ગોંડળ, જેતલસર, મળી, મજેઠી, લાઠી અને ભિમોરા ગામો વંશપરમ પરાએ કુંભોજીએ મેળવ્યાં, કુંભોજી પછી ગોંડળની ગાદીએ કુંવર મુળજી ગાદીનશીન થયો હતો.

**કુમાર**—બંગાલના નીચ પ્રદેશમાં ગંગા નદીનો એક મોટો ફાંટો. એ મરતાબહંગથી વહેતો પબના અને જેસોર જીલ્લાને જૂદા પાડે છે, અને દક્ષિણ પૂર્વે વહેતો ૭૦ મૈલ વધે છે. એ નાબેગુંગાને મળી બારસીને નામે આગળ વધે છે.

**કુમારગુપ્ત**—આ રાજા ચંદ્રગુપ્ત અને ધ્રૂવ દેવીનો પુત્ર હતો. એ ચંદ્રગુપ્ત પછી ઈ. સ. ૪૧૫ માં ગુજરાતની ગાદીએ બેઠો હતો. એના પિતા ચંદ્રગુપ્તે મેળવેલું મોટું રાજ્ય સાચવી તેમાં વધારો કર્યો હતો. કુમારગુપ્ત વખતના શિક્કા ઉપરથી તેનું રાજ્ય કયા કયા દેશમાં હતું તે જણાય છે. પ્રયાગ પાસે માન કુંવરના લેખમાં ગુપ્ત સંવત ૧૨૯ (ઈ. સ. ૪૪૯)માં કુમારગુપ્ત રાજ્ય કરતો હોવાનું જણાવ્યું છે, અને કુમારગુપ્તનો એક શિક્કો ગુપ્ત સંવત ૧૩૦ (ઇ. સ. ૪૫૦)નો મળી આવ્યો હતો.

**કુમારપાળ**—ત્રિભૂવનપાળના આ પુત્રનો જન્મ પાટણમાં ઇ. સ. ૧૦૯૩ માં થયો હતો. એ સિદ્ધ રાજાની દરબારમાં એક માનીતો અને શૂરવીર દરબારી હતો; પણ જ્યારે હેમાચાર્ય, કોડીનારની અંબિકા માતા વગેરે એ સિદ્ધરાજને જણાવ્યું કે "તારા નશીબમાં પુત્ર નથી માટે તારા પછી કુમારપાળ મોટો પરાક્રમી રાજા થશે." આથી સિદ્ધ રાજાએ ત્રિભૂવનપાળ તથા તેના કુટુંબીઓને મારી નાખવાનો ઠેરાવ કર્યો. તેમાં ત્રિભૂવનપાળ માર્યો ગયો પણ કુમારપાળ નહાશી છુટો. એ પોતાના બનેવી કૃષ્ણદેવ તરફથી ગુપ્ત બાતમીઓ મેળવતો રહી છુપા વેશમાં રઝળવા લાગો. એણે પોતાની સ્ત્રી ભૂપાલદેવી તથા સગાંઓને દધિસ્થળી (દેથળી)માં રાખ્યા હતા. થોડીક મુદત પછી કુમારપાળ થોડાક જાત્રાળુઓમાં ભેળાઇ જટાધારી વેશે પાટણમાં આવ્યો પણ પકડાઇ જતાં નશીબદેવીની પ્રસન્નતાથી છુટી ગયો; પણ પાછળ લાગેલા સિપાહીઓ પકડી પાડે તેટલાં ખેડુતોની દયાથી કાટાના ઢગ તળે છુપાઇ રહી બચી શકયો. ત્યાંથી પોતાના કુટુંબને આવી મળ્યો પણ ત્યાં સિદ્ધરાજે એને ઘેરી લીધો હતો; તેટલાં અલિંગ નામે કુંભારે એને ઇંટની ભઠ્ઠીને તળીયે છુપાવી બચાવ્યો. તે પછી પોતાના કુટુંબને ઉજ્જન માં મુકી પોતે નહાઠો ને હેમાચાર્યને મળ્યો. હેમાચાર્યે તેને ઓળખી સિદ્ધરાજાના મંત્રી ઉદયનને કહ્યું કે "આ વીર પૂરૂષના ગ્રહ જોતાં એ વિક્રમ સંવત ૧૧૯૯ માં માર્ગશિર્ષ ૪૫ ને રવીવારને દિવસે પુષ્પ નક્ષત્રમાં ૩ જે પોહરે તમારો રાજા થશે." આથી એઉએ એનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો, પણ રાજાના ભયથી ખંભાત નહસાડયો. એ રીતે કેટલાક વર્ષો નહાસ ભાગમાં કાઢયા પછી ઇ. સ. ૧૧૪૩ માં સિદ્ધરાજ મરણ પામતાં કુમારપાળ કૃષ્ણદેવ તથા સામંતોની મદદથી ગાદીનશીન થયો. એણે પોતાના માઠા વખતમાં મદદ કરનારને નવાજી મોટી પદ્વિઓ આપી. પણ ઉદયન મંત્રીનો પુત્ર આહડ અથવા અરભટ્ટ કુમારપાળ સામે થયો પણ તેની સાથે લઢાઇ કરી તેને મારી નાખ્યો હતો. એણે ચંદ્રાવતીના વિક્રમસિંહને બેવફા થએલો જોઇ તેને કેદ કરી તેનું અપમાન કર્યું હતું.

ઉત્તર કોંકણના રાજા મલ્લિકાર્જુનપર ઈ. સ. ૧૧૬૦ માં કુમારપાળે આમ્રભટ નામે સરદારને ચઢાઇ કરવા મોકલ્યો, તેમાં તે પેહેલી લઢાઇમાં હાર પામ્યો પણ બીજી લઢાઈમાં જીત મેળવી મલ્લિકાર્જુનનો પ્રાણ લીધો હતો. કુમારપાળ રાજા પદ્મપુરની પદ્માવતી નામે રાણી સાથે પરણ્યો હતો. વળી તે શિવાય એ મેવાડના રાજાની કુંવરી સીસોદણી સાથે પણ પરણ્યો હતો. એણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું હતું. તે વિશે એમ જણાવવામાં આવે છે કે એના રાજ્યની ઉત્તરે તૂર્ક, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિંધ્યા પર્વત અને પશ્ચિમે સિંધૂ નદી વેહેતી હતી. કુમા-

રપાળે ધર્મના અસંખ્ય કામો બજાવી ઘણાં મંદીરો બંધાવ્યાં હતા. એણે જૈન દેવળો પાછળ મોટો ખર્ચ કર્યો હતો. આ રાજા પોતે વિદ્વાન નહોતો પણ એના મંત્રીઓ વિદ્વાન હતા; તેમાં દરબારમાં વિદ્વાનોને અને તેમાં ખાસ કરી સંસ્કૃત કવિઓને એ રાખતો. એના બે મુખ્ય પંડીત રામચંદ્ર અને ઉદયચંદ્ર જૈન હતા. એના મંત્રી ઉદયન પછી કપર્દી નામે સંસ્કૃત કવિને મંત્રીપદ આપ્યું હતું. કુમારપાળનો મુખ્ય સલ્હાકાર ગુરૂ હેમચંદ્ર અથવા હેમાચાર્ય હતો. કુમાર પાળે ૩૧ વર્ષ રાજ્યપદ ભોગવી ઈ. સ. ૧૧૭૪ (સંવંત ૧૨૩૦)માં મરણ પામ્યો હતો. કુમારપાળને પણ સંતાન નહિ હોવાથી એના પછી એના ભાઇ મોહપાળનો કુંવર અજયપાળ ગાદીએ બેઠો હતો.

**કુમાર લલિત છંદ**—જગણ, સગણ ને ગુરૂનો આ છંદ બને છે.

**કુમારીકા છંદ**—પિંગળ શાસ્ત્ર મુજબ આ છંદ બે જગણ ને ૧ ગુરૂનો બને છે.

**કુમારીલ ભટ્ટ**—આ વિદ્વાન ગૌડ બ્રાહ્મણ વિક્રમ શકના ૯ માં સૈકામાં હતો. એની બુદ્ધિ ઘણીજ તિક્ષણ હતી. એણે બાળ વયમાં વેદનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો. એની વેદ વિષે સર્વોત્તમ વિદ્વત્તા જાણી ભરત ખંડના દરેક દેશના વિધાર્થીઓ એની પાસેથી વિધા સંપાદન કરવા એની પાસે જતા. એના સમયમાં જૈન મત સર્વત્ર ફેલાયો હતો તેથી જૈન મત વાદીઓ કયે ધોરણે વેદ ધર્મનું ખંડન કરેછે તે જાણવા ચંપા નગરીમાં રહેતા જીનાચાર્ય નામે જૈન વિદ્વાન પાસે તેમના ધર્મનું શિક્ષણ લેવા લાગો. તે તે ગામના રાજાની રાણી વેદ ધર્મ પાળતી હતી પણ રજા તેને જૈન પંથ તરફ ખેંચવા માંડતા તેણીએ કુમારીલ ભટ્ટની પાસે વેદ ધર્મના ભેદો જાણી રાજાનું મન જૈન મત ઉપરથી ફેરવયું હતું. બીજી તરફ એના શિક્ષકને કુમારીલ ભટ્ટ વિશે શંકા જતાં એને પોતાના શિષ્યો પાસે માળ ઉપરથી નીચે નખાવ્યો, ત્યારે એ બોલ્યો કે 'વેદ ધર્મ સાચ્ચો હશે તો મને વાગશે નહિ.' આ વેળા એની માત્ર એક આંખ ફુટી પણ તે શિવાય કશી ઇજા થઇ નહિ. તે પછી સુધન્વા રાજાએ કુમારીલભટ્ટને જૈન મતનું ખંડન કરવા દરબારમાં તેડી જૈન ગુરૂઓ સામે વાદવિવાદ કરવા કહ્યું. તેમાં એ જીતવાથી એનાં ઘણાક ચેલા થયા. એના ૧૪૦૦૦ સાધુ, ૩૬૦૦૦ સાદ્ધી, ૧,૫૯૦૦૦ શ્રાવક અને ૩,૧૮,૦૦૦ શ્રાવિકા ચેલા થયા હતા.

**કુમુદી**—એક કમળ જાતીનો છોડ. એના પાંદડા કમળ જેવાં હોયછે. એના ફુલ નાહના ને નાજુક હોઇ તે થંડીની ઋતુમાં ખીલી નિકળે છે. આ ફુલ સફેદ રંગના બનેછે ત્યારે તેને કુમુદીની કહેછે.

**કુરઇ ઘાસ**—આ ઘાસનું બી બાજરીનાં દાણાથી સેહેજ ઝીણું હોયછે. એનું વાવેતર ચોમાસા અને ઉન્હાળામાં કરવામાં આવેછે. એનાં છોડ ૩ થી ૪ ફીટ ઉંચા વધેછે. એના પાંદડા લાંબા હોઇ તે કુમળાં હોયછે, તેમજ તેના કાંડા ઘણાં કુમળાં હોયછે તેથી તે ઢોરોને ખાવા અપાય છે, મુખ્ય કરી આ ઘાસ અમદાવાદ અને ખેડા જીલ્લાની રેતાળ અને ગોરાડુ જમીનમાં ઉત્તમ રીતે ઉગેછે.

આ ઘાસના બિ વાવ્યાં પછી તે એક માસમાં ૩॥ થી ૪ ફીટ ઉંચું થતાં તેની પર કણુસલાં આવેછે. આ કણુસલામાંથી નિકળતા દાણા અતિ ગરીબ લોકો ખાયછે, પણ ઘણું કરી કણુસલાં સાથે તે ઢોરોને ખવાડવાના ઉપયોગમાં લેવાય છે. આ ઘાસ દર વિંઘે ૨૫૦ થી ૩૦૦ મણ થાયછે, પણ તે ખેતરની મશાગત તથા ખાતર પર વધારે ઓછો પાક થવાનો આધાર હોયછે. આ ઘાસની બેથી ત્રણવાર કાપણી થઇ શકેછે. તે માટે પેહેલી કાપણી વેળા છોડ ચાર પાંચ આંગળા મુળમાંથી રહેવા દઇ ઉપરથી કાપી લેવામાં આવેછે, એટલે તેના ગાંઠમાંથી ઘાસ ફરી ફુટવા માંડેછે.

**કુરકુલા**—આ રોપો કાદવવાલી જગ્યામાં

ઉગેછે. એ ઉંચાઇમાં ૧ ફીટ હોય તેનું થડ સેહેજ જાડું હોયછે. એના પાંદડાં કારીંદાના પાંદડા જેવાં ગોળ ને ઝીણાં હોયછે. એનું એક પાંદડું ઉપર ઉગતાં તેને મુળીયા સુધાં ઉખેડી શાકભાજીના ઉપયોગમાં લે છે.

**કુર્ગ**—દક્ષિણ હિંદનો આ એક પ્રાંત છે. એની ઉત્તરે માયસોર અને બ્રિટીશ તેહેસીલદારનો કેનેરાનો મુલક, પૂર્વે માયસોર, દક્ષિણે મલબાર પ્રાંત અને પશ્ચિમે મલબાર તથા કેનેરા પ્રાંત. ઈ. સ. ૧૮૩૪ માં આ પ્રાંત બ્રિટીશ રાજ્યસત્તા તળે આવ્યો હતો. આ પ્રાંત ઉત્તર દક્ષિણ ૬૦ મૈલ લાંબો અને પૂર્વ પશ્ચિમ ૩૫ મૈલ પોહળો છે, એનું ક્ષેત્રફળ ૧૫૮૩ ચોરસ મૈલ છે તેમાં ૧૮૮૧ ની ગણત્રી મુજબ લોક વસ્તી ૧,૭૮,૩૦૨ ની હતી તેમાં ૧,૦૦,૪૩૯ પુરૂષો અને ૭૭,૮૬૩ સ્ત્રીઓ હતી. ૧૮૯૧ ની ગણત્રી મુજબ ૧,૭૩,૦૫૫ ની હતી તેમાં ૯૫,૯૦૭ પુરૂષો ને ૭૭,૧૪૮ સ્ત્રીઓ હતી. આ વસ્તીમાં ૧,૫૬,૮૪૫ હિંદુ, ૧૨,૬૬૫ મુસલમાનો, ૧૧૪ બુદ્ધિસ્ત જૈન ને ૩,૩૯૨ ખ્રિસ્તીઓ હતા.

કુર્ગની ભૂમિ પહાડી, ખરબચડી હોઇ તેનો મુખ્ય ભાગ સમુદ્રની સપાટીથી ૩૦૦૦ ફીટ ઉંચો છે. એનો નીચ પ્રદેશ ૧૮ મૈલ લાંબો હોઇ તે ૧૩ મૈલ પોહળો છે. આ ભાગ માર્કરા અને નેકનાડની વચ્ચે આવેલો છે, તોય તેમાં પર્વતોની નાહની મોટી હારો સમાયલી છે. આ દેશના નીચ પ્રદેશમાં કાવેરી નદીનો પાટ વહે છે. કુર્ગના કેટલાક પર્વતોપર સપાટ મેદાનો પથરાયલાં છે. કુર્ગ પ્રાંતનો મુખ્ય ભાગ ગીચ્છ જંગલથી ભરપૂર છે. કુર્ગનો પૂર્વ ભાગ કે જે માયસોર ભણીનો છે તેમાં બાંબુના વિશાળ ગીચ્છ ઝાડીઓ છે. કુર્ગનો મુખ્ય ઢોળાવદાર ભાગ ઉત્તર પૂર્વ અને છેક પૂર્વનો છે, અને તેમાં કાવેરી નદી અને તેના અનેક ફાંટાઓ વહેતા હોવાથી દેશનો ¾ ભાગ ફળદ્રુપ છે. કુર્ગ પ્રાંત ઉંચાઇપર હોવાથી ત્યાંની હવા માફકસરની હોયછે. જાનેવારી તથા ફેબ્રુવારીમાં ૫૩° થી ૭૨° વેર પારો હોયછે. વર્સાદ જૂનમાં શરૂ થાયછે, તેમાં ૨૨ થી ૨૭ મી જુન વેરમાં અતી ભારે વર્સાદનાં ઝાપટાં પડે છે. જુલઇ, આગસ્ટ અને સપટેંબરમાં કુદરતી દેખાવ જોવા માટે ત્યાં ઘણાકો જાય છે. વાર્ષિક વર્સાદની પડતળ ૧૧૫ થી ૧૩૬ ઇચની છે તેમાં મુખ્ય અર્ધો ભાગ જુનમાંજ વર્સે છે. દક્ષિણ ભાગમાં સુમારે ૭૦ ઇચ વરસાદ પડે છે. આ પ્રાંત પહાડી હોવાથી બધે ઠેકાણે એકસરખી ખેતી થતી નથી. જ્યાં જમીન હોયછે ત્યાં ચોખા અને કાફીનો પાક થાયછે. એલચી જંગલનાં પ્રદેશમાં થાયછે. આ પ્રાંતમાં શેહેરો બહુજ થોડાં છે અને તે પણ બહુજ નાહનાં છે. વસ્તીનો વધારો બહુ ઓછો ગણાય છે, કારણ કે કાફીની ખેતીને માટે આવેલા લોકો આખું વરસ આ પ્રાંતમાંજ રહેતાં કામ પુરૂં થતાંજ પાછા સ્વદેશ જાય છે. સને ૧૮૯૧ માં વસ્તીની ગણત્રી થઇ તે વેળા બધા મજૂરો પાછા પોતાને દેશ ગયા હતા, તેથી વસ્તી ઓછી થઈ. આ પ્રાંતની જાથુકની વસ્તી ૧૬ થી ૨૨ ટકા લગી વધેલી જણાય છે.

આ દેશના જંગલોમાં હાથી, વાઘ, ચિત્તા વગેરેની મોટી વસ્તી છે. આગળ હાથીઓના દરેક શેકાર માટે મોટું ઇનામ મળતું હતું, તેથી તેમનો જબરો ઘાણ નિકળી ગએલો છે. કુર્ગના જંગલ માહેલા રીંછો ઘણા ભયંકર હોય છે પણ તેમની વસ્તી ઝાઝી નથી. કુર્ગ જવાનો મુખ્ય ધોરી માર્ગ માયસોરથી કેનેરા વેરનો બ્રિટીશોએ બાંધી વેપાર વેહવાર માટે મોટી સગવડ કરી આપી છે, અને તે શિવાય દેશ માહેલા ઘાટોના ગુચવણભર્યા માર્ગ પણ પાકી બાંધણીના બાંધી પ્રજાને ઘણી સગવડ કરી આપેલી છે. અત્રેની જમીન કાફી ઉગાડવા લાયકની છે. અને તેની ખેતી યૂરોપીયનો કરે છે ને મજુરી હિંદવાનો કરેછે. આ પ્રાંતપર દેખરેખ મ્હેસૂરના રેસિડંટનો નેમેલો કમીશનર રાખે છે.

કુર્ગ પ્રજા ઘણી મજબુત અને દેખાવળી ગણાય છે. તેમના પુરૂષો મજબુત બાંધાના હોઇ દેખાવલાં હોયછે, તેમજ સ્ત્રીઓ દેખાવળી અને મજબૂત બાંધાની સડપાતળ હોયછે. કુર્ગ પ્રજાનો મુખ્ય ભાગ ખેતીવાડીના ઉદ્યોગમાં મશગુલ રહે છે અને કેટલોક ભાગ હાથી તથા ચિત્તાનો શેકાર કરી તેપર નિર્વાહ કરે છે. આ પ્રજામાં એક વિચિત્ર રેવાજ જમાનાઓ થયાં મજબુતાઇથી પેવશ થયો છે કે, વડો ભાઇ જે સ્ત્રી સાથે લગન કરે તે બીજા ભાઈઓની પણ મિલકત ગણાય છે અને તેથી સર્વે ભાઇઓ એક સ્ત્રીના ભર્થાર ગણાય છે. ૧૮૩૬ માં આ દેશની લોક વસ્તી ૬૫,૪૩૭ ની હતી. કુર્ગ પ્રજામાં મુખ્ય ભાગ નાયર પ્રજાનો છે અને તેમજ શૂદ્ર એ દેશની મુખ્ય વસ્તી છે. કુર્ગ પ્રજા જો કે હજી જંગલી સ્થિતિમાં હોવા છતાં તેઓ શૂરવીર પ્રજા તરીકે જમાનાં થયાં જાણીતાં છે. આજ પ્રજાએ હૈદર જેવા શૂરવીરના લશકર સામે બળતવારીથી લઢી પોતાનો ટેક જાળવ્યો હતો.

ઈ. સ. ૧૮૩૨ માં કુર્ગના રાજ્યકર્તા રાજાની બેહેન પોતાના ભર્થાર સાથે ખેશીઓના જુલમને લીધે નહાશી માયસોરના પોલીટીકલ એજંટના આશ્રા તળે જઇ રહ્યાથી ઈંગ્રેજ સરકારને તેમને આશ્રો આપવો પડયો. ઈંગ્રેજ સરકારે રાજા તરફથી ખુલાસો નહિ મેળવતાં ચઢાઇ કરવાની તૈયારી કરી. તે પછી કુર્ગના રાજા ઈંગ્રેજ સરકાર વચ્ચે ચાલેલા પત્ર વેહવાર ઉપરથી રાજાની નિર્દય વર્તણુકનું ભોપાળું ફુટી ગયું અને તેથી રાજાને નજરકેદ કર્યો. તેના જુલમીપણાથી ફેલાયલી એદાદી દાબી નાખવા ૬૦૦૦ની ફોજ મોકલવી પડી હતી. એપ્રેલમાં માયસોરથી લશકર રવાના થયું અને કુર્ગનું મુખ્ય શેહેર તાબે કીધું. રાજા ૧૩ મી એપ્રેલે ઈંગ્રેજોને તદન તાબે થવાથી વધુ લશકર સર્વ ભાગોમાં દાખલ કરી કુર્ગ પ્રાંત ઇસ્ટ ઈંડીયા કુંપનીએ જીતી લીધો. આ રાજાને કેદ કરી ઇંગલંડ મોકલવામાં આવ્યો, જ્યાં ૧૮૫૬ થી ૬૦,૦૦૦ રૂપ્યાનું પેનશન આપતું કર્યું હતું. એની બેટી ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવાથી તેણીને પણ વાર્ષિક પેનશન મળતું થયું હતું.

**કુરડું**—એક જંગલી ભાજીની જાત છે. એના છોડ ૧ થી બે ફીટ ઉંચા વધે છે, અને તે જંગલમાં વર્ષા ઋતુમાં આપોઆપ વધેછે. એના નાહના પાંદડાપર બિયાં આવેછે. આ બિયાં સફેદ ઝુમખાદાર આવે છે. એનું શાક સ્વાદિષ્ટ હોતું નથી પણ ગરીબ વનવાશિઓ તેને ખાવાના ઉપયોગમાં લીયેછે. એના પાંદડા તથા મૂળીયાં ઔષધિ ઉપયોગમાં અકસીર ગણાય છે.

**કુર્ડુ**—આ વન ઔષધિ વિષેનું વર્ણન નરહરી કૃત રાજનિઘંટમાં મળે છે. તેમાં એના બિયામાંથી તેલ કાઢી ઔષધિ તરીકે ઉપયોગમાં લેવાની રીત દર્શાવિ છે. આ ઉપરથી ડૉ૦ પાંડુરંગ ગોપાળ એને કુસુંભ અથવા કર્ડયની જાતની ગણેછે. એના ફુલમાંથી કુસુંબા નામે લાલ રંગ નીકળે છે; તેથી વસ્ત્રો રંગી શકાય છે. એના તેલને મુંબઇમાં ભોંયસિંગ તથા તલના તેલ સાથે મિશ્ર કરવામાં આવેછે.

**કુરદીસ્તાન**—કુર્દ લોકથી વસાયલો દેશ તે કુર્દીસ્થાન. 'ગુતુ' એટલે 'લઢાયક' આ શબ્દ ઉપરથી આ નામ પડેલું જણાયછે. ઈરાનની તવારીખ મુજબ જુલ્મી જોહાકના બે ખભાંપર સર્પરૂપી દર્દ થવાથી તેમને દરરોજ બે માનસનાં ભેજાં ખવડાવવામાં આવતા. આ કામ તેના બે ખાસ બાવરચીઓને સોંપવામાં આવ્યું હતું. તેમાં ગરમાઈલ નામનો બાવરચી ઘણો દયાળુ હોવાથી તેણે પોતાને સોંપેલા માનસોને નહિ મારતાં તેમના ભેજાંને ઠેકાણે બીજાં પશુના ભેજાં તે સાંપોને ખવાડતો ને પેલા માનસોને નહાસાડી દેતો. આ નહાઠેલા લોકોએ પોતાનું એક સંસ્થાન વસાવ્યું જેનું નામ પાછળથી કુર્દીસ્થાન પડયું હતું.

આ દેશ 'તુર્કી ઇન એશિયાની' ઉત્તર પૂર્વે,

અઝેરમની દક્ષિણુ અને પશ્ચિમે છે. એનું ક્ષેત્રફળ ૫૦૦૦૦ થી ૬૦૦૦૦ ચોરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૨૨,૫૦,૦૦૦ની છે. તેમાં ૧૫,૦૦,૦૦૦ તુર્ક ૭,૦૦,૦૦૦ ઇરાનીઓ ને ૪૫,૦૦૦ રશિઅન ત્રાન્સ કૉકેશિઅનો વસે છે. આ પ્રદેશ પહાડી હોવાથી તેની ઉંચાઇ સમુદ્ર સપાટીથી ૧૫૦૦ ફીટથી ૫૦૦૦ ફીટની છે. એના પર્વતોમાંથી સંખ્યાબંધ નદીઓ વહેછે, ને તે સર્વે યુફ્રેટીસ તથા તાઇગ્રીસની શાખાઓને મળેછે. કુર્દ લોકો ખેતીવાડી તથા ઢોરો ચરાવવાનો ધંધો કરે છે. પ્રજા તુરાની છે પણ તેમની ભાષા જુની ફાર્સી છે. ૧૮૮૦ માં ઇરાનીઓ સામે કુર્દ પ્રજાએ બંડ કર્યું હતું. તાઇગ્રીસની ખીણમાં જૂજ ખ્રિસ્તીઓની વસ્તી છે, પણ મુખ્ય પ્રજા મોહમેદન છે. મુખ્ય શેહેર બીતલીસ, વ્હાન, ઉરૂમિયા, દિરાબકર અને કેરમાનશાહ છે.

થંડીની ઋતુમાં અત્રે ભારે વરસાદ વરસે છે. તે વખતે ત્યાંના વતનીઓ મેદાનમાં તંબુ મારી ત્યાં પોતાનો મુકામ કરેછે. આ પ્રાંતમાંથી ઇ. સ. પૂર્વે ૭૦૦ થી ૮૦૦ ના શિલા લેખો જડી આવ્યા છે. નિનીવેહમાંથી જેવા શિલા લેખો મળ્યા હતા તેવાજ આ પ્રાંતના 'હાલવાન' ગામમાંથી શિલા લેખો જડી આવ્યા હતા, કુર્દ લોકો આર્ય પ્રજાના વંશજ ગણાય છે.

**કુરબાની**—આ રેવાજ હજરત અબ્રહામના વખતથી ચાલતો આવ્યો છે. મુસલમાનોમાં બકરી ઇદપર કુરબાની કરવાનો વખત ચોકસ ઠેડવેલો છે, પણ તેની આગમજ જો કુરબાની કરવામાં આવેછે તો તેનો સવાબ લાગતો નથી, એમ તેમના ધર્મ પુસ્તકોમાં ફરમાવેલું છે. તે વખત ઇદની નમાજ પઢીવા પછીનો છે, પણ ઇદની નમાજ આગમજ જેઓ કુરબાની કરેછે, તેણે પોતાના ઘેરના માણુસના ખાવા માટે ગોશ કાપ્યું એમ સમજી તેનો સવાબ લાગતો નથી, પણ ફરમાન મુજબ જે કુરબાની કરેછે તેનેજ તેઓ ખુદાનો હુકમ મુજબ કરેલી કુરબાની ગણી તેમાં સવાબ ગણેછે. મુસલમાનોમાં ઉંટ, ઘોડા, ગાય, મેંઢા વગેરે પશુની કુરબાની કરવાનો રેવાજ ચાલુ છે, તેમાં મોટા પ્રાણીની કુરબાની ૭ જના ભાગમાં પૈસા કાઢીને પણ કરેછે જેથી તેમને પુન્ય મળી ખરચ ઓછો બેસેછે.

આરબ લોકોમાં કુરબાનીનો રેવાજ હજરત મહમદ આગમજનો ચાલુ હતો; ત્યારે તેઓ ત્યાં કુરબાની કરેલા જાનવરનું લોહી કાઅબાની દેવાલને લગાડતા હતા; તે એવી મતલબથી કે તેમની કુરબાની કબુલ થાય. આ ચાલ મહમદના વખતમાં ચાલુ હતો ત્યારે આ પેગંબરે ફરમાન કાઢયું કે "કાઅબાની દેવાલને લોહી લગાડવાથી કાંઇ તમારી કુરબાની કબુલ થતી નથી, પણ ખુદાને ત્યાં જે કબુલ થાયછે તે માત્ર પવિત્ર મનથી કરેલી લાયક જાનવરની કુરબાની છે. માટે ખુદાના ફરમાનને માન આપો છો તે ગોયા ખુદાની નજદીકજ કરોછો એવું અલ્લાહ માની પસંદ કરેછે."

**કુરાવી**—માલવામાં એજ નામના જાહાગીરનું મુખ્ય ગામ, બટવા નદીના ડાબા કાંઠાપર તેહેરીથી ઉજ્જનના માર્ગમાં, તેહેરીની દક્ષિણુ પશ્ચિમે ૬૦ અને ઉજ્જનની ઉત્તર પૂર્વે ૧૫૦ મૈલપર છે. આ ગામને મજબુત કોટ હોઇ કોટની નજદીક મોટો કિલ્લો છે. અત્રે મુખ્ય વસ્તી પઠાનોની છે કે, જેઓએ ઔરંગજેબના સમયમાં અત્રે પોતાનું મુકામ કર્યું હતું. આ ગામ ખાઇબર તરફના ફીરોજ ખયલ ટોળાના દેસ્તખાન નામે પઠાને સ્થાપી ત્યાં પોતાના વંશજોને વસાવ્યા હતા. તેમનો અમલ ૬૦૦૦ ચૌરસ મૈલના મુલકપર ચાલતો હતો, પણ મરાઠા રાજ્યની ચઢતી કળાએ તેમનું રાજ્ય માત્ર ૨૦૦ ચૌરસ મૈલના વિસ્તારમાં આવી રહ્યું હતું ને તેમાં ૨૦,૦૦૦ ની વસ્તી હતી. જ્યારે પિંડારાઓનું બળ વધ્યું ત્યારે તેઓએ ત્યાંના રાજ્યકર્તા નવાબ પાસેથી સર્વ દેશ છિનવી લઇ માત્ર નવાબ

પાસે 'કુરવાઇ'નો કિલ્લો રહેવા દીધો હતો, તેની વાર્ષિક ઉપજ માત્ર ૭૫૦૦૦ રૂપીયાની છે.

**કુરીયરપૉલ લુઇસ**—આ જાણીતા ફ્રેન્ચ લખનારનો જન્મ ઈ. સ. ૧૭૭૨ માં ૪ થી જાનેવારીએ થયો હતો. એણે બચપણમાં ફ્રેન્ચ કૉલેજમાં નોકરી બજાવી તે દરમ્યાન પોતાનો મુખ્ય વખત ગ્રીકભાષાનાં અભ્યાસમાં ગુજારી જ્ઞાન સંપાદન કર્યું હતું. ૧૮૦૯ માં 'વેગરામ'ના રણસંગ્રામમાં કુરીયર મરણતોલ જખ્મી થતાં એને વિએના લઇ જવામાં આવ્યો. ત્યાં સારો થતાં ફ્લોરેન્સમાં જઇ રહી થોડો વખત લ્યુરેનટીયનની પુસ્તકાલયમાં નોકરી મેળવી. ૧૮૧૨ માં એ પેરીસ જઇ રહ્યો અને ૧૮૧૪ થી થ્યુરાઇન ખાતેની પોતાની બાપીકી જમીન પર જઇ રહ્યો હતો. તે પછી ૧૮૧૬—૨૧ માં સુભાખિત ગ્રંથો રચી પ્રજામાં મોટી પ્રસિદ્ધતા પામ્યો પણ સરકારની રાજનિતી સામે લખતાં 'સેન્ટી પેલાગી'ના બંદીખાનામાં સબડવું પડ્યું હતું. ઈ. સ. ૧૮૨૫ માં ૧૦ મી મે એ એને કોઇએ ગોળીથી વિંધી નાખવાથી મરણ નિપજ્યું હતું. કુરીયર આજે પણ ફ્રેન્ચ ભાષાનો સૌથી ઉત્તમ લેખક અને ગહન વિચાર દર્શાવનાર વિદ્વાન તરીકે માન પામેછે.

**કુરૂ**—ભારત વર્ષિય ભરતખંડનો દેશ. એની રાજધાની હસ્તિનાપૂર હતું. ઇંદ્રિપ્રસ્થ, વારણાવત એ પણ એનીજ નગરીઓ હતી.

**કુરૂ**—(૧) સોમવંશીય પુરૂ કુલોત્પન્ન અજમીઢ રાજા. તેના સાવરણ નામે પૌત્રને તપતી સ્ત્રીથી થએલો પુત્ર. એણે દીર્ઘકાળ સુધી તપાચરણ કરી જે સ્થળ વસાવ્યું તે ઇંદ્રના આશિરવાદથી કુરૂક્ષેત્રને નામે પ્રસિદ્ધતા પામી પવિત્ર ગણાયું.

(૨) પ્રિયવ્રત પુત્ર અગ્નિધ્ર રાજાને અપ્સરાથી થએલા ૯ પુત્રોમાંનો ૭ મો. એની સ્ત્રી મેરૂ કન્યા નામે હતી, અને એનો દેશ એનાજ નામે પ્રસિદ્ધ છે.

**કુરૂજાંગાલ**—કુરૂ દેશની પશ્ચિમ દિશા તરફ અડોઅડ વસાયલો જે દેશ 'જાંગાલ' તેનું આ બીજું નામ છે. એનું મુખ્ય શેહેર 'સકરામ' છે. ભાગવતમાં આ દેશને કુરૂ દેશની પશ્ચિમે જણાવ્યો છે.

**કુરૂપાંચાલ**—કુરૂ દેશની પૂર્વ દિશા નજદીક આવેલો પ્રથમ દેશ, જે પાંચાલ તેનેજ કહેવાની રૂઢી. એનું કારણ એજ નામના બીજા પાંચાલ દેશ સાથે ભેળાય નહિ તેથી ચાલુ પ્રચારમાં કુરૂપાંચાલ નામ ચાલે છે.

**કુરૂવર્ષ**—અગ્નિધ્રે પોતાના જંબુદ્વિપના ૯ ભાગ કરી પુત્રોને આપ્યા. તેમાં કુરૂ નામે પુત્રને આપેલું વર્ષ. એ શૃંગવાન પર્વત અને ખારા સમુદ્રની વચમાં છે. એને ઉત્તર કુરૂ અથવા ઐરાવત વર્ષ પણ કહે છે.

**કુરૂક્ષેત્ર**—પ્રાચીન કાળમાં ભરતખંડમાં પ્રસિદ્ધતા પામેલું આ ક્ષેત્ર હિંદુસ્થાનના ઇતિહાસમાં ઘણી પ્રસિદ્ધતા પામેલું છે. આ કરૂક્ષેત્રમાં કુરૂક્ષેત્ર નામનું આગળ એક સરોવર હતું અને તેનું પ્રાચીનત્વ વેદના બરાબરનું ઠરેલું છે. પાંચમી સદીમાં થઇ ગએલા 'વરાહ મિહિર' નામના વિદ્વાને કુરૂક્ષેત્ર વિષે વર્ણન આપેલું છે, તેજ મુજબ કુરૂ આ સરોવરને જગે તિર્થસ્થાન હતું, એમ પણ જણાવવામાં આવે છે. તેની આગમજ આ સરોવરનું વર્ણન ઉર્વશીના સંબંધથી આવેલું છે (જુઓ ઉર્વશી). તે એમ કે ભુલી પડેલી ઉર્વશી ૪ સેહેલીઓ સાથે ભમતી ભમતી કુરૂક્ષેત્રના સરોવર તીરે આવી બેઠી ત્યારેજ તે 'પુરૂરવાને' જડી હતી. તે ઉપરાંત એનું પ્રાચીનત્વ ઋગવેદમાંથી મળે છે. તેમાં દધિચ ઋષિનુ વર્ણન કરતાં તે સરોવરને બ્રહ્મસર એવું નામ આપી તેનું વર્ણન કરેલું છે. તે આ મુજબ:—દધિચિ ઋષિના મોત પછી તેના શબની શોધ ઇંદ્ર કરતો હતો ત્યારે તેને આ ઋષિનું માથું આજ સરોવરમાં જડયું હતું. બીજી કથા મુજબ કુરૂ રાજાએ અત્રે તપ કરવાથી ઇંદ્રના આશિર્વાદથી આ સ્થાન પવિત્ર બન્યું હતું.

આ પ્રાચીન તીર્થસ્થાનને ચક્ર તિર્થ એવું પણ નામ મળેલું છે. કેમકે કૃષ્ણે ભિષ્મને

આજ સરોવર પાસેના મેદાનમાં લાવી માર્યો હતો, એમ ત્યાંના વસતા લોકો જણાવે છે; અને તે ઉપરથી આ સરોવરને ચક્રતિર્થનું નામ મળ્યું હતું.

બીજા એક હિંદુ ધર્મ ગ્રંથ મુજબ એ બ્રહ્માવર્ત દેશની પશ્ચિમે છે. કેમકે કૃષ્ણ આનર્ત દેશને જીતતી વેળા કુરૂદેશમાંથી નિ-કળી માર્ગમાં કયા કયા દેશની ભેટ લેતો ગયો તે વિષે ભાગવતમાં નીચે મુજબ શ્લોક આપ્યો છે,

કુરૂ જાંગાલ પાંચાલાન્ શૂર સેનાન્સ યામુનાન
બ્રહ્માવર્ત કુરૂક્ષેત્રં મત્સ્યાન્ સારસ્વતાન.
મરૂધન્વમ તિક્રમ્ય સૈયારા ભિરંયો પરાન
આનર્તાન્ ભાર્ગવો પાગા ચ્છ્રાંતવાહો મનગ્વિભુ.

આ શ્લોક ઉપરથી જણાય છે કે કુરૂક્ષેત્ર તે વેળા એક સ્વતંત્ર દેશ હતો અને તેથી એ કૌરવ પાંડવોના યૂદ્ધકાળનું કુરૂક્ષેત્ર નહિ હશે.

પ્રોફેસર લૅસન મુજબ થાણેશ્વરના પૂર્વ તરફના પ્રદેશને 'કુરૂ જાંગાલ' એવી સંજ્ઞા હતી, અને થાણેશ્વરની નૈઋત્ય દિશામાંથી જે પૂર્વ પશ્ચિમ ભૂમિનો પાટ વધેલો છે તેજ અર્જુન અગ્નિને ભક્ષ કરવા આપેલું ખાંડવવન હતું. ઇ. સ. ૭૩૫ ના સુમારમાં ચીનાઇ મુસાફર હ્યુએનથસાંગ કુરૂક્ષેત્રમાં ફ-રતો હતો ત્યારે તે ત્યાં પડેલા કેટલાક મોટા કદના હાડકાંની માળાઓ જોઇ અજબ થયો હતો.

હાલમાં જે કુરૂક્ષેત્રનો તલાવવાલો ભાગ રહ્યો છે તે ઉન્હાળામાં સુકાઇ જતો હોવાથી તેમાં 'ચાનતંગ' નદીનું પાણી લાવવા નેહેર બાંધવાનો ઇંગ્રેજ સરકારે વિચાર કર્યોછે.

**કુલબર્ગ**—નિઝામ હૈદ્રાબાદમાં સોલાપૂરથી ૫-ન્નાના માર્ગમાં સોલાપૂરની પશ્ચિમે ૧૧૦ મૈલ પર અને પન્નાની દક્ષિણ પૂર્વે ૨૧૦ મૈલપર છે. અત્રે નિઝામ સરકારના લશકરની એક છાવણી બ્રિટીશ ઑફીસરોની દેખરેખ તળે છે. મુંબઇની દક્ષિણ પૂર્વે ૨૮૫ મૈલપર છે.

**કુલબાદ**—એ એક તુરાની સરદાર પ્રાચીન કાળમાં થઇ ગયો છે. એણે અફ્રાશિઆબની જોડેજોડ રહી ઇરાનીઓપર ફતહે તેમજ શિકસ્તમાં ભાગ લીધો હતો. જ્યારે કેખશરો, ગીવ તથા ફરંગીજ સાથે ઇરાન ભણી નહા-સતો હતો ત્યારે કુલબાદ ૩૦૦ સ્વારો સાથે તેમની પાછળ પડી લઢયો પણ તેમાં ગીવને હાથે પાછો હટી માર્યો ગયો હતો.

**કુલાબા**—(જુઓ કોલાબા.)

**કુલીકુતૂબશાહ ૧ લો સુલતાન**—ગોલકોંડા-નો એ મૂળ સ્થાપક તરીકે જાણીતો થઇ ગયો છે. એનો પિતા કુતૂબ ઉલ મુલ્ક એક તુર્ક સહાસિક હતો અને તે દક્ષિણમાં આવી મહમદશાહ બ્રાહ્મણીની નોકરીએ રહ્યો હતો. દરજ્જે બ દરજ્જે એ વધતો મોટી પદ્વિ પામ્યો ને મહમદશાહના રાજ્યમાં કુતુબ ઉલ મુલ્કનાં એલકાબ સાથે તેલંગનની હાક-મી મેળવી. ઇ. સ. ૧૪૯૩ માં 'એજમકો-ન્વા'નો કિલ્લો સર કરવા જતાં તીર વાગતાં મરણ પામ્યો, ત્યારે તેની પદ્વિ અને એલકાબ તેના બેટા સુલતાન કુલીને મળ્યાં. એને તેલં-ગનની જાહાગીર પણ મળી હતી. બ્રાહ્મણી રાજ્યની પડતી કળા થતાં અદીલશાહ અને બીજાઓએ રાજ્યપદ ધારણ કીધાં, તે વેળા એણે પણ પોતાને ૧૫૧૨ માં તેલંગનના પાદશાહ તરીકે જાહેર કીધો. એ પરાક્રમી અને ઉદાર હતો. એણે ૫૦ વર્ષ રાજ્યપદ ભોગવ્યું. મહમદશાહને નામે તેલંગનની ગા-દીપર એના ૮ વંશજો બેઠા હતા.

૧—કુલી કુતબશાહ.
૨—જમશેદ કુતબશાહ.
૩—ઇબરાહીમ કુતબશાહ.
૪—મહમદ કુલી કુતબશાહ.
૫—મહમદ કુતબશાહ.
૬—અબદુલ્લા કુતબશાહ.
૭—અબુલહસન કુતબશાહ.

**કુલી કુતબશાહ ૨ જો સુલતાન**—એને મહમદ કુલી કુતબશાહ પણ કહેછે. એ ઇબરાહિમ કુતબશાહનો બેટા હતો, એ

૧૫૮૧ માં ગોલકોંડાની ગાદીએ બેઠો. ૧ લા વર્ષમાં એ બીજાપૂરના અદીલશાહ સાથે લઢાઇમાં ગુંતાયો પણ ૧૫૮૭ માં સુલ્હે કરી કુલી કુતબશાહે પોતાની બેહેનને અદીલશાહ સાથે પરણાવી.

ગોલકોંડાની આબોહવા રોગીષ્ટ જણાવાથી કુલીકુતબશાહે ૮ મૈલ છેટે એક ગામ વસાવી તેનું નામ પોતાની એક માશુક ભાગમતી ઉપરથી 'ભાગનગર' રાખ્યું, પણ પાછળથી આ સ્ત્રી કુછુંદી જણાતા તેને શિક્ષા કરી શેહેરનું નામ બદલી હૈદ્રાબાદ રાખ્યું. ઈરાનના શાહ અબ્બાસે પોતાના બેટા માટે કુલી કુતબશાહની બેટીનું માગું મોકલ્યું તે સુલતાને કબુલ કીધું હતું. આ પાદશાહ બહાદુર ઉદાર અને વિદ્વાન લેખક તરીકે પ્રસિદ્ધતા પામી ગયો છે. એણે 'કુલિયાતે કુતબશાહ' નામે એક મોટો ગ્રંથ રચ્યો હતો, તેમાં હિંદી, દક્ષિણી અને ફારસી કાવ્યો તર્હેવાર વિષયોપર જોડેલાં દાખલ કર્યા છે. એણે ૩૧ વર્ષ રાજ્યપદ ભોગવ્યું. મરણ ઇ. સ. ૧૬૧૨ માં ૧૧ મી જાનેવારી (હિ. સ. ૧૦૨૦) એ નિપજ્યું હતું.

**કુલીંજન**—(કોલંજન.) કુલીંજનમાં કોષ્ટ અને કુલીંજન એવા બે ભેદ છે. પ્રથમ આ ભેદ ગોવાના ગવરનર જનરલનાં તબીબ 'ગારસિયાડીઓર્ટાએ' ઇ. સ. ૧૫૬૩ માં શોધી કાઢ્યું હતું. કોષ્ટ એ કુલીંજન કરતાં નાહનું હોયછે, પણ તેનો વાસ ઘણો ઉગ્ર અને તિખો આવેછે. એનું લાકડું પ્રથમ ચીનથી આવ્યું પણ કુલંજન જાવાથી આવ્યું હતું. હાલમાં કુલીંજન એ બે સંયુક્ત નામે કોષ્ટકોલંજન યા ફક્ત કોલંજન તરીકેજ ઓળખાય છે. આરબ તથા ગ્રીક તબીબોને કુલીંજનનો ઓષધિ ઉપયોગ માલમ હતો. ઉત્તર યુરોપમાં આ વનસ્પતિ ૧૧ મી સદીમાં દાખલ થઇ હતી. ૧૩ મી સદીમાં કોષ્ટકોલંજન બીજા મસાલાનાં પદાર્થો સાથે એદન, ઇજીપ્ત અને લાલ સમુદ્ર માર્ગે સિરિયા પ્રાંતના 'આકા' શેહેરમાં ગયું હતું, અને ત્યાંથી ભૂમધ્ય સમુદ્રના બીજે બંદરે ચઢ્યું હતું.

'આરબ ભૂગોળ વેત્તા 'ઇબ્નુખુર્દબાહા' ૯ મી સદીમાં લખ્યું છે કે કસ્તુરી, કપૂર વગેરે પદાર્થો જે દેશમાંથી આવતા હતા તે દેશમાંથી કોલંજન પણ આવતું હતું, કુલીંજનને મુંબઇમાં 'પાનકીજડ' યા મલબારી પાનકી જડ' કહેછે. કોલંજનને ચીનાઇ ભાષામાં 'લિયાંગ કિયાંગ' કહેછે. તે ઉપરથી આરબી ભાષામાં 'કળંજન' નામ પડયું અને તેનું અપભ્રંશ કુલીંજન થયું હોય. આ વનસ્પતિ ઘણા વર્ષો સુધી જીવનારી છે. એનું મૂળ વતન જાવા અને સુમાત્રાનાં ટાપુઓ છે. પણ હાલમાં બંગાલનાં પૂર્વ ભાગમાં અને મદ્રાસ ઇલાકામાં તથા મલબાર પ્રાંતમાં એની ખેતી કરવામાં આવે છે.

'કુલીંજનનાં પાંદડા ભાલા આકારનાં હોઇ તે પર દીંડવાં આવતાં નથી પણ પાંદડા ઝાડની આસપાસ ફરી વળેલાં હોય છે. જ્યારે તેપર ફુલો આવે છે ત્યારે તેનું ઝાડ ૫ થી ૬ ફીટ લાંબુ હોય છે. એના ફુલો રંગે લીલાસપર હોઇ તે સુવાસીક હોય છે.

એના ફળ નારંગીના રંગના 'ચેરી' ફળ જેવાં હોય છે. ને દરેક ફળમાં એકજ બી હોય છે.

કુલીંજન એ ઝાડનું લાકડું છે. આવા ગાંઠવાલા કટકાને વનસ્પતિ શાસ્ત્રમાં 'હોય ઝોમ' (યાને ગાંઠ જેવું લાકડું) કહે છે. સુંઠ હળદ એનાજ વર્ગનાં છે. તે ઉપરથી કુલંજનનો આકાર ધ્યાનમાં આવી શકશે. કોષ્ટ કરતાં કુલીંજનના લાકડાની ગાંઠ મોટી હોય છે પણ તેને વાસ તથા રૂચી હોય છે. એનો રંગ બહારથી લાલ અને માહેથી સફેદ હોયછે; કુલીંજનનું ફળ ½ ઇંચ લાંબુ હોઇ કોણાકાર હોયછે. બહારથી તેનો રંગ લાલ અને માહેથી સફેદ હોય છે. આ ફળમાં એક ઉપર એક એવાં બે બિયાં હોયછે. બિયાંનો રંગ રાખ જેવો હોયછે અને તે આકારે ત્રિકોણાકાર તથા સ્વાદે તિખું હોયછે.

"મી૦ એકના જણાવવા મુજબ પંજાબમાંથી વાયવ્ય તરફના પ્રાંતોમાં રંગ માટે કુલીંજન ઘણું મોકલવામાં આવે છે. છીટ તથા કાલીકો વગેરે રંગવા માટે હરડા સાથે એનો પણ રંગ બનાવવામાં આવે છે.

કુલીંજન ઔષધિ ઉપયોગમાં ઘણું વપરાય છે. એ જાતે તિવ્ર, તિખો ને ઉગ્ર છે. સંધિવા, તાવ વગેરે બેમારી ઉપર એનો કાવો કરી પાવામાં આવે છે. સસણી દરમ્યાન બચ્ચાંને એના મૂળીયાંનો રસ પાવામાં આવે છે. તે શિવાય અજીરણ, પેટનાં બીજા વિકારો ઉપર પણ એ અકસીર છે. કેટલેક ઠેકાણે મસાલામાં, દવામાં, દારૂમાં કેફ લાવવા માટે કુલીંજન નાખવામાં આવે છે. રૂશિયામાં દારૂને રૂચી આપવા માટે કુલીંજનનો ઉપયોગ કરે છે, તેમજ એનું અથાણું બનાવવામાં આવે છે.

મી૦ મલ્હારાવ રામચંદ્રના જણાવવા મુજબ 'મદ્રાસમાં કુલીંજનનો એક પેટા ભેદ ઉત્પન્ન થાયછે તેને મુદ્દીન શેરીફે શોધી કાઢી 'આલપિનિઆ' નામ આપ્યું છે. તે સુકાયા પછી કુલીંજન જેવુંજ દેખાય છે; અને તેના દરેક ગુણ અને દોષ કુલીંજન પ્રમાણેજ હોયછે. આ ઉપરથી મી૦ વાટ જણાવે છે કે 'મુદ્દીન શેરીફ' જેને નવી વનસ્પતિ જણાવે છે તે નવી નથી પણ એક દેશની ચીજ બીજા દેશમાં ઉગાડયાથી જેમ તેમાં ફરક પડે છે તેટલોજ ફરક તેમાં છે, અને તેથી તે કુલીંજન છે એમ માની શકાય છે.

કોષ્ટ અથવા નાનુ કુલીંજન ચીનમાં થાયછે. એ હિંદુસ્થાનમાં ઘણો આવતો હોવાથી તેને સુંઠને બદલે પણ ઉપયોગમાં લેવામાં આવે છે. ઈંગ્રેજ તબીબો એનો ઉપયોગ ઔષધિમાં કરે છે. પણ રૂશિયનો અનેક ઉપયોગમાં લેવા સાથે 'નાસટોઇકા' નામનો દારૂને સ્વાદ આપવા થકી તેનો મોટો ઉપયોગ કરે છે.

**કુલીંદ**—કુરૂદેશની ઉત્તરે આવેલો દેશ, એની રાજધાની ચંદનવતી હતી.

**કુવરજી શાપુરજી તારાપુરવાલા**—આ કાબેલ ગ્રસ્થનો જન્મ ઇ. સ. ૧૮૨૬ નાં નવેંબર માસમાં તારાપૂર ખાતે થયો હતો. તે વખતની રૂઢી મુજબ કેળવણી સંપાદન કરી વેપાર વણજમાં ચિત્ત લગાડયું હતું. જ્યારે કુવરજી નાહના હતા તે વખતે 'રાઘોજી ભાંગર્યાએ તારાપુરમાં લુટફાટ ચલાવી ત્રાસ વર્તાવ્યો, આથી ત્યાંની પ્રજા નહાશીને કિલ્લામાં જઇ ભરાઇ, ત્યાં કુવરજીના ભાઇ રૂસ્તમજી લોકોને દિલાસો આપતા રહી બચાવ અર્થે તોપખાનું છોડવા માંડયું હતું પણ તે વેળા તોપના ગોળા ઘટી પડવાથી તોપમાં મરાઠી પૈસાનો ખુર્દો ભરી તેવતી લુટારા ઉપર તોપ છોડવા માંડી હતી, તે વેળા કુવરજી રાતના હથીઆરબંધ થઈ લુટારાઓને સજા કરવા ગામમાં ફરતા હતા, આથી તે વખતે કુવરજીએ પ્રસિદ્ધતા મેળવી હતી. પોતાની જુવાન વયે જવાર સંસ્થાનના રાજાની દિવાનગરીનું પદ મેળવી તેના રાજ્યમાં ઘટતો ફેરફાર કરી પતંગશાહ' રાજા તરફથી તથા બ્રિટીશ સરકાર તરફથી વાજબી શાબાસી સાથે ઇનામો મેળવ્યાં હતાં. મરણ ઇ. સ. ૧૮૯૫ માં ૩૧ મી માર્ચે નિપજ્યું હતું.

**કુવલાશ્વ**—હિંદુ કથા જ્ઞાન મુજબ સૂર્યવંશી ઇશ્વાકુ કુળના બૃહદશ્વે એને રાજ્ય પર બેસાડી અરણ્યમાં ગયા પછી એણે પિતાની આજ્ઞા લઇ ઉત્તંકઋષિને તથા પોતાના ૨૧૦૦૦ પુત્રોને લઇ ધુંધું રાક્ષસ સાથે લઢવા ગયો. એ ત્યાં ગયો તે વેળા ઉજ્જાલક રાક્ષસ સમુદ્રમાં સુતેલો હતો. તેટલાં તેના પુત્રોએ સમુદ્ર ડોહવી તેને જગાડયો કે તેણે ઉઠતાં સાથ મોહમાંથી અગ્નિની જવાળા કાઢવા માંડી. આ જવાળાથી દૃઢાશ્વ, કપિલાશ્વ, અને ચંદ્રાશ્વ શિવાય સર્વે પુત્રો મરણ પામ્યા હતા. તે વેળા ધુંધું સાથે કુવલાશ્વનું યુદ્ધ થયું, તેમાં રાક્ષસ માર્યો ગયો; અને ત્યારથી એનું નામ ધુંધુ માર પડયું હતું.

**કુવા**—એના ઝાડ મલબાર પ્રાંતમાં કોડિઆળ,

બંટવળ પ્રાંત માહેલા જંગલો, સૈહ્યાદ્રિપર્વતના જંગલોમાં ૫૦ થી ૬૦ હાથ ઉંચા વધે છે. એ જાડાઇમાં ૨ થી ૨½ હાથ ઘેરાવામાં હોય છે. આ ઝાડ અત્યંત સીધું ઉગતું હોવાથી એની વાહાણની ડોલ કાઢી બને છે. ગોમાંતક પ્રાંત તથા કર્નાટકમાં એને કુવા કહે છે અને તેનીપર લાલ રંગના ફુલો આવે છે. એનું ફળ ફોડવાથી તેનો અજબ વાસ આવે છે. તેમાં કાળાં બિયાં હોયછે.

**કુંવાડ**—એના રોપા રેતીની જમીનમાં પોતાની મેળે ઉગે છે. એ જંગલી શાક ભાજીના વર્ગનું હોઇ તે વર્સાદ પડતાં પોતાની મેળે ઉગે છે. એના છોડ બે થી ૩ ફીટ ઉંચા વધે છે. તે અકેક ગીરદો હાથના કાંડા જેવડા જાડા હોઇ તેમાંથી ચીકણો ગર નિકળે છે, તે અતિ કડવો હોય છે, પણ ઔષધિ ઉપયોગમાં અકસીર ગણાય છે. કુંવાડને કાર્તક તથા માર્ગશીર મહિનામાં વચમાં દાંડો ફુટી તેની ઉપર તોરો આવે છે. એના ઉપરનાં તોરા તળી ખાય છે. એના છોડ મુખ્ય કરી વસાઇ, કેળવે માહિમ, ચીંચણી તારાપૂર વગેરે ઠેકાણે પુશકળ થાયછે. એના છોડપર પીળા રંગના ફુલો આવી તેપર ઝીણી શીંગો આવે છે. આ શિંગોમાં મેથીના જેવાં બિયાં હોયછે.

**કુવાડવા**—રાજકોટ તાબેનું એજ નામના મહાલનું મુખ્ય મથક. રાજકોટની ઇશાન્યે ૧૦ મૈલપર છે. અત્રે બાંધકામમાં વપરાતો ચુના પથ્થર જડે છે. વળી અત્રે સારી રીતે ઢોરો ઉછેરવામાં આવતા હોવાથી ઉત્તમ પ્રકારનું ઘી બનાવવામાં આવે છે. લોક વસ્તી ૧૨૧૩ ની છે.

**કુંવારનું વૃક્ષ**—આ વનસ્પતિને સંસ્કૃતમાં ધૃતકુમારી યા કન્યા કહે છે, અને હિંદુસ્થાનીમાં કુંવારી તથા મરાઠીમાં કોરપડ કહે છે.

એના અનેક પેટાભેદ છે. તેમાંના કેટલાક જાણીતા છે. એનું જન્મ સ્થાન ઉત્તર આફ્રિકા, વેસ્ત ઇંડીજના ટાપુ, જમેકા, એન્ટીગ્વા અને બારબાડોજમાં જમાનાં થયા એની પેદાશ થતી આવી છે. ઉપલા દેશોમાં આ વનસ્પતિ પ્રથમ 'કેનેરીના ટાપુ'ઓમાંથી આવી હતી.

એનું થડ ટુંકું એકથી બે ફીટનું ને ૨ થી ૩ ઈંચિ જાડાઇનું હોયછે. પાંદડા લંબોચાં ખંજર રોકાં ૧½ થી ૨ ફીટ લાંબા ને જાડા, ફિક્કા, લીલા રંગના હોયછે.

આ વનસ્પતિને વાવીયા પછી તે જલ્દી ઉગી નિકળેછે. એની ખેડણીને માટે જમીન સુક્કી યા પહાડી હોય તે ચાલી શકેછે. એના પાંદડાની ઉપરની છાલ છરી વડે કાપી કાઢતાં માહેથી ચીકણો અને લીસો રસ નિકળેછે, આ રસ પેહેલા રંગ રહિત હોયછે પણ જરા હવા લાગતાં તે પીળો રંગ પકડેછે. પાંદડા કાપવાનો હિંગામ અને ઝાડની ઉમર ઉપર રસનો આધાર હોયછે. બારબાડોઝમાં કુમારની ખેતી કરવામાં આવેછે, તે દેશમાં માર્ચ તથા એપ્રેલમાં એના પાંદડા કાપેછે. આ વેળા કાપીયા પછી જે રસ ઝરેછે તે તદન સ્વચ્છ અને ઉત્તમ હોયછે. પાંદડા કાપી લઇ તેને દાબી તેમાંથી જે રસ કાઢવામાં આવેછે, તેમાં પાંદડાની છાલનો રસ પણ મિશ્ર થતો હોવાથી તે પેહેલા પ્રકારનો રસ ગણાતો નથી.

કુમારનો રંગ એક સરખો રેહેતો નથી. કેટલાકનો રંગ ભૂરો તપકિર્યો અને કેટલાકનો તદન કાળો હોયછે. એને કાપ્યા પછી તે મીણ પ્રમાણે ચીકણો દેખાયછે. તદન કિનારી ઉપર તે અપાર દર્શક હોયછે પણ જ્યાંથી તોડવામાં આવેછે ત્યાં તે નરમ અને ચળકતો જણાયછે, તેને બારબાડોઝો 'કેપી કેહેછે'.

કુમારનો વાસ ઘણો નાપસંદ આવેછે અને એનું ચૂર્ણ લીલા રંગનું હોયછે. પ્રૂફ-સ્પિરીટમાં આ પદાર્થ પિગળેછે, અને તે રસ સૂક્ષ્મદર્શક યંત્રથી જોવાથી તેના અનેક ઝીણાં કણ જણાયછે. કુમારને પાણીમાં પિગળાવી તેમાં 'કલોરાઈડ ઓફ ગોલ્ડ' 'અથવા 'ટીંચર ઑફ આયોડાઇન' નાખીએ એટલે તેના પ્રવાહીને સુંદર ગુલાબી રંગ આવેછે.

આ વનસ્પતિમાંથી 'ક્રિસામિક આસિડ' બનાવવામાં આવેછે. 'સ્પાન્સ એન સાઇક્લો

પીડિયામાં આ રંગ બનાવવાની નીચલી રીત દર્શાવી છે.

૮ ભાગ નાઇટ્રીક આસિડમાં એક ભાગ કુમાર નાખી તેને ઉષ્ણતા આપવી. ઉષ્ણતા લાગી એટલે તરત ઘણા જોશથી રસાયન ક્રિયાશરૂ થાયછે. તે નરમ પડતાં 'હિપોનેત્રિક આસિડ'ની વરાળ નિકળેછે તે બંધ થાય ત્યાં સુધી આ મિશ્રણમાં ફરી કુમાર નાખવાને શરૂ કરેછે, પછી તૈઆર થએલો સર્વ પદાર્થ પાણીમાં નામીએ એટલે પાણીના વાસણના તળીયામાં 'ક્રિસામિક'ના જાડા કટકા બને છે; આ કટકાને પછી ત્યાં અનેક વેળા ધોવામાં આવે છે. જે જાતના કપડાને આ રંગ લગાડવો હોય તે જાતના સંયોગથી જૂદા જૂદા રંગો બદલાય છે. જેમકે રેશમી રંગીએ તો તે જાંબુડા રંગનું થશે, ઉનના કપડાપર કાળો રંગ ચડશે, સણના કપડાપર સફેદ ને લાલ રંગ ચડે છે.

સલફ્યૂરિક આસિડની મદદથી આ રંગથી સુંદર તપકિર્યા રંગ કરવાનું એક ફ્રેન્ચમેને શરૂ કર્યું છે એમ મી૦ મલ્હારાવ મૂળે જણાવે છે. આ રંગ ચળકાટ ભર્યા હોયછે. 'આલ્ક લાઇન' ક્રિયા એનીપર થતી નથી. 'ઍનલીન' અને બીજા રંગોથી આ રંગ સારો મિશ્ર થઇ શકે છે, અને એની મદદથી તે સર્વ રંગ પાક્કા થાયછે.

કુવાંરના પાંદડામાંથી ઉત્તમ તંતૂઓ નિકળે છે. વળી એના ઔષધિ પદાર્થ પણ બને છે. એનો રસ કાઢયા પછી તેને તડકામાં સુકવી તે જાડા બને ત્યાં સુધી રાખે છે એનો તાજો રસ ખાવામાં લીધાથી જુલાબ આવે છે. તાવ ઉપર પણ એ અકસીર છે. આંખના દુખારા ઉપર એનો રસ બીજા મિશ્રણ સાથે આંખ પર ચોપડાય છે.

**કુવારી કિલ્લો**—પૂનાની પશ્ચિમે ૪૦ મૈલપર ને ભોરની દક્ષિણે ૨૦ મૈલપર આ કિલ્લો એક ટેકડીપર બાંધેલો છે. એનો ઘેરાવો ૧½ મૈલનો છે. એનો મુખ્ય દરવાંજો અગ્નિય દિશાએ છે પણ હાલમાં તે તદન પડત હાલતમાં છે. કિલ્લાની સામે અતિ મજબુત કોટ આવેલો છે. કિલ્લામાં બે મોટા તલાવો હોઇ તેમાં પુશકળ પાણી છે. તે શિવાય માહે કુવારી દેવીનું મંદીર છે. આ કિલ્લો જ્યારે ઈંગ્રેજોએ ૧૮૧૮ માં જીતી લીધો ત્યારે ત્યાંની દેવીના ઘરેણા કાઢી લઇ તે મુંબઈ મોકલી મુંબાદેવીને અર્પણ કર્યા હતાં. કિલ્લામાં રદ થએલી ૭ મોટી તોપો છે, તેમાં લક્ષમી નામની અતિ મોટી છે. કહે છે કે તેમાંથી છુટેલો ગોળો છેક આંબવણી ઘાટ સુધી જઇ પડતો હતો.

અહમદનગરના ઇસલામી રાજ્યના સ્થાપન કર્તા મલીક મહમદે ૧૪૮૯ માં આ કિલ્લો જીતી લીધો હતો. સત્તરમી સદિમાં પીલગામ (આ ગામ મહાડના ભાગમાં છે.) ના નાયક લુમાજી ભોકર પોતાના ટોળાનો સર નાઈક થવા ચાહતો હતો. તેણે વિજાપૂરના બાદશાહને એવું કહેવાડીયું કે 'કુવારી' કિલ્લામાં એક અતિ સુંદર અરબ્બી ઘોડો છે, પણ જો મને પૈસાની મદદ મળશે તો તે પાદશાહને લાવી આપવાની કોશિસ કરીશ." આ ઉપરથી બાદશાહે તેને માંગ્યું દામ આપવા કબુલ્યું, તેથી તેણે પોતાના જાતભાઈઓને એકઠાં કરી કિલ્લાને ઘેરો નાખ્યો, પણ માહેલા લોકોએ તેને ૧ વર્ષ સુધી મચક આપ્યું નહિ. આથી બાદશાહે હુકમ મોકલ્યો કે "લુમાજી જો એક માસની અંદર ઘોડો લાવી નહિ આપશે તો તમામ કોળીઓની કતલ કરવામાં આવશે." આથી ઘણાક કોળીઓ જીવબચાવવા આસપાસ નહાશી ગયા. આથી લુમાજી નિરાશ થઇ પોતાના કુટુંબના થોડાક મદદગારોને બહાર રાખી સ્ત્રી વેશે કિલ્લામાં દાખલ થયો અને કોટને સીઢી લગાડી પોતાના ૮૦ માનસોને માહે દાખલ કરી કતલ ચલાવી ઘોડો લઈને નહાસવા લાગો. તેટલાં એક સીપાઇએ પેલા ઘોડાને ગોળીથી મારી નાખ્યો આથી લુમાજી નિરાશ થયો. પણ બાદશાહે તેની બહાદુરીની કદર બુજી તેને પોતાના લશકરમાં ચઢતો ઓધો બખશ્યો.

ઇ. સ. ૧૮૧૮ માં લોહગઢ, વિસાપુર, રાજમાચી, તુંગ, તિકોના વગેરે કિલ્લા જીતી કર્નલ પ્રોથર કુવારીપર ચઢાઇ લઇ આવ્યો. ઘણા શ્રમ પછી ૧૩ મી માર્ચે કિલ્લાપર તોપનો મારો ચલાવી માહે ભરી રાખેલા દારૂગોળાને આગ લગાડી, આથી માહે ભયંકર નુકસાની થઇ સઘળી ઇમારતો બળી ગઇ ને કિલ્લાનો દરવાજો તુટી પડયો. આથી નાચાર થઇ ૭૦૦ સીપાઇઓ અને કિલ્લેદાર જાનોબા ભાઉ વગેરેને ઇંગ્રેજોએ કેદ કરી રૂ ૧,૦૦,૦૦૦ ની લુટ મેળવી હતી.

**કુશ**—હિંદુ ધર્મ જ્ઞાન કથામાં એ નામના જૂદા જૂદા પુરૂષો જાણીતા થઈ ગયા છે. (૧) સૂર્યવંશી શ્રીરામચંદ્રજીનો પુત્ર. એને ચંપીકા અને કુમુદવતી એવી બે સ્ત્રીઓ હતી, તેમાંની પેહેલી ચંપક માલીની વગેરે ૯ કન્યા અને બીજીને ૮ પુત્રો હતા. એ શ્રીરામ ચંદ્રના અમલ દરમ્યાન કુશાવતી નગરીમાં હતો.

(૨) સોમવંશી આયુકુલોત્પન્ન સુહોત્ર રાજાના ૩ પુત્રોમાંનો બીજો. એનો પુત્ર પ્રતિ નામે રાજા હતો.

(૩) સોમવંશી વિજય કુલોત્પન્ન અજક રાજાનો પુત્ર, એને કુશ કહેછે. એને કુશાંબુ, મૂર્તય, વસુ અને કુશનાભ એવા ૪ પુત્રો હોઇ તેને કૌશીક એવા નામ હતાં.

**કુશતિ સુદરેહ**—જરથોસ્તી ધર્મમાં દાખલ કરવા માટે ૭, ૯, ૧૧. યા ૧૪ વર્ષની ઉમર સુધીમાં બાળકની જે નવજોત ક્રિયા કરવામાં આવે છે તેમાં સુદરેહ ઉપર કુશતિ બાંધવા માં આવે છે અને તે જરથોસ્તી ધર્મની મુખ્ય નિશાની ગણાય છે.

કુશતિ બોલ ફારસી છે અને પેહેલવીમાં કુશતીક તથા અવસ્તામાં 'અઈવ્યાઓઘન' કહે છે, આ કુશતિ શુદ્ધ સફેદ ઉનની બનાવવવામાં આવે છે. તેમાં ૭૨ બેવડા તાર વિશે એવી ફીલસુફી જણાવવામાં આવે છે કે "એ ૭૨ તાર તે ઇજશનીમાં આવેલા ૭૨ હાથની નિશાની દેખાડવા સાથે અહૂર મજદ યજતમાં આવેલા ઇજશેના ૭૨ નામની યાદ આપે છે. વળી અરબી અબજદ હવઝ, કુતઈ, કલમનના જૂદા જૂદા શબ્દોની ગણત્રીમાં જેમકે અલેફ ૧*) બે ૨) જીમ ૩) દાલ ૪*) હે ૫) વાવ ૬) ઝે ૭*) હે ૮) તોય ૯) યે ૧૦*) કાફ ૨૦) લામ ૩૦) મીમ ૪૦) નૂન ૫૦*) વગેરે પ્રમાણે 'યજદાનના' નામના આંક પણ આવી * નિશાનીવાલા આંકોને એકઠા કરવાથી ૭૨ થાયછે. (જુવો અબજદ) વળી કુશતિના ૬ છેડાને વર્ષની ૬ ઋતુઓ સાથે સરખાવે છે. તેમજ યજદાંને ૬ છુપી શકિતઓની મદદે સર્વ હસ્તીઓને નિસ્તીના પદાર્થમાંથી બહાર આણી છે, તેની પણ નિશાની દર્શાવે છે. તે શકિતઓમાંની **પેહેલી** ફરોહર, કે જે બહમન અમશાસ્પંદ સાથે સંબંધ ધરાવે છે. **બીજી** રપીથવન યાને ગર્મી જે અર્દીબેહેસ્ત અમશાસપંદ સાથે સંબંધ ધરાવે છે, **ત્રીજી** આકૃસ્ન, જે શેહેરેવર અમશાસ્પંદ સાથે જોડાણ ધરાવે છે, **ચોથી** 'પૈકરપઝીરી' યાને આકાર પકડવાની શકિત તે અસપંદારમદ અમશાસપંદ સાથે સંબંધ ધરાવે છે. **પાંચમી** શકિત તે ખુરદાદ અમશાસપંદ સાથે સંબધ ધરાવે છે, અને ૬ ઠી ઉધર શકિત' અમરદાદ અમશાસ્પંદ સાથે સંબંધ ધરાવે છે. વળી તે ૬ લડીઓ માં ચાર ચાર ઝીણી લડીઓ હોઇ દરેક છેડાપર તેવી ૧૨ ઝીણી લડીઓ હોયછે તેને દુવાજદેહ હમાયસ્તના ૧૨ ફેરસ્તા સાથે સરખાવી છે.

**કુશદ્વિપ**—પૃથ્વી ઉપરના ૭ માહાદ્વિપ માહેલો ૪ થો. એની પોહળાઇ ૮,૦૦,૦૦૦ યોજનની હોઇ તેટલીજ પોહળાઇ ઘૃતસમુદ્રથી ઘેરાયલી છે. અત્રે અગ્નિ પ્રમાણે દૈદિપ્યમાન ઇશ્વર નિર્મીત કુશસ્થંભ હોવાથી એને કુશદ્વિપ એ નામ પડયું. પ્રિયવ્રત રાજાનો પુત્ર હિરણ્યરેતા અત્રેનો અધિપતિ હોઈ તેણે એના ૭ ભાગો કરી વસૂ, વસુદાન, દૃઢ રૂચિ, નાભી ગુપ્ત, સ્તુત્ય વ્રત, વિવિકત અને વામ દેવ એવા ૭ પુત્રોને આપ્યા, અને તેમનાજ

નામે તે તે દેશો.જાણીતા થયાછે. આ દ્વિપમાં ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઉર્ધ્વ મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ધૃચ્યૂતા અને મંત્રમાલી એવી ૭ નદીઓ વહેછે.

**કુશધ્વજ**—હિંદુ ધર્મ કથાઓ મુજબ હ્રસ્વરોમાં નામે જનકના બે પુત્રોમાંનો બીજો સિરધ્વજ જનકનો એ નાહનો ભાઇ. એ ઇંદ્રિ દેશમાંના સાંકાશ્ય નામે રાજધાનિમાં રાજ્ય કરતો હતો. માંડવી અને શ્રુતકિર્તી એ બે એની કન્યા હતી, અને તે એણે દશરત પુત્ર ભરત તથા શત્રૂઘ્ન એમને ક્રમે આપી હતી. સ્રીધ્વજને પુત્ર સંતાન નહોતાં, તેથી એ મિથિલાનો રાજા થયો. એના પુત્રનું નામ ધર્મધ્વજ.

**કુશપુર**—૭ મી સદીમાં હ્યુએન થસાંગ નામનો ચીનાઈ મુસાફર ભરત ખંડમાં ફરતો 'ગોમતી કાંઠેના કુશપુરમાં જઇ પુગતાં ત્યાં તેણે બુદ્ધનો સ્તૂપ દીઠો હતો, એવું તે પોતાના ગ્રંથમાં લખેછે.

ઈ. સ. ૧૮૭૧ માં જનરલ કનિંગહેમે પ્રાચીન સ્થળોની શોધ કરવા માંડી ત્યારે હ્યુએને દીઠેલા સ્તૂપની શોધ ગોમતીને કાંઠે કરવા માંડી. તેટલાં તેને ખોદકામ કરતાં સુલતાનપુર નામે ગામથી બે મૈલ ઉપર આવેલો બૌદ્ધનો સ્તૂપ જડયો હતો, એ ઉપરથી ત્યાંજ કેથે પ્રાચીન કુશપુર હશે એમ શોધ કરતાં સુલતાનપુરના બોધ લોકોના જણાવ્યા ઉપરથી જણાયું કે પ્રાચીન કુશપુર તેજ હાલનું સુલતાન પુર છે. આ નામ પડવાનું કારણ એમ જણાવવામાં આવેછે કે રામચંદ્રના પુત્ર કુશે આ નગરી સ્થાપન કરી, તે ઉપરથી એનું નામ કુશપૂર પડયું. પ્રાચીન કાળમાં આ શેહેર ચઢતી કળાએ પોંહચેલું હતું; પણ તે પછી રાજા 'નંદકુમાર' કુશપૂરમાં રાજ્ય કરતો હતો; ત્યારે તેને સુલતાન અલાઉદ્દીન ઘોરીએ જીતી આ શેહેર તાબે કરી, ત્યાં એક કિલ્લો બાંધી તેને સુલતાનપૂર નામ આપ્યું. સુલતાનપૂર નો કિલ્લો હાલમાં તદન ખંડીયર હાલતમાં છે.

**કુળસ્થળી**—પ્રાચીન દ્વારકાનું નામ. સૂર્યવંશોત્પન્ન શર્યાતિ રાજા, તેના આનર્ત નામે પૌત્રનો પુત્ર રેવત રાજાએ આ નગરી સ્થાપન કરી હતી.

**કુશાગરપુર**—ફલ્ગુની પૂર્વે બે મૈલ ઉપર 'જતિકબન' નામે એક જંગલ છે. ત્યાં પ્રાચીન કાળથી રેતીના અનેક ટાપુ આવેલાં છે. તે ઉપરથી તેમને 'યષ્ટિવન' કહેછે અને તેનુંજ અર્વાચીન કાળમાં 'જતિકબન' એ રૂપ થએલું છે. આ વનમાં બે ગરમ પાણીના મોટા ઝરાઓ વહે છે અને તેની નજદીક એક નાહની ટેકડી છે, જે ઉપર એક નાહનું ઘેર બાંધેલું જણાયછે. જેમાં પ્રાચીન કાળમાં 'બ્યાસ રહેતો હતો એમ ત્યાંના લોકો જણાવે છે. આ વનમાં બ્યાસ એકાંતમાં ધ્યાનસ્ત બેસતો હોવાથી તેને તપોવન પણ કહેવામાં આવે છે. અત્રેના એક ગરમ ઝરામાં બૌધ્ધ લોકો સ્નાન કરતા હોવાથી તેઓ માં આ ઝરો પુજ્ય ગણાય છે.

ઉપર જણાવેલી તેકડીથી પોણા મૈલ ઉપર એક બીજી તેકડી છે, તે તેકડી ઉપર ઇંદ્ર અને બ્રહ્મદેવે બૌદ્ધને ચંદન ઘસી તેનો લેપ લગાડવા આપ્યો હતો. વળી એજ તેકડી ઉપર એક ગુફા છે તેને 'અસૂર મંદીર' કહે છે.

ઉપર જણાવેલા યષ્ટિવન (જતિકબન)ની નૈઋત્ય દિશાએ બે મૈલપર કુશાગરપૂર નામે એક પ્રાચીન ગામ છે, અને એજ ગામ ઘણા પ્રાચીન કાળમાં 'ગીરિવ્રજ' નામે જાણીતું હતું, તેમજ તે મગધ દેશના રાજા જરાસંધના રાજ્યનું મુખ્ય રાજધાની શેહેર હતું; એમ રામાયણ તથા મહાભારત ઉપર થી જણાય છે. તેનું વસૂમતી એવું પણ નામ છે. આ શેહેરની સ્થાપના ઉપરીચર વસૂરાજે કરી હતી.

આ કુશાગરપૂર તેજ ગિરિવ્રજ છે એમ ચોક્કસ જણાયલું છે. જે જગાપર પ્રાચીન કુશાગર અથવા ગીરિવ્રજ હતું એમ ત્યાંના લોકો જણાવે છે તે જગા આસપાસના પર્વતો

વર્તુળાકારમાં મોટા સમુદાય સાથે એકત્ર થએલા છે, અને ગિરિવ્રજ એનો અર્થ 'પર્વતોનો સમુદાય થતો હોવાથી, આ પર્વતોના ઘેરાવાથી આ શેહેરને ગિરિવ્રજ એ નામ પડયું હોય એમ સ્પષ્ટ જણાય છે.

જાણીતો ચીનાઈ મુસાફર હ્યૂએન તેમજ ફહિઅન જણાવે છે કે ગિરિવ્રજ તદન પહાડોથી ઘેરાયલું શેહેર હોઇ તેમાં ગરમ પાણીના ઝરા વહે છે. આ શેહેરની આસપાસ જે પાંચ પર્વતો ફરી વળેલા છે તેના નામો સિંહલદ્વીપની પાલી ભાષામાં, તેમજ માહાભારતમાં જણાવેલાં વૈહાર, વરાહ, વૃષભ, ઋષિગિરી અને પર્ચૈત્યક છે.

**કુશાવર**—શ્રી રામ ચંદ્રજીના પુત્રે સ્થાપેલું શેહેર. આ શેહેરને કુશાવતી અથવા કુશાવર એ નામ આપેલાં હતાં. કુશાવરનું સંક્ષેપ રૂપ 'કસુર' બની હાલમાં 'કસૂર' નામે તે એક નાહનું ગામડું બનેલું છે. પુરાણમાં કુશ એ કુશાવતી નગરીમાં રહેતો હતો એમ વર્ણન આપેલું છે. આ કુશાવરને કોઈ બારા કિલ્લા પણ કહેછે, આ નામ ત્યાં ૧૨ કિલ્લા હતા તે ઉપરથી પડયું છે; પણ હાલમાં માત્ર ત્યાં ૭ કિલ્લા રહેલા છે; તેજ મુજબ પ્રાચીન શેહેરના કેટલાક ખંડીયરો રહેલા છે. પ્રાચીન કાળમાં આ શેહેરનો ઘેરાવો ૪ મૈલનો હતો.

**કુશીલવ**—શ્રી રામચંદ્રના બે પુત્રો. રામચંદ્રે લોકચર્ચાને લીધે ગંગાને બીજે કાંઠે તમસા નદીને તીરે લક્ષ્મણ સાથે સીતાને મોકલી ત્યારે તેને પુરા દહાડા થયલા હતા. સીતાને લક્ષ્મણે એખલી છોડી પોતે પાછો ગયો ત્યારે સીતા ત્યાં બેશી રડવા લાગી; તેટલાં વાલ્મિક ઋષિના ચેલાએ તેને જોઇ પોતાના ગુરૂને કહ્યું. વાલ્મિક ભવિષ જાણતો હોવાથી તે સીતાને પોતાને આશ્રમે લઇ ગયો, અને પોતાની પુત્રી પ્રમાણે રાખી.

સીતા વાલ્મીક ઋષિના આશ્રમમાં હતી ત્યારે એક રાત્રે બે પુત્ર પ્રસવ્યા. આ ખબર વાલ્મિકે જાણતા તે ખુશી થયો ને એકનું નામ કુશ ને બીજાનું લવ રાખ્યું. સીતા જે રાત્રે પ્રસૂત થઇ તે વેળા ત્યાં શત્રૂઘ્ન હાજર હતો. બાળકો વયમાં આવતાં તેમને ઋષિએ વેદાંત અભ્યાસ, ધનૂર્વીદ્યા વગેરે શિખવી. તે શિવાય પોતાના રચેલા રામાયણના સો કરોડ શ્લોક શિખવ્યા, અને કહી રાખ્યું કે "તમોને કોઇ પુછે કે તમે કોણના પુત્ર છો તો કહેજો કે અમો ઋષિ પુત્ર છઇએ.

આ મુજબ કુશીલવ ઋષિ આશ્રમમાં વિદ્યા અભ્યાસ કરતા હતા, તે સમે અયોધ્યામાં રામચંદ્રજીએ ગોમતી નદીને કાંઠે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો અને પૃથ્વીપર શ્યામકર્ણ અશ્વ છોડી તેની પાછળ સૈન્ય મોકલ્યું, ને તેની સરદારી શત્રૂઘ્નને આપી. જ્યાં જ્યાં આ અશ્વ ગયો ત્યાં શત્રૂઘ્ને જય મેળવ્યો. એ મુજબ અશ્વ ફરતો વાલ્મિકના આશ્રમ પાસે આવી પોંહચ્યો. ત્યાં લવ રમતો હતો તેણે અશ્વના માથાપર ચોંટાડેલું સૂવર્ણ પત્રક વાંચી અશ્વને ઝાડ સાથે બાંધ્યો. આ વેળા વાલ્મિક પાતાળમાં વરૂણને ત્યાં યજ્ઞ કરવા ગયો હતો, અને કુશ અરણ્યમાં લાકડાં વિણવા ગયો હતો. તેટલાં આ અશ્વ પાછળ આવતા વીરોએ લવને અશ્વ છોડવા કહયો, ત્યારે લવે તેને નહિ છોડતાં તેમની સાથે એખલે હાથે લઢવા તૈયાર થયો. તેણે બાણથી અનેક યોદ્ધાઓને માર્યા ત્યારે શત્રૂઘ્ન સામો લઢવા આવ્યો તેને પણ મુર્ચ્છા પમાડી, પણ થોડા વખતમાં તે હુસ્યાર થતાં તેણે લવનું બાણ ભાંજી તેને મૂર્છિત કરી રથમાં નાખી અયોધ્યા તરફ ગયો. આ બીના ઋષિ કુમારે સીતાને જણાવી ત્યારે સીતાએ આ વાત કુશને કહી. કુશ તૂરત ધનૂષ્ય બાણ લઇ સૈન્ય પાછળ દોડી તેમને પકડી પાડયા. અને શત્રૂઘ્નના સેનાપતિ તથા તેના ભાઇનો પ્રાણ લીધો, તેમજ શત્રૂઘ્નને મૂર્છિત કીધો. આવા એક નાનકડા યોદ્ધાથી સૈન્યમાં ભંગાણ પડવાની ખબર રામને થતાં રામે લક્ષ્મણ, કાલજીત સેનાપતિ, રૂધિરાક્ષ અને દશરથનો આગલો મંત્રી એટલાને લઢવા મોકલ્યા તેમાં સૂજ્ઞના દસ પુત્રો પણ હતા.

બીજી તરફ લવ એફામીમાંથી હુસ્યાર થતાં કુશને લઢતો જોઈ પોતા પાસે ધનુષ્ય બાણ નહોતાં, પણ સૂર્યની પ્રાર્થના કરી તે મેળવી તુરત રથમાંથી કુદી પડી લઢવા માંડયું. તેટલાં ત્યાં લક્ષ્મણ આવ્યો. તેની સાથે યૂદ્ધ થયું, પણ લવણાસૂરના માતૂલ રૂધિરાક્ષસ જે રામચંદ્રને શરણે આવ્યો હતો તેણે એ-કાએક લવનું ધનુષ્ય હરીને ઉડી ગયો; પણ જીત શ્રમ, ધાર્મિક, સૂકેતૂ, શત્રૂસૂદન, ચંદ્ર, મદ, શલ, કાલ, મલ્લ અને સિંહ, સુત્ર પ્રધાનના ૧૦ પુત્રો તથા કાલજીત સેનાપતિ ને ઠાર મારી, કુશે લક્ષ્મણને એફામ કીધો. આ વાત રામચંદ્રને જણાતા તેણે હનુમાન, અંગદ, નલ, નીલ, જાંબવાન એમને ભરત સાથે લઢવા મોકલ્યા. પણ તેમના પણ ઉપલા જેવાજ હાલ થયા.

છેલ્લે રામચંદ્રે યજ્ઞ દિક્ષા લીધી હતી છતાં પોતાને આવવું પડયું. રામચંદ્રે આ નાહના બાળકોને લઢતાં જોઇ ખુદ્રતી પ્રેમ મનમાં ઉભરાતાં તેઓ કોણના બાળકો છે તે પુછ્યું. આથી કુશે ક્રોધથી એમ પુછવાનું શું કારણ તે પુછ્યું? રામે કહ્યું "જો તમે તમારી હકીકત કહેશો તો હું યૂદ્ધ નહિ કરીશ." ત્યારે કુશે કહ્યું કે અમો સીતાના પુત્રો છઇએ, અને વાલ્મિક ઋષિએ અમારૂં પાલન કર્યું છે. તેટલાં વાલ્મિક ઋષિ પાતાળ-માંથી આવ્યા. ઋષિએ પોતાની અમૃતમય દૃષ્ટીથી સર્વ મુવેલા યોદ્ધાઓને સજીવન કર્યાં અને સીતા સાથે રામચંદ્રની ભેટ કરાવી. તે પછી સીતા, કુશ અને લવ અયોધ્યા જઈ રહ્યા હતા.

**કુષ્ણારામ**—આ જ્ઞાની બ્રાહ્મણ સંવંત ૧૮૯૫ માં હૈયાત હતો. એણે અમદાવાદમાં મંદીર બાંધી પોતાનો પંથ ચાલુ કર્યો હતો. એ કૃ-ષ્ણનો ભક્ત હતો પણ એણે કૃષ્ણ લીલાના પદ રચ્યાં નહોતાં અને તેમજ એને બીજાઓ-ની તેવી વિશયી કવિતા ગમતી ન હોતી. એના સેવકો અમદાવાદમાં ૫૦૦ ઉપર છે. એ સીતાર, મૃદંગ અને મંજીરા વગાડી કિર્તન કરતો ને રસીક ભાષણોથી શ્રોતાજનોના મન જીતી શકતો. એણે રૂકમિણી હરણ અને જૂદા જૂદા રાગના પદ તથા ગરબીઓ રચી હતી.

**કુસર**—આ પુષ્પવેલાને કસ્તૂરી મોગરો પણ કહેછે. એના પાંદડા મોટાં હોઇ તેનીપર ધોળા મોટા ફુલો આવેછે. એના વેલા જંગલમાં આપોઆપ ઉગેછે. એના ફુલોનો બહાર વસંત ઋતૂમાં આવેછે. એના પાંદડા ઔષધિ ઉપયોગમાં યોજેલાં છે.

**કુક્ષીમ**—એક જાતની વરસાદમાં થતી વન-સ્પતિ. એને સંસ્કૃતમાં કુલાહલ કહેછે. આ વનસ્પતિ ઔષધિ ઉપયોગી હોઇ તેના પાંદડાનો ઉપયોગ દવામાં યોજેલો છે. સૂશ્રૂત મુનિ મુજબ એ કફહર તથા કૃમિ નાશક છેજ. ભટ્ટનાથ એના પાંદડાનો રસ અત્તેસારમાં અકસીર છે એમ જણાવેછે ને ડૉક્ટર ડિમકે પોતાના ઔષધિ ગ્રંથમાં તેનો ઉપયોગ લખેલો છે.

**કૂબા**—માણેકવાડની નૈઋત્યે ૮ મૈલપર અને બગસરાની નૈઋત્યે ૧૫ મૈલપર સોરઠ મહાલને તાબેનું ખંડીયું ગામ. ત્યાંના તાલુકદારોને ૬ ઠા વર્ગની હકુમત છે. કૂબાનો હાલનો મૂળ ગરાશીઓ રાણા નાજાવાળા કાઠીઓની હર-સૂરકા શાખાના છે.

**કૃત્યા**—(૧) એક દેવી. જેને મારણ પ્રયોગમાં બળીદાન આપવામાં આવેછે. (૨) મારણ પ્રયોગથી ઉત્પન્ન થએલ શક્તિ રૂપ. ઈંદ્રજીતે ખોટી સીતા બનાવી હનુમાન વગેરે વાંદરોને બતાવી હતી તે.

**કૃતયૂગ**—૪ યુગ માહેલો પેહેલો યુગ અને તેનો મૂર્તીમાન દેવતા. એના વર્ષની સંખ્યા દેવતાઇ વર્ષ મુજબ ઉડતાળીસ વર્ષની છે, એટલે મનુષ્ય માંને ૧૭,૨૮,૦૦૦ વર્ષની મુદ્દત ગણાયછે. જે વેળા સૂર્ય ચંદ્ર, બૃહસ્પતિ અને પુષ્ય નક્ષત્ર એક રાશીમાં આવેછે તે કાળે કૃત યૂગની શરૂઆત થઇ હતી, એને સત્યયૂગ પણ કહેછે.

**કૃતવર્મા**—એ નામનો યાદવ. જ્યારે દુર્યોધન કૃષ્ણની સાહ્યતા માંગવા આવ્યો ત્યારે કૃષ્ણે કૃતવર્માને એક અક્ષોહિણી યાદવ સૈન્ય સાથે કૌરવપક્ષમાં રહીને પાંડવની સામાં યૂધ્ધ કરવાને મોકલ્યો હતો. દુર્યોધનના કહેવાથી જ્યારે અશ્વથામાં પાંડવોનો સંહાર કરવા રાતે ગયો ત્યારે કૃતવર્મા પણ તેની સાથે હતો. ભારતિય યૂધ્ધ પુરૂં થતાં દુર્યોધન તરફ જે ૩ વીર જીવતા રહ્યા તે ૩ માં એ પણ એક હતો. તે પછી એ દ્વારકા ગયો. કેટલેક કાળે યૂધિષ્ટરે અશ્વમેધ કર્યો તે વેળા એ અર્જુન સાથે અશ્વ રક્ષણાર્થે સાથે ગયો હતો. જ્યારે કૃષ્ણ નિજધામે ગયા તે આગમજ યાદવો વચ્ચે ઝગડો થયો તેમાં એ માર્યો ગયો હતો.

(૨) સોમવંશી સહસ્ત્રાજીત કુલોત્પન્ન જનક રાજાના ૪ પુત્રોમાંનો એક.

**કૃતિ**—(૧) સોમવંશી આયુપુત્ર નહૂષ રાજા તેના ૬ પુત્રમાંનો નાહનો.

(૨) વિદેહવંશી બહુલાશ્વ જનકનો પુત્ર. એનો પુત્ર મહાવશી નામે જનક હતો.

(૩) સોમવંશી યદુ પુત્ર ક્રોષ્ટા, તેના જ્યામઘ કુળ માહેલો પ્રસિદ્ધ જે રોમપાદ પુત્ર બભ્રૂ તેનો પુત્ર, એનો પુત્ર ઉશીક રાજા હતો.

(૪) સોમવંશી પુરૂ કુલોત્પન્ન હસ્તિ પુત્ર, દેવમીઢ અથવા દ્વિમીઢ તેના વંશમાં જન્મેલા સન્નતિમાન રાજાનો પુત્ર, એણે હિરણ્ય નાભથી પ્રાચ્ય સામની ૬ સંહિતા સંપાદન કરી હતી, એનો પુત્ર નિપરાજ હતો.

(૫) સોમવંશી પુરૂકૂળના અજમીઢ રાજાના કુરૂ પુત્ર સુધનું વંશમાં જન્મેલા ચ્યવન રાજાનો પુત્ર. એને ઉપરીચર નામે પુત્ર હતો.

(૬) ભારતિય યૂદ્ધમાં દુર્યોધન પક્ષમાંનો એક રાજા, એનો પુત્ર ઋચીપર્વા નામે હતો.

**કૃપ**—ગૌત્તમ કુળના શરધ્વાન ઋષિના તપનો ભંગ કરવા ઈંદ્રે 'જાન પદી' નામે અપ્સરા મોકલી, તેના દર્શનથી ઋષિનું જે વિર્ય પડયું તેથી ઉત્પન્ન થએલા યૂગ્મ માહેલાં પુત્ર અને પુત્રી. આ પુત્રોનું શાંતનું રાજાએ કૃપા કરી પાલન કર્યું તેથી તેમનું નામ કૃપ ને કૃપી પડયું. એ શરૂધ્વાન ઋષિનો પુત્ર તેથી એને શારધ્વત અને ગૌત્તમ કુળને તેથી ગૌત્તમ એમ કહે છે. એ ધનુરવિદ્યામાં પૂર્વીણ થતાં કૃપાચાર્યના નામે પ્રસિદ્ધતા પામ્યો. કૌરવ પાંડવોને દ્રોણાચાર્યની આગમજ એજ ધનુરવિદ્યા શીખવતો હતો. ભારતીય યૂદ્ધમાં દુર્યોધન તરફ કૃપ હતો પણ સર્વ કૌરવો મરણ પામતાં પાંડવોએ એને પોતાને આશરે રાખ્યો હતો. એ ચીરનજીવ હોવાથી શરધ્વાન નામે સાવર્ણી મન્વંતરમાં સપ્તર્ષી માંહેલો એક થશે.

**શ્રી—કૃષ્ણ**—દ્વાપરના અંતમાં શિશુપાળાદિક દૈત્યનો જુલમ અને અધર્મ થવા માંડયો ત્યારે પૃથ્વીની વિનંતિ ઉપરથી ઇંદ્રાદિક સર્વ દેવતાઓએ શ્રીમનનારાયણની સ્તુતી કરી, ત્યારે તેણે કહ્યું કે તમે બધા દેવી, દેવતા, વ્રજભૂમિએ મથુરામાં જન્મ લો, ને હું પણ તમારી જોડે કૃષ્ણઅવતાર ધરી અધર્મીઓનો નાશ કરી ધર્મ સ્થાપન કરીશ. આ મુજબ દેવતા વગેરે અવતર્યા ને યદુવંશી ગોપ કહેવાયા, અને દેવાંગનાઓએ તથા દેવની રૂચાઓએ ગોપીઓનો અવતાર લીધો. પછી કૃષ્ણે પોતે યદુ કુળમાં સત્વત રાજ વંશમાં જન્મેલા શૂર પુત્ર વસૂદેવને દેવકીથી થએલા આંઠ પુત્રમાં આંઠમાં પુત્ર તરીકે જન્મ લીધો.

શ્રીકૃષ્ણનો જન્મ મથુરા નગરીમાં યાદવને ઘેર દ્વાપર યૂગમાં શ્રાવણ વદ ૮ બુધવારે મધ્યરાત્રે રોહિણી નક્ષત્રમાં થયો (ઇ. સ. પૂર્વે ૨૪૮૫ માં). એના જન્મ આગમજ એના માત પિતાને કંસે કેદખાનામાં પુર્યા હતા. એના ૬ ભાઇઓને કંસે માર્યા અને ૭ મો મારવા પેહેલાં રોહિણીના ગર્ભમાં પ્રગટ થયો ને તેણે જન્મ લીધો.

કૃષ્ણનો જન્મ થયો તે વેળા વસૂદેવને ચીંતા પડી તેટલાં તેને યાદ આવી કે ગોકુળમાં પરમ મિત્ર નંદ છે તેના રક્ષણમાં બાળકને આપવું, અને ત્યાં પોંહચતા પો-

તાની સ્ત્રી રોહિણી જે આગળથી રહેલી છે તે એનું રક્ષણ કરશે, પણ પગમાંની બેડીઓ કેમ તોડવી તેના વિચારમાં પડયો. તેટલાં આપોઆપ પગમાંથી સાંકળ સરી પડી, દ્વાર ખુલી ગયા, રક્ષકો નિંદ્રાવશ થયા, એવું જોઇ વસુદેવે વિલંબ નહિ કરતાં યમુના નદી તરી ગોકુળમાં ગયો, અને નંદના ઘેરમાં જઇ કૃષ્ણને યશોદાને સોંપી તેની બાળકી લઇ મથુરામાં પાછો આવ્યો. આ સર્વ બિના ઇશ્વર માયાને લીધે કોઇની જાણમાં આવી નહિ. જે વેળા વસુદેવ કન્યાને બંદીખાનામાં લાવ્યો તે વેળા કંસને ખરાબ સ્વપ્નું આવ્યું. તેથી તે જાગૃત થઇ બેઠો, તેટલાં દેવકી પ્રસૂત થએલીના સમાચાર સાંભળી બંદીખાનામાં જઇ થએલી બાળકીને શીલાપર અફાડી કે તે તેના હાથમાંથી છટકતાં "તારો વેરી ગોકુળમાં છે" એમ બોલી અંતરિક્ષામાં અદર્શ થઇ. આ વાણી સાંભળી કંસ ગભરાયો ને વસુદેવ તથા દેવકીને બંદીખાનામાંથી મૂકત કર્યા. તે પછી કંસે ગોકુળમાં તુરતના જન્મેલા બાળકોને ખોળી મારી નાખવાનો હુકમ કર્યો. કેટલાક દિવસ પછી કંસે ગોકુળમાં જઇ કૃષ્ણને મારવા માટે 'પુતના' રાક્ષસને મોકલ્યો. તેને કૃષ્ણે મારી નાખ્યો. પછી તૃષ્ણા વર્ત આવ્યા તેની પણ તેવીજ વલે થઇ. પછી વત્સાસૂર, બકાસૂર વગેરે જૂદી જૂદી રીતે માર્યા ગયા. કૃષ્ણ ૧૧ વર્ષ ને પર દહાડાનો થયો ત્યાં સુધી પોતાના બાળ ચરિત્રથી મુખ્ય ૪ પ્રકારની લીલા દેખાડી. જસોદાએ માનો લ્હાવો લીધો તે સંબંધી, ગોપીઓ સાથે ક્રિડા કરી તે સંબંધી, રાક્ષસોને માર્યા તે સંબંધી, અને ઇંદ્ર, બ્રાહ્મણ, કાળીનાગ વગેરેના ગર્વ ઉતાર્યા તે સંબંધી.

કંસ જ્યારે કોઈ રીતે ફાવ્યો નહિ ત્યારે સેવટે પ્રધાનોના કહેવાથી ધનુર્યાગનો સમારંભ કર્યો ને અક્રૂરને ગોકુળ મોકલી નંદ, કૃષ્ણ ને બળરામને તેડી લાવવા કહ્યું.

અક્રૂર તેમને લઇ આવતો હતો તેટલાં તેણે એક દિવસે સ્નાન સંધ્યા કીધા પછી વિશ્વરૂપ દીઠું. પછી ગામમાં આવતાં ધોબીને ત્યાંથી ગોપીઓ માટે કપડાં લુટી લીધા, પછી કંસની દાસી કુબ્જા સામી મળી તેણે ચંદનથી પુજા કરી એટલે કૃષ્ણે પોતાના પગનો અંગુઠો તેના પગપર મેળી હાથની બે આંગળીએ તેની દાઢી પકડી ઉંચકી કે તે દિવ્ય દેહવાલી બની. ચબુતરાપર ૩ તાડ લાંબુ ને તેવુંજ ભારિ એવા લોઢાના ધનુષ્યની ૧૦,૦૦૦ શૂરવીર રખવાલી કરતા હતા તે ધનૂષ્ય તોડી તેના રખેવાળને નહસાડયા. પછી મુષ્ટીક, સલ ને તોસલ જેવા મહાબળવંત મલ્લોને બેઉ ભાઇઓએ મળી માર્યા. આ બનાવ જોઇ કંસે ક્રોધથી બેઉ ભાઇઓ તથા ગોપીઓને મારવાની આજ્ઞા કરવાથી કૃષ્ણે કંસને ગાદી ઉપરથી તોડીપાડી તેનો પ્રાણ લીધો ને માતપિતાને કેદમાંથી છોડવી ઉગ્રસેનને ગાદીએ બેસાડયો. આ બનાવ ઇ. સ. પૂર્વે ૨૪૭૩ માં બન્યો. પછી વસુદેવે બન્ને પુત્રોને જનોઈ દઇ ઉજજનીમાં સંદીપન ઋષિને ત્યાં ભણવા મોકલ્યા. ગુરૂને ત્યાં ૬૪ દહાડા વિદ્યા અભ્યાસ કરી ગુરૂ પુત્ર જે સમુદ્રમાં ડુબી મુવો હતો તેને પાછો આણી સાજો કર્યો.

મગધ દેશનો રાજા જરાસંધનો કંસ જમાઇ હતો. આ વર્તમાન સાંભળી ત્રેવીસ અક્ષોહિણી સૈન્ય લઇ મથુરાને ઘેર્યું. ત્યારે બળરામ તથા કૃષ્ણે તેની સાથે યૂદ્ધ કરી તેના સૈન્યને મારી કાઢી જરાસંધને બાંધી આણ્યો પણ તેના મોતને હજી વિલંબ છે એમ જાણી તેને છોડી મેળયો. એ મુજબ જરાસંધે ૧૭ વેળા મથુરાપર ચઢાઇ કરી ને હાર પામી પાછો ફર્યો. એમ દર વેળાની હારથી લજ્જીત થઇ જરાસંધ વનમાં તપ કરવા ગયો, તેટલાં ત્યાં નારદે તેને ફરી ઉપદેશ કરી લઢવા મોકળ્યો.

આ ૧૮ મી વેળા તેની સાથે કાળ યવન હતો. આ બીના જાણતાં કૃષ્ણે એક રાત્રે વિશ્વકર્માને નવા ઉપજાવી કાઢેલા બેટમાં એ

ક નવું શેહેર બાંધવા કહી ત્યાં સર્વે પ્રજાને લઇ જઇ વસાવી. (જુઓ દ્વારિકા.) પછી મથુરામાં કોઇ રહ્યું નથી એમ જોઇ પોતે નહાસતો હોય તેમ નહાસવા લાગો કે કાળ યવન તેની પાછળ દોડયો, ત્યારે કૃષ્ણે મુચકુંદની આંખોથી તેનો પ્રાણ લીધો (જુઓ કાલયવન) તે પછી તેના સર્વ લશકરનો નાશ કરી દ્વારિકા જઇ રહયો. એટલે જરાસંધ ૧૮ મી વેળા તેની સામે લઢવા આવ્યો, ત્યારે બળરામ તથા કૃષ્ણ નાહસી એક તેકડીપર ચઢી ગયા, કે જરાસંધે તે તેકડીને આગ લગાડી શાંત થયો, કે બીજી તરફ કૃષ્ણે લીલા કરી દ્વારિકા ગયો. બીજી તરફ વૈદ્રભદેશની રૂકમિણીને પણ શિશુપાળના ભયમાંથી મૂકત કરી પરણ્યો. પછી સત્રાજીત નો મણિ ખોળી લાવતાં જાંબુવાન રીંછ જોડે યૂદ્ધ કરી રામ સ્વરૂપે તેને દર્શન આપી તેની જાંબુવતી બેટી સાથે પરણ્યો. મણી મળતાં સત્રાજીતે પોતાની કન્યા સત્યભામાને કૃષ્ણ સાથે પરણાવી.

પછી કૃષ્ણ પાંડવોને મળવા યાદવો સાથે ઇંદ્રપ્રસ્થ તરફ ગયો. ત્યાં પુગા પછી પાંડવો એ સઘળાઓને ૪ માસ સુધી સાથે રાખ્યાં તે વખત દરમ્યાન કાલિંદીએ કૃષ્ણને વર્યો. તે પછી કૃષ્ણ દ્વારકા ગયા પછી મિત્રવિંદા ભદ્રા, લક્ષ્મણા વગેરે સાથે પરાક્રમ બતલાવી પરણ્યો.

આગળ ભૌમાસૂરે ઇંદ્રને ઘણો પીડેલો હોવાથી તેનો નાશ કરવાની તક જોતો હતો, એટલામાં કૃષ્ણનો જન્મ, તેના પરાક્રમ વગેરેની વાતો સાંભળી કૃષ્ણને ઉશકેર્યો, આથી કૃષ્ણ પ્રાગ જ્યોતિષ નગરમાં જઈ ભૌમાસૂરને મારી તેનો પુત્ર ભગદત્ત હતો તેને ગાદીનશીન કીધો. ત્યાં બંદીખાનામાં પુરેલી ૧૬,૦૦૦ રાજ કન્યા હતી તેમને મૂકત કરી અને અદિતીનાં હરણ કરી આણેલાં કુંડલો પાછાં ઇંદ્રને સ્વાધીન કીધાં (જુઓ નર્કાસૂર.) પછી કૃષ્ણે ભૌમાસૂર (નર્કાસૂર)ના બંદીખાનામાંથી મૂકત કરેલી ૧૬,૦૦૦ કન્યાઓ સાથે લગન કર્યાં; પણ કૃષ્ણની મુખ્ય સ્ત્રીઓ પેહેલી આંઠજ હતી.

રૂકમિણીના પુત્રો પ્રધૂમ્ન, ચારૂદેષ્ણ, સૂદેષ્ણ, ચારૂદેહ, સુચારૂ ચારૂ, ગુપ્ત, ભદ્ર ચારૂ, ચારૂચંદ્ર, વિચારૂ અને ચારૂ એવા ૧૦ પુત્ર તેમજ ચારૂમતિ એક કન્યા હતી તેના લગન કૃતવર્માના પુત્ર સાથે થયાં હતાં.

જાંબૂવતીને સૂમિત્ર, પુરૂજીત, શેનજીત, સહસ્ત્રજીત, વિજય, ચિત્રકેતૂ, વસૂમાન, દ્રવિડ પુત્રો અને ક્રતૂ નામે કન્યા થઇ હતી.

સત્યભામાને ભાનુ, સુભાનુ, સ્વર્ભાનું, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃભાનુ, અતિભાનુ, શ્રી ભાનુ એ પુત્રો ને પ્રતિભાનુ નામે કન્યા થઇ હતી.

ભદ્રાને સગ્રામજીત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજીત, સુભદ્ર, વામ, આયુ, સત્ય એ પુત્રો ને એક કન્યા થઇ હતી.

મિત્રવંદાને વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્ધન, ઉન્નાદ, મહાશ, પાવન, વન્હિ અને સુધિ, એ પુત્રો થયાં હતા.

સત્યાને વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમશંકુ, વસૂ એ પુત્રો ને કુંતિ નામે પુત્રી થઇ હતી.

કાલિંદને શ્રૂત, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સોમક.

લક્ષમણાને પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઉર્ધ્વગ મહા શકિત, સહ, ઓજ, અપરાજીત એ પુત્ર ને એક કન્યા થઇ હતી.

રોહિણી સ્ત્રી પણ મુખ્ય બાઇડીઓમાં ગણાઈ છે પણ તે વિશે ઝાઝું જણાયું નથી.

કૃષ્ણના પુત્ર પૌત્રમાં ૧૮ જણા મહા રથી તરીકે પ્રસિદ્ધતા પામ્યા છે.

દ્રૌપદીના સ્વયંવર વેળા કૃષ્ણે પાંડવોને પેહેલાં ગુપ્તપણે ને પછી પ્રગટ થઇ સહાય કરી હતી. અર્જુન તિર્થ યાત્રા કરતો દ્વારકા આવ્યો ત્યારે કૃષ્ણે સોભદ્રાનું હરણ કરાવ્યું. પછી જ્યારે ઇંદ્ર તરફ અર્જુન ગયો ત્યારે એણે સારથીનું કામ બજાવ્યું. પાંડવોએ રાજ સૂયજ્ઞ કર્યો તે પેહેલાં કૃષ્ણે જરાસંધને ભિમ

સાથે ૨૬ દહાડા યૂદ્ધ કરાવ્યું ને પછી એની પાસે મરાવ્યો ને તેના પુત્ર સહદેવને મગધની ગાદી ઉપર બેસાડી જરાસંઘે જે ૨૦,૮૦૦ રાજા કેદ કર્યા હતા, તેમને છોડ્યા. યજ્ઞ સમાપ્ત થતાં રાજાઓને વિદા કરતી વેળા ધર્મે કૃષ્ણનું પેહેલાં પૂજન કર્યું. એ ઉપરથી શિશુપાળે ગાળો આપી તેથી કૃષ્ણે સૂદર્શન ચક્રથી તેને માર્યો (જુઓ શિશુપાળ). પછી ભારતિય યૂદ્ધ શરૂ થતાં કૃષ્ણે પાંડવો તરફ રહી અર્જુનના સારથીનું કામ બજાવ્યું, તેમાં એણે પ્રસંગપર મોટી યૂક્તિ અને અદભૂત શક્તિથી દુષ્ટ રાજાઓનો સંહાર કરાવ્યો અને પાંડવોને બચાવી તેમનું રાજ્ય તેમને બક્ષી દ્વારકા ગયો. માર્ગમાં અશ્વથામાંના અસ્ત્રથી ઉત્તરાએ પોતાના ગર્ભનું રક્ષણ માંગ્યું તેને પોતાના ચક્રથી રક્ષણ આપી દ્વારકામાં જઈ રહ્યા.

એક સમે દેવકીએ પોતાના ૬ માર્યા ગએલા પુત્ર જોવાની ઇચ્છા બતલાવ્યાથી તે તેને કૃષ્ણે પોતાની અપાર શક્તિ બળે બતાવ્યા.

કૃષ્ણને ૧૨૧ મે વર્ષે (ઈ. સ. પૂર્વે ૨૩૬૪) નિજધામે જવાની સુચના દેવતાઓએ કર્યાથી એ વાત ઉદ્ધવને કહી, તેથી તે સાથે આવવા તત્પર થયો, તેને અધ્યાત્મવિદ્યાપદેશ કર્યો ને પછી સર્વે યાદવોને શંખોદ્ધારમાં તિર્થે મોકલી પોતે બળરામ સાથે પ્રભાસ તરફ ગયો, યાદવો શંખોદ્ધારમાં એક વેળા મધપાન કરી અપસમાં લડી મુવા ને યાદવ કુળની સમાપ્તિ થઇ. આ ખબર બળરામ તથા કૃષ્ણને પડતાં બળરામે યોગધારણાથી પોતાનો દેહ સમુદ્રમાં ઝંપલાવ્યો, બળરામનો અંત જોઈ કૃષ્ણે એક વૃક્ષ નીચે ઉભો રહી જમણી જાંગ ઉપર ડાબો પગ મેળી એક ચિત્તે આંખો ચોંટાડી, રામ અવતારમાં વાલીને ઓચિંતો માર્યો હતો માટે તે કર્મે કર્મનો બદલો આપવાને પોતે તેને વરદાન આપ્યું હતું કે કૃષ્ણાવતારમાં તું પારધી થઈને અવતરજે, કે તારા બાણથી હું દેહ છોડીશ. આ માટે પ્રભાસમાં કૃષ્ણ પિપળા નીચે એક ધ્યાને ઉભો હતો તેવામાં તે પારધીએ બાણ માર્યું કે તે પગની પાટલીમાં વાગતાં મરણ નિપજ્યું. તેટલાં કૃષ્ણને દારૂકસારથી રથ લઈ શોધમાં આવ્યો. તેણે કૃષ્ણને આવી અવસ્થામાં જોઇ પાસે જઇ નમન કરવા ઉભો તેટલાં રથ અદર્શ થયો, એટલે કૃષ્ણ બોલ્યો "દારૂક આજે મારે સ્વધામે જવાનો વખત આવ્યોછે માટે તું દ્વારિકા જા અને મારા મોતની ખબર ઉગ્રસેનને કહી કહેજે કે તુરત દ્વારકા છોડી ચાલી જાય, કેમકે મે દ્વારકા તજી તેથી હવે તે જલ્દી ડુબી જશે, તેમજ મારા માતપિતા અને સ્ત્રી બાળકોને ઈંદ્રપ્રસ્થ અર્જુન લઇ જશે." એટલું કહી દારૂકને વિદાય કીધો, તેણે આ ખબર જણાવતા સઘળી પ્રજા પ્રભાસમાં આવી ચઢી, આવતાંજ વસૂદેવ, દેવકી અને રોહિણી એઓએ પોતાના દેહ તજ્યા, અને બીજી ૮ સ્ત્રીઓ સાથે સતી થઇ બળી મુઇ. પછી પ્રદ્યુમ્ન વગેરેની સ્ત્રીઓ શંખોદ્ધાર જઇ પોતપોતાના પતિઓને ઓળખી તેમના શબ સાથે બળી મુઈ. કૃષ્ણનું કુટુંબ તે પછી ઈંદ્રપ્રસ્થ જઇ રહેતા દ્વારકા શેહેર સમુદ્રમાં ડુબી ગયું.

કૃષ્ણના શાસ્ત્રનું નામ સૂદર્શન ચક્ર. એની ગદાનું નામ કૌમોદકી, ખડગનું નામ નન્દક, શંખનું પાંચજન્ય, સારથીનું દારૂક અને એના ગળા માહેલા મણીનું નામ કૌસ્તુભ હતું.

કૃષ્ણે તહેંવાર લીલા બતલાવી અધર્મીઓનો નાશ કરી દુન્યાને પવિત્ર કરી. કૃષ્ણના અનેક નામો હતાં તેમાંના મુખ્ય નીચે મુજબ છેઃ—

વનમાળી, વિઠ્ઠલ, કાન, નંદલાલ, નંદકિશોર, કનૈયો, પ્રીતમજી, શામળિયો, વાસૂદેવ, માધવ, મુકુંદ, નટવર, બાળકૃષ્ણ, મદન, મોહન, મધુસૂદન, રણછોડ, ત્રિકમ, કેશવ, મોરલીધર, ચક્રપાણી, સારંગપાણી, ગુરૂડગામી, ગુરૂડારૂઢ, ગોવિંદ મોરારિ, હૃષીકેશ, ગોપાળ, ગીરધારી, વાલમ, વ્રજરાજ, દામોદર, વલ્લભ વગેરે.

કૃષ્ણની મૂર્તિ ૪ હાથવાળી હોઈ તે દરેક હાથમાં શંકુ, ચક્ર, ગદા ને પદ્મ છે. પોશાખમાં માથે મુગટ, કાને કુંડળ, કંઠે મુકતામળ હાર, અંગે જરીના વાગા ને પાયજામો.

વૈષ્ણવ મંદીરમાં તેની મૂર્તિ કોમળ વયની છે ને બીજે ઠેકાણે યૌવન વયની રાખવામાં આવેછે. કૃષ્ણ સદા બાળ બ્રહ્મચારી રૂપ હતો. હિંદુસ્થાનમાંના મંદીરોમાં શ્રાવણ વદ આઠમે શ્રી કૃષ્ણ જયંતીને દિવસે આનંદ ઉત્સવ પાળે છે. કેટલાકો આ દિવસને જન્માષ્ટમી અથવા ગોકુળઆઠમ કહે છે.

**કૃષ્ણ**—અથવા 'અકાલવર્ષ' ગુજરાતના રાષ્ટ્રકૃટ રાજાઓની શાખાનો આ રાજા અમોઘ વર્ષ પછી ઇ. સ. ૮૮૮ માં ગાદીએ બેઠો. કૃષ્ણે ગુરજર રાજાઓ સાથે સ્વતંત્રતા માટે લડાઈ કરી, ખેડા અને આસપાસનો દેશ મેળવ્યો હતો. મહાસામંત પ્રચંડ અને ચંદ્રગુપ્તને કૃષ્ણે ખેડા પ્રાંતની ૭૫૦ ગામની હાકેમી ચલાવવા હર્ષ પૂર (સોલા)માં નેમ્યા હતા. એના પછી એનો પૌત્ર ઇંદ્ર ગાદીએ બેઠો હતો.

**કૃષ્ણદેવ રાયલ્લુ**—એ નૃસિંહ દેવનો બેટો અને વિધાનગરનો રાજા શાલીવાહન શક ૧૪૪૬ માં થઇ ગયો. એનો પિતા પછી ગાદીનશીન થતાં વિધાજ્ઞાનને મોટું ઉત્તેજન આપી તિમ્મરસુ નામે વિદવાન પાસે નીતિ શાસ્ત્રનો અભ્યાસ સંપાદન કર્યો. એના તાબામાં આખું તેલંગણ તથા કર્નાટક હતું. એ તૈલંગી કવિતાનો પૂજારી હોવાથી એણે આલસાની પેદવનાએ રચેલા સ્વારોચિશ મનુચરિત્રપર મુકતમાલા નામની એક ટીકા લખી, તેમાં રાજ્ય ધોરણ કેમ ચલાવવો તેના નિયમ અને રાજાના ધર્મનો સંગ્રહ કર્યો છે. બીજો એક ગ્રંથ રસમંજરી નામે એણે રચ્યો હતો, વળી મેકલચરિત્ર અને સકલ કથારસ નામે ગ્રંથો પણ કૃષ્ણ દેવે રચ્યાં હતાં. આ રાજા ૪૦ વર્ષની વયે વિધાનગરમાં મરણ પામ્યો હતો.

**કૃષ્ણ દ્વૈપાયન**—મૈત્રાવરૂણી વસિષ્ટ ઋષિ તેની શક્તિ નામે પુત્રનો પૌત્ર અને પરાશર ઋષિનો પુત્ર. એ દૈ્પાયન નામે પ્રસિદ્ધ છે. તેનું કારણ યમુના નદી કૃષ્ણવર્ણ હોઇ તેની પાસે આવેલા દ્વિપમાં એનો જન્મ થયો હતો તેથી એને દૈ્પાયન અથવા કૃષ્ણ દૈ્પાયન એ નામ મળ્યું છે, તેમજ એણે બદરીવનમાં તપ કરવાથી એને બાદરાયણ કહે છે.

એનો જન્મ ચાલુ વૈવસ્વત મનવંતરની અઠાવીસમી ચોકડીમાં દ્વાપર યૂગમાં કૃષ્ણા અવતાર પેહેલાં થયો હતો, અને એ હાલની ચૌકડીમાં પણ વ્યાસ છે.

વેદ વિસ્તાર કરનારાને વ્યાસ કહેવાની રીત છે, તેથી એ નામ સાધારણ હોઇ બીજા સ્વયંભૂમાં ચાલતું આવ્યું તેમજ એના વિશે પણ સમજવું. વ્યાસ એ એનું વિશેષ નામ નથી પણ એણે વેદ શાખાના ગ્રંથો રચ્યાં તેથી એ વ્યાસ કેહવાયો.

આ વિદવાન રામ અવતાર આગમજ થઈ ગયલો જણાય છે. એણે પુરાણો માહાભારત નો ઇતિહાસ વગેરે રચ્યાં હતા. એના વેદ પરમપરે ચલાવનારા પૈલાદિક ૪ શિષ્યો હતા અને પુરાણો પરંપરા ચલાવનાર રોમહર્ષ નામનો શિષ્ય હતો. તે શિવાય અસિત અને દેવલ પણ એના શિષ્ય હતા. કલ્પ સુધી ચીરંજીવી હોઇ, હવે સાવર્ણીય મનવંતરમાં બાદરાયણ નામે સપ્તઋષિમાંનો એક થશે, એના વિદ્વાન પુત્રનું નામ શુક હતું.

**કૃષ્ણ ધતૂર**—એક પ્રકારની વનસ્પતિ. એ ઔષધિમાં ઝાઝી જાણીતી નથી, પણ એના બિયામાંથી 'ધતૂરણ' નામનો રસ કાઢવામાં આવે છે. ડૉ૦ પાંડુરંગ ગોપાળ તે રસ આંખના દર્દપર 'ઑર્ટો પિયન' દવા પ્રમાણે કામ કરી શકે છે એમ જણાવે છે. એના બિયાં છુંદી તેનાજ તેલમાં ખળ કરી તે લેપ દરાજ ઉપર ચોપડવાથી દર્દ મટે છે. રાજનીઘંટમાં આ વનસ્પતિના ૬ પ્રકારની જાતી વર્ણેલી છે. શ્વેત, નીલ, કૃષ્ણ, લોહિત, પીત અને મોટો અથવા રાજધતુર.

**કૃષ્ણભટ જોશી**—આ વિદ્વાન માનભાવમત સ્થાપકનો જન્મ રાક્ષસ ભૂવનની પૂર્વે 'શેંએ'

ગામમાં શાલિવાહન શક ૧૧૦૦ માં થયો હતો. એનો પિતા ગોપાળપંથ કુળકર્ણી તથા જોશીનો ધંધો કરતો હતો. એના વિષે એવી દંતકથા છે કે "એ વેતાળનો ભગત હતો અને વેતાળ એની ગમે ત્યારે આવી ભેટ લેતો હતો. એક વેળા એની ભક્તિથી સંતોષ પામી વેતાળે એને જે ગમે તે માંગી લેવા કહ્યું. તે ઉપરથી એણે હું લોકોને કૃષ્ણ જેવો દેખાવું એવો વર માંગ્યો. આ ઉપરથી વેતાળે એને એક મુગટ લાવી આપ્યો ને કહ્યું કે "જ્યાંવેર આ મુગટ તારા માથાપર પેહેરેલો હશે ત્યાં વેર તું કૃષ્ણ જેવો દેખાશે પણ માથા ઉંપરથી કાઢી નાખતાં આગળ જેવોજ દેખાશે, તેથી સંભાળી ઘણો વિચાર કરી વર્તન રાખજે" એટલું કહી તે અદર્શ થયો.

તે પછી એણે કુળકર્ણી તથા જોશીપણાનું કામ પોતાના ભાઇઓને સોંપી એકાંતવાસમાં પ્રથમ રહી પાછળથી લોકોને પેલો મુગટ પેહેરી જાહેરમાં દેખાવ આપવા માંડયો, આથી આસપાસના લોકો તેના દર્શનને ટોળે ટોળાં થઇ આવવા લાગા ને એનું કૃષ્ણ રૂપ જોઇ કૃષ્ણપંથી એના રેવાજ મુજબ સ્ત્રીઓ તથા પુરૂષો રાસક્રિડામાં ભેળાવા લાગા. આ વેળા એણે સંભાળીને ચાલવાને બદલે કૃષ્ણ લીલાનો પાઠ જમાવી કામવાસના છડે છોક તૃપ્ત કરવા માંડી. એનું રૂપ, વાક ચાતૂર્ય, અને દેવતાઇ અવતારનો છાપ લોકોપર એવોતો પડયો કે એના સેંકડો અનુયાયીઓ થયા. આ પંથ દિનપરદીન ફેલાઇ પૈઠણમાં ફેલાયો.

જ્યારે આ ખબર હેમાદ્રિ પંથ (હેમાડ પંત) ના સાંભળવામાં આવી ત્યારે તે કૃષ્ણ અવતારના સાક્ષાંત દર્શનથી અજબ થઈ, તે પોતાના ઇષ્ટ દેવતા ગણપતિને આ વાતનો ભેદ પુછી સર્વ ગુપ્ત બીના જાણી લીધી. આથી પોતાના માનસોને મોકલી કૃષ્ણભટને પૈઠણમાં બોલાવી આદરમાનથી પોતાને ઘેર રાખ્યો ને તે પછી એને સ્નાન ભોજન કરવાનો આગ્રહ કીધો પણ મુગટ ઉતાર વાથી કૃષ્ણ રૂપ જતું રહી અસલ રૂપ પામવાનો કૃષ્ણ ભટને ભય હોવાથી એણે તેમની માંગણી નહિ સ્વિકારવાથી એક શખસે તેનો મુગટ અલગસે ઉંચકી લીધો કે તેવોજ એ પોતાના ખરા રૂપમાં પ્રગટ થયો. આથી એને કેદ કરી એના અનુયાયી સ્ત્રી પુરૂષોને તેડાવી સઘળાને કાળા પોશાખો પેહરાવી ફજેતી કરાવી હદપાર કર્યાં.

એણે કૃષ્ણ ચરિતામૃત નામે એક ગ્રંથ રચ્યો હતો. એનો તે પછી જેઓ પંથ પાળતા તેઓ માન ભાવ મતીને નામે ઓળખાતા. એમના પંથમાં મુખીને મહંત કહે છે. તેમના મુખ્ય પાંચ મઠ છે. એમના મથક તરીકે ઋદ્ધપૂર, કારંજે, દર્યાપૂર, ફલટણ અને પૈઠણ છે.

**કૃષ્ણ કાવળ**—આ વનસ્પતિ માહાષ્ટ દેશના જંગલોમાં પુશકળ ઉગે છે. મદ્રાસ તરફના વૈદ્યો એનામાં પસીનો ઉત્પન્ન કરવાનો ગુણ છે, એમ જણાવે છે. એના મૂળીયામાં લોહીનો સુધારવાનો સારો ગુણ છે. સુશ્રૂત મુજબ એ વાતનાશક મૂત્રદોષહર, રૂચિકર અને રક્ત શૃદ્ધિકર છે. તેમજ ચરકમૂનિ મુજબ એ વિષનાશક છે.

**કૃષ્ણમોહન**—ઇ. સ. ૧૮૧૩ માં કલકત્તાનાં શ્યામાપુકર કાલીતલાની પાસે ભાતામહના ઘરમાં ડૉ૦ કૃષ્ણમોહનનો જન્મ થયો હતો. તે સમયે બાળકોને ઇંગ્રેજી ભાષા શિખવવી કે નહિ તે વિશે દેશીઓમાં ચર્ચા ચાલી હતી. એના બે ભાઇઓ અને બેહેનો હતી. જ્યારે કૃષ્ણમોહનની પાંચ વર્ષની વય હતી, ત્યારે ડેવિડ હેયર, રાધાકાંતદેવ, રામમોહનરાય વગેરે ઇંગ્રેજી સાહિત્યનાં હિમાતીઓએ એકત્ર થઇ 'સ્કુલ સોસાયટી' નામે એક સ્કુલ સ્થાપી. તે સભાનાં બે હેતુ હતાં. એક તો એ કે કલકત્તામાં જે નિશાળો હતી તેઓને સારા પાયાપર મુકવી. બીજાં દેશનાં ઇંગ્રેજી નિશાળો સ્થાપન કરવી. કૃષ્ણમોહન જે મકાનમાં જનમ્યો હતો ત્યાંજ પાસે એક નિશાળ સ્થાપન થઇ. આ શાળાનો ઉપરી હેયર

હતો. આ સ્કુલમાં કૃષ્ણમોહન પ્રથમ દાખલ થયો. એની બુદ્ધિ ઘણી તિવ્ર હતી. થોડા વર્ષમાં તે વિદ્યા અભ્યાસ સંપાદન કરી ૧૮૨૪ માં હિંદુ કોલેજમાં દાખલ થયો. ૧૮૨૮ માં તેનો પિતા મરણ પામ્યો. આ વેળા કૉલેજમાં એની સાથે બંદોપાધ્યાય, રસિક કૃષ્ણ મલ્લીક, રામગોપાળ ઘોષ, હર ચંદ્ર ઘોષ, શિવચંદ્ર દેવ, મહેશચંદ્ર વગેરે ગોઠીયા હતા કે જેઓ બંગાલમાં મોટી પ્રસિદ્ધતા પામી ગયા છે. તે વેળા મી૦ ડીરોઝી નામે એક શિક્ષક કૉલેજમાંના વિદ્યાર્થિઓને ખ્રિસ્તી ધર્મ બોધ આપતો હતો, તેને ત્યાંના સમજુ હિંદુઓએ પોતાનો બોધ છોડવાની ફરજ પાડી, પણ તેના ભાષણોની અસર કૃષ્ણમોહન ઉપરથી ભૂસાઇ નહિ. તેજ વેળા ડૉકતર ડફની જોડે એની ઓલખાણ થઇ અને તેના ધર્મ બોધથી એના મિત્ર મહેશચંદ્ર ઘોષ ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયા, ને તે પછી કૃષ્ણમોહને પણ તેજ ધર્મ સ્વિકાર્યો. તે પછી શિવપૂરમાં જઇ બિશપ કૉલેજમાં ખ્રિસ્તી ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. તે વેળા હિબ્રુ, ગ્રીક, લાટીન અને સંસ્કૃત વગેરે ભાષાઓનું એને સારૂં જ્ઞાન હતું. એણે "એરિયન વીટનેરી" નામનો એક ઇંગ્રેજી ગ્રંથ રચ્યો હતો. ૧૮૭૬ નાં વિશ્વવિદ્યાલયના ઉપરીએ એને વડી પદ્વિ બક્ષી હતી. મરણ ૧૮૮૫ માં ૧૨ મી મેએ નિપજ્યું હતું.

**કૃષ્ણશાસ્ત્રી ગોડબોલે**—એ કૌશકી ગોત્રી હિરણ્યકેશી શાખાનો ચિત્રપાવન બ્રાહ્મણ હતો. જન્મ મુંબઈ ખાતે શકે ૧૭૫૩ માં થયો હતો. એણે પુનાની પાઠશાળામાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો તેમાં ગણિત શાસ્ત્રનો પુખ્ત અભ્યાસ કર્યો હતો. ૧૮૫૫ માં ૧૯ મી ઑકટોબરે પુના કૉલેજની નાર્મલ સ્કૂલમાં એને ગણિત શાસ્ત્રના શિક્ષક તરીકે શિખવવા માંડ્યું. ૧૮૬૪–૬૫ માં મુંબઇમાં કોલાબેની વેધશાળામાં નોકરી મેળવી. ૧૮૬૫ માં ફરી પુના ટ્રેનીંગ કૉલેજમાં જગા મેળવી. તે પછી ૧૮૬૬ માં સિંધ હૈદ્રાબાદ હાઇ સ્કુલ અને ૧૮૬૭માં કરાંચી હાઈ સ્કુલમાં ને ૧૮૭૨ માં પુના હાઇ સ્કુલ અને પછી મુંબઇની એલફીન્સટન હાઇ સ્કુલમાં મદદનીશ શિક્ષક તરીકે કામ બજાવ્યું હતું. ૧૮૮૨ માં મુંબઇ ફ્રનસવાડી સ્કુલમાં વડા શિક્ષક તરીકે નેમાઈ ૧૮૮૬ માં ૨૨મી નવેંબરે મરણ પામ્યા હતાં.

કૃષ્ણ શાસ્ત્રીએ સિંધપ્રાંતમાં સિંધી તથા ફાર્સી ભાષનો અછો અભ્યાસ કર્યો હતો. ઇ. સ. ૧૮૭૧ થી ૧૮૭૯ માં મુંબઈ વિશ્વવિદ્યાલય પરિક્ષામાં સિંધી ભાષાના પરિક્ષકનું કામ બજાવ્યું હતું. શકે ૧૮૦૭ માં જ્યોતિષશાસ્ત્ર નામના ઈંગ્રેજી ગ્રંથનો મરાઠી માં તર્જુમો કર્યો હતો. હડસનના બીજ ગણીતનું મરાઠી ભાષાંતર પેહેલાં થએલું હતું તે પણ ફરી છુપાવી પ્રગટ કર્યું હતું. ૧૮૭૪ માં ગોવિંદ વિઠ્ઠલકરની મદદથી યુકલિડની ભૂમિતિના ૪ પુસ્તકો નો તર્જુમો કરી પ્રગટ કર્યો હતો. એણે 'માસાંના માર્ગશીર્ષોહં' આ ગીતા વાકય ઉપરથી માર્ગશીર્ષમાં વસંત ઋતુ રહેતી એમ ધોરણ પકડી વેદકાલ શક પેહેલાં ૩૦૦૦૦ વર્ષથી પણ પ્રાંચીનછે એમ સિધ્ધ કરવાનો યત્ન કર્યો હતો.

**કૃષ્ણશાસ્ત્રી ચીપળુનકર**—આ શાસ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૮૨૪ માં થયો હતો. માત પિતાની ગરીબાઇને લીધે ઉંચી કેળવણી લેવા માટે કમનસીબ નડતાં ૧૪ વર્ષની ઉમરે થોડું પણ ભણવા માટે પુનાના વિશ્રામ બાગમાંની મરાઠી શાળામાં દાખલ થઇ ત્યાં ઘણી ચપળતાથી વિદ્યા અભ્યાસ કર્યો. ત્યાંની પાઠશાળામાં મુખ્ય અધિકારી મોરો શાસ્ત્રી સાથે હતા. તેણે કૃષ્ણની ચાલાકી જોઇ દર માસે રૂ ૩ ની સ્કોલરશીપ આપતી કરી, ને તે પાછળથી વધારી રૂ ૬ ની કરી. ત્યાં થોડી મુદતમાં અલંકાર શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર અને ધર્મ શાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કર્યો, પોતાના શિક્ષકો કરતાં પણ વિશેષ બાહોશી બતલાવી. ત્યાં ઈંગ્રેજી શીખવવાનો વર્ગ નિકળતા પાંચ વર્ષ વેર અભ્યાસ કરી તેનું પણ સારૂં

જ્ઞાન હાંસલ કીધું. કૃષ્ણ શાસ્ત્રીએ ઇ. સ. ૧૮૭૫ માં પુના ટ્રેનીંગ કૉલેજના પ્રિન્સીપલની જગ્યા મેળવી. તે પછી એતદ્દેશિય વર્તમાનપત્ર અને પુસ્તકોપર ટીકા કરી સરકાર પર લખી મોકલવાના કામપર નેમણુક કરવામાં આવી હતી. એણે અનેક વિદ્યાના મૂળતત્વો, અરેબીક ભાષા માંહેલી ઉત્તમ વારતા વગેરે ગ્રંથો રચ્યાં હતાં. મરણ ઇ. સ. ૧૮૭૮ માં ૨૦ મી મે ને. દિને પુનામાં નિપજ્યું હતું.

**કૃષ્ણશાસ્ત્રી**—આ જ્યોતિષ શાસ્ત્રી વિદ્વાન કુળમાં જનમ્યો હતો. એના વડવા ગ્રંથકારોની નીચે મુજબ વંશાવળી મળેછે.




ચિંતામણી યજુર્વેદી બ્રાહ્મણ વિર્ભદ દેશમાં પયોષ્ણી કાંશીદહી ગામમાં રહેતો હતો, તેનો વંશજ બલ્લાળ કાશી જઇ રહ્યો હતો, ચિંતામણીનો પુત્ર રામ એવો તો ભવિષવાદી હતો કે વિદર્ભદેશનો રાજા તેની આજ્ઞામાં રહેતો હતો. રામનું મૃત્યુ શકે ૧૪૪૦ માં નિપજ્યું હતું. એનો પુત્ર બલ્લાળ એ મોટો રૂદ્ર ભકત હતો; એનો બીજો પુત્ર કૃષ્ણ ભણેલો હોવાથી એણે ભાસ્કરાચાર્યના બીજઉપર બીજનવંકુ નામની ટીકા કરી. આ ટીકાને બીજ પલ્લવ, કલ્પલતાવતાર એવાં નામો આપેલાં છે તેમાં કૃષ્ણે પોતાની ગહન બુદ્ધિથી કેટલોક સુધારો કર્યો છે, એ પાદશાહ જહાંગીરની દરબારમાં મુખ્ય જ્યોતિષી તથા ગણિત શાસ્ત્ર તરીકે ભારે માન પામ્યો હતો, એણે છાંદક નિર્ણય નામે પણ ગ્રંથ રચ્યો હતો.

**કૃષ્ણા**—હિંદુસ્થાનમાંની આ જાણીતી નદીને હિંદુઓ ઘણી પવિત્ર ગણે છે. એને કાંઠે વસતા લોકો એને ગંગા તરીકે પણ ઓળખાવે છે, છતાં તેનું માહાત્મ ભાગીરથી (ગંગા,) ગોદાવરી જેટલું તો નથીજ.

એનો ઉગમ પશ્ચિમ તરફના સૈહ્યાદ્રી નામે પર્વતની હારમાં મહાબળેશ્વર નામના પર્વતપર ઉ૦ અ૦ ૧૮ અને પૂ૦ રે૦ ૭૪ ના સુમારમાં થાયછે. તેજ ઠેકાણે બીજી ૪ નદીઓ વેણા, કોયના, ગાયત્રી અને સાવિત્રીનાં પણ ઉગમ છે. તેમાંની ગાયત્રી અને સાવિત્રી પશ્ચિમ ભણી વહે છે, અને બીજી બે પૂર્વ ભણી વહેતી કૃષ્ણાને મળે છે.

કૃષ્ણા નદીનો પ્રવાહ મહાબલેશ્વરથી જે નિકળે છે તે મીરજગામ ઉપરથી તેરદળના સુમારપર દક્ષિણ અગ્નિએ વહે છે. પછી પૂર્વ ભણી વલાણ લઈ પૂ૦ રે૦ ૭૮–૧૫ ના સુમાર સુધી વહેતી ત્યાંથી ઇશાન્ય દિશા ઉપરથી વલાણ લઇ પૂ૦ રે' ૮૦–૧૦ સુધી વહે છે. પછી અગ્નિય દિશાપર વહેતી બંગાલના અખાતમાં ઉ૦ અ૦ ૧૬ અને પૂ૦ રે'૮૧ના સુમારપર અનેક મુખેકરી સમુદ્રને મળેછે.

હિંદુ પુરાણમાં કૃષ્ણાના બેજ મુખનું વર્ણન આપેલું છે, પણ તેના ફાંટા ફુટી અનેક મુખો થએલાં છે. મીરજની પાસે વારણા નદી પશ્ચિમ તરફથી આવી કૃષ્ણાને મળયા પછી એનો પ્રવાહ મોહટો થાયછે.

કૃષ્ણા નદીની લંબાઇ ઉગમથી મુખવેર ૭૦૦ મૈલની છે. આ નદી બિજાપૂર, બેદર અને હૈદ્રાબાદ પ્રાંતમાં વહેતી મછલીપટણ અને ગંતૂરના પ્રાંતની સીમા ઉપરથી વહેછે.

એની ઉંડાઇ એક સરખી નથી. એના માર્ગમાં મોટા મોટા ખડકો તથા ધોધ આવેલાં છે; તેથી ત્યાં વાહાણો ફરી શકતાં નથી. આસેપાસે માત્ર વહાણો ફરહર કરી શકેછે. આ નદીમાં હીરા માણેક જેવાં અમૂલ્ય રત્નો જડેછે.

કૃષ્ણાને દક્ષિણ તરફથી મળનારી નદીએ વેણા, કોયના, ઘટપ્રભા, મલપ્રભા અને તુંગપ્રભા છે. ઉત્તર તરફથી ભિમા અને મોશી છે.

**કૃષ્ણાજી લક્ષમણ નૂલકર—સી. આઇ. ઇ.**—આ જાણીતા રાજદુવારી વિદ્વાન શખ્સનો જન્મ સાવંતવાડી પાસેના હલ્લાયાળ ગામમાં ૧૮૩૦ માં થયો હતો. જ્યારે એ ૮ વર્ષનો હતો ત્યારે એના પિતા લક્ષમણરાવ મરણ પામ્યાથી એની માતા જાનકીબાઈ સતી થઇ ધણીનાં સબ સાથે બળી મુઈ. આથી કૃષ્ણાજીનું પાલન તેની માશીએ કર્યું. પ્રથમ મરાઠીનો અભ્યાસ શરૂ કર્યો તેટલાં માશી મરણ પામતાં એ નિરાધાર થયો. આથી બેલગામ જઈ ઈંગ્રેજી ભાષા શિખવા માંડી. તે પછી ફરી સાવંતવાડી જઈ ત્યાં અભ્યાસ કરવા માંડયો હતો. ૧૮૫૨ માં ભૂજના પોલીટીકલ એજંટનેત્યાં ખાનગી કારકુન તરીકે જગા મેળવી ત્યાં પોલીટીકલ એજંટની લાયબ્રેરી માહેલા ગ્રંથોની મદદથી અભ્યાસમાં મોટો વધારો કર્યો. તે પછી રાવસાહેબ મંડલીકની ભલામણથી સિંધના કમીશનર સર બાર્ટલ ફ્રીયરના સેક્રેટરીની જગા મેળવી. તે પછી ૧૮૫૭ ના બળવા સમયે ઈમાનદારીથી નોકરી બજાવવાને લીધે મુંબઇની સેક્રેટરીયટમાં સૂપ્રીટેનડન્ટની જગાપર નેમણુક થઇ. ઈ. સ. ૧૮૬૩ માં કાઠિયાવાડના પોલીટીકલ એજંટની જગા મેળવી.

કચ્છમાં કૃષ્ણ રાવ હતા ત્યારે ત્યાંના રાવે પોતાના મંત્રિ તરીકેની જગા આપવાની ખાહેશ બતલાવ્યાથી સરકારની સમંતિથી દિવાનપદ પામી કચ્છનો સડેલો કરોબાર એ વર્ષમાં એવો તો સુધારી નાખ્યો કે ભાવનગરના ગૌરીશંકર જેવી કીર્તી મેળવી. ૧૮૭૬ માં નોકરી છોડી આગમજથી કરેલા ઠેરાવ મુજબની રૂ ૫૦૦૦ ની વાર્ષિક પેનશન ઉપર ગયા.

પેનશન લીધા પછી પોતાનું ધ્યાન પ્રજા કલ્યાણના કામોપર લગાડયું, અને પુનામાં પોતાનું મુકામ કરી પુનાની સાર્વજનીક સભાના ૧૮૭૭ થી ૧૮૮૭ સુધી પ્રમુખપદ ચલાવ્યું. કૃષ્ણરાવની બાહોશી જાણીતી હોવાથી ૧૮૮૪–૮૫ માં જંગલ કમિશનમાં અને ૧૮૮૬–૮૭ માં પબલીક સર્વિસ કમીશનના સભાસદ તરીકે નેમણુક થઇ હતી. તે પછી સરકારે સી. આઇ. ઇ. નો ખેતાબ આપ્યો હતો. ૧૮૮૯ માં ગવરનરની કૌનસીલમાં ખાસ સભાસદની જગા મેળવી હતી. તે પછી વાઇસરાયની લેજીસલેટીવ કૌનસીલના મેમ્બર તરીકેની જગા મેળવી હતી. મરણ ઇ. સ. ૧૮૯૩ માં ૨૮ મી માર્ચે મહાબળેશ્વર ખાતે નિપજ્યું હતું.

**કેઈફ—**રશિઆનું આ એક પુરાતમ શેહેર ડીનાઇપર નદીના કાંઠા ઉપર મારકોની દક્ષિણ પશ્ચિમે ૫૮૬ મૈલપર અને ઓડેસીની ઉત્તરે ૩૮૧ મૈલપર છે. ઇ. સ. ૮૮૨ થી ૧૧૬૯ વેર આ શેહેર રશિયન ઉપરાજ્યનું મુખ્ય મથક હતું. રશિઆમાં પેહેલવેહેલા અત્રે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરી લોકોને વટલાવ્યા હતા. ૧૨૪૦ માં મોંગોલોએ આ શેહેર તાબે કર્યું હતું. અને ૧૩૨૦ થી ૧૫૬૯ વેર લિથ્યૂની યાને તાબે હતું, અને પછી ૧૬૫૬ વેર પોલાંડની સત્તા તળે હતું પણ તે પછી રશિયનોના રાજ્ય સાથે જોડી નાખ્યું હતું.

કેઇફ ડીનપર નદીની સપાટીથી ૩૫૦ ફીટ ઉપર છે અને તે નદીપર ૧૮૫૧ માં ગંજાવર પૂલ બાંધેલો છે. પ્રસિદ્ધ પીક ચાર્કના મઠની મુલાકાતે અત્રે દર વર્ષે ૨,૫૦,૦૦૦ જાત્રાળુએ આવેછે. સેંટ સોફીયાનાં કેથીડ્રલમાં (૧૦૩૭ માં) રશિઆના ગ્રેંડ ડયૂકની કબર છે. કેઇફમાં બીજા ૭ ખ્રિસ્તી દેવળો હોઇ તેના ગુંબજ સુનેરી પતરાંથી મઢેલાં છે. ૧૮૩૩માં અત્રે યૂનિવરસીટી સ્થાપવામાં

આવી હતી, તેમાં ૧૭૦૦ વિદ્યાર્થીઓ અભિયાસ કરે છે. અત્રે કુદ્રતી જ્ઞાન શાસ્ત્રની, લશકરી કળા શિખવાની, દારૂ કામ બનાવવાની પાઠશાળાએ છે. તે શિવાય મીનબત્તી તથા ચામડું રંગવાના કારખાના છે. ૧૭૦૬ માં પીટરધી ગ્રેટે અત્રે એક કિલ્લો બાંધ્યો હતો. ૧૮૭૧ માં લોક વસ્તી ૭૭૭૭૩ ની ને ૧૮૯૧ માં ૧,૯૩,૬૪૦ ની હતી.

**કૅઇફ્ ડૉ૦ જૉન**—આ બાહોશ તબીબનો જન્મ નૉરવીચ ખાતે ૧૫૧૦ માં થયો હતો. કેળવણી કેમબ્રિજના ગૉનવેલ હૉલમાં લઈ ૧૫૨૯ અને ૧૫૩૩ માં ફેલો તરીકે ચુંટી કાઢવામાં આવ્યો હતો. ૧૫૩૯ માં એ પરદેશ ગયો હતો અને ૧૫૪૧ માં પેડુઆ માં એમ. ડી. ની ડીગ્રી મેળવી હતી. ૧૫૪૪ માં ઈંગલંડ આવી લંડન ખાતે શરીર શાસ્ત્ર પર ભાષણો કર્યાં હતા. તે પછી શ્રુસબરી અને નૉરવિચમાં પોતાનો ધંધો ચલાવ્યો હતો. ૧૫૪૭ માં તબીબી કૉલેજમાં ફેલો તરીકે નેમાયો ને ત્યાં એ ૯ વેળા પ્રમુખ તરીકે ચુંટાયો હતો. ૬ ઠા એડવર્ડ, રાણી મેરી તથા રાણી ઇલીઝાબેથનો એ ખાસ તબીબ હતો. ૧૫૫૭ માં ગૉનવેલહૉલને કૉલેજમાં બદલવાની એણે સત્તા મેળવી હતી, અને ૧૫૫૯ માં એ તેનો મુખ્ય અધિકારી થયો હતો. એ રાજ્ય ભકત હોઈ કેથોલીક હતો આથી એના પ્રોટેસ્ટંટ વિદ્યાર્થીઓએ એને ઘણો પજવ્યો હતો. મરણ ૧૫૭૩ માં ૨૯ મી જુલૈયે નિપજ્યું હતું. એણે ૧૫૫૨ થી ગ્રંથો રચવા માંડયા હતા અને તબીબી, ફીલસુફી વગેરેના ૧૨ ગ્રંથો રચી પ્રગટ કર્યાં હતા.

**કેકતી**—એના વૃક્ષને મરાઠીમાં પારખંડ કહે છે ને હૈદ્રાબાદ તરફ તેને કેકડી કહે છે. કેકતીની અનેક જાતો છે અને તેનું જન્મ સ્થાન અમેરિકા ખંડ છે. તેમાં મુખ્ય મેકસિકો દેશ મુળસ્થાન છે, તો પણ હાલમાં તો દુન્યાના ઘણાખરા ભાગમાં એના વૃક્ષ જણાય છે.

મી૦ મૂળેકૃત હિંદના સાંપ્રતિક દ્રવ્ય નામે ગ્રંથમાં જણાવે છે કે 'ઇ. સ. ૧૫૬૧ માં અમેરિકામાંથી કેકતિનું વૃક્ષ પ્રથમ યૂરોપમાં દાખલ થયું અને ત્યાંથી હિંદુસ્થાનમાં પોર્તુગીજ લોકોએ તે પ્રથમ આણ્યું હતું.

એના વૃક્ષનું થડ ટુંકું ને તેની આસપાસ પાંદડા ઉગેલાં હોયછે. એના પાંદડા તલવારનાં પાંદડાના આકારનાં હોયછે. પાંદડાના કાંઠા ઉપર ઝીણા, વાંકા અને અણીયાલા કાંટા હોયછે, અને છેડા ઉપર એક ભાલા જેવો ટુંકો કાંટો હોયછે. એની જાતમાંના કેટલાકના પીળા ને કેટલાકના લીલા પાંદડા હોયછે. આ ટુંકા થડમાંથી એકમાં એક ગુંતાયલા પાંદડામાંથી એક ઇંચ ઉંચો દાંડો નિકળી આવેછે. માફકસર હવાપાણી નહિ હશે તો પછી તેનીપર જલ્દી ફુલો આવતાં નથી. એટલે કેટલીક વેળા ૧૦ થી ૫૦ વર્ષ યા ૧૦૦ વર્ષ થયા છતાં તેનીપર ફુલોનો બહાર આવતો નથી. એજ કારણને લીધે કેટલીક ભાષામાં એને સોવર્ષી ફુલ ઝાડનું નામ આપેલું છે.

પાંદડામાંથી નિકળનારો ખુંટો રોજ પાંચથી દસ ઇંચ એ મુજબ ૨૦ થી ૪૦ ફીટ ઉંચો વધે છે. પછી તેનીપર જગેજગ જે આંખો દેખાય છે તેનીપર બે પાંચ ઇંચ ડાંખળી ઉગી તેપર ફુલો આવેછે. આ ફુલો ફુલવા લગભગ એક માસ લાગે છે. ફુલનો રંગ લીલો સફેદ હોયછે. જે ઝાડમાંથી આ ખુંટી નિકળેલી હોયછે તે ઝાડના સર્વ ફુલો ખીલ્યા પછી તે ઝાડ મરણ પામે છે, પણ તેજ ઝાડના થડમાંથી મૂળીયાં ફુટી નવા ઝાડ ઉગવા માંડે છે, તેથી તે ઝાડ તુરત ઓળખાઈ આવતું નથી.

કેકતીના પાંદડા તથા મૂળીયામાંથી તંતૂ કાઢવામાં આવેછે. પાંદડામાં ઉભા તંતૂ હોય છે તેનું કાપડ વણાય છે. આ તંતૂનું જે કપડું બને છે તેને 'પીત' કહે છે. એના વળદાર પાંદડાની પોલટીસ કરવામાં આવેછે.

કેકતીના મૂળીયાં 'સાર્સાપરિલા'ના મૂળીયાં

કાઢવામાં આવેછે. પાંદડાંમાં ઉભા તંતૂ હોય છે તેનું કાપડ વણાય છે. આ તંતૂનું જે કપડું બને છે તેને 'પીત' કહે છે. એના વળદાર પાંદડાની પોલટીસ કરવામાં આવેછે.

કેકતીના મૂળીયાં સાર્સાપરિલા'ના મૂળીયાં સાથે ભેળી ઇંગ્લંડ રવાના કરવામાં આવેછે. એ ઝેરી ડંખ ઉપર અકસીર ઔષધિ તરીકે વપરાય છે. એના મૂળીયાંને સારી રીતે પકાવી તેના તર્હેવાર ખાવાના પદાર્થો બનાવવામાં આવેછે, એમ મી૦ પ્રોસકોટ પોતાના રચેલા મેકસિકન ગ્રંથમાં જણાવે છે. અમેરિકામાં એના પાંદડાના રસનો સાબુને જગે ઉપયોગ કરવામાં આવેછે. ફુલો આવવાના ડીરાના બીજા ઝાડો ઉગાડવામાં તેમજ બ્રુચ બનાવવાનાં કામમાં આવે છે.

અમેરિકામાં કેકતીના પાંદડામાંથી ગુંદર નિકળે છે. આ રસ અમેરિકામાં જેટલો નિકળે છે તેટલો દુનિયાનાં કોઇ પણ ભાગમાં કાઢવામાં આવતો નથી. અમેરિકામાં આ રસનો વેપાર ચાલે છે. મેકસિકો દેશના લોકો એના રસમાંથી દારૂ બનાવે છે, અને ત્યાંજ કેકતીની સર્વે જાતો ઉત્પન્ન થાય છે. આ જાતો પાંદડાના થોડા ઘણા લીલા રંગ ઉપરથી, રસ ઉપરથી યા તેના દળદારપણા ઉપરથી પરખાય છે. પાંદડાનું દળદારપણું અને રસ, જમીનનું ફળદ્રુપપણું અને ઝાડની ઉંચાઇ (સમુદ્રની સપાટીથી)ના પ્રમાણ ઉપર આધાર રાખે છે. ચીકણી જમીનમાંના પાંદડાને અંગે રસ ઘણો ઓછો હોય છે. સમુદ્રની સપાટીથી ૭૦૦૦ ફીટના ઉંચા પ્રદેશમાં પાંદડા ઘણા ફળદાર અને રસદાર હોયછે.

પુરાણા ઝાડના થડ ઉપર ફુટેલા મુળિયાને કાપી કાઢી નવાં ઝાડો રોપી શકાય છે; અથવા મૂળને ઉખેડી કાઢી તે કોહી જાય નહિ તેથી તેને તડકામાં સૂકવી રોપવામાં આવે છે. એનું ઝાડ ૧૦ થી ૧૨ વર્ષે ઉમરે પુગેલું ગણાવા માંડે છે.

કેકતીના પાંદડાના રસને મેકસિકન પ્રજા 'પૂલક્કુ' કહે છે. પાંદડાનો રંગ પીળાસપર આવતાં તેના એક નીચા ભાગ ઉપર કાણું પાડી તે સાથે એક તુમડી બાંધે છે અને તેમાંની હવા મોઢાથી શોષી લે છે, કે તેમાં રસ ભરાવા માંડે છે. તુમડી ભરાતાં પીઠ ઉપર રાખેલી બકરાના ચામડાની મસકમાં તે ખાલી કરે છે. તે પછી પેલા રસને એક મોટા પીપમાં એકઠો કરે છે, અને ત્યાં તે ૩૬ કલાક સુધી રહે છે, એટલે કોહીને ઉભાઈ જઇ તેનો ચળકતો પીળો રંગ બદલાઇ દુધ જેવો સફેદ બને છે. કેકતિના રસની દારૂની પખાલો ૨૦૦૦૦ ખચરો પર લાધી દર માસે મેકસિકો શેહેરમાં આગવેના પ્રદેશમાંથી આવે છે. આ મુજબ જકાત આપી આવતી દારૂ અને ચોરી છુપીથી જકાત ચુકવી આવતી દારૂની ૫,૦૦,૦૦,૦૦૦ બાટલીઓ મેકસિકોમાં આવેછે. આ 'પૂલકુ' શિવાય એના રસમાંથી 'મેઝકલ' નામની જલ્લદ શરાબ તથા ૮૦ અંશની જલ્લદ બ્રાંડી બનાવવામાં આવે છે.

હાલમાં કેકતીમાંથી કાઢવામાં આવતા તંતૂનો ભાવ ઘણો સારો ઉપજતો હોવાથી તેનું રસ કાઢવાનું કામ ઓછું ચાલે છે. હિંદુસ્થાનમાંના કેકતીના ઝાડમાંથી કાઢવામાં આવતા તંતુ, પરદેશ રવાના કરવા જેટલો માલ બનતો નહિ હોવાથી હાલમાં તે દેશમાંનો દેશમાંજ ખપે છે. અમેરિકામાં એના પાંદડામાંથી તંતૂ કાઢવા તરફ લોકોનું વધારે ધ્યાન લાગ્યું છે, અને એના તંતૂમાંથી સૂતર કાઢવાનાં યંત્રો દિવસો દિવસ સુધારવામાં આવેછે. એના સૂતરના ઝીણા લાંબા અને ચળકતા તંતૂઓ હોયછે અને તે સૂતર ઝાઝું ગુંચવાતું નથી, તેમજ તેની ઉપર રંગ પણ જલ્દી ચઢે છે. લંડનમાં કેકતીનું સૂતર ૩૫૦ થી ૪૦૦ રૂપ્યે ટનને ભાવે વેચાય છે.

ચાલુ શેરડીનો પાક કીધાથી જમીન માહેલું સત્વ ઓછું થઇ જમીન નાપીક બને છે, એટલે મોરીશીઅસના ટાપુના ખેડુતો, જમીનને અંગે સુપિકપણું લાવવા માટે ફરી

શેરડી રોપવાનું બંધ કરી સઘળા ખેતરમાં કેકતી વાવેછે. હાલમાં મોરીશીઅસમાં કેકતીમાંથી સૂતર કાઢવાની ૬ કંપનિઓ છે અને તેમની પાસે રૂ ૧૫,૦૦,૦૦૦ નું ભંડોળ છે, આ સૂતર 'મોરિશીઅસ તાગ' ને નામે યુરોપમાં મોકલવામાં આવેછે.

**કેકય**—ભારતવર્ષિય ભરતખંડમાંનો એક દેશ. એ અગ્નિકોસલની ઉત્તરે આવેલો છે. અહીંના રાજાનું કેકય એ નામ ચાલુ પ્રચારમાં હતું. દશરથના સમયમાં અત્રે અશ્વપતિ રાજા હતો ને તેની કન્યા કૈકેયી હતી. પાંડવોના સમયમાં આ દેશનો રાજા ધૃષ્ટકેતૂ હતો. એનું રાજ્યધાની શેહેર ગિરિવ્રજ હતું.

(૨) કેકય દેશાધિપતિ એક રાજર્ષિ. એનું જન્મ નામ શું અને એ કયા કાળમાં થઇ ગયો એ જણાયું નથી.

(૩) સોમવંશી અનૂકુલોત્પન્ન શિબી રાજાના પાંચ પુત્રોમાંનો ૪ થો.

(૪) ભારતિય યૂદ્ધમાં પાંડવ અને દુર્યોધન પક્ષનો રાજા.

**કેકી**—અથવા 'કેચી'. છેક પશ્ચિમ તરફના યૂનાઇટેડ સ્ટેટના બીડના જંગલમાં વસતા ઇંડીયનોના અનાજ ભરવાની કોઠીનું નામ. આ કોઠીઓ ૬ થી ૮ ફીટ ઉંડી ને ઘેરાવામાં ઘણી મોટી હોયછે. આ કોઠીમાં ત્યાંના જંગલી લોકો ખોરાક ભરી તેને પુરી નાખી તે ઓળખી કાઢવા છુપી નિશાની કરી શેકારગાહે જઇ મહિનાઓ પછી પોતપોતાની કોઠી હસ્તગત લીયેછે.

**કેકેર**—આ બ્રિટીશ જીલ્લો આસામની છેક દક્ષિણે છે. એનું ક્ષેત્રફળ ૪૦૦૦ ચોરસ મૈલનું હોઇ તેમાં ૬૨૦૦૦ની લોક વસ્તી છે. આ જીલ્લાનો મુખ્ય ભાગ પહાડી હોઇ ખેડાણુવનાની જમીનનો છે. એની મુખ્ય નદી 'બરાક' નામે છે. તે છેક દૂરવેર ૩૫૦ મૈલનું વક્ર વલાણુ લઇ ડક્કાથી ચાલીસ મૈલ દૂર બ્રહ્મ પુત્રને મળે છે. આ જીલ્લામાં ચોખા, કપાસ, ખાંડ, લાકડાં, બાંબુ, મીણુ અને હાથીદાંતનો વેપાર બોહોલો ચાલેછે. પરદેશથી નીમક, કાપડ, તમાખુ તથા માખણુ આવેછે.

**કેકોબાદ મુલ્લાં કાવુશ જલાલ**—આ દસ્તુરજાદાનો જન્મ ઈ. સ. ૧૭૬૫ માં ભરૂચમાં થયો હતો. ભરૂચમાં ધર્મજ્ઞાન સંપાદન કરી ફાર્સી ભાષાની ટુંક કેળવણી લઇ ઇ. સ. ૧૭૮૪ માં મુંબઈ ખાતે પોતાના પિતા જે દાદીશેઠના આતશબહેરામમાં દસ્તુર તરીકે હતા, તેમના મદદનીશ તરીકે ધર્મ ક્રિયાનું કામ પોતે બજાવતા હતા. તે વેળા દાદાભાઈએ પોતાના કુટુંબને માટે બંધાવેલા દોખમાંનો તાણો પુરવાની ક્રિયા કદીમ તરીકા મુજબ કેકોબાદે કર્યો હતો. મરણુ ઈ. સ. ૧૭૯૩ માં ૩૧ મી આગસ્ટે નિપજ્યું હતું.

**ડૉ૦ કેખશરૂ નવરોજી બહાદુરજી**—એમ. ડી. લંડન. આ વિદ્વાન તબીબ, રાજદુઆરી અને પરમાર્થી નરનો જન્મ ઈ. સ. ૧૮૬૦ માં ૪ થી નવેંબરે સુરત જીલ્લાનાં ઉમરા ગામમાં થયો હતો. એમના વડવા ભગવા ગામના રહેવાશી હતા, જેઓ ભટજી રાવની અટકથી ઓળખાતા હતા. ડૉ૦ કેખશરૂએ મુંબઇની પ્રોપ્રાયટરી હાઇ સ્કુલમાં ગુજરાતી તથા ઈંગ્રેજી ભાષાની કેલવણી લઈ, લેટીન ભાષા જોડે જોડ શિખવા માટે મુંબઇની સેંટ ઝેવિયર કૉલેજમાં દાખલ થઇ ત્યાં ૧૮૭૮ માં મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી હતી, તે પછી એજ કૉલેજમાં વધુ અભ્યાસ કરી ૧૮૮૦ માં એફ. એ. થયા ને ૧૮૮૧ માં બી. એ ની ડીગ્રીની પરીક્ષામાં નિશફળ નિવડતાં ગીલક્રીસ્ટ સ્કૉલરશીપ મેળવવાનો યત્ન કર્યો અને ૧૮૮૨ ના જાનેવારીમાં એ 'સ્કાલરશીપ' માટેની એલફીન્સ્ટન 'કૉલેજમાં લેવાયલી પરીક્ષામાં હરીફાઇ કરી, તે વેળા ડૉ૦ કેખશરૂ આખા હિંદુસ્થાનમાંથી રજુ થયલા ઉમેદવારોમાંથી પેહેલા આવ્યાથી એ સ્કાલરશીપ મેળવી અને તેથી ૧૮૮૨ ના ઑગસ્ટ માસમાં ઇંગલંડ જઇ લંડન યૂનિવ્હરસિટી કાલેજમાં દાખલ થયા. બહાદુરજીને 'સાયન્સ'નો મોટો શોખ હોવાથી એ શોખ વધુ ખીલવવા,

સુનદા ઉસ્તાદોની તાલીમ લઇ તે ખીલવવાને અથાગ મેહેનત કરી. એમ. આર. સી. એસ. તેમજ એમ. બી. ની તબીબી પરિક્ષાઓ પસાર કરીને 'હૉરેનશીફ' મેડસીનની પરિક્ષા 'ઑનર્સ' સાથ પસાર કરી. આ પરિક્ષાઓમાં ફત્તેહે મેળવ્યા ઉપરાંત 'બેચલર ઑવ સરજરી'ની 'ડીગ્રી' મેળવી હતી. લંડન યૂનિવરસિટીની એમ. ડી. તેમજ એમ. બી. ની પરિક્ષા બહુ બીકટ લેખાય છે, જેથી લંડનના એમ. ડી. યા 'એમ. બી.' ને દુનિયાનાં સર્વે ભાગોમાં ચઢતી પંકતીના તબીબ લેખવામાં આવેછે. પણ ડૉ૰ બહાદુરજીએ તે કરતાં શ્રેષ્ટપણું બતાવી ફત્તેહેઓ મેળવી હતી. ડૉ૰ બહાદુરજીએ લંડન યુનિવરસિટીની એમ. બી. ની ડીગ્રી પેહેલા વર્ગમાં બેવડા માન સાથે મેળવી હતી; અને તેથી આ માન અસાધારણ ગણાયું હતું. આથી 'ગ્રીલ ક્રીસ્ટ ફંડ'ના ત્રસ્ટીઓ આ ચંચળ વિદ્યાર્થીની આવી અસાધારણ ફત્તેહેથી પ્રસન્ન થઇ તેઓએ નેમેલી મુદ્દત ઉપરાંત ૧ વર્ષ વધારે 'સ્કૉલરશીપ' આપતી કરી હતી. તે ઉપરાંત 'ફારમા કૉલેજી'નો વિશેષ અભ્યાસ કરી કાંઇ નવી શોધખોળ ઉપર લક્ષ પોંહચાડવા માટે 'ત્રસ્ટીઓ'એ ૭૫ પૌંડની રકમ ડૉ૰ બહાદુરજીને ખાસ ઉત્તેજન તરીકે ભેટ આપી હતી.

ઉપર મુજબ અસાધારણ ફત્તેહેઓ મેળવી વધારે અભ્યાસ કરવાની ઇચ્છાથી તે પછી જરમની દેશનાં બર્લીન શેહેરમાં જઇ ત્યાંના જાણીતા પ્રોફેસર લિબ્રીકની 'લેબોરેટરી'માં જોડાઇ ૬ માસ સુધી અભ્યાસ કર્યો. આ અભ્યાસનું પરિણામ તે વેળાજ 'બ્રિટીશ મેડીકલજનરલ'માં પ્રગટ થયું હતું. વળી તેજ સમયે જર્મન વિદ્વાન તબીબ 'પ્રોફેસર કોક,ની લેબોરેટરીમાં જોડાઇ આ મહાન વિદ્વાનની બાંહેધરી તળે વિશેષ ગહન જ્ઞાન સંપાદન કર્યું હતું. તે પછી લંડન પાછા ફરી દેવાનપણાના કારણો અને તેના ઉપાયોનો ખાસ અભ્યાસ કર્યો અને તે પરિક્ષામાં ફત્તેહે મેળવી પોતાના દેશ તરફ પાછા ફર્યા.

યૂરોપથી પોતાને સ્વદેશ આવતી વેળા ત્યાંના જાણીતા વિદ્વાનોના ભલામણ પત્રો તથા પોતાની લાયકાતનાં ખાતરી પત્રો એવા તો આણ્યા હતા કે તે વખતનાં મુંબઇના લોકપ્રિય હાકેમ 'લૉર્ડ રે'એ તેમની ખાસ લાયકાત ધ્યાનમાં લઈ દરેક રીતે ઉંચે મરતબે ચઢાવવાનો નિશ્ચય કરી ઉત્તેજન આપ્યું હતું. 'લૉર્ડ રે'એ ડૉ૰ બહાદુરજીને મુંબઇ યૂનિવરસિટીના એક ફેલોનું માન આપી 'કલિનિકલ મેડસીન' તથા 'ફારમાકોલૉજીના' વધારાના પ્રોફેસર નેમ્યા હતા. તે પછી એંગલો ઇંડીયન તબીબોની અદેખાઇ વધવાથી એવણે તે ઓદ્દો છોડી દીધો હતો.

ઇ. સ. ૧૮૯૦ માં મહાબલેશ્વર તરફ સખત અકસમાત થવાથી ડૉ. બહાદુરજી મહા મુશકેલી ભરી માંદગી ભોગવી સાજા થયા હતા. તે વેળા હિંદુસ્થાનમાં મીલ ઉદ્યોગ મોટા ઉછાળા સાથે વધવા માંડયો હતો અને તેથી લૅંકેશાયર વાળા ચિંતામાં પડયા હતા; આથી તેમની હાલત સુધારવા માટે મી૰ હોલ્ટ હેસેટ નામના રાજદ્વારી પુરૂષે હિંદની મીલોમાં ગુજરતું ઘાતકીપણું" એવા વિશયો પ્રજા સનમુખ રજુ કરી હિંદી મીલ ઉદ્યોગને કચડી નાખવાની કોશેસ કરી પણ આ વેળા ડૉ૰ બહાદુરજી સુખશાંતીની કૉંગ્રેસમાં ભાગ લેવા ૧૮૯૨ માં ઇંગલંડ ગયા હતા તેથી ત્યાં આ ઠાલી ઉઠાવેલા ધતિંગ સામે ખાસ ધુંજારો ચલાવી પ્રજા લાગણીને હિંદી મીલ ઉદ્યોગ તરફ ખેંચી મી૰ હોલ્ટનાં ઠાલી બકબકારાને સખત ફટકો લગાવ્યો. એટલુંજ નહિ પણ તે વેળા લંડનનું જાણીતું 'ધી ટાઇમ્સ' પત્ર જે મીલ ઉદ્યોગની વિરૂધતામાં દોરવાઈ ગયું હતું તેની દિલસોજી હિંદી મીલ ઉદ્યોગ તરફ ખેંચી હિંદના એક ધીકતા ઉદ્યોગનો નાશ થતાં જરામાં બંચાવ્યો હતો.

ડૉ૰ બહાદુરજીએ હિંદવાન તબીબોને થતાં ગેરઇન્સાફ ઉપર સત્તાવાલાનું મજબુત ધ્યાન ખેંચવામાં ફત્તેહે મેળવી પોતાના કેટલાક વિરૂ-

ક્ષ પક્ષકારોને પણ પોતાની તરફ ખેંચી લીધાં હતાં. વળી ઈંગ્લંડની પોતાની આ ફત્તેહમંદ મુસાફરી દરમ્યાન ત્યાં સરકારી તબીબ ખાતાંની ખામીઓ ઉપર મજબૂત 'એજીટેશન' કરી, લૉર્ડ વેલબીવાળા બાદશાહી કમીશન સનમુખ આંકડાઓ સાથની જબાની આપી ચંચળ દેશી તબીબોનો વધુ લાભ લેવાથી સરકારી તબીબ ખાતાંને ખરચના ઘટાડા સાથ થનારા લાભો પુરવાર કરી આપ્યા હતા.

મુંબઈની કારપોરેશનમાં ડૉ૦ બહાદુરજીએ બેઠક મેળવી પોતાના ઓહોળા જ્ઞાનના પ્રતાપે શેહેરની તંદરોરતી ખાતાંને સુધારવા માટે પુશકળ કોશેસ કરી હતી, તેમજ શેહેર સમાજ સંબંધી પ્રજા લાભનાં કામોમાં આગેવાની ભર્યો ભાગ બજાવ્યો હતો.

ઇ. સ. ૧૮૯૬-૯૭ માં મુંબઈ શેહેરમાં બ્યૂબોનિક નામે મરકીનો રોગ ફાટી નિકળ્યો હતો, તે વેળાની ડૉ૦ બહાદુરજીની અસાધારણ હિમ્મત, પોતાની કોમ તરફની દાઝ અને જાંફેશાનીથી આ એક ઉધરતા વિદ્વાન તબીબ ઉપર મુંબઇની પ્રજા કુરબાન થઈ હતી. તે વેળા પારસીઓમાં પણ આ મરકીએ મોટો ત્રાસ ફેલાવ્યો હતો અને તેથી ઘણાકો પરદેશ નહાશી ગયા હતા પણ જેવો રહ્યા હતા તેઓમાં આ મર્કીની ખરાબી વધવા માંડયાથી પ્રથમ પોતાને ખરચે એક 'પારસી ફિવર ઑસ્પીટલ' ઉઘાડવાની યોજના ઘડી; પણ મુંબઇની પારસી પંચાતે તે કામ માથે ઉઠાવ્યાથી તેઓએ સ્થાપન કરેલી ઑસ્પીટલમાં વડા તબીબ તરીકે બેહદ મેહેનત લઈ પોતાના ધંધાને ભોગે દર્દીઓની માવજત કરી હતી. આ મરકીની પારસી ઑસ્પીટલમાં વડા તબીબ તરીકે જે હિમ્મત, જેહેમત અને જાંફેશાનીથી કામ બજાવ્યું હતું તેની કદર શનાશીમાં પારસી પંચાતના અકાબરોએ ૧૮૯૭ માં ૧૩ મી નવેંબરે મોટા મેળાવડા સનમુખ એક મોટું સુંદર કપ ઘટતા લેખ સાથનું ભેટ આપવામાં આવ્યું હતું. આ વેળા આ વિદ્વાન તબીબે પોતાના મદદનીશોની પણ ઘટતી પીછાન થાય એવી ઇચ્છા દર્શાવવાથી તેમને પણ ઘટતી નવાજેશો કરવામાં આવી હતી. આ પ્રસંગે ડૉ૦ બહાદુરજીએ એક એવું તો છટાદાર ભાષણ કર્યું હતું કે જે બોલેબોલ પોતાના દેશબંધૂઓના ભલાં માટેની તેમજ તેમની આબાદાનીમાટેની કાળજી બતાવનારૂં હતું. ડૉ૦ બહાદુરજી ટુંક પુંજી છતાં દીલે ઉદાર, મોટાઇ છતાં સર્વેને સરખા ગણનાર, પોતાના પરમાર્થી કામોથી ગરીબોની દુવા મેળવનાર, કોઇનો ડર યા રાખરખાવટને શરણ નહિ થતાં ખરૂં બોલનાર, પૈસાઇ સ્વાર્થને તુચ્છકારી પોતાના સ્વદેશને ઉપયોગી થનાર, દુન્યાઇ માનચાન કરતાં પ્રજા સેવા બજાવી ખરી કીર્તિને ચાહનાર એક વીરલા નર તરીકે ટુંકી ઉમરમાં ભારે નામના મેળવી હતી અને ભવિષમાં મોટી કીર્તી મેળવવાની આશા આપનાર આ વિદવાન મહાન નર સરદીની નબળાઇથી ઇ. સ. ૧૮૯૮ માં ૧૫ મી આગસ્ટે મરણ પામ્યા હતા.

આ ભલા નરની યાદગારીમાં પ્રજા ઉઘરાણાંથી એક "સેનેટરીયમ" (આરોગ્યભવન) દેવલાલીમાં બંધાવી ૧૯૦૨ ની અધવચે ખુલ્લું મેલવામાં આવ્યું હતું.

**કેખશરૂ નવરોજી કાબરાજી**—આ જાણીતા ગુજરાતી લેખકનો જન્મ ઇ. સ. ૧૮૪૨ માં ૨૧ મી આગસ્ટે મુંબઇમાં થયો હતો. એમના પિતાએ પોતાની જીંદગીનો મોટો ભાગ ગુજરાતી તથા ઈંગ્રેજી છાપા સાથે સંબંધ રાખી ગુજાર્યો હતો. મી૦ કેખશરૂએ પોતાની કેળવણી પ્રથમ મેહેતાજીની નિશાળમાં લઇ ૧૮૫૩માં સર જે. જે. બેનીવોલેંટ ઇન્સ્ટીટયુટમાં દાખલ થઇ વધારી હતી. ત્યાં પાંચ વર્ષના અભ્યાસ દરમ્યાન 'મેકલક સીરીજની' પાંચ ચોપડી શીખી ૧૬ વર્ષની ટુંક વયે ઇ. સ. ૧૮૫૯ માં નિશાળ છોડી હતી. તે આગમજ "પારસી મિત્ર" નામનું ઇંગ્રેજી તથા ગુજરાતી પત્ર "સરની નિશાળના પ્રિન્સીપાલ ડૉ૦ ડ્રેઝરની દેખરેખ તળે મરહુમ નશરવાનજી

બેહેરામજીના અધિપતિપણા તળે નિકળતું હતું; પણ નશરવાનજી પંચાતના સેક્રેટરી થતાં તેના અધિપતિ તરીકે કેખશરૂ ૧૮૫૮ માં **ચાર** રૂપ્યાને પગારે નેમાયા હતા; પણ તે વેળા એમના માતપિતાનો વખત બહુ બારીક હોવાથી ૧૮૫૯ માં "જામે જમશેદ"માં રીપોર્તર તરીકે રૂ ૨૦ની નોકરી મેળવી. ત્યાં રીપોર્તરના કામ ઉપરાંત સબ એડીટર તરીકે સોરાબજી મંચેરજી જાલના હાથ તળે કામ બજાવવું પડતું હતું. પણ તે વેળા "જામે"ના અધિપતિએ સુધારા તરફ વલણ બતાવવા માંડતા તેના અધિપતિને પોતાનો ઓધ્ધો છોડવો પડયો. આથી જામેના મી○ કેખશરૂને અધિપતિ બનાવ્યા. પણ તે વેળા એમની ઘણી નાહની વય તથા એમની મરજીથી અધિપતિ તરીકેની જોખમદારી બીજા ધણીઓએ માથે રાખી. પણ તે દરમ્યાન એકથી અનેક જોખમદાર અધિપતિઓ બદલાતા રહ્યાથી સર્વ કામ મી○ કેખશરૂને બજાવવું પડતું હતું. તે મુદત દરમ્યાન તેમના જોખમદાર અધિપતિ કુંવરજી રૂસ્તમજી મોદીએ સુધારાવાલા વિરૂધ એક આર્ટીકલ લખવાથી મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીએ એવણપર સખત રીતે ઉતરી પડી તેજી ટીક્કા કરી હતી.

જામે સાથે ૧૮૬૨ વેર એમનો સંબંધ રહ્યો હતો. જે દરમ્યાન પોતાના સુધરેલા વિચારો છતાં માલેકોની મર્જી મુજબ વર્તી જાહેરમાં અસલી વિચારો દર્શાવવાની તેમને ફરજ પડતી હતી. તે વેળા એમની વલણ સુધારા તરફ હોવાથી તેવણ તે વખતના જાણીતા શેઠો કરસનદાસ મુળજી, સોરાબજી શાપુરજી બંગાલી અને ખરશેદજી રૂ. કામાજી સાથે ધાડી મિત્રાચારી થઇ અને તેથી રાસ્તગોફ્તાર સાથે જોડાઇ, રાસ્તનાં મદદનિસ અધિપતિ તરીકે નોકરીએ રહી સ્ત્રી બોધનું અધિપતિપણું પણ ચલાવવા માંડયું.

એ રીતે ચાર દાહેકા સુધી રાસ્તગોફ્તાર જેવા આગેવાન પત્ર સાથે સંબંધ રાખી પેહેલી પંક્તિના વર્તમાન પત્ર તરીકે તેને જાણીતું કીધું છે. ૧૮૬૪ માં કરસનદાસ મુળજી ઇંગલાંડની મુસાફરીએ જવાથી એમને વડા અધિપતી તરીકેની જગા મળી હતી. એવણ દેશી અધિપતિઓમાં જસ્ટીસ ઑફ ધી પીસ તથા યૂનિવરસિટીના ફેલોનું માન મેળવનાર પેહેલા હતા. અધિપતિ તરીકેની ફરજ ઉપરાંત દેશી ગાયનકળા ખીલવવા ઉપર પણ એવણે પોતાનું જાતી લક્ષ રોકયું હતું. તેમાં ગાયન ઉત્તેજક મંડળી નામે એક મંડળ સ્થાપી ગાયનકળાની ખિલવણી કરવામાં મોટો આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેમજ God Save the Queen (રક્ષ દેવ તું મહારાણી) વાલું ગુજરાતીમાં ગાયન એવણેજ પ્રથમ બનાવી જાહેરમાં મેલી પોતાની કવિત્વ શકિતનો જાહેર પ્રકાશ પાડયો હતો. એવણે જુવાન વયથી ગાયનકળા પર ધ્યાન આપી ગુજરાતી, ઇરાની તથા પારસી સંસારી નાટકો રચી મોટી પ્રસિદ્ધતા મેળવી હતી. કે જેમાંના બેજન મનિજેહ, સુડી વચ્ચે સોપારી, ભોલીજાન, પાલીપાહવન, નિંદાખાનું, નંદબતરીશી, સીતા હરણ, જેવા જાણીતા નાટકો શોખીન પ્રજામાં અતિ લોકપ્રિયતા મેળવી શકયા હતા.

લેખક ઉપરાંત શેહેર મ્યૂનિસીપલ વહીવટ ઉપર પણ એવણે લક્ષ આપી મુંબઇ કારપોરેશન તથા સ્ટેંડીંગ કમીટીનાં એક ઉદ્યોગી સભાસદ તરીકે લાંબી મુદત સુધી માન ભોગવ્યું હતું.

એવણ જાહેર રાજદ્વારી, ધર્મ, નાટક, કવિતા, વાર્તા સંબંધી એક અચ્છા લેખક તરીકે મોટી પ્રસિદ્ધતા પામ્યા છે. ગુજરાતી લેખક વર્ગમાં વાર્તાના લેખક તરીકે તેવણ સર્વોપરી ગણાઇ ચુકા છે. કે જે તેમની સંખ્યાબંધ વાર્તાઓ ગુજરાતી જાણનાર વર્ગમાં એકે અવાજે વખાણ પામી ચુકી છે.

એવણે ઇ. સ. ૧૯૦૦ માં ઇગલંડની મુસાફરી કરી ત્યાં મેળવેલો અનુભવ પોતાની માનીતી "જ્ઞાન પ્રસારક મંડળી" મારફતે ભાષણો કરી જાહેરમાં મેલ્યો હતો.

એમની રસીલી ઝમકદાર કલમથી રચાયલી વાર્તાઓમાં દુખીયારી બચુ, ગુલી ગરીબ, મીઠી મીઠી, દારાશાહના, હોશંગબાગ, ભોલોદોલો, વેચાયલો વર, ચાલીસ હજારનો ચાનજી, વગેરે ગ્રંથો મોટી લોકપસંદગી સાથે પ્રસિદ્ધતા પામ્યાં છે.

એવણે રાસ્ત ગોફતાર સાથે લાંબી મુદત સુધી પોતાનો સંબંધ અધિપતિ તરીકે જોડી રાખી ભારે કીર્તી મેળવ્યા ઉપરાંત ૧૯૦૧–૧૯૦૨ માં આ પત્રની થએલી જ્યુબીલી પ્રસંગે દેશી છાપાનાં ઈતિહાસમાં સારું માનપાન મેળવ્યું હતું; ૧૯૦૨ નાં એપ્રેલ પછી એવણે રાસ્ત ગોફતારનું અધિપતિપણું તજી 'રીટાયર' થયા હતા.

**કેંગ્યૂ**—અથવા કૅંગ. ચીનમાં ગુન્હેગારને સજા કરવાનું એક જાતનું ટબરોકું હથિયાર. આ સજા કરવાનું લાકડાનું હથિયાર ગુન્હેગારના ગળાની આસપાસ ચીપટાવી બેસાડવામાં આવેછે, અને તે ૧૫ થી ૩ માસ વેર સજા પામેલા ગુન્હેગારના ગળામાંથી કદી કાઢવામાં આવતું નથી. તેમજ તેને જાહેરમાં રહેવા દઇ તે ટબ ઉપર મોટા અક્ષરે તેનો ગુન્હો અને નામ લખવામાં આવેછે. તે વેળા તેને લોકો તરફથી મળતા અનાજ ઉપર યા ઘેરથી આવતા ખાણા ઉપરજ નિર્વાહ કરવો પડેછે.

**કેચ**—કાફ્રાની સામુદ્રધૂનિ નજદીક આ કાઇમઆને લગતું મુખ્ય બંદર શેહેર તથા જીલ્લો. એની લંબાઈ ૨૬ મૈલ ને પોહળાઇ ૩ થી ૨૫ મૈલની છે. હાલમાં અત્રેથી દર વર્ષે ૨,૦૦,૦૦૦ પૌંડનું ધાન્ય, ચામડું, માછલી, લીનસીડતેલ, ગરભ વગેરે માલ પરદેશ મોકલવામાં આવે છે. ઇ. સ. પૂર્વે ૬ ઠી સદીમાં આ શેહેરની શોધ થઇ હતી. ઇ. સ. ૧૩૧૮ થી ૧૪૭૫ વેર જીનોઇસોનું મુખ્ય મથક હતું. તે પછી તૂર્ક રાજ્યને તાબે થયું હતું, પણ ૧૭૭૧ થી તે રશિયનોને તાબે છે. લોક વસ્તી ૨૨,૪૪૯ ની છે.

**કેચાર**—આ આસામને લગતો જીલ્લો બરાખના નીચ પ્રદેશનાં ઉપલા ભાગમાં છે. એનું ક્ષેત્રફળ ૩,૭૫૦ ચોરસ મૈલ હોઇ ૧૮૭૨ માં લોક વસ્તી ૨,૦૫,૦૨૭ ની હતી, અને તે ૧૨૮૫ ચોરસ મૈલ પ્રદેશનીજ અંકાયલી હતી.

**કેચોલૉંગ**—આ એક જાતનો સુંદર ખણીજ પદાર્થ લસણીયા પથ્થરને મળતો હોયછે. એને કોઇ મોતીનો લસણીયો પણ કહે છે, અથવા કોઇ તેને મોતિયા લસણીયાની માતા કહે છે. એનો રંગ સફેદ હોયછે પણ તેપર પીળી અથવા લાલ છાંટ હોયછે.

**કેજલેરી**—સારડિનિયાના ટાપુનું મુખ્ય રાજધાની શેહેર, કેજલેરીના અખાતના દક્ષિણ કિનારા ઉપર છે. એના રસ્તા તદન બિસમાર હાલતમાં છે. આ ગામમાં અનેક દેવળો, કૉલેજ, સંગ્રસ્થાન, લાયબ્રેરી, હાઇકોર્ટ અને નાટકશાળાઓ છે. ત્યાં દારૂગોળો, તમાકુ, સાબુ, ઘરસણગારનો સામાન, ચામડું વગેરે બનાવવાના કારખાનાઓ છે. લોક વસ્તી ૩૦,૦૦૦ ની છે. અત્રે સારડિનિયાના ગવરનર જનરલ તથા આર્ચબિશપનું મથક છે.

**કેંજલગઢ**—વાઇતાલુકાની ઇશાન્યે ૧૧ મૈલ પર મહાદેવના પર્વતપર માધાર નામના ટેકડાપર બાંધેલો કિલ્લો. આ કિલ્લો સમુદ્રની સપાટીથી ૪,૨૬૯ ફીટ ઉંચો છે. ટેકડી મથાળેથી તદન સપાટ હોઇ ૨૫૦ યાર્ડ લાંબી ને ૧૦૦ યાર્ડ પોહળી છે. લાંબેથી યા પાસેથી આ કિલ્લો અતિ ભવ્ય અને મજબુત જણાયછે. કિલ્લાની પૂર્વે ૨ મૈલપર ચેરૂલીઅસ્ત્રે અને ડોમ્બનીવાડી નામના બે પહાડી પ્રદેશ ને પશ્ચિમે ૧ મૈલપર જાંબોળી ડુંગર છે.

કેંજલગઢ ઉપર એક નાહનું ગામ વસાયલું છે. કિલ્લાપર જવાનો માર્ગ વાઇ તરફથી અસ્રેખવલી નામના ગામડામાંથી શરૂ થાયછે. જે શિખરપર આ કિલ્લો બાંધેલો છે, તે મુખ્ય પર્વત ઉપરથી એક સરખો ઉંચો વધેલો છે, ને તે આખા સતારા જીલ્લામાં ઉંચુ શિખર ગણાયછે. તેની ઉંચાઈ ૮૦ થી ૧૦૦ છે. કિલ્લામાં જવાનો માર્ગ ઉત્તર તરફથીછે ને ત્યાંથી ૧૧૨ ફીટ ઉંચે સીઢી

ઉપરથી ચઢી જવાય છે. આ સીઢીઓ એવે ઠેકાણે છે કે એક તરફ ખડકનો ટેકો તો બીજી તરફ ઉંડા ખંદકો આવેલાં છે. સીઢી ચઢવાની શરૂઆતમાં મોટો બુરજ મળેછે, તે આગલા વખતમાં મુખ્ય દરવાજો હશે. કિલ્લામાં ૬ મ્હોટી, ૩ નાહની એવી ૯ ઈમારતો પડત હાલતમાં છે. દારૂખાનું ભરી રાખવાનો ભંડાર ૩૦ ચોરસ ફીટ હોઇ અતિ જાડી દેવાલથી તેને બાંધી લિધેલો છે. કિલ્લાની દેવાલ ચુના વગર અતિ મોટા પથ્થરોથી ચણી લીધેલી છે, કિલ્લામાં ૯ તલાવો છે તેમાં ૩ અતિ મોટા છે.

આ કિલ્લો પન્હાલના ભોજ રાજાએ ૧૨ મી સદીમાં બાંધેલો જણાવવામાં આવેછે. ઇ. સ. ૧૮૧૮ માં ૨૬ મી માર્ચે કર્નલ પ્રિઝરે કિલ્લાપર હલ્લો કરી બહાદુર મરાઠાઓને હરાવી કબજે કર્યો હતો.

**કેજામાર્ક**—પીરૂનો એ ઉત્તર પશ્ચિમ ભાગ પશ્ચિમ ચાઇનાના અન્ડસ અને એમોઝોન વચ્ચે છે. અત્રેની રેલવે પાસીફીક સાથે જોડવામાં આવી છે. ક્ષેત્રફળ ૧૪,૧૮૮ ચોરસ મૈલ છે. વસ્તી ૨,૧૩,૩૯૧ ની છે. મુખ્ય શેહેર કેજામાર્ક નામે છે તેમાં ૭,૨૧૫ ની લોક વસ્તી છે.

**કેઝાન**—કાઝનના રશિયન રાજ્યનું મુખ્ય રાજધાની શેહેર. ૧૫ મી સદીમાં ગોલ્ડન હોર્ડ ના મોગલ રાજ્યકર્તાઓનું એ પાયતખ્ત શેહેર હતું. આ શેહેર વ્હોલગના ઉત્તર કિકિનારાપર ૩ મૈલપર છે.

૧૫૫૨ માં આઇવૅાન ધી ટીરેબલે આ શેહેરપર ચઢાઇ કરી મોગલ રાજ્યનો અંત આણ્યો હતો. અત્રેના કિલ્લાના કોટમાં ૧૫૬૨ માં બાંધવામાં આવેલું કેથિડ્રલ હાલમાં પણ છે. તે શિવાય ત્યાંના ભવ્ય મઠો તથા દારૂખાનાની બરાખોની મુખ્ય ઇમારતો છે. ઈ. સ. ૧૮૦૪ માં સ્થાપવામાં આવેલી યુનિવરસિટિમાં ૧૦૦૦ વિદ્યાર્થિઓ ભણે છે અને તેના પુસ્તકાલયમાં ૮૦,૦૦૦ પુસ્તકો તથા વેધશાળા છે. મુખ્ય વેપાર ચામડું, સાબુ, મીનબત્તી, દારૂગોળો, પુસ્તકો, સણનું કાપડ, કપાસ વગેરેના કારખાનાઓ છે. અત્રેની વહાણો બાંધવાની ગોદીમાં પીટર ધી ગ્રેટે 'કાસ્પીયન ફ્લિટ' બાંધી હતી. અત્રેના તારતર વેપારીઓ એક તરફ બોખારા તથા ઇરાન અને બીજી તરફ એશિયા માઇનર વગેરે દેશો સાથે વેપાર ચલાવે છે. ૧૮૭૧ માં લોક વસ્તી ૮૬,૨૬૨ ની ને ૧૮૯૧ માં ૧,૩૪,૩૫૯ ની હતી. આ શેહેર ૧૨ વખત આગથી નાશ પામ્યું હતું. તેમાં ઇ. સ. ૧૭૭૪, ૧૮૧૫ અને ૧૮૨૫ માં મોટી ખાને ખરાબી થઇ હતી.

**કેટયૂલ્યસ ગાયસ વેલેરિયસ**—આ મહાન રોમન કવિનો જન્મ વેરોના ખાતે ઇ. સ. પૂર્વે ૮૭ અથવા ૮૪ માં થયો હતો. એણે ઇ. સ. પૂર્વે ૬૨ થી રોમ શેહેર જઇ પોતાની કારકીર્તી શરૂ કરી હતી. જ્યારે એ ૧૬–૧૭ વર્ષની વયે પુગો ત્યારથી કાવ્ય રચવા માંડયા હતા. એને એના પિતા તરફથી મ્હોટી દોલત મળી હતી પણ તે એણે મોજમઝામાં તથા દોસ્તોમાં ગુમાવી હતી. એ સીસરો, હૅારટેન્સીયસ અને લ્યૂક્રેટીયસનો ખાસ મિત્રમાંનો એક હતો. સીસરોના દુશમન પબલીકસ કલોડિયસ, પ્યૂલચરની બેહેન 'લેકબિયા (કલોડિયા)ની એ પ્રિતામાં પડયો હતો, અને એના અલંકારિક કાવ્યમાં તેનું નામ પેહેલું જડે છે. પણ એ પોતાની દરેક આશામાં નિરાશ થઇ ગરીબાઇમાં પડી ઇ. સ. પૂર્વે ૪૭ માં મરણ પામ્યો હતો. એના કાવ્યોમાંના ૧૧૬ બયતો મળે છે કે, જેમાં ૪૦૦ લીટીઓ સમાયલી છે. તે શિવાય બીજા ગ્રીક કાવ્યના કરેલા તર્જુમા તથા દેવતાખ્યાનો પણ અલંકારીક કવિતામાં રચેલાં છે, કે જે હાલ મળી આવેલાં છે. એણે રચેલા કાવ્યમાં તે વખતની રાજ્યનીતિ તથા રીતભાતનો તેમાંથી ચિતાર મળેછે. એના કાવ્યના કેટલાક લખાણો ૧૧ મી સદીમાં ખોવાઇ ગએલા ૧૪ મી સદીમાં વેરોના ખાતેથી મળી આવ્યાં હતા, પણ તે

પાછા ખોવાઇ જતાં માત્ર તેમાંની એક અસલ નકલ પારીસ ખાતે રાખવામાં આવી છે, એના કાવ્યો ૧૯ મી સદીમાં જૂદા જૂદા ધણીઓએ શોધખોળ કરી પ્રગટ કર્યા હતા.

**કેટફીશ**—બ્રિટનમાં એને 'વુલ્ફ્ફીશ' કહેછે. અમેરિકામાં એની જૂદી જૂદી અનેક જાતો મળેછે. ઉત્તર અમેરિકા અને તે તરફની નદીઓમાં એની ૧૬ જાતો મળી આવી છે. એની ચામડી સુંવાળી હોયછે, યુનાઇટેડસ્ટેટ-સમાં પૂર્વ અને ઉત્તર તથા પૂર્વ ભાગો માહેલી નદીઓમાં મોટી 'કેટફીશ' મળેછે. એ ૭ થી ૯ ઈંચ લાંબી હોયછે, એનું માંસ અતિ સ્વાદિષ્ટ હોયછે. મોટા સરોવરમાં આ કેટફીશ ૨ થી ૪ ફીટ લાંબી હોયછે, તે ૬ થી ૩૦ રતલ વજનમાં ઉતરેછે. મુખ્ય કરી મ્હોટામાં મ્હોટી કેટફીશ ઑન્ટેરિયોના સરોવરમાંથી મળેછે.

**કેટસકીલ**—આ પર્વતનો જથ્થો યૂનાઇટેડ સ્ટેટ ન્યૂયૉર્ક હડસન નદીની પશ્ચિમે ૫૦૦૦ ચોરસ મૈલ ભાગ રોકેછે. ગ્રીનકૌન્ટીમાં એના કેટલાક શીખરો ૪૦૦૦ ફીટ ઉંચા છે. એની વચમાં મ્હોટી ફળદ્રુપ ખીણો સમાયલી છે.

**કેટાનઝારો**—દક્ષિણ ઇટલીનું આ ગામ નેપલ્સની દક્ષિણ પૂર્વ રેલમાર્ગે ૩૨૬ મૈલ પર પહાડી ટેકડીઓપર છે, અત્રે એક મોટું ખ્રિસ્તી દેવળ અને રૉબર્ટ ગરકાર્ડના કિલ્લાનું ખંડીયર જોવા જોગ છે. અત્રે રેસમ, મખમલ અને ઉનના કારખાનાઓ છે. લોક વસ્તી ૨૦૯૩૧ ની છે.

**કેટાનિઆ**—સીસલીનું આ બંદર શેહેર મેસિનાની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૫૯ મૈલપર અને સાયરેક્સની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૫૪ મૈલપર છે. ધર્તીકંપ અને જવાલા મૂખીના રસથી આ શેહેર ઘણું ખરૂં નાશ પામ્યું છે, તેમાં ૧૬૬૯ અને ૧૬૯૩ માં ભારે ખુવાર થયું હતું. તે છતાં આ શેહેર હજી સુંદર હાલતમાં હોઈ એ સીસલીનું એક સુંદર શેહેર ગણાય છે. ઇ. સ. ૧૬૯૩ માં લાવાના રસથી એનું બંદર નાશ પામી બગડી ગયું હતું અને હજી તે સલામતી ભરેલી હાલતનું ગણાતું નથી. ૧૦૯૧ માં બાંધેલું એક ખ્રિસ્તી દેવળ, ૧૪૪૫ માં સ્થાપન કરેલી યૂનિવ્હરસિટી વગેરેની મોટી ઇમારતો જોવા જોગ છે. અત્રે રેસમ, અમબર, લાવા, ઈમારતી લાકડા વગેરેનો મોટો વેપાર ચાલે છે. આગલા ખંડીયરોમાં નાટકગૃહ, દેવળ, રોમન હમામખાના અને નેહેર છે. લોક વસ્તી ૧,૧૨૦૦૦ ની છે.

**કેટાપ્યૂલેટા**—આગલા વખતના લશકરોમાં વપરાતું એક પ્રકારનું યંત્ર. અસલી રોમન, ગ્રીક વગેરે પ્રજા વચલા જમાના સુધી ભાલા પથ્થર, તીરો વગેરે જીવલેણ વસ્તૂઓ દુશમન પર ફેંકવા માટે વાપરતા હતા. આ યંત્રમાં લાકડું અને દોરડું તથા ચાંપનો ઉપયોગ થતો. નાહના કેટાપ્યુલેટા હાથમાં ઉંચકી શકાતા પણ મોટા જમીનમાં દાટી મજબુત બાંધકામથી ચણી લેવામાં આવતા હતા.

**કેટારો**—આ આસ્ટ્રીયન મજબુત કિલ્લેબંદીવાલું બંદર શેહેર ગલ્ફ ઑફ કેટારોની ઉપર, મોન્ટગ્રીનની તેકડી તળે છે. અત્રે ખ્રિસ્તી દેવળ, ને દર્યાઇ લઢાઇ ખાતાની નિશાળ છે. લોક વસ્તી ૩૦૦૦ ની છે. આગળ એ એક સ્વતંત્ર રાજ્યનું પાય તખત હતું. ૧૪૨૦ માં સ્વતંત્ર વેનિસ સાથે જોડાઇ ગયું હતું.

**કેટાવબ**—એક પ્રકારનો શરાબ. આ 'વાઇન' મુખ્ય કરી યૂનાઇટેડ સ્ટેટમાં કેટાવબાના ફળમાંથી બનાવવામાં આવે છે. કેટાબાનું પેહેલું ઝાડ ઉત્તર અને દક્ષિણ કેરોલીનાના નદી કાંઠે મળી આવ્યું હતું. તેના ફળની જેદારૂ બનાવવામાં આવી તેને કેટાવબ નામ પડયું. ૧૮૨૫ માં વૉશિંગટન નજદીક એના પુશકળ વૃક્ષો દેખાયા હતા. મુખ્ય કરી એના વૃક્ષ ચુનખડીની ભેળવાલાં મેદાનમાં ઉગેછે. એનો દારૂ જરપત તથા રકત શુદ્ધિનો ગુણ ધરાવેછે.

**કેટેલ્પા**—આ ચીવટ લાકડાવાલું જાણીતું ઝાડ મુખ્ય કરી યૂનાઇટેડસ્ટેટ અને જેપાનમાં ઉત્પન્ન થાયછે. એનું કેટેલ્પા નામ ઇ. સ. ૧૭૨૬ માં કેટાવબા નદી કાંઠે પ્રથમ એ

ઝાડ મળી આવ્યા ઉપરથી પાડયું હતું. આ વૃક્ષ ૩૦ થી ૪૦ ફીટ વધેછે, એનાં ઝાડ દક્ષિણ યૂરોપ તથા 'ગલ્ફસ્ટેટમાં પણ પુશકળ ઉગેછે, એનું લાકડું નરમ, મજબૂત, અને અતિશય ટકાઉ હોયછે. તેથી એની 'રેલવે સ્લિપરો, તથા 'ફરનીચર' બનાવવામાં આવે છે. એની છાલનો ઉપયોગ રંગવામાં કરેછે.

**કેટેમારીન**—ત્રણ લાકડાની જાડી ફળીને દોરડાં વડે બાંધી બનાવેલો તરાપો. તેના વચલું લાકડું વધારે લાંબુ હોયછે. આ જાતના નાહના તરાપાને તામીલ ભાષામાં 'કેટે મારીન કહેછે અને તે મદ્રાસ વગેરે ઠેકાણે દર્યે કાંઠે વહાણ સાથે વેહવાર રાખવા માટે ખારવાઓ વાપરેછે, આજ જાતના કેટેમારીન બ્રાઝીલ માં પણ વપરાય છે.

**કેટેલીની એન્જીલિકા**—આ ઇટાલ્યન ગાયણ કાર બાનુનો જન્મ ઇ. સ. ૧૭૭૯ માં થયો હતો. એણે સેંટ લ્યૂસ્યાના મઠમાં કેળવણી લઇ ૧૭૯૭ માં ગાયનકાર તરીકેની શરૂઆત કરી, તે પછી યૂરોપના તમામ ભાગમાં એ એક ઉત્તમ ગાનારી તરીકે પ્રસિદ્ધતા પામી હતી. ફક્ત લંડનમાં ૪ માસ દરમ્યાન એણે ૧,૫૦,૦૦૦ રૂપ્યાની આવક મેળવી હતી. પેરીસના ઇટાલ્યન ઑપેરા કંપનીએ એણીને પોતાની કંપનીમાં રાખી, તે વેળા એના ભર્તારની ઉડાઉ ચાલ અને ગેરસલુકાઈથી કેટલીની એન્જીલીકા ઘણી આપદામાં આવી પડી હતી. એણીએ ૧૮૨૭ માં ગાયન મુફત શિખવવાની નિશાળ કાઢી મધુર હલક વાલી છોકરીઓને શિક્ષણ આપવાનું શરૂ કર્યું હતું. ૧૮૪૯ માં એ પોતાની બેટી સાથે પેરીસ જઈ રહી પણ ત્યાં એજ વર્ષની ૧૩ મી જુને મરણ પામી હતી.

**કેટેલિના લ્યૂસિયસ સર્જીયસ**—આ રોમન પ્રપંચી શૂરવીરનો જન્મ અમીર ખાનદાનમાં ઈ. સ. પૂર્વે ૧૦૮ માં થયો હતો. એની જવાની લુચ્ચાઇ અને પાપી કામથી ગુજરી હતી. એણે સ્યૂલા નામની ટોળીમાં જોડાઇ મોટો રકતપાત ચલાવ્યો હતો. એ ઈ. સ. પૂર્વે ૬૮ માં આફ્રિકાના ગવરનર તરીકે નેમાયો હતો. ઇ. સ. પૂર્વે ૬૬ માં એના અંધાધૂંધી ભર્યા કારોબારને લીધે એને કૉનસલ તરીકે નાલાયક ઠેરવવામાં આવ્યો હતો. પોતાનો દ્રવ્ય લોભ પુરો નહિ પડેલો જોઇ એણે પોતાના જેવાજ કેટલાક લુચ્ચા ઉમરાવોને પક્ષમાં લઇ રાજ્યમાં બળવો ઉઠાવવા પ્રપંચ રચ્યો, પણ સિસરોને આ ટોળી માહેલા એક ક્યૂલવિયા તરફથી પ્રપંચની ખબર પડતાં તેમને કેદ કરી ઇન્સાફ કરવાનો નિશ્ચય કર્યો તેટલાં રાત્રે કેટેલિનાએ રોમને આગ લગાડી અસંખ્ય મનુષ્યોનાં પ્રાણ લીધાં. આ ખબર સિસરોને પડતાં તેણે ચાપતા ઉપાય લીધા પણ કેટેલિના કોર્ટમાંથી નહાશી ગયો. તેના પ્રપંચી મિત્રો માત્ર પકડાઈ જવાથી તેમને સજા કરવામાં આવી હતી. આ વેળા રાજ સભામાં કેટો તથા સીસરોએ મુખ્ય ભાગ લીધો હતો. કેટેલિના એ પેસ્ટોરિયાથી ઇટ્રૂરિયામાં જઇ ત્યાં એન્ટોનિયસની સરદારી તળે નવું લશકર ભેગું કરી લઢાઇ કરી પણ તેમાં આ ખૂની પ્રપંચી ઇ. સ. પૂર્વે ૬૨ માં માર્યો ગયો હતો.

**કેટેલોનિઆ**—સ્પેનના આ પુરાણા રાજધાનીનો ભાગ ત્રીકોણાકાર હોઇ તે દ્વિપકલ્પના ઉત્તર પૂર્વ ભાગ ઉપર છે. પણ હાલમાં તે બાર્સીલોનાક, ટેરેગોના, લેરીડા અને જીરોનાનાં પ્રાંતમાં વેંહેચાઇ ગયલો દેશ છે. એનું જુમલે ક્ષેત્રફળ ૧૨,૩૦૬ ચૌરસ મૈલ હોઇ તેમાં ૧૮૮૭ ની ગણત્રી મુજબ લોક વસ્તી ૩૮,૭૯૯ ની હતી. કેટેલોનિઆ રાજ્યનું મુખ્ય ઉદ્યોગ હુન્નરના કારખાનાવાલું મથક હોઇ તે સ્પેનનું બીજું લેંકેશાયર ગણાય છે. ઇ. સ. ૧૪૭૯ માં એ પ્રથમ સ્પેનીશ રાજ્યને તાબે આવ્યું અને તે પછી આ શેહેર પુશકળ હાંદેસાઓ ખમી આજની ચઢતી કળાએ પુગું છે.

**કેટો માર્કસ પૉરસિયસ**—જાણીતું નામ 'સેનસોરિયસ યા સેનસોર અથવા સેપિએન્સ (વિદ્વાન) વગેરે હતાં. એનો જન્મ ટસ્કયૂલ

મમાં ઇ. સ. પૂર્વે ૨૩૪ માં થયો હતો. એ પોતાના પિતાની 'સાબીની' ખાતેની પેઢીપર જઇ રહી ત્યાં રોમન રીતભાત ને જ્ઞાનનો અભ્યાસ કર્યો. ૧૭ મે વર્ષે એ લશકરમાં જોડાઈ લઢાઇમાં ઉતર્યો, ને ઇ૦ સ૦ પૂર્વે ૨૦૯ ની હારેન્થમની લઢાઇમાં તેમજ ઇ૦ સ૦ પૂર્વે ૨૦૭ ની લઢાઇ તથા પ્યૂસની લઢાઇમાં નામ ગજાવ્યું હતું. તે પછી એણે વકતા તથા રાજદુવારી પુરૂષ તરીકે જીંદગી શરૂ કરી. ઇ૦ સ૦ પૂ૦ ૨૦૪ માં ચઢતો ઓધો મેળવી સીસિલી અને આફ્રિકાનો વડો અધિકારી થયો હતો. એની ઉંચી શકિત અને બાહોશીથી ઇ૦ સ૦ પૂ૦ ૧૯૫ માં એ કોનસલ થયો. એના તાબામાં સ્પેન આવ્યું અને તે પછી એણે લઢાઇમાં એવી તો બહાદુરી તથા દુર અંદેશી બતલાવી હતી કે બીજે વર્ષે એને વિજયસમારંભ કરી મોટું માન આપવામાં આવ્યું હતું. ઇ૦ સ૦ પૂ૦ ૧૯૧ માં એન્ટી ઓકસ સામે થયો હતો. એણે તે પછી પ્રજાને મોજશોખથી દૂર રહી નિયમીત જીંદગી ગુજારવાનો બોધ કરી સુધારો કર્યો હતો. ઇ૦ સ૦ પૂ૦ ૧૮૪ માં કેટોને 'સેનસ્તેર' તરીકે ચુંટી કાઢવામાં આવ્યો હતો. એણે પોતાના ઓધાનો અધિકાર લેતાંજ દેશના વહિવટમાં મોટો ફેરફાર કરી પ્રજાને સુખી કરી. ઇ૦ સ૦ પૂર્વે ૧૭૫ માં એને કાર્થેજ તરફ કૉર્થેજીયન અને મેસિનેસાના રાજાઓ વચ્ચેનો કુસંપનો નિવેડો લાવવા મોકલવામાં આવ્યો હતો. પણ ત્યાંના બેદાદ રાજકારોબારનો એની પર એવો તો છાપ પડયો હતો કે તે પછી જ્યારે પણ એ રાજસભામાં ભાષણ કરતો ત્યારે છેલ્લો વાકય 'કૉર્થેજનો' નાશ કરવાનો, બોલી લોકોને ઉશ્કેરતો હતો. એનું મરણ ઇ૦ સ૦ પૂ૦ ૧૪૯ માં ૮૫ વર્ષની વયે નિપજ્યું. એના બે વખત લગ્ન થયાં હતાં. ૧૮ મે વર્ષે એની બીજી બાઇડીને પેટે પુત્ર સંત્તતિ થઈ હતી. એણે અનેક ગ્રંથો રચ્યાં હતા પણ તેમાં માત્ર એના પરચુરણ લખાણોનો સંગ્રહ 'De Re Rustica' ને ('કેલે' એ એડીટ કર્યું ઇ૦ સ૦ ૧૮૮૨–૯૪ માં) નામે બાકી રહેલો મળયો છે. એના છટાદાર ભાષણો જે સિસરો વાંચતો હતો તે નાશ પામેલા હોવાથી હાલમાં તે વિશે કશું વધુ જણાયું નથી.

**કેટો માર્કસ પૉરસિયસ**—અથવા નાહનો. જન્મ ઇ૦ સ૦ પૂર્વે ૯૫ માં થયો હતો. એના બાળવયમાં માતપિતા મરણ પામ્યાથી એને એના કાકાએ કેળવણી આપી હતી. ઇ૦ સ૦ પૂર્વે ૭૨ માં સ્પાર્ટેકસ સામે લઢાઇમાં એણે ભાગ લઇ શૂરવીર સિપાહ તરીકે નામ મેળવ્યું હતું. ઇ૦ સ૦ પૂર્વે ૬૭ માં જ્યારે એ મેસીડોનમાં લશકરી અમીન અમલદાર હતો ત્યારે એ પરગામ તરફ સ્ટોઇક વિદવાન અથેનેડોરસની શોધમાં ગયો હતો; અને ત્યાંથી તેને સાથે લાવી રોમ જઇ ત્યાં ફીલસુફી શીખવામાં વખત ગુજાર્યો હતો. ઇ૦ સ૦ પૂર્વે ૬૩ માં ત્રીબ્યૂન તરીકે એ નેમાયો ને ત્યાં કેટીલિનાના પ્રપંચ ઉપર રસીલું ભાષણ આપ્યું હતું. ઇ૦ સ૦ પૂર્વે ૪૯ માં એણે પોંમ્પિ સાથે જોડાઇ દેશની માહો માહેની લઢાઇ દાબી દેવામાં ભાગ લીધો હતો. તે પછી આફ્રિકામાં મેટેલિયસ સાઇપિયો સાથે જોડાઇ ગયો હતો; પણ સાઇપિયો થેપસસ ખાતે હાર પામ્યો ને અટિકા શિવાય સર્વ આફ્રિકા સીઝરને તાબે થયું ત્યારે એણે દુશમનને શરણ થવા કરતાં ઇ૦ સ૦ પૂર્વે ૪૬ માં મરણ પ્રિય ગણી આખી રાત પ્લેટોની 'ફીડો' વાંચી બામદાદમાં આપધાત કરી મરણ પામ્યો હતો.

**કેડ જેક**—આ આઈરીશ ૧૪૫૦ ના બળવા સમયમાં જાણીતો થઈ ગયોછે. એણે સસેકસમાં એક સ્ત્રીનું ખૂન કરી ફ્રાન્સ નહાશી ગયો હતો અને ઇંગલંડ સામે થવાનો નિશ્ચય કર્યો હતો. એણે પ્રથમ કેન્ટમાં રહી તબીબી ધંદો ચલાવવા માંડયો હતો અને ત્યાં એક સરનાટઇની બેટી સાથે ઓળખાન

પડતાં તેની સાથે પરણ્યો હતો. એણે મૉર્ટિમરનું મગરૂર નામ ધારણ કરી કેન્ટના કેપ્ટનની પદ્વિ મેળવી ૧૫,૦૦૦ મદદગારો સહિત લંડનપર હલ્લો કર્યો હતો. એણે પ્રથમ બ્લેકહેથ ખાતે છાવણી કરી શેહેરીઓને પોતા તરફ વળાવાને કોશેસ કરી. એણે ૨ જી જુલૈએ થોડીક લઢાઇઓ પછી લંડનમાં દાખલ થઇ બે દિવસ વેર ત્રાસ વરતાવ્યો, અને ત્રીજે દિવસે થોડાંક ઘરો લુટયાં, પણ તેટલાં કેન્ટના એક નાઇટે એની પુઠ પકડી કેડજેકને ૧૨ મી જુલૈએ સસેકસમાં હેથફીલ્ડ માહેલા એક બગીચામાં મારી નાખ્યો હતો.

**કેડઝ**—સ્પેનનું આ મુખ્ય વેપારી શેહેર એજ નામના પ્રાંતનું રાજધાની શેહેર ગણાયછે, અને એમાં એન્ડેલૂશિઆનો ભાગ આવેછે. આ શેહેર આયસલ ઑફલીઓનની સંયોગી ભૂમિના છેડાપર આવેલું છે. એની દિવાદાંડી નામે સેંટ સેબાસ્ટીન ૧૭૨ ફીટ ઉંચીછે. શેહેર ઉત્તર પૂર્વ અને પશ્ચિમ તરફથી ઘેરાયલુંછે. શેહેરના મોટા રસ્તાઓ ઉપર સારી ઇમારતો છે પણ સાંકડી ગળીઓમાં બેઢબ મકાનો છે. અત્રે કસ્ટમ હૌસ, ઇસ્પીતાલ, કેથીડ્રલ, મઠ જોવાજોગ છે અને તે સર્વે સફેદ પથ્થરથી બાંધેલાંછે. અત્રેની ગોદી ૫૦૦ વાર લાંબી છે અને ૧૮૭૮ માં બાંધવામાં આવીહતી. ૧૮૫૭ માં અત્રે ૭૧,૯૧૫ ની લોક વસ્તી હતી.

અત્રેથી વાઇન, ઑલિવ્હ તેલ, ફળ ફળાદી, મીઠું અને ધાતૂ પરદેશ જાયછે. શેહેરમાં કાચ, ઉનનું કાપડ, ટોપી, ચામડું વગેરે બનાવવાના કાખાનાઓછે.

આ શેહેર ઇ. સ. પૂર્વે ૧૧૦૦ માં ફિનિશીયનોએ બાંધી વસાવેલું હોવાથી તે યૂરોપમાં રોમ કરતાં પણ પુરાણું ગણુયા છે. એનું પ્રાચીન નામ ‘ગેડર’ હતું. તે પછી એ કાર્થેજીયન પ્રજાના હાથમાંથી રોમનોને હાથ આવ્યું ત્યારે એનું નામ ‘ગેડસ’ પાડયું. રોમનોના અમલમાં આ શેહેર પૂર્ણ કળાએ પુગું હતું. તે પછી ગૉથ અને મૂર લોકોએ પોતાને તાબે કીધું પણ ૧૨૬૨ માં સ્પેનિયર્ડોએ તે જીતી લીધું. ૧૬૨૫ થી ૧૭૦૨ સુધી એ ઇંગ્રેજ લશકરોથી ઘેરાયલું હતું. ૧૮૦૮ ના બંડ પછી એ બળવાખોરોનું મુખ્ય મથક થયું, તે પછી ૧૮૨૩ માં ફ્રેન્ચે એ લઇ તેને ૧૮૨૮ વેર જાળવ્યું હતું. ૧૮૨૯ થી એનું બંદર વેપાર માટે ખુલ્લું મેળાયું હતું, પણ તે ૧૮૩૨ વેર અમલમાં આણવામાં આવ્યો નહોતો. હાલ લોક વસ્તી ૬૫,૦૨૮ ની છે.

**કેડ્ન**—આ મ્હોટું અને જાણીતું ફ્રેન્ચ શેહેર આગળ ‘લોઅર નાર્મંડી’ નું રાજધાની શેહેર હતું. આ શેહેર ઈંગલીશ ચેનલથી ૯ મૈલપર નાહની ઓડન નદીને કાંઠે “ઓર્ન” ના ઝરા પાસે આવેલું છે. તેમજ પારીસની પશ્ચિમ ઉત્તરે ૧૨૨ મૈલપર છે. આ શેહેર ફળદ્રુપ ભૂમિન વચ્ચે વસાયલું છે, અને તેના રસ્તા પોહળા તથા સ્વચ્છ હોઈ ત્યાં આગલા નૉર્મન રાજ્ય વખતની જોવાજોગ ઇમારતો છે. વિલ્યમ ધી કૉંકરે સ્થાપેલું દેવળ હાલમાં પણ ત્યાં કાયમ રહેલું નજરે પડે છે; તેમજ જે કિલ્લો વિલ્યમે બાંધવા શરૂ કરી ૧ લા હેન્રીએ બાંધી તૈયાર કર્યો હતો તેનો પણ હાલ થોડો ભાગ કાયમ છે. પણ ઇ૦ સ૦ ૧૭૯૩ માં તેનો મોટો ભાગ પડી ભાગો હતો.

કેડ્નમાં લેસ, કટલરી, સ્ટૉકીન ટોપી, મોજાં ચામડું વગેરેના કારખાનાઓ છે. લોક વસ્તી ૩૪,૪૬૦ ની છે. આ શેહેરને પ્રથમ વિલ્યમ ધી કૉંકરરે તથા તેની સ્ત્રી મેટીલ્ડાએ સણગાર્યું હતું અને તેને ‘લોઅર નૉર્મંડીનું’ રાજધાની શેહેર બનાવ્યું હતું. ઇ૦ સ૦ ૧૩૪૬ માં ૩ જા એડવર્ડે તે જીતી લઇ લુટયું હતું. આ શેહેર પાસે પથ્થરની મોટી ખાણ છે અને તેમાંથી નિકળતા પથ્થરા તમામ ઈંગ્લંડમાં વખણાયછે.

**કેડમન**—આ ઈંગ્રેજ લેખકે એંગલો સેકસન ભાષામાં પેહેલવેહેલાં ગ્રંથો રચ્યાં હતાં. એ ટયૂટાનિક ધરમી કવિ ગણાઇ ગયો છે.

એનું મરણ ઈ૦ સ૦ ૬૮૦ ના સુમારમાં નિપજેલું જણાય છે. કેડમન જ્યારે નાહનો હતો ત્યારે તેને કવિતાઇ જ્ઞાન નહોતું પણ એક રાત્રે તબેલામાં સુતેલો હતો તે વેળા ગાયણ દેવી એનીપર પ્રસંન્ન થઈ એને ગાયણ વિધાનું જ્ઞાન સ્વપનામાં આવી આપ્યાથી એ અચ્છો ગવૈયો થયો હતો. કેડમને બાઇબલની પવિત્ર બંદગીઓને ગાયણમાં જોડી હતી, તે શિવાય એણે દેવતાઇ કથાઓપર અનેક કવિતા રચી હતી.

**કેડમ**—એક પ્રકારની ધાતૂ જસત મધેથી જડે છે. આ ધાતૂ સદફે, ટીનને મળતી, ઘનવર્ધક પણ નરમ, ટીપાય તેવી, લવલચીત હોય છે. એ કદાચજ સ્વચ્છ સ્થિતિમાં બનાવી શકાય છે. આ ધાતૂ હુનરમાં ઝાઝી વપરાતી નથી; પણ તે વૈદકામાં તથા ફોટોગ્રાફીમાં ઘણી વપરાય છે.

**કેડયૂકસ**—મરક્યૂરી (હરમસ) ના પાંખવાલા દંડને કેડયૂકસ કહે છે. જે વતી ઉડવાની શકિત મળતી કહેવાય છે. આ દંડ પેહેલાં માત્ર ઑલીવ્હના લાકડાનો વાપરવામાં આવતો હતો પણ પાછળથી દંડ ઉપર પાંખ અને નીચેથી બે સાંપોના વિટલાયલા આકારનો કેડયૂકસ પૂજ્ય ગણાવા લાગો. તે વિશે એવી દંતકથાછે કે બે સાંપો અપસમાં લઢતા હતા તેમને હરમસે પોતાના દંડ વડે છુટા પાડી તેમની વચ્ચે સુલ્હે કરી આપી. તે દિવસથી હરમસના દંડ ઉપર આ સુલ્હેના ચિન્હ તરીકે સણગાર ચઢાવવામાં આવ્યો હતો. આગળ લઢાઈના સમયમાં એલચી અથવા નકીબ આ દંડ હાથમાં લઇ આગળ ચાલતો હતો; પણ રોમનો તેનો કદિ ઉપયોગ કરતા જણાયા નથી.

આ કેડયૂકસ દંડ વડે જાદુમંત્ર મળી શકતું એમ પણ કહેછે. આ દંડ એરીસ (માર્સ), ડાયોનિયસ, હરકયૂલીસ, ડીમીટસ અને ઍફ્રોડીટીના હાથમાં જણાય છે.

**કેંડલમાસ**—રોમન કેથોલીક પંથના લોકોમાં તેહેવારોપર દેવતા તથા સાધુઓની મૂર્તી સામે મીણબત્તી બાળવાનો ચાલ ચાલુ છે. હિંદુઓમાં 'નંદા દિપ' અથવા 'લક્ષદિવેટ' સલગાવાનો રેવાજ છે તેવોજ એ પણ એક દીસે છે. આ પવિત્ર મીણબત્તીને ખ્રાઇસ્તની પ્રતિમાં માને છે; કારણ કે જેમ તેણે જગતપર જ્ઞાનનો પ્રકાશ પાડયો તેવુંજ તેનું પણ ઉજેરડું પડે છે.

ઘણું કરી આખું વર્ષ ચાલે એટલી મીણ-બત્તીઓને એકજ દિવસે શુધ્ધ કરી રાખવામાં આવે છે, અને તે દિવસને 'કેંડલ માસ' કહેછે. આ તેહેવાર ફેબ્રુઆરીની ૨ જી તારીખે પડેછે. ફેબ્રુઆરીમાં આ દિવસ મુકરર કરવાનું કારણ ઘણું કરી આગળ રોમન પ્રજા 'ફેબ્રુઆન' નામની દેવી આગળ મીણત્તીઓ બાળતા હતા તેનું અનૂકરણ ખ્રિસ્તીઓએ કરેલું દીસેછે.

**કેડાઉડલ જર્યોર્જ**—બ્રિટનીના યૂરેમાં આ વીર પુરૂષનો જન્મ ઈ. સ. ૧૭૭૧ માં થયો હતો. પ્રજાના મનમાં સ્વતંત્ર રાજ્ય સત્તાનો જુસ્સો ઉશકેરનાર એ પેહેલો હતો. એની આવી ઉશકેરણી કનારી વર્તણુકથી એને ૧૭૯૪માં કેદખાનામાં પુરવામાં આવ્યો હતો. પણ ત્યાંથી એ યૂકિતથી નહાશી ગયો હતો તે પછી એણે 'લોઅર બ્રિટની નાં' પ્રજાને ઉશકેરી સ્વતંત્રતા માટે લઢવા લશકર એકઠું કરી પોતે સકળસૈન્યનો સરદાર થયો. ૧૭૯૯ માં એણે બ્રિટનિમાં મોટો બળવો કરી લોકોને ફીતૂર કીધા પણ તેમાં એ ફાવ્યો નહિ. આથી ૧૮૦૦ માં લશકરને વિખેરી નાખ્યું. એની આવી બહાદુરી અને કુન્હેબળ જોઈ નેપોલ્યન બોનાપાર્ટે પોતાના લશકરમાં કેડાઉડલને મોટી પદ્દિ આપવા માંગી પણ એણે તે નહિ સ્વિકારતાં ઇંગલંડ જઇ ત્યાં લેફ્ટનન્ટ જનરલનો ઓધ્ધો મેળવ્યો. તે પછી એ પેરીસ જતાં ત્યાં ૧૮૦૪ માં ફ્રાન્સની સરકારે એને કેદ કરી ૨૫ મી જુને ફાંસી આપી મારી નાખ્યો હતો. એના મોત પછી એનાં કુંટુબને અમીરી એલકાબથી નવાજવામાં આવ્યું હતું.

**કેડેટ**—ફ્રાન્સમાં લશ્કરી ખાતામાં અમલદારનો ઓધ્ધો મેળવનાર ઉમેદવારને 'કેડેટ' કહે છે. ઇંગલડમાં લશકરી યૂધ્ધ કળામાં અથવા કાફલાને લગતી બ્રિટેનિયા શાળમાં અભ્યાસ કર્તા ઉમેદવારને પણ કેડેટ કહે છે. અને યૂનાઇટેડ સ્ટેટમાં વેસ્ટ પૉઈંટ મીલીટરી એકેડમિમાં અને દર્યાઇ યૂધ્ધ શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને કેડેટ કહે છે.

**કેડેટસ કૉલેજ**—આ લશકરી તાલીમ આપવા માટેની કૉલેજ ઇ. સ. ૧૮૫૮ માં સેંડર્સ્ટ ખાતે સ્થાપવામાં આવીછે. આ કૉલેજમાં લશકરી તાલીમ લેવા ઈચ્છનાર જવાનિયાઓને ૧૬ થી ૧૯ મે વર્ષે દાખલ કરવામાં આવે છે. આ કૉલેજમાં વાર્ષીક લવાજમ ૧૦૦ પૌંડનું શકિતવાલા વિદ્યાર્થી પાસથી લેવામાં આવેછે, ત્યારે લશકરી ખાતામાં જે અમલદાર હોયછે તેના છોકરા પાસેથી માત્ર ૨૦ પૌંડ લેવામાં આવે છે.

**કેતાબખાના**—દુન્યિામાં જે જે પ્રજા કેળવણીમાં આગળ પડી પોતાની બુદ્ધિ બળે ગ્રંથો રચી તેનો સંગ્રહ એક ઠેકાણે કરેછે તેને કેતાબખાના કહે છે. પ્રાચીન કાળમાં ઇરાની, એરિયન, ઇજીપશિયન, ગ્રીક વગેરે પ્રજા વિદ્યા જ્ઞાનમાં આગળ પડેલી હતી, અને તેથી તેનના જમાનામાં લખાયલા ગ્રંથો તેને દેશાના પાદશાહો એકઠા કરી તેના ખાસ કેતાબખાના ઉભા કરતા. પ્રાચીન કાળમાં કાગળની શોધ થએલી નહિ હોવાથી તે વખતે જે જે દેશમાં જેવી રૂઢીથી લખાણો જાળવવાની ચાલ હતી તે મુજબની તેઓ 'લાયબ્રેરી' સ્થાપતા. પ્રાચીન બાબીલોનમાં ઇ. સ. પૂર્વે ૩૮૦૦ માં ધાતુની કલમ વડે લખી તે ઇંતરડીઓને પુસ્તકખાનામાં જાળવી રાખતા અને તેમના કેતાબખાના ઇંતરડીઓની લાદીના લેખોથી બનેલાં હતા. પ્રાચીન ઈરાનીઓ ગાયના ચામડાને સફાઈદાર કરી તેની ઉપર લેખો લખી તેના પુસ્તકો બાંધી તે જાળવી રાખતા હતા.

આવી રીતે પેહેલવેહેલું કેતાબખાનું ઇ. સ, પૂર્વે ૨૬૦૦ માં ગુશતાસ્પના જમાનામાં સ્થાપન થયું હતું. આ કેતાબખાનું સ્પેન્તમાન જરથોસ્ત પેગંબરના લખેલા અસલ હસ્ત લેખોનાં ગ્રંથો સમરકંદના આ તશકદેહમાં 'શપીગાનના' પાદશાહી ખજાનામાં મેળાતા, અને ત્યાં એવા ૧૨,૦૦૦ ગ્રંથો ગાયના ચામડાંપર સૂનેરી હરફે લખેલાં હતા, અને તેની બીજી નકલ દઝે નપીસ્ત (દઝુંએ નપેસ્ત) ના યાને લખેલા પુસ્તકોનાં કિલ્લામાં પાદશાહી દફતર ખાનામાં મેળવામાં આવૃતી હતી.

આ બેમાંના પાછલા કેતાબખાનાને અલેકઝાન્ડર ધી ગ્રેટે બાળી નાખ્યું હતું પણ પેહેલાને યૂનાનમાં મોકલી ઇરાની સાહિત્યનો ફેલાવો તર્જુમો કરી તમામ યૂનાનમાં કર્યો હતો. શમશુલ ઓલમાં એરવદ જીવનજી મોદીનાં ગ્રંથોમાં જણાવવા મુજબ 'પાછળનું' કેતાબખાનું જે અલેકઝાન્ડરે બાળી નાખ્યું તે વિરાફનામા મુજબ 'ઇસ્તખર' અથવા 'પાર્સી પોલીસ'માં હતું. પેહેલું એટલે સ્પીગાનના ખજાના સાથ જોડાયલું પુસ્તકખાનું કયા શેહેરમાં હતું તે ચોક્કસ નથી. ડૉ૦ હાઉગ તેને 'સાઇરસ'વાળા 'પસરગદી' શેહેરમાં ધારે છે. ક્ષત્રો ઇહાએ ઇરાનમાં જણાવ્યા મુજબ આ પુસ્તકખાનું 'સમરકંદ' શેહેરના આતશ બહેરામમાં હતું. પણ આ ઉપલું પુસ્તક એ કેતાબખાનાને પણ સેકંદરે બાળી નાખેલું જણાવે છે, એટલુંજ નહિ પણ નદીમાં હોમાવી દીધેલું જણાવે છે. પણ બીજા પેહેલવી ગ્રંથો મુજબ ઇસ્તખરવાલા પુસ્તકખાનાને સેકંદરે બાળી નાખ્યું હતું. એનો ખુલાસો એજ વિદવાન એરવદ એવો આપે છે કે, 'એ એકજ નામની બે જગા હોવાથી ક્ષત્રોઇહાએ ઇરાનમાં ભૂલ થએલી છે. પારસી પોલીસના ઇસ્તખર શિવાય સમરકંદની નજદીક એ 'ઇસ્તખર' નામની જગ્યા અને એજ નામની એક નદી પણ વહે છે; તેથી એ બેઉ ઇસ્તખરોને ભેળી નાંખી આ ગ્રંથકર્તાએ સમરકંદવાળા પુસ્તક

ખાનાને પણ બાળી નાંખેલું જણાવ્યું છે." પણ ઉપર જણાવ્યા મુજબ પેહેલું પુસ્તકખાનું યૂનાન મોકલી તેને યૂનાની ભાષામાં તરજુમો કરાવવામાં આવ્યો હતો.

ઇ. સ. પૂર્વે થીબ્સ શેહેરના 'મેમનો નિયમ' નામનો પ્રસિદ્ધ મેહેલ કે જે ઇ. સ. પૂર્વે ૧૫૦૦ આગમજનો બાંધવામાં આવ્યો છે તેની દેવાલ ઉપર કેટલાક કોતરેલા લેખો ઉપરથી માલમ પડે છે કે તે મેહેલના એક ભાગમાં નાહાનું કેતાબખાનું હતું.

"ઇરાનમાં ખોરસાબાદથી થોડે છેટે નીમરૂદ નામની જગાપર ૧૮૪૫ થી ૫૦ સુધી આસ્ટીન હેન્રી લેયર્ડ નામે વિદ્વાને ખોદકામ કરી કેટલાક મેહેલો (ત્રણ) શોધી કાઢયાં હતાં. જેમાંનું નક્શીકામ બ્રિટીશ મ્યુઝીયમમાં જળવાયલું છે. આ ખોદકામમાંથી એક પુરાતમ અતિ મ્હોટી પુસ્તકશાળા મળી આવી હતી. આ કેતાબખાનું ઇ. સ. પૂર્વે ૭૦૦ માં થઇ ગએલા એસિરીયન વંશના રાજા "અસુરબની-પાલ' નામના રાજાનું હતું. તે રાજાએ પોતાના અમલમાં દેશ પરદેશથી લેખો મંગાવી, તથા પોતાના મુનસીઓ પાસે બીજા અનેક લેખો કોતરાવી તેનો સંગ્રહ આ કેતાબખાનામાં કર્યો હતો.

આ કેતાબખાનામાં જે લેખો મલ્યાં છે તે પાંતળી પણ પોહળી ઈંતરડીઓપર ખીલા રોકા હરફોથી કોતરેલાં છે. આ તખતીઓનો સંગ્રહ ૩૦૦૦૦ થી વધારેનો મળેલો છે. આ કેતાબખાનામાંથી ગણીત શાસ્ત્ર, ખગોળ વિદ્યા, ઇતિહાસ, કવિતા, ભજનો, ધર્મકથા, શબ્દકોશ વગેરે સાહિત્યનો ગંજાવર સંગ્રહ મળ્યો છે. ભજનો તથા મંત્રો વગેરે આગલા જમાનાની તુરાનીયન અથવા એકેમીડીયન ભાષામાં હતાં, અને તેનો તરજુમો સીરીયનોની સેમેટીક ભાષામાં સાથે સાથે આપેલો હતો.

ઇ૦ સ૦ પૂર્વે ૫૪૪ માં એથેન્સમાં એક મ્હોટું કેતાબખાનું સ્થાપવામાં આવ્યું હતું. ઇ. સ. ૩૩૦ માં પાર્સી પોલીસનું ગંજાવર પુસ્તકખાનું અલેકઝાન્ડરે તારાજ કરી સ્પીગાન તરફનું ઇરાની કેતાબખાનું અલેકઝાન્ડ્રીયા મોકલાવ્યું હતું અને તેના તર્જુમો થયા પછી ત્યાં ઈ. સ. પૂર્વે ૩૦૦ માં એક કેતાબખાનું સ્થાપવામાં આવ્યું હતું. પણ ઈ. સ. પૂર્વે ૪૭ માં જ્યારે રૂમના શેહેનશાહ જુલીયસ સીઝરે આ કેતાબખાનાને આગ લગાડી ત્યારે તેમાંના ૪૦,૦૦૦૦ પુસ્તકો નાશ પામ્યા, તેમાં ૧૨,૦૦૦ સ્પીગાનથી આણેલા ચર્મ પત્રના ગ્રંથો પણ બળી ગયા હતા. (જુઓ અલેકઝાન્ડ્રીયન લાઇબ્રેરી) તે વેળા બચી રહેલા ગ્રંથોમાં ફરી વધારો કરી તેમાં ૭,૦૦,૦૦૦ પુસ્કોનો સંગ્રહ કર્યો હતો પણ તે ઇ. સ. ૬૪૦ માં ખલીફ ઓમરે બાળી નખાવ્યું હતું.

ઇ. સ. પૂર્વે ૫૫૪ માં પિસિસ્ટેટસ નામે ગ્રીક રાજાએ પોતાના દેશમાં સુધારણા કરી કેતાબખાનું સ્થાપન કર્યું હતું

ઈ. સ. ૨૨૬ પછી ઇરાનમાં સાસાનીયન વંશની સ્થાપના થતાં અરદેશર બાબેગાને નાશ પામેલા પુરાતમ ઇરાની પુસ્તકોની નકલોની શોધ ખોળ કરી સ્પીગાનનાં કેતાબખાનને ફરી સ્થાપન કરયું હતું. તેમજ તે કેતાબખાનામાં અશકાનીયાન પાદશાહ તીરદાદના કેતાબ ખાનાની મદદથી ઘણું સુધારયું હતું. તે પછી નોશેરવાનના સમયમાં બુજર્ચે મેહેર જેવા ફીલસુફની સાહ્યતાથી ઇરાની કેતાબખાનું મોટા પાયાપર રચાયું હતું પણ યજદેજર્દ શેહેરીયારના અમલમાં ઇરાની શેહેનશાહત ઝનુની ઇસલામીઓના દોરથી પાયમાલ થતાં તેમના કેતાબખાનાનાં હાલ અલેકઝાન્ડ્રીયન 'લાયબ્રેરી જેવાજ થયા હતા અને પુરાણા જમાનાની ફીલસુફી એક ઝનુની લડાયક કોમથી નાશ પામી હતી.

યુરોપમાં પેહેલ વેહેલું કેતાબખાનું કૉન્સટેનસ્યને ઈ. સ. ૩૧૦ ના સુમારમાં સ્થાપ્યું હતું. તેમાં જુલ્યને હસ્તલેખોનો વધારો કર્યો હતો અને સર્વે ગ્રંથોની સંખ્યા ૧,૨૦,૦૦૦

ની હતી, આ કેતાબખાનું વધારવા માટે ૭ લેખકોને રાખી જેપણ પુસ્તક તે વખતે મળી આવતું તેની નકલ ઉતારી લઇ અસલ નકલ તે ધણીને પાછી આપવામાં આવતી.

એન્તીઓક ખાતે ત્રેજનના મંદીરમાં પણ એક કેતાબખાનું હતું જેનો નાશ જાવ્યનના અમલમાં થયો હતો.

ત્રેજને બીજી સદીમાં એક કેતાબખાનું સ્થાપન કરી તેનું નામ અલ્ફ્રિઅન રાખ્યું હતું. તેમજ કેપેતાઇનના કેતાબખાનાનો નાશ કોમોદસના અમલમાં થયો હતો.

પાંચમી સદીમાં રોમ કેળવણીમાં ઘણું આગળ વધેલું હતું તે એટલા ઉપરથી જણાશે કે તે વેળા રોમમાં ૨૯ કેતાબખાના હસ્તીમાં હતા; અને ઉત્તર આફ્રિકાના બિશપ ઑવ હિપ્પોનું કેતાબખાનું સર્વેથી મોટું હતું પણ તેને 'વેનદલ્સે' બાળી નાખ્યું હતું.

૮ મી સદીમાં થએલા ઝનુની ફેરફાર વેળા યૂરોપ તરફના ઘણાખરા કેતાબખાંના જોખમાયા હતા; પણ ૯થી ૧૧મી સદી દરમ્યા એસિલ્યસ અને કૉમનેનસના રાજવંશના મોટા મોટા કેતાબખાનાં સ્થાપન થયાં હતાં.

પશ્ચિમ ભણીના દેશોમાં ૮ મી સદીના અંતમાં શાર્લમેનના ઉત્તેજનથી ગ્રંથોનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો હતો. સેંટજરમેન, ફુલ્દા, કૉરવે અને હૅરસૅાના કેતાબખાનાં મોટાં હતાં.

આગળ જે મોહમેદન કોમ કેતાબખાનાંઓ તરફ ધિક્કાર ધરાવતી હતી અને તેનો નાશ કરવામાં ઘણી મોજ મગરૂરી સમજતી હતી તે કોમે ૧૨ મી સદીમાં જ્યારે સ્પેનમાં વિધાજ્ઞાનનો વધારો કરવા માંડયો ત્યારે ત્યાં ૭૦ કેતાબખાનાં હસ્તી ધરાવતાં હતાં અને તે સર્વે કેતાબખાનાં હસ્તીમાં લાવવાનું માન મોહમદનોએ મેલવ્યું છે.

ઇ. સ. ૧૪૫૦ માં વેતીકનનાં કેતાબખાનાનો પાયો નખાયો હતો. તેમજ ફ્લોરેનની મેદીસ્યન કેતાબખાનુ સ્થાપન થયું હતું. એજ સમયમાં વેનિસ ખાતેનું સેંટ માર્કસ, લેડનનું સેંટ પોલ્સ, અને ત્રિનીટ કૉલેજ ખાતેનું પુસ્તકખાનું સ્થાપન થયું હતું.

૧૭ મી સદીમાં ગ્રેટબ્રિટનમાં અનેક ખાનગી કેતાબખાના સ્થાપન કરવામાં આવ્યા હતાં. ઇ. સ. ૧૬૦૨ માં સર થૉમસ બૉડલે એ ઑકસફર્ડ યૂનિવ્હસિટીનું કેતાબખાનું સ્થાપ્યું હતું. આ બોડલીયન કેતાબખાનામાં ૪,૦૦,૦૦૦, છાપેલા ગ્રંથો ને ૩૦,૦૦૦ હસ્તલેખો હતા.

૧૬૨૭ માં એડીનબર્ગની યૂનિવ્હસિટીનું કેતાબખાનું વધારી સુધારવામાં આવ્યું હતું. એ મુજબ યૂરોપમાં જૂદે જૂદે ઠેકાણે એક પછી એક કેતાબખાનાં સરકારના આશ્રયથી સ્થાપવામાં આવ્યાં હતાં અને પ્રજામાં જેમ જેમ વિધાજ્ઞાનનો ફેલાવો થતો ગયો તેમ તેમ તેઓ તરફથી હજારો નવાં ગ્રંથો પ્રગટ થઇ કેતાબખાનાં દીનપર દીન સુધારતા આવ્યા. યૂરોપની પ્રજામાં ગ્રંથોનો ફેલાવો કેટલો થયોછે તે નીચલા કોઠા ઉપરથી જણાશે. સેકસનીમાં દર સો માનસે ૪૧૭ ગ્રંથો, ડેનમાર્કમાં દર સો દર ૪૧૨, બવેરિયામાં...૩૩૯, ટયૂસનીમાં...૨૬૧, પેરીસમાં...૨૦૦; આસ્ત્રીયામાં ૨૬૭, ફ્રાન્સમાં ૧૨૯, બેલજીયમમાં ૯૫ અને ગ્રેટબ્રિટનમાં દર સો માનસે ૫૩ ગ્રંથોની રાસ આવેછે. ઈ. સ. ૧૮૫૦ માં યૂરોપના કેતાબખાનમાં બ્રિટીશ મ્યૂમનું કેતાબખાનું ૪ થા દરજ્જાનું ગણાતું હતું. હાલમાં તે ત્રીજો દરજ્જો ભોગવે છે, તે નીચે દર્શાવેલા આંકડા ઉપરથી જણાશે. આ પચાસ વર્ષની મુદત દરમ્યાન યૂરોપમાં ૪,૦૦,૦૦૦ ગ્રંથોનો વધારો થએલો જણાઇ આવેછે.

| | | | ૧૮૫૦ માં | | | ૧૮૮૧ માં |
|---|---|---|---|---|---|---|
| પારીસનું 'નેશનલ કેતાબખાનું | | ... | ૮,૨૪,૦૦૦ | ... | ... | ૨૩,૭૦,૦૦૦ |
| મ્યુનીચનું બાદશાહી | ,, | ... | ૬,૦૦,૦૦૦ | ... | ... | ૧૦,૨૬,૦૦૦ |
| સેંટપિટર્સબર્ગનું બાદશાહી | ,, | ... | ૪,૪૬,૦૦૦ | ... | ... | ૧૦,૨૬,૦૦૦ |
| લંડન બ્રિટીશ મ્યૂઝીયમ | ,, | ... | ૪,૩૫,૦૦૦ | ... | ... | ૧૫,૫૦,૦૦૦ |
| કોપેન હેગન, બાદશાહી | ,, | ... | ૪,૧૨,૦૦૦ | ... | ... | ૪,૯૦,૦૦૦ |
| બર્લીનનું બાદશાહી | ,, | ... | ૪,૧૦,૦૦૦ | ... | ... | ૭,૬૬,૦૦૦ |

યૂરોપમાં આજે સેંકડોથી હજારો કેતાબખાનાં ખાનગી સહાસથી ચાલુ છે. તેમાં નીચે દર્શાવેલા ૩૧ કેતાબખાનાં સર્વોપરી હોઇ તેને ખાસ રાજ્ય તરફથી મદદ મળતી હોવાથી આજે તે કેતાબખાનાં ચઢતી હાલતે પુગા છે. આ કેતાબખાનાંમાં જે ગ્રંથોની સંખ્યા દર્શાવી છે તે ઇ. સ. ૧૮૬૦ ના સુમારે કાઢેલી ગણત્રી ઉપરથી છે.

| શેહેરનું નામ. | નામ અને સ્થાપનાનો સને. સ્થાપનાનો સને–ને નામ. | છાપેલા ગ્રંથો. | હસ્ત લેખો. | જુમલે સંખ્યા. |
|---|---|---|---|---|
| | ઇ. સ. | | | |
| ઉલફનબત્લ ... | ડયૂકાલ ... .. ૧૬૦૪ ... | ૧,૯૦,૦૦૦ | ૪,૦૦૦ | ૧,૯૪,૦૦૦ |
| એડીનબર્ગ ... | એકવોકેટસ ...૧૬૮૨ ... | ૧,૭૨,૦૦૦ | ૨,૦૦૦ | ૧,૭૪,૦૦૦ |
| ઓક્સફર્ડ ... | બોડલિયન ...૧૫૯૭ ... | ૪,૦૦,૦૦૦ | ૩૦,૦૦૦ | ૪,૩૦,૦૦૦ |
| ક્રિસ્ચાનિયા ... | ... ... ... | ૨,૫૦,૦૦૦ | ૧,૦૦૦ | ૨,૫૧,૦૦૦ |
| કેમ્બ્રિજ ... | યૂનિવરસિટી ...૧૪૭૫ ... | ૧,૯૭,૦૦૦ | ૩,૧૬૩ | ૨,૦૦,૧૬૩ |
| કોપનહેગન ... | બાદશાહી ૧૫૫૦ માં .. પાછું સુધાર્યું ...૧૫૬૫ માં. | ૪,૦૮,૦૦૦ | ૧૫,૦૦૦ | ૪,૨૩,૦૦૦ |
| ગોટીનજન ... | યૂનિવરસિટી ...૧૭૩૬ ... | ૩,૬૦,૦૦૦ | ૩,૦૦૦ | ૩,૬૩,૦૦૦ |
| ટુબીનજન ... | યૂનિવરસિટી ...૧૫૬૨ ... | ૨,૦૦,૦૦૦ | ૨,૮૦૦ | ૨,૦૨,૮૦૦ |
| ડ્રેસડન ... | રૉએલ પબલીક ...૧૫૫૫ ... | ૩,૦૫,૦૦૦ | ૨,૮૦૦ | ૩,૦૭,૮૦૦ |
| નેપલ્સ ... | રૉયલ બોરબન ...૧૭૮૦ ... | ૨,૦૦,૦૦૦ | ૪,૦૦૦ | ૨,૦૪,૦૦૦ |
| પેરિસ ... | ઈમ્પિરીયલ ૧૩૧૫ ને ૧૫૯૫ માં– પાછું સુધાર્યું ... ... | ૮,૧૫,૦૦૦ | ૮૪,૦૦૦ | ૮,૯૯,૦૦૦ |
| પેરિસ ... | બાદશાહી ... ... | ૫,૦૦,૦૦૦ | ૭૭,૦૦૦ | ૫,૭૭,૦૦૦ |
| પેરિસ ... | આરસેનલ ...૧૭૮૧ ... | ૨,૦૨,૦૦૦ | ૬,૦૦૦ | ૨,૦૮,૦૦૦ |
| પેરિસ ... | સેંટ જીનિવાઇવ ...૧૬૨૪ ... | ૧,૮૦,૦૦૦ | ૩,૦૦૦ | ૧,૮૩,૫૦૦ |
| પેસ્થ ... ... | નેશનલ ...૧૮૦૨ ... | ૧,૮૫,૦૦૦ | ૧૦,૦૦૦ | ૧,૯૫,૦૦૦ |
| બરલીન ... | રૉએલ ...૧૬૬૧ ... | ૫,૦૦,૦૦૦ | ૧૦,૦૦૦ | ૫,૧૦,૦૦૦ |
| બ્રેસલો ... | રૉએલ એંડ યૂનિવરસિટી ... | ૩,૫૦,૦૦૦ | ૨૩,૦૦૦ | ૩,૭૩,૦૦૦ |
| બ્રૂસલ્સ ... | રૉયલ ૧૩૮૯ પાછું ... સુધાર્યું ... ...૧૮૩૦ ... | ૨,૦૩,૦૦૦ | ૧૯,૭૦૦ | ૨,૨૨,૭૦૦ |
| મ્યૂનીચ ... | રૉએલ ... ...૧૫૫૦ ... | ૪,૮૦,૦૦૦ | ૨૨,૦૦૦ | ૫,૦૨,૦૦૦ |
| મ્યૂનિચ ... | યૂનિવરસિટી ...૧૫૭૫ ... | ૨,૨૦,૦૦૦ | ૨,૦૦૦ | ૨,૨૨,૦૦૦ |
| મેડ્રીડ ... | નેશનલ ... ...૧૭૧૨ ... | ૨,૦૦,૦૦૦ | ૨,૮૦૦ | ૨,૦૨,૮૦૦ |
| રોમ ... ... | કેસેનેટા ... ...૧૭૦૦ ... | ૨,૦૦,૦૦૦ | ...... | ૨,૦૦,૦૦૦ |
| રોમ ... ... | વેટીકનનું ...૧૪૪૬ ... | ૧,૫૦,૦૦૦ | ૪૦,૦૦૦ | ૧,૯૦,૦૦૦ |
| લનડન ... | બ્રિટીશ મ્યુઝિયમ ...૧૭૫૩ ... | ૫,૬૨,૦૦૦ | ૪૦,૦૦૦ | ૬,૦૨,૦૦૦ |
| વિએના ... | ઇમપિરીયલ ...૧૪૪૦ ... | ૩,૬૫,૦૦૦ | ૨૦,૦૦૦ | ૩,૮૫,૦૦૦ |
| સ્તડગાર્ડ ... | રૉએલ ... ...૧૭૬૫ ... | ૨,૪૫,૦૦૦ | ૩,૨૩૦ | ૨,૪૮,૨૩૦ |
| સ્ટ્રેસબર્ગ ... | યૂનિવરસિટી ...૧૫૩૧ ... | ૧,૮૦,૦૦૦ | ૧,૫૮૯ | ૧,૮૧,૫૮૯ |
| સેંટપિટર્સબર્ગ... | ઇમ્પિરિઅલ પબલીક ૧૭૯૫ ... | ૫,૧૯,૫૦૦ | ૨૧,૦૦૦ | ૫,૪૦,૫૦૦ |
| હેમબર્ગ ... | સિટી ... ...૧૫૨૯ ... | ૨,૦૦,૦૦૦ | ૫,૦૦૦ | ૨,૦૫,૦૦૦ |
| હિડલબર્ગ ... | યૂનિવરસિટી ...૧૭૦૩ ... | ૧,૫૦,૦૦૦ | ૩,૦૦૦ | ૧,૫૩,૦૦૦ |

ઉપલા પુસ્તકખાનાંઓમાં હસ્ત લેખો, છાપેલાં ગ્રંથો ઉપરાંત સિક્કા, નકાશા, હુન્નર કામના નમુના વગેરે રાખેલાં હોયછે. પેરીસના કેતાબખાનામાં ૩,૦૦,૦૦૦ નકાશા, ૩,૦૦,૦૦૦ ચોપાન્યા, અને ૧,૫૦,૦૦૦ સિક્કાઓનો સંગ્રહ છે. તેમજ વિયેનાનાં કેતાબખાનાનાં ખાસ ૪ ભાગો કરી જૂદા જૂદા ભાગોમાં જૂદી જૂદી વસ્તુઓનો સંગ્રહ છે. એકમાં હસ્ત લેખનો સંગ્રહ, બીજામાં કોતરેલાં લખાણો, ત્રીજામાં મોટી આવૃતિના, ને ચોથામાં ચાલુ ગ્રંથોનો સંગ્રહ છે. તેમાં કોતર કામનાં લખાણોની સંખ્યા ૩૦,૦૦૦ ની છે. તેને ૨૦૦ કેસમાં સાચવી રાખવામાં આવેછે. જેમાંના ૨૧૭ છબીઓના, ૨૫ ચર્મ પત્રપર કોતરેલી નાહની છબીઓ, ૭ દફતરો લાકડાની લીપીમાં અને તે શિવાય છાપેલા પુસ્તકોનો ગંજાવર સંગ્રહ છે.

હિંદુસ્તાનમાં પ્રાચીન કાળનાં હસ્ત લેખો તથા શિળા લેખોનાં કેતાબખાનાં જાણવા જોગ મલયાં નથી. માત્ર કલકત્તાની કૉલેજમાં ૧, ૭૦૦ છાપેલાં અને ૩,૪૦૦૦ હસ્ત લેખીત ગ્રંથો છે, મદ્રાસની એક લાયબ્રેરીમાં ઇ. સ. ૧૭૮૧ માં હાથે લખેલાં તથા છાપેલાં લગભગ ૧૦૦૦ પુસ્તકો છે. માયસોરની જાણીતી ટીપુ સાહેબની લાયબ્રેરીમાં ૨૦,૦૦૦ હસ્ત લેખીત ગ્રંથો ઇંગ્રેજોને હાથ આવ્યા હતાં; જેનો નાશ ૧૮૫૭ નાં બળવા સમયે લખનોમાં થયો હતો. તે પ્રસંગે બળતણને જગે આ ગ્રંથો ઉપયોગમાં લેવાયાં હતાં.

**કેતુ**—(જુઓ ધૂમકેતુ અથવા પુછડીયો તારો.)

**કેથનેસ**—આ પ્રાંત સ્કૉટીશ ભૂખંડની છેક ઉત્તર પૂર્વે ૨૪ મૈલ લાંબો ને ૨૮ મૈલ પોહળો છે. એનું ક્ષેત્રફળ ૭૦૧ ચૌરસ મૈલ છે. પશ્ચિમ અને દક્ષિણું શિવાયનો ભાગ પર્વતની હારથી કેથનેસનાં વિભાગ શટરલેંડથી કરે છે. એની મોરેબ્હિઆમાં ઉંચાઇ ૨૩૧૩ ફીટની છે. ઉત્તર સમુદ્રનો કિનારો ખડક વાલો છે. અત્રેની હવા સરદ ને સખત હોય છે, થંડીમાં અત્રે સહવારમાં અરૂણોદયનો પ્રકાશ નિહાળવાનો મળેછે. દેશની સેંકડે ૨૫ ટકા ભૂમિ ખેડવામાં આવીછે, પ્રજાનો ધંધો માછીમારનો છે. અત્રેથી દરવર્ષે મેંઢા, ઓટ, ઉન અને ફરસબંદીના પથ્થર મળે છે. પાર્લામેંટમાં અત્રેથી એક સભાસદ મોકલી શકાયછે. ૧૮૭૪ માં રેલવે દક્ષિણુ સાથે જોડવામાં આવી હતી, લોક વસ્તી ૧૮૦૧માં ૨૨૬૦૯ ની, ૧૮૬૧ માં ૪૧,૧૧૧ ની ને ૧૮૯૧ માં ૨૭૧૭૭ ની હતી.

**કેથરાઈન લૉચ**—સ્કૉટલંડમાં સ્ટર્લીંગ અને પર્થશાયરમાં આવેલો આ જાણીતો સરોવર કેલેંડરની પશ્ચિમે ૯½ મૈલપર છે. સમુદ્ર સપાટીથી ૩૬૪ ફીટ પર છે. આ સરોવર પૂર્વે દશિણુ પૂર્વેથી ૮ મૈલનો ચકરાવો લીયે છે અને ત્યાં ૧ મૈલ પોહળો હોઈ સરાસરી ઉંડાઇ ૪૫૮ ફીટની છે. એનું ક્ષેત્રફળ ૩૧૧૯ ચૌરસ મૈલ છે. ૨૮૫૯ થી આ સરોવર મારફતે ગલાસગો શેહેરને પાણી પુરૂં પાડવામાં આવેછે, ૧૭૯૦--૧૮૦૫ માં કવિ વર્ડસવર્થ પોતાની બેહેન ડ્રોથી સાથે અત્રે ખુદ્રતિ મનોહરતા નિહાળવા મુલાકાતે આવ્યો હતો.

**કેથીડ્રલ**—જે ખ્રિસ્તી દેવલ ઉપર બિશપની સત્તા ચાલે છે તેનું નામ. આ દેવળ બીજા કરતાં મોટું હોય છે.

**કેથેરાઇન-સંત**—પ્રાચીન કાળમાં એ નામની અનેક સાધ્વિ સ્ત્રીઓ થઈ ગઇ છે. તેમાંની પેહેલી કેથેરાઇનિ અલેકઝાન્ડ્રીયાના પાદશાહી ખાનદાનની હતી. એણે શેહેનશાહ મેકસિમિલીયનનાં સમયમાં ખુલ્લી રીતે સમાજ સામે ખ્રાઇસ્તના ચરિત્રનું વર્ણન કરી લોકોના મન વળાવવા જતાં શેહેનશાહે એને દાંતાવાલા ચક્રથી મારી નાખવાની શિક્ષા ઇ. સ. ૩૦૭ માં કરી. તે પેહેલાં એણીને સમજાવવા ૫૦ વિદ્વાનોને એના કેદખાનામાં મોકલ્યા હતા, પણ તેઓ કેથેરાઈનના વાકચાતુર્ય અને દલીલોથી પોતે તેણીના મતને મળતા થયા. ત્યારથી ફીલસુફીની એ આશ્રય માતા ગણાય છે. કેથેરાઇને દુનિયાઇ લાલચ તથા

લગ્ન માંગણીઓને તુચ્છકારી હતી, કેમકે તેણીએ મન કલ્પિત ગુપ્ત શકિતથી વર્જીનની મુલાકાત લઇ તેણીએ આપેલા એક પુત્રની ભેટ તથા ખ્રાઇસ્તે પોતાની વિંટી આપવાની પ્રતિજ્ઞા લીધેલી જોઇ હતી. કેથેરાઇનને જે દિવસે મારી નાંખવામાં આવી, તેના માનાર્થે ૨૫ મી નવેંબરે તેહેવાર પાળવામાં આવેછે.

**કેથેરાઇન ઑફ સિના**—આ સાધ્વિ સ્ત્રી ઈટલીમાં મહાન સંત તરીકે મનાઇ છે. એ 'સીના'નાં એક રંગારીની બેટી હતી. એનો જન્મ ઇ. સ. ૧૩૪૭ માં થયો હતો. જ્યારે એ નાહાની હતી ત્યારથી ઇંદ્રીયદમન શકિત મેળવી કન્યાવ્રત પ્રાપ્ત કર્યું. એણીની પવિત્રતા અને ઉત્તમ દૃષ્ટાંતરૂપી સમજાવટથી અતિ પાપીઓ પાપ મૂકત થઈ સુધર્યા હતા, અને ૧૧ માં પોપ જ્યૉર્જ કરતાં પણ એ વધુ માન પામી હતી. કેથેરાઈને ખ્રાઇસ્તની એવી તો ભક્તિથી મર્જી પાવન કરી હતી કે તેના ચિન્હ તરીકે ખ્રાઇસ્તના બદનપર જે જખમો હતાં તેવાં ચિન્હો એના બદનપર પડેલા જણાતાં હતાં. કેથેરાઇને ભક્તિ માટેના ગ્રંથો કવિતા વગેરેમાં પુશકળ લખેલાં છે. એના માનાર્થે જે તેહેવાર પાળવામાં આવે છે તે ૩૦ મી એપ્રેલે પડે છે. એનું મરણ ૨૨ મી માર્ચે ૧૩૮૧ માં નિપજ્યું હતું.

**કેથેરાઈન ડી મેડીસી.**—ફ્રાન્સની રાણી અને ૩ રાજાઓની માતા. એ ઉરબિનાના ડયૂક લૉરેન્ઝોડી મેડીસીની બેટી હતી. જન્મ ફ્લોરેન્સમાં ૧૫૧૯ માં થયો હતો. ૧૪ વર્ષની વયે એને ફ્રાન્સ મોકલી ૧લા ફ્રાન્સીસના બેટા હેત્રિ સાથે પરણાવી. આ લગ્ન રાજદ્વારી મનસુબાથી થએલાં હતાં તેથી એનો કાકો પોપ ક્લેમેન્ટ ૭ મો મરણ પામતાં કેથેરાઈન મિત્ર વિનાની થઈ પડી ને ફ્રાન્સની દરબારમાંથી દૂર થઈ. જ્યારે એનો વડો બેટો ૨ જો ફ્રાન્સિસ ૧૫૫૯ માં ગાદીનશીન થયો ત્યારે એણી આગળ પ્રમાણે માન પામવા લાગી; પણ આ રાજો ૧૫૬૦ માં મરણ પામતાં એનો બીજો બેટો ૯ મો ચાર્લસ ગાદીએ બેઠો, આથી સર્વ રાજ્યસત્તા કેથેરાઈનના હાથમાં આવી. કેથેરાઈન પ્રૉટેસ્ટંટ પંથની હડહડતી શત્રૂ હોવાથી એના રાજ્યમાં માહો માહેની લડાઇઓ ઉઠી. તેમજ સેંટ બાર્થોલોમિયાને દિવસે મોટી કતલ થયા પછી રાણી સર્વોપરી ગણાઇ. પોતાના ત્રીજા બેટા ૩ જા હેત્રિને તે પછી પૉલીશ તખ્તનો વારેસ નેમ્યો; તેટલાં ૯ મો ચાર્લસ મરણ પામતાં રાણીએ રાજ્યસત્તા પોતાને એખલે હાથ કરી લીધી. તે પછી ૩ જો હેત્રિ પોલાંડથી રાજ્યરૂઢ થવા આવ્યો, આ મા દીકરાઓએ પોતાની ક્રૂર વર્તણુકથી સર્વેને ઠગી અણગમામાં આવી પડયા હતા. કેથેરાઇનનું મરણ બ્લોઇસ ખાતે ૫ મી જાનેવારી ૧૫૮૯ માં નિપજ્યું. એના અમલમાં ફ્રાન્સમાં અદલ ઇન્સાફને જગે અંધાધુંદી, લુટફાટ, મોજ શોખ, બુરા વ્યસન તથા ઇલ્લતનો પેહેલો પગ પેસારો થયો. આ રાણી સંબંધી અનેક નવલ કથાઓ વિચિત્ર બનાવો દર્શક રચવામાં આવીછે.

**કેથેરાઈન ૧ લી**—પીટર ધી ગ્રેટની આ બાંનુનો જન્મ ઇ. સ. ૧૬૮૦ ના સુમારમાં થયો હતો. એ એક ખેડુતની બેટી હતી. એનું જન્મ નામ માર્થા સ્કૅવ્હરોસ્કા હતું. એના માત પિતા મરણ પામવાથી એને એક લ્યુથેરિયન ભરવાડ મેરીનબર્ગ લેવ્હોનિયામાં લઇ ગયો. સાં ૧૭૦૨ માં એના લગ્ન એક સ્વિડીશ સીપાહી સાથે થયાં, પણ તેજ વર્ષમાં થએલી લઢાઇમાં રશિયનોએ સ્વિડન જીતી લીધું તેમાં એનો ભર્તાર માર્યો ગયો, ત્યારે એને પ્રિન્સ મેન્સ્યકોફે પોતાની ઉપ પત્નિ બનાવી. પણ તે પછી એનીપર પિટર ધી ગ્રેટનું લક્ષ ગયું. ૧૭૦૩ માં એ ગ્રીક ચર્ચમાં દાખલ થઈ અને કેથેરિના અલેકસવિનાનું નામ ધારણ કર્યું. તે પછી કેટલાક વર્ષો સુધી ઝારની ઉપપત્નિ તરીકે રહી, પણ ૧૭૦૭ માં જાહેર રીતે પરણી શેહેનશાહબાનુ થઇ. તે પછી છેક ૧૭૧૧ માં જાહેર રીતે પ્રજાએ એને શેહેનશાહબાનુ તરીકે કબુલ કીધી. ઇ. સ. ૧૭૧૧ માં જ્યારે

પીટરનું સઘળું લશકર રશિયનોના પેચમાં સ-પડાયું ત્યારે જાહેર વાત મુજબ કેથેરાઇને પોતાની કૂશળતાથી ટર્કીશ સરદારોનાં મન હરી લઈ તેમને ભોળવી પ્રપંચથી સર્વેનો છુટ-કારો કીધો હતો. આથી કેથેરાઇન પ્રજાની નજરમાં બેહદ માન પામી. ૧૭૧૨ માં યથા-વિધિથી તાજ પેહેર્યું. પીટરના મરણ સુધી (૧૭૨૫) કેથેરાઇન બેહદ માન પામી મોજ શોખમાં જીંદગી પસાર કરવા શકિત-માન થઈ હતી. પીટરના મોત પછી કેથે-રાઇન પોતાના મદદગારોની મદદથી હકદાર શેહેનશાહબાનુ તરીકે ગાદીનશીન થઇ, અને પ્રિન્સ મેન્સ્ચકોફની બાંયેધરી તળે થોડો વખત રાજ્ય કારોબાર ઠીક ચલાવ્યો, પણ તે પછી કેથેરાઇને એવી રીતે તો પોતાના ખુશામતિયાઓની મર્જી રાખવા તથા દારૂના બદ વ્યસનમાં પડી પોતાની જીંદગી બરબાદ કરી કે ઇ. સ. ૧૭૨૭ માં ૧૭ મી મેએ મરણ પામી.

**કેથેરાઈન અલેકસવિના બીજી**—એનો જન્મ સ્ટેટીનમાં ૧૭૨૯ માં થયો હતો. એનો પિતા પ્રિન્સ ઑફ ઍનહેલ્ટ ઝરબસ્ટ પ્રૂશિયન માર્શલ ને સ્ટેટીનનો ગવરનર હતો. એનું જન્મ નામ 'સોફાયા આગસ્ટ' હતું; પણ રશિયન શેહેનશાહબાનુ ઇલીઝાબેથે એને પોતાના ભત્રીજા પીટરની બાનુ બનાવવાનું નક્કી કરી લ્યુથેરિયનમાંથી ગ્રીક ચર્ચમાં દા-ખલ કરીને કેથેરાઇન અલેકસવિના એ નામ પાડયું. ૧૭૪૫ માં પીટર સાથે એના લગ્ન થયાં પણ થોડા સમય પછી બેઉ વચ્ચે અનબનાવ થતાં વરવહૂ પાછા એકત્ર થયા નહિ. એનો એક ખાસ વફાદાર કૌન્ટ-સોલ્ટીકોફ હતો, તેની સાથના સંબંધની વાતો ચર્ચાવાથી તેને પરદેશ એલચી તરીકે રવાના કરવામાં આવ્યો હતો. આથી એના બીજા માનીતા પાલશકોંટ, સ્ટેન્સ લ્યુસ પોઇનેટવાસ્કી થયા હતા. ઇ. સ. ૧૭૧૬ માં શેહનશાહબાનુ ઇલીઝાબેથ મરણ પામતાં પીટર ૩ જો ગાદીનશીન થયો, પણ વરવહુ વચ્ચેનો અનબનાવ દિનપરદીન વધતો ગયો. પીટરે કેથેરાઇન સાથે છુટાછેડા કરી પોતાના એક પુરા પુત્ર પૉલને અનૌરસ જાહેર કીધો, અને પોતાની એક ઉપ પત્નિ વૉરૉન્ઝોફ સાથે લગ્ન કીધાં; પણ આથી પ્રજા પીટર સામે થઈ, તેને પદભ્રષ્ટ કરી કેથેરાઇનને શેહેનશાહ બાનુનો એલકાબ આપ્યો, પણ થોડા દિવસ પછી પીટરનું ખુન (૧૭૬૨ ના જુલૈમાં) થએલું જાહેર થયું હતું.

રશિયન શેહેનશાહબાનુ તરીકે જાહેર થતાં કેથેરાઇને ગ્રીક ચર્ચ તરફ ભારે માન અને ઉત્સાહ બતાવ્યો પણ બાતેનમાં તે ૧૮ મી સદીની ફ્રેન્ચ ફીલસુફીની તરફેણ-માં હતી. એનો રાજ્ય અમલ રશીયન રા-જ્યને મજબૂતી આપનાર અને વધારો કરનાર નિવડયો હતો.

ઇ. સ. ૧૭૭૨ માં પોલાંડપર તુર્કોએ હલ્લો કરી તેના ભાગ કર્યા, પણ ૧૭૭૪માં સૂલ્હે થઈ. ૧૭૮૭ માં કેથેરાઇને દક્ષિણ તરફના શેહેરો, ગામડાં વગેરે સુધારવાપર લક્ષ રોકયું હતું. ૧૭૯૨ માં ફરી ટર્કીશો સાથે રશિયાને લઢાઇમાં ઉતરવું પડયું અને પછી સ્વિડન સાથે પણ વિગ્રહમાં ઉતરવું પડયું હતું. કેથેરાઇને ઇરાન સાથે એક લઢાઇ કરી મોટી જીત મેળવી હતી. એની મુખ્ય નેમ હિંદુસ્થાનમાંથી બ્રિટીશ અમલ નાબુદ કરવા ની હતી, પણ તેટલાં મગજે લોહી ચઢી જવાથી ૧૭ મી નવેંબર ૧૭૯૬માં મરણ નિપજ્યું. કેથેરાઇને પોતાના માનીતાઓને ભેટ અને પેનશન આપવા પાછળ ૨,૦૦,૦૦,૦૦૦ (૩૦ કરોડ રૂપ્યા) પૌંડ રશિયાના પાદશાહી ખજાનામાંથી ખરચી નાખ્યાં હતાં.

**કેદજેરી**—બંગાલમાં હુગલી જીલ્લાનું આ ગામ હુગલી શાખાને લગતું વહાણવટીઓ-નું પશ્ચિમ ભણીનું મથક. આગળ કલકત્તા માટે અતરે વહાણો બાંધવામાં આવતા હતા. અત્રે ૬ થી ૭ વામ પાણી રહેછે, પણ દેશ-ના કિનારા તરફ ૨ થી ૨½ વામ ઉંડાઇ રહે છે. હિંદુસ્થાનમાં પેહેલ વેહેલું તાર ખા-

તું અત્રે ઉઘાડી અત્રેથી કલકત્તાવેર તારના દોરડાં લંબાવવામાં આવ્યાં હતાં. આ ગામ કલકત્તાની દક્ષિણ પશ્ચિમે ૪૦ મૈલપર છે.

**કેદઝ**—આ સ્પેનને લગતો પ્રાંત એન્ડુલ્યૂશિઆના પ્રાચીન ભાગમાં છે. એની પૂર્વે પર્વતોની હાર લંબાયલી છે, પણ તે ભાગ ફળફળાદી અને ખેતી વાડીથી ભરપૂર છે. એની મુખ્ય નદી 'ગુઆડીઆરો' છે. એનું ક્ષેત્રફળ ૩૯૦૫ ચોરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૪,૨૮,૩૫૨ ની છે. સિવ્હિલીના પ્રાચીન રાજ્યમાં થએલા ૩ ભાગમાંનો આ એક ભાગછે.

**કેદઝ**—ઉપલા પ્રાંતનું મુખ્ય શેહેર સેવ્હિલની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં રેલ માર્ગે ૯૫ મૈલ પર છે. આ શેહેરના બચાવ અર્થે કિલ્લો બાંધેલો હોઇ કોટના બાંધકામો છે. અત્રે થોડીક જાહેર ઇમારતો તથા બે ખ્રિસ્તી દેવળો છે. આ શેહેર અમેરિકાની શોધ પછી વેપાર વણજમાં ઘણું વધી ગયું છે. કારણ કે આગળ આ બંદર નવી દુનિયાંની એક વખાર હતી. અત્રેથી પરદેશખાતે મીઠું, બુચ, સીસું, દારૂ, માછલી, ઓલિવ્હ તેલ, ફ્રૂટ, ગલાસ કામ, કાપડ, સાબુ, ચામડાં, ટોપી, હાથમોજાં, પંખા વગેરેના કારખાના હોવાથી તે માલ રવાના કરવા ાં આવેછે.

૧૮૬૦ માં લોક વસ્તી ૭૧,૫૨૧ ની, ૧૮૮૭ માં ૬૩,૨૭૭ની હતી. આ શેહેરની સ્થાપના ફ્હોન્સીયનોએ ઇ. સ. પૂર્વે ૧૧૦૦માં કરી કિલ્લો બાંધ્યો હતો, તે પછી કાર્થેજીયનો કેદઝના ધણી થયા હતા, તેમનાં હાથમાંથી રોમનોએ જીતી લીધું, અને તેઓએ એનું નામ 'ગેડસ આપ્યું. તેજ વેળા આ શેહેર વધારે પ્રસિદ્ધતા પામી આબાદ સ્થિતિમાં આવ્યું હતું. ઇ. સ. ૧૫૮૭ માં 'ડ્રેકે' સ્પેનીશ કાફલાને અખાતમાં હરાવ્યો હતો, તે પછી ૯ વર્ષે 'એસેક્ષનો' એ ચઢાઇ કરી લુટ ચલાવી તથા મોટો ભાગ બાળી નાખ્યો હતો.

**કેદાર**—સંગીત શાસ્ત્ર મુજબ દીપક રાગમાંની એક રાગણી. ઓડવ, 'રિધ' વિનાનો ત્રણ નિષાદવાલો, માર્ગી મુંર્છના, આરંભ અને સમાપ્તિ સ્વરગ. દાખલો—સગમ પનિસ.

આ રાગણી ગાવાનો વખત રાત્રે ૯ થી ૧૨ નો ઠેરવેલો છે. ગાયણ ગાવા માટે ઋતુ હેમંત (માર્ગશીર ને પોશ) ઠેરવેલીછે. આ રાગણી વીર તફા શૃંગાર રસમાં ગવાય છે. એને કોઇ કોઇ ગ્રંથમાં દેશાકારી તથા દેશપાની પણ કહે છે.

આ રાગણી રૂપે અતીતજોગી, લાંબી જટાવાળો, સર્પવિંટાળેલા બાલ, તેમાં ગંગાજીનું સ્થાન, મસ્તકપર બીજ ચંદ્રકાર તીલક, આંખના પોપચાં મિટાયલા રાખી મહાદેવની આરાધનામાં મગન, રંગે પ્યાજી, એનો પુત્ર 'રામ.'

### કેદાર—પદ.

ઉઘટત સ્યામ નીર્તતી નારી,
ધરે અધર ઉપંગ ઉપજે લેત હૈં ગીરીધારી,—૧
તાલ મુરૂજ રબાબ, બિના કિન્નરી રસ સાર
શબ્દ સંગ મૃદંગ મીલવત સુંદર નંન્દ કુમાર—૨

**કેદાર કટુ**—એક જાતની વનસ્પતિનું મુળ. આ મૂળીયાં મુંબઇના ગાંધીઓ ઉત્તર હિંદુસ્તાનથી મંગાવેછે, આ વનસ્પતિ કેદાર પર્વતપર ઉત્પન્ન થતી હોવાથી તેને કેદાર કટુ કહેછે. કેટલાક ડૉકતરો એને કાળી કુટકી જણાવેછે પણ ડૉ૦ પાંડુરંગ ગોપાળ એને તેથી જૂદી જણાવેછે, એના છોડપર જાંબુડા રંગનાં ફુલો આવેછે.

**કેદારગંગા**—ઘરવાલના દેશી રાજ્યમાં મોઘરા પર્વતના ઉત્તર પૂર્વ મેદાનમાંથી ૨૦ મૈલવેર અતિ ઝડપથી વહેતી ઉત્તર પૂર્વ ભણી ભાગીરથીને મળેછે. ત્યાં એને ડાબે કાંઠે ગંગોત્રી આવેલી છે, મી૦ હરબર્ટના જણાવ્યા મુજબ આ નદી કેદાર પર્વતમાંથી નિકળી બીજી નદીઓ સાથે ૨૪ મૈલ ઉપરથી વહેછે.

**કેદારનાથ**—ગરવાલના દેશી રાજ્યમાં જમના અને ટોન્સ નદીને વેગળી પાડનાર પર્વતની હારમાંનું એક શીખર. આ શિખર ઉપર ચઢવાનો ઘાટ જો કે ઉંચો છે તોય તે ઝાઝો

અગવડ ભર્યો નથી. કેદારનાથનું શીખર ત્યાંના સપાટ મેદાનથી ૧૦૦૦૦ ફીટ ઉંચું છે, અને તેની ઉપર તર્હેવાર જાતના વૃક્ષોની ઘટા છવાઇ રહેલી છે. આ પર્વતની તળેટીનો ભાગ ઓક, દેવદાર, યૂ નામનું બારે માસ લીલાંછમ રહેતા પાંદડાનું ઝાડ, મેપલ, હૉલી, એલડર, ગુલાબ તથા ગુસબરીના વૃક્ષોની છે. અતરે ઉગતી વનસ્પતિ અને હવા યુરોપની આબો હવા તથા કુદરતી સુંદરાતાનો ભાસ આપેછે. આ પર્વત ઉપર જુનમાં બરફ વરસતો હોવાથી શીખરો બરફથી છવાઇ જાયછે અને આગસ્ટમાં તે પિગળવા માંડેછે. આ પર્વત સમુદ્રની સપાટીથી ૧૨૭૫૬ ફીટ ઉંચો છે. આ પર્વત હિમાલયના ત્રીકોણાકાર કૃતિ રોકી હારમાંનો એક ગણાયછે.

**કેદારનાથનું મંદીર**—ઘરવાલમાં આ મંદીર એજ નામના પર્વત ઉપર સમુદ્ર સપાટીથી ૧૧૭૫૫ ફીટ ઉપર છે. આ મંદીરવાલો ભાગ પૂર્વ સિમાપર કયુમોન પાસે છે. આ મંદીર ગઇ ઓગણીસમી સદીની અધવચમાં બાંધી તૈયાર કર્યું હતું. આ દેવલની મુલાકાતે આવતા જાત્રાળુઓ તરફથી મળતી દક્ષણાની વાર્ષિક પેદાશ રૂ ૭૦૦૦ ની થાયછે.

**કેન**—હિંદુસ્થાનની આ નદીનો ઉગમ બુંદેલખંડમાં ઉ૦ અં૦ ૨૩–૫૩ અને પૂ૦ રે૦ ૮૦–૮ ના સુમારમાં થઇ તે ઉત્તરભણી વહેતી છલતારા નામે ગામમાં યમુનાને મળેછે. એની લંબાઇ ૨૩૦ મૈલની છે. એના રોહમાં ખડકો પુશકળ હોવાથી વાહાણોની જાવઆવ થઇ શકતી નથી. આ નદીમાં કિંમતી પથરા તથા માછલી પુશકળ મળેછે. એ ૨૩૦ મૈલ વહી ગંગાને ઉત્તર તરફથી જઇ મળે છે. આ નદીના રોહથી બનેલા કેટલાક ધોધ ૩૦૦ ફીટ ઉંચા છે. આ નદી સમુદ્ર સપાટીથી ૧૭૦૦ ફીટની ઉંચાઇવાલા પ્રદેશમાંથી વહે છે.

**કેન**—આદમથી ઇવને પેટે અવતરેલો પેહેલો પુત્ર, એનું નામ 'કેન' યાને બક્ષેસ રાખ્યું હતું. એનો જન્મ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ માં થયો હતો. એ ખેડુતનો ધંધો કરતો હતો. એણે પોતાના ભાઇનું ખૂન કર્યું હતું.

**કેન**—ફ્રેન્ચ કેલવાદોસના ભાગનું લોઅર નૉર્મંડીનું મુખ્ય શેહેર, એ નદીને કાંઠે છે. પેરીસની પશ્ચિમથી ઉત્તરે ૧૪૯ મૈલપર. અત્રેનો પાદશાહી કિલ્લો ૧ લા હેન્રિએ બાંધ્યો હતો. ૧૭૯૭ માં એનું ઘણુંક બાંધકામ ભાંગી બીજા ઉપયોગમાં લીધું હતું. હાલ એ લશકરી બરાખ તરીકે વપરાય છે. છઠા હેન્રિએ ૧૪૩૦ માં બાંધેલી યૂનિવ્હરસિટી એક ઉત્તમ ઇમારત હોઈ તેને ૧૮૦૯ માં ફરી વધારી બાંધી હતી. હૉટલડીવેલી નામની લાયબ્રેરીમાં ૮૦,૦૦૦ દફતરો અને રંગીન ચિત્રોનો મોટો સંગ્રહ છે. ગામમાં મુખ્ય હુન્નર લેસનો છે. ઇ. સ. ૧૩૪૦ અને ફરી ૧૪૧૭ માં ઇંગલીશોએ કેન જીતી લીધું હતું અને ૧૪૫૦ સુધી તેમને તાબે હતું. ૧૮૭૨ માં લોક વસ્તી ૩૯,૪૧૫ ની ને ૧૮૯૧ માં ૪૩,૪૬૫ ની હતી.

**કેનકર**—અથવા કૉનખલ. ફ્રેન્ચ એલીઅટ વેલાયનીના ભાગમાં આ હમામખાનાં માટેનું જાણીતું ગામ. સેંટમાલોની પૂર્વે ઉત્તર પૂર્વમાં ૮ મૈલપર, કેનકલના અખાતમાં છે. લોક વસ્તી ૩૭૨૩ ની છે. અત્રે કાલુ માછલી મોટા જથામાં મળે છે.

**કેન્ટ**—ઈંગલંડની દક્ષિણ પૂર્વનું એક પ્રગણું. એની આસપાસ થેમ્સ નદીનો ફાંટો, ડોવ્હરની ખાડી, સસેક્ષ, ઈંગલીશ ચેનલ અને સરે આવેલાં છે. એની વધતામાં વધતી લંબાઇ ૬૪ મૈલ અને પોહળાઇ ૩૮ મૈલની છે. તેનું ક્ષેત્રફળ ૧૬૨૪ ચોરસ મૈલ અથવા ૧૦,૩૯,૪૧૯ એકર જેવડું છે. એની ભૂમિનો મુખ્ય ભાગ પહાડી છે પણ દક્ષિણ પૂર્વ ભાગ સરદ હોઇ તે ૧૪ મૈલ લાંબો ને ૮ મૈલ પોહળો છે. મુખ્ય નદીઓ થેમ્સ, મેડવે, સ્ટોર અને ડનટ છે. અતરે ખેતીવાડીનો ઉદ્યોગ બોહોળા પાયાપર ચાલે છે. તે શિવાય કાગળ, ઈંટ અને દારૂગોળાના કારખાનાંઓ છે. અત્રેની પ્રજાનો મુખ્ય ભાગ

ઉલઉધ્છના દારૂખાનાંમાં તથા ચેથેમની ગોદીમાં કામે લાગેલા હોયછે. કેન્ટની લોક વસ્તી ૧૮૦૧ માં ૩,૦૭,૬૨૪ ની ૧૮૪૧ માં ૫,૪૫,૩૫૩ ની, ૧૮૮૧ માં ૯,૭૭૭૦૯ ની ને ૧૮૯૧ માં ૧૧,૪૨,૩૨૪ ની હતી. ૧૮૮૮ ના કાયદાથી ૩૧ ચોરસ મૈલનો ભાગ લંડન શેહેરને હસ્તગત થયો છે. કેન્ટના આંઠ શેહેરોમાંથી પાર્લામેંટમાં સભાસદો જાયછે.

**કેન્ટયૂસ્કે**—અમેરીકન યૂનાઇટેડ સ્ટેટને તાબેના મીસીસીપીના નીચ પ્રદેશનો મોટા ભાગ. એની લંબાઇ ૪૦૦ મૈલ ને પોહળાઇ ઉત્તર દક્ષિણ ૧૭૫ મૈલ છે. ક્ષેત્રફળ ૪૦,૪૦૦ ચોરસ મૈલ છે. આ પ્રદેશનો પૂર્વ અને દક્ષિણ ભાગ કમ્બરલેંડ પર્વતની હાર (૨૦૦૦ થી ૩૦૦૦ ફીટ ઉંચી)થી ભરપૂર છે. પશ્ચિમ તરફનો નીચાણ ભાગ ઓહિઓ અને મીસીસિપી તરફ વધે છે અને ઉત્તર પશ્ચિમ ભાગ આંધે છે. આ પ્રદેશના નીચ ભાગમાં તમાકુ, સણ વગેરે પાકે છે. ડિવ્હોનિયન પ્રગણાનો ભાગ અતિ ફળદ્રુપ હોઇ તેમાં કેરોસીન તેલના ઝરાઓ છે. પૂર્વ તરફના ૧૦૦૦૦ ચોરસ મૈલના ભાગમાંથી કોલસો નિકળે છે. પશ્ચિમ ભાગ કે જે ૪૦૦૦ ચોરસ મૈલનોછે તે ઈલીનોઈસને તાબે છે. લોખંડ મુખ્ય કરી ૨૦,૦૦૦ ચોરસ મૈલના ભાગમાં સ્વચ્છ હાલતમાં મળે છે. તેમજ ઇમારતી પથ્થર, મીઠું વગેરે પુશકળ મળે છે. આ ભાગમાં મેમનોથના ગુફા અતી સુંદર તથા ભવ્ય હોવાથી દુન્યાની તે એક નવાઇ ગણાય છે. કેન્ટયૂસ્કેનો ૩/૪ ભાગ જંગલથી ભરપૂર છે. આ દેશમાં લોખંડકામ તથા વ્હિસ્કી દારૂનાં મોટા કારખાનાઓ છે. ૧૮૬૦ માં લોક વસ્તી ૧૧,૫૫,૬૮૪, ૧૮૮૦માં ૧૬,૪૮૬૯૦ નીને ૧૮૯૧ માં ૧૮,૫૮,૬૩૫ ની હતી.

આગળ આ દેશ વર્જીનિયા માહેલું એક થાણું ગણાતું હતું. ૧૭૯૦ માં એ જૂદા સંસ્થાન તરીકે જાહેર થયું અને ૧૭૯૨ થી એ સ્વતંત્ર થયું.

**કેન્ટરબરી**—આ પ્રાંત લંડનની પૂર્વે દક્ષિણ પૂર્વમાં રેલ માર્ગે ૫૬ મૈલપર અને ડોવ્હર માર્ગે ઉત્તર પશ્ચિમે ૧૬ મૈલપર છે. આ શેહેરમાં પુરાણા કાળની જુની ઇમારતોના ખંડીયરો અનેક જણાયલાં છે. તેમાં પ્રાચીન કોટ ૧¾ મૈલ ઘેરાવામાં હોઇ ૨૦ ફીટ ઉંચો છે. આગલા વખતનો નૉરમન કિલ્લો હાલમાં 'ગૅસ'ના કારખાના તરીકે વપરાય છે. ૧૪૩૯ માં બાંધેલો ગીલ્ડ હૉલ ઉત્તમ ઇમારતોમાંની એક છે. આ હૉલ ૧૬૯૭ માં ફરી બાંધવામાં આવ્યો હતો. ઈ. સ. ૫૯૭ માં અત્રે સેંટ આગસ્ટીને બંધાવેલું સુંદર દેવળ જોવા લાયક છે, આ દેવળને આર્ચ બિશપ ઓડોએ ઇ. સ. ૯૪૨-૯૫૨ માં ફરી બંધાવ્યું હતું, પણ ૧૦૬૭ માં તે આગથી બળી જતાં ૧૦૭૦ તથા ૧૧૩૦ માં તેને ફરી બંધાવવું પડયું હતું. આજ ઈમારતમાં ઇ. સ. ૧૧૭૦ માં ૨૯ મી ડીસેંબરે ટૅામસ ઑફ બેકેટને મારી નાખવામાં આવ્યો હતો. આ દેવલ ૨૩૫ ફીટ ઉંચું છે. કેન્ટરબરીમાં તે શિવાય પુસ્તકાલય હૉલ, કોર્ટ, નિશાલ વગેરેની મોટી તથા જાહેર ઈમારતો છે. ૧૮૮૫ પછી અત્રેથી એક સભાસદ પાર્લામેંટમાં મોકલવામાં આવે છે. ૧૮૫૧ માં લોક વસ્તી ૧૮,૩૮૮ ની ને ૧૮૯૧ માં ૨૩,૦૨૬ ની હતી.

**કેન્ટરબરી**—ન્યુઝીલેંડનો આ એક પ્રાંતિક જીલ્લો, દક્ષિણ ટાપુની મધ્યમાં છે. એનું ક્ષેત્રફળ ૧૪૦૩૯ ચૌરસ મૈલ છે. ૧૮૭૬ વેર આ પ્રાંત તરીકેનો મુખ્ય ભાગ ગણાતો હોઇ એનું મુખ્ય શેહેર ખ્રાઇસ્ત ચર્ચ હતું અને 'લૅટીલટન' બંદર શેહેર હતું. એનો સમુદ્ર કાંઠો ૨૦૦ મૈલ હોઇ તેની પોહળાઇ ૧૫૦ મૈલની છે. અત્રે કોલસો, લોઢું, અશુદ્ધ ધાતુ, ફાયરકલે, ચકમક, સુન્નું વગેરે પુશકલ મળેછે. પૂર્વ તરફના પહાડની હારોવાલો ભાગ ઢોર ઢાખરાં માટે પ્રસિદ્ધ છે. અતરે ખ્રાઇસ્ટ ચર્ચ અને ડનડીન વચ્ચે રેલવે લાઇન નાખેલી છે તેમજ તેમની બીજી શાખાઓ બધે ફરી વળેલી છે. મુખ્ય

વેપાર ઉન અને ધાન્યનો ચાલે છે. ન્યુઝી૰ લેંડમાં કુંક પર્વત સર્વોપરી ગણાય છે. તેની ઉંચાઇ ૧૩૨૦૦ ફીટની છે. લોક વસ્તી ૧૮૭૧ માં ૪૬,૮૦૧ ની ને ૧૮૯૧ માં ૧,૨૮૩૯૨ ની હતી.

**કેનટોન**—( જુઓ કંતાન.)

**કેનટોન**—ઓહીઓના સ્ટાક પ્રગણાનું મુખ્ય શેહેર, કલિવ્હલેંડની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૫૬ મેલપર છે. અતરે લોઢું, કાગળ, ઉન વગેરેના કારખાના તથા મીલો છે. ૧૮૬૦ માં લોક વસ્તી ૪૦૪૧ ને ૧૮૯૧ માં ૨૦૧૮૯ ની હતી.

**કેનટોન જૉન**—આ ધણી વિજળિક શાસ્ત્રી તરીકે મોટી પ્રસિદ્ધતા પામ્યો છે. જન્મ સ્ટ્રૌડમમાં ૧૭૧૮ માં ૩૧ મી જુલૈએ થયો હતો. પ્રથમ એ વણકરને ત્યાં શિખાઉ તરીકે કામે રહયો પણ બચપણથી વિધા હુન્નર તરફ ધ્યાન હોવાથી ૧૭૩૭ માં લંડન ખાતે જઇ ત્યાં માસતર તરીકે નિશાળમાં નોકરી મેળવી, ત્યાં એણે અનેક અખતરા કરી વિજળીના ચમત્કારિક પ્રયોગો કરી નામના મેળવી, ૧૭૪૯ માં રૉયલ સોસાયટીના 'ફેલો' તરીકે ચુંટી કાઢવામાં આવ્યો. એણે ફ્રેંકલીનના પૂર્વ સિદ્ધાંત અને અખતરાઓ સાબેત કરી આપ્યાં હતાં અને વિજળી માપક યંત્ર અને બીજા યંત્રોની શોધ કરી હતી. એણેજ પેહેલવેહેલું બનાવટી લોહચુંબક બનાવવામાં ફતેહ મેળવી હતી, તેમજ ૧૭૬૨ માં એણે પાણી સંકોચાઇ જવાનો ગુણ ધરાવેછે એવું શોધી કાઢ્યું હતું. ૧૭૬૮ માં એણે શોધી કાઢેલા 'કેનટૅાન્સ ફૉસ ફરસ' સાથે એનું નામ જોડાઇ રહ્યું છે, મરણ ૧૭૭૨ માં ૨૨ મી માર્ચે નિપજ્યું.

**કેન્ડલ**—વેસ્ટમોરલેંડનું આ શેહેર લેંકેસ્ટરની ઉત્તરે ૨૨ મૈલપર અને એમ્બલસાઇડની દક્ષિણ પશ્ચિમે ૧૩ મૈલ પરછે. અત્રે ગોથીક દેવળ, જુના કિલ્લાનું ખંડીયર (કેથેરાઇન પારનું જન્મ સ્થાન.) ટાઉન હૉલ (૧૮૨૮) અને ' ગ્રામર સ્કુલ' (૧૮૮૭ માં ફરી બાંધી) વગેરે ઈમારતો જોવા લાયક છે. અત્રે ઉનકાપડ, મીણકાપડ, રેલવે રગ, ચામડાં, તપકીર, કાગળ વગેરે બનાવવાનાં કારખાનાં છે. ૧૮૫૧ માં લોક વસ્તી ૧૧૮૨૯ ની, ૧૮૯૧ માં ૧૪૪૩૦ ની હતી, ૧૫૭૫ થી અત્રે શેહેર સુધરાઈ ખાતું ચાલુ છે. ૧૮૩૨ થી ૧૮૮૫ સુધી અત્રેથી પાર્લામેંટમાં એક સભાસદ બીરાજતો હતો.

**કેન્ડલનટ**—આ ફળઝાડનું ઉત્પતિસ્થાન દક્ષિણ તરફના સમુદ્રના ટાપુ, મેડાગાસ્કર, મોલ્યુકા, જાવા વગેરે જાણીતાં છે. એના કોટલામાં સ્વાદિષ્ટ માવો હોયછે. આ માવો ( કોપરું ) પકાવીયા શિવાય ખવાઇ શકાતો નથી. આ ફળ કદમાં અખરોટ જેવડાં હોય છે, તેનું સ્વચ્છ તેલ બનેછે કે જે ખાવા તથા બાળવામાં સરખી રીતે ઉપયોગી છે. સોસાઇટી ટાપુના વતનીઓ કેન્ડલ નટના ફળને ભઠ્ઠીમાં અધકચરાં ભૂંજી તેને છિદ્ર પાડી કોટલાં માહેલો ગર કાઢી તેને મસાલ તરીકે ઉપયોગમાં લીયેછે. વલી કેન્ડલ નટના વૃક્ષોમાંથી એક જાતનો ચીકણો પદાર્થ પણ નિકળેછે, જે અનેક ઉપયોગમાં આવેછે.

**કેન્ડલફીશ**—આ અજાયબ જાતની માછલી પેસીફીક ઓશન, અમેરિકાનો પશ્ચિમ કિનારો તથા ઉત્તર તરફના વેનહોવ્હરના ટાપુમાં પુશકળ મળેછે. તેમજ એ સેન ફ્રાન્સીસ્કોનાં અખાતમાં પુશકળ જડેછે. આ માછલી ભેલ૰ વાલા પદાર્થથી ભરપૂર હોય છે, તેથી ઇંડીયન્સો તેને ખાવાની ચીજ ઉપરાંત તેનું તેલ બાળવાનાં ઉપયોગમાં લીયે છે. હાલ એના તેલનો મોટો ઉઠાવ થાય છે. એનાં અંગે તેલ પુશકળ હોવાથી તેને બાફી યા તળી શકાતી નથી. એને સુકવી મિનબત્તી પ્રમાણે બાળવાના દિવા તરીકે ઉપયોગમાં લેવાય છે.

**કેન્ડલબરી**—આ નાહના કંદના ઝાડનું ઉત્પંતિસ્થાન યૂનાઇટેડ સ્ટેટ છે. તેમાં મુખ્ય કરી દક્ષિણ ભાગમાં એના વિશાળ જંગલો છે. એના પાંદડાં હમેશાં લીલાં રહે છે. તેનો છુંદીને ભૂકો કરવાથી ઉત્તમ ખુશબો નિકળે

છે. એનાં ઝીણું ઠળીયા મરીના ફળ જેવાં હોય છે. તે જ્યારે પાકે છે ત્યારે તેને ઉકાળી તેનીપર બંધાતી છારી એકડી કરી લિયેછે. આ છારીનો મિણ જેવો પદાર્થ બને છે. એક બુશલ્ફ ફળમાંથી પાંચ પૌંડ મીણ બને છે. આ મીણની મીણબત્તીઓ બને છે, કારણ કે તે ધીમે ધીમે બળવાની શક્તિ ધરાવવા ઉપરાંત તેમાંથી ધૂમાડો નિકળતો નથી; પણ તેની રોશની અતિ ધિમી પડે છે. ઉત્તમ પ્રકારના સુવાસિક સાબુ એના મીણનાં બને છે. કેપ આફ ગુડ હોપના જંગલોમાં એના વૃક્ષો પુશકળ ઉગે છે.

**કેન્ડલ માસ**—ખ્રિસ્તી શાસ્ત્ર મુજબ આ તેહેવાર ૨ જી ફેબ્રુવારીએ વરજીન મેરીના માનાર્થે પાળવામાં આવે છે. આગલા રોમનો આ તેહેવાર ૧૫ મી ફેબ્રુવારીએ પાળતા હતા. આ તેહેવાર શેહેનશાહ જસ્ટીનિયનના સમયમાં ઇ. સ. ૫૪૧ યા ૫૪૨ માં શરૂ થયો હતો. ત્યારે તે દિવસે જે સરઘસ કાઢવામાં આવતું તેમાં સઘળાનાં હાથમાં અકેકી સળગાવેલી મીનબત્તી રેહેતી, આથી આ તેહેવારનું નામ 'કેન્ડલ ડે' પડયું હતું. ઈંગલંડના દેવળોમાં આ ક્રિયા કરવાની બંદી ઇ. સ. ૧૫૪૮ માં થઇ, પણ રોમન કેથોલીક દેવળમાં તે હજી ચાલુ છે. સ્કૅાટલંડમાં આગળ એ દિવસે નિશાળોમાં તેહેવાર પાળવામાં આવતો અને તે વેળા વિદ્યાર્થીઓ શિક્ષકોને નાહની નાહની ભેટો આપતા હતા.

**કેન્ડલીશ રૅાબર્ટ સ્મિથ**—આ એક જાણીતો સ્કોટીશ વિદ્વાન તથા ધર્મ ઉપદેશકનો જન્મ ઈ. સ. ૧૮૦૬માં એડીનબર્ગમાં થયો હતો. એણે ગલાસગોમાં કેળવણી લીધી હતી. ૧૨ વર્ષની વયે યૂનિવ્હરસિટીમાં દાખલ થઈ પાંચ વર્ષે ગ્રેજ્યૂએટ થયો અને તે પછી ધર્મ જ્ઞાનનો અભ્યાસ કરી બે વર્ષવેર ઇટનમાં ખાનગી શિક્ષક તરીકે કામ બજાવી ૧૮૨૮ માં વાયજ કરનાર તરીકેની સનદ મેળવી. ૧૮૩૪ માં એડીનબર્ગના સેંટ જ્યૅાર્જમાં મંત્રીપદ પામ્યો. ૧૮૪૩ માં આ દેવળના કારોબારમાં ભંગાણ પડવાથી ડૅા. કેન્ડલીશે બીજા પાદરીઓની મદદથી 'ફ્રિ ચર્ચ'ની સ્થાપના કરી. તે પછી ફ્રીસેંટ જ્યૅાર્જનો એ વડો ધર્મ ઉપદેશક થયો. એણે અનેક વાયજીના ગ્રંથો તથા ચોપાન્યાં પ્રગટ કર્યાં હતા. ૧૮૨૬ માં ન્યૂકૅાલેજના પ્રિન્સીપાલ તરીકે ઓદ્દો મેળવ્યો હતો. ૧૮૬૫ માં એડીનબર્ગ યૂનિવ્હરસિટી તરફથી ડી. ડી. નો એલકાબ મેળવ્યો હતો. એનું મરણ એડીનબર્ગમાં ૧૮૭૩ માં ૧૯ મી અકટોંબરે નિપજ્યું હતું.

**કેન્ડીયા**— આ ટાપુ ભૂમધ્ય સમુદ્રમાં છે. એની લંબાઈ ૧૬૦ મૈલ ને પોહળાઈ ૩૭ મૈલની છે. આ ભાગમાં જંગલી બકરાંઓની મોટી પેદાશ થાયછે. આ ટાપુ તુર્કસ્થાનની સરકારને તાબે હોઈ ત્યાંની પ્રજાની ભાષા ગ્રીક છે. આ ટાપુમાં ૨,૦૦,૦૦૦ ની લોક વસ્તી હોઈ તેમાં યૂરોપ માહેલી સર્વે ખ્રિસ્તી પ્રજાની જાતો વસે છે.

**કેનડે**—સીલોનમાં એક સુંદર સરોવર કાંઠેના પર્વત ઉપરનું ગામ. કોલંબોની ઉત્તર પૂર્વે ૭૪ મૈલપર છે. આ ગામ સમુદ્ર સપાટીથી ૧૬૬૫ ફીટ ઉપર છે. અત્રે સદા ૭૬° ડીગ્રી જેટલો પ.રો ચઢે છે. કેન્ડેમાં આગલા વખતના રાજાના મેહેલો તથા તેઓએ બાંધેલા મંદીરો સારી હાલતમાં છે. અતરે બુદ્ધના દાંતનું મંદીર છે, ૧૮૯૧ માં લોક વસ્તી ૨૦,૨૫૨ ની હતી.

**કેનથરીસ**—બલિસ્ટર મારવાના ઉપયોગમાં આવતી એક જાતની માખી. દક્ષિણ યૂરોપ માં તથા દક્ષિણ ફ્રાન્સમાં આ એક જાતના કેનથરીસ (આગીયા માખ) મુખ્ય કરી આષ, લેલીક, એલડર વગેરે ઝાડોપરથી મળે છે. આ માખો મેળવવા માટે હાથે મોજાં પેહેરી ઝાડને હીલવી હેઠળ પડતાં તેને એકઠી કરવામાં આવે છે, ને પછી સરકાના મિશ્રણમાં નાખી તેને મારી નાખવામાં આવે છે. તેનો અર્ક મજબુત બુચવાલી શીશીમાં ઉડી ન જાય તેમ ભરી રાખવામાં આવે છે. આ માખી એટલી તો તિક્ષણ ડંખ ધરાવે છે કે તેને એકઠ

કરનારા ખાસ ચંચલ અને કુશળ માનસોજ હોય છે. એના અર્કનો એક ગ્રેનનો જો ૧/૧૦૦ ભાગ જીભ ઉપર મેળ્યો હોય તો તરત બલિસ્ટર ઉઠી નિકળે છે. મુખ્ય કરી સરકો, ટીંકચર, અને કેનથરીસનું પલાસ્ટર તરીકે બિલિસ્ટર ઉઠાડવા ચોકસ દર્દમાં બહારથી ચોપડવામાં આવેછે. રશિયા તથા દક્ષિણ યૂરોપથી ઘણું કરી બ્રિટન ખાતે કેનથરીસ મ્હોટા જથ્થામાં રવાના કરવામાં આવે છે.

**કેન થૉમસ હેન્રિ હૉલ**—આ નવલ કથા રચનાર લેખકનો જન્મ ઈ. સ. ૧૮૫૩ માં ૧૪ મી મે એ ચેશાયરના રનકૉર્ન ખાતે થયો હતો. એના પિતાનો વિચાર એને હૂન્નર ઉદ્યોગમાં નાખવાનો હતો, પણ બચપણથી એનું ધ્યાન સાહિત્ય તરફ ચોટયું હતું. એણે પેહેલો ગ્રંથ ૧૮૮૨ માં રચી પ્રગટ કર્યો. ૧૮૮૫ માં 'શેડો ઑફ ધી ક્રાઈમ, નામની નવલકથા મોટી પ્રસિદ્ધતાપામી, તે શિવાય એણે અનેક નવલકથાઓ લાગટ દરવર્ષે રચી પ્રગટ કરવાનો ક્રમ આજવેર ચાલુ રાખ્યો છે, અને તે ગ્રંથોનો ઓહોળો ખપ થતો જાય છે. એણે 'મહમદ' નામનો નાટક રચી રંગ ભૂમિપર ભજવી બતાવ્યો હતો પણ તુર્કીના કૉનસલે તેમાં પોતાના પેંગબરનો ભાગ ભજવી બતાવવામાં આવતો જોઈ બંધ દરાવ્યો હતો. છેલ્લી વારતા ૧૮૯૯માં પ્રગટ કરવામાં આવી હતી જે ઘણી જાણીતી થઈ છે.

**કેનન બૉલ વૃક્ષ**—ગાયનામાં ઉતપન્ન થતું આ એક વિચિત્ર જાતનું ફળ ઝાડ. એ કદમાં અતિ વિશાળ અને તેનાં ફળો પણ મોહટાં હોય છે. પ્રથમ વેસ્ત ઈંડીજથી આ બીજા દેશોમાં દાખલ થયું. એનું ફળ ૩૬ રતલ જેવડા ગોળાના જેવું હોય છે. સ્વાદમાં મીઠું, ખુશબોદાર અને ગુણકારી છે. એનું લાકડા જેવું કઠણ કોટલું પ્રવાહી પદાર્થ રાખવાના ઉપયોગમાં લેવાય છે.

**કેન્યૂટ**—આ ઈંગલંડનો રાજાનો જન્મ સ્વિડનમાં ઇ. સ. ૯૯૪ માં થયો હતો. એનો પિતા ડેનમાર્કનો રાજા હતો અને એની માતા સિગાર્ડ નામની હતી. એના પિતા સ્વેને ઈંગલંડપર ચઢાઇ કરી એથલરેડને નહસાડી ઈંગલંડ તાબે કીધું. તેનું મોત ૧૦૧૪ માં નિપજતાં કેન્યુટ ઈંગલંડનો રાજા થયો. એની સામે ઈંગલંડના આગલા રાજા એથલરેડનો કુંવર એડમંડ સામો થયો પણ બન્ને પક્ષના અમીરોએ વચ્ચે પડી દેશનાં બે ભાગો કરી શાંતતા પાંથરી, આ સમાધાની થયા પછી તરતજ ૧૦૧૬ માં એડમંડને એક દેશાઇએ મારી નાખ્યો, કે તુરત કેન્યુટે એડમંડના બે કુંવરોને પોતાના મિત્ર સ્વિડનના રાજા ઉપર મોકલી દીધા, આ નિરઅપ્રાધિ બાળકોની હંત્યા નહિ કરતાં સ્વિડનના રાજાએ દયા કરી હંગેરીના રાજાને સોંપ્યા, જ્યાં તે બાળકો સુખમાં રહ્યા હતા.

એ રીતે કેન્યૂટે એડમંડના વારસોને દૂર કરી દેશના જમીનદારોની મોટી સભા ભરી ત્યાં જુઠા સાક્ષીઓથી એવું પુરવાર કર્યું કે એડમંડ પછી સર્વ અધિકાર મનેજ મરનારે સોંપ્યો છે. આ તરકટ સામે ઈંગ્રેજ જમિનદારો થઇ શકયા નહિ, કેમકે કેન્યુટ મોટો બળવાન અને ચતૂર લઢવૈયો હતો, એટલુંજ નહિ પણ તે સ્વભાવે અતિ નીર્દય અને દુષ્ટ હતો, તેથી સર્વે તેને તાબે થયા, આ રીતે કેન્યુટ તમામ ઈંગલંડનો રાજા થયો. એણે પોતાના ડેન સરદારોને મોટું ધન આપી રાજી કર્યા. આ ધન મેળવવા માટે ૧૦૧૮ માં પ્રજાપર કર બેસાડયો, તે મુજબ લોકોના જાનમાલનું એણે વાજબી રક્ષણ કર્યું, ડેન અને ઈંગ્રેજ બેહુને સરખા ગણી બેઉ પ્રજા વચ્ચે ભાઇબંધીનો મજબુત ગાંઠ બાંધ્યો. એણે સેકસનના ધારા તથા રીવાજ ચાલુ રાખી ઈંગ્રેજોની આગલી રાણી (એડમંડની માતા) એમા સાથે પરણ્યો અને તેને પેટે જે દીકરો અવતરે તેને ઈંગલંડનું રાજ્ય વારસામાં મળે એવો રાણીના ભાઇ નાર્મંડીના ડયુકે તકરાર કરી, તે પછી કેન્યુટે પોતાના સ્વભાવમાં એકદમ ફેરફાર કરી ઇન્સાફી,

દયાળુ, ઉદાર અને ધર્મી બની ગયો. એણે ૧૦૨૬—૨૭ માં રોમ તરફ જઈ જાત્રા કરી. એણે ૧૦૩૦ માં કંબરલૅંડના પ્રગણાના રાજા ઉપર પોતાનો અમલ બેસાડયો. એનું મરણ શેફ્ટસબરીમાં ૧૦૩૫ માં ૧૨ મી નવેંબરે નિપજ્યું હતું. એના શબને વિનચેસ્ટરના મિનિસ્ટરમાં દાટવામાં આવ્યું.

**કેનરૉબર્ટ ફ્રેન્કોઈસ સરટેન માર્શલ ઑફ ફ્રાન્સ**—જન્મ ઇ. સ. ૧૮૦૯ માં ૨૭ મી જુને થયો હતો. એણે સેંટ સાયરના લશ્કરી ખાતામાં અભ્યાસ કરી ૧૮૨૮ માં લશકરી નોકરીમાં દાખલ થયો હતો. એણે આલજીર્યામાં લાગટ ૨૦ વર્ષ વેર ફતેહમંદી સાથે લશકરી કામમાં કીર્તી મેળવી. ૧૮૪૭ માં લેફ્ટનન્ટ કર્નલ, ૧૮૫૦ માં બ્રિગેડીયર જનરલની પદ્વિ પામ્યો, અને ૧૮૫૨ માં નેપોલીયનના એડીકેંપ તરીકે પદ્વિ પામ્યો. તેમજ ૧૮૫૩ માં વડા જનરલની પદ્વિ પામ્યો હતો. ૧૮૫૪ માં એ ક્રાઇમિઆની લઢાઈમાં માર્શલસેંટ અરનૉડની સરદારી તળેના લશકરનો વડો હતો; પણ અલમાની લઢાઇમાં ગરબછાંટના ગોળાથી જખમી થયો. તે પછી સેંટ અરનૉડના મરણથી એ વડો સરદાર થયો હતો. એજ વર્ષમાં ૫ મી નવેંબરે ઈંકરમેન ખાતે એ સખત જખમી થઇ એનો ઘોડો માર્યો ગયો હતો. ૧૮૫૫ માં એ પોતાનો ઓધો છોડી આગલા ઓધાપર જઈ રહયો હતો. ૧૮૫૬ માં પાદશાહી ખાનદાનમાં શાહાજાદાનો જન્મ થવાથી તેની ખુશહાલીમાં એને માર્શલનો ઓધો મલ્યો હતો. ૧૮૫૯ માં એને આસ્ટ્રીયન અને પીડમોન્ટ સામે ચઢાઇ મોકલવામાં આવેલાં લશકરના વડા તરીકે નેમવામાં આવ્યો હતો. ૧૮૭૦ માં એ જર્મન લશકરને હાથે કેદ પકડાઇ જર્મનીમાં રહયો હતો. ૧૮૭૬ માં એ સેનેટનો સભાસદ થયો હતો. મરણ ૧૮૯૫ માં ૨૮ મી જાનેવારીએ નિપજ્યું.

**કેન સર રૉબર્ટ**—આ પ્રસિદ્ધ રસાયન શાસ્ત્રીનો જન્મ ડબલીન ખાતે ૧૮૧૦ માં થયો હતો. એણે પ્રથમ તબીબી અભ્યાસ શરૂ કરી ૧૮૩૨ માં 'રૉયલ આઇરિશ એકેડમી'નો સભાસદ થયો, અને તેજ વર્ષમાં એક તબીબી અભ્યાસ સંબંધી ચોપાન્યું પ્રગટ કરવા માંડયું હતું. ૧૮૪૦ માં એણે કરેલી શોધોના બદલામાં લંડનની રૉયલ સોસાયટી તરફથી એક સુવર્ણનો ચાંદ મેળવ્યો હતો. ૧૮૪૭ માં રસાયન શાસ્ત્ર સંબંધી શોધોના બદલામાં રૉયલ આયરિશ એકેડમી તરફથી કનિંગહેમનો સુવર્ણનો ચાંદ મેળવ્યો હતો. સર કેને ૧૮૩૪થી ૧૮૪૭ વેર રૉયલ ડબલીન સોસાયટીના કુદરતી શાસ્ત્રી તરીકેના ઓધાપર હતો. ૧૮૪૬ માં એણે આયરલંડમાં ઉદ્યોગ હુન્નર સંબંધી મ્યુઝીયમ સ્થાપી તેનો ડીરેકટર થયો, અને એજ વર્ષમાં તેને નાઈટહૂડનો ખેતાબ મલ્યો. સર કેન કવિન્સ કૉલેજ તથા કૉર્કમાં ૧૮૭૩ વેર વડા પ્રમુખની જગાપર હતો. ૧૮૭૬ માં એ રૉયલ આયરીશ એકેડમીના પ્રમુખ તરીકે નેમાયો. મરણ ૧૮૯૦માં ૧૬ મી ફ્રેબ્રુવારીએ નિપજ્યું. એના રચેલાં ગ્રંથોમાં મુખ્ય Elements of the Mistery (૧૮૪૨) અને ૧૮૪૪ માં લખી પ્રસિદ્ધ કરેલો ગ્રંથ Industrial Resources of Ireland છે.

**કેનવાસ એક બતક**—યૂનાઇટેડ સ્ટેટના એટલાંટીકના કિનારાપર તથા એસપીડના અખાતમાં આ બતકો પુશકળ મળે છે. એ જંગલી બતકોથી વેગળી જાતનાં છે. તેઓ રંગે રાખોડીયા હોઈ કાબરચિત્રા પટાવાલા હોયછે. લાલ માથાવાલા બતકો પણ એજ વર્ગનાં ગણાયછે. આ કેનવાસ બતક ખાવામાં અતિ સ્વાદિષ્ટ ગણાય છે.

**કેન્સ્ટેટ**—વર્ટેમબર્ગનું આ શેહેર 'નેકર' નદી પર સ્ટટ ગાર્ટની ઉત્તર પૂર્વે ૩ મૈલપર છે. અતરે અનેક ખનીજ ઝરા, લોઢાના કારખાના, રૂ તમાકુ વગેરેના કારખાના છે. ૧૮૭૫ માં લોક વસ્તી ૧૫૦૬૪ ની ને ૧૮૯૧ માં ૨૦૨૬૫ ની હતી.

**કેનસાસ**—અમેરિકા યૂનાઇટેડ સ્ટેટનું એક

મધ્ય રાજ્ય સ્થાન. એની ઉત્તરે નિબ્રાસ્કા, પૂર્વે મિસોરી, દક્ષિણે ઇંડીયન ટેરેટરી અને પશ્ચિમે કૉલેરેડો છે. પૂર્વ પશ્ચિમ લંબાઈ ૪૦૦ મૈલ ને ઉત્તર દક્ષિણ પોહળાઇ ૨૦૦ મૈલની છે. એનું ક્ષેત્રફળ ૮૨,૦૮૦ ચોરસ મૈલ છે. એની ભૂમિનો મુખ્ય ભાગ અમેરિકન 'બીડ જંગલથી ભરપૂર છે. પૂર્વ તરફ ૮૦૦ ફીટથી વધારે ઉભો ભાગ હોઈ પૂર્વ પશ્ચિમ ભણી ૩૦૦૦ થી ૪૦૦૦ ઉંચો ભાગ પસરેલો છે. કેનસાસમાં મિસોરી નદી સિવાય બીજી કોઇપણ જાવઆવ લાયકની નદી નથી, આ નદી કેનસાસની પૂર્વે સર હદ બાંધેછે, વરસાદમાં અત્રે ૩૭°૧૦ ઈંચ વરસાદ પડેછે. મુખ્ય ખનીજ પદાર્થો શીસું, જસત, કોલસો, લીગનાઇટ, ખડકનું મીઠું, રંગ, ધાપાન, ઇમારતી પથ્થરોની ખાણો, ઈંટનો ચુનો વગેરે મુખ્ય છે, ધાન્યમાં ગહું, મકાઇ તથા ઓટનો મોટો પાક થાયછે. આ દેશમાં બાગબાનીનું કામ મોટા પાયાપર ચાલેછે, અને શેરડીની ખેતી ખાંડ બનાવવા માટે કરેછે. મુખ્ય કારખાના બીફ, આટાની મીલ, લોઢા વગેરેનાંછે, રાજ્ય તરફથી ચાલતી યુનિવરસિટી લૉરેન્સમાં છે, અને ખેતીવાડી સંબંધી કૉલેજ 'મેનહેટન'માં તથા નાહની સ્કુલો ઈમ્પોરિયામાં છે. ગુલામોને છુટકારો બક્ષવા માટે આ દેશમાં મોટી લઢાઈ થઈ હતી. ૧૮૬૦ માં લોક વસ્તી ૧,૦૭૨૦૬ ની હતી, ૧૮૯૦ માં ૧૪,૨૭,૦૯ ની હતી. એના મુખ્ય 'ટોપીકા' શેહેરમાં લોક વસ્તી ૩૧,૦૦૭ ની છે.

**કેનસાસ**—મિસોરીનું આ બીજું શેહેર. આ નદી ઉપરથી રેલ્વે પસાર થાયછે. આ પૂલ સેંટ લુઇસની પશ્ચિમથી ઉત્તરે ૨૮૩ મૈલપર પૂર્વે વલાણ લીયેછે. શેહેરનો મુખ્ય ભાગ ઉંચા ભાગોપર બાંધેલો છે. લોક વસ્તી ૩૮,૩૧૬ ની છે. આ શેહેરમાં પોહળા તથા સુંદર માર્ગોપર આવેલી ટેકડીઓ પર મોટી મોટી ઈમારતો બાંધેલી છે, તેમજ તબીબી પાઠશાળાની જાણીતી ઇમારત છે. કેનસાસ રેલ્વેનું મુખ્ય મથક ગણાયછે અને દક્ષિણ પશ્ચિમમાં ખેતીવાડીનો લાભ આપનાર એજ મુખ્ય ગામ છે. શેહેરમાં ગાડી, આટો, બીર, માખણ, સાબુ સરસામાન વગેરે બનાવવાના મોટાં કારખાનાઓ છે. ૧૮૬૦ માં લોક વસ્તી ૪૪૧૮ ની, ૧૮૭૦ માં ૩૨૨૬૦ ની, ૧૮૮૦ માં ૫૫૭૮૬ ની ને ૧૮૯૦ માં ૧,૩૨,૭૧૬ ની હતી.

**કેનસીંગટન**—પશ્ચિમ લંડનનું આ એક પરું વેસ્ટ મિનિસ્ટરને જોડે જોડ છે. અત્રેનો કેનસીંગટનનો મેહેલ લાલ ઇંટરડીથી બાંધેલો છે. આગળ એ નોટીંગહેમના અર્લ અને ઇંગલંડના લોર્ડ ચેનસેલરનું મથક હતું, તે પછી ત્રીજા વિલ્યમે ૧૬૬૯ માં વેચાતું લીધું હતું. આ કિલ્લામાં એન રાણી તથા પ્રીન્સ ઑફ ડેનમાર્ક, બીજો જ્યૉર્જ વગેરે મરણ પામ્યા હતા, અને વિક્ટોરિયા મહારાણી આજ મેહેલમાં જન્મ પામ્યાં હતા. આગળ આ મેહેલનો બગીચો ૨૬ એકર જગા રોકતો હતો પણ રફતે રફતે વધી હાલમાં તેનો ઘેરાવો ૨½ મૈલનો થએલો છે. આ બગીચો હાઈડપાર્કના ઉત્તર ભાગ સાથે ૧૮૨૬ માં બાંધેલા પૂલ સાથે જોડી નાખવામાં આવ્યો છે. દક્ષિણ છેડાપર પ્રિન્સ આલબર્ટની યાદયારીનું કાસાનું બાંધેલું પુતલું ગોઠવેલું છે. અતરેનો આલબર્ટ હૉલ ૧૮૬૭–૭૧ માં બાંધવામાં આવ્યો હતો તેમાં ૧૦૦૦૦ માણસો એકી વેળા બેસી શકે છે. આ હૉલ બાંધવા પાછળ ૨,૦૦,૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો. હૉલ ૨૦૦ ફીટ લાંબો, ૧૮૦ પોહળો ને ૧૪૦ ફીટ ઉંચો છે. ૧૮૫૭ માં બાધેલું કેન્સીંગટન મ્યૂઝીયમ જોવા જોગ છે, તેમજ ખુદ્રતી જ્ઞાનનું મ્યુઝીયમ, રાજ્યવંશી હૂન્નર વિદ્યાની સ્કુલ, ૧૮૮૩* માં બાંધેલી ગાયનકળા શીખવવાની કૉલેજ, દેવળ વગેરે અનેક બાંધકામો આ મેહેલનાં કોટ દરમ્યાન સમાવવામાં આવ્યાંછે. અતરેનો ટાઉન હૉલ ૧૮૮૦ માં બાંધ્યો હતો. આ મેહેલના પરામાં જાણીતા મહાન પુરૂષો અને વિદવાનો પોતાની લાંબી જીંદગી ગુજારી ગયાં

છે. ૧૮૭૧માં ત્યાં ૧,૨૦,૨૯૯ની વસ્તી હતી ને ૧૮૯૧માં ૧,૬૬૩૦૮ની હતી.

**કૅનહન**—સાગર અને નર્મદાના પ્રદેશમાં દેવગીરી પર્વતમાંથી વહેતી નદી. આ નદી મૂળમાંથી વહેતી વક્ર વલાણ લઇ દક્ષિણ પૂર્વમાં ૧૩૦ મૈલવેર વેહે છે અને પછી ઉત્તરે વલાણ લઇ દક્ષિણ પૂર્વે ૫૦ મૈલ વહેતી, કામટીમાંથી વધે છે અને પછી વાઇન ગંગામાં જમણે કાંઠે ખાલી થાયછે. પોતાના મૂખથી કામટી તરફ ૪૩ મૈલપર આ નદી ૫૦૦ યાર્ડ પોહળી છે.

**કેનીંગ ચાર્લસજૉન અર્લ**—હિંદુસ્થાનનો આ પ્રસિદ્ધ વાઇસરાય જ્યૉર્જ કેનીંગનો બીજો બેટો હતો, એનો જન્મ ૧૮૧૨ માં ૧૪મી ડીસેંબરે થયો હતો. એણે ઇટન તથા ઑાક્સફર્ડના ખ્રાઇસ્ત ચર્ચમાં કેળવણી લીધી હતી. ૧૮૩૬ માં એ પાર્લામેંટમાં દાખલ થયો, ને વારવીક તરફથી કંઝરવેટીવ સભાસદ તરીકે શરૂ કરી, બીજે વર્ષે વડી સભામાં વાઇકૌંટ કેનીંગ તરીકે બેઠક મેળવી, કે જે એલકાબ એના બેઉ ભાઇઓના મોતથી એને મળયો હતો. સર રૉબર્ટ પીલની પ્રધાનકી દરમ્યાન એણે મોટા ઓદ્ધા મેળવ્યા હતા. પણ લૉર્ડ એબરડીનના અમલમાં પોસ્ટમાસ્ટર જનરલ થયો હતો, ૧૮૫૬માં લૉર્ડ ડેલહોસી પછી એ હિંદના વાઇસરાય તરીકે નેમાયો. એના અમલમાં ઇરાનની લઢાઇ થઇ, જેનો અંત ૧૮૫૭ માં આવ્યો હતો, તેમજ ૧૮૫૭ માં ૧૦ મી મેએ મોટો બળવો ફાટયો તે વેળા અર્લ કેનીંગની કારકીર્તી ઘણી નબળી નિવડી હતી, તેથી એને તે વખતે 'Clemency Canning' કહેવા. ૧૮૫૮ થી એ પેહેલા પાદશાહી નેમણુક પામેલા વાઇસરાય તરીકે ગણાયો, ૧૮૫૯ માં અર્લની પદ્વિ પામ્યો અને ૧૮૬૧ માં એની બાનુંના મરણથી ૧૮૬૨ના માર્ચમાં ઇંગલંડ ગયો અને એજ વર્ષની ૧૭ મી જુને લંડનમાં મરણ પામ્યો. અર્લ કેનીંગનો પુત્ર મરણ પામવાથી એનો અર્લનો ખેતાબ ખતમ થયો હતો.

**કેનિલા**—એક જાતનું આ નાહના કદવાળું ઝાડ વેસ્ટ ઇંડીજમાં ઉગેછે. અને તે રેવન્ચીના વર્ગનું હોઇ તે ઔષધિ ઉપચારમાં ઉપયોગી ગણાય છે. તેથી બહામા તરફ તે મોટા જથ્થામાં મોકલવામાં આવે છે. કેનિલા ઉત્તેજક તથા ખુશબોદાર હોય છે; પણ હાલમાં તેનો મુખ્ય ઉપયોગ ઔષધિમાં કરવામાં આવેછે. વેસ્ત ઇંડીજમાં કેનિલાને ગરમ મસાલા તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે.

**કેનીંગ જ્યૉર્જ ઑનરેબલ**—આ જાણીતા બ્રિટીશ રાજદ્વારી પુરૂષ તથા વકતાનો જન્મ લંડનમાં ૧૭૭૦ માં ૧૧ મી એપ્રેલે થયો હતો. એનો પિતા વેપાર વણજમાં કમનશીબ નિવડયાથી એને એના કાકાએ ઇટન અને ઑાક્સફર્ડ કૉલેજમાં કેળવણી લેવાની જોગવાઇ કરી આપી હતી. જ્યાં એણે બચપણથી પોતાની ચંચળાઇ અને બાહોશી બતાવવા માંડી હતી. ત્યાં એને ઑનરેબલ ચાર્લસ જેંકિન્સન (પાછળથી લૉર્ડ લીવરપૂલ) સાથે ધાડી મિત્રાચારી બાઝી હતી કે જે એને ભવિષમાં અતિ ઉપયોગી થઈ પડી હતી. ત્યાંથી ૧૭૯૦ માં એણે લીંકોલનમાં દાખલ થઈ કાયદા શાસ્ત્રી તરીકે આગળ વધવાનો કસદ કર્યો, પણ વિલીયમ પીટે એને તે કામથી વાળી પાર્લામેંટમાં દાખલ થવા ઉશકેર્યો.

કેનીંગ ન્યૂપોર્ટ તરફથી પાર્લામેંટમાં સભાસદ તરીકે બેઠક મેળવી શકયો હતો. ૧૭૯૪ વેર વિલ્યમપીટના મદદગાર તરીકે હતો. ૧૭૯૬ માં રાજ્યના મુખ્ય અધિકારીના મદદનિશ તરીકે નેમાયો. તે પછી દર્યાઇ કાફલાના ખજાનચી તરીકે નેમાયો હતો. ૧૮૦૭ માં પીટના મરણ પછી એક વર્ષે ડયુક ઑાફ પોર્ટલેંડ જ્યારે વડો પ્રધાન નેમાયો ત્યારે એ પરદેશી રાજ્યોના વડા સેક્રેટરી તરીકે નેમાયો. આ ઓધો એણે બે વર્ષ વેર અતિ બાહોશીથી ચલાવ્યો હતો. ૧૮૧૨ માં લીવરપૂલ તરફથી પાર્લામેંટમાં સભાસદ

તરીકે બિરાજ્યો, ૧૮૧૪ થી ૧૯ વેર લીસબનમાં એલચી તરીકે ઓધો ભોગવ્યો. ૧૮૭૦ થી ૨૦ વેર 'ઇંડીયન બોર્ડ ઑફ કંટ્રોલ'ના પ્રમૂખ તરીકે કામ બજાવ્યું. ૧૮૨૨ માં હિંદના ગવરનર જનરલ તરીકે નેમાયો પણ તેટલાં પ્રદેશ ખાતાના પ્રધાન મારકિવસ ઑફ લંડનડરીના મરણથી તેની જગાપર નેમાયો, ને હિંદુસ્થાન આવવાનું માંડી વાળયું. તે પછી ૧૮૨૭ માં લૉર્ડ મિન્સ્ટરે પોતાની પ્રધાનકી છોડીયાથી એ પ્રધાન તરીકે નેમાયો. પણ આ ઓધો માત્ર ૪ માસ ભોગવી ફેબ્રુવારીમાં એસવીક ખાતે મરણ પામ્યો. એના શબને વેસ્તમિન્સટર એબીનાં વિલ્યમ પીટની કબર નજદીક દાટવામાં આવ્યું હતું. કેનીંગ એક બાહોશ રાજદુઆરી પુરૂષ તથા વકતા તરીકે બ્રીટનમાં મોટી પ્રસિદ્ધતા પામ્યો છે, અને પીટ, બર્ક તથા ફોકસનો સરોબરીયો હતો.

**કેનીયા પર્વત**—'બ્રિટીશ ઇસ્ત આફ્રિકા'માંનો એક બરફથી છવાયલો પર્વત. આ પર્વત કેલીમાનાજારોની ઉતરે છે. સમુદ્ર સપાટીથી ૧૬૦૦૦ ફીટ આ પર્વત ઉંચો છે.

**કેનેડા**—આ કેનેડા નામ ઇંડીયન 'કેનાથા=ગામડું', એ શબ્દ ઉપરથી ઉપજાવી કાઢયો છે. આ બ્રિટીશ રાજ્યને તાબેનો પ્રદેશ ઉત્તર અમેરિકાનો ઉત્તર ભાગ રોકે છે. આ દેશ ઇ. સ. ૧૪૯૯ માં 'કેબોને નામના મુસાફરે પ્રથમ શોધી કાઢયો હતો. આ દેશ ૧૭૬૩ માં ફ્રેન્ચો પાસથી બ્રિટિશોએ મેળવ્યો હતો. અને તે વેળા એ છેક મિસીસિપીની પશ્ચિમથી ગણાતો હતો. ૧૮૬૭ થી ઉપલું કેનેડા ને નીચલું કેનેડા એવા બે ભાગ કરવામાં આવ્યાં હતાં.

કેનેડાની ઉત્તરે આર્ટીક સમુદ્ર, પશ્ચિમે પેસીફીક અને અલાસ્કા, પૂર્વે ન્યૂફાઉન્ડલંડ અને આટલાંટીક, દક્ષિણે યૂનાઇટસ્ટેટ. કેનેડાની ભૂમિપર અનેક ઉંચા પર્વતોની હારો ફરી વળેલી છે. પૂર્વ ભાગ ઇમારતી લાકડાના વનોથી ભરપૂર છે. પશ્ચિમ ભાગની ભૂમિ અતિ ફળદ્રુપ છે અને ત્યાં ધાન્ય તથા ઘાસ ચારો પુશકળ પાકે છે. આ પશ્ચિમ ભાગ સમુદ્ર સપાટિથી ૩૦૦૦ ફીટ ઉંચો છે અને પૂર્વ ભાગ ૮૦૦ ફીટ ઉંચો છે. કેનેડાના પર્વતોમાં 'મૅાટ બ્રાઉન' ૧૬૦૦૦ ફીટ ઉંચો છે, મૅાન્ટ હૂકર ૧૫૭૦૦ ફીટ ઉંચો છે, અને બીજા પર્વતો ૭૦૦૦ થી ૮૦૦૦ ફીટની ઉંચાઇના આવેલા છે. મુખ્ય સરોવરો વિનીપેગ, વિની પેગોસીસ, મેનિટોબા, લેક ઑફ ધી ઉડ, ગ્રેટ સ્લેવ્હ, ગ્રેટ બીયર વગેરે છે. વિનિપેગ નદી એજ નામના સરોવરમાંથી વહેછે, નેલસન નદી હડસન એમાંથી વહેછે, એ શિવાય બીજી સંખ્યા બંધ નદીઓ આ દેશના સર્વ ભાગમાં ફરી વળેલી છે. અતરેની આબો હવા ગ્રેટબ્રીટન કરતાં ઘણી સુખાકારી ભરી છે. ઇંગલંડ કરતાં બેથી ત્રણ અઠવાડીયા પેહેલાં અતરે વસંત ઋતુ શરૂ થાયછે, થંડી નવેંબરની અધવચથી શરૂ થાયછે, અને માર્ચમાં પુરી થાયછે. ઉત્તર અમેરિકામાં બ્રિટિશ કોલંબિયાની આબો હવા સર્વોત્તમ ગણાયછે, ત્યાંનો પવન સદા સુક્કો વાતો હોવાથી તે તંદરોસ્તી વધારનારો છે. કેનેડા દેશ આખા યુરોપ જેટલું મોટું, ને અલાસ્કા શિવાય યુનાઇટેડસ્ટેટ કરતાં એનું ક્ષેત્રફળ ૬,૦૦,૦૦૦ ચૌરસ માઇલ વધારે છે.

૧૮૯૧ ની ગણુત્રી મુજ કેનેડાની મોજણી અને વસ્તી નોંધાઇ હતી.

| નામ. | ક્ષેત્રફળ ચૌ. મૈ. | લોક વસ્તી. |
|---|---|---|
| પ્રિન્સ એડવર્ડ આઇસલેંડ... ... | ૨,૦૦૦ ... | ૧,૦૯,૦૭૮ |
| નોવા સ્કૅાટા ... ... ... | ૨૦,૫૫૦ ... | ૪,૫૦,૩૯૬ |
| ન્યુ બ્રન્સવિક ... ... ... | ૨૮,૧૦૦ ... | ૩,૨૧,૨૬૩ |
| ક્યૂબેક... ... ... ... | ૨,૨૭,૫૦૦ ... | ૧૪,૮૮,૫૩૫ |
| ઓનટેરિયો ... ... ... | ૨,૧૯,૬૫૦ ... | ૨૧,૧૪,૩૨૧ |
| મેનિટોબા ... ... ... | ૬૪,૦૬૬ ... | ૧,૫૨,૫૦૬ |
| બ્રિટીશ કોલંબિયા ... ... | ૩,૮૨,૩૦૦ ... | ૯૭,૬૧૩ |
| સંસ્થાનો તથા ટાપુઓ ... ... | ૨૩,૭૧,૪૮૧ ... | ૯૮,૯૬૩ |
| | ૩૩,૧૫,૬૪૭ ... | ૪૮,૩૨,૬૭૫ |

આ લોક વસ્તીમાં ૪૧,૫૨,૦૫૪ કેનેડાના વતનીઓ, ૪,૭૫,૧૬૮ યુનાઇટેડ કીંગડમના રહેવાશી, ૮૦,૪૮૦ યુનાઇટેડસ્ટેટના રહેવાશી, ૨૭૭૧૧ જર્મનો છે. આ પ્રજામાં ૧૪,૧૫,૦૯૦ લોકો ફ્રેન્ચ ભાષા બોલેછે, કેનેડામાં ઈંડીયનોની લોક વસ્તી ૧,૨૧,૬૩૮ ની હતી. ૧૮૮૧ માં એકંદર લોક વસ્તી ૪૩,૨૪૮૧૦ ની હતી.

આ મોટી વસ્તીમાં ૧૯,૯૦,૪૬૫ કેથોલીક, ૭,૫૫,૧૯૯ પેસબેટોરીયન, ૬,૪૪૧૦૯ ઈંગ્રેજો, ૮,૪૭૪૬૯ મેથોડીસ્ત, ૩,૦૩,૭૪૯ બેપટીસ્ટ પંથીઓછે. મુખ્ય ભાષા ઇંગલીશ બોલાયછે અને તેથી ઉતરતો ફેલાવો ફ્રેન્ચ ભાષા પામી છે.

કેનેડાના મુખ્ય શેહેરો—હોરેન્ટો (વસ્તી ૧,૮૧૨૨૦ ની) કયુબેક (૬૩૦૯૦ ની વસ્તી) હેમિલ્ટ (૪૮૯૮૦ ની વસ્તી), મોનહેરલ (૨૧૬૬૫૦ ની વસ્તી), ઓટેવા એ પાયતખત શેહેર હોઇ તેમાં '૪૪૧૫૪'ની લોક વસ્તી છે.

કેનેડામાં અનેક કૉલેજો છે, તેમાં ડૅલ હાઉસ ૧૮૨૯ માં સ્થાપન કરવામાં આવી, બ્રન્સવીક ૧૮૨૮ માં, ટોરેંટો ૧૮૨૮ મા, કવિન્સ ૧૮૪૧ માં, લેભ્હલ ૧૮૫૨ માં, મેનટોબ ૧૮૭૭ માં, સરકારી લશકરી કાલેજ ૧૮૭૪ માં સરકાર તરફથી સ્થાપન કરવામાં આવીછે.

વેપાર વેહેવારના બાબમાં કેનેડા સુધરેલા દેશોની બરોબરી કરે છે. ૧૮૭૯ માં કેનેડામાં પરદેશથી આવેલો માલ ૮,૧૯,૬૫,૦૦૦ પૌંડનો હતો, અને ૧૮૯૨ માં ૧૨,૭૪,૦૬,૦૫૮ પૌંડનો હતો.

એજ વર્ષમાં કેનેડાથી પરદેશ રવાના કરેલા માલની કિંમત (૧૮૭૯)—૭,૧૪,૯૧,૦૦૦ પૌંડની હતી ને ૧૮૯૨ માં ૧૧,૩૯,૯૩,૩૭૫ પૌંડની ઉપજી હતી.

૧૮૯૧માં ગ્રેટબ્રિટન ખાતે મોકલેલા માલની કિંમત ૪,૯૨,૮૧,૦૦૦ પૌંડની ને યુનાઇટેડ સ્ટેટમાં મોકલેલા માલની ૪,૧૧,૩૯,૦૦૦ પૌંડની ઉપજી હતી. એજ વર્ષમાં ગ્રેટબ્રિટનથી કેનેડામાં ૪,૨૦,૪૮,૦૦૦ પૌંડનો ને યુનાઇટેડ સ્ટેટથી ૫,૩૯,૮૬,૦૦૦ પૌંડનો માલ કેનેડામાં આવ્યો હતો.

પરદેશથી આવતાં માલમાં મુખ્ય લોખંડના ઓજારો, કોલસો કોક, સાકર, રેશમ, ઔષધિ અને રસાયણી પદાર્થો છે.

અને કેનેડાથી રવાના થતા માલમાં ડાકડમાળ, જંગલમાં થતો માલ, પનીર, ઢોરો, ગહું, બાજરી, અને બીજાં ધાન્યો તથા કૉડ વગેરે માછલી, અને કોલસો, ધાતુ, વગેરે મુખ્ય છે.

આ દેશમાં સમુદ્ર તથા સરોવર કાંઠે માછલી મારવાનો ધંધો અતિશય ધિકતો ચાલે છે. આ ઉદ્યોગ ૫૦૦૦ મૈલના કિનારા પર ફેલાયલો છે.

ખણીજ પદાર્થોમાં મુખ્ય કોલસો, સુન્નું, ત્રાંબુ, ચાંદી, લોઢું, મીઠું, ફાસફેટસ, સુરમાની ધાતૂ, કેરોસીન અને ધાપાન પુશકળ નિકળે છે. સુન્નાની ખાણો મુખ્ય કરી નોવા સ્કોટા, કયુબેક અને અનટેરિયો તથા બ્રિટીશકોલંબિયામાં મોટા વિસ્તારમાં છે. ચાંદીની ખાણો ઓનટેરિયો, સિલ્વર આઇસ લેટ, થનડરબે અને બીજા ભાગોમાં છે. લોઢું આખા રાજ્યમાં અનેક ઠેકાણે મળેછે. ત્રાંબાની ખાણો કયુબેક અને ઓનટેરિયોની મોટી ગણાય છે. કોલસાની મોટામાંમોટી ખાણો નોવારકોટામાં છે. રૅાકી મૌંટની પૂર્વમાં ૧૫૦ થી ૨૦૦ મૈલના વિસ્તારમાં કોલસાની ગંજાવર ખાણો છે અને ઉત્તર સરહદ ઉપર ૧૦૦૦ મૈલના વિસ્તરમાં બીજી કોલસાની ખાણો છે.

કેનેડામાં રેલવે લાઇન બોહોળા વિસ્તારપર નખાઇ ચુકી છે. ઇ. સ. ૧૮૮૯ માં ૧૦,૭૦૦ મૈલ લાઇન નખાઇ ચુકી હતી. ૧૮૯૦ માં ૧૩,૨૫૬ મૈલ, ૧૮૯૩ માં ૧૫,૦૨૦ મૈલ અને ૧૮૯૭માં ૧૬૫૬૦ મૈલ રેલવે લાઇન નખાઇ ચુકી હતી. કેનેડામાં પાસિફીક રેલ્વે સમુદ્રથી સમુદ્ર સુધી ૪૩૧૯ મૈલ લાંબી ૧૮૮૫ માં નખાઇ હતી. કેનેડામાં આવેલી અનેક નેહેરોમાં સ્ટેંર લૉરેન્સની

નેહેરમાંથી ૫૦૦૦ થી ૬૦૦૦ ટનના વહાણો જાવ આવ કરી શકે છે.

દેશની આવક તથા ખરચ ઉપરથી જણાય છે કે ૧૮૮૭ માં આવક ૩,૫૭,૫૪,૦૦૦ પૌંડની ને ખરચ ૩,૫૬,૫૮,૦૦૦ નો થયો હતો. ૧૮૯૦ માં ઉપજેલી આવક ૩,૯૮,૮૦,૦૭૦ પૌંડની હતી ને એજ વર્ષમાં થએલો ખરચ ૩,૬૩,૪૩,૦૦૦ નો થયો હતો.

આ દેશ એટલો તો વિશાળ છે કે હજી ૧૦,૦૦,૦૦૦ ચૌરસ મૈલ ભાગ ઉપર કોઇ પણ મુસાફરે પગ મેળીયો નથી અને હજી તે ભાગ શોધી કાઢવાનો રહ્યો છે.

**કેનેડીયન**—આ નદી આરકેન્સસના સંસ્થાનમાં વહે છે. એ મેકસિકોના ઉત્તર પૂર્વ ભાગમાંથી વહેતી ૯૦૦ મૈલપર પશ્ચિમ ભણી ટેક્સસ અને ઇંડીયન પ્રદેશમાંથી આરકેન્સસ તરફ વધે છે. એની એક શાખા નૉર્થ ફૉર્ક ૬૦૦ મૈલ સુધી વહે છે.

**કેનેરા**—મદ્રાસ ઈલાકાના તાબાનો આ એક મોહટો પ્રાંત છે. આ ભાગ લંબાઈ કરતાં પોહળાઇમાં અતિશય વિશાળ છે. આગળ કેનેરા એક દખણી હિંદુ રાજ્યને તાબે હતું. કેનેરાની ઉત્તરે ગોવા પ્રાંત અને મુંબઇ ઇલાકો, પૂર્વે મુંબઇ ઇલાકો તથા માયસોરનું રાજ્ય તથા કૂર્ગ, દક્ષિણે કૂર્ગ તથા મલબાર અને પશ્ચિમે હિંદી મહાસાગર તથા ગોવા પ્રાંત આવેલો છે. એનું ક્ષેત્રફળ ૭૭૨૦ ચોરસ મૈલ છે. અને તે ઉત્તર તથા દક્ષિણ કેનેરામાં વેંહચાઈ ગએલો છે. ઉત્તર કેનેરામાં લોક વસ્તી ૪,૪૬૭૫૧ ની ને દક્ષિણ કેનેરામાં ૧૦,૫૬,૦૮૧ ની છે.

ઉત્તર કેનેરાનો સમુદ્ર કાંઠો ૧૦૦ મૈલ લાંબો હોવા છતાં તેમાં એક પણ વહાણ આટેનું સલામત બંદર નથી. આ ભાગમાં સંખ્યાબંધ નાળાં તથા ખાડીઓ છે. એજ કિનારાપર બીજી કેટલીક નદીઓ પશ્ચિમઘાટમાંથી વહેતી આવી મળે છે તેથી ૨૦ થી ૨૫ મૈલવેરનો ભાગ નૌકાગમન લાયકનો છે. એમાં દાખલ થવાના માર્ગમાં એક તરફ ઉંચી ટેકડીઓની હારો લંબાયલી છે, અને ત્યાં ૧૬ થી ૧૭ ફીટ પાણી રહે છે, પણ બંદરમાં ૨૫ ફીટ સુધી પાણી રહે છે, તેથી તેવે ઠેકાણે વહાણો કિનારાવેર જઈ શકે છે.

દક્ષિણ કેનેરાનો સમુદ્ર કાંઠો ૨૦૦ મૈલ લંબાઇનો છે. એના કિનારાપરની અનેક ખાડીઓ માછલીઓ પકડવા માટે ઘણી ઉપયોગી છે. માંગલોર તરફ મોહટાં વહાણો જઇ શકતાં નહોતાં, પણ હાલમાં તેને સુધારી ત્યાં મોહટાં વાહણો લંગર કરી શકે તેવું બંદર બનાવ્યું છે, દક્ષિણ કેનેરાની લોક વસ્તી જૂદી જૂદી જાતોની બનેલી છે. ત્યાં બ્રાહ્મણોની મોટી વસ્તી છે, અને જૈનો પણ મોટી સંખ્યામાં વસેછે, તે શિવાય આગલા પોર્ટુગીજોએ વટલાવેલા ખ્રિસ્તીઓ તથા મોહમેદન અને જ્યુ પ્રજાની વસ્તી છે. આગળ આ ભાગમાં ગુલામગીરીનો ઓહોળો વેપાર ચાલતો હતો પણ ઈંગ્રેજ સરકારે તેનો તદન નાશ કર્યો છે. કેનેરાનો ઇતિહાસ થોડો જણાયલો છે, અઢારમી સદીમાં તે હૈદર અલીને તાબે હતું, પણ ૧૭૯૯ માં ટીપુ સુલતાનની હાર પછી ઈસ્તઈંડીયાને તાબે આવ્યું હતું.

**કેનેરી**—મુંબઇ ઇલાકામાં થાણાથી ૧૬ મૈલ ઉપર આવેલા પહાડી ગુફા. આ ગુફા તરફ જવાનો ૧ માર્ગ ભાંડુપથી ને બીજો બોરીવલીથીછે પણ આ બેઉ માર્ગો અતિશય બીકટ અને ઝાડીવાલા છે. આ પર્વત બ્લેક ત્રેપનો બનેલો હોવાથી તેમાં અતિ વિશાળ ગોફાઓ કોતરેલાં છે. અત્રે પાણીનાં કુંડો હોવાથી ત્યાં કાર્તીક શુદ ૧૧સે જાત્રા ભરાય છે, આ ગુફામાં આગળ એક સાધુ રહેતો હતો તે ૧૩૦ વર્ષની વયે મરણ પામ્યો હતો.

આ કેનેરી પર્વતમાંના ૧૦૦ ગુફામાં ૯૬ નંબરવાલા ગુફામાં કેટલાક પેહેલવી લેખો કોતરેલા છે, જે લેખો ઇ. સ. ૧૮૬૧ માં ડૉ૦ ભાઉદાજીએ પ્રથમ ઉકલાવવા પલાસ્ટર ઓફ પારીસથી તેની નકલ ઉતરાવી હતી, અને તે તખતી ઓનો ખોલાસો શેઠ ખ. ર.

કામા કૃત 'જરથોસ્તી અભ્યાસમાં' આપવામાં આવ્યો છે. તે લેખમાં જણાવ્યા મુજબ બાપ દિકરા તથા ભાઇઓ મળી ૧૭ જરથોસ્તીઓએ આ ગુફાની મુલાકાત યજદેજરદી સને ૩૬૮ માં લઇ ત્યાં પોતાની ઓળખનો પેહેલવી ભાષામાં એક લેખ કોતર્યો હતો કે જે હાલમાં સ્પષ્ટ ઉકલાવી શકાયો છે.

આ ગુફાઓ તથા તેને લગતી જમીન માગઠાનાના જંગલના કેટલાક ભાગ સાથે ઇ. સ. ૧૮૧૯ માં મી૦ જહાંગીર અરદેશર દાદી શેઠના તાબામાં આવી હતી અને ત્યારથી આ ગુફાઓ એજ પારસી ખાનદાનની મીલકત તળેનાં ગણાય છે, પણ તે દુર દરાજ હોવાથી હાલહવાલ હાલતમાં પડેલાછે.

શમશુલ ઓલમાં એરવદ જીવનજી. જ. મોદીએ આ ગુફાઓની મુલાકાત લઇ જે વર્ણન આપ્યું છે તે ઉપરથી જણાય છે કે 'આ ગુફાની સંખ્યા ૧૦૦ ઉપર છે અને તેમાંના ૫૪ મુખ્ય લેખો ઉકલાવવામાં આવ્યાછે. જેમાંના ૩ પેહેલવી, ૨ સંસ્કૃત અને બાકીના પ્રાકૃત છે. આ લેખો ઇસવી સનની ૨ જી થી ૧૧ મી સદીવેરના છે. વળી તેમાંથી છેક ૧૫ મી સદીવેરના શિક્કાઓ વટીક મળેલા છે.''

"આ લેખોમાં મુખ્ય કરી સખાવતની નોંધો કરેલી છે. કે એ ગોફાઓ અથવા ટાંકીઓ તથા એકમેકપર જવાના માર્ગો કયા શખસે બાંધ્યા, અને તે કયાંનો રહેવાશી હતો, અથવા તેણે શું શું બાંધવા કેટલું નાણું અથવા જમીન સખાવતમાં આપીછે;' અત્રેના લેખપરથી જણાય છે કે આ ગુફામાં કરેલા ફેરફારમાં ૭ સ્ત્રીઓએ નાણાની મદદ કરી હતી તેમાં ૪ જોગનો હતી.''

"આગળ આ ગોફાઓનું નામ કનકાગીરી હતું કે જે કૃષ્ણાગીર અથવા કૃષ્ણા પર્વતનું અપભ્રંશ છે. આ નામ બતાવે છે કે બૌદ્ધ ધર્મના ફેલાવા આગમજ આ જમા શ્રી કૃષ્ણના વખતથી પવિત્ર હતી. કેટલાકો આ કનકાગિરિનો અર્થ કાળો પર્વત કરેછે, અને એ પર્વતના પથ્થર ઉપરથી તે નામે કલ્પે છે. કેટલાકો એનું પુરાણું નામ 'ખનદેરી' જણાવેછે કે જેનો પ્રાચીન અર્થ દર્યાઇ ટેકડી થાયછે. જે ઉપરથી 'કનહાગીરિ' કરી એર્યનો એ નામ પાડ્યું હોય એવો એક વિદ્વાનનો તર્ક છે.''

"આ ગુફા છેક યુદ્ધિષ્ઠીરના વખતમાં બંધાયલા હતા એવા કેટલાક હિંદુ ધર્મ ગ્રંથ પુરાણ તથા મહાભારતમાં એસારા છે, પણ તેનીપર વિદ્વાનો શક લઇ જાયછે. ખુદ બુદ્ધે અતરે આવી પોતાનો ધર્મ સ્થાપ્યો હતો એવી એક હકીકત મળેછે. તે મુજબ કેનેરીના ગોફાની પડોસમાં આવેલા સોપારા 'ગામનો પુરના નામનો એક વેપારી કાશીની નજીકના સરસ્વતિ ગામથી આવતાં બુદ્ધિસ્તો તરફથી તે ધર્મની ફીલસુફી સાંભળી બુદ્ધીષ્ત થવા છેક સરસ્વતિ જઇ ત્યાં બુદ્ધનો ચેલો બની અત્રે આવ્યો, ને પોતાના સગા સ્નેહીની મદદથી અતરે એક બૌદ્ધ ધર્માલય સ્થાપ્યું ને ખુદ તેનું મુહૂર્ત બૌદ્ધના હાથે કરાવ્યું હતું. તે પછી બૌદ્ધ સાધુઓ આ ગુફાના મઠમાં વસવા લાગા તે તેઓ છેક ઇ. સ. ૧૫૩૪ વેર અતરે હતા, પણ પછી ફરંગીઓનું રાજ્ય થતાં સાષ્ટીમાં વટલેલા ખ્રિસ્તીઓમાં તેમાંના કેટલાક મળી ગયા અને ત્યારથી આ ગુફા ઉજડ પડયા. તે પછી બૌદ્ધ ગુફાને બદલે તે બ્રાહ્મણી ગુફા તરીકે ઓળખાવા લાગ્યા.''

મી. કેમ્બેલ પોતાની બોમ્બે ગેઝીટીયરીમાં જણાવે છે કે "ઇ. સ. ૧૫૩૪ માં એનટોનિયો નામનો એક ફરંગી પાદરી મુસાફરી કરતો અતરે આવ્યો હતો, તેને જણાવવમાં આવ્યું હતું કે અતરે એક છુપો માર્ગ છે, જ્યાંથી ખંભાતમાંની એક મસજીદમાં જવાય છે. તે ઉપરથી એનટોનિયો પોતાના મિત્ર સાથે ૨૦ હથિયારબંધ માણસો, અનાજ, પાણી તેલ વગેરે સામગ્રી લઈ જવા નિકળયો. તેણે આ છુપા માર્ગના મુખપર એક પથ્થર મેળી તે સાથે એક લાંબા દોરડાંનો છેડો પોતાની સાથે રાખી તેઓ અંદર

દાખલ થયા. અને ગલીઓ વટાવતાં લાગટ ૭ દિવસ અંદર મુસાફરી કર્યા છતાં તે માર્ગનો છેડો નહિ મળવાથી તથા ખોરાક ઘટી જવા માંડયાથી દોરડાની નિશાનીથી પાછો ગોફા બહાર નિકળ્યા હતા.

**કેનેરી**—આ પક્ષી હિંદુસ્થાનમાંના 'મેના'ના વર્ગનું છે, પણ રંગ રૂપ તથા ચંચળાઇમાં શ્રેષ્ટ હોય છે. એનું મૂળ વતન મેડિયા, કેનેરી તથા કેપવર્ડ આઇસલંડ છે. 'કેનેરી દેશ'થી આ પક્ષીને પ્રથમ ૧૫ મી સદીમાં યૂરોપમાં લાવવામાં આવ્યું હતું. આ પક્ષી વર્ષમાં ૪ થી ૫ વેળા ઈંડા મેળે છે, અને દરેક વેળા સરાસરી ૬ ઈંડા મળે છે. એ દરેક ઋતુમાં એથી ચાર યા પાંચ બચ્ચાં ઉપ્તન્ન કરે છે. એના પિછાંનો કુદરતી રંગ તદન લીલો અથવા પીળો, લીલો ઝાંખદાર હોય છે. તેનીપર તપકિર્યા છાંટ હોય છે. એના ઈંડા ફિક્કા બલુ રંગનાં હોય છે. કેનેરી નર પોતાની માદાને માળો બાંધવામાં તથા બચ્ચાંઓને ઉછેરવામાં સાથે સાથે મદદ કરે છે. આ પક્ષી ધાન્ય તથા બિયાંપર ગુજરાન કરે છે પણ એ ખાંડનું ભારે શોખીન હોય છે. કેનેરી ૧૫ થી ૧૬ વર્ષ વેર જીવી શકે છે. એને ટુંકા શબ્દો શિખવ્યાથી તે ઝડપથી શીખી શકે છે. એનેજ મળતા બ્રાઝીલમાં એક જાતના કેનેરી પક્ષીઓ મળે છે, તેઓ ગાયન ગાનારા પક્ષીને નામે ઓળખાય છે. તે શિવાય આ પક્ષી જૂદા જૂદા દેશમાં તર્હેવાર રંગ અને ખાશીઅતનાં મળી આવે છે.

**કેનેરી ઘાસ**—નાહના પક્ષીઓના નિર્વાહ અર્થે ઉગાડવામાં આવતું એક પ્રકારનું બિયાં વાળું ઘાસ. દક્ષિણ યૂરોપ તથા જર્મની અને ઇંગલંડના ચોકસ ભાગમાં એની ખેતી કરવામાં આવેછે. ઉત્તર યૂરોપમાં કેનેરી ઘાસ પોતાની મેળે ઉગે છે પણ બ્રિટનમાં પોતાની મેળે ઉગતું નથી. દક્ષિણ કેલિફોર્નીયામાં એની ખેતી મોટા પાયાપર કરવામાં આવેછે. આ ઘાસના છોડપર નાહના કણુસલાં હોયછે, જે બિયાંથી ભરપૂર હોયછે. ઘાસના દાંડાપર છુટા છવાયા ઘાસનાં જેવાં પાંદડાં હોયછે.



**કેનેરીના ટાપુ**—ઍટલાંટીક ઓશનમાંનો આ સ્પેનિશ ટાપુનો જથ્થો આફ્રિકાની ઉત્તર પશ્ચિમે ભૂગોળ મૈલ મુજબ ૬૨$\frac{1}{2}$ મૈલપર છે. ત્યાં ૭ મોહટાં ને બીજા સંખ્યાબંધ ઉપ દ્વિપો છે. તેમનું જુમલે ક્ષેત્રફળ ૨૮૦૮ ચૌરસ મૈલ છે. ૧૮૮૭ માં લોક વસ્તી ૨,૮૭,૭૨૮ ની હતી. મુખ્ય ટાપુઓ પૂર્વથી પશ્ચિમે વધેલા છે. લૅન ઝૅરટો ૩૨૩ ચૌરસ મૈલ છે. ફ્યૂરેટીવેનત્યૂરા ૩૨૬ ચૌરસ મૈલ છે, ગ્રેનકેનેરી ૪૭૫૮ ચૌરસ મૈલ છે, ટીનેર્ફી ૮૭૭ ચૌરસ મૈલ છે, ગોમેરા ૧૬૯ ચૌરસ મૈલ છે, પાલ્મા ૭૧૮ ચૌરસ મૈલ છે, અને હીરોચાઈરો ૮૨ ચૌરસ મૈલ છે. ભૂમિ ખડકવાલી અને પર્વતોથી ભરપૂર છે, તેમજ તેમાં મોટી મોટી ખીંડો આવેલી છે. ઉંચામાં ઉંચો પર્વત ટેનિર્ફી ૧૨૨૦૦ ફીટ ઉંચો છે. આ ટાપુઓમાં જગેજગ જવાળામુખી પર્વતો ફરી વળેલા છે.

આ ટાપુઓપર શેરડી, પપેટા, કેળાં ખજૂર વગેરેનો પાક થાયછે. ૩૦૦૦ ફીટ ઉપરના દેશપર તરેહવાર જાતની ખેતી થાયછે. અતરે વર્સાદ સરાસરી ૧૪ ઈંચ પડે છે. અતરે બનાવવામાં આવતી 'વાઇન' યૂરોપ તરફ રવાના કરવામાં આવે છે, અને ખાંડ સ્પેન તરફ મોકલવામાં આવે છે. આ ટાપુઓપર તમાકુની ખેતી ચાલુ છે.

આ ટાપુઓની શોધ અચાનક થઇ હતી. ૧૩૩૪ માં એક ફ્રેન્ચ વહાણ તુફાનમાં સપડાઇ, ત્યાં જઈ અથડી પડયું હતું, અને તે વહાણમાંના માનસોએ કિનારે ઉતરી આ નવા દેશની શોધ કરી હતી. ૧૪૦૪ માં સ્પેન તરફથી નૉર્મન જેન ડી બેથિયન કોર્ટે ત્યાં જઇ ૪ ટાપુઓનો કબજો લીધો હતો. તે પછી તેના વંશજોએ પોતાનો હક્ક સ્પેનના સરકારને વેચ્યો હતો. ૧૪૭૭ માં અત્રે સ્પેનના રાજાએ એક લશકર મોકલી પોતાની સત્તા સ્થાપન કરવાની કોશીસ કરી. કેનેરીના પ્રાચીન વતનીઓ લીબિયન પ્રજાના વંશજો છે. આ પ્રજા સ્પેનીશ લશકર સામે

ચીવટણે લડવા માંડતાં ઇ. સ. ૧૪૯૫ વેર તેઓ આ ટાપુનો કબજો લઇ શક્યા નહોતાં.

**કેનેરિયમ**—આ વૃક્ષનું મૂળ સ્થાન મોલ્યુકસ છે. પણ તે એશિઆના ઉષ્ણ કટીબંધમાં પણ ઉગેછે. આ વૃક્ષ ૫૦ ફીટ ઉંચું વધે છે. તેનાં ફળ ગર વાળાં હોય તે ગર કાચો ખાઇ શકાય છે. આ ગરની કેટલાકો રોટલી બનાવી ખાય છે. એના લાકડામાંથી રાખની ઉત્પત્તિ થાય છે.

**કેનેલકોલ**—ગ્યાસ બનાવવા માટે આ કોલસો વાપરવામાં આવે છે. આ કોલસો બિત્યુમીનસ જાતનો હોઈ અતિશય ઘન હોય છે. એમાં સળગી ઉઠે એવો ૪૦ ટકા ઉષ્ણતા વાળો પદાર્થ હોય છે.

**કેનેલોંઝ**—ઉરગુએનાનો આ એક પ્રદેશ. ક્ષેત્રફળ ૧૮૨૭ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૭૨,૦૯૩ ની છે. મુખ્ય શેહેર ગ્વેડીલોપી, મોન્ટે વિડોની ઉત્તરે રેલમાર્ગે ૩૦ મૈલપર છે. લોક વસ્તી ૩૦૦૦ ની છે.

**કેનો**—મધ્ય આફ્રિકામાં સોકોટોના રાજ્યમાં નિગ્રોને લગતું શેહેર સોકોટોની દક્ષિણે દક્ષિણ પૂર્વમાં ૨૫૦ મૈલપર છે. લોક વસ્તી ૩૦,૦૦૦ ની છે.

**કેનોએલોન્સો**—આ સ્પેનિશ ચિત્રકારનો જન્મ ગ્રેનેડામાં ૧૬૦૧ માં થયો હતો. એ પોતાના બાપ તરફથી ચિત્ર દોરવાનો હુન્નર શિખ્યો હતો. એ ૧૬૩૮ થી ૧૬૩૯ વેર પાદશાહ તરફથી દરબારી ચિતારા તરીકે કામ બજાવતો હતો. એનો સ્વભાવ અતિ આંકરો હોવાથી એક સમે પોતાની સ્ત્રીને અદેખાઇના આવેશમાં મારી નાખી હતી. એની તે સંબંધી તપાસ કરવામાં આવી હતી, પણ પોતાના ગુન્હાનો એકરાર કરવાથી એને ફરી પાદશાહી મરજી સંપાદન કરી. તે પછી એ ગ્રેનેડામાં જઈ રહી ત્યાં પોતાની જીંદગી સખાવત અને ભલા કામોમાં ગુજારી ૧૬૯૭ માં ૩ જી અકટોબરે મરણ પામ્યો હતો. એ કોતરકામ ચિત્રકળા અને શિલ્પ શાસ્ત્રમાં અતી કૂશળ હતો. એની બાહોશીને માટે એને 'સ્પેનિશ માઇકલ એન્જીલો'નો અસાધારણ ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. એના રંગ ભરિત ચિત્રો હાલમાં પણ ગ્રેનેડા, સેવિલ, મેડ્રીડ, મેલાગા અને બીજા સ્પેનના શેહેરોમાં જાળવી રાખવામાં આવ્યાં છે. જે ઉપરથી બીજા ચિતારાઓ પોતાનો અભ્યાસ કરે છે.

**કેનોક**—આ સ્ટેફોર્ડ શાયરનું ગામ, વૉલસેલની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૮ મૈલ પર છે. અત્રે લોખંડનો મુખ્ય ઉદ્યોગ ચાલેછે, ૧૮૫૧ માં લોક વસ્તી ૨૦૯૯ ની, ૧૮૭૧ માં ૬૬૫૦ ની ને ૧૮૯૧ માં ૨૦૬૧૩ ની હતી.

**કેનો જૉન સેબાસ્તીન**—દુન્યામાં સમુદ્રદ્વારે સફર કરનાર આ પેહેલો મુસાફરનો જન્મ બિસ્કેમાં થયો હતો. એ ઇસ્ટઇંડીયા તરફ જતા મેજીલેન સાથે જોડાયો હતો, પણ તેના પછી સંડાની સામુદ્રધુની તરફ એ સફરે ગયો હતો, તેમજ કેપહૉપ ગુડ હોપ તરફ પણ અનેક તુફાનોમાંથી પસાર થઈ સફરો કરી, ૧૫૨૨ માં સ્પેન તરફ પાછો ફર્યો હતો. મરણ ૧૫૨૬ માં નિપજ્યું હતુ.

**કેનોવા એન્ટોનિયો**—આ ઇટાલ્યન પેહેલાં કોતરકામની નિશાળ સ્થાપનાર તરીકે જાણીતો થઇ ગયો. એનો જન્મ પોસેગનોમાં ૧૭૫૭ માં ૧ લી નવેંબરે થયો હતો. બચપણમાં એને તર્હેવાર આકૃતિઓ બનાવવાનો શોખ ઉપજ્યાથી એની હુન્નર તરફની આવી વલણ જોઈ 'એસોનો' ખાતે કોતરકામ શિખવા માટે મોકલવામાં આવ્યો, ત્યાં એણે ૧૭ મે વર્ષે એવી તો કૂશળતાથી પોતાના હુન્નરપર કાબુ મેલવ્યો કે તે લોકોની જાણમાં આવી શક્યો. ૧૭૭૯ માં એને 'ફૅલીરી' એ રોમ તરફ વેનિશીયન એલચી ઉપર શિફારસ પત્ર આપી મોકલ્યો. રોમમાં પેહેલવેહેલાં એપોલોનું પુતળું બનાવી પ્રજામાં વખાણ પામ્યો, ત્યાં એણે થોડા વખતમાં રોમના જાણીતા હુન્નરમંદોમાં પેહેલે નંબરે નામ કાઢ્યું. તે પછી વેનિસ થોડો વખત આવી રહ્યો, ને જ્યારે રોમ ગયો ત્યારે ત્યાં એણે સરકાર તરફથી

૩ વર્ષેવેર ૧૩૦૦ રૂપ્યાનું પેનશન મેળવ્યું. રોમમાં એણે જાણીતા પોપ તથા પુરૂષોના અતિ સુંદર પુતળાં બનાવી મોટી પ્રસિદ્ધતા મેળવીયાથી ૧૮૦૨ માં ૬ ઠા પોપ પાયસે એને રોમના તમામ હુન્નરમંદો તથા પોપના રાજ્ય મેહેલના હુન્નરોના વડા રખેવાલી તરીકે નેમ્યો. પણ તેટલાં એને પારીસમાં બોના પાર્ટે તેડાવી પોતાનું રાક્ષસી પુતળું બનાવવાનું કામ સોપ્યું. તે પછી ફ્રેન્ચ શેહનશાહની પડતીથી એ ૧૮૧૫ માં ફરી રોમ તરફ ઈંગ્લંડની મુલાકાત લેતો ગયો હતો. કેનોવાનું મરણ ૧૮૨૨ માં ૧૩ મી અકટોંબરે નિપજ્યું હતું.

કેનોવામાં કુદરતી દબછપ તથા આબેહુબ દેખાવ કોતરવાની અસાધારણ શકિત હોવાથી તેના બનાવેલા પુતલાં તથા દેખાવો યાદગાર રહી ગયાં છે. કેનોવા પોતાનો ફુરસદનો વખત કોતરકામ શિવાય ચિત્રો દોરવા તથા રંગવાપર પસાર કરતો હતો. એની જીંદગીના વૃત્તાંતો જૂદે જૂદે હાથે લખાયલાં છે, અને તેના સંખ્યાબંધ દફતરો નિકળેલાં છે.

**કેપ ઑફ ગુડ હોપ**—આફ્રિકાની છેક દક્ષિણમાં આવેલો ભૂશિર. એ કેપ એગ્યૂલસની ઉત્તરે ½ ડીગ્રીપર છે. ઈ. સ. ૧૪૯૬ માં એની પેહેલી શોધ થઈ હતી. એની શોધ બાર્થોલોમ્યો ડિયાઝે કરી અતરેના તુફાની સમુદ્ર ઉપરથી એનું નામ 'કેપ ઑફ સ્ટૉર્મ' યાને તુફાનનો ભૂશિર આપ્યું. પણ પોર્ટુગલના ઇમાન્યુલ રાજાએ આ નામ ફેરવી કેપ ઑફ ગુડહોપ નામ આપ્યું. આ ભૂશિરથી એટલાન્ટીક અને હિંદી મહાસાગરો જૂદા પડે છે. સુએઝની નેહેર બાંધવા આગમજ એજ માર્ગે ઈંગ્લંડ અને હિંદુસ્થાન વચ્ચે વહાણો ફરતા હતા. ૧૪૯૨ માં એજ માર્ગે કોલંબસ હિંદુસ્થાન શોધવા જતાં અમેરિકા ખંડની શોધ કરી હતી. પણ એ માર્ગે ૧૪૯૭ માં વાસ્કોડીગામાએ કલીકત તરફ પ્રથમ ચઢાઇ કરી હતી.

**કેપ કાલોની**—આ બ્રિટિશ કેપ કાલોનીનો દેશ આફ્રિકાના દક્ષિણ છેડાપર છે. એની ઉત્તરે જર્મન નેમૅકવેલેંડ, ઑરેંજ ફ્રીસ્તેટ અને બ્રિટિશ બસ્યૂ ટૉલેંડ, દક્ષિણે દક્ષિણ સમુદ્ર, પૂર્વે નેતાલ અને પશ્ચિમે આટલાંટીક ઓશન છે. એનું ક્ષેત્રફળ ૨,૨૧,૩૧૧ ચૌરસ મૈલ હોઇ તેમાં ૧૫,૨૭,૨૨૪ ની લોક વસ્તી છે. ૧૮૯૧ માં કેપકાલોનીનાં જૂદા જૂદા ભાગોનું ક્ષેત્રફળ તથા વસ્તી નીચે મુજબ હતી.

| નામ | ક્ષેત્રફળ—ચૌરસ મૈલ | લોક વસ્તી. |
|---|---|---|
| કાલોની પ્રૉપર ... ... ...... | ૧,૯૧,૪૧૬ ... ... ... | ...૯,૫૬,૪૮૫ |
| ગ્રીકવેલેંડ-પશ્ચિમ... ... ...... | ૧૫,૧૯૭ ... ... ... | ... ૮૩,૩૭૫ |
| ગ્રીકવેલેંડ—પૂર્વ ... ... ...... | ૭,૫૯૪ ... ... ... | ...૧,૫૨,૬૧૮ |
| ટીંબરલેંડ ... ... ... ...... | ૪,૧૨૨ ... ... ... | ...૧,૮૦,૪૧૫ |
| ટ્રેન્સ કેપ ... ... ... ...... | ૨,૫૫૨ ... ... ... | ...૧,૫૩,૫૬૩ |
| વેલરીશબે ... ... ... ...... | ૪૩૦ ... ... ... ... | ૭૬૮ |
| | ૨,૨૧,૩૧૧ | ૧૫,૨૭,૨૨૪ |

કેપ કાલોની તરફ નદી અને અખાતથી સમુદ્રગમન માર્ગ છે. ટેબલબે એક બીજું કુદરતી બંદર છે. ફલેશબે કેપ ઑફ ગુડ હોપની પૂર્વે છે. પશ્ચિમ કિનારાપર પોર્ટ ઇલીઝાબેથ ઉપર એલગોઆબે છે. કેપ કાલોનીમાં ઉંચા પર્વતોની હારો હોઇ તેના વચલો પ્રદેશ નાળાંઓથી ફળદ્રુપ થએલો છે. આ દેશની આબો હવા યૂરોપીયનોને ઘણી માફક આવેછે.

કેપ કાલોનીની મોટી વસ્તીમાં લગભગ સાડા અગીયાર લાખ તો ત્યાંના અસલી દેશીઓ છે, અને ૩,૭૬૯૮૭ યૂરોપીયોનો વસે છે. પશ્ચિમ ગ્રીકવાલેંડ હાલમાં મુખ્ય કાલોની

ને તાબે છે. ત્યાંના દેશીઓમાં મુખ્ય બે ટોળા છે, એક પિળા રંગના અને વાંકી આંખવાલા અને બીજા કાળા બાન્ટુ ટોળાના છે. ગ્રેપીન ખાનદાનમાં હોટેનટોસ, કોરેનન્સ, નૅમેકવાસ અને બુશમન છે. પણ બન્ટુ ટોળાને લગતા અનેક પંથો હોઈ તેઓ કાફીર, ઝુલુ બસુટો, મેટેબ્લી વગેરે છે.

કેપ કાલોનીના પશ્ચિમ ભાગમાં ડચ ભાષા બોલાય છે, અને તેઓ પેહેલાં આવી વસનારાઓના વંશજો છે. આ દેશમાં ૮૦૦૦ મૈલનો માર્ગ પાકો બાંધેલો હોઇ ૧૮૯૩ થી રેલવે વધારવામાં આવી છે જે ૨૩૦૦ મૈલ વેર ફરી વળેલી છે, તેમજ ટેલીગરાફ લાઇન ૫૦૦૦ મૈલ ફરી વળેલી છે.

કેપ કાલોનીના જંગલોમાં દરેક જાતના હિંસક પશુઓ તથા સુંદર પક્ષીઓ મોટા જથામાં વસે છે. તેમાં સિંહ, હાથી અને વાઘ ઘણાં વિકાળ હોયછે. આ દેશથી મુખ્ય માલ ઉન, ઢોર, શાહમૂર્ગના પિછાં પરદેશ રવાના કરવામાં આવેછે. ઇ. સ. ૧૮૬૦ થી ૧૮૯૬ વેર આ દેશમાંથી ૧૨૦૦ ટન જેટલા ૧,૨૦,૦૦,૦૦૦ પૌંડના શાહમુર્ગના પીછાં પરદેશ રવાના કરવામાં આવ્યા હતા. આ દેશના કેટલાક ભાગમાં તંબાકુની ખેતી કરવામાં આવે છે. અતરે ઉન, ચામડું, ઘેર સણગારનો સામાન, સાબુ વગેરે બનાવવાના કારખાના છે. સમુદ્રકાંઠે માછીમારોનો ધંધો ઠીક ચાલે છે. કિંબર્લીમાં ૧૮૬૭ થી હિરા મળવા લાગા છે. ૧૮૮૦ માં 'પોર્ટર રોહડસ' નામે હિરો જડયો હતો જેની કિંમત ૬૦૦૦૦ પૌંડની અંકાઈ હતી. સુન્નું પણ ઘણાક ભાગોમાં મળે છે. નેમાકસુવા લેંડ તરફ ત્રાંબાની ખાણો છે. કોલસાની ખાણો હાલમાં બે ત્રણુ ઠેકાણે શોધી કાઢવામાં આવી છે. લોખંડની ખાણો અનેક છે, તે શિવાય જસત, મેગેનિસ, કિમતી પથ્થરો, શિવધાતુ, યાકુત વગેરે ખનીજ પદાર્થો મળે છે. તેમજ મારબલ, ગ્રેનાઇટના પથ્થરોની પણ અનેક ખાણો છે.

૧૮૮૭ થી ૯૧ માં કેપકાલોનીનું મેહેસુલ અતિ ઘણું વધી ગયું હતું. ૧૮૮૭ માં ૩,૩૫,૨૦૦૦ પૌંડ ને ૧૮૯૧ માં ૫,૫૫,૭૦૦૦ પૌંડનું ઉપજ્યું હતું. ખર્ચ ૩૩,૩૩,૦૦૦ પૌંડથી ૯૪,૩૬,૦૦૦ પૌંડનો થયો હતો. ૧૮૯૨ માં જાહેર કરજ ૨,૩૨,૦૦,૦૦૦ પૌંડનું હતું. એજ વર્ષમાં પરદેશથી ૫૭,૭૧,૦૦૦ પૌંડથી ૧,૦૮,૪૧,૦૦૦ પૌંડનો માલ કેપકાલોનીમાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૬૭ થી ૧૮૯૧ વેર અત્રેથી પરદેશ ખાતે હીરાઓ ૫,૯૯,૯૩,૧૯૫ પૌંડના મોકલવામાં આવ્યા હતા.

કેપકાલોનીને ૯૫ પ્રગણામાં વેંહેંચી નાખ્યું છે, કે જ્યાં ત્રણત્રણ વર્ષે ચુંટી કાઢવામાં આવતી કૅાનસીલ મારફતે સત્તા ચાલે છે. ૪૮૦ જાહેર નિશાળો, ૩૫૦ ખાનગી શાળા, ૫૦૦ મીશનરી શાળા, ૧૦ ખાસ ઈન્સ્ટીટયુટ, ૪ કૅાલેજ, ૧ કેપ ઑફ ગુડ હોપની યુનિવ્હરસીટી છે કે જે ૧૮૭૩ માં સ્થાપવામાં આવી હતી.

ઈ. સ. ૧૪૮૬ માં બાર્થોલોમિયો ડીઆઝે કેપ ઑફ ગુડહોપ શોધી કાઢયા પછી ૧૬૫૨ વેર ડચ ઇસ્તઇંડીયા કંપનીએ 'ટેબલબે' ઉપર પોતાની સત્તા સ્થાપી નહોતી, તેમજ કિલ્લેબંધી પણ કરી નહોતી. તે પછી ડચોએ ત્યાંની હૉટેન્ટો પ્રજાને તાબે કરી કેપ કાલોનીપર સત્તા સ્થાપી ૧૭૯૫ ની લઢાઈવેળા આ દેશ બ્રિટીશોએ જીતી લીધો, પણ સુલ્હે થતાં વલંદા સરકારને પાછો આપ્યો હતો. તોપણ ૧૮૦૬ માં પાછી લઢાઇ થતાં કેપકાલોનીનો તમામ મુલક બ્રિટીશોને તાબે થયો; અને તે વેળા વિયેનામાં ભરાયલી મોટા રાજ્યોની કૅાંગ્રેસે બ્રિટીશોને તેમનો હક્ક મજબુત કરી આપ્યો હતો. ૧૮૧૪ થી સંપૂર્ણ રીતે અતરે ઇંગ્રેજી સત્તા સ્થાપન થઇ. ૧૮૩૫ માં ત્યાં એક 'એકઝીક્યુટીવ' કૅાન્સીલ નેમાઈ. ૧૮૩૫ માં લેજીસલેટીવ કૅાન્સીલ મારફતે સત્તા ચાલુ થઇ. ૧૮૫૩ માં પાર્લમેંટની કૅાન્સીલ સ્થાપન થઈ, અને ૧૮૭૨ થી જોખમદાર સત્તાધિકારીઓને સોપવામાં આવ્યું.

**કેપ કોસ્ટ કેસ્ટલ**—'અપર ગાયના'માં ગોલ્ડકોસ્ટ કાલોનીનું આ એક બ્રિટીશ મથક લૅગોસની પશ્ચિમે ૩૧૫ મૈલપર છે. આ શેહેર એક મોટા કરાડાની બાજુમાં છે, તેની પાસે ૩ મોટા કિલ્લા હોઇ બચાવના મજબૂત બાંધકામો કરેલાં છે. ૧૬૬૫ માં ડચોએ તેને તાબે કીધું અને ૧૬૭૨ થી ૧૮૪૩ વેર અનેક કંપનીઓએ ત્યાં સત્તા ચલાવી, અને પછી બ્રિટીશ સરકારે પોતાની સત્તા તળે લીધું. ગોલ્ડકોસ્ટનું પાયતખત શેહેર 'એકરા' થવાથી એ પડી ભાગ્યું છે. લોક વસ્તી ૫૦૦૦ ની છે.

**કેપ્ટન**—લશકરી ખાતામાં જે તુકડીનો નાયક યા સુબેદાર હોય છે તેને કેપ્ટન કહેછે. જર્મન લશકર ખાતામાં ૨૫૦ માનસોની તુકડીના ઉપરી ઘોડેસ્વાર સરદારને કેપ્ટન કહે છે, પણ બ્રિટીશ લશકરમાં પાયદળ લશકરનો કેપ્ટન પગેજ ચાલે છે, ને તે બરાખ તથા રણ સંગ્રામમાં તુકડીપર નેગાહ રાખે છે. ઘોડેસ્વાર તુકડીનો કેપ્ટન બરાખમાં પોતાની તુકડીપર સ્વતંત્ર સત્તા ભોગવે છે, પણ લડાઇના મેદાનમાં વડા સરદારના હોકમ તળે કામ બજાવે છે. આગળ દરેક પાદશાહી તોપખાતું વડા કેપ્ટન તથા મદદનિશ કેપ્ટનની સરદારી તળે કામ બજાવતું હતું, પણ હાલ આ બે પદ્દિને મેજર તથા કેપ્ટનમાં બદલી નાખી છે. હિંદુસ્થાન ખાતેના રેસાલાના 'રૉયલ એન્જીયર'ને ૧૧ થી ૧૨ વર્ષની નોકરી પછી કેપ્ટનની પદ્દિ બક્ષવામાં આવે છે; પણ કોઈવેળા જગા ખાલી પડતાં તે તેમને મોડે વેહેલે પણ આપવામાં આવે છે.

તોપખાતામાં તથા કમેસરિયટ ખાતામાં ડેપ્યૂટી એસીસ્ટંટ કમેસરિયટ જનરલને કેપ્ટનની ઑનરરી પદ્દિ બક્ષવામાં આવે છે.

ઈંગલંડના પાદશાહી તોપખાતાના કેપ્ટનને દર રોજનો પગાર ૧૫ શીલીંગ, ઘોડેસ્વાર ટુકડીના કેપ્ટનને ૧૩ શીલીંગ, કૉસ્ટબ્રિગેટ પાદશાહી તોપખાતાના કેપ્ટનને ૧૨ શીલીંગ, ૧ પેન્સ; પાદશાહી એનજીનિયરના કેપ્ટનને ૧૧ શીલીંગ, ૭ પેન્સ (બીજા એનજીનિયરોને ૬ શિલીંગ) અને બીજા ભાગોમાં દરેક કેપ્ટનને ૧૧ શીલીંગ ૭ પેન્સનો રોજીંદો પગાર મળે છે. હિંદુસ્થાનમાં કેપ્ટનનો ઓદ્દો ધરાવનાર અમલદારને ઉપલાથી બમણો પગાર મળે છે. કેપ્ટનના ઓદ્દાની નિશાની તરીકે તેના ખાંધ ઉપરની દરેક ફીતપર બે સેતારા પાડેલા હોયછે.

સ્પેન તથા બીજા દેશોમાં હજી 'કેપ્ટન–જનરલ'ની પદ્દિ સર્વોપરી ગણાય છે. રાણી ઇલીઝાબેથના સમયમાં પાયદળ લશકરનો વડો કેપ્ટન 'જનરલ' તરીકે ઓળખાતો ને તે વખતે લશકરનો વડો 'કેપ્ટન જનરલ માર્લબોગ' હતો.

(૨) ક્રિકેટની રમત વેળા તેમની ટોળીના વડાને કેપ્ટન કહે છે. તેમજ ખાણ ખોદનાર મજુરોપર જે ઉપરી હોયછે તેને પણ કેપ્ટનને નામે ઓળખવામાં આવે છે.

**કેપ્ટન**—દર્યા વર્દીખાતામાં કેપ્ટન પોતાની મનવારનો સર્વોપરી સરદાર ગણાય છે, ત્યારે કેટલાક કાફલાના વહાણો કેપ્ટનથી ઉતરતી પદ્દિના ઓધેદારોથી ચલાવવામાં આવે છે. દર્યાવર્દી ખાતાનો કેપ્ટન પોતાના વહાણમાંની ટુકડીનો વડો ગણાય છે, અને તે પોતાની લાંબી નોકરીના પ્રમાણમાં વધુ પગાર મેળવી શકે છે. આ કેપ્ટન પોતાના મનવારની સફર, સરસામાન, તથા સર્વ બંદોબસ્તનો જોખમદાર હોયછે. તેની મનવાર જો કોઇ વડા દર્યાઈ કાફલાના મથકને લગતી હોય તો તે દર્યાઇ સેનાધિપતિ યા વડા સરદારને તાબે રહે છે, પણ જો તેમ નથી હોતું તો તે દર્યાઇ ખાતાના સેનાધિપતિને તાબે રહે છે. બ્રિટીશ દર્યાઇ ખાતામાં ચાલુ નોકરી પર કાયમ રહેતા કેપ્ટનની સંખ્યા ચોકસજ હોયછે, અને તેમની સંખ્યા જુમલે ૧૭૫ની છે. કેપ્ટનનો વાર્ષિક પગાર ૬૦૦થી ૯૩૦ પૌંડનો હોયછે.

**કેપ્ટન કુક**—આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ યૉર્ક

શાયરમાં વિટબી બંદરની પાસે માર્ટન ગામમાં ૧૭૨૮ માં ૨૭ મી અકટોબરે થયો હતો. એણે કુકમાર્ટન ગામમાં પોતાના માતપિતાની ગરીબાઇના પ્રમાણમાં વિદ્યા અભ્યાસ કીધો હતો. એનો પિતા ખેડુતનો ધંધો કરતો હતો. એ જ્યારે ૧૯ વર્ષની વયે પુગો ત્યારે વીટબીથી ઉત્તરે ૧૦ મૈલ ઉપર સમુદ્ર કાંઠેના સ્નેથગામમાં એક દુકાનપર નોકરી મેળવી, અને ત્યાં દોઢ વર્ષ નોકરી કરી ૧૭૪૬ માં એક કોયલાના વેપારીના વાહાણુપર ૩ વર્ષના કરારે નોકરી મેળવી, અને તે મુદત વિતાબાદ બાલટીક સમુદ્રમાં કેટલીક સફરો કરી, અને ટંડેલની પદ્વિ મેળવી. ૧૭૫૫ માં ગ્રેટબ્રિટન તથા ફ્રાન્સ વચ્ચે જાગેલી લઢાઇ દરમ્યાન એણે કાફલામાં નોકરી મેળવવાની કોશેસ કરી ‘ઈગલ’ નામે ૬૦ તોપના સરદાર કેપટન પેલિસરની સરદારી તળે કામે રહ્યો, અને તે પછી થોડી મુદતે મરકયુરી નામના વહાણનો ઉપરી થયો. આ વેળા પોતાનું વહાણ લઇને ઉત્તર અમેરિકામાં કયુબેક ઉપરની લઢાઇમાં સર ચાર્લસ સેન્ડરસનના કાફલા સાથે જોડાયો. ત્યાં કેપટન કુકની બુદ્ધિ ઘણી કામ લાગી. આ વેળાનાં ઘેરામાં એક અતિ બીકટ કામ એ બજાવવાનું હતું કે શત્રુઓની તોપોના સામાં વહાણો રાખવાને, તથા જનરલ ઉલ્ફ તેઓની છાવણી ઉપર હુમલો કરવાનો હતો તેને રક્ષણ આપવા માટે આર્લીઅન્સના ટાપુઓ અને ઉત્તર કિનારાની વચ્ચે દુશમનની માન્ટમારેન્સિ તથા બુપોર્ટની છાવણીની સામે, સેન્ટ લૅારેન્સ નામની નદીનું ઉંડાણ માપવાનું કામ કુકને સોંપ્યું, તે કામ એણે અતિ ચંચળાઇથી બજાવ્યું. કયુબેક જીત્યા પછી ૧૭૫૯ માં ૨૨ મી સપટેંબરે એને લાર્ડ કાલવિને થાર્મમ્બર્લૅાંડના વહાણનો કેપટન નેમ્યો, અને બીજા શિયાળાવેર લાર્ડકાલવીન તે વહાણમાં કામાદાર થઇને હેલ્લાક્સમાં રહયો. એણે થંડીની ઋતુમાં મળેલી ફુરસદ દરમ્યાન નૌકા શાસ્ત્ર તથા ગણિત શાસ્ત્રનો અભ્યાસ કીધો હતો.

ઇ. સ. ૧૭૬૦ ના એપ્રેલમાં કુકને લેફટેનન્ટની સનદ મળી, અને તે પછી ઉત્તર અમેરિકાના કિનારાપર એ વર્ષવેર એણે મેહેનત કરી નકાશા બનાવ્યા. ૧૭૬૨ માં ઇંગ્લંડ જઇ એક સ્ત્રી સાથે પરણ્યો. ૧૭૬૩ માં ન્યુફોંડલેંડ તરફના સમુદ્રની માપણીનું કામ કુકને સોંપવામાં આવ્યું, ત્યાં એ ૧૭૬૭ વેર હતો, તે દરમ્યાન ખગોળ વિદ્યાનો અભ્યાસ કરી ૧૭૬૬ માં ન્યુફોંડલંડમાં જે સૂર્ય ગ્રહણ થયું તે ઉપરથી રેખાંશ કાઢીને એણે ફીલોસોફીકલ ટ્રેનઝેકશન ગ્રંથના ૫૭ માં ભાગમાં છપાવ્યું. તેટલાં ખગોળવેત્તાઓએ વરત્યા મુજબ ૧૭૬૯ માં શુક્ર જે સૂર્યના બિંબ ઉપરથી પસાર થનાર હતો તે દક્ષિણ સમુદ્રમાં દેખાનાર હતો; માટે રૅાયલ સોસાયટીએ આ કામને લાયક મનુષ્યોને લઇ જવાને સરકારી વહાણને સારૂં સરકારને અરજી કરી. તે માંગણી સરકારે મંજુર કરી એન્ડેવર નામે ૩૭૦ ટનના વજનનું એક વહાણ કેપટન કુકની સરદારી તળે સોંપવામાં આવ્યું. ગ્રીનિચની પાદશાહી વેધશાળામાં મી૦ ચાર્લસગ્રીન જે બ્રિન્ડલીનો મદદનિશ હતો તેની સાથે ખગોળ વિદ્યાનું કામ કરવાને નેમવામાં આવ્યો.

‘રોયલ સોસાયટી’નો અધિપતિ સર જોસફ અને એડવીનનો એક ડાકટર સોલેન્ડર પણ એની સાથે હતા. ઇ. સ. ૧૭૬૮ માં ૩૦ મી જુલૈએ કુકે કેપટનના દરજ્જાથી પોતાનું વહાણ થેમ્સમાંથી પસાર કરી તા૦ ૨૬ મી આગસ્ટે પ્લીમૌથ સૅાન્ડથી પોતાના દેશને માટે બારકસ હંકાર્યું, અને દક્ષિણ અમેરિકામાં રાયોડી જાનીરોમાં ૧૩ મી નવેંબરે જઇ પુગો. ત્યાંથી લિમેરની સામુદ્રધૂનિમાંથી પોર્ટ મોરીસ આગળ વહાણ હંકારી ૧૩ મી એપ્રેલ ૧૭૬૯ માં ઓટાહિટીના ટાપુમાં મેટવિયાના અખાતમાં લંગર કર્યું. અને તે સોસાયટી ટાપુમાં જઇ ન્યૂઝીલેંડ બેટ છે એમ સિદ્ધ કર્યું. વળી કેપટન કુકે આ બે ટાપુઓને જૂદા પાડનારી સામુદ્રધુની જે પાછળથી

કેપટન કુકને નામે પ્રસિદ્ધ થઇ છે તેમાં થઇને સફર કરી, ત્યાં શોધ ખોળ કરી હતી. એ રીતે ન્યૂઝીલેંડના પૂર્વ કીનારાપર ફરી ૨૦૦૦ મૈલના વિસ્તારની ભૂમિનો ભૂગોળ વિદ્યામાં વધારો કર્યો હતો. તે પછી ૧૭૭૧ માં 'ગઉન્સા'માં વહાણ હંકારી લંગર કર્યું. તે પછી ઇંગલંડમાં આવ્યા પછી દક્ષિણ ગોળાર્ધમાંના નવા ખંડની શોધ કરવા એ બારકસો લઇ ૧૭૭૨ ના એપ્રેલમાં સફરે નિકળ્યો. ૧૭૭૪ ના જાનેવારીમાં દક્ષિણ શિત કટીબંધમાં પુગો પણ દક્ષિણ અક્ષાંસ ૭૧°-૧૦' કરતાં વધારે દક્ષિણે વધી શકયો નહિ, તેથી પાછો ફર્યો. અને પછી હિંદુસ્થાન જવાનો કેપ ઑફ ગુડ હોપ કરતાં નજદીકનો માર્ગ શોધવા ૧૭૭૬ ના જુલૈમાં બીજી સફરે નિકળ્યો.

આ સફર દરમ્યાન કેપટન કુક કેપ ઑફ ગુડ હોપ, વાન્ડિમેન્ડ સલાન્ડ, ન્યૂઝિલેંડ, ફ્રેન્ડલી તથા સોસાયટીના ટાપુઓ ભણીથી વધ્યો, અને ઉત્તર અમેરિકાના પશ્ચિમ કિનારા ઉપર થઇને એશિઆના ઉત્તર છેડાપર શિયાળો આવતાં થોભ્યો, અને ત્યાંથી ઉન્હાળો આવે ત્યાંવેર થોભવા પાસિફીક મહાસાગરમાં સેન્ડિવિચનની દક્ષિણ તરફ ગયો, ત્યાં અપસમાં થએલી મારામારીમાં કોઇ સેલરે કેપટન કુકને દ્વેશભાવથી મારેલા ખંજરને લીધે ૧૪ મી ફેબ્રુવારી ૧૭૭૯ માં એનું મરણ નિપજ્યું હતું.

**કેપટન વંશ**—ઈ. સ. ૯૮૭ માં હ્યુગો કેપ્ટે આ કેપટન વંશની સ્થાપના કરી હતી. કેપ્ટ શબ્દ 'કેપા' યાને મઠવાસી છત્ર ઉપરથી નિકળ્યો છે. જ્યારે આ ખાનદાનના વંશજો બળમાં વધ્યા ત્યારે તેઓએ પેરીસને પોતાની રાજ્યધાની બનાવી. આ કેપ્ટના વંશથી ફ્રાન્સનો ઇતિહાસ શરૂ થાયછે. એના વંશજો ઇ. સ. ૧૩૨૮ વેર ફ્રાન્સના રાજ્યકર્તા હતા, કે જે પછી વ્હેલોઇસના ખાનદાને જીત મેળવી કેપટન વંશનો અંત આણ્યો.

**કેપટૌન**—કેપ કાલોનીના બ્રિટીશ સંસ્થાનનું આ મુખ્ય શેહેર 'ટેબલમૌન્ટ'ના ઉત્તર ઢોળાવ પર છે. અત્રે ઈ. સ. ૧૬૫૬ માં ડચોએ પેહેલે આવી મુકામ કર્યું હતું. શેહેર માહેલા મોહલા એકસરખી બાંધણીના ને રસ્તા સરળ છે. શેહેરમાંથી પસાર થતી નેહેરોની આસપાસ ઓક વૃક્ષ દાટેલાં છે. અતરેની વસંત ઋતુ અકટોબરથી શરૂ થાયછે.

૧૮૭૫ માં કેપટૌનમાં લોક વસ્તી ૩૩૨૩૯ ની ને પરાં સાથે ૪૫૨૪૦ ની હતી. ૧૮૯૧ માં ૫૧૨૫૧ ની ને પરાં સાથે ૮૩૭૧૮ ની હતી. ૧૮૯૭ માં ૯૭૦૦૦ ની વસ્તી હતી. તેમાં ૮૦૦૦ મલાઇ મુસલમાનો વસે છે.

અતરેનો સરકારી મેહેલ સત્તરમી સદીમાં બાંધવામાં આવ્યો હતો. એક મોટો બગીચો ૧૪ એકર જગા રોકે છે, જેમાં ૮૦૦૦ જાતના ફુલપાન તથા રોપાઓ રોપેલાં છે. ૧૮૮૫ માં બાંધેલું હૉસ ઑફ પાર્લામેંટ એક મોટી ઈમારત છે. જાહેર લાયબ્રેરી તથા સંગ્રસ્થાનની મોટી ઇમારતો છે. ફાઇન આર્ટ ગેલેરી, કાયદાની કોર્ટ, સરકારી ઑફીસ, પુરાણો કિલ્લો, ટૌન હૉલ, સ્ટેંડર્ડ બેંક અને રેલવે સ્ટેશન વગેરે ઇમારતો ઘણી મોટી છે. શેહેરના બંદરમાં એક તરતી ગોદી હોઈ તેનીપર સ્ટીમરોમાંથી ઉતારૂ તથા માલ ઉતારવામાં આવે છે. સુકી ગોદીમાં સ્ટીમરોનું સમાર કામ થાયછે. શેહેર બહાર ગ્રીનપોઈંટ, સી પોઇંટ વગેરે કસબાઓમાં મોટે ખાંચરેનાં યૂરોપીયનો વસે છે. શેહેરની પૂર્વ ભણી ટેબલમૌન્ટ નામનો પર્વત છે તેની તળેટીમાં મીઠા પાણીના તલાવનું બાંધકામ છે. અતરેની લશકરી બરાખમાં એકી વેળા ૨૦૦૦ સિપાઈઓને રાખી શકાયછે. ૬૦ વર્ષની વાતપર આ મકાનમાં સરકારી ૪૦૦ ગુલામોને રાખવામાં આવતા હતા.

અતરે 'હાઇ કમિશનર'ની સત્તા ચાલે છે. અહીંની પાર્લામેંટમાં જે ધારા બાંધે છે તેને ઇંગલંડની સરકારની સંમતિથી અમલમાં મેલવામાં આવે છે.

**કેપ્યૂઆ**—ઈટલીનું આ કિલ્લેબંદીવાલું શેહેર નેપલ્સથી રેલ માર્ગે ઉત્તર ભણી ૨૭ મૈલપર

છે. અતરે એક ગંજાવર ખ્રિસ્તી દેવળ તથા ૧૮૭૪ માં સ્થાપન કરેલું 'પ્રાચીન કાળની વસ્તુઓનું સંગ્રહસ્થાન' છે. લોક વસ્તી ૧૧૨૯૧ ની છે. હાલના શેહેરની દક્ષિણ પૂર્વે ૩¾ મૈલપર પ્રાચીન કેપ્યૂઆના ખંડીયરો છે કે, જે ઇ. સ. પૂર્વે ૨૧૬ માં રોમ અને કાર્થેજના દોલતવંત શેહેરોમાં બીજી પદ્વિએ ગણાયું હતું. આ શેહેરનો નાશ ઇ. સ. ૮૪૦ માં સારેસનસોએ કર્યો હતો.

**કેપ્રી**—મેડીટરેનીવનનો આ સુંદર ટાપુ 'બે ઑફ નેપલ્સ'ના માર્ગમાં નેપલ્સની દક્ષિણે ૨૧ મૈલપર છે. એનું ક્ષેત્રફળ ૩¾ ચૌરસ મૈલ છે. અતરે કુદ્રતી મનોહરતા નિહાળવા લાયકની સીનેરી નજરને છક્ક કરે છે. અત્રેના પરવતો ૮૬૦ ફીટ ઉંચાછે. આ શેહેર પહાડની તળેટીમાં વસાયલું હોઇ તેની આસપાસ કોટ છે તથા પુલ બાંધેલો છે. વસ્તી ૧૬૨૭ ની છે.

એનો કિનારો એકદમ ઉભો છે. શેહેર નજદીક વહાણોને લંગર કરવા લાયક એ માત્ર જગા છે. અતરે આગલા રોમન વખતનાં ખંડીયરો જડી આવ્યાં છે. કેપ્રીનો લાલ તથા સફેદ વાઇન જગપ્રસિદ્ધ છે. કેપ્રીની પશ્ચિમે બ્લૂગ્રાન્ટો નામે એક જાણીતો ગુફો છે. આ ગુફો ૧૧૮ ફીટ લાંબો, ૯૮ ફીટ પોહળો ને ૪૦ ફીટ ઉંચો છે; પણ સમુદ્ર તરફથી દાખલ થવાનો માર્ગ એકદમ સાંકડો હોઇ ૩ ફીટ ઉંચો છે. આથી એની ઉંચાઇનો ખ્યાલ બહારથી આવતો નથી.

**કેપરીવીડી કેપરેરા ડી મોંટી કયૂરકયૂલી કૌંટ**—આ મહાન જર્મન રાજદ્વારી પુરૂષ તથા પ્રધાનનો જન્મ ચાર્લસટન બર્ગમાં ઈ. સ. ૧૮૩૧ માં ૨૪ મી ફેબ્રુઆરીએ થયો હતો. એણે ૧૮૪૮ થી પ્રૂશિયન લશકરમાં જોડાઇ ડેનીશ તથા આસ્ત્રીયન લઢાઇઓમાં મુખ્ય ભાગ લીધો હતો. એનો પિતા પણ પ્રૂશિયન સરકારનો એક વફાદાર અમલદાર હતો.

૧૮૭૦ માં કૌંટકેપરીવિડીએ ફ્રાન્સ અને જર્મન વચ્ચેની લઢાઇમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ૧૮૮૩ માં 'મેત્ઝ' ખાતેના લશકરના વડા સેનાધિપતિના ઓધાપર નેમાયો હતો. ૧૮૮૪ ની આખેરીમાં કાફલાના વડા સરદાર તરીકે નેમાયો હતો. તે વેળા જર્મનીને મોહટા કાફલાની જરૂર છે એમ દર્શાવનાર આજ લઢવૈયો હતો. આ ઓધો એણે ૧૮૮૯ વેર ભોગવ્યો હતો. ૧૮૯૦ માં પ્રિન્સ બિસમાર્ક પ્રધાન પદ ઉપરથી દુર થતાં તેની જગે એની નેમણુંક થઇ હતી. આ ઓધો કૌંટકેપરીવિડીએ ૧૮૯૪ વેર ભોગવ્યો હતો. મરણ ૧૮૯૯ માં ૬ ઠી ફેબ્રુવારીએ નિપજ્યું હતું

**કેપવર્ડના ટાપુ**—આ પોર્ટુગીજ ટાપુઓનો જથ્થો કેપવર્ડની પશ્ચિમે ૩૫૦ મૈલપર છે. આ ટાપુઓ ૧૦ છે, તેમાં મુખ્ય સેન્ટેગો, સૅાએન્ટો, ફ્રૅાગો, બ્રાવ્હા અને સાયો નિકોલા છે. જુમલે ક્ષેત્રફળ ૧૪૩૯ ચોરસ મૈલ છે. ૧૮૩૪ માં લોક વસ્તી ૫૫,૮૩૩ ની ને ૧૮૮૫ માં ૧,૧૦,૯૨૬ ની હતી. આ ટાપુઓનો સઘળો ભાગ પર્વતો તથા જવાળામુખીથી ભરપૂર છે. આ પર્વતોમાં સૌથી ઉંચા જવાળામુખીનું શીખર ૯૧૫૭ ફીટ છે. આ જવાળા મુખી ૧૮૪૭ થી ઘણી ઝડપથી ઉભાવા માંડયો છે. વર્સાદની મોસમમાં આબોહવા તંદરોસ્તીને માફક આવતી નથી, અને એવી ખરાબ ઋતુ આગસ્ટથી અકટોબર વેરની ગણાય છે. અત્રે વર્સાદ નહિ વરસવાથી મોટા દુકાળો પડે છે. ૧૭૩૦–૩૩ અને ૧૮૩૧–૩૩ માં પડેલા સુક્કા દુકાળથી ૩૦૫૦૦ માણસો મરણ પામ્યાં હતા. આ ટાપુમાં સર્વે જાતના ઉદભિજ પદાર્થો ઉગે છે. ખાંડ, કંદ, મકાઇ, કારી, તમાકુ અને ગળીની અતરે પેદાશ છે. આ ટાપુઓમાં ઢોર તથા બકરાં ઉછેરવામાં આવે છે. અતરેના સિદ્ધી લોકો રોમન કેથોલીક પંથ પાળે છે. આ ટાપુ ઇ. સ. ૧૪૪૧–૫૬ માં શોધી કાઢવામાં આવ્યો હતો. આગળ આ ટાપુમાં ગુલામી વેપાર ચાલતો હતો પણ ૧૮૫૪ થી ૧૮૭૮ વેરમાં લેવાયલા ચાપતાં ઉપાયોથી તે તદન બંધ થયો છે.

**કેપલર જોહાન**—આ અતિ પ્રસિદ્ધતા પામેલો જર્મન ખગોળવેત્તાનો જન્મ વર્ટમબર્ગના વિલડર સ્ટેડીટના ગામમાં ૨૭ મી ડીસેંબર ૧૫૭૧ માં થયો હતો. એણે ટયૂબીનગન ખાતે કેલવણી લઈ ૧૫૯૩ માં 'ગ્રેટઝ' ખાતે ખગોળવેત્તા તરીકે નેમાયો હતો. ૧૬૦૦માં એ બોહિમ્યા જવાથી ત્યાંના શેહેનશાહ રૂડૉલ્ફ સાથે ઓળખાન પડી, જ્યાં તેણે એને ગણિતશાસ્ત્રીની જગા આપી. એણે ખગોળશાસ્ત્ર સંબંધી નવી નવી શોધો કરી ગ્રહ ધૂમકેતૂ સંબંધી કેટલીક શોધો કરી હતી. તે પછી એણે લીન્ઝાના ગણિતશાસ્ત્રીની વડી પદ્વિ મેળવી. એ ત્યાંથી રૉસ્ટોકની યૂનિવ્હરસિટીમાં નેમાયો હતો. એનું મરણ ગરીબ અવસ્તામાં સેટસએોન ખાતે ૧૬૩૦ માં ૧૫ મી નવેંબરે નિપજ્યું હતું.

**કેપીટોલ**—પ્રાચીન રોમનું આ અતિ પુરાણું પવિત્ર મંદીર દક્ષિણ તરફની 'મોન્સ કેપીટોલિન્સ'ની તેકડીપર હતું. કે જે ૭ તેકડીપર રોમ બાંધવામાં આવ્યું તે સર્વેમાં એ નાહની તથા સુંદરતામાં અતિ ચઢીયાતી હતી. આ તેકડી આકારમાં લંબદિર્ઘ હોઇ તેની સપાટી $\frac{3}{4}$ મૈલ છે. આ તેકડી ઉપરથી પૂર્વે લાંબી ને દક્ષિણ પશ્ચિમે પોહળી છે. આ તેકડીપર જ્યૂપીટરનું મંદીર "ટૅરક્વિનીયસ પેરીકસે" બાંધવા શરૂ કરી તેને 'ટૅરક્વિનીયસ સૂપ્રરબ્સે" ઇ. સ. પૂર્વે ૫૦૭ માં પુરૂં કર્યું હતું. આ મંદીર ઇ. સ. પૂર્વે ૮૩ માં દેશમાં ઉઠેલી લઢાઇમાં બળી ગયું હતું, પણ તે પછી 'સ્યૂલાએ' ફરીથી બંધાવી તૈયાર કર્યું, પણ ઈ. સ. ૬૯ માં વેટિલીયસના સિપાહોએ બાળી નાખ્યું હતું. તે પછી વેસપેસિયને ફરી બંધાવ્યું પણ ત્રીજી વેળા ફરી ઇ. સ. ૮૦ માં ટીટયૂસે બાળી નાંખ્યું હતું. તે પછી ડોમિયસે તેને સમરાવ્યું હતું અને તે રોમન શેહેનશાહતની સમાપ્તિ વેર કાયમ હતું. કેપીટોલમાં જ્યૂપીટરનુંજ પુતળું હતું એમ નહિ પણ તે શિવાય જૂનો અને મિનર્વાની પણ મૂર્તીઓ હતી.

આગળ જ્યારે કૉનસલ પોતાના ઓધ્ધાનો એખત્યાર લેતો ત્યારે તે કેપીટોલમાં આવી ભોગ આપી પોતાના ઓધ્ધાના કસમ લેવાની ક્રિયા કરતો, તેમજ જ્યારે લઢાઇમાં જીત મેળવી સરદારો શેહેરમાં આવતા ત્યારે તેઓ વિજય સમારંભ સાથે ત્યાં જઈ ક્રિયા કરતા. એજ ટેકરીનો એક ભાગ ટૅરપિનસ નામે ઓળખાય છે, જ્યાંથી આગળ રાજદ્વારી ગુન્હેગારોને ફેંકી દેવાની શિક્ષા અમલમાં મેળતા. હાલનું કેપીટોલ પ્રાચીન કાળના કેપીટોલની જગાપર મિચલ એન્જીલો નામે કારીગરે આગલા કરતાં કનિષ્ટ કારીગરિથી બાંધ્યું છે. આ કેપીટોલની તેકડીપર શેહેનશાહ આગસ્ટસે જ્યૂપીટરનું મંદીર બાંધ્યૂં હતું.

**કેપીલા મર્ટીનિયસ મેનિયસ ફેલિક્ષ**—આ વિદવાન લેખક પાંચમી સદીની અધવચમાં પ્રસિદ્ધતા પામી ગયો છે. એનો જન્મ ઉત્તર આફ્રિકામાં થયો હતો. તેના વંશજો પાસે પેઢી દર પેઢી જળવાઇ રહેલો ગ્રંથ Satiricon નામે મળી આવ્યો હતો, કે જે વિદ્યાવળી યાને એનસાઇકલોપીડિયાના ધોરણ ઉપર રચાયલો હતો. આ ગ્રંથ તે જમાનામાં સંશોધન કરવાના ગ્રંથ તરીકે ઉપયોગી હતો. તેમાં ગદ્ય તથા પદ્યમાં લખેલું હતું. આ ગ્રંથમાં વ્યાકરણ, ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, ગાયન વિદ્યા વગેરે હૂન્નર શાસ્ત્રનું વર્ણન આપેલું હતું. તેની સફાઇદાર પ્રતો ૧૮૩૬ માં તથા ૧૮૬૬ માં છપાવવામાં આવી હતી. પેહેલ વેહેલો વિદ્યા હૂન્નર તથા ફીલસુફીનો સંગ્રહ કેપીલીએજ કર્યો હતો.

**કેપિસટ્રેનો જૉન્હેનો ડી.**—કેપિસટ્રેનોમાં આ ધર્મ અભિમાનીનો જન્મ ઇ. સ. ૧૩૮૬ માં ૨૪ મી જુને થયો હતો. એ ફ્રાન્સિસ્કન પંથમાં ૩૦ વર્ષની વયે ધર્મગુરૂ તરીકેની દિક્ષા લઇ દાખલ થયો હતો, ત્યાં એણે પોતાના વાક્ચાતુર્ય અને દાહપણથી પ્રસિદ્ધતા મેળવી હતી. ૧૪૨૬ માં એ રોમના જૂદા

જૂદા પોપ તરફથી દૂત તરીકે કામ બજાવવા માંડયું. તે પછી એણે જર્મનીમાં ફરી તૂર્કો સામે ઉઠાવેલી ક્રૂઝેડ સારૂં ભાષણો આપી લોકોને ઉશ્કેરવાનું કામ અતિ કુશળતાથી બજાવ્યું હતું. જ્યારે બેલગ્રેડ ક્રૂઝેડની લઢાઇમાં બીજા મહમદને હાથ કેદ પકડાયો ત્યારે તેના છુટકારા માટે કેપિસટ્રેનોએ ૧૪૫૬ માં ૬૦૦૦૦ ના લશકર સાથે ચઢાઇ કરી. એને અંગના જોર કરતાં ધર્મ અભિમાન વિશેષ હતું અને એનું મરણ ઇ. સ. ૧૪૫૬ માં ૨૩મી અકટોબરે ડેન્યૂબ તરફ નિપજ્યું હતું.

**કેપેડોશિયાનું વંશ**—આ પ્રાંત એશિયા માઇનરમાં હતો, એની લંબાઇ ૨૫૦ મૈલ ને પોહળાઇ ૧૫૦ મૈલની હતી. આ પ્રાંતપર ઇ. સ. પૂર્વે ૪૦૦ માં 'હુતન' વંશના રાજા રાજ્ય કરી ગયા છે. આ વંશનો મૂળ પુરૂષ હુતન દરાયસનો ભાઇ હતો, જેણે ઇરાનનું તખ્ત અપાવવામાં કિમતી મદદ કરવાથી દારાએ તેને કેપેડોશિયાની હાકમી વંશપરંપરાએ આપી હતી, પણ સેકંદરે ઇરાન સર કરી મરણ પામ્યા પછી કેપેડોશિયાના સ્વતંત્ર હાકમ આયમને રાજ્યગાદી સ્થાપી, સ્વતંત્ર પણે રાજ્ય ચલાવ્યું. તે પછી આ વંશે એક સરખું ઇ. સ. પૂર્વે ૩૬ વેર રાજ્ય કર્યું. આ કેપેડોશિયાની ગાદીપર ૧૩ પાદશાહો બેઠા હતા.

**કેબરૅાલ પેડ્રો અલવર્ઝ**—આ બ્રાઝીલ દેશના શોધક પોર્ટુગીજ નૌકા શાસ્ત્રીનો જન્મ ૧૪૬૦ માં એક જાણીતા ખાનદાનમાં થયો હતો. વાસકોડિગામાની પેહેલી સફર પછી ૧૩ વહાણોના કાફલાની સરદારી કેબરૅાલને રાજા ઇમેન્યુઅલ તરફથી મળી, એની સાથે ૧૨૦૦ માનસોનો કાફલો હોઇ તે ઇસ્તઇંડિજ તરફ શોધ થકી વધ્યો, ને ૧૫૦૦ માં ૯ મી માર્ચે લિસબન પુગો, ત્યાંથી દક્ષિણ આફ્રિકાના કાંઠાનો માર્ગ તજી એ પશ્ચિમ તરફ વધતો દક્ષિણ અમેરિકા ભણી અટલાંટીકના રોહમાં વધ્યો અને છેલ્લે તે બ્રાઝીલના અંજાણ્યા કિનારાપર ૨૫ મી એપ્રેલે જઇ પોંહચ્યો. કેબરૅાલે તે પછી આ જગા પોર્ટુગલના માટે જીતી લઇ તેને 'ટેરાડા સેન્ટા ક્રૂઝ' નામ આપ્યું. પોતાની આ શોધની ખબર આપવા પોર્ટુગલ તરફ એક વહાણ મોકલી એ હિંદુસ્થાન ભણી વધ્યો; પણ માર્ગમાં ૨૯ મી એ એના ૪ વહાણ ડુબી જતાં તેમાંનાં કેટલાક સિપાહો મરણ પામ્યા તથા ૩ વહાણો નાશ પામ્યાથી એ આફ્રિકાના પૂર્વ કોસ્ટાના મોઝામ્બિક તરફ લંગર કરી રહ્યો. ત્યાંથી કલીકટ જઈ કલીકટમાં પોતાના લશ્કરી બળથી જીત મેળવી ત્યાં કોઠી બાંધવાનો પેહેલો હક્ક મેળવ્યો. આ રીતે પોર્ટુગીજોએ હિંદ સાથે સંબંધ જોડી મોટી લુટ સાથે ૧૫૦૧ માં ૩૧ મી જુલાઇએ લિસબન જઇ પોંહચ્યો, તે પછી એણે પોતાની સફરના અનેક ગ્રંથો લખી પ્રગટ કર્યાં. મરણ ૧૫૨૬ માં નિપજ્યું હતું.

**કેબ્રા**—સ્પેનના કૅાર્દ્રોવાનું શેહેર. કોરદોવાની દક્ષિણ પૂર્વે ૩૦ મૈલપર છે. આ શેહેર બે તેકડી વચ્ચે સાધારણ રીતે બાંધવામાં આવ્યું છે. આ શેહેરની આસપાસ સુંદર બગીચાઓ છે, અને ત્યાંનો વાઇન વખણાય છે. અત્રે ખેતી વાડીનો ઉદ્યોગ મુખ્યત્વે કરી ચાલે છે. ઉન, સણ, ટોપી, સાબુ, કુંભાર કામ વગેરેના અનેક કારખાનાઓ પણ છે. લોક વસ્તી ૧૩૭૪૧ ની છે.

**કેબાઝીરા**—ફીલીપાઇનના ટાપુમાં લ્યુઝોનને લગતું શેહેર. અતરે તમાકુની ખેતી મોટા પાયાપર થતી હોવાથી સીગાર બનાવવાના અનેક કારખાના છે. આ ગામમાં વસ્તા ૧૫૦૦૦ની લોક વસ્તીનો મોટો ભાગ સીગાર બનાવવાનોજ ધંધો કરે છે.

**કેબાટયૂઅન**—આ શેહેર ફીલિપાઇન ટાપુને લગતા પેનીના ટાપુમાં છે. આ શેહેર 'ટીગન' નદીને કાંઠે છે. ઇ. સ. ૧૭૩૨માં કેબાટયૂઅનની શોધ કરવામાં આવી હતી. અત્રે ચોખાની ખેતી મોટા પાયાપર કરવામાં આવે છે. આ ગામમાં નારીયળીની મોટી પૈદાશ થતી હોવાથી તેનું તેલ કાઢવામાં આવે છે. લોક વસ્તી ૨૩૫૦૦ ની છે.

**કેબ્રાય ડૉન રામોન**—આ શૂરવીર સ્પેનીશ સરદારનો જન્મ ટારટોસામાં કેટાલેનિયા ખાતે ૧૮૧૦ માં ૩૧ મી આગસ્ટે થયો હતો. ૧૮૩૩ માં ફરડીનાન્ડના મરણ પછી એણે દેશમાં લઢાઇ જાહેર કરી સર્વત્ર ત્રાસ વર્તાવી જુલમ કરવા માંડયો, ને એન્ડે લુશિયા વેર ચઢાઇ કરી ત્યાંના રાજ્યના સીપાહો સાથે અનેક ઝપાઝપી કરી ઘણાક જખમો લાગતાં જંગલમાં નહાશી ગયો. તે વેળા એના મોતની અફવા ફેલાઇ તેટલાં ૧૦,૦૦૦ પાયદળ, ૧૬૦૦૦ ઘોડેસ્વારના લશકર સાથે વેલેન્સીયા પર ચઢાઈ કરી અને ત્યાં પોતાની સત્તાની આણ વર્તાવી, આથી એની માતાને ત્યાંની સરકારે કેદ કરી મારી નાખી. આથી એ વધારે શૂરપર ચઢી જ્યાં ત્યાં ફતેહ મેળવતો ગયો; પણ તેટલાં બનેલા રાજ્ય પ્રકરણી ફેરફારોથી એને ૧૮૪૦ માં નહાશી ફ્રાન્સ જઇ રહેવું પડયું, પણ ૧૮૪૮ માં તે સ્પેન ભણી લઢાઇ માટે ફર્યો. ૧૮૪૯ માં ફરી એને ફ્રાન્સ નહાશી જવું પડયું, તે પછી એ ઈંગલંડ જઇ ત્યાં પરણી નેપલ્સ જઇ રહ્યો. ૧૮૭૫ માં ફરી તે સ્પેનમાં દાખલ થયો ત્યારે એને કાસલીસ્ટોની લઢાઇમાં મધ્યસ્થપણું લેવા કહ્યું પણ એણે એકાંતવાસ સ્વિકાર્યો. ૧૮૭૭ માં એનું મૃત્યુ લંડનમાં નિપજ્યું હતું.

**કેબારહૂઅસ**—યૂનાઇટેડ સ્ટેટમાં ઉત્તર કેર્નિલિયાની દક્ષિણે આ શેહેર આવેલું છે. અત્રેની ભૂમિ ફળદ્રુપ હોવાથી ત્યાં કપાસ, ધાન્ય અને ઢોરોની મોટી ઉત્પત્તિ થાયછે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ મૈલ છે. વસ્તી ૧૪૯૬૪ ની છે.

**કેબીંદા**—પશ્ચિમ આફ્રિકાના કિનારા ઉપરનું આ એક પોર્ટુગીજ થાણું કાંગો નદીના મુખ પાસેછે, એની પૂર્વ ભણી કાંગોનું રાજ્ય છે. એનું મુખ્ય શેહેર કેબિંદા આગળ ગુલામી વેપારના બંદર તરીકે જાણીતું હતું, વસ્તી ૮૦૦૦ ની છે.

**કેબેનિસ પિરિ જેન જ્યૉર્જ**—આ ફ્રેન્ચ તબીબ અને ફીલસુફીનાં ગ્રંથો રચનાર વિદ્વાનનો જન્મ કોસનાકમાં ઇ. સ. ૧૭૫૭ માં થયો હતો. એણે પ્રથમ 'વૉરશૉ' ખાતે પોતાની કારકીર્તિ એક 'પૉલીશ' ઉમરાવના સેક્રેટરી તરીકે શરૂ કરી, પણ પાછળથી પેરીસખાતે વૈદકીના અભ્યાસ અર્થે ગયો. તે વેળા ફ્રાન્સમાં રાજ્ય ક્રાંતિનો સમય શરૂ થતાં એણે પ્રજા તરફથી ભાગ લીધો હતો. તે પછી એણે પેરીસની વૈદક શાળામાં શિક્ષકની જગા મેળવી, પછી ૫૦૦ રાજ્ય સભાના સભાસદોમાં બેઠક મેળવી, તેમજ સેનેટમાં પણ સભાસદ તરીકે નેમાયો હતો. એનું મરણ મ્યુલેન ખાતે ૧૮૦૮ માં ૫ મી મે એ નિપજ્યું હતું, ૧૮૦૨ માં એણે લખી પ્રગટ કરેલો વૈદકીનો ગ્રંથ ફ્રાન્સમાં ભારે વખાણ પામ્યો છે.

**કેબેરી**—થીબસ, સૅમેથરેસ, લૅમનાસ, પરગામસ વગેરે દેશોમાં આગલા જમાનામાં આ દેવતા અતી પૂજ્ય ભાવથી પુંજાતો હતો. આ દેવતા 'હિપસ્થસ' નો પુત્ર હશે એવું અનુમાન કરવામાં આવેછે. એની પુજાની રીત તથા તેના ચરિત્ર વિશે ઝાઝું જણાયું નથી.

**કેબેલોર ફરનાન**—આ એક જાણીતી સ્પેનિશ લેખક બાનુનો જન્મ ઇ. સ. ૧૭૯૭ માં સ્વિતઝરલેંડના મૉરગસ ખાતે થયો હતો. જ્યારે એના માત પિતા મુસાફરી કરતા હતા ત્યારે તેણીએ કેટલાક વર્ષો જર્મનીમાં ગુજાર્યાં હતા. ઇ. સ. ૧૮૧૩ માં તેણી સ્પેન પાછી ફરી અને અમેરિકામાં 'પાલજાલ' નામના ગ્રહસ્થ સાથે ૧૭ વરસની વયે પરણી. પણ થોડાજ માસમાં વિધવા બની, આથી મારકિવસ ડી એર્કો હરમોસો સાથે પરણી પણ તેના મરણથી ફરી રંડાતા ઇ. સ. ૧૮૩૫ એરોન નામના સોલીસિટર સાથે પરણી. આ ભરતાર ઇ. સ. ૧૮૬૩ માં મરણ પામતાં ત્રીજી મરતબે તે વિધવા બની અને ત્યારથી જાહેર જીંદગીથી અલગી બની એકાંત ઉદાસીનતામાં વખત ગુજારવા માંડયો. એનું મરણ સેવિહલ ખાતે ૧૮૭૭ માં ૭ મી એપ્રેલે નિપજ્યું. એણે પેહેલું

પુસ્તક ૧૮૪૯ માં પ્રસિદ્ધ કર્યા પછી મુસાફરી તથા જ્ઞાનનાં અનેક ગ્રંથો રચ્યાં હતા. ૧૮૫૯ માં સ્પેનિશ દંતકથા અને ગાયણોનું ઉત્તમ પુસ્તક રચી પ્રસિદ્ધતા મેળવી. ઇ. સ. ૧૮૬૦–૬૧ માં મેડ્રીડ ખાતે પોતાના લખાણોના સંગ્રહના ૧૩ દફતરો પ્રગટ કર્યાં હતા. તે ઉપરાંત ધર્મજ્ઞાન સંબંધી સંખ્યાબંધ ગ્રંથોની રચનાર તરીકે આ બાનુ પ્રસિદ્ધતા પામી ગઇ છે.

**કૅમ્બેસિસ**—અથવા કબુસ. એ સાઇરસનો પુત્ર. ઇરાનની ગાદીપર ઇ. સ. પૂર્વે ૫૨૮ માં બેઠો, તે વેળા એનું રાજ્ય ચઢતી કળાએ પુગું હતું. એણે ગાદીનશીન થતાં ઇજીપ્ત દેશપર સ્વારી કરવાના વિચારે મોટી ફોજ અને આરમાર તૈયાર કર્યાં. એણે મીસરના લશ્કરને પેલ્યુસિઅમમાં હાર આપી તેમના રાજા 'સામેતિકસ'ને મારી નાખ્યો. પેલ્યુસિઅમ ઇજીપ્તની રાજ્યધાનીનું નાકું હોવાથી કયાંબેસીસે ત્યાંથી ઠેઠ રાજ્યધાનીમાં ધશી જઇ ઇ. સ. પૂર્વે ૫૭૫ માં ફતેહ મેળવી. એ મુજબ મિસર દેશપર પૂર્ણ અમલ બેસાડી, તે વખતે જેને ઇથિઓપિયા કહેતા, ને હાલ માં જેને ન્યૂબિયા કહે છે તેની દક્ષિણ તરફના પ્રાંત તરફ કયાંબેસીસ દેશ જીતતો ગયો. બીજી ફોજને નૈઋત્ય દિશા તરફ મોકલી જ્યુપિતર અમ્માનનું મંદીર લઇ લીધું હતું ને એક રોજે દક્ષિણ ન્યૂબિયા જીતી લીધું. કૅમ્બેસીસે મેરોઇ સુધી ફતેહ મેળવી પણ નૈઋત્ય દીશા તરફ ગએલી ફોજ તાપ, તરસ અને સિમૂમથી નાશ પામી. ઇજીપશિયનો જે એપીસની આખલો રૂપે પુંજા કરતા તે ગોધાને મેમ્ફિસ શેહેરમાં આણેલો સાંભળી ત્યાંની પ્રજા જ્યારે ધર્મ ઉત્સવમાં ગુંતાયલી હતી તે વેળા તેઓપર હલ્લો કરી તેમના પવિત્ર આખલોને પોતાને હાથે ઠાર કરી તે લોકોની કતલ કરી હતી. તે પછી થોડેજ દિવસે તેને સ્વપનું આવ્યું કે તેનો ભાઈ સ્મર્દિસ તેની ગેરહાજરીનો લાભ લઇ ઇરાનની ગાદીએ બેઠો છે. આ સ્વપનાપર ઇતબાર લાવી પ્રેક્ષસ્પિસ નામે સરદારને તુરત પર્સીપોલીસ મોકલ્યો. તે દુષ્ટ સરદારે વગર વિચારે સ્મરદીસને દગાથી કેદ કરી મારી નાખ્યો. આ વાત કૅમ્બેસીસની બાનુ 'અતોસે' (તવારીખનવેશોના જણાવ્યા મુજબ એ કૅમ્બેસીસની બેહેન હતી) જાણતાં એને ઠપકો આપ્યો, આથી એણે તેણીના પેટમાં એવીતો લાત મારી કે તે ત્યાંને ત્યાંજ મરણ પામી. આ વેળા બીજી તરફ એક જાણભેદુએ સ્મરદીસનું નામ ધારણ કરી તેણે ઇરાનનાં રાજ્યપર પોતાનો હક્ક રજુ કર્યો. સ્મરદીસને ઓળખનારાઓએ આ ઠગારાની ઠગાઈ પ્રગટ કીધી પણ તેથી તેઓ માર્યા ગયા ને તે રાજ્યનો ધણી થઈ બેઠો, તેટલાં આ ખબર કૅમ્બેસીસને મળતાં એ ઇરાન ભણી જવા ઘોડેસ્વાર થતાં અચાનક પોતાનીજ તલવારથી જખમી થતાં ઇ. સ. પૂર્વે ૫૨૨ માં મરણ પામ્યો.

**કેબોટ સિબાસ્ટીઅન**—આ પ્રસિદ્ધ નૌકાશાસ્ત્રી તથા શોધકનો જન્મ ઈ. સ. ૧૪૭૭ માં બ્રિસ્ટલમાં થયો હતો. એનો પિતા વહાણવટી, ગણિતશાસ્ત્રી હતો. તેની સાથે એણે ૨૦ વર્ષની ઉમર પેહેલાં અનેક સફરો કરી હતી. એના પિતાના ધંધાને લીધે એને બ્રિસ્ટલમાં રહેવું પડતું. ૧૪૯૭ માં ૨૪ મી જુને એણે પોતાના પિતાની સાથેતાથી લાબ્રારડોરનો કિનારો, ઉત્તર અમેરિકા વગેરે તરફ શોધો કીધી. પછી તેઓ એજ વર્ષના આગસ્ટમાં પાછા ફરી ૧૪૯૮ માં ફરી સફર કરી પણ તે વેળાની શોધનું કશું જણાયું નથી. ૧૪૯૯ માં મેકસીકોના અખાત તરફ સફર કરી, આજ સમયે એનો પિતા મરણ પામ્યો. ૧૫૧૬ માં એ સ્પેનિશ સરકારની નોકરીમાં જોડાઈ અમેરિકા તરફ મુસાફરી કરી, ઈંગલંડ જઇ પોતાને વતન રહ્યો. ૧૫૧૭ માં એ લેબરાડો તરફ એક કાફલો લઇ હડસનના અખાત તરફ ગયો, પણ આ સફરમાં કશું પરીણામ નહિ આવવાથી એણે સ્પેનિશ સરકારની

નોકરી સ્વિકારી. ૧૫૪૮ માં એ ઈંગલંડ ગયો, ત્યાં એને ડયૂક ઑફ સોમરસેટે ૬ ઠા એડવર્ડ સાથે ઓળખાન કરાવી. રાજાએ એને ગ્રૅંડ પાઇલેટનો ઓધો બક્ષી ૧૬૬ પૌંડ ૧૩ શિલીંગ ૪ પેન્સનું પેનશન આપતું કર્યું, એણે તે વેળા પરદેશ વેપાર કરનાર તરીકે એક મંડળી સ્થાપી તેનું અધ્યક્ષ પણું પોતા તરફ રાખી ૧૮૫૨ પછી ઉત્તર તરફ સફરો કરવાની શરૂ કરી અને રશિયા સાથે વેપાર ચાલુ કીધો. એનું મરણ ૧૫૫૭ માં નિપજ્યું.

**કેમડન**—ન્યુજર્મમાં દાખલ થવાના માર્ગના નાકાપરનું શેહેર, ડાલવાર નદીના ડાબા કાંઠા પર ફિલાડેલ્ફીયા નજીક છે. અતરે સુકી ગોદી તથા વેપાર માટેની મોટી ગોદી છે. શેહેરમાં કપાસ, ઉન વગેરેની મીલો તથા યંત્ર, લોઢું રંગ, તેલ, કાપડ વગેરેના કારખાનાં છે, ૧૮૮૦ માં લોક વસ્તી ૪૧૬૫૯ ની તે ૧૮૯૧ માં ૫૮૩૧૨ ની છે.

**કેમડન ચાર્લસ પ્રેટ અર્લ**—સરજૉન પ્રેટનો એ બીજો બેટો, એનો જન્મ ઇ. સ. ૧૭૧૩ માં થયો હતો. ઇટન અને કેમબ્રિજ કોલેજમાં કેળવણી લઈ ૧૭૩૮ માં કાયદાનો અભ્યાસ પુરો કરી કોર્ટમાં કાયદાશાસ્ત્રી તરીકે કામ બજાવ્યું હતું. ૧૭૫૨ માં એક પુસ્તક પ્રગટ કરનારપર ચાલેલા 'કેસમાં' એણે મોટી પ્રસિદ્ધતા મેળવી. ૧૭૫૭ માં એ એટર્નિ જનરલ તરીકે નેમાયો ને ૧૭૬૨ માં મુખ્ય ન્યાયાધિશ તરીકે નેમાયો. ૧૭૬૫ માં એને બેરન કેમડનનો ખેતાબ મલ્યો. ૧૭૬૬ માં એને લૉર્ડ ચેનસેલરનો મોટો ઓદ્દો મલ્યો હતો, ૧૭૯૪ માં ૧૮ મી એપ્રેલે મરણ નિપજ્યું હતું. એને અર્લકેમડન ને વાઇ કૌંટનો એલકાબ ૧૭૮૬ માં મલ્યો હતો.

**કેમડન વિલ્યમ**—આ વિદ્વાન ઇતિહાસ કરતાનો જન્મ લંડનખાતે ૧૫૫૧ માં ૨ જી મે માં થયો હતો. એણે ક્રાઇસ્ટ હૉસ્પીટલમાં કેળવણી લઇ ઓકસફર્ડની પોલ સ્કુલમાં અભ્યાસ પુરો કર્યો હતો. ૧૫૭૫ માં વેસ્ટ મિન્સટર સ્કુલમાં બીજા માસ્તરની જગાપર નેમાયો હતો. ૧૫૮૬ માં એણે અલંકારીક લેટીનભાષામાં એક ગ્રંથ રચ્યો અને તેથી તે વખતના જાણીતા વિદ્વાનોનાં સંબંધમાં આવ્યો, ૧૬૦૭ માં એણે પોતાના રચેલા બ્રિટેનીયા ગ્રંથની ૬ ઠી આવૃતિ પ્રગટ કરી હતી. ૧૫૯૩ માં વેસ્ટ મિનીસ્ટર સ્કુલના શિક્ષક તરીકે નેમાયો હતો, તે પછી એણે ઇંગલંડની તવારીખ અને જુના લેખો તથા હકીકતોનો મોટો સંગ્રહ કર્યો હતો. એનું મરણ ૧૬૨૩ માં ૯મી નવેંબરે નિપજ્યું હતું. એણે ઓકસફર્ડમાં તવારીખના વિદ્વાનની મોટી જગા મેળવી હતી.

**કેમ્પટન**—બવેરિયાનું આ ગામ ઉલ્મની દક્ષિણથી પૂર્વે રેલ માર્ગે ૫૪ મૈલપર છે. જુના શેહેરને ૧૨૮૯ માં શેહેનશાહતનું સ્વતંત્ર શેહેર બનાવ્યું હતું. ૮ મી સદીમાં આ નવું શેહેર સેંટગાલના ચેલાઓએ વસાવ્યું હતું. અતરે કાપડ, સૂતર વગેરેના કારખાનાં છે, ૧૮૭૫ માં લોકવસ્તી ૧૨૬૮૨ ની ને ૧૮૯૧ માં ૧૫૭૬૦ ની હતી.

**કેમ્પન**—આ હૉલંડને તાબેનું ગામ 'યાસિલ' ના મુખ પાસે ઝોલીની ઉત્તર પશ્ચિમે રેલ માર્ગે ૫૬ મૈલપર છે. અતરે બાંધેલું સેંટ નિકોલનું દેવળ હુન્નરમંદીનો ઉત્તમ નમુનો છે. લોકવસ્તી ૧૮૪૦ માં ૭૭૬૦ ની ને ૧૮૮૯ માં ૧૮૭૬૭ ની હતી.

**કેમ્પર મિટર**—આ વિદ્વાન જર્મન તબીબ તથા સિદ્ધ પદાર્થ જ્ઞાનશાસ્ત્રીનો જન્મ 'લાયડન' માં ૧૭૨૨ માં ૧૧ મી મે એ થયો હતો. તેજ ગામમાં એણે ઉંચી કેળવણી લીધાથી ૧૭૫૦ માં ફ્રેંકરમાં વૈદકીના પ્રોફેસર તરીકે નેમવામાં આવ્યો હતો. ૧૭૫૫ માં અમસ્ટરડમ તથા ૧૭૬૫ માં ગ્રોનીંગન ખાતે પણ તેજ ઓધાપર નેમાયો. અને ૧૭૭૩ માં એણે પોતાના ઓધાનું રાજીનામું આપ્યું અને ૧૭૮૩ માં સ્ટેટકોન્સલના સભાસદ તરીકે નેમાયો હતો. મરણ ઇ. સ. ૧૭૮૯ માં નિપજ્યું. કેમ્પર પોતે શારીર શાસ્ત્ર ઉપરાંત

વાઢકાપ વિદ્યા તથા સ્મૃતિશાસ્ત્રમાં કૂશળ હતો, તે શિવાય એ ચિત્રકળામાં પણ પ્રવિણ હતો. એણે રચેલો શારરીક શાસ્ત્રનો ગ્રંથ પોતાને હાથે આકૃતિઓ દોરી બનાવ્યો હતો. એના ચુંટી કહેલા લખાણો ચિત્રો સાથે ૧૮૦૩ માં પેરીસમાં દફતરોમાં પ્રગટ કરવામાં આવ્યા હતા.

**કેમ્પિઅન એડમંડ**—આ ઇંગ્રેજ જેસૂટ ધર્મથકી પ્રાણ આપનારામાંનો પેહેલો થઈ ગયો છે. એનો જન્મ ૧૫૪૦ માં થયો હતો. એનો પિતા લંડનમાં એક નાહનો વેપારી હતો. એણે બ્લૂકોટ સ્કુલમાં અભ્યાસ કરી, સુભાકીત વક્તા તરીકે જાહેર થયો. જ્યારે એ ૧૩ વર્ષનો હતો ત્યારે એણે મેરીટયૂડર સનમૂખ અલંકારયૂક્ત ભાષણ કર્યું હતું. એણે ઑક્સફર્ડની સેંટ જૉન્સ ન્યૂકૉલેજમાં ૧૫૬૬ વેર અભ્યાસ કર્યો. તે પછી ઇલીઝાબેથ અને અર્લ ઑફ લેસ્ટરની મુલાકાત લઈ ભાષણ કર્તા તરીકે મોટું માન પામ્યો. ૧૫૬૯ માં એણે ઑક્સફર્ડ છોડી ડબલીન યૂનિવરસિટી ફરી સ્થાપવામાં ભાગ લીધો હતો. તે પછી બોહેમિયામાં જેસૂઇટની મંડળી સાથે જોડાયો હતો. પેરેગુઆમાં એ 'રેહટોરિક પ્રોફેસર' હતો, ત્યાંથી ૧૫૮૦ માં ઇંગલંડ આયો. ત્યાં વેલિંગહેમે એની પાસથી કેટલાક ઓચરિયાં મેળવી બ્રેકશાયરમાં એને પકડયો. તે પછી કેમ્પિયનને રાણી ઇલીઝાબેથ સામે કાવતરાં રચવાના આરોપસર તપાસ કરી ૧૫૮૧ માં ૧ લી ડીસેંબરે ફાંસી દઈ મારી નાખ્યો. એણે આયરલંડની તવારીખ રચી હતી.

**કેમ્પેનિલા ટોમાસો**—આ ઈટાલ્યન વિદ્વાનનો જન્મ કેલાબ્રીયાના સ્ટિલોમાં ઇ સ. ૧૫૬૮ માં ૫ મી અકટોંબરે થયો હતો. એના ખ્રિસ્તી ધર્મ માટેના કૃત્રીમ વિચારોથી એ પ્રજાના અણગમામાં આવી પડયો હતો. એક સમયે એને નેપલ્સથી રોમ, અને ત્યાંથી ફ્લોરેન્સ, વેનિસ, પાડુઆ અને બોલોગન તરફ નહાસવું પડયું હતું. એ કેલેબ્રિયામાં ૧૫૯૭ માં પાછો ફર્યો, ત્યાં એને ફીતુરી ટોળીમાં શામેલ થવા માટે શક ઉપરથી કેદ કરી ૨૭ વર્ષ વેર બંદીખાનામાં પુર્યો હતો. ઉપલી મુદત દરમ્યાન એની પાંચ વેળા તપાસ કરી ૭ વેળા રીબાવી હેરાન કરવામાં આવ્યો અને તે ઉપરાંત તેનીપર પાખંડી મતવાદીનો આરોપ મેળી ફરી કેદમાં નાખ્યો હતો, પણ ૩૦ વર્ષ પછી એને બંધ મુકત કરી વાર્ષિક પેનશન આપી છુટો કર્યો હતો, તે પછી ફરી સ્પેનિશ સરકાર સાથે અન બનાવ થતાં એ પેરિસ જઈ રહ્યો, જ્યાં ૧૩ માં લુઇસ તરફથી સારો આદર સત્કાર પામ્યો. એનું મરણ ઇ. સ. ૧૬૩૯ માં ૨૧ મી મે એ નિપજ્યું હતું. એણે બંદીખાનામાંજ ૪ ઉપર ગ્રંથો જૂદા જૂદા વિષયો ઉપર રચ્યાં હતા, જેમાંના થોડાજ ગ્રંથો બચી રહ્યાં છે. એની ફીલસુફી અસાધારણ હતી.

**કેમ્પો બાસો**—દક્ષિણ ઇટલીનું આ ગામ બેનિવેન્ટોની ઉત્તરે ૫૨ મૈલપર રેલ માર્ગે છે. લોક વસ્તી ૧૩૫૯૪ ની છે.

**કેમ્પો બેલો**—એ નામના સીસીલીમાં બે શેહેરો છે. (૧) કેમ્પોબેલો ડી લીકેટા; લીકેટાની ઉત્તરે રેલ માર્ગે ૧૭ મૈલપર છે. ત્યાં ગંધકની મોટી ખાણો છે. લોક વસ્તી ૭૪૮૧ ની છે. (૨) કેમ્પોબેલોડી જોઝારો ટ્રેપેનિની દક્ષિણે, દક્ષિણ પૂર્વમાં રેલ માર્ગે ૩૨ મૈલપર છે. લોક વસ્તી '૬૫૮૬'ની છે.

**કેમ્બરવેલ બ્યૂટી**—બ્રિટનનાં જાણીતા પતંગીયામાં આ એક મોટી જાતના અતિ સુંદર પતંગીયાનું નામ. આ પતંગીયા બ્રિટનમાં કદાચજ જણાય છે, પણ યૂરોપના મધ્ય તથા દક્ષિણ ભાગમાં તેઓ જથાબંધ મળે છે. ઉત્તર અમેરિકામાં તેના ટોળે ટોળાં વસે છે. જેમાં બેજાતનાં હોયછે. તેની પાંખો નીલલોહીત રંગની કલ્લીદાર હોયછે. તેનીપર ફીકા પિળા પટા હોયછે. જ્યાં કાળા પટા હોયછે તે પર મોટી બલુ છાંટ હોઇ તેની પાસે પીળી લાઇન દોરાયલી જણાયછે. આ પતંગીયાનો

રંગ અતિ તેજસ્વિ ને પાંખો મખમલ જેવી નરમ હોયછે.

**કેમ્બ્રાય**—નૉર્ડના ફ્રેન્ચ જીલ્લાનું આ મજબુત કિલ્લેબંદી પામેલું શેહેર, પેરીસથી રેલમાર્ગે ઉત્તર પૂર્વમાં ૧૨૮ મૈલપર છે. અતરે ઇમારતોમાં ટૌનહોલ, ખ્રિસ્તી દેવળો, કોલેજો, લાયબ્રેરી (૪૦,૦૦૦ દફતરોની) વગેરે ઇમારતો જાણીતી છે. મુખ્ય ઉદ્યોગ હુન્નર, સાબુ, ચામડાં, સાકર વગેરે બનાવવાના કારખાના છે. ૧૮૭૨ માં લોક વસ્તી ૨૨૮૯૭ ની ને ૧૮૯૧ માં ૧૭,૩૫૯ ની હતી.

**કેમ્બ્રિજ**—કેમ્બ્રિજશાયરનું આ મુખ્ય શેહેર 'કામ નદીને કાંઠે લંડનની ઉત્તરથી પૂર્વે ૫૮ ને ઑાકસફર્ડની ઉત્તર પૂર્વે ૭૯ મૈલપર છે. હાલનું શેહેર પોતાની 'યૂનિવરસિટી' માટે ઘણી પ્રસિદ્ધતા પામ્યું છે. તેમજ ત્યાં એક ગિલ્ડ હૉલ, ધાન્યની વખારો, ફ્રીલાયબ્રેરી, જેલ વગેરે મુખ્ય ઇમારતો છે. અત્રેની કૌન્ટી ઑસ્પીટલ ૧૭૪૩ માં ડૉ૦ એડીનબ્રૂકે સ્થાપી હતી. શેહેરમાં પ્રાચીન કાળનાં કેટલાક ખ્રિસ્તી દેવલો છે અને તેનું બાંધકામ અસલી સેક્ષન કારીગરીનું છે. ૧૮૮૭–૯૦માં આર. સી. ચર્ચ નામે દેવળ ૨૧૫ ફીટ ઉંચું બાંધવામાં આવ્યું હતું. શેહેરની પશ્ચિમે સુંદર દેખાવવાલો ભાગ છે, અને તે તરફ કામ નદી ૯ પુલો તળેથી વહે છે. આગળ અત્રેથી બે સભાસદો પાર્લામેંટમાં બેઠક મેળવી શકતા પણ ૧૮૮૫ થી એકજ મોકલી શકાય છે. ૧૮૫૧ માં વસ્તી ૨૭૮૧૫ ની, ૧૮૭૧ માં ૩૦૦૭૮ ની ને ૧૮૯૧માં ૪૪૩૩૦ ની હતી.

**કેમ્બ્રિજ**—બોસ્ટનનું આ ગામ ચૅરિલી નદી પાસે ઑકસફર્ડ યૂનિવસિટી માટે પ્રસિદ્ધ છે. આ ગામ ૧૬૩૦ થી વસાવવામાં આવ્યું તેથી આ ન્યૂ ઇંગલંડનું જુનું શેહેર ગણાય છે. આગલા વખતથી તેના છાપાખાનાં તથા બુકબાઇંડીંગનાં કામ માટે જાણીતું છે. તેમજ ત્યાં ફરનીચર, લોઢું કામ, તાર કામ, ઇંટરડી, ઔષધ, ખાંડ, સાબુ અને રબરનાં કારખાનાં છે. કેમ્બ્રિજ શેહેરનાં બે ભાગ છે. એક જુનું કેમ્બ્રિજ કે જેમાં યૂનિવ્હરસિટી છે ને બીજો પૂર્વ કેમ્બ્રિજ કે જેમાં ઉદ્યોગ હૂન્નરનાં કારખાનાં છે. કેમ્બ્રિજ બંદર પાસે મુખ્ય હૉલ, ખ્રિસ્તિ દેવળો, બેંકો, મઠો વગેરે ઇમારતો છે. ઉત્તર કેમ્બ્રિજમાં લોકોનાં રહેવાનાં મકાનો છે. ૧૮૭૦ માં લોક વસ્તી ૩૯,૩૬૪ ની ને ૧૮૯૦ માં ૭૦,૦૨૮ ની હતી.

**કેમ્બ્રિજ યૂનિવરસિટી**—આ પાઠશાળાની સ્થાપના ૧૨ મી સદીમાં થઇ હતી. આ પાઠશાળામાં નીચલી પાઠાશાળાઓ ગણાય છે.

St. Seter's, Clarc, Pembroke, Caias, Trinity, Hall Corpus christi, Sing's, Queen's, St Catharine's, Jesus, Christs, St. John's, Magdalene, Emmanuel, Sidney, Sussex, Downing, Cavendish, Selyk Ayerst.

આ પાઠશાળાઓમાં ૧૨૦ શિક્ષકો અને ૩૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. તેમાં મુખ્ય કૉલેજની ઇમારત કિંગ્સ ૧૮૪૧ માં તેના ચેપલ સાથે બાંધી હતી, ટ્રીનીટી તેના કૉર્ટ તથા હૉલ અને લાયબ્રેરી સાથે વારને બંધાવી હતી, અને જોન્સ ૧૮૭૯ માં સ્કૉર્ટ બંધાવા હતી, તેમાં લાયબ્રેરી, સેનેટ હાઉસ, ફીટઝ વિલ્યમ મ્યુઝીયમ, વેધશાળા વગેરે સમાવેલું છે.

આ યૂનિવ્હરસિટીમાં જે "રેંગલરની પદ્વિ મળે છે તેને અતી બીકટ ગણિત શાસ્ત્રની ભારી પરિક્ષામાંથી પસાર થવું પડે છે. આ પાઠશાળામાં પસાર થએલા નીચલા જાણીતા પુરૂષો પ્રસિદ્ધતા પામ્યા છે. કેનેમાર, રીડીલી, લેટીમર, પાર્કર, ટૅલે, કૉડવર્થ, વૉલસ્ટન, બેન્ટલી, પારસન, લૉર્ડ બેકન, હાર્વે, સર આઇઝેક ન્યૂટન, લૉર્ડ બર્ગલી, ફાલ્ડલૅંડ, સ્ટ્રૅફર્ડ, ઑાલીવર ક્રોવેલ, પીટ, પાલમર્સટન, ફૂલર, વૉલપોલ, વિલબરફોર્સ, મેકૉલે, ઠકરી, લીટન, ક્રાઇડન, મારલોવ્હ, પ્લીચર, સ્પેન-

સર, મીલટન, બેનજૉન્સ, વાલર, હેરીક, ડ્રાઇડન, કૉવલે, ગ્રે, બાયરન, કલોરીડજ, વર્ડસવર્થ, ટેનીસન વગેરે.

**કેમ્બ્રિડન**—કેનેડાનો આ એક ખડકવાલો ટાપુ, નોવાસ્કોટાના પૂર્વ છેડાપર છે. લંબાઇ ૧૦૦ ને પોહળાઇ ૫૦ મૈલની છે. ક્ષેત્રફળ ૩૧૨૦ ચો. મૈલ છે. લોક વસ્તી ૮૫૦૦૦ ની છે.

**કેમ્બેકર્સ જેન જેકયુસ રેજીસ ડી ડયુક-ઑફ પરમા**—નેપોલીયનના વખતનો આ હાઇ ચેનસેલરનો જન્મ ૧૭૫૩ માં ૧૮ મી અકટોંબરે થયો હતો. ૧૭૯૧ માં એને ગુન્હેગારોની છાંડણુ કરનારી કોર્ટના મંત્રિની જગાપર નેમવામાં આવ્યો હતો. ૧૭૯૪ માં એ જાહેર પ્રજાની રક્ષક મંડળીનો પ્રમૂખ થયો, અને પૃશિયા તથા સ્પેન સાથે એના વડે ઘાડી મિત્રાચારી બંધાઇ. એણે દીવાની કાયદાનો એક ગ્રંથ રચ્યો હતો. ૧૭૯૯ માં ૯ મી નવેંબરે એણે બળવાખોરોને મદદ કરી બીજા કૉન્સલ તરીકે નેમાયો, ને એણે નેપોલીયનને મદદ કરવાથી એને ૧૮૦૮ માં ડયૂક ઑફ પર્મનો ખેતાબ મલ્યો હતો. એને એની મર્જી વિરૂધ ઇન્સાફ ખાતાના મંત્રીનો ઓધ્ધો કબુલ કરવો પડયો હતો, અને ચેમ્બર્સ ઑફ પિયર્સના પ્રમુખ તરીકેનો ઓધ્ધો કબુલ કરવાની ફરજ પડી હતી. ૧૮૧૬ માં એણે ૧૬ માં લુઇને ફાંસી આપવા માટે ભાગ લીધો હતો. ૧૮૧૮ માં શાંતતા પથરાતાં એ પેરીસમાં આવી રહ્યો હતો. મરણ ૧૮૨૪ માં ૫ મી માર્ચે નિપજ્યું હતું.

**કેમ્બેલ અલેકઝાન્ડર**—'ખ્રાઇસ્ટના ચેલાઓ' નામના પંથના આ સ્થાપકનો જન્મ ઇ. સ. ૧૭૮૮ માં બેલીમિના ખાતે થયો હતો; પણ ૧૮૦૭ માં એ યૂનાઇટેડ સ્ટેટમાં જઈ રહ્યો હતો. ૧૮૧૨ થી એ પશ્ચિમ પેનસાલવાનિયા, વર્જીન્યા અને ઓહિઓમાં ઉપદેશક તરીકે કામપર હતો. ૧૮૨૬ માં નવા કરારનો તરજુમો પ્રગટ કર્યો, પણ તેમાં કેટલોક કેમ્બેલે ફેરફાર કર્યો હતો. એણે પોતાના વાકચાતુર્ય અને વિદ્વત્તાના 'ખ્રાઇસ્ટના ચેલાઓ' નામનો પંથ ૧૮૨૭ માં સ્થાપ્યો. આ દેવળોની ૧૮૯૦ માં યૂનાઇટેડ સ્ટેટમાં એકંદર સંખ્યા '૫૫૦૦'ની હતી, અને તે વેળા તેના ૬૪,૧૦,૫૧ સભાસદો હતાં. ઈ. સ. ૧૮૪૧ માં કેમ્બેલે પશ્ચિમ વર્જીનિયામાં બિથેનિ કૉલેજ સ્થાપન કરી અને ત્યાંજ ૧૮૬૬ માં ૪ થી માર્ચે મરણ પામ્યો હતો.

**કેમ્બેલ સર કોલીન લૉર્ડ કલાઇડ**—ગઇ સદીમાં એક શૂરવીર સીપાહ તથા સરદાર તરીકે પ્રસિદ્ધતા પામી ગએલા આ પુરૂષનો જન્મ ઈ. સ. ૧૭૯૨ માં ૨૦ મી અકટોંબરે ગલાસગોમાં થયો હતો. એનો પિતા સુથારનો ધંધો કરતો હતો. એ ૧૮૦૨ માં ગૉસ પોર્ટની નિશાળમાં શીખવા બેઠો. ૧૮૦૮ માં ઝુંડો ઉચકનાર તરીકે લશકરમાં જોડાઈ ૧૮૧૩ માં 'કેપટન' થયો. તે પછી પેનિનસૂલરની લઢાઇમાં ઘણાં જખમો ખમી બહાદુરીથી નામ મેળવ્યું, તેમજ સેનસેબાસ્ટીનમાં પણ તેવીજ બહાદુરી બતલાવી. ૧૮૧૪ માં એણે યૂનાઇટેડ સ્ટેટની લઢાઇમાં ભાગ લીધો. તે પછી ૩૦ વર્ષ વેર જીબ્રાલટર, બારબેડોસ, તેમજ ઇંગલંડનાં કેટલાક ભાગમાં બચાવના લશકરમાં ઉપરી તરીકે કામ બજાવી ૧૮૩૭ માં લેફ્ટનન્ટ કર્નલ થયો. ૧૮૪૨ માં ચીન સાથની લઢાઇમાં બહાદુરી બતલાવ્યાથી સી. બી. નો એલકાબ પામ્યો. તે પછી ૧૮૪૮–૪૯ ની બીજી શીખ લઢાઇમાં કે. સી. બી. નો એલકાબ પામ્યો. તે પછી સરહદની લઢાઇમાં પેશાવરના લશકરપર ૩ વર્ષ વેર સરદારી ભોગવી. ૧૮૫૪ માં ક્રાઈમિયાની લઢાઇમાં હાઇલેંડ બ્રિગેડના વડા સરદાર તરીકે કામ બજાવ્યું. તે વેળા મેળવેલી કીર્તીથી એને કે. જી. સી. બી. નો એલકાબ આપવામાં આવ્યો. તેમજ તેની તે વેળાની બહાદુરીના બદલામાં તેના હમવતનીઓએ એક તલવાર ભેટ આપી હતી. ૧૮૫૫ માં પાયદળ લશકરના વડા સરદાર તરીકે નેમણુંક થઈ હતી. ૧૮૫૭ માં ૧૧ મી

જુલૈએ જ્યારે હિંદના બળવાની ખબર પોંહચી ત્યારે લૉર્ડ પાલમસટને એને લશકરની સરદારી આપી બીજેજ દીને કલકત્તા તરફ રવાના કર્યો. એ આગસ્ટમાં કલકત્તે આવી પુગતાં ૧૭ મી નવેંબરે ૪૭૦૦ નું લશકર લઇ લખનોનો છુટકો કર્યો. એની આ બહાદુર નોકરીને બદલે ૧૮૫૮ માં એને લૉર્ડ કલાઇડનો માનવંત એલકાબ બક્ષવામાં આવ્યો. ઈંગલંડ પાછો જતાં એને ફિલ્ડ માર્શલની પદ્વિ સાથે ૨૦૦૦ પૌંડનું પેનશન સરકારે બાંધી આપ્યું. મરણ ૧૮૯૩ માં ૧૩ મી આગસ્ટે નિપજ્યું. એનું શબ વેસ્તમિનીસ્ટર એબીમાં દાટવામાં આવ્યું છે. ૧૮૮૧ માં લેફ્ટનન્ટ જનરલ શેડવેલે એની જીંદગીનો વૃતાંત બે દફતરોમાં રચ્યો હતો.

**કેમ્બેલ જૉન બેરન**—ઈંગલંડના આ લૉર્ડ ચેનસેલરનો જન્મ કુપર ફાઇફમાં ઇ. સ. ૧૭૭૯ માં થયો હતો. એણે સેંટ એન્ડ્રુની યુનિવરસિટીમાં ૧૭૯૦ થી કેળવણી લીધી હતી. ૧૮૦૦ માં એ લંડનમાં લીંકોલન ઇનમાં વધુ કેળવણી લેવા દાખલ થયો હતો. ૧૮૦૬ માં કાયદાશાસ્ત્રી તરીકે જાહેર પડયો. ૧૮૨૭ માં ન્યાયાધિશની પદ્વિ પામ્યો. ૧૮૩૦ માં સ્ટફોર્ડ તરફથી પાર્લામેંટનો સભાસદ થયો. ૧૮૩૨ માં સોલીસિટર જનરલ તરીકે નેમાયો અને ૧૮૩૪ માં 'એટર્ની જનરલ થયો. ૧૮૪૧ માં આયરલંડના લૉર્ડ ચેનસેલરનો ઓહ્દો પામ્યો અને તેજ સમયે 'બેરન' નો એલકાબ મેળવ્યો. તે પછી પોતાના ઓધાનું રાજીનામું આપી ૧૮૪૬ માં લેંકેસ્ટરના ચેનસેલરનો ઓધો મેળવ્યો. ૧૮૫૦ માં એની વિદ્વત્તા અને બાહોશીની કદર બુજી સરકારે એને કવિન્સ બેંચના લૉર્ડ ચીફ જસટીસનો માનવંતો ઓધ્ધો બખક્ષ્યો, તથા ૮૦૦૦ પૌંડનું સાલીયાણું આપતું કર્યું. ૧૮૫૯ માં પાલમર્સટનની પ્રધાનકી દરમ્યાન એને લૉર્ડ ચેનસેલરનો ઓધ્ધો સોંપવામાં આવ્યો. મરણ ૧૮૬૧ માં નિપજ્યું.

૪૭

**કેમ્બેલ થૉમસ**—આ કવિનો જન્મ ઇ. સ. ૧૭૭૭ માં ૨૭ મી જુલૈએ ગલાસગોમાં થયો હતો. એનો પિતા એક ગરીબ વેપારી હતો. તેના ૧૧ બાળકોના મોટા પરિવારને લીધે તેમને અતિશય કંગાલીયતમાં રહેવું પડતું. તે છતાં એણે ચંચલાઇથી નિશાળમાં અભ્યાસ કરી ૧૭૯૧ માં યૂનિવરસિટીમાં દાખલ થઇ ૧૭૯૬ વેર અનેક ઇનામો મેળવી ગ્રીક સાહિત્યના ખાસ અભ્યાસમાં ઇનામ મેળવ્યું. ૧૭૯૫ માં મુલના ટાપુમાં શિક્ષક તરીકે નેમાયો. ત્યાં વેસ્ટ હાઇ લેંડની 'દબદબાદાર ખુદ્રતી મનોહરતા'એ તેના વિચારો એવાતો ખીલવ્યા કે ૧૭૯૭ માં તેણે એડીનબર્ગ ખાતે જઇ કાયદાનો અભ્યાસ કરવાનો શરૂ કર્યો પણ તેની યાદદાસ્ત શક્તિએ તેને યારી આપી નહિ. તેથી ત્યાં એણે 'Pleasures of hope' નામનો કાવ્ય ગ્રંથ રચ્યો. આ ગ્રંથ ૧૭૯૯ માં છપાયા પછી ૧૨ માસમાં તેની ૪ આવૃતિ છપાવવી પડી. ૧૮૦૧ માં એણે કૉન્ટીનન્ટની ૧૦ માસની મુસાફરીમાં ઘણું જ્ઞાન મેળવી બીજા કવિતાઇ ગ્રંથો રચ્યાં. ૧૮૦૩ માં લગ્ન કરી લંડનમાં જઇ રહ્યો. ત્યાં એણે 'એડીનબર્ગ એનસાઇકલોપીડિયા, વતરોગે અનેક ગ્રંથો લખવામાં ૧૮૦૯ વેર ભાગ લીધો. તે પછી મી૦ ફોકસની ભલામણથી સરકાર તરફથી એને ૨૦૦ પૌંડનું પેનશન મળવા લાગું. ૧૮૨૦ થી ૧૮૩૦ વેર એક માસીક સાથે જોડાયો. ૧૮૨૪ માં એણે 'Theodoric' નામનો એક અતિ સુંદર અલંકારીક કાવ્ય ગ્રંથ રચી પ્રસિદ્ધ કીધો. તે શિવાય એણે પદ્ય અને ગદ્યના અનેક ગ્રંથો લખી પ્રગટ કર્યાં હતા. ૧૮૨૭ માં ગલાસગોની યૂનિવરસિટીના લૉર્ડ રેકટર તરીકે નેમાયો હતો. એનું મરણ બોલોગન ખાતે ૧૮૪૪ માં ૧૫ મી જુને નિપજ્યું હતું. એના શબની પેટીને તે વખતના વિદ્વાનોએ ખાંધે ઉંચકી વેસ્ટ મિન્સ્ટરમાં દાટયું હતું.

**કેમબેલટન**—અથવા કેમ્પબેલ્ટન. આર્ગાઇલ

શાયરનું આ બંદર શેહેર કેન્ટીની પેનિનસુલાની પૂર્વ કિનારે ગલાસગોની દક્ષિણ પશ્ચિમે ૮૩ મૈલપર છે. આ બંદર માછી મારોનું મુખ્ય મથક અને તેના ઉપલા ભાગમાં વ્હિસ્કી બનાવવાની ૨૦ ભઠ્ઠીઓ છે. ૧૮૪૧ માં લોક વસ્તી ૬૭૯૭ ની ને ૧૮૯૧ માં ૮૨૯૧ ની હતી.

**કેમ્બેલના ટાપુ**—ન્યૂઝીલેંડની દક્ષિણે તદન એકાંત ભાગમાં આ ટાપુ સમુદ્ર સપાટીથી ૧૪૯૮ ફીટ ઉંચાઈપર છે. એનું ક્ષેત્રફળ ૮૫ ચોરસ મૈલ છે. એની શોધ ૧૮૧૦ માં થઈ હતી. ૧૮૭૪ માં અતરે વેનિસના સંક્રમણ માટે વેધશાળા બાંધવામાં આવી હતી.

**કેમિન્ટઝ-પોડોલસ્ક**—પોડોલસ્કના રશિયન પ્રાંતનું મુખ્ય શેહેર આસ્ટ્રિયન ગેલીસીયાની સરહદપર ઓડીસાની ઉત્તર પશ્ચિમે ૨૪૩ મૈલપર છે. અતરે રોમન કેથોલીક કેથિડ્રલ બાંધેલું છે, તથા આર્મેનિયન દેવળો છે, લોક વસ્તી ૩૬૬૩૦ ની છે.

**કેમિરોન**—આ જર્મન સંસ્થાન આફ્રિકાના પશ્ચિમ કિનારાપર છે. એનું ક્ષેત્રફળ ૧,૩૦,૦૦૦ ચોરસ મૈલ ને લોક વસ્તી ૩૦,૦૦,૦૦૦ ની છે, એનું નામ કેમરુન નદી ઉપરથી રાખવામાં આવ્યું છે. આ નદી ફરનેન્ડો નજદીક બાઇટ ઑવબૅફ્રામાં ૨૦ મૈલ પોહળી બની વહેછે, કિનારાના પ્રદેશમાં ત્યાંના આગલા વતનીઓ રહેછે, હવા યુરોપીયનોને માફક આવે તેવી છે. ૧૮૮૪ માં અતરે જર્મન વાવટો ઉડતો કરવામાં આવ્યો હતો. આ દેશ અતિ ફળદ્રુપ છે. તેમાં એબની, લાલલાકડું, તાડ, ઝાડના વૃક્ષો, હાથીદાંત, કપાસ, ફળફળાદીનો મુખ્ય વેપાર ચાલેછે. નદીની ઉત્તર પશ્ચિમે કેમીરોન પર્વત ૧૩૭૪૬ ફીટ ઉંચો છે.

**કેમિલસ માર્કસ ફ્યુરિયસ**—ઇ. સ. પૂર્વે ૪૦૩ માં આ કુલીન રોમન પેહેલવેહેલા ધર્માધ્યક્ષ તરીકે જાહેર થયો; પણ પછી એણે રોમનોની સરદારી લઇ ૧૦ વર્ષના ઘેરા પછી 'વેહેઇ' ને ઇ. સ. પૂર્વે ૩૯૬ માં તાબે કર્યું. એને પાંચ વેળા રોમનોના ઉપરી તરીકે નેમવામાં આવ્યો હતો, અને એણે પોતાનું કામ અતિ બહાદુરીથી બજાવ્યું હતું. એણે ગૉલ પ્રજાને સખત હાર આપી દેશમાંથી હાંકી મેળી હતી. તે શિવાય એણે અનેક દેશોપર જીત મેળવી ઇટ્રુશિયાપર પૂર્ણ સત્તા સ્થાપન કરી હતી. એનું મરણ ઇ. સ. પૂર્વે ૩૯૫ માં નિપજવાથી રોમન પ્રજા અતિ શોક પામી હતી.

**કેમેરા**— (જુઓ ફોટોગ્રાફી યાને છબી પાડવાની વિદ્યા.)

**કેમેરોન વર્નીલૉવેટ**—આ આફ્રિકન મુસાફરનો જન્મ વેમૌથ નજદીક રેડીપૉલ ગામમાં ૧૮૪૪ માં ૧ લી જુલૈએ થયો હતો. ૧૮૫૭ માં એ દર્યાઇ કાફલામાં જોડાઇ મેડીટરેનિયન, વેસ્ટ ઈંડીજ અને લાલ સમુદ્રમાં નોકરી બજાવી હતી, પણ પાછળથી આફ્રિકાના કિનારા તરફ તથા એબેસિનિયન લઢાઈમાં અને ગુલામી વેપારની બંદી માટેની લઢાઇમાં ભાગ લીધો હતો. ૧૮૭૨ માં એને પૂર્વ કોસ્ટ તરફ મોકલેલા કાફલાના ઉપરી તરીકે મોકલવામાં આવ્યો, તેથી એ ૧૮૭૩ નાં માર્ચમાં લેવિંગટનની ખોળ કરવા ઉપડી ગયો ને આગસ્ટમાં તેના મદદનિશોને જઇ મળ્યો, ને તેમને સ્વદેશ પાછા સહિસલામત મોકલી પોતે 'યૂજીજી' વેર વધી ત્યાં વેલિંગસ્ટોનના થોડાંક પત્રો તથા નકાશા ખોળી કાઢ્યાં ને તેમને ઝંજીબાર મોકલ્યા. તે પછી એણે અનેક નદીઓ તથા સરોવરોના મુખની શોધો કરી હતી. ૧૮૭૫ માં તે છેક પશ્ચિમ કિનારા તરફ પોર્ટુગીજ એંગ્યૂલાના સંસ્થાનોવેર જઇ પોંહચ્યો ને ત્યાંથી ઈંગ્લંડ ફર્યો. એનું મરણ શેકારગાહમાં અકસમાતથી ૧૮૯૪માં ૨૬ મી માર્ચે નિપજ્યું હતું.

**કેમેલિઆ**—એક પ્રકારનું વૃક્ષ. એના ઝાડ જેપાનમાં પુશકળ ઉગે છે અને તેપર ઘણાં ફુલો આવે છે. ૧૮૪૦ માં એ જાતનું એક ઝાડ જર્મનીના પલેનિટઝ શેહેરમાં ૧૮૪૦માં પેહેલ વેહેલું લઈ જવામાં આવ્યું હતું. તે

હાલમાં ૫૦ ફીટ ઉંચું થએલું છે. તેનીપર એકી વખતે ૪૦,૦૦૦ ફુલો ઉગી નીકળે છે.

**કેમોરા**—નેપલ્સમાં આગળ એ નામની એક મંડળી હસ્તી ધરાવતી હતી. તેના સભાસદો 'કેમોરીસ્ટ' તરીકે ઓળખાતા. તેઓએ વર્ષો વેર દેશમાં લુટ ચલાવી પ્રજાને ભારે ત્રાસ પોંહચાડયો હતો. તેમના એકઠા મળવાના મુખ્ય ઠેકાણા દરેક જાણીતા શેહેરોમાં હતા, પણ ખુદ નેપલ્સમાં તેવા ૧૨ મથકો હતા, અને તે દરેક ટોળીનો એક સરદાર મોટી સત્તા ધરાવતો હતો, અને તેઓ ચોકસ ઉપજ ઉપર બળજબરીથી કર નાખી તે ઉપજાવી શકતા હતા. આ ટોળીમાં દાખલ થનારને ક્રૂસ ઉપર હાથ મેળી નિમકહલાલી તથા મંડળીના કામો તથા મુકામ ખાનગી રાખવાની હરહડતી કસમો આપવામાં આવતી. તે પછી તેને ખાનગી શિક્ષણ આપી એ અજબ કૃતિની છરીઓ આપવામાં આવતી, જેથી પોતાની મંડળીના તેઓ એક મેક સભાસદ સામે ઓળખાન કરી શકતા. બીજા ફરડીનાન્ડના અમલમાં આ ટોળીપર ચાંપતી દેખરેખ રાખવામાં આવી હતી. પણ બીજા ફ્રાન્સીસના વખતમાં આ ટોળીના મુખીઓને પકડી પાડી તેમને દેશનિકાલ કર્યા હતા. પણ તે પછી આ મંડળી કેટલીક મુદત વેર અતિ છુપી રીતે હસ્તી ધરાવતી હતી, છતાં એક વેળા બીજી સરકારના સમયમાં તેણે નેપલ્સની મ્યૂનિસીપાલીટી ઉપર મજબૂત કાબુ મેળવ્યો હતો.

**કેમોસ લુઈસડી**—આ પોર્ટુગલનો મહાન કવિ લીસબનમાં ઇ. સ. ૧૫૨૪ માં જનમ્યો હતો. ૧૫૩૭ માં એ કોઇમ્બ્રાની નાહની યૂનિવરસિટીમાં એક ગરીબ વિદ્યાર્થિ તરીકે મુફ્ત શિખવા દાખલ થયો હતો. તે વેળા ૩ જા જૉને કરેલા નવા સુધારાથી ગ્રીક, લેટીન ભાષા ઉપરાંત કેમોસને વધારે શિખવાનું મળ્યું હતું. એના મિત્રો એને ધર્મ સંબંધી શિક્ષણ આપવાના તરફેણમાં હતા પણ તે માર્ગ એણે પકડયો નહિ. જ્યારે એ યૂનિવરસિટીમાં હતો તે વેળા એણે Amphitrious' નામનો એક કાવ્ય ગ્રંથ લખ્યો હતો. ૧૫૪૨ માં એ લીસબન પાછો ફર્યો, ત્યાં એ 'ડોનાકેથેરિના એટાયડી' નામની સુંદર કુમારીકાના પ્યારમાં પડયો, પણ તેતેણીના માતાપિતા કેમોસ સાથે લગ્ન કરી આપવા સખત વિરૂધ હોવાથી આ કવિ તેણીના મોત વેર તેણી તરફ વફાદાર રહ્યો. તે પછી એણે સ્યૂટા ખાતેના લશકરમાં નોકરી મેળવી, બે વર્ષ નોકરી બજાવી પણ તેમાં એણે જમણી આંખ ખોઇ હતી. ૧૫૫૦ માં એ ફરી લીસબન જઇ રહ્યો. ત્યાં મિત્રો વચ્ચે ઝગડો થતાં એના હાથે એક ધણી જખમી થવાથી એને બંદીખાનું ભોગવવું પડયું, પણ હિંદુસ્થાન જનાર ઉમેદવાર તરીકે તૈયાર થવાથી એને છોડી મેલવામાં આવ્યો. ઇ. સ. ૧૫૫૩ માં કેમોસ ગોવા ખાતે જઇ પુગો. ત્યાં એણે કીર્તી સાથે સારૂં દ્રવ્ય પ્રાપ્ત કર્યું, અને ત્યાંજ એણે પોતાના The Lusiads ના ૬ દફતરો લખ્યાં. વળી ત્યાં એને કેટલીક વખતે હાંદેસા વચ્ચે આવી પડવું પડયું હતું, તેમજ એક વેળા પોતાના કવિતાના ગ્રંથો શિવાય સર્વે દ્રવ્ય દર્યાના તુફાનમાં ખોઇ અતિ નિર્ધન સ્થિતિમાં આવતાં ૧૬ વર્ષની લાંબી મુદતે તદન કંગાલ હાલતે પોતાને દેશ પાછો ફર્યો. તે વેળા એની સ્થિતિ અતિ કંગાલ હોવાથી તે તદન ભાગેલા દીલે રહેવા લાગો. એક સમે એક શખસ તેની પાસે જઇ બોલ્યો "મને વચન આપ્યા મુજબ હજી તમે તે કવિતા બનાવી કાં નહિ આપી?" તેના ઉત્તરમાં આ કવિ બોલ્યો "જ્યારે હું કવિતા બનાવતો હતો ત્યારે જુવાન હતો, તે વેળા મને પુરતો ખોરાક મળતો હતો, કુટુંબને હું ચાહતો હતો, તેમજ મારા મિત્રો અને સ્ત્રીઓ મારા પ્રત્યે ધણો પ્રેમ ધરાવતીઓ હતી, અને તેથી કવિતાઓ બનાવવાને હું ધણો ઉમંગી હતો. હવે મારામાં તે ઉમંગ રહ્યું નથી, અને મનની શાંતિ પણ નથી." કેમોસ

પોતાના મરણના થોડા સમય પેહેલાં એવી તો કંગાલીયત પામ્યો હતો કે, તેને પોતાના નિર્વાહ માટે પોતાના વિશ્વાસૂ નોકર 'એનટો નિગ્રો,' જે 'જાવાનો એક રહીશ હતો તેની મેહેનત ઉપર આધાર રાખવો પડતો. તે નોકર રાત્રે ભીખ માંગતો અને આવી રીતે ભિક્ષા વૃતિથી મળેલી રોટલીથી પોતાના દુર્ભાગી દુઃખી શેઠનું ભુખમરામાંથી રક્ષણ કરતો હતો.

કેમોસ જેવા મહાન કવિની દુઃખી દુર્ભાગી જંજાલ અને વિટંબણા તથા બેદરકારીથી ભરપૂર કંગાલ જીંદગીનો જ્યારે અંત આવ્યો ત્યારે તે એટલો બધો તો અભાગ્યો નિવડ્યો કે તેને તેનો નિમકહલાલ નોકર એન્ટો નિગ્રોને હાથે મરણ સમયે આંખ બંધ કરવા જેટલો પણ દિલાસો મળતાં અટકાવવામાં આવ્યો હતો. એનું મરણ એક જાહેર ઑસ્પીટલમાં ઇ. સ. ૧૫૮૦ માં ૧૦ મી જુને જ્યારે નિપજ્યું, ત્યારે તેના પ્રત્યે તે સમયે એટલું તો બેદરકારપણું બતલાવવામાં આઆવ્યું હતું કે કોઇએ તેના મોતની ખબર જાણવાની સદીઓ વેર દરકાર વટીક કરી નહોતી. પણ છેક રહી રહીને ઈ. સ. ૧૮૭૯ માં એની યાદગારી રાખવા માટે પોર્ટુગલે સ્તુતિપાત્ર કામ બજાવ્યું હતું.

**કેરકેડી**—ફાઇફનું આ બંદર શેહેર 'ફ્રર્થઑફ ફ્રેર્થ' શાયર ઉપર એડીનબર્ગની ઉત્તરે ૧૫ મૈલપર છે. એનું બંદર નાહનું અને છાલકું છે પણ ત્યાં મોટી ગોદી છે અને બીજી મોટીગોદી ૧૮૯૨ માં બાંધવામાં આવી હતી. અતરે સુતર તથા જુટની મીલો છે. તથા તહેંવાર કાપડ પણ ત્યાં વણાયછે, અતરેનો 'જાહેર પાર્ક' ૧૮૯૨ માં ખુલ્લો મેળવામાં આવ્યો હતો, વસ્તી ૧૮૪૧ માં ૫૭૦૪ ની, ૧૮૭૧ માં ૧૨૪૨૨ ની ને ૧૮૯૧ માં ૧૭૩૨૪ ની હતી.

**કેર્ડ સર જેમ્સ**—એનો જન્મ સ્ટ્રેનરેઅરમાં ૧૮૧૬ માં થયો હતો. એણે એડીનબર્ગ ખાતે કેળવણી લીધી હતી. પ્રથમ એણે ટાઇમ્સમાં લખાણ કરવા માંડયાથી પ્રસિદ્ધતામાં આવ્યો અને તે વર્તમાન પત્રે એને ખેતીવાડીના લખાણો કરનારના મુખીની જગા આપી હતી, ૧૮૫૬-૫૭ માં એણે પાર્લામેંટમાં લીબરલ પક્ષ તરફથી બેઠક મેળવી હતી, અને ૧૮૬૪ માં આ દેશની ખેતીવાડીનો મોટો સત્તાધિકારી જાણકાર તરીકે પ્રસિદ્ધતા પામ્યો હતો. ૧૮૬૩ માં સમુદ્રમાંથી માછલી મારવા માટેના હક્ક માટે નેમાયલા બાદશાહી કમીશનના પ્રમુખ તરીકે નેમવામાં આવ્યો હતો. ૧૮૮૨ માં કે. સી. બી. નો એલકાબ પામ્યો હતો. મરણ ૧૮૯૨ માં ૯ મી ફેબ્રુવારીએ નિપજ્યું હતું.

**કેરનરવૉન શાયર**—ઉત્તર વેલ્સનો એક પ્રાંત. એની ઉત્તરે આયરીશ સમુદ્ર, પૂર્વે ડનબીગ શાયર, દક્ષિણે કાર્ડીગનનો અખાત અને પશ્ચિમે કારનરવૉનનો અખાત છે. એની લંબાઇ ૩૪ મૈલ ને પોહળાઇ ૨૩ મૈલની છે. ક્ષેત્રફળ ૩૭૯ ચોરસ મૈલ છે. આ ભાગ વેલ્સમાં સર્વેથી વધારે પહાડી અને તે બ્રિટનમાં ઉંચામાં ઉંચી ટેકડીઓથી ભરપૂર છે, તેમાં ઉંચામાં ઉંચા પર્વતનું શીખર ૩૫૭૧ ફીટ ઉંચું છે. અતરે ઓટ, બાજરી વગેરે ધાન્ય પાકેછે. મુખ્ય પેદાશ ઢોરોની છે. આ પશુઓ માટે પર્વતોમાં ઘાસચારાના મોટાં મેદાનો છે. આ દેશનો અરધો અરધ ભાગ ખેતીવાડીથી ભરપૂર છે, દેશમાં સર્વત્ર નાહના ઝરા તથા નાળાંઓ ફરી વળેલાં છે. મુખ્ય નદી 'કૉનવે' ૧૦ મૈલ વેર નૌકાગમન લાયકની છે અને તે ઉત્તર સરહદપર વહેછે.

દેશમાં ખનિજ ઉત્પત્તિ ત્રાંબુ, શીસું, પારો, કોલસો જસ્ત, સ્લેટ વગેરેની છે. ૧૮૦૧ માં લોક વસ્તી ૪૧૫૨૧ ની, ૧૮૮૧ માં ૧,૧૯૩૪૯ ની ને ૧૮૯૧ માં ૧,૧૮૨૦૪ ની હતી.

**કેરનરવૉન**—કેરનરવૉન શાયરનું આ મુખ્ય શેહેર એસ્ટરની પશ્ચિમે ૬૯ મૈલપર છે. ૧ લા એડવર્ડે અતરે ૧૨૮૨ માં એક ગંજાવર કિલ્લો બંધાવ્યો હતો, તેનું મોટું ખંડીયર

નજરે પડે છે. કિલ્લાની દેવાલ ૭ થી ૯ ફીટ જાડી હોઇ તે ૩ એકર જમીન રોકે છે. મોટો દરવાજો ચારમેહેરાબો તળે છે. એના બંદરમાં ૪૦૦ ટનના વહાણો દાખલ થઇ શકે છે. અતરેથી મુખ્ય સ્લેટ, પથ્થર અને લોઢું પરદેશ મોકલવામાં આવે છે. અતરે લોઢા તથા પિત્તળના કારખાનાઓ છે. ૧૮૫૧ માં લોક વસ્તી ૮૯૭૪ ની, ૧૮૯૧ માં ૯૮૦૪ ની હતી. શેહેરથી અર્ધા મૈલપર સાત એકરની જગામાં આગલા રોમન શેહેરના ખંડીયરો છે. સેન્ટો નદીના ડાભા કાંઠાપર એક રોમન કિલ્લો છે. આ કિલ્લો હજી આગલી હાલતમાં ૧૧ ફીટ ઉંચો રહેલો છે, ને તેની દેવાલ ૬ ફીટ જાડી છે. 'નૉર્થ વેલ્સ' ના કુંવરનું આ ૮૭૩ વેર મથક હતું. ૧૨૮૪ માં અતરે પેહેલ વેહેલો અંગલો નૉર્મન શાહજાદો જનમ્યો હતો, જે પાછળથી બીજા એડવર્ડને નામે જાણીતો થયો હતો. ૧૨૯૪ માં વેલ્સ લોકોએ આ શેહેરનો મોટો ભાગ બાળી નાખ્યો હતો.

**કેરન્સ અર્લ**—આ બાહોશ કાયદા શાસ્ત્રી તથા વકતાનો જન્મ ઇ. સ. ૧૮૧૯ માં આયરલંડમાં કૌન્ટી ડૌન ખાતે થયો હતો. એણે ડબલીન ટ્રિનિટી કૉલેજમાં અભ્યાસ કરી ૧૮૪૪ માં મીડલ ટેમ્પલ ખાતે ધારા શાસ્ત્રી તરીકે કામ આરંભ્યું અને ૧૮૫૨ માં પાર્લામેંટમાં દાખલ થઇ વકતા તરીકે પ્રસિદ્ધતા મેળવી હતી.

૧૮૫૮ માં એ સોલીસીટર જનરલ થયો અને ૧૮૬૬ માં લૉર્ડ ડર્બીની સત્તા તળે એટર્ની જનરલ નેમાયો હતો. તે પછી વડા 'જડજ'ની જગા મેળવી. ૧૮૬૭ માં બેરનનો એલકાબ મેળવ્યો. ૧૮૬૮ માં લૉર્ડ ચેનસેલરની જગા મેળવી. ૧૮૭૪ માં વાઇકૌન્ટ ગરમાઇલ અને ૧૮૭૮ માં અર્લકેરન્સનો એલકાબ મેળવ્યો. થોડાં વર્ષ સુધી ઉમરાવની સભામાં એ હતો. મરણ ૧૮૮૫ માં બર્નમૌથ ખાતે ૨ જી એપ્રેલે નિપજ્યું.

**કેરબો.**—'આ ધાતુની ઉત્પંતિ ઝાડપાન યા ઉપધાતુના વર્ગમાંથી છે, તે વિશે મત ફેર છે. હાલના વિદ્વાનો તેને ઉપધાતુના વર્ગમાં મુકેછે. તે કાચ જેવું પારદર્શક રંગનો હોયછે. ડૉબ્રૂસ્ટરે કેરબાને સૂક્ષ્મ દર્શક યંત્ર વડે તપાસી જણાવ્યું છે કે તે કોઇ જાતનો પથરો નથી પણ ઝાડપાનની વસ્તુ છે," એવું મત બાંધવાને કારણ એ મળયું કે આ ચીજમાંથી ઝાડની છાલ, પાતરાનાં કટકા અને કેટલાક ઝીણા જીવડા મળી આવ્યાં હતા, તે ઉપરથી અનૂમાન કરી શકાયછે કે તે કોઇ આગલા જમાનાના ઝાડનો ચીક અથવા ગુંદર હશે, અને તે જ્યારે નરમ હશે ત્યારે ઉપર જણાવેલી ચીજો તેની સાથે વળગી ગઇ હશે. વળી એવું પણ માલમ પડેછે કે જે જાતના ઝીણા જીવડા કેરબા મધે બંધ થયલાં દિસેછે તે જાનવરો ઘણું કરીને ઝાડના થડ ઉપર બેસતા હોય અથવા છાલમાં વસતા હોયછે.'

'કેરબાને સળગતાં વાર લાગતી નથી, અને બળતી વેળા તેમાંથી ખુશ સુગંધીત તથા સફેદ ધુમાડો નિકળેછે. પાણી કરતાં તે સેહેજ ભારી હોયછે, તેથી તે દર્યા યા નદીને તળીયે પડેલા રહેછે.

કેરબો દેખાવે રાજમને મળતો ચળકાટ ધરાવેછે. તેને કાચના વાસણમાં મેળી ગર્મી આપતાં તેમાંથી એક તર્હાંનું તેલ નિકળેછે, અને વાસણની બાજુ ઉપર સોય જેવી ઝીણી પાસાદાર ગાંગરી વળગી રહેછે, આ ગાંગરીને 'સૅસીનિક આસિડ કહેછે.

કેરબો પાણીમાંથી તેમજ સૂકી જમીનમાંથી પણ જડી આવેછે. સોપારી અથવા અખરોટના કદથી તે મોટા નારીયળ જેવડા કદના ગોળા જૂદી જૂદી જગાએથી જડી આવેછે, અને તેના કકડા જેમ મોટાં હોયછે તેમ તેની કિંમત સારી ઉપજેછે. નદી કિનારાપર તેમજ તેને તળીએથી અને વળી ખડકોમાં ભરાઇ રહેલા હોય ત્યાંથી શોધી કાઢવામાં આવેછે.

આ પદાર્થ મુખ્ય કરી યૂરોપ, અમેરિકા, આસ્ટ્રેલિયા, એશિઆ, રશિયા, પોલાંડ, ગ્રીક લેંડ, સાઇબિરિયાના દેશો, બાલ્ટીક સમુદ્ર તથા હુકાંગની ખીણમાંથી મોટા જથ્થામાં મળી આવેછે.

કેરબાની ખાણો બાલ્ટીકના કિનારાપરના વિશાળ ભાગમાં આવેલી છે, જ્યાં તે રેતી તથા મતોડીના ૨૦ ફીટ પડ તળેથી જડેછે. આ પડની નિચેથી પ્રથમ તો 'સલ્ફેટ ઓફ આયર્ન, તથા ધાતુઓના પસરાટ સાથ આમેજ થએલી મતોડી મળી આવેછે, અને તેની અંદર કેરબાનાં ગોળ કડકાઓ વિંટળાયલા હોયછે. આગળ એક કેરબાનો ૧૮ રતલ વજનનો મોટો કકડો હાથ લાગો હતો, કે જેની કિંમત ૨૨,૫૦૦ રૂપ્યાની ઉપજી હતી. બીજો મોટો કકડો જે જડયો તે બરલીનના સંગ્રહસ્થાનમાં મુકવામાં આવ્યો છે, એ કકડો ૧૩ ઇંચ લાંબો, ૮½ ઇંચ પોહળો ને ૬ ઇંચ જાડોછે, તેનું વજન ૧૩ રતલ છે, જે જમીનદારને જમીનમાંથી તે મલ્યો તેણે ૧૫૦૦ રૂપ્યે તે વેચ્યો હતો પણ હાલમાં તેની કિંમત ૨૦,૦૦૦ ની અંકાયછે.

બાલટીક સમુદ્રના કિનારા ઉપર આવેલા રશિયાના ભાગમાં એ ઘણે ઠેકાણેથી ખોદી કાઢવામાં આવેછે, તેમજ દર્યાના કિનારા અથવા અંદરના ખડકોમાંથી એ જણસો એકઠી કરી લેવા માટે તે શોધી કાઢનારાઓ નાહની નાહની હોડીઓમાં બેસી પોતાને કામે નિકળે છે, અને પોતાની પાસે રાખેલા લાંબા વાંસ વડે જમીનને વળગેલા કેરબા છુટા કરી વિણી લે છે. ત્યારે કેટલાકો પાણીના ઉછળતા મોજાથી કિનારા ઉપર આવી પડેલા વિણી લીયે છે. દર્યામાં તોફાનની વખતે ઉછળતા મોજા કેરબાવાલા ખડકો સાથે અથડે છે અને તેના જોરથી તે જણસો પોતાના મૂળમાંથી નિકળી સમુદ્રના કિનારા આગળના ભાગમાં પાણીમાં તરતી રહે છે. તુફાન શાંત થતાં કેરબા એકઠા કરનારાઓ ચામડાનાં વસ્ત્ર પેહેરી પાણીમાં પડે છે અને ત્યાં કેરબા એકઠા કરવા પોતાની જાળો પાંથરે છે. પણ જ્યાં પાણી ઉંડું હોયછે ત્યાં તેઓ જાળો સાથે અંદર ઉતરી જાયછે.'

'ઘણા ખરા ખરબચડા કેરબા જર્મનીનાં ડેનઝીક અને કોનિસબર્ગ બંદરો તરફ ઘસડા ઇ જાયછે, જ્યાં તે જણસો વેચવાનો વેપાર મુખ્ય કરી યાહુદી વેપારીઓએ પોતાને હાથ રાખ્યો છે.

ડેનમાર્કના પશ્ચિમ કોસ્ટાપર અને સ્વિડનના દક્ષિણ પૂર્વ કોસ્ટાપર પણ કેરબા મળી આવે છે. કોઇ કોઈ વખતે ઈંગિલંડના સફોક પ્રગણાનાં એલ્ડબરો શેહેરની નજદીક દર્યા કિનારા ઉપર પણ મોજા ઉછળવા સાથે કેરબા આવી પડે છે.

સિસીલીના ટાપુમાં તથા ઇટલીના એલોના શેહેરની નજદીકમાં સુંદર જાતના કેરબા મળે છે.

ગેલિસ્યા, શિલેસ્યા, રૂમાનિયા અને તેની આજુબાજુંના બીજા કેટલાક ભાગોમાંથી પણ વખતો વખત એ જણસો જડી આવે છે.

ઇટલીમાંથી મળી આવતા કેટલાક કેરબા તેઓની ઉપર વાદળીયા રંગનું જે તેજ મારી નિકળે છે તેને માટે તે જાણીતા છે. એ જૂદી જૂદી જાત તથા રંગનાં પણ મળે છે. કેટલાક કેરબા ફિક્કા અથવા તદન સફેદ રંગના હોયછે અને કેટલાક રાતાઘેરા રંગના હોયછે.

બરમામાં આવેલી કેરબાની ખાણો અસલી રીત મુજબ બરમીસો ખોદતા હોવાથી તેમાંથી જોઈએ તેટલા જથ્થામાં તે મળી આવતા નથી.

હુકોંગની ખીણમાંથી 'મળતા કેરબા નરમ બલુ રંગના મટોડી સાથે અછાદિત હાલતમાં મળે છે. જેના અકેક કકડાનું કદ નારીયળી જેવડું હોયછે. તે રંગે પારદર્શક શેરીવાઇનના જેવો હોયછે.

કેરબો અનેક ઉપયોગમાં આવેછે. કેરબાને અળસીના તેલમાં પિગળાવીને તેનું એક જાતનું સુંદર અને ટકાઉ રોગાન બનાવવામાં

આવે છે. એક લોઢાના વાસણમાં કેરબાને મેળી તેને ગરમીથી પિગળાવી બીજા વાસણમાં કકડાવેલા અલસીના તેલને પિગળેલા કેરબાપર રેડી તેને એક રસ બનાવી થંડુ પાડી તેમાં તરપેનટાઇન ઉમેરે છે. બે રતલ કેરબામાં ૨૦ ઔંસ અલસીનું તેલ ને બે રતલ ટરપેનટાઈન તેલ જોઇએ.

કેરબાને ઉનના કપડાપર ઘસવાથી તેનામાં એક અજાયબ ખાશીયત ઉત્પન્ન થાય છે અને તેમાં લોહચુંબક જેવી શકિત પેદા થાય છે.

ઉંચી જાતના કેરબાની તર્હેવાર જાતની ઉપયોગી ને સોભાઇતી ચીજો બનાવવામાં આવે છે અને હલકી જાતના કેરબા ઔષધિ તથા રસાયણી ઉપયોગમાં લેવાય છે.

તુર્કસ્થાનના લોકો હુક્કાની નળીપર કેરબો જડે છે. તે એવી સમજથી કે ઝેરી હવા ચૂસવાની તેનામાં શકિત છે.

હિંદુસ્થાન તથા તુર્કસ્થાનના લોકો પીળા રંગના કેરબા પસંદ કરેછે.

કેરબાનું વારનીસ બનાવવા માટે અર્ધા રતલ કેરબામાં ૪ ઔંસ તરપેનટાઇન નામી અરધા કલાક વેર કેરબાને પિગળવા દેવો. તેમાં ૧૩ તોળા સફેદ રાળ ગરમ કરીને નાખવી, અને અર્ધો રતલ ગરમ અળસીનું તેલ નાખવું. જે જગાપર કેરબો ઘણો સસતો મળી આવે છે ત્યાં આ વારનીસ સસતામાં બને છે.

કેરબાની ઉત્પંતિ વિશે એવી **દંતકથા** છે કે 'જોવ'યાને મોટા દેવનો કોપ 'ફિથોન' ઉપર ઉતર્યો, અને તે વિજળીના એક ઝટકાથી માર્યો ગયો, ત્યારે તેની હેલીયાની નામની બે બેહેનોને ભારે ગમ ઉપજ્યો. તેઓએ નદી કાંડે જે ગમનાં આંસુ વર્સાવ્યા તે નદીમાં પડતાં બંધાઇ જઇ કેરબા બન્યા.

કેરબાની હરડી પેહેરાવ્યાથી નજર લાગતી નથી એવો દેશીઓમાં વેહેમ હોવાથી ખસુસ કરી તેના ઝીણા દાણાની હરડી બચ્ચું નાહનું હોય ત્યારે પેહેરાવે છે. પરહેજગારો કેરબાના દાણાની હરડી બંદગી કરતીવેળા ઉપયોગમાં લીયે છે.

**કેરમાન**—ઇરાનની સલતનતમાંનો એક પ્રાંત. એની પૂર્વે મકરાન અને સિસ્તાન, પશ્ચિમે લારીસ્તાન અને ફારસ, દક્ષિણે ઇરાની અખાત છે. એનું ક્ષેત્રફળ ૬૫,૦૦૦ ચૌરસ મૈલ છે, ભૂમિનો મુખ્ય ભાગ પહાડી હોવાથી ઝાઝો ફળદ્રુપ નથી. સપાટ ભાગમાં તમાકુ, કપાસ, કેસર, મજીઠ, ગુંદર અને ફળફળાદી અતીશય ઉત્પન્ન થાયછે. ત્યાંની પ્રજાનો મુખ્ય ધંધો ભરડવાનો છે, લોક વસ્તી ૫,૫૦,૦૦૦ ની છે.

મુખ્ય શેહેર 'કેરમાન' અથવા 'સરજામ' છે, તેને બેહેરામ ચોથાએ સ્થાપ્યું હતું એમ કેટલાક તવારીખ નવેશો જણાવેછે, પણ તે અનુમાનને ખોટું પાડતા ક્ષત્રોઈ હાએ ઈરાનમાં નીચે મુજબ ખુલાસો કર્યો છે,

'તારીખે ગજીદે પ્રમાણે 'બખતે કેરમ નામના સરદારે તે સ્થાપ્યું હતું. તેના કેરમ નામ ઉપરથી એને કેરમાન નામ મળયું હતું. આ ધણીનું અસલ નામ 'હફ્તવાદ' અથવા 'હફ્તાન બોખ્ત' શાહનામા અને કારનામે અર્દેશર બાબેગાન પ્રમાણે હતું. તેને કેરમાન નામ ફીરદોશીની નીચલી વાત ઉપરથી મળેલું દિસેછે. તેની છોકરી કજરાન શેહેરમાં બીજી બેહેનપણીઓ સાથે દરરોજ એક ટેકડી પર પોતાનું કાતવાનું રૂ લઇ જતી હતી, એક દહાડે બપોરે જમવાનો વખત થતાં તેણીએ રૂ ના સૂતરનો દાબડો બાજુએ મેલ્યો, અને પાસેના ઝાડ ઉપરથી પડેલું એક પાકું સપરચંદ ઉઠાવી ખાવા થકી ભાંજીયું તેમાંથી એક કીડો (કરમ અથવા કેરમ) નીકળયો. તેણીએ હળવેથી તેને આંગળા વડે બહાર કાઢી દાબડામાં મેળયો. જમીને આવતાં જોયછે તો પેલા કીડાએ પેલા દાબડામાં ફરી ફરીને વીટલાઇને ઘણાક તારો છુટા પડેલા દીઠા તેથી તેણીનું કાતવાનું કામ સેહેલ થઇ પડયું અને બીજી છોકરીઓ કરતાં તે દિવસે સૂતરનું કામ ઘણુ

ઉતર્યું, તેણીએ તે કીડાની માવજત કરવા માંડી અને તે પોતે વધારે કામ કરવા શક્તિવાન થઈ, તેથી તેણીનો બાપ દરરોજ વધારે પૈસા કમાવા લાગ્યો, અને તે કીડા (કરમ)ની બરકતથી તવંગર થયો, ને છેલ્લે પાદશાહ થયો તેને અર્દેશર બાબેગાને મુશકેલીથી હરાવ્યો. એ કીડાની બરકતથી તે વધ્યો માટે તેણે તેની પરસતેશ કરવા માંડી, ત્યારે તે કરમ ઉપરથી તેને કેરમ નામ મળ્યું, અને તેણે સ્થાપેલા શેહેરને કેરમાન એટલે કેરમનું શેહેર એમ નામ મળ્યું."

ખુદ કેરમાન શેહેર ઇસ્પહાનની દક્ષિણ પૂર્વે ૩૬૦ મૈલપર છે. આગલા વખતથી આ શેહેર વેપારનું મુખ્ય મથક ગણાય છે, પણ ઇરાનમાં થએલા અસંખ્ય ફેરફારોના મારાથી પડી ભાગયું છે. તોય ત્યાં ગલીચા, શાલ, વગેરેના મોટા કારખાનાઓ હોવાથી તેનો બોહોળો ઉદ્યોગ ચાલે છે. લોક વસ્તી ૩૦૦૦૦ ની છે.

કેરમાનમાં વણાતી શાલ તથા સેતરંજી ખુબસૂરત દેખાવ અને બારીક ખુમાસને માટે બહુ વખણાય છે. એનો ઉઠાવ તર્કીના મુલકમાં પુશકળ થાયછે. (જુઓ ગાલીચા)

આ કેરમાની શાલો કાશમિરી શાલની બરોબર ઉતરે છે. કેટલીક શાલો મરીનાના જેવી જાડી પણ વણવામાં આવે છે. હલકી કેરમાની શાલો કોન્સટન્ટીનોપલમાં અને ઉંચા કુમાસદાર માલનો ઉઠાવ મશદ, તેબ્રિઝ, શીરાજ અને બગદાદમાં થાયછે.'

કેરમાનની શાલો આગળ તમામ એશિઆમાં મશહૂર હતી પણ તેની પડતી સાથે તેના ઉદ્યોગની પણ પડતી થવા આવી છે. એક સદીની ખુનખાર લઢાઇઓ પછી આ દેશ પાછો ટટાર થયો તેટલાં ત્યાંના આ પુરાણા ઉદ્યોગની જગા કાશમિર અને અમરીતસરની શાલોએ પુરી હતી. તો પણ ધીમે ધીમે હાલમાં તે પાછો સજીવન થઈ આબાદ હાલમાં આવે છે.

હલકી કીસમની શાલો જે કોન્સટન્ટીનોપલ જાયછે તેના ત્યાંની સ્ત્રીઓ પેહેરવાનાં વસ્ત્રો બનાવે છે. ચઢતા પ્રકારની શાલો ઇરાનમાં દર ચોરસવાર દીઠ ૧૨૦ રૂપૈયે વેચાય છે. સફેદ શાલો બીના ઉનમાં વણવામાં આવે છે. અતરેની શાલો ઉત્તમ બનવાનું કારણ એ છે કે, કેરમાનના મેંઢાઓનું ઉન બહુજ ચઢતા પ્રકારનું હોયછે, અને બીજા મુલકોમાં અહીંના જેવા મેંઢા ઉછેરી શકાતાં નથી.

૧૭૯૪ માં આ શેહેર આગા મહમદે અતીશય કુન્હે બળથી સર કર્યું હતું. તે વખતે ચાલેલી મોટી લુટ અને ખૂનખાર લઢાઇથી આ શેહેરનો મોટો ભાગ નાશ પામ્યો હતો. કિલ્લાવાલો થોડો ભાગ હાલ ઠીક વસાયલો છે.

**કેરમાનીસુવા**—આ વનસ્પતિના બિયાં અફઘાનિસ્થાન તથા ઇરાનથી હિંદુસ્થાનમાં આવે છે. એના ફુલમાંથી એક અર્ક નિકળે છે તે સ્ફટીક રૂપે સફેદ હોય છે. એને 'સાન્ટોનિન'ને નામે ૧૮૩૦ માં રશિયન તબીબ આગસ્ટસ આમોસે શોધી કાઢયું હતું; પણ તે આગમજ એની શોધ થયા છતાં તે પ્રસિદ્ધતા પામ્યું નહોતું. આ અર્ક ફુલમાં બે ટકા પ્રમાણમાં મળે છે. જેમ કળી ફુલીને ખીલે છે તેમ તેમાં રસ ઓછો નિકળે છે. હિંદુસ્થાનમાં હાલ એ તદન જાણીતું કરિયાણું થઇ પડયું છે.

**કેરમાનિયા**—એશિઆ માઇનરના એક ચોક્કસ ઉંચા સપાટ પ્રદેશને આપવામાં આવેલું નામ. આ પ્રદેશ ત્યુરૂનના પર્વતનો ઉત્તર ભાગ છે. એ ઘણું કરી કાનિઆના પ્રાંતને લગતો ભાગ ગણાય છે.

**કેર્ માર્થન શાયર**—સૌથ વેલ્સનો એક સમુદ્ર કાંઠેનો પ્રાંત. એની લંબાઇ ૪૫ મૈલ અને પોહળાઇ ૨૫ મૈલની છે. ક્ષેત્રફળ ૯૪૭ ચો. મૈલ છે. પૂર્વ અને ઉત્તર ભાગ પહાડી છે. તેમાં બેકન પર્વત ૧૨૫૯૬ ફીટ ઉંચો છે. મુખ્ય નદી 'ટૉય' છે. કે જે ૯૫ મૈલ વેર વહે છે. કૌન્ટીની મુખ્ય ઉપજ કોલસો, લોઢું, ત્રાંબુ, શીસું, સ્લેટ, ચુનો,

કાળો માર્બલ, વગેરેનો મુખ્ય ચાલે છે. તેમજ ટીન, લોઢું, ધાન્ય, ઢોરો, ઘોડાં, મેંઢા, માખણ વગેરે માલ અત્રેથી પરદેશ રવાના કરવામાં આવે છે. મુખ્ય કારખાના ઉન તથા ચામડાના છે. ૧૮૦૧ માં લોક વસ્તી ૯૭,૩૧૭ ની છે, ૧૮૪૧ માં ૧,૦૬,૩૨૯ ની, ને ૧૮૯૧ માં ૧,૩૦,૫૬૬ ની હતી. મુખ્ય ભાષા વેલીશ બોલાય છે. અતરેથી પાર્લામેંટમાં બે સભાસદો જાય છે.

**કેરમાર્થન**—કેરમાર્થન શાયરનું આ મુખ્ય શેહેર હૉય નદી ઉપર કેરમાર્થનના અખાતથી ૯ મૈલપર છે. શેહેર નજદીક લોઢા તથા ટીનકામનાં કારખાનાં છે. અતરેથી સ્લેટ, ટીનપલેટ તથા ઢોરો પરદેશ મોકલવાનો ઓહોળો વેપાર ચાલે છે. ૧૮૬૧ માં લોક વસ્તી ૧૦,૫૨૪ ની ને ૧૮૯૧ માં ૧૦,૩૦૦ ની છે.

**કેરવાન**—આ ટયુસનીનું મજબુત કોટવાલું સુંદર શેહેર ખુલ્લા મેદાનમાં મુખ્ય રાજધાની શેહેરની દક્ષિણે ૮૦ મૈલપર છે. આ શેહેર ઇ. સ. ૬૭૦ માં ઉકબા નામે વીરપુરૂશે સ્થાપ્યું હતું, તેની ત્યાં કબર આવેલી છે, શેહેર આસપાસ પેગંમબરના અનુયાયીઓની સુંદર કબરો છે, હાલમાં એ શેહેર ફ્રેન્ચ સરકારને તાબેછે, અત્રે ત્રાંબાના વાસણ, ગલીચા અને ચામડાની ચીજો બનાવવાનાં કારખાનાં છે. લોક વસ્તી ૧૦,૦૦૦ થી ૧૫૦૦૦ ની છે.

**કેરલ**—આ પ્રાંત મલબારના કિનારાપર કલીકટની આસપાસ હોઇ, તેનો કેટલોક ભાગ મદ્રાસ ઇલાકામાં અને કેટલોક ભાગ ત્રાવણકોરના મહારાજાના તાબામાં છે. ભારતિયગ્રંથમાં સહદેવના દિગ્વિજય સમયે તેને આ દેશ એજ દિશામાં જડયો હતો એમ વર્ણન કરેલું છે, અને પાંડવોની આગમજ 'ચંદ્રહાસ્ય'નો પિતા 'સુધર્મીક'એ અતરેનો રાજ્યકર્તા હતો એમ પણ ઉપલા ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે. પશ્ચિમ કિનારાને 'કેરલ' અથવા મલ્યવર એવી સંજ્ઞા હોઇ 'માલ્યવર' માંના વ ને ઠેકાણે 'બ' બની મલયબર=મલબર= મલબાર એ હાલના દેશનું ચાલુ નામ છે.



**કેરલ**—બંગાલના દક્ષિણ પશ્ચિમ પોલીટીકલ એજંટના તાબા તળેનું એક નાહનું રાજ્ય. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૫૧૨ ચૌરસ મૈલ હોઇ ત્યાંની પ્રજા જંગલી હાલતમાં વસેછે. વાર્ષીક ઉપજ રૂ ૧૦૦૦૫ ની થાયછે, લોક વસ્તી ૬૮૦૦૦ ની છે, કેરલ એ મુખ્ય રાજધાની શેહેર છે.

**કેરસાસ્પ**—આ મહાન બળવાન ઇરાની પેહેલવાન ફરેદુનની ઓલાદનો હતો. એનો પિતા થ્રીત અથવા તૂરગ કાબુલનો પાદશાહ હતો, બુનદેહેશમાં એની વંશાવળી આ મુજબ આપેછે, ફરેદુન–તૂજ–દુરોશસ્પ—સ્પએન્યસ્પ તૂરક–સામ–થ્રીત–કેરશાસ્પ–નરીમાન–સામ–જાલ–રૂસ્તમ; પણ શીરદોશી મુજબ કેરશાસ્પ ગરશાસ્પ જણાવી તેનું ખાનદાન જમશેદ તૂર–શિદસ્પ–તુરગ–સામ—અક્ષત—ગર્શાસ્પ જણાવે છે. આ રીતે વંશાવળીમાં ફેર પડવાનું કારણ 'તૂર' અને તુજના મળતા શબ્દોની ભેળથી થએલી છે.

કેરશાસ્પે પોતાના પરાક્રમથી દુન્યામાંથી નાપાકીનો નાશ કરી જાદુગરોને જેર કર્યા હતા. એના મોટા પરાક્રમોમાં એક કામ 'કમક' નામના મુરગને મારવાનું ગણાય છે. આ પક્ષી જ્યારે વર્સાદ વરસતો ત્યારે સર્વ પાણી પાંખપર ઝીલી દર્યામાં જઇ ખાલી કરતો, તેથી દુન્યામાં દુકાળ પડતો. તેને કેરશાસ્પે તિરો વડે વિંધી નાખ્યો હતો.

તેમજ એણે 'પથન' નામના ૭ લુટારાઓને માર્યા હતા. આ લુટારાઓ કદે એવડાતો મોટા જણાવવામાં આવે છે કે દર્યાનું પાણી તેમના ગુઠણવેર આવતું હતું અને તેઓ દર્યાઇ માછલીને પકડી સૂરજ સામે ધરી ભુંજી ખાતા હતા. વળી કેરશાસ્પે સરવર નામના અજદહાને માર્યો હતો. એ સર્પ એવડો તો મોટો હતો કે તેને જમીનનો ભાગ સમજી તેની પીઠપર કેરસાસ્પે પોતાનું ખાણું પકાવવા ચુલો સલગાવ્યો.

અગ્નિથી દાઝતાં સાંપે હીલચાલ કરવા માંડતા કેરસાસ્પે તેને સર્પ તરીકે ઓળખી મારી નાખ્યો હતો.

રામયત મુજબ પોતાના ભાઈ ઉર્વાક્ષને હિતાસ્પે મારી નાખ્યો તેનીપર ભાઈનું વેર લેવા એણે હિતાસ્પ સાથે લઢાઇ કરી તેનો પ્રાણ લીધો હતો. એણે ગંધર્વ દેવને પણ પોતાના બેહદ બળના પરાક્રમે માર્યો હતો. તે શિવાય કેરશાસ્પે નિવીક અને દાસ્તયનના દુષ્ટ પુત્રોનો પ્રાણ લીધો હતો, તેમજ દાનના તેવાજ દુષ્ટ છોકરા વેરશને પણ મારી નાખ્યો હતો. વળી એણે ઘણી પરીવાલા 'પિતઓન'ને માર્યો હતો. કેરશાસ્પે આવા આવા અનેક મહાન પરાક્રમો કીધા પછી તેનાથી એક એવું પાપ થયું કે તેને દોજખની શિક્ષા થઈ હતી.

તે વખતના જરથોસ્તીઓમાં એવું સત્ત હતું કે ચુલે વાસણ મેળી બંદગી કરતાં આતશ રોશન થતો હતો. એક વેળા ઉપલી રીતે કેરશાસ્પે આતશ રોશન કરી ખાણુ પકાવવા માંડયું ત્યારે અહરેમને જમીનમાંથી ચુલા હેઠળ છિદ્ર પાડી તે વાટે આતશપર પાણી છોડવા માંડયું જેથી રોશન આતશ બુજાઇ જવા લાગો. આથી કેરશાસ્પે ગુસ્સે થઇ આતશપર પોતાનો ગુરજ માર્યો જેથી તે આતશ જંગલમાંના પહાડ, પથ્થર, લોહું વગેરે પદાર્થોમાં પરાગંદે થઈ ગયું ને તેથી તે આતશ દરવંદોને હાથ ગયો. જેથી આતશ નશાપાનીથી હેરાન થવા માંડયો. જ્યારે કેરશાસ્પ મરણ પામ્યો ત્યારે ખુદાએ તેને દોજખની શિક્ષા કરી, આથી તે વેળા અહૂરમજદની દરબારમાં બેહેલા અર્દીબેહેસ્ત, ગોશોરૂન અને જરથોસ્તની સનમુખ આવી અહૂરમજદને પોતાના ભલા કામોની યાદ આપી દોજખની શિક્ષાથી છુટકારો માંગ્યો. આથી અર્દીબેહેસ્તે તેના ગુન્હાના ફળ તેને ચાખવા જોઇએ એવું જણાવ્યું, પણ ગોશોર્વંને કેરશાસ્પથી જેહાનને થએલા ફાયદા વર્ણી તેના માટે માફી ચાહી અને પછી જરથોસ્તે 'આતશની સંભાળ ગુશતાસ્પ તથા જામાસ્પને લેવાની હું ગોઠવણ કરીશ' એવું જણાવી કેરશાસ્પની રસ્તાખેજ વેળાની સેવાની અગત દર્શાવી દોજખથી છોડવ્યો.

કેરશાસ્પનું કાલબુદ દમાવંદ કોહની નજદીકની તદન ઉજડ અને નાપીક જમીન કે જ્યાં સુન્નાના પારસની ખાણો છે તેવે ઠેકાણે ૯૯૯૯૯ ફ્રવશીઓ તેની પાસબાની કરે છે. અને તેમની ઉપર 'ફ્રવરદીન ઇજદ' સરદારી કરે છે. આ જગાપર દુન્યાઈ વર્ષ ૧૧૫૭૦ વેર રવાનો તથા ઈજદો પાસબાની કરશે, પણ રસ્તાખેજ નજદીક આવી લાગતાં તેજ વર્ષના ફ્રવરદીન મહિનાના ખુરદાદ રોજે કેરશાસ્પ પાછો સજીવન થશે, અને સોશીયોસની માજદીયસ્ની દીન કબુલી બહાર આવશે કે તે જે વેળા જોહાક બંદથી છુટી પોતાની જુલ્મી પાદશાહી દુન્યાપર ચલાવવા માંડશે, તેને કેરશાસ્પ માજદીયસ્નીદીન કબુલ કરવા કહેશે. પણ તે અહરેમનના ફરેબથી સામો થતાં કેરસાસ્પને હાથે માર્યો જશે. તે પછી કેરશાસ્પ ૩૦૦ વર્ષ દુન્યાપર રાજ્ય અમલ ભોગવશે.

**કેરસાસ્પ ૨ જો**—ઝાબ અથવા જવ પાદશાહ પછી એ ઈરાનની રાજ્ય ગાદીપર બેઠો હતો. ફીરદોસી મુજબ એ જવનો બેટો હતો. મીરખુંદ કહે છે કે તેનો એ ભાઈ હતો, અને તેની માય તે યાહુદીઓના પેગંબર યાકુબના ભાઇ બેન્જામીનની બેટી હતી. 'મુફાતી અલ કલબુ' નામના ગ્રંથ મુજબ કેરસાસ્પ જવનો જોડયો ભાઈ હતો, અને એ પોતાના ભાઇ સાથે રાજ્ય અમલ ભોગવતો હતો. તબરી' એને જવનો વજીર જણાવે છે. એણે રાજ્યપદ મેળવ્યા પછી અફ્રાશિઆબે ઇરાનીઓપર ચઢાઇ કરી તે વેળા તુરાનીઓ સાથની લઢાઈમાં ઉતરવાનું બીડું રૂસ્તમે ઝડપ્યું હતું. કેરશાસ્પ જેવા ડામાડોળ મનના પાદશાહથી લઢાઇમાં હરકત થશે તેથી એને પદભ્રષ્ટ કીધો હતો. તવારીખે શાહાને ઇરાન મુજબ એણે ઈ. સ.

પૂર્વે ૨૯૯૯ થી ૨૯૯૪વેર પાંચ વર્ષ અમલ ભોગવ્યો હતો. ફીરદોશી એનો રાજ્ય અમલ ૩૦ વર્ષનો જણાવે છે ત્યારે મીરખુંદ પાંચ વર્ષ જણાવે છે.

**કેરસાસ્પસાની**—આ પેહેલવાન રૂસ્તમના પૌત્ર જહાંબક્ષનો પુત્ર હતો. એણે બહમનના અમલ દરમ્યાન પોતાના ખાનદાનની ખરાબી વેળા પોતાના પરાક્રમથી નામના મેળવી હતી.

**કેરા**—આ સુનાની ખાણોવાલો પૂર્વ સાઇબિરિયાનો જીલ્લો ચીટાથી ૩૦૦ મૈલપર અને સેંટપિટર્સબર્ગથી ૫૦૦૦ મૈલપર છે. અત્રેની સુનાની ખાણો રશિયન ઝારની ખાનગી માલેકી તળે અણાય છે. આ ખાણોમાં ૨૦૦૦ કામદારો કામે લાગેલા હોયછે.

**કેરા**—ગુજરાતમાં ભૂજથી માંડવી જવાના માર્ગમાં ભૂજની દક્ષિણે ૧૨ મૈલપર આ કોટ વાલું શેહેર છે. અત્રે કાપડ તથા લોખંડનો બોહોળો વેપાર ચાલે છે. શેહેરમાં પ્રાચીન કાળનાં હિંદુઓનાં મંદીરો તથા ઈસલામી પીરનો રોજો અને કોટનાં ખંડીયરો છે. આ ખંડિયરો કચ્છના લાખા ફુલાણીની રાજ્યધાનિનાં છે. મુખ્ય મંદીર શિવનું જે છે તે ૧૨ મી સદીમાં બાંધવામાં આવ્યું હતું, પણ ૧૮૧૯ ના મોટા ધર્તિકંપના આંચકાથી દેહરાના શિખર શિવાયનો સર્વ ભાગ પડી ગયો છે. પીરનો રોજો ગામની દક્ષિણ પૂર્વે એક ટેકડા ઉપર ગીચ્છ ઝાડોની ઘટામાં છે. આ રોજામાં મસીદ, દરગાહ ને કબર સમાયલાં છે. કબરની સામેની દેવાલ ઉપર કોઇ મોગલ પીરની તથા હસન હુસેન અને મહમદ પેગંબરની તસવીર કોતરેલી છે. ગુલામ અલીશાહ તે પીર સાદરઉદ્દીન જેણે આસરે ૪૨૬ વર્ષ ઉપર કચ્છી ગુજરાતીઓ ને ઇસલામી ધર્મમાં વટલાવ્યા હતા તેમનો વંશજ હતો. આ પીર સાદરઉદ્દીન શીયાપંથનો હતો, અને તેઓ ખોજા ગણાય છે. અત્રેના રોજામાંની કબરો ઓગણીસમી સદીની શરૂઆતમાં કોઇ ખોજાએ બંધાવી છે. ગુલામ અલીએ પોતાના ઇસલામી ધર્મમાં હિંદુ ધર્મની કેટલીક વાતો દાખલ કરી અને તેની બાઈડી અજાનબીબીએ બ્રહ્મ જ્ઞાનના કિર્તનો જોડયાં હતા તે હાલ ચાલુ છે. આ અજાનબીબીએ ચાલુ કરેલું સદાવ્રત હાલમાં પણ ચાલુ છે. આ રોજાનો ઓરસ ચૈત્ર શુદ ૧૧ ને દહાડે ભરાય છે. લોક વસ્તી ૨૧૦૦ ની છે.

**કેરાકલ**—આ વિચિત્ર જાનવર એશિઆના ગરમ પ્રદેશમાં તથા તમામ આફ્રિકાના ભાગોમાં જણાય છે. એ કદે શિયાળનાં જેવડું જ પણ તેથી વધારે જોરાવર હોયછે. એનો રંગ ભૂરા રંગનો હોઇ આંખપર બે ડબકાં હોયછે. તેમજ પેટ તરફનો ને પગ તરફનો ભાગ સફેદ હોયછે. એના બદનપર ઝુમખાદાર બાલના ગુચ્છા કાનવેર ફેલાયલા હોય છે. તેના કાનો ૩ ઈંચ લાંબા હોય છે. આ જાનવર ઘણું ગરમ મિજાજી ને ચપળ હોયછે. એને કેળવ્યો હોય તો તે શેકાર પકડી આપવા માટે અતી ઉપયોગનું થઇ પડે છે.

**કેરાકસ**—સ્વતંત્ર વેનઝુલાનું મુખ્ય શેહેર. લાગ્યૂરાની દક્ષિણે ૬ મૈલ, ને રેલ માર્ગે ૨૪ મૈલ ઉપરછે. એનું બંદર અવિલાના દક્ષિણ ઢોલાવપર સમુદ્ર સપાટીથી ૨૦૩૫ ફીટ ઉપર ૮૬૩૫ ફીટ પોહલું બાંધેલું છે. આ શેહેરમાં રેલ્વે ટ્રેમ, ટેલીફોન, ગ્યાસ વગેરેની સર્વ સગવડો છે. અતરેનો ફીડરલનો મેહેલ અતી રોનકદાર બાંધણીનો છે. ૧૮૯૧ માં લોક વસ્તી ૭૨૪૨૯ ની હતી. એની નજદીકનું એક પરું ૧૮૧૨ માં ધર્તીકંપથી ગરક થતાં તેમાં ૧૨૦૦૦ શેહેરીઓ મરણ પામ્યાં હતા.

**કેરિઆમા**—આ પક્ષી દક્ષિણ અમેરિકાનું વતની છે. એની ચાંચ છેડા ઉપરથી વળેલી હોઇ તેના કપાળપર પિછાંનો ઝુમખો હોય છે. પાંખો નાહની હોવાથી તે ઉડવામાં ઝાઝી કામ આવતી નથી. એની પુછડી લાંબી ને ગોળ હોય છે. એના પંજા વળાદાર અને તિક્ષણ નખવાલાં હોયછે. એ બગલા અથવા ક્રૌંચ કરતાં સેહેજ મોટું હોય છે.

એ રંગે રાખોડીયું અથવા ભૂરૂં હોય છે. મુખ્ય કરી આ પક્ષી બ્રાઝીલ, ગાયના અને પેરેગુઆના લીલોત્રીવાળા મેદાનમાં પુશકલ ફરેછે. એનું માંસ સ્વાદિષ્ટ ગણાય છે.

**કેરિકાલ**—હિંદુસ્થાનમાં ફ્રેન્ચોનું આ એક બીજું મુખ્ય થાણું, કારોમાંડલના કિનારાપર નિગાપટમની ઉત્તરે ૧૨ મૈલપર છે. એનું ક્ષેત્રફળ ૫૩ ચોરસ મૈલ છે. એનું મુખ્ય રાજધાની શેહેર દર્યા કાંઠેથી એક મૈલ પર છે ને તેમાં ૩૪૭૧૯ ની લોક વસ્તી છે. આ મથક ૪ વેળા બ્રિટીશોએ જીતી લીધું હતું. અતરે ચોખાનો મોટો વેપાર ચાલે છે. પ્રાંત-ની વસ્તી ૭૦૫૨૬ ની છે.

**કેરિંગૉરમ**—સ્કૉટલંડમાં મળતા એક પ્રકારના કિંમતી પથ્થરનું નામ. એ દક્ષિણ પશ્ચિમ એબરડીન શાયર માહેલા કેરિંગૉરમ પર્વતમાંથી નિકળે છે. એ રંગે પિળો અથવા બદામી હોયછે. જેમ સ્કૉટલંડમાં તેમજ ઓર્લિઅન્સના ઍાલવટમાં, બોહિમિયા, બ્રાઝીલ, સાઇબિરિયા વગેરે ઠેકાણે તે જડે છે. આ કાચમણીના ઘરેણા અતી સુંદર બને છે. તેમાં પિળા રંગના વિશેષ વખણાય છે.

**કેરિંથિયા**—આસ્ટ્રિયન શેહેનશાહતનું મુખ્ય સરકારી મથક. એનું ક્ષેત્રફળ ૪૦૦૫ ચોરસ મૈલ છે. ૧૮૬૯ માં લોક વસ્તી ૩,૩૭,૬૯૪ ની ને ૧૮૯૧ માં ૩,૬૧,૦૦૮ ની હતી. મુખ્ય નદી દ્રાવીછે, ને ઉંચામાં ઉંચો પર્વત ગ્રોસ ગ્લૉકનર (૧૨૪૫૦ ફીટ ઉંચો) છે. દેશના સર્વ ભાગ પહાડી છે, માત્ર ૧૫ ટકા જેટલો સપાટ ભાગ ખેતીવાડીથી રોકાયલો છે. અત્રે ઢોરો તથા ઘોડા ઉછેરી તે પરદેશ રવાના કરવામાં આવે છે. એનું મુખ્ય શેહેર 'કલિંગ ફોર્થ' છે કે જે ૧૩૩૫ માં આસ્ટ્રિયનોને તાબે આવ્યું હતું. વસ્તીનો ૩૦ ટકા ભાગ ગુલામી (સ્લોવનીયન) વંશનો છે. બાકી જર્મન અને પાંચ ટકા પોર્ટુગીજ છે.

**કેરીઅર જેન બેપટીસ્તી**—ફ્રેન્ચ પ્રતિનિધી ઓની મંડળીનો આ જુલ્મી સભાસદનો જન્મ ૧૭૫૬ માં થયો હતો. એ ૧૭૯૨ માં ફ્રેન્ચ પ્રતિનિધી મંડળમાં દાખલ થયો એણે રાજ્ય ક્રાંતિવેળા આગેવાન ભાગ લઈ રાજાને ગરદન મારવામાં મુખ્ય ભાગ લીધો હતો. ૧૭૯૩ માં એને પશ્ચિમ ભણી નાન્ટીસમાં મીશન સાથે મોકલ્યો જ્યાં તે વેળા દેશની માહો માહેની લઢાઇ ઉઠી હતી. આ સમયે કેરીઅરને પોતાની ક્રૂર ઇચ્છા લોહિથી તર કરવાની તક મળી. જે વેન્ડીયનો હારીને એને તાબે થયા તેમાંના ૯૪ પાદરીઓને દેશનિકાલ કરવાની સજા કરી અને તેમને એક વહાણમાં ભરી ભરદર્યે મોકલી મધરાત્રે વહાણનું ગાબડું કાઢી સર્વેને ડુબાડી માર્યા હતા. તે પછી ૨૫ સ્ત્રી પુરૂષોને એકમેક સાથે બાંધી લાયર નદીના પાણીમાં ડુબાડી માર્યા હતા અને તેનું નામ 'સ્વતંત્રતાના ભોગ' આપ્યું હતું. વળી ૫૦૦ રાજદ્રોહિ બંધવાઓને નાન્ટીના પુલ પાસે એકદમ કતલ કર્યા હતા. એણે તે સમયે એક માસ વેર જે તપાસ કરી તે દરમ્યાન ૧૬૦૦૦ રેહવાશીઓના પ્રાણ લીધા હતા. આ વેળા લૉયર નદીના પાણી એવાંતો બગડી ગયાં હતાં કે તે પિવા તથા રાંધવાના ઉપયોગમાં લેવાની સખત મનાઇ કરવી પડી હતી. એની આવી ક્રૂર વર્તણુકથી મૉન્ટિનટોળી પડી ભાગી ને તેથી એને પેરીસ તેડી ત્યાં એનો જાહેરમાં ઇન્સાફ કરી એને ૧૭૯૪ માં ૧૬ મી ડીસેંબરે મારી નાખવામાં આવ્યો હતો.

**કેરીએલીસ**—આ અમેરિકન બાનુ લેખકનો જન્મ ૨૬ મી એપ્રેલ ૧૮૨૦ માં ઓહિઓમાં સિનસ્નેટી ખાતે થયો હતો. ૧૮૫૨ થી આ બાનું ન્યુયૉર્ક જઇ રહી અને ૧૮૭૧ માં ૧૨ મી ફેબ્રુવારીએ મરણ પામી. એલીસે અનેક ગ્રંથો, વાર્તા, નિબંધો અને બિજાં પરચુરણ લખાણો ખુદરતી તુરંગથી રચ્યાં હતાં, અને તેથી તેની ચિતાકર્ષક અલંકારીક ભાષા ભારે વખાણ પામી હતી. એના સર્વે ગ્રંથોમાં ઘરસંસારી જીંદગીના વિચારો જાબજા મળી આવે છે.

**કેરીસબ્રુક**—આયસલ ઑફ વાઇટનું આ

ગામ ન્યૂપોર્ટની દક્ષિણ પશ્ચિમે ૧ મૈલ પર છે. અતરેના કિલ્લામાં ૧૪૪૭-૪૮ માં પેહેલા ચાર્લસને બંદીવાન કરવામાં આવ્યો હતો. તેમજ તેના છોકરા પ્રિન્સ હેન્રિ અને પ્રિન્સેસ ઇલીઝાબેથને પણ ત્યાં રાખ્યા હતા. ઇલીઝાબેથ અંતરેજ મરણ પામી હતી. કિલ્લામાંનો એક કુવો ૨૦૦ ફીટ ઉંડો છે.

**કેરેકટાકસ**—અથવા 'કેરાટાક' એ બ્રિટનપર ઈ. સ. ૪૩ થી ૫૦ વેર રાજ્ય અમલ ભોગવી ગયો હતો. એના અમલમાં રોમન પાદશાહ કલડિઅસે ઇ. સ. ૪૩ માં પોતાના ચાર સરદારોને લશકર આપી ટાપુપર ચઢાઇ કરવા મોકલ્યા. કલાડિઅસના સરદારોએ એસેકસ પ્રગણાથી તે હેમ્પશાયરવેર અગ્નિ દિશાનો દેશ જીતી લઇ તેને રોમ સાથે જોડી નાખ્યું આથી કેરેકટસે ટાઈન નદીની દક્ષિણમાં વસતી પ્રજાની મદદ મેળવી ઈ. સ. ૪૭ માં સામો થયો. પણ તેમાં એ હારીને વેલ્સમાં જઈ ભરાયો. પણ તેનું કુટુંબ દુશમનોને હાથે કેદ થયું. એ પોતાની ઓરમાન મા કારટિસ્માંડુઆ (બ્રિગાંટેસ જાતની રાણી) ના રક્ષણમાં જઇ ભરાયો પણ તેણીએ એને દગાથી કેદ કરી શત્રૂને સોંપ્યો. જેઓએ એને ઇ. સ. ૫૧ માં પોતાને દેશ લઇ જઈ આબરૂ ઇજ્જતથી રાખ્યો હતો. જ્યાં એ ઇ. સ. ૫૪ માં મરણ પામ્યો.

**કેરેંગેલા**—મદ્રાસ ઇલાકામાં ચીંગલપટ જીલ્લામાં ત્રીચના પલ્લીથી મદ્રાસના માર્ગમાં છે. મદ્રાસની દક્ષિણ પશ્ચિમે ૪૯ મૈલપર છે. ૧૭૮૦ માં કેપટન ડેવિહડની તુકડીએ આ ગામ જીતી લીધું હતું.

**કેરેસાનિ**—* "એ હોમ પાલાની ક્રિયા દાખલ કરનાર હોમનો હરીફ થાયછે. વેદનો કૃશનુ જે સોમપાલા ઉપરનો દેવતા હતો તેને એ કેરેસાની સાથે સરખાવવામાં આવે છે. જેમ ઘણાક વેદીક દેવતાઓ ઇરાનીઓ ના છુટા પડવા પછી ઇરાની યજદોના વેરી ગણાયા હતા, તેમ એ કેરેસાનિ અથવા કૃશનુ પણ ગણાયો. હવે પેહેલવી તર્જુમામાં આ શબ્દ 'કલસ્યાકહા' કરી આવેછે, તેનો તર્જુમો કરતાં નઇર્યોસંઘ એ શબ્દ ખ્રિસ્તી ધર્મને માટે ગણે છે. હવે જે જમાનામાં એ હાઃ લખાયો તે જમાનામાં તો ક્રાઇસ્ત અને તેના ધર્મની હસ્તી પણ નહોતી. માટે પેહેલવી સરેહ કરનારાઓએ કેરેસાનિને ક્રાઇસ્ત સમજવામાં ભુલેલા લાગેછે. એનું મરણ ડૉકટર ઉવેસ્ત કહે છે તેમ એવું દીસે છે કે પેહેલવીમાં સાસાનિઅન જમાનામાં ઇરાન ઉપર અવાર નવાર રોમન શહાનશાહતનાં પૂર્વ ભાગ તરફથી હુમલો આવતો, જે ભાગના લોકો ખ્રિસ્તી હતા. ખ્રિસ્તી રોમન શાહનશાહો સાથે સાસાનીઆન પાદશાહોને વારે ઘડીએ લઢાઇ થએલી. શાપુર જેવા નામીચા પાદશાહે વળી વેલેરીઅન જેવા રોમન શાહાનશાહને શિકસ્ત આપેલી. તેથી ઈરાનીઓને ખ્રિસ્તી માટે દુશમન તરીકે ખરાબ મત બેઠેલું. એટલા માટે તેઓ હોમના એ હરીફ કેરેસાનિને એ બે શબ્દોનાં સરખાપણાં ઉપરથી 'કલસ્યા કાહા' એટલે ક્રાઇસ્ત અથવા ખ્રિસ્તી સમજવા લાગા. સાસાનિઆન વખતનાં પેહેલવી લખનારાઓએ પોતાનાં દેશ દુશમનોને રોમ તરફથી આવતા જોયા અને તેઓએ સીકંદરને વિષે સાંભળ્યું કે તેણે ઇરાન દેશને અને તેની દીનને નુકસાન કરેલું તેથી તેઓએ સિકંદરને પણ પોતાના પુસ્તકમાં રૂમી બનાવી દીધો અને તેથી તેઓ જ્યારે તેને માટે બોલે છે ત્યારે તેને રૂમી ગણેછે. હવે બહમન યષ્ટ (બાબ ૨-૧૯)માં એક ઠેકાણે 'અકન્દગરે કીલાસ્યાકીહ' કરી શબ્દ આપેછે જેને એક બુરો આદમી ગણેલો છે. અહિં કીલાસ્યાકીહ શબ્દ તે ઉપલો કેરેસાનિ માટેનાં પેહેલવી શબ્દ 'કીલાસ્યાકીહ'જ છે. અહિં સેકંદર (આદગર) ને વળી ખ્રિસ્તી કહ્યો છે તે પણ કાળ અને જમાનાની ભૂલ છે કારણ કે સેકંદર તો ક્રાઇસ્તની ઘણી આગમજ હતો.

* શમશુલ ઓલમાં એરવદ્દ જીવનજી મોદીકૃત અવસ્તાના વિશેષ ના. ફરહંગ આધારે.

એનું કારણ એ છે કે એ સાસાનીઅન પેહલવી લખનારાઓનાં જમાનામાં ખ્રિસ્તીઓ તેઓના મુલકપર પશ્ચિમ ભણીથી હુમલો લાવતા અને સીકંદર પણ એ પ્રમાણે લાવેલો એવું તેઓએ સાંભળેલું તેથી તેઓ પોતાનાં વખતમાં સેકંદર માટે બોલતાં તેને પણ ખ્રિસ્તી ગણી એમ લખી ગયા છે. બહમન યષ્ટમાં બીજે ઠેકાણે (બા. ૩–૩,૫,૮) પણ એ ફીલીસ્યાકીહ શબ્દ આવેછે તે પણ ખ્રિસ્તીઓનો ઇશારો છે.

**કેરો**—ઇજીપ્તનું આ પ્રાચીન પાયતખત શેહેર નાઈલ નદીના જમણા કાંઠાપર અલેકઝાન્ડીયાથી રેલ માર્ગે ૧૩૧ મૈલ પર છે. હાલમાં આ શેહેર ૧૧ ચોરસ મૈલ રેતાળ મેદાનપર ઉભું છે. ઈ. સ. પૂર્વે ૫૨૫ માં ઈજીપ્તમાં કેમ્બેસીસની સત્તા પછી નવું બેબીલોન બાંધવામાં આવ્યું. તે હાલનું જુનું કેરો શેહેર હતું. રોમન રાજ્ય સત્તા વેળા અતરે લશકરનું મુખ્ય મથક હતું. ઇ. સ. ૬૩૮ માં આરબોએ આ નવું બેબીલોન જીતી લીધું હતું. ૧૨ મી સદીમાં કેરો શેહેર મેમ્ફીસથી આણેલા વિશાળ પથ્થરોથી બાંધવામાં આવ્યું હતું. ઇ. સ. ૯૭૨ માં નવા શેહેરને અલકયસર (અલકાહિરો) યાને અજીંક્ય ઉપરથી મીસર નામ આપ્યું ને તેને ઇજીપ્તનું પાય તખત બનાવ્યું. શેહેરના રક્ષણ માટેનો કિલ્લો સલાઉદ્દીને ૧૧૬૬ માં બાંધ્યો હતો કે જે કિલ્લો હાલમાં ૧ મૈલનો વિસ્તાર રોકે છે.

કેરો શેહેરના હાલ બે ભાગ બનેલા છે. જુનાને 'ફોસ્તાત' ને નવાને અલકાહીરો કહેછે. જુનું શેહેર સાંકડા માર્ગપર આવેલું છે. હાલનું કેરો અથવા કાહિરો ૯૬૮ માં બંધાયું હતું. શેહેરનો વિસ્તાર ૨૧ મૈલનો છે. અતરેની મોટી મસજીદ આગલા વખતના એક ખ્રિસ્તી દેવળ ઉપર બાંધેલી હોઇ તે ૪૦૦ સ્થંભો પર ટેકાવેલી છે. આ ગામમાં બાંધેલી નેહેરમાંથી કિલ્લામાં પાણી પોંહચાડવામાં આવેછે. હાલનું નવું કેરો શુશોભિત બાંધણીનું હોઇ પર્વતની તળેટીમાં વસાયલું છે. મુસલમાનોએ મીસરપર અમલ બેસાડયા પછી તેમના ખલીફાની ગાદી આ શેહેરમાં સ્થાપન થઇ. હાલમાં આ શેહેરથી એક મૈલપર નેલ નદી વહેછે અને તેનું બંદર 'બુલાક' નામે છે. નવું કેરો ચક્રાકાર આકારમાં બંધાયલું હોઇ તેનો ઘેરાવો ૮ મૈલને સુમારે છે. શેહેરમાંથી કાલિશ નામે નેહેર પસાર થાય છે તે ૧૫ થી ૨૦ ફીટ પોહળી છે.

જામીયા અજહરની રોનકદાર મસજીદમાંની ધર્મજ્ઞાનની પાઠશાળા ઇ. સ. ૯૮૧ માં સ્થાપન કરવામાં આવી હતી તેમાં ૨૦૦૦ વિધાર્થીઓ ભણે છે. અતરેની અલહાકીમની મસજીદ ૯૯૦ માં બાંધવામાં આવી હતી. તે શિવાય શેહેરમાં રમત ગમતના તથા હુન્ન ઉદ્યોગના અનેક ઠેકાણા તથા ઇમારતો શોભઇતી બાંધવામાં આવી છે. નાઇલને કાંઠે શ્રીમંતોના મેહેલો, બરાખો, ઇસ્પીતાલ, ટંકસાળ, દારૂખાનાનું કારખાનું વગેરે છે. આફ્રિકામાં આ સર્વેથી મોટું ને કોન્સટન્ટીનોપલથી બીજે નંબરનું ગણાયછે. અતરે રેલવે ટેલીગ્રાફ વગેરે અલેકઝાન્ડીયા, ઇસમાલીયા, સુએઝ, પોર્ટસૈયદ અને અપર ઇજીપ્ત સાથે જોડી નાખવામાં આવ્યા છે, ૧૮૮૨ ની લઢાઇ પછી કેરોમાં બ્રિટીશ લશકરે પડાવ નાખી ઇજીપ્તમાં પોતાનું મુખ્ય મથક બનાવ્યું છે. ૧૮૮૨ માં લોક વસ્તી ૩,૭૩,૮૩૮ ની હતી જેમાં ૨૧,૬૫૦ પરદેશીઓ હતા. ૧૮૯૨ માં ૪,૦૦,૦૦૦ ની વસ્તી હતી.

**કેરો**—અલેકઝાન્ડર કૌન્ટીનું આ મુખ્ય શેહેર ઓહિઓ અને મીસીસિપી નદીના સંગમ ઉપર સેંટલુઇસની નીચે ૧૮૭ મૈલપર છે. ઓહિઓ ઉપર ઉત્તર દક્ષિણ સમાંતરમાં ૧૮૮૮ માં બાંધેલા સ્ટીલના પુલ પાછળ ૫૦,૦૦,૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો. આ શેહેર આગળ રેલથી અનેક વેળા જોખમાયું હતું. આ સખ્ખાબંધ કારખાના, કસ્ટમ હૌસ,

દર્વાઇ ઇસ્પીતાલ વગેરે છે. ૧૮૬૮ માં લોક વસ્તી ૨૧૮૮ ની ને ૧૮૯૦ માં ૧૦,૩૨૪ ની હતી.

**કેરોડાન**—બ્રાઝીલના ખડકવાળા ભાગમાં વસ્તું પ્રાણી, આ રૂવાંવાળું પ્રાણી છે, અને તેનો રંગ કાબરચિત્રો હોયછે. એના પેટ તરફનો ભાગ સફેદ હોયછે, ત્યારે પીઠપરના કોઇ વેળા તપકિર્યાં બાલ હોયછે.

એનીજ જાતનું પણ એથી વધારે જાણીતું પ્રાણી પાટાગોનિયાના કિનારા તરફના દીઆયરના બંદર તરપ વસે છે. એ કદે ૯ ઈંચ લાંબુ હોયછે. આ પ્રાણી પાળી શકાય તેવું છે. એની માદા એકી વેળા બે જોડ બચ્ચાંનો જન્મ આપે છે. તે તરફના ખંડીયરો અને ગીચ્ચ ઝાડીમાં કેરોડાન છુપાયલા મળી આવે છે. વિદ્વાન ડાર્વીનના જણાવા મુજબ 'મેગેલીન'ની સામુદ્રધૂનિ આગળ પાટાગોનીયાના ઈંડીયનો નાહનાં બચ્ચાના ઝભા તથા બીજા વસ્ત્રો એની ચામડીના બનાવે છે.

**કેરોલક્ષ્મણ છત્રે**—આ પ્રસિદ્ધ ગણીત, જ્યોતિષ અને સૃષ્ટી જ્ઞાન શાસ્ત્રીનો જન્મ મુંબઇની દક્ષિણે ૨૬ મૈલપર અષ્ટાગર પ્રાંતમાં નાયગામમાં સમુદ્ર કાંઠે ઈ. સ. ૧૮૨૪ નાં મે માસમાં થયો હતો. એ કાષ્યપ ગોત્રી ઋગવેદી ચિત્તપાવન બ્રાહ્મણ હતો. એણે ઈંગ્રેજી ભાષાનો અને બીજા શાસ્ત્રનો અભ્યાસ મુંબઇની એલ્ફીન્સટન ઇનસ્ટીટયુટમાં સંપાદન કર્યો હતો.

કેરોલક્ષ્મણ પ્રોફેસર આર્લિબારનો પ્રિય શિષ્ય હતો. ઇ. સ. ૧૮૪૦ માં કોલાબાની દીવાદાંડીપર અંતરિક્ષના ચમતકાર અને લોહ ચુંબકનો અનુભવ મેળવવા માટે વેધશાળા સ્થાપન કરવામાં આવી તેની શરૂઆત પ્રોફેસર અર્લિબારે કરી હતી. ત્યારે તેના મદદનિશ તરીકે કેરો લક્ષ્મણ નેમાયા હતા. ઇ. સ. ૧૮૫૧ ના જુનમાં પુના સંસ્કૃત પાઠશાળાને ઠેકાણે પુના કૅાલેજની સ્થાપના થઇ, તે પછી કેટલેક મહિને તે શાળામાં મરાઠી તથા નાર્મલ સ્કુલ એ ભાગમાં સૃષ્ટિશાસ્ત્ર અને ગણિત શીખવવા મદદનીસ શાસ્ત્રીની જગા કેરો લક્ષ્મણને મળી. કૅાલેજના નૅાર્મલ સ્કૂલનો ભાગ જૂદો થતાં તેના મુખ્ય શિક્ષક કેરોલક્ષ્મણ હતા, અને તે પછી વર્ષોવેર સુપરીટેનડન્ટ તરીકે નેમાયા. તે વેળા આ વિદ્યાલયને વ્હર્નાકયુલર કૅાલેજ કહેતા (હાલની ટ્રેનિંગ કૅાલેજ). તેજ વેળા કેરોલક્ષ્મણ ઈંજીનિઅરીંગ કૅાલેજમાં સૃષ્ટિ શાસ્ત્રના ભાષણ કર્તા તરીકે નેમાયા હતા. ૧૮૬૫ માં પૂના કૅાલેજના ગણિત તથા સૃષ્ટિ શાસ્ત્રનાં પ્રોફેસરની જગા મળી હતી. આ કૅાલેજ તે પછી ડેકન કૅાલેજને નામે જાણીતી થઇ. ૧૮૭૯માં કેરો લક્ષ્મણે પેનશન લીધું તે વેળા તેમને રૂ ૧૦૦૦નો માસીક પગાર મળતો હતો, તેથી વાર્ષિક રૂ ૫૦૦૦ નું પેનશન મળ્યું હતું. દિલ્લી દરબાર વેળા રાવબહાદુરનો ખેતાબ સરકાર તરફથી મળ્યો હતો. મરણ ૧૮૮૪ માં ૧૯ મી માર્ચે નિપજ્યું.

કેરો લક્ષ્મણે ફ્રેન્ચ અને ઇંગલીશ જ્યોતિષ ગ્રંથ આધારે ગ્રહસાધનના કોષ્ટકો એ નામનો મરાઠી ગ્રંથ રચી ૧૮૬૦ માં છપાવ્યો હતો. તે પેહેલાં આગળ મરાઠી અને સંસ્કૃતમાં એવો એકે ગ્રંથ ન હોવાથી મરાઠી સાહિત્યમાં આ ગ્રંથ પ્રસિદ્ધતા પામ્યો. તે શિવાય તિથી સાધનનો 'તિથી ચિંતામણી' નામે જ્યોતિષ ગ્રંથ રચ્યો હતો; જે કાશીમા છપાયો હતો. તે શિવાય મરાઠી શાળાઓને ઉપયોગી એવા પદાર્થવિજ્ઞાન શાસ્ત્રી, અને અંકગણિત એ બે પુસ્તકો પણ રચ્યાં હતા. કેરો લક્ષ્મણના માહારાષ્ટ દેશમાં હજારો શિષ્યો હાલમાં મોટી યોગ્યતાએ પોંહચેલા છે.

**કેરોલાઇનના ટાપુ**—પશ્ચિમ પેસીફીક માહેલા આ ટાપુઓનો જથ્થો મારશલ અને પેલ્યુનિ વચમાં છે. ક્ષેત્રફળ ૨૭૦ ચૌરસ મૈલ છે. લોક વસ્તી ૨૨,૦૦૦ ની છે. હવા સરદ અને તંદરોસ્તીને બગાડનારી છે અને ત્યાં ચાલુ થંડી હવા વાયછે. પ્રજા મજબુત બાંધાની, ચંચળ, સભ્ય અને શૂરવીર છે.

**કેરોલીન**—આ નામની ચીનાઇ મટોડી અતિ શુદ્ધ પ્રકારની ગણાય છે. એના ચીનાઇ વાસણો બને છે. એ રંગે સફેદ હોયછે. આ મટોડી ગાર, ફેલસ્પાર અને અભ્રકનો બનેલો ગ્રેનાઇટ નામે કણદાર પથ્થર માહેલી 'ફેલસ્પાર'ની તળીએ બને છે. આગળ એ ચીનમાં મુખ્ય કરી મળતી હતી, પણ હાલમાં યૂરોપમાં પણ એના જેવી મટોડી મળે છે. દક્ષિણ હિંદુસ્થાનમાં ત્રીચનાપલ્લી, અર્કાટ, માયસોર, નિજામનું રાજ્ય અને ઉત્તર હિંદુસ્થાનમાં પંજાબ, દિલ્લી અને હિમાલય પર્વતમાં આ મટોડી જડે છે.



( રતનજી ફરામજી શેઠના કૃત. )

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી "સાઈકલોપીડિયા."

## પુસ્તક ૩ જાની

## વિષયાનુક્રમણિકા.

કિંમત રૂ ૩—૦

---

## જન્મ ચરિત્રો.

### પ્રાચીન, અર્વાચીન, ઇરાની, તુરાની તથા હાલનાં જરથોશ્તી વિષે.



૨

### પ્રાચીન, અર્વાચીન, આર્યનો તેમનાં દેવતા, ધર્મ કથાઓ અને હાલનાં હિંદુઓ સંબંધો.

## પ્રાચીન અર્વાચીન અને હાલનાં મોહમેદનો તથા તેમના ધર્મજ્ઞાન વિષે.



## ખ્રિસ્તી, જ્યુ, ચીના, જેપાનીઝ, રોમન, અમેરિકન, ગ્રીક વગેરે પ્રજાનાં સ્ત્રીપુરૂષોનાં જન્મ ચરિત્રો તથા તેમનાં ધર્મજ્ઞાન વિષયો.

## જરતોશ્તી ધર્મજ્ઞાન, કથા તથા પરચુરણ વિષયો.



## હિંદુ, મોહમેદન, ખ્રિસ્તી વગેરે ધર્મજ્ઞાન વિષયો.



## ઝાડપાન, વનસ્પતિ, ખેતીવાડી, મૂળીયાં, ફૂલફુલ, પાન, મેવા, અનાજ અને જડી બુટ્ટી વગેરે વિષયો.

---

## જન વર્ણન.

### જૂદી જૂદી કોમોનાં પંથ, મત, ટોળાં વગેરે વિષયો.



---

## વિદ્યાશાસ્ત્રો સંબંધી.

### સંગીત, પીંગળ, રસાયન, ગણિત, જ્યોતિષ વગેરે શાસ્ત્રો.



### વૈદક તથા શારરિક શાસ્ત્ર.



### યંત્ર શાસ્ત્ર તથા ઓજારો અને શોધ.

## ખનિજ પદાર્થ અને ધાતુ સંબંધી.



## ભાષા તથા ગ્રંથો સંબંધી.



## પ્રાણી વર્ણન.



## વિદ્યા, હૂન્નર, કળા કૌશલ્યા સંબંધી.



## રમત ગમત અને વાજીંત્રો વિષે.



## રાહ રસમ, તેહેવાર, ઓધા તથા ખેતાબો વિષે.

## વિવિધ જ્ઞાન સંગ્રહ.



## ભુગોળ સંબંધી.

### નદી, નાળાં, સરોવર, તલાવ વગેરે.



### પહાડો, ગુફા, કિલ્લા અને કુદ્રતિ અદ્દભૂતતા.

## ખંડો, દેશો, રાજ્યો, ઈલાકા, પ્રાંતો, બેટો, દ્વિપકલ્પો, અખાતો, મેદાનો, ખીણો ભૂશિરો વગેરે.

